# પૂર્ણા

[ પ્રયાગરાજના પુણ્ય ઘાટે જેમ પવિત્ર ગંગાજળમાં યમુનાના ઘેરા નીર સાથે લીલાકાર સરસ્વતીના શાન્ત દેખાવ રહિત નીર ભળી ત્રિવેણી તીર્થ રચી ત્રણે જળ એકાકાર બને છે, તેમ આ ભૂમિમાં હિન્દુ-મુસ્લીમ પારસી એ ત્રણેય જાતિઓ એકદિલ બની પૂર્ણા તટને સૌના વિસામાનું પુણ્ય ધામ બનાવે છે ]

—હીરકણુગણ' નવસારી

તંત્રી જ્બુછાકજી પનગજી મહેતા


: પૂર્ણા કાર્યાલય :
: મોટા બજાર :
: નવસારી :

પુ ૧ અંક ૧

ઓગષ્ટ ૧૯૩૧

# વિષયસૂચિ



---

## પૂર્ણા કાર્યાલયના નિયમો

માસિક દર અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થશે તા. ૨૫મી સુધીમાં અંક ન મળે તો કાર્યાલયને સિરનામે પત્ર લખી જણાવવાથી બીજી નકલ મોકલવા વ્યવસ્થા કરવામાં આવશે.

૨ પોસ્ટેજ મોકલ્યું હશે, તો નહિ સ્વીકારાએલા લેખો લેખકોને તરત પરત કરવામાં આવશે.

૩ લેખકોના મંતવ્યો સાથે તંત્રી સમ્મત જ છે એમ માની ન લેવું.

૪ દરેક લેખકોને તેમના છપાયેલા લેખોની પાંચ છૂટી પ્રતો તથા તેમનો લેખ છપાયો હોય, તે અંક મોકલવામાં આવશે.

૫ વાર્ષિક લવાજમ દેશમાં રૂ ૨-૮-૦ અમો માટે રૂ. ૩-૦-૦ અને અન્ય દેશો માટે ૭ શીલીંગ રાખવામાં આવ્યું છે.

---


પ્રકાશક : રમણલાલ પન્નાજી મહેતા, પ્રકાશન સ્થળ : પૂર્ણા કાર્યાલય, મોટા બજાર, નવસારી.
મુદ્રક : ગુલાબભાઈ ભીખભાઈ દેસાઈ, મણિ મુદ્રણાલય, નવસારી, તા. ૧૫-૮-૩૭, પ્રત ૧૦૦૦

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ ઓગસ્ટ ૧૯૩૭ અંક ૧

## શ્રી ગણેશ

અમારી નાનકડી પૂર્ણાને જનતા સમક્ષ સાદર કરતી વેળા, એ વાત અમારા ધ્યાન બ્હાર નથી કે નદીવાચક શબ્દના શ્રવણ માત્રથી

"ગંગા, ગોદાવરી, રેવા, સિન્ધુ, કૃષ્ણા, મહાનદી"

ઇત્યાદિ પવિત્ર નદીઓની આકૃતિઓ આપણી આંખ સામે ખડી થાય છે. જનતાના હૃદયમાં સૈકાઓથી કાયમનું ઘર કરી રહેલી એ સરિતાઓની પહોળાઇનો પાર નથી, ઉંડાઇનો અંત નથી અને લંબાઈનો સુમાર નથી. એ લોકમાતાઓની રમણીય લહાણીનાં સદાવ્રતોથી ભાગ્યે જ કોઈ અજાણ છે. એ મહાવ્રતના અમૃતપ્રસાદે ધરતી તરપત બની છે, રૂગદ્રુપ બની છે, હરિયાળી થઇ છે.

આ પ્રશસ્તિ વાંચી કોઈ કહેશે કે એ સ્વનામધન્ય નદીઓના વિશાળ પ્રવાહોમાં તમારી પૂર્ણા ક્યાંની ક્યાં અટવાઇ જશે. એવી શંકાનો જવાબ કુદરતે કે દહાડાનોય આપી રાખ્યો છે. પૂર્ણા નદી સ્વતંત્ર જન્મી છે, સ્વતંત્ર વહી છે અને સ્વતંત્ર સાગરસંગમે કૃતકાર્યા બની છે. એ અમારો આદર્શ છે. એવું જ અમારૂં જીવન રહેશે. ભારતભૂમિ સમી વિશાળ ભૂમિની તરસ સાત સત્તર કે સીત્તેર જેટલી આંગળીના વેઢે ગણાય એટલી જ નદીઓથી પૂરેપુરી છીપે નહિ. એથી તો કુદરતે હિન્દુસ્થાનમાં નવસો ને નવ્વાણું નદીઓ સરજી છે. એ નવસો ને નવ્વાણુંનાં મહાત્મ્ય પ્રખ્યાત મોટી નદીઓથી ઓછા નથી. બ્રહ્માંડમાં વિરાટ જેટલી જ વામનની અગત્ય છે; અણુને મહત્ સરખું જ સ્થાન છે.

ખંભાતના અખાત અને સાતપુડા પર્વતની વચ્ચેની ધરતી પરશુરામ ભૂમિ નામે પરિચિત છે. એ પ્રદેશપર કુદરતની રહેમ છે. આ વિભાગ ફળે, ફૂલે ધને ને, ધાન્યે ભર્યો ભર્યો છે. અહીં જીવનનિર્વાહની મુશ્કેલીઓ ઓછી છે. એવા ઓછા સંકટવાળા

જીવનમાં ઉલ્લાસ અને આનંદનું અંગ પ્રધાન હોય છે. હાસ્યરસ પ્રિયતા એ સુરતી જીવનની તળપદી ખાસિયત છે. એને સંતોષવી એ પૂર્ણાનો આવશ્યક ધર્મ ગણાશે. તાપીવાપી નામક ભૂમિની ભૂગોળની પૂર્ણા નદી જેમ મધ્યરેખા છે તેમ અમારી પૂર્ણા પણ એ જીવનનું મધ્યબિન્દુ બને એવો અમારો દુરાગ્રહ છે.

ઉભય તટવાસીઓની તરસ છીપાવવામાં વપરાયા પછી વધેલાં પાણી પૂર્ણા નદીએ જુગજુગથી સમુદ્ર મધ્યે ઠાલવ્યાં છે. એ પંથે અમારી પૂર્ણાની ફૂલછાબ માત્ર તટવાસીઓના બારણે જ પહોંચી અટકી ન જતાં તરતી તરતી સાત સાત સાયરોની પાર પહોંચો. પરશુરામ ભૂમિની સમુદ્ર જોડેની દોસ્તી ઘણી જુની છે. આર્યપ્રજા કે નાગપ્રજાના જ્યારે આ ભૂમિ પર પગલાં પણ મંડાયાં ન હતાં, ત્યારેય આ ભૂમિનાં સંતાનો સાગર ખેડતા હતા. આજે પણ અમારા શતસહસ્ત્ર માડીજાયાઓ રંગુન, કોલંબો, જાવા, જંગબાર, આફ્રિકા, ન્યુઝીલેન્ડ અને ફીઝી જેવી પારકી ભૂમિઓમાં વસાહતો બાંધીને રહ્યા છે. એ વસાહતોમા માતૃભૂમિનાં સાહિત્યની સૌરભરૂપ પૂર્ણાની ફૂલછાબ આદર પામશે એવી અમારી આશા છે. અમારી પૂર્ણા સ્વદેશ અને પરદેશવાસી માડી જાયાઓના જીવનની સાંકળરૂપ બનો એવી અમારી પ્રાર્થના છે.

નદીઓના પ્રવાહ મુલકમુલકનાં પાણી ભેગાં કરે છે. આકાશી વાદળાંઓ આલમ-આલમના ઓવારેથી વરાળ વીણી લાવે છે. એ ભેળસેળથી સરિતાઓનાં મીઠાં પાણી કડવાં નથી થતાં. વરસાદની અમૃતધારા વિશુદ્ધ રહી, મધુતર બને છે. આ રીતે અમારી પૂર્ણા પણ સુરતી સંસારસાહિત્ય અને ઈતિહાસમાં વિચરવા છતાં દેશવિદેશની રસધારાઓ ઝીલીઝીલી વાચકોના કરકમળમાં રજુ કરશે.

પૂર્ણાના તંત્રી અને મોટા ભાગના લેખકો નવતર છે એટલે એના સંચાલનમાં ઉણપો આવવા સંભવ છે પણ તે તેમના ઉત્સાહથી ઢંકાઇ જશે. પૂર્ણાનો પરિઘ નાનો છે એટલે એ રસથાળમાં ખાસખાસ પસંદગીની વાનગીઓ જ પીરસાશે. પૂર્ણાનું લવાજમ સસ્તું છે તેથી અમારી ઉમેદ છે કે તે સાહિત્યરસિક સામાન્ય વર્ગના ઘરોમાં પણ પ્રવેશ પામી શકશે.

માસિકની સફળતા જેટલી એના સંચાલકો પર આધાર રાખે છે તેટલી જ તેના ઘરાકો ઉપર પણ આધાર રાખે છે. અમો પ્રાર્થીએ છીએ કે અવલંબન વર્ષે વર્ષે ખરી પડતાં પીંપળાના પાન જેવું નહિ પણ સદાસર્વદા લીલાં રહેતાં કલ્પતરૂનાં પાંદડાં જેવું બનો.

તંત્રી

---

# બિચારો ભગવાન

તમે અધિક શ્રાવણે સુરતમાં ગયા છો કદા ?
દીઠો અખૂટહાર ત્યાં રમકડાં તણો એકદા ?
વિચાર તમને ન ત્યાં સ્ફુરત કે "અરે ઈશ્વર
દિસે રમકડું થયો અબુધ માનવીને કર !"
ચ્હડી કુંભારની ચાકે માટીના ઘાટ છે ઘણા;
તેવા આ માનવી હાથે પ્રભુનાં રૂપ સોગણાં.
ઠીંગુ, ઠગારો; ભરવાડ છોકરો;
રે માછલી ! રે પશુ ભિક્ષ ! વાહરો;
થયો, દિસે ભૂધર હાલ ડોકીલે,
નિત્યે નવા રંગ ધર્યાં દિલે ડિલે.
નથી નિશ્ચિત પોતીકા જેને આકાર આપના,
એ નિરાકારને લોકો પહેરાવે વસ્ત્રો ઘણાં,
યથા કૃષ્ણે ગોકુળમાં પિતાંબર,
જગ હરે ના જતિ શ્વેત અંબર,
ભભૂતિએ – ભૂત નગો દિગંબર;
એકેકથી અન્ય જુદાં મહત્તર.
મૂક્યા છે કલ્પના-ઘોડા ધર્મીએ, કવિએ છૂટા.
તીર્થે તીર્થે પ્રભુઅંગે જુદા જુદા ચટાપટા.
અનાર્યો વચ્ચે જે મલિન જીન કે પ્રેત પલિત
દિસે આર્યોમાં તે વિમળ હરિ સંસ્કાર-મૂરત.
જુઓ એની મૂર્તિ ધૂળ પથ્થર કે ધાતુતણની,
જટાળી, દંતાળી, ગજવદની, અશ્વપગની.
હા ઉમા ઉંઘમાં રહેતી, લક્ષ્મી સોડે ગડે પડે,
ઓચિંતું ભક્તની ધાએ દેવોને દોડવું પડે.
કરીને સુવાને ખગ, વિહગને નીડ નિજના.
હગાયાં ઢોરને પણ વન વિષે નેમ નિજના,
તૂટી ભાંગી તોએ હરિજન કને છે મઢુલીઓ,
ન પોતીકો વાસો દિસત હરિને માત્ર મળીઓ.
કૈલાસે કેટલી ઠંડી ! સમુદ્રે કેટલાં જલ !
પ્રહ્લેમાં કેટલી આગ ! કહો એ પ્રભુનાં સ્થલ.
ખભાંઝ સદા, . કર કાઢવે સડે;
મા બાપ વિષ્ણુ જગ પોષવાં પડે;

મહાદેવને વિશ્વ વિહારવાં પડે;
કદિ ત્રણેને નવરાશ ના મળે.
પોતે માબાપ પૃથ્વિનો એનાં માબાપ કોઈના;
નબાપાને, નમાયાને બેસવા કોઈ દેય ના.
લુંટારૂ દેવી સ્મરી લુંટ આદરે,
શાકતો વદી "ૐ હરિ ૐ" વ્યભિચરે,
બીસ્મીલ્લ બોલી હણતો કસાઈ,
નામે ઈસુને લડતો ઇસાઇ.
સર્વેના પાપ પુણ્યોના પોટલાંઓ વહી રહ્યો;
દિસે સંસારની પેઠે પ્રભુ તો પોઠીઓ થયો.
પ્રલ્લે ભલે બાળમુકુંદ ના મરે,
તે તાંડવે કાલિની પાતળે મરે;
જેને કહો દીનદયાળ દેવતા,
તે કયામતે ક્રૂર હિસાબ માગતા.
સર્વે વિચિત્રતા ભેગી મનસા, વાણી કર્મણા
જેવી જે હોય તો જુઓ પ્રભુની સર્વ કલ્પના.
પીંછી, તથા ટાંકણુ શિલ્પી કેરાં
વા લેખીની કાગળ પત્ર કોરાં
કે ઘેલછા ભક્તિની ઉર્મિએ ચ્હડી;
દેખી બિચારો ભગવાન દે રડી.
"કેવાં એ રૂપ કો જાણે આપવા ઇચ્છશે ત્રણે
બચાવો કોઇ ભક્તો શા દુશ્મનોથી" પ્રભુ ભણે

—પ્ર.

---

## મૃત્યુંજયી માત્રાની શોધમાં

માનવ સમાજના યૌવન કાળના પ્રારમ્ભથી માંડી આજ દિન સુધી માનવજાતિનો એક વર્ગ આ કાયાના ગઢને અમર બનાવવાની શોધ પાછળ ફના થઈ રહ્યો છે. હજારો વર્ષ પૂર્વે માનવ-જ્ઞાનના વિકાસની સાથે તેને આ કાયાને અજરામર બનાવવાની વૃત્તિ જાગૃત થઈ અને અમૃત સંજીવની ગુટીની શોધ કરવા માંડી.

ભારત વર્ષના તપોવનોમાં, અરબની રણભૂમિમાં, ઇજિપ્તને નાગર કાંઠે અને યુરોપના પ્રાન્તે પ્રાન્તે માનવકુલનાં આ વર્ગે પ્રથમ અનુષ્ઠાન માંડયાં હલકી ધાતુમાંથી સુવર્ણ પેદા કરવાનાં, પછી આદરી અજરામર ગુટીની અને કૃત્રિમ માનવી પેદા કરવાની શોધ.

ક્રેઓઓસ્ટ્રો, હરમેસ, ગેબર, આલ્બર્ટસ મેગ્નસ, સેંટ ટુમાસ, ડૉ. જ્હોન ડી. * એમ અનેક નામો વર્તમાન તવારીખને દફતરે નોંધાયાં. કેટલાકે એમને કીમિયાગરો કહ્યા.

કુદરતની સામી છાતીએ ઉભા રહેવાની માત્રા શોધનાર એ મહાતપસ્વીઓના સંઘમાંથી જીવનની અજરામર બુટી કોને લાધી એ તો હજુયે જાણી શકાયું નથી. યુરોપની ભૂમિમાં કીમિયાગર મરલીન કે આર્થરની રહસ્ય કથાઓ કોઇ કવિની કાવ્ય સામગ્રી બનીને રહી છે તો ભારતની ભૂમિપર મહર્ષિ અગસ્ત્ય કે કુરુયુગના મહારથી અશ્વત્થામાની અજરામર કાયાની કથા માત્ર લોકકંઠે જીવે છે. માનવીની અપૂર્વ કલ્પના તેને જીવાડે છે ને તે જીવે છે.

ઇજીપ્ત, અરબની ભૂમિ કે યુરોપ સુવર્ણની શોધમાં હતો. તેને રાખમાંથી સોનાના ચળકાટ ને સોનાની માત્રાઓ ખડી કરવી હતી. તેના કીમિયાગરોએ, રસાયન શાસ્ત્રીઓએ તે પાછળ જીવન ખર્ચ્યાં. ઇસુના જન્મ પહેલાં આ દેશમાં પણ રસાયન-વિદોનો એક સંઘ પારામાંથી × સુવર્ણ અને વજ્રકાય માત્રા બનાવવાનું અનુષ્ઠાન માંડી બેઠો હતો. પણ તેની નેમ, તેની દૃષ્ટિ સુવર્ણના ચળકાટે અટકે તેમ ન હતી. તેને તો માનવ-જાતિમાંથી મૃત્યુ શબ્દને નામશેષ કરવો હતો. અને એ સંઘ વળ્યો રસાયનતત્વો-માંથી યોગતત્વોની શોધમાં. તેણે જીવન ધન ખર્ચ્યાં યોગોપાસનામાં અને તેમ છતાંય રસાયણિક માત્રાઓની શોધમાં પણ તેણે અદ્ભુત સિદ્ધિ મેળવી એ બીના ખાસ લક્ષમાં રાખવા જેવી છે.

આવા સિદ્ધહસ્ત રસાયણશાસ્ત્રીઓમાં નાગાર્જુનનું નામ મોખરે છે. બૌદ્ધ-ધર્મના માધ્યમિક શાખાના પ્રચારક તરીકે નાગાર્જુનનું નામ જાણીતું છે પણ કેટલાક ઇતિહાસવિદો રસાયણ-શાસ્ત્રી નાગાર્જુન અને બૌદ્ધ ધર્માવલંબી મહા-સાધુ નાગાર્જુન એ બે વ્યક્તિઓને ભિન્ન માને છે એટલું જ નહીં પણ આ રસ-વૈદ્ય નાગાર્જુનનો સમય ઇસુની સદીના પણ આરંભ પહેલાં નિદાન સો વર્ષ અગાઉનો ગણે છે.

એમ કહેવાય છે કે ચિરાયુ નામના એક નગરમાં ચિરાયુ નામે રાજા રાજ્ય કરતો હતો. નાગાર્જુન તેનો મંત્રી હતો. તે મહાજ્ઞાની હતો એટલું જ નહીં પણ ઔષધી વિજ્ઞાનમાં તે પ્રખર નિષ્ણાત હતો અને તેની આ શક્તિને કારણે તેણે રાજાને ઔષધીઓના પ્રભાવથી ચિરાયુ બનાવ્યો હતો. આ મંત્રીનો એક સૌથી વધુ લાડકવાયો પુત્ર મરણ પામ્યો તેનો તેને ભારે આઘાત લાગ્યો. ઔષધિઓના પોતાના જ્ઞાન માટે તેને ભારે દયા આવી. પોતાને થએલા આઘાતથી માનવ-જાતિમાંથી મૃત્યુનું દુઃખ ટાળવા અમૃત-બુટી શોધી કાઢવાની તેણે પ્રતિજ્ઞા લીધી અને જીવનના ઉત્તર કાળમાં તેણે એ સાધનાના મંડાણ કર્યાં. તેણે અનેક કીમતી દ્રવ્યો એકઠાં કર્યાં. રસાયણ-વિદ તો તે હતો જ એટલે આ દ્રવ્યોમાંથી તેણે અમૃત-રસ ખેંચ્યો. માત્ર એક જ વસ્તુ તેમાં મેળવવાની બાકી હતી અને તે મળી જાય તો આખી માનવજાતિ મોતના પંજામાંથી બચી

---

* Cheiro's Mysteries and romances of The World's Greatest Occulists.

× ડૉ. સી પી. રેવનું પારદ પરનું રોયલ એશિયાટીક સોસાયટીનું કલકત્તાનું પ્રકાશન.

અજરામર બને તેમ હતું. એ દ્રવ્ય—એ વસ્તુ મેળવવા માટે અમુક સમયની વાર હતી. એ સમયની રાહ જોતો અને માનવ જાતિને મૃત્યુના દુઃખકર પંજામાંથી મુક્ત કરવાના સ્વપ્ન સેવતો તે બેઠો હતો.

આમ મહામંત્રી માનવ–જાતિને અમરબુટ્ટી આપી જવાની ઘડી, પળો ગણતો હતો તેવામાં ચિરાયુ રાજાએ પોતાના જીવહર નામના રાજકુમારનો યુવરાજપદે અભિષેક કર્યો. આ સ્થાને થએલા અભિષેકથી આનન્દ ઘેલો બનેલો રાજકુમાર માતા ધનપરાને નમસ્કાર કરવા ગયો. પોતાના પુત્રને અત્યંત આનંદમગ્ન જોઇ તેની માતાએ કહ્યું:—

"પુત્ર, આટલો બધો હર્ષ શા માટે કરે છે? તારા પિતાના અનેક પુત્રો અત્યાર સુધીમાં યુવરાજપદે અભિષિક્ત થયા પણ તેમાંના એકને પણ હજી રાજ્ય મળ્યું નથી. આ મહામંત્રી નાગાર્જુને તારા પિતાને કાંઇ એવું તો રસાયણ ખવરાવ્યું છે કે તે હજી તો કોણ જાણે કેટલોય કાળ જીવશે! તારા પિતાની ઉમર હાલમાં જ આઠસો વર્ષની છે અને હજી બીજા કેટલા સૈકા જીવશે તે કોણ જાણે?

બેટા, જો તારે રાજ્ય ભોગવવું હોય તો હું કહું તેમ કર. નાગાર્જુન ભારે કર્મકાણ્ડી છે. પ્રાતઃકાળમાં તે પોતાનો નિત્ય વિધિ સમાપ્ત કર્યા પછી બહાર કોઇ યાચક છે કે કેમ તેની તપાસ કરે છે અને તે વખતે એ યાચક જે માગે તે આપ્યા પછી જ અન્નનો દાણો જીભ પર મૂકે છે. તું વેશ પલ્ટો કરી ત્યાં જા અને આ વૃદ્ધ મંત્રીના મસ્તકની યાચના કર. એ સત્યવક્તા છે એટલે પોતાનું મસ્તક જરૂર આપશે. મંત્રીના મૃત્યુ સમાચાર સાંભળી રાજાને આઘાત લાગશે અને તે કાં તો પ્રાણત્યાગ કરશે અગર તો રાજપાટ છોડી વનવાસી થશે અને તું રાજા થશે. માટે બેટા, જા આટલું કર."

આ પછી રાજ્ય ગાદીના સ્વપ્ન સેવતો યુવરાજ માતાએ બતાવેલી યુક્તિ અજમાવવા કટીબદ્ધ થયો. બીજે જ દીવસે તે મંત્રીશ્વરના મકાને પહોંચી ગયો અને કોઇ યાચક છે કે કેમ એની પૂછપરછ થતાં યુવરાજે અંદર જઈ મસ્તકની યાચના કરી

આ માગણી સાંભળી મંત્રીશ્વર ઘડીવાર થંભી ગયો. "મારૂં આ હાડ–માંસનું મસ્તક તને શું કામ લાગવાનું છે?" વૃદ્ધ મંત્રીએ યાચકને પૂછ્યું. પણ તેને તો તે સિવાય બીજું કાંઇ જ જોઇતું ન હતું. ઘડીવાર મંત્રીને વિચાર આવ્યો. મસ્તક તો આપું પણ માનવ–જાતને અજરામર કરવાની, માનવકુળમાંથી મૃત્યુને ઉખાડી ફેંકી દેવાની મારી પેલી અમૃત–સંજીવની બુટ્ટી તૈયાર થવા આવી છે. માત્ર એકજ માત્રા તેમાં ભેળવવાની બાકી છે. તે માત્રા મળવાનો સમય પણ આવી લાગ્યો છે જુજ દિવસ હવે બાકી છે. તે કાર્ય પૂર્ણ થાય તો આખી માનવ–જાત ચિરંજીવી બનશે. એક તરફ સમસ્ત જાતિના કલ્યાણનો પ્રશ્ન છે, જીવનભરની સાધનાનાની સફળતાની ઘડી એ ઘડીની વાર છે બીજી બાજુ સત છે. શું કરૂં? મંત્રી થોડીવાર થંભી ગયા. યાચકના ભેદભરમ આ કુશળ પુરૂષ સમજી ગયા. એને સમજાયો પણ રાજમુકુટના ચળકાટે માનવ સમાજના કલ્યાણને રસાતળે મોકલ્યું હતું. જગત જીવે, મરે એની તેને કાંઇ પરવા ન હતી. દુનિયાના હાડમાંસના ઢગ પર ઊભા રહીને એને તો રાજમુકુટ પહેરવો હતો. તે એકનો બે ન થયો.

વૃદ્ધ મંત્રી પ્રાણાર્પણ કરવા તૈયાર થયો. દૃઢ આસનવાળી તે બેઠો અને યાચકને તેની તલવારથી પોતાનું મસ્તક કાપી લેવા કહ્યું. મ્યાનમાંથી તરત ખૂન–પ્યાસી સમશેર તેણે ખેંચી અને મંત્રીની ગરદન પર ઘાવ પર ઘાવ તે કરવા લાગ્યો. તલવારની તીણી ધાર બુઠ્ઠી પડી.

સર્વ વસ્તુ મંત્રી કળી ગયો હતો. તેણે યુવરાજને કહ્યું: જરા થોભ. રસાયનના પ્રભાવથી મેં મારા શરીરને વજ્રકાય બનાવેલું છે. યુવરાજ શસ્ત્રથી મારો વધ નહીં થઇ શકે. માનવ જાતને વજ્રકાય બનવાની બુટી મેં આપી છે. માત્ર મૃત્યુના કરાળ દંડનો સામનો કરવાની શક્તિ હજી પ્રાપ્ત થઇ નથી. પણ પેલા અમૃત–ઘટમાં–માનવ-કુલને મૃત્યુંજય કરવાની માત્રા તૈયાર છે. એક જ વસ્તુ તેમાં ઉમેરવાની છે. કાળની અપેક્ષા કરતો તે ઘટ પણ તૈયાર છે. બીજ દીવસે અને માનવ–જાત મૃત્યુંજયી બનશે, અજર–અમર બનશે. પણ ત્યાર પહેલાં હું વિદાય લઉં છું. પણ જો, તારાં શસ્ત્રો રસાયણથી વજ્ર જેવાં બનેલાં મારા શરીરને છેદી નહીં શકે. જરા થંભી જા. હું મૃત્યુનું આવ્હાન કરું. એમ કહી આસન છોડી મંત્રી ઉઠયો. મકાનના અંદરના ભાગમાં જઇ કાંઈ વનસ્પતિ લઇ આવ્યો અને યુવરાજને કહે તારી તલવારના પાના પર આ ઔષધિ લગાવી મારાપર વાર કર. યુવરાજે તેમ કર્યું અને પછી તો તલવારને એક જ ઝટકે મંત્રીનું મસ્તક ધડથી જુદું પડી ગયું.

નાગાર્જુન માટે બીજી એક આખ્યાયિકા પણ પ્રચલિત છે. તે નાગજાતિનો હતો. નાગ જાતિના મહાપુરુષ વાસુકી નાગની ભોપાલ નામની રાણીથી તેનો જન્મ થયો હતો. આ રાણી સૌરાષ્ટ્રના રણસિંહ રાજાની પુત્રી હતી.

ગુજરાતને સીમા પ્રાન્તે આવેલા પ્રતિષ્ઠાન (પૈઠણ)માં સાતવાહન રાજાઓનો રાજ્ય-અમલ હતો. નાગાર્જુન આ સાતવાહન રાજાનો કલાગુરુ હતો. રસ ઔષધિમાં તે સિદ્ધ હતો. એટલું જ નહીં તે કાળે કાઠીઆવાડની ભૂમિમાં આકાશગામિની વિદ્યાના જાણકાર વસતા હતા તેમની પાસેથી નાગાર્જુને આકાશમાં ઉડવાની વિદ્યામાં પણ સિદ્ધિ મેળવી હતી. પણ તેના જીવનનું ધ્યેય તો માનવસમાજને અમરતાની જડીબુટ્ટી આપવાનું હતું.

આ રસની સિદ્ધિ નિમિત્તે તેણે શેઢી × નદીના તટ પર અનુષ્ઠાન માંડયું. આ રસને સાધવા માટે તે "સાતવાહન રાજાની ચન્દ્રલેખા નામની મહાસતી દેવીએ વશ કરેલા વ્યંતર દ્વારા રોજ રાત્રે રસ અણાવી તેની પાસે તેનું મર્દન કરાવતો." *

નાગાર્જુને ચન્દ્રલેખાને એક દિવસ આ તૈયાર થતા રસનું રહસ્ય સમજાવ્યું. કોટિવેધ નામક તે રસનો વૃત્તાન્ત જાણીને રાણીએ તેના પુત્રોને વાત કરી કે શેઢી નદી પર નાગાર્જુનને રસસિદ્ધિ થનાર છે. આ રસ પ્રાપ્ત કરવાના લોભથી બન્ને રાજપુત્રો ત્યાં આવ્યા અને છળકપટ કરી તે રસ હાથ કરી જવાના ઇરાદાથી આસપાસ ભમવા લાગ્યા. તેમણે એક

× આ નદી હાલ ખેડા જીલ્લાના કાસરા નડીઆદ તાલુકાઓમાં થઈ અમદાવાદ જીલ્લામાં વૌઠા આગળ સાબરમતિ નદીને મળે છે.

* શ્રી રાજશેખરસૂરિકૃત ચતુર્વિંશતિ પ્રબન્ધ.

યુક્તિ શોધી કાઢી. નાગાર્જુનની રસોઇ કરવાવાળી બાઇને હાથમાં લીધી અને સમજાવ્યું કે તારે રોજ ઘણું મીઠું નાંખીને રસોઇ બનાવવી. નાગાર્જુન જ્યારે તારી રસોઈ બહુ ખારી છે એમ કહે ત્યારે તું તે વાત અમને કહજે. આ ગોઠવણ કરીને તેઓ રાહ જોતા ત્યાં ભમવા લાગ્યા. દિવસો પર દિવસ પસાર થવા લાગ્યા, મહિના પર મહિના ગણાવા માંડયા. આમ ૭ મહિના વીતી ગયા ત્યારે નાગાર્જુને એક દિવસ રસોઈ ખારી હોવાનું જણાવ્યું.

રાજપુત્રોને આ ખબર મળી. તેઓ સમજ્યા કે આ મહાપુરુષને રસસિદ્ધિ થઇ ગઈ. નાગાર્જુન પણ સિદ્ધ કરેલા રસના કૂપ્પા લઈ સાનુકૂળ જગ્યાએ પહાડની ગુફામાં મૂકવા ગયો. એ કૂપ્પા મુકીને પાછો ફરતો હતો તેવામાં રાજપુત્રો તેને મળ્યા અને તેનો વધ કર્યો. અને પછી એ અમર દૈવતના રસનો કૂપ્પો શોધવા ગયા. જગતના મહાન રસ-વૈદ્યના નાશની સાથે માનવ સમાજને આપવાની અમરકાયાની જડીબુટ્ટીનો પણ લોપ થયો. તે કૂપ્પા ન જ મળ્યા.

આ રીતે નાગાર્જુનના પ્રાણાર્પણ સાથે સફળતાને કાંઠે આવેલો મૃત્યુંજયી માત્રાનો ઘટ માનવ સમાજને ન મળ્યો. ઇસુના જન્મકાળ પહેલાંથી મૃત્યુને જીતવાનાં જે અનુષ્ઠાન મંડાયાં છે તે આજસુધી સફળતાને કાંઠે આવી આવીને અધુરાં જ રહ્યાં છે. પ્રકૃતિને પોતાના પરનો સંપૂર્ણ વિજય રુચતો નથી.. માનવજાતને તેના પર વિજય મેળવવાની અભિલાષા થંભતી નથી. પણ આ જગતને અમૃતની બુટી અર્પવાના પ્રથમ અનુષ્ઠાન ભારતને ધર્મતીરે મંડાયાની નોંધ ઇતિહાસને પાને આલેખાયલી રહેશે.

મણિભાઈ દ્વિવેદી

---

## બાપુજી ભૂલે છે.

મારા વહાલા દીકરા, તું હમણા નિરાંતે ઊંઘે છે, ત્યારે જ હું જે કહું છું, તે સાંભળી લે. થોડી મિનિટ પર હું વાંચતો હતો, પણ મને તારા વિષે વિચાર આવતાં હું આગળ વાંચવું ચાલુ રાખી શકયો નહિ. મન પર ફરી વળતાં પ્રશ્ચાતાપના મોજાંઓ હું ખાળી ન શકયો. હું બિલકુલ ચુપચુપ નિરવ પગલે તારી પથારી સામે આવી ઉભો છું મારે તને કંઇ કહેવું છે.

સવારે ઉઠી તું આશિર્વાદ લેવા મારી પાસે આવી પ્રણામ કરી ઉભો રહ્યો. મેં કહ્યું "મનુ જો તારા ખમીસનો કોલર કેમ છે? જા, આયનામાં જોઇ ઠીક કર.",તું પછી સ્નાન કરી તારું અંગ લોહતો હતો, ત્યારે મેં કહ્યું " મનુ બે લોટા પાણી રેડયું એટલે નવાઇ ગયું ! ટુવાલ શરીર પર ફેરવ્યો ન ફેરવ્યો એટલે શરીર સાફ થઇ ગયું ! જો આમ દાબીને શરીર લોહવું જોઇએ."

ઑફિસ જવા માટે મારો ટાઈમ થઇ ગયો હતો, એટલે હું જમવા બેઠો. ત્યારે તું પણ તારું ભોજન કરતો હતો. "મનુ એમ ન ખવાય. તું એક પછી એક કોળીયા ઓગાળ્યો

જાય છે; ખોરાક ધીમેથી એક કોળીયો ૭ર વાર ચાવી ખાવો અને ખાતાં ખાતાં આ બચબચ અવાજ શું કરે છે? અને તું બેઠો છે કેમ ?" હું ઑફિસ જવા નીકળ્યો એટલે તું પણ તારાં પુસ્તકોની થેલી લઈ નિશાળે જતો મને આંગણામાં મળ્યો "બાપુજી, હું જાઉં છું." " અરે મનુ તું કેમ ચાલે છે ! ખભાં પાછળ, છાતી આગળ રાખ."

અને સાંજે હું ઓફિસેથી પાછો ફર્યો કે આનીજ પુનરાવૃત્તિઓ શરૂ થઈ. હું ઓફિસેથી આવતો હતો ત્યારે તું મહોલ્લામાં તારા જોડીદારો સાથે લખોટા રમતો હતો, ઘૂંટણે પડીને લખોટાને આંગળીમાં લઈ આંખ તાકી રહ્યો હતો. તારાં પાટલૂનના બને ઘૂંટણે ડાઘા હતા. " મનુ ઉભો થા જો તારાં પાટલૂનના ઘૂંટણ ! ચાલ, આગળથા ઘેર ચાલ." એમ કહી તારા દોસ્તારો સમક્ષ તને માનભંગ કરી હું ઘેર લઈ ગયો.

તું વાળુ કરી વાંચવા બેઠો. " મનુ તું કેવી રીતે વાંચે છે ? જો, ટટાર બેઠો છે ? પ્રકાશ ડાબી બાજુએથી આવે છે? આંખ ઉપર સીધો પ્રકાશ ન પડે તેની તેં કાળજી રાખી છે ? અને ચોપડી ઢળતી રાખી, નજરથી કેટલા ઇંચ દૂર રાખવી તે મેં તને નો'તું કહ્યું ?"

રાત્રે નવ વાગ્યા. હું મારા ઓરડામાં વાંચતો બેઠો હતો. ત્યાં તું ધમધમ કરતો દોડતો આવ્યો. " મનુ, તું કેટલી ગરબડ મચાવે છે ? વળી તારે શું જોઈએ ? બુટ, જોડા કે કોઈ ચોપડી માટે પૈસા માંગવા આવ્યો છે ! " "બાપુજી પાયે પડું છું હું સુઈ જાઉં છું." જો. "અલાર્મ" બરાબર મૂકી સવારે વખતસર ઉઠજે. બૂમ ન પાડવી પડે." તું મને વળગી, બચી કરી, દોડતો જઈ ઓરડામાં સુઈ ગયો.

થોડાજ સમય પછી, મનુ મને આત્મતિરસ્કાર નીપજ્યો. મારા હાથમાંથી પુસ્તક સરકી પડયું. મને ખણખોદ કરવાની શું ટેવ પડી ગઇ ? તું બાળક હોવા માટે, તારા પ્રેમનો હું આ બદલો આપું ? મનુ હું તને ચાહતો નથી એમ નથી. પણ પુખ્ત વયના માણસનાં માપથી હું તારી તુલના કરી રહ્યો.

તારી ટેવો અને ચારિત્રમાં ઘણીયે વસ્તુઓ સુન્દર અને ઉત્તમ છે. પ્રભાતસૂર્ય જેવું તારૂં તેજસ્વી-વિશાળ હૃદય, સુતી વેળા મને જે બચી કરી ગયો હતો તેથી એની પૂરતી સાબિતી મળે છે. તાત કંઈ નહિ. રાત્રે હું તારી પથારી આગળ આવી, ઘુંટણે પડી લજ્જામાં નમું છું.

આ પશ્ચાતાપ ખરેખર દુર્બળ છે, જો તું જાગતો હોય અને આ સર્વ હું તને કહું, તો તું સમજે નહિ. પણ મનુ હું કાલે તારો સાચો બાપુજી થઈશ. હું તારો મિત્ર બનીશ તું દુઃખી હોય, તો દુઃખી થઈશ. તું હસે, તો હું હસીશ. મારા મુખમાંથી નીકળતા ઉતાવળા શબ્દો હું છીભ કરડી દાબી દઇશ. હું યાદ રાખીશ કે " તું બાળક છે. નાનો નિર્દોષ પ્રભુ આપેલ બાળ છે. "

એક પુખ્ત વયના માણસ જેવો તને માની લેવામાં મેં ખરેખરી ભૂલ કરી છે. દિવસના થાકથી ઊંઘ લેતાં હું તને જોઉં છું, ત્યારે હવે મને સમજાય છે કે તું કેવો નિર્દોષ બાળક છે. ગઈ કાલ પર્યંત તું તારી માતાના અંકમાં રમતો હતો. તે તને બાથમાં ભીડી ચાલતી હતી. મેં તારી પાસે વધુ પડતી અપેક્ષા રાખી. મનુ, બેટા, ફરી હવે હું એવી ભૂલ ન કરૂં.*

— એક પિતા

*સૂચિત

# 'પૂર્ણ' માહાત્મ્ય

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

તે પૂર્ણ છે, આ પૂર્ણ છે પૂર્ણમાંથી પૂર્ણ નીકળે છે પૂર્ણમાંથી પૂર્ણ લેતા પૂર્ણ બાકી રહે છે

'પૂર્ણા' માસિકના તંત્રીજી, 'પૂર્ણા'નો ગમે તે અર્થ* કરે હું અહીં 'પૂર્ણ' શબ્દનું રહસ્ય બતાવવા ઈચ્છું છું અને એ 'પૂર્ણ' સાથે 'પૂર્ણા'નો સંબંધ નહી પણ બતાવાય પણ 'પૂર્ણ'નો જીવન સાથેનો સંબંધ તો બતાવી શકીશ સામાન્ય રીતે આપણે હમેશા કહીએ છીએ અને ઘણાને મોઢેથી સાંભળીએ છીએ કે મનુષ્યનું જીવન અપૂર્ણ છે. આપણી અપૂર્ણતાઓ આપણે જ્યાં ત્યાં જોઈએ છીએ અને એ અપૂર્ણતામાં જ આપણા આધુનિક જીવનની વિષમ પરિસ્થિતિ છે છતાં મનુષ્યનો આદર્શ પૂર્ણતા તરફ છે એટલું તો આપણે કબુલ કર્યા સિવાય છૂટકો જ નથી

મનુષ્ય પોતે પોતાના વ્યક્તિગત જીવનથી આરંભ કરીને, સમાજ રાષ્ટ્ર કે સમસ્ત વિશ્વ તરફ દ્રષ્ટિ ફેંકે છે, ત્યારે તેને અપૂર્ણતા સિવાય બીજું કંઈ જણાતું નથી, અને આ દ્રષ્ટિમાંજ તેની દિવ્ય આશા છે અને પ્રગતિની શ્રદ્ધા છે Evolution પ્રગતિ આ અપૂર્ણતાઓના પથે ક્રુચ કરતાંજ સિદ્ધ થાય છે એમ અનુભવીઓનું કહેવું છે, વ્યક્તિગત જીવન પણ આ અપૂર્ણતાઓથી જ ઘડાય છે મનુષ્ય અનેક પ્રકારની ભૂલો કરે છે, અને પરિણામે સુધરે છે સમાજના અનેક પ્રકારના સડા પણ એ રીતે જ દૂર થાય છે મનુષ્ય ને પૂર્ણ સ્થિતિ જોઈએ છે પણ તે સ્થિતિ અપૂર્ણ રહે છે અને તે પૂર્ણ સ્થિતિ પ્રાપ્ત કરવા સદા પ્રયત્નશીલ રહે છે આ એક મહાન્ આદર્શ છે

તત્ત્વજ્ઞાનીઓ આ રહસ્યને જુદી રીતે ઘટાવે છે મૂળ વસ્તુ બ્રહ્મ-કેવળ અદ્વૈત-તે પોતે પૂર્ણ જ છે, તો પછી તેમાં દ્વૈત ભેદ ક્યાંથી સંભવે ? એટલે અવેશમાં પણ પૂર્ણ જ રહે છે જીવે પોતાની માયાદ્રષ્ટિમાં આ પૂર્ણ બ્રહ્મ અપૂર્ણ જણાય અને પછી જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ રચાય છે તેથી જ શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે.—

भाववृत्त्या हि भावत्वं शून्यवृत्त्या हि शून्यता ।
ब्रह्मवृत्त्या हि पूर्णत्वं तथा पूर्णत्वमभ्यसेत् ॥

અર્થાત બ્રહ્મવૃત્તિથી પૂર્ણત્વ પ્રાપ્ત થાય છે અને એ બ્રહ્મવૃત્તિથી જ પૂર્ણત્વનો અભ્યાસ કરવો જોઈએ જીવનવિકાસને માટે આ આદર્શ સર્વોત્તમ છે આપણું હૃદય શુદ્ધ થાય, આપણા વિચાર શુદ્ધ રહે, પરિણામે આપણું ચારિત્ર્ય શુદ્ધ રહે આપણામાં જ્ઞાન સાથે સુસંસ્કારિતા આવે એટલે આપણે આપણા મહાન આદર્શનો સાક્ષાત્કાર કરવાને જ હમેશા

---

* શ્રી 'ગણેશ' વાચના સહજ સમજી શકાશે કે અમારી નાનકડી 'પૂર્ણા'ની ઉપરથી માસિકનું 'પૂર્ણા' નામકરણ કરવામાં આવ્યું છે એ નામાભિધાનને પૂર્ણતાના અર્થ સાથે કશો સંબંધ નથી.—તંત્રી

પ્રયત્ન કરીએ છીએ. ધીમે ધીમે જીવન વિકાસ સધાય છે. વ્યક્તિભાવમાંથી સમષ્ટિભાવ ત્યારે જ જાગૃત થાય છે. ઈશ્વરને પૂર્ણ કહેવામાં આવે છે. કારણ કે તે બધાનું પૂરું કરનાર છે, અને તે દૃષ્ટિએ આપણે બધા અપૂર્ણ છીએ. આપણામાં દોષો છે; પ્રભુ નિર્દોષ છે. આપણે આપણા દોષો દૂર કરી, જેમ બને તેમ, નિર્દોષ થવું જોઇએ.

આપણા જીવન સાથે સંકળાયેલા અનેક પ્રશ્નોનો વિચાર કરતાં આપણને એટલી પ્રતીતિ તો જરૂર થયા વિના રહેતી નથી, કે હજુ આપણે ઘણા પાછળ છીએ. આપણું અજ્ઞાન, આપણા સામાજિક રીતરિવાજો, આપણું ધાર્મિક અધઃપતન, આપણી નીતિ, આપણી ગરીબાઇ એ બધાનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે આપણી અપૂર્ણતાનો આપણને ખ્યાલ આવે છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં આપણું અધૂરાપણું જણાઈ આવે છે એ આપણી નિર્બળતા છે, પણ તેથી આપણે નિરાશ થવાનું નથી. જો આપણે પૂર્ણતાના માર્ગે કૂચ કરતા હોઇએ અને પૂર્ણતાનું ધ્યેય આપણી સમક્ષ હંમેશા હોય, તો પરિણામે આપણે આપણું ધ્યેય પ્રાપ્ત કર્યા સિવાય રહેતા નથી. જીવનના સાધારણ પ્રશ્નોથી શરૂઆત કરી, ગંભીર પ્રશ્નો સુધી, આપણને અપૂર્ણતા લાગે પણ તેથી આપણે આપણું કાર્ય તે સ્થિતિમાં ત્યાં ને ત્યાંજ છોડી દેતા નથી. એ તો એક પ્રકારની કાયરતા કહેવાય; હૃદયની ક્ષુદ્ર દુર્બળતા કહેવાય અને તેથી જ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે ગીતામાં કહ્યું છે "क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप."

આપણા રાષ્ટ્રવાદમાં પણ આજ સિદ્ધાંત આપણે અનુભવીએ છીએ. આપણને પ્રાંતિક સ્વરાજ મળે છે; આપણું ધ્યેય પૂર્ણ સ્વરાજ તરફ છે. જ્યાં સુધી આપણને એ નહીં મળે ત્યાંસુધી આપણી અપૂર્ણતા છે. સમાજ કે રાષ્ટ્રની ઉન્નતિ એકદમ થઈ જતી નથી. આપણે એક કુટુંબથી શરૂઆત કરી, આપણે આખા સમાજ તરફ દૃષ્ટિ કરીએ છીએ. એક ગામડાથી શરૂઆત કરી દેશ તરફ વળીએ છીએ. વ્યક્તિગત સુધારણાથી શરૂઆત કરીએ છીએ અને છેવટે સમસ્ત રાષ્ટ્ર કે સમાજની સુધારણાનો પ્રશ્ન આપણે લઇએ છીએ. આપણે અપૂર્ણ મનુષ્યો, અપૂર્ણતામાંથી માર્ગ કાઢતાં, અપૂર્ણતાનો પૂરેપુરો અનુભવ કરતાં, આપણે પૂર્ણ થવા, બીજાને પૂર્ણ કરવા, પ્રયત્ન કરીએ છીએ અને એવી જ રીતે જો ,અવિરત પ્રયત્ન ચાલુ રહે, તો જરૂર આપણે જ્યાં આજે છીએ, ત્યાંથી તો આગળ વધી શકીશું. આપણે મોહમાં નહીં પડીએ અને આપણું ધ્યેય ના ભૂલીએ, એટલું ધ્યાનમાં રહેવું જોઇએ.

'પૂર્ણા' માસિક પોતાની સમક્ષ આજ આદર્શ હંમેશા રાખશે, એવી મને ખાત્રી છે. આપણી સંસ્કૃતિ જાળવવા, અને બીજી આવશ્યક સંસ્કૃતિને અપનાવવા, આપણા દરેક ક્ષેત્રમાં રહેલી અપૂર્ણતાઓ દૂર કરવા, આ માસિક સમાજને દોરવશે, તોજ તેણે આપણા અપૂર્ણ જીવનની પૂર્ણતા પ્રાપ્તિના મંથન માટે કંઈક કર્યું કહેવાય. જીવન-સંસ્કૃતિ પ્રાંતિક કે પ્રાકૃતિક ભેદોને માનતી નથી. સંસ્કૃતિનું ધ્યેય ઘણું ઉચું છે. સમગ્રતા ભાવે સંસ્કૃતિનું દર્શન થવું જોઇએ. જીવનનો વિકાસ કરવો એ આપણો આદર્શ હોય; સમાજને ઉન્નત કરવાનું આપણું ધ્યેય હોય, અને રાષ્ટ્રોદ્ધારમાં આપણે સક્રિય ફાળો આપતો હોય, તો જ્યાં જ્યાં અપૂર્ણતા, દોષો અસ્વચ્છતા હોય, તે દૂર કરવા પ્રયત્નશીલ રહેવું જોઇએ, અને એમ થાય તોજ

આપણે આપણી જુની સંસ્કૃતિનુ રક્ષણ કરવા તૈયાર છીએ નવી ભાવના ઝીલવા તત્પર છીએ, બીજી સંસ્કૃતિઓનો સમન્વય કરવા આતુર છીએ, એમ બતાવી શકાય જેટલે અંશે આપણે એ કાર્યમા પાછા પડીએ તેટલે અંશે આપણે અપૂર્ણ છીએ પણ આપણે તો હમેશા એજ ધ્યાનમા રાખવાનુ છે કે ભલે આપણે અપૂર્ણ છીએ પણ આપણે પૂર્ણ તરફ જઇએ છીએ પૂર્ણતા આપણુ ધ્યેય છે

પ્રભુ કૃપાથી પ્રત્યેક અપૂર્ણ જીવનમા પૂર્ણતાની ભાવના, શ્રદ્ધા, વૈરાગ્ય, જીવન સંગ્રામ સુંદર બને, નિર્દોષ બને અને સર્વત્ર દ્રષ્ટિ વિશાળ અને પૂર્ણ રહે અપૂર્ણતા દૂર થતી જાય એટલી પ્રભુ પ્રાર્થના સાથે વિરમુ છુ ૐ અસ્તુ

નવસારી
સ્નેહકુંજ
તા ૩-૮-૩૭

ઉમીઆશંકર જેઠાલાલ મહેતા

---

## પતિતોદ્ધાર

સઘન વનોમા નિર્ભય ઘૂમતો વનસ્પતી સમો રીંછોનો અધિપતિ જાંબુવાન આજે આનંદમા હતો તેનુ કારણ પણ સ્પષ્ટ હતુ એ વ્યાઘ્રને પોતાના સબળ શસ્ત્રોથી નિહત કર્યા પછી તેને એક સુંદર તેમજ આકર્ષક મણિ પુત્રીને રમવા માટે મળ્યો હતો મણિ વ્યાઘ્રની પાસે ક્યાથી આવ્યો એ જાણવા ને જાંબુવાન જે દિશામાથી વ્યાઘ્ર આવ્યો હતો તે દિશા તરફ ગયો થોડે દૂર ગયા પછી જોયુ તો એક સુંદર તેમજ બલિષ્ટ વ્યક્તિનુ શરીર ઘાયલ અને રક્તથી પ્લાવિત થઇને પડેલુ હતુ વસ્ત્રો પરથી તે વ્યક્તિ સૌરાષ્ટ્રમા હમણા જ આવીને વસેલા યાદવોમાનો એક લાગતો હતો જાંબુવાન મૃતકના તરફ થોડીવાર જોઈ રહ્યો એ નરહદયી વનસ્વામીને પણ નિહત મનુષ્યના પર દયા આવી તે પોતાની ગુફામા પાછો આવ્યો મણિ પોતાની કન્યાને રમવા માટે આપી એ બનાવને ભૂલી ગયો

દેવકીપુત્ર કૃષ્ણના હાથે નિહત થયેલા કંસની બે રાણીઓએ પોતાના પિતા મગધરાજ જરાસંધને મથુરાપર આક્રમણ કરવા ઉશ્કેર્યો હંસ અને ડિભક જેવા પહેલવાન શૂરવીરો સાથે હોવા છતા પણ મગધરાજને યાદવોએ કૃષ્ણ અને બલરામના નેતૃત્વમા સખત હાર આપી મગધરાજ પ્રત્યેક વર્ષે મથુરાપર આક્રમણ કરતો હતો અને હમેશની લડાઇને બંધ કરવા કૃષ્ણે સર્વે યાદવો સાથે સૌરાષ્ટ્ર પ્રસ્થાન કીધુ, દ્વારામતીને રાજધાની બનાવી તથા તેને સુરક્ષિત બનાવ્યા પછી યાદવો નિશ્ચિતપણે રહેવા લાગ્યા મગધરાજની શક્તિ ત્યાં સુધી પહોચી શકવાની ન હતી અને યાદવોની કીર્તિ વધવા લાગી સમુદ્ર તટના ચાચીઓને કૃષ્ણે હરાવ્યા તેમની પાસેથી પોતાના ગુરૂના કેદી પુત્રને છોડાવ્યો અને સૌરાષ્ટ્ર ગુજરાતને ભયમુક્ત કીધુ.

૩

યાદવોમાં સત્રાજિત યાદવના કુટુંબમાં વંશપરંપરાથી સચવાતો આવેલો એક મણિ હતો. લોકવાયકા તેને સૂર્ય તરફથી એ કુટુંબને અપાયેલો હતો એમ કહેતી હતી. મણિની ઉજ્જ્વળ જ્યોતિ સહજે પણ કોઈને સૂર્યરશ્મિની ઝાંખી કરાવતી હતી અને તુલના માટે સૂર્ય જ એને માટે લાયક હતો એમ સર્વે માનતા હતા. યાદવ ગણતંત્રોમાં એ મણિના ગુણો અનેક રીતે ગવાતા. સંઘમુખ્ય કૃષ્ણે પણ એ ગુણો સાંભળ્યા અને સત્રાજિત પાસે એ મણિને ખરીદવાની માગણી કરી. પૂર્વજોનું એ અમોલ રત્ન આપવા સત્રાજિતે સ્પષ્ટ ના પાડી. કૃષ્ણ પણ સત્રાજિતની ભાવના સમજ્યા અને એ બાબતનું વધુ વિવેચન કર્યું નહીં. એક દિવસ પ્રસેનજિત (સત્રાજિતનો સહોદર) એજ મણિને શરીર પર ધારણ કરીને શીકાર રમવા ગયો. ત્યાં એક વ્યાઘ્રે તેની હત્યા કીધી અને વ્યાઘ્રની હત્યા રીંછોના અધિપતિ જાંબુવાને કરી અને મણિ મેળવી લીધો.

૪

પ્રસેનજિત મૃગયાથી પાછો ન ફર્યો. સત્રાજિતને ચિંતા થઇ મણિ પણ પ્રસેનજિત પાસે હતો જાણી તેને સંદેહ પણ થયો. કૃતવર્મા, અક્રૂર ઇત્યાદિ યાદવો એક દિવસ સત્રાજિત પાસે આવ્યા.

'સત્રાજિત, પ્રસેનજિતના કંઇ સમાચાર મળ્યા?'

'ના કંઈ ખબર નથી મળી. હાય, મેં તો ભાઇ અને મણિ બન્ને ગુમાવ્યાં!' ચૂપ રહેલો કૃતવર્મા બોલી ઉઠયો. 'મને લાગે છે કે મણિને ખાતર કોઈએ પ્રસેનજિતની હત્યા કીધી છે.'

'હા એ બનવું સંભવિત છે.'

'તારી પાસે કોઈએ મણિ માગ્યો હતો?'

'હા સંઘમુખ્ય કૃષ્ણે માગ્યો હતો.'

'તેં ના પાડી હતી?'

'હા મેં સ્પષ્ટ ના પાડી હતી.'

કૃતવર્મા કંઇક હસીને બોલ્યો; 'હું સમજી ગયો.'

સત્રાજિત થોડીવાર ચૂપ રહી બોલ્યો, 'મને પણ કંઇક સંદેહ થાય છે.'

સર્વે બોલી ઉઠયા, 'વાત જ એવી છે કે કોઇને પણ સંદેહ ઉપજે.'

૫

નગરમાં ચર્ચાતી આ વાત કૃષ્ણને કાને પણ આવી. તે વિચારમાં પડી ગયા. પોતાની નિર્દોષતા જગતને બતાવવા તેઓ તૈયાર થયા. કર્મયોગના એ પ્રચારક ઉપદેશો અને આચરણમાં માનતા ન હોવાથી મણિ શોધવા જવા તત્પર થયા. રૂક્મિણીએ સ્ત્રીસુલભ વાતોથી અટકાવવા પ્રયત્ન કીધો પણ કૃષ્ણ બોલ્યા, 'દેવિ, કલંક જીવનમાં એવી વસ્તુ છે, કે જે ધારણ કરીને જીવનાર મનુષ્ય પશુથી પણ નિકૃષ્ટ છે. મને પૂરી ખાત્રી છે કે હું મણિ લઇને પાછો ફરીશ.'

રથ તૈયાર કરાવી અને સત્રાજિત પાસે માહિતી લઈ કૃષ્ણ ચાલી નીકળ્યા અત્યંત શોધખોળને અંતે પ્રસેનજિતના અસ્થિકંકાળ મળ્યા અને ત્યાંથી કોઈના પદચિન્હો પણ મળ્યા પદચિન્હો જોતા તે આગળ ચાલ્યા અને જાંબુવાનની ગુફા આગળ આવી પહોંચ્યા. હાથમાં મણિ લઈને રમતી તથા ફરતી જાંબુવતીને જોઈ એક આગંતુક ને જોઈ તે અંદર ગઈ અને થોડીવાર પછી જાંબુવાન બહાર આવ્યો અને બોલ્યો, 'કેમ ? તમે અહીં શા માટે આવ્યા ? એક સ્મિત કરી કૃષ્ણ બોલ્યા, 'હું મણિ લેવા માટે આવ્યો છું '

'એ મણિ મે બાહુબળે મેળવ્યો છે અને એ મળી શકે તેમ નથી'

'તો શું મારે પણ એ બાહુબળે પાછો મેળવવો રહ્યો?'

જાંબુવાને એક વાર કૃષ્ણ તરફ જોયું અને અનાદરપૂર્વક બોલ્યો,' આગંતુક, તું મારી સાથે લડવા માગે છે ? તને ખબર નથી કે મારા પૂર્વજોના હાથનો પ્રહાર રાવણ જેવાથી પણ ન સહન થયો અને મારા બાહુબળ આગળ આ સમસ્ત વન કંપે છે. તું મારી સાથે લડાઈ કરી પોતાને મૃત્યુના મુખમાં શું કામ નાખે છે?

કૃષ્ણ બોલ્યા, પૂર્વજોની કીર્તિપર અભિમાન મૂર્ખો રાખે છે, એથી તું મને ડરાવી શકીશ નહીં મારી સ્પષ્ટ માગણી છે કે મણિ મારે જોઈએ છે અને તારે આપવો પડશે નહિં તો દ્વંદ્વ યુદ્ધ માટે હું તને આવાહન કરું છું '

જાંબુવાન આ સ્પષ્ટ શબ્દોથી જરા ચમક્યો પૂર્વજોની પાસે રામલક્ષ્મણના કૃત્યો સાંભળ્યા હતા અને આ ક્ષત્રિય એકલો તેને દ્વારે આવી દ્વંદ્વ યુદ્ધ માટે હુંકાર કરતો જોઈ તે દિગ્મૂઢ થઈ ગયો

'વનવાસી, તું કયું અસ્ત્ર પસંદ કરે છે ? કૃષ્ણ બોલ્યા

જાંબુવાન બોલ્યો, 'આગંતુક મલ્લયુદ્ધ કરીએ તો ?'

'તારી જેવી ઇચ્છા'

રીંછોનું ટોળુ એકઠું થયું હતું બન્ને મલ્લયુદ્ધને માટે તૈયાર થયા જાંબુવાન પોતાના વિશાળ શરીરને જોઈને વિજય નિશ્ચય માનતો હતો યાદવનું શરીર અને શક્તિ તેને નિર્બળ લાગતા હતા યુદ્ધ શરૂ થયું. જાંબુવતી પોતાના પિતાના અતુલ બળની કલ્પના કરતી આગંતુકની દયા ખાવા લાગી પરંતુ થોડીવારમાંજ જાંબુવાનને લાગ્યું કે તેનો પ્રતિસ્પર્ધિ કોઈ સામાન્ય યોદ્ધો ન હતો. તેની ચપળતા તેનું અગમ્ય કળ જાંબુવાનના બળથી ઉતરતું ન હતું રીંછો પણ થોડીવાર યુદ્ધ જોઈ વિજય અનિશ્ચિત સમજવા લાગ્યા પ્રથમ દિવસના યુદ્ધમાં નિર્ણય ન થયો. થાકીને બંન્ને યોદ્ધાઓએ બીજા દિવસને માટે યુદ્ધ બંધ રાખ્યું જાંબુવાન આગંતુક તરફ આકર્ષાયો જાંબુવાન આગંતુક ને માટે સત્કાર કરતા ખચકાવા લાગ્યો

'આપને માટે શી વ્યવસ્થા કરું ? હમે તો વનવાસી સુંદર ભોજનના ખાનાર નથી તેમજ હમે તો તમારી દૃષ્ટિમાં પતિત છીએ '

એક સ્મિત કરી કૃષ્ણ બોલ્યા, 'જાંબુવાન, હું તમારી સાથે જ ભોજન આરોગીશ મનુષ્યમાત્ર પર મને પ્રેમ છે હું કોઈને પણ પતિત ગણતો નથી '

જાંબુવાન આગંતુકની પાસે આ શબ્દોની આશા રાખતો ન હતો. સભ્ય જગત, તેઓ મનુષ્ય હોવા છતાં, રીંછ નામે તેમને ઓળખતું હતું. તેમને જંગલી અને અસભ્ય ગણવામાં આવતા હતા, તે વિચારવા લાગ્યો. તેના પૂર્વજોએ મર્યાદાપુરુષોત્તમ રામચંદ્રના શબરીના ત્યાં કરેલાં ભોજનની વાતો તેને કહી હતી. સુગ્રીવ હનુમાન ઇત્યાદિ વનવાસીઓ સાથે મિત્રતા રાખી હતી. પરંતુ તે વાતને તો અનેક સદીઓ થઇ. આજે એક તેજ પ્રકાશનો પુંજ રીંછોની સાથે બેસીને ભોજન કરવામાં કંઈ અપરાધ જોતો ન હતો.

ભોજન શરૂ થયું. વનફળો અને અન્ય કંદમૂળોને પ્રેમપૂર્વક જાંબુવતી પીરસવા લાગી. જાંબુવાન આગંતુક સાથે વાત કરવા લાગ્યો.

'આ મણિની પાછળ દોડવાનું કારણ શું?

'મણિની મારે મન કિંમત નથી પરંતુ મારી પ્રતિષ્ઠાને સાચવવા આટલે દૂર આવવું પડ્યું. લોકો માને છે કે મેં મણિ ચોર્યો છે.' જાંબુવાનને અતિથિ અદ્ભુત લાગ્યો. મણિની કિંમત નથી પરંતુ મણિને ખાતર પોતાનો પ્રાણ પણ આપવા આવેલા એ યુવકમાં એને રામલક્ષ્મણની દૃઢ પ્રતિજ્ઞાની ઝાંખી દેખાઇ આવી.

૬

બીજે દિવસે પુનઃ યુદ્ધ શરૂ થયું જાંબુવાન આજે શિથિલ લાગતો હતો. તેણે આખી રાત વિચારમાં કાઢી હતી. તેના વડવાઓએ કહ્યું હતું કે રામચંદ્ર પણ એકાએક ઋષ્યમૂક પર્વતપર આવી ચઢ્યા હતા. પરંતુ સુગ્રીવે તો તેમનું સ્વાગત કર્યું હતું, મિત્રતા કેળવી હતી. આ તેજસ્વી યુવક યુદ્ધનું આવાહન કરતો આવ્યો હતો. મણિની કિંમત જાંબુવાનને પણ ન હતી. પરંતુ શીઘ્ર આપી દે તો તેની પણ પ્રતિષ્ઠા જાય એમ હતું. યુવકની વર્તણૂકમાં એણે સાચો વિશ્વપ્રેમ જોયો શું તે જાંબુવાનનો ન થઈ શકે? રીંછોની સાથે ભોજનમાં જેણે અપ્રતિષ્ઠા ન માની હતી તે શું રીંછોનો ચરણમાં અનાદર ગણશે? જાંબુવાન નિદ્રા લઇ શક્યો નહીં. યુદ્ધમાં આજે યાદવના હાથ અને પગ ચપળતાથી ફરતા હતા. જાંબુવતી એકી ટશે યુદ્ધ જોઈ રહી હતી. પિતા આજે શિથિલ હતો પરંતુ તે ગભરાતી ન હતી. એક અપૂર્વ દાવથી કૃષ્ણે જાંબુવાનને પછાડી દીધો. ચૂપચાપ ઉભા રહી તે બોલ્યા, 'જાંબુવાન, હાર કબૂલ કરે છે?' પરંતુ જાંબુવાન દુઃખી ન હતો તે બોલ્યો 'હા, હાર કબૂલ કરું છું. તમારી પાસે હારવું એમાં નાનમ શી?'

કૃષ્ણ કંઇ બોલે તે પહેલાં તે ફરી બોલ્યો, 'પરાજિત શત્રુની તમે સભ્ય લોકો મર્યાદા સાચવો છો એમ મેં સાંભળ્યું છે.'

કૃષ્ણ બોલ્યા, 'જાંબુવાન મારે મણિ જ જોઇએ છે. મારે તારાં રાજપાટ નથી જોઇતાં.'

રીંછો એક બીજા તરફ આશ્ચર્યથી જોવા લાગ્યાં.

જાંબુવાન બોલ્યો, 'તમે ગઈ કાલે કહ્યું હતું કે તમે મનુષ્યમાત્ર સાથે પ્રેમ કરો છો.'

'અવશ્ય.'

'પરાજિત શત્રુની પુત્રી પરણી આર્યો શત્રુનું ગૌરવ વધારે છે એમ લોકોક્તિ છે'

'હા આર્યાવર્તમાં એ પ્રથા છે ખરી'

'તો મણિની સાથે આ મારી પુત્રીનું પાણીગ્રહણ કરી તમારા પ્રેમનો પરિચય આપો'

કૃષ્ણ ચૂપ હતા. જાંબુવાન બોલ્યા, 'અમે વનવાસી છીએ માટે તમે પાણીગ્રહણ કરતા ઘૃણા કરો છો?'

કૃષ્ણ હસીને બોલ્યા, 'જાંબુવાન મને તારું કથન માન્ય છે.'

જાંબુવાન હર્ષથી ઉન્મત્ત થઈ કૃષ્ણને વળગી પડ્યો.

રીંછો આનંદની રેલમાં તણાવા લાગ્યા. જંગલ ઉત્સવથી ગાજી ઊઠ્યું. વનવાસીઓમાં રામના દ્વિતીય અવતારની ખબર ફેલાઈ ગઈ. કૃષ્ણને સર્વે સાથે પ્રેમપૂર્વક વાતો કરતા જોઈ વનવાસી મુગ્ધ થઈ ગયા.

લગ્નોત્સવમાં આવેલા સર્વે વનવાસીઓ રામનો નવો અવતાર જોઈ પોતાને ધન્ય માનવા લાગ્યા. રામે વનવાસીઓનો આદર કીધો હતો, શબરીના બોર ખાધા હતા અને આ અવતાર વનવાસીઓનો પોતાનો થવા પણ નાનમ માનતો ન હતો. કૃષ્ણના શરીરમાં સર્વે રામચંદ્રની મૂર્તિ જોવા લાગ્યા

મણિ અને અનેક બીજાં રત્નો લઈને જાંબુવતી સાથે કૃષ્ણ જ્યારે દ્વારામતી જવા નીકળ્યા ત્યારે આખું વન તેમને વળાવવા આવ્યું. આગંતુકના આગમનથી ક્ષુબ્ધ થયેલો જાંબુવાન તેના ગમનથી બાળકની માફક રુદન કરતો હતો. સર્વે રીંછો પણ રડતા હતા. ભોળા અને નિર્દોષ વનવાસીઓએ પ્રેમમૂર્તિ કૃષ્ણને સાક્ષાત ભગવાન જ જોયા. કૃષ્ણ જ્યારે આંખોથી અદૃશ્ય થઈ ગયા ત્યારે સર્વે એક સામટા બોલી ઉઠ્યા 'કૃષ્ણચંદ્રની જય'

પોતાને સાક્ષાત દર્શન આપી પુત્રીનું પાણીગ્રહણ કરી પોતાનો ઉદ્ધાર કરનાર એ યાદવના કૃત્યથી હર્ષિત જાંબુવાન પોતાને કૃતકૃત્ય થયેલો માનવા લાગ્યો.

જાંબુવતીના વંશજોએ યાદવોના દૂમનો વધ અટક્યો હતો અને આજે પણ કૃષ્ણના વિશ્વપ્રેમનું એ ઉદાહરણ આપણી સમક્ષ પતિતોદ્ધારની ઝાંખી આપે છે

—ગોકુળ

---

## મુકવેલી ચાર

જ્યારે જ્યારે કોઈ સલાહ આપે કે "કસરત કરો, કસરત કરો, કસરત કરી મજબુત બનો," ત્યારે મારા એક મિત્ર એવા સલાહકારને કહે, "મુરબ્બી, અમે કસરત કરવા તૈયાર છીએ. પીવા દૂધ આપશો? આ અધભૂખે પીડાતા લોકો શું ખાઈને કસરત કરે? કે કસરત કરી શું ખાય? રિ" આપણા વાઙ્મગેય જ્યારે જ્યારે પશુવર્ગના ઉદ્ધારની

વાત કરે, ત્યારે મને ઉપર્યુક્ત હકીકતનું સ્મરણ થાય છે. પશુઓના ખોરાક માટે આપણે કંઇ પ્રયત્ન કીધા છે? વાઇસરૉય સાહેબ એ સંબંધી કંઇ ખાસ માર્ગસૂચન કરે તો ઠીક. આપણું ખેતીવાડીખાતું એવી પ્રવૃત્તિ ઉપાડી લે એ કેટલું અગત્યનું છે નહિતર વાઇસરૉય સાહેબના પશુઓ માટેના સુધારા પૂરતા પોષણ કે ખોરાક વિના વ્યર્થ નીવડશે.

એ સંબંધી ઇંગ્લાંડ પશુના ખોરાક માટે ઘણી કાળજી રાખે છે. ઘાસ સૂકવી, તેના સર્વ પોષક તત્ત્વ સાચવી, પશુઓને બારે માસ ઉત્તમ ખોરાક મળે તેને માટે હમણાંજ એક ફતેહમંદ અખતરો કર્યો છે.

આપણે ત્યાં પશુ માટે ઉનાળામાં ચાર મુશ્કેલીથી મળે છે, પણ ઇંગ્લાંડમાં ઉનાળામાં તો પૂરતી ચાર થાય છે, ત્યાં શિયાળામાં ચાર મળતી નથી. શિયાળામાં ઘાસ, ખોળ વિ. થી ચલાવવું પડે છે. પશુ માટે પરદેશથી બે કરોડ પૌંડનો ખોરાક તેને લાવવો પડે છે. પણ એ ખોરાકમાં પણ જોઇતાં તત્ત્વો ન હોવાથી પૂરતું પોષણ મળતું નથી.

પશુઓ માટે ઉત્તમ ખોરાક તાજી કુંણી નાની ચારજ છે. પશુઓ માટે વિજ્ઞાનીએ બનાવેલા કોઇપણ ખોરાક કરતાં ચારમાં વિશેષ પોષક તત્ત્વો રહેલાં છે. પ્રોટિન, સ્ટાર્ચ, ક્ષાર અને વિટામિન્સના યોગ્ય પ્રમાણોમાં મિશ્રિત હોવા ઉપરાંત તે સહેલાઇથી પચી શકે એવો સ્વાદિષ્ટ ખોરાક છે. તે સસ્તો પડે છે, અને બીજા ખોરાકો કરતાં વધારે નીપજે છે.

એ ખોરાકનાં સારાં તત્ત્વો જાળવી શિયાળા માટે સંગ્રહ કરી શકાય તેને માટે અખતરા કરવામાં આવ્યા. ચારનું ઘાસ બનાવી લાવણી કરી સંગ્રહ કરવાની પુરાણી રીત અતિ લોકપ્રિય અને સુંદર લાગે છે, પણ તેમાં ઘણો ખાદ્ય પદાર્થ નિરર્થક જાય છે. ચાર ઘણી વધી મોટી થાય, ત્યારે તેના દાંડા સ્થૂલ અને પાકટ થઇ તેનું પોષક તત્ત્વ ગુમાવે છે. વાડામાંથી કાપેલું ઘાસ વહી જવા માટે પુષ્કળ ખરચ થાય છે. ઇંગ્લાંડમાં આ ખરચ દર વરસે અર્ધા કરોડ પૌંડ ઉપર થતો આંકવામાં આવ્યો છે. આ પદ્ધતિમાં મૂળ કાપેલાં ઘાસમાંનો ½ પોષક ભાગ ચાલી જાય છે. ઘાસમાં, ચારમાં રહેલા નાઇટ્રોજનનો ½ ભાગજ અવશેષ રહે છે, અને વિટામિન્સ લગભગ બધાંજ નાશ પામે છે. ઇંગ્લાંડમાં અખતરા ઉપરથી એમ જણાયું છે કે ચાર પર રાખેલી ગાય રોજ ૬ ગેલન દૂધ આપે છે. અને ઘાસ પર રહેલી ગાય માત્ર ૨ ગેલન દૂધ આપે છે. અને ઘણીવાર તો ઘાસનો ખોરાક પશુનો પ્રાણુજ ટકાવી રાખે છે. આ બધી ખામી ઉપરાંત કાપેલાં ઘાસ પર વરસાદ પડે તો કેવો મોટો બિગાડ દર વરસે સહન કરવો પડે છે, તેની સર્વેને માહિતી છે.

દશ વરસ પર કેમ્બ્રિજના પ્રોફેસર વુડે અખતરો કરી સિદ્ધ કર્યું કે કૃત્રિમ ગરમીથી ચારને ટકાવી ચારનાં પોષક તત્ત્વો રક્ષીને જાળવી શકાય છે. શિયાળામાં ખવડાવવામાં આવતા ખોરાક કરતાં તે વધારે સારી છે એમ પુરવાર થયું છે.

સુકવેલી ચારનો ખોરાક આપી રાખેલી ગાયોનું દૂધ, માખણના રંગ, લીલી ચાર પર રહી દૂધ આપતી ગાયોના દૂધ માખણ જેવાજ પીળાશ પડતા છે. સુકવેલી ચાર ખાઇ ગાયો, તંદુરસ્ત અને નિરોગી રહે છે. લીલી ચારમાં રહેલા પ્રોટિન નામના પદાર્થનો

રગ ચાર અને દૂધ માખણમા દેખાય છે આ પદાર્થમાનો થોડો ભાગ કઈપણ ફેરફાર વિના ગાયના દૂધમા આવે છે, અને બાકીનો ભાગ વિટામિન્સ 'એ'મા ફેરવાઈ જાય છે માખણનો પીળાશ પડતો રગ તેમા રહેલા વિટામિન્સ 'એ'ને લીધે છે સુકવેલી ચાર અને લીલી ચાર પર રહેલી ગાયોના દૂધ માખણ મગબાજ ઉત્તમ માલમ પડયા છે

પણ અખતરાઓથી સાબિત કરવુ એ એક વાત અને વ્યવહારમા અમલ કરવો એ તદન જુદી જ વાત છે

ગરમી આપી ચાર સુકવવાનુ મશીન બનાવવામા કઈ ખાસ મુશ્કેલી ન હતી પણ એમ કરવામા ભારે ખર્ચ ન થાય તે વિચારવાનુ હતુ વધારે ખર્ચ થાય તો બહારથી લાવવામા આવતા ઘાસ જોડે હરિફાઇમા આ માલ ટકી ન શકે વળી ગરમી આપવામા ખાસ કાળજી રાખવી પડે છે જો જરા વધતી ગરમી અપાય તો ચારના પોષક તત્વો નાશ પામે કેટલા વરસો સુધીના રસાયણશાસ્ત્રી અને એન્જીનીયરોના ભેગા પ્રયાસથી એવુ મશીન શોધી કાઢવામા આવ્યુ છે કે ખેડૂતોને પરવડી શકે આ મશીનો ઘણી જગ્યાએ વાડાઓમા વાપરવામા આવ્યા આ મશીન ચલાવવા બીજા કઇ સાધનો કે એન્જીનીયરો રાખવા પડતા નથી ખેતીનુ બીજુ કામ કરતા સાધારણ મજૂરો જ એ ચલાવી શકે છે

બે જાતના મશીનો બનાવવામા આવ્યા છે એકમા ચાતુ ચાર લ० અને બીજામા કટકે કટકે લઈ સુકવવામા આવે છે કોક ફર્નેસમાથી ગેસ આપી ચર સુકવવામા આવે છે એક પખો ગેસ પ્રમાણે ચારની ભિનાશ લઇ લે છે ભિનાશ કાઢી નાખેલી ચાર અને ગેસનો સયોગ જરા વધારે વખત ન રહે તે અતિ મહત્ત્વનુ છે આમ થવા ન પામે તેટલા માટે એક થર્મોમિટર યોગ્ય સ્થાને રાખવામા આવે છે કલાકે ૨॥ થી ૮ હડવેટ ચર સુકવતા નાના મોટા મશીનો બનાવવામા આવ્યા છે નાનામા નાનુ મશીન વાપરનાર પાસે પચાસ એકર ચારના વાડા હોવા જોઇએ એવી ગણત્રી કાઢવામા આવી છે

ઢોરો માટે ઉત્તમ ખોરાક આ પ્રમાણે મળે તેનુ મુખ્ય કારણ એ છે કે ચાર વધી પાકટ અને જાડી થઇ મોટે ભાગે વાસ રૂપે નકામી થાય છે, તે સિવાય આનાથી અનેક છે ચર પાચથી આઠ ઇચની થાય ત્યારે તેને કાપી લઇ આ મશીનમા સુકવી ગળી નાની ગાસડીઓમા બાધી નાખવામા આવે છે આ પ્રમાણે લગભગ ત્રણ ચાર ચારના વાઢ કાપી લેવામા આવે છે વળી ચારના વાડા કૃત્રિમ સાધનોથી પણ વધારે ફળદ્રુપ બનાવવામા આવે છે એરોપ્લેન ઉતારવા માટે રાખેલી વિશાળ જગ્યાએ જ્યા વારવાર ચાર કાપ્યા કરવી પડે છે ત્યા આ મશીનનો ઉપયોગ ખાસ લાભદાયક નીવડયો છે

આપણે ત્યા પણ ઉડા ખાડાઓમા ચાર સાચવી રાખવાના પ્રયોગો કરવામા આવ્યા છે પણ એવી રીતે રાખેલી ચાર બહાર કાઢવામા આવે કે થોડા દિવસમાજ વાપરી લેવી પડે છે વધારે વખત તે ટકતી નથી

તેમ છતા આવા પ્રયોગોનો ખેડૂતો લાભ લે તે માટે ખેતીવાડી ખાતાએ કઇ કરવુ જોઇએ દેશમા જ્યારે ગ્રામોદ્ધારની મોટી મોટી વાતો અને ચળવળો ચાલે છે ત્યારે આવી બાબતો જે ખેડૂતોને ખરેખરી ઉપયોગી છે તેની તેમને શા માટે સમજુતી નથી

આપવામાં આવતી ? જો દરેક ખેડૂત, ખાડો કરી ચાર સંગ્રહી ન શકતો હોય, તો દરેક ગામે ખેડૂતો માટે એક મોટો ખાડો કરી, તેમાં ભેગા સંગ્રહ કરે, અને ઉનાળો આવતાં તે ઉઘાડી જે પ્રમાણમાં પ્રત્યેક ખેડૂત ચાર રાખી ગયો હોય, તે પ્રમાણમાં તે પાછો લઇ જાય. જો એમ થાય તો મૂંગા પશુને કેટલો ફાયદો થાય અને ખેડૂતને દૂધનું વધારે ઉત્પન્ન થાય અને સારું દૂધ મળે.

એકાદ દાયકા અગાઉ એક રસાયણશાસ્ત્રી સાથે પ્રસંગ પડતાં તેમણે વાતચીતમાં જણાવ્યું હતું કે વિજ્ઞાનથી શું હમે દેશનો ઉદ્ધાર કરીએ ? સરકારની મદદ વિના એ દિશામાં કંઇ ખાસ પ્રગતિ ન થાય. સર્વ દુઃખોનું અપહરણ કરવાનો એકજ રામબાણ ઉપાય સ્વાધીનતા છે." આ કથન તે સમયે મને કંઇક અતિશયોક્તિભર્યું લાગ્યું હતું. પણ હવે પ્રાન્તિક સ્વરાજ્યમાં આપણા પ્રધાનો આ અગત્યની દિશામાં કાળજીપૂર્વક પ્રગતિમાન સુધારા કરશે, એટલી આપણે જરૂર આશા રાખીએ.

એક ખેડૂત.

---

## સ્વર્ગ અને મર્ત્ય

"જાગીને જોઉં તો જગત દીસે નહિં." એ ગાનાર નરસૈંયાને સાચેજ એવો અનુભવ થયો હશે ? ભલે એ વાક્ય તેણે પદની શોભા માટે લખ્યું હશે પણ ધનજી ભગતને તો આજે એવોજ અનુભવ થઇ રહયો. હજુ પરોઢીયું વાયું નથી, મરઘો બોલ્યો નથી, ઉજળીઓ તારો પલકયો નથી ત્યાંતો આખોએ સીમાડો અજવાળાએ ઉભરાવા લાગ્યો. એ પ્રકાશ ચંદ્રનો ન હતો, સૂર્યનો ન હતો, છતાં લાગતું હતું જાણે નવે ગ્રહો એકી સાથે ઝગઝગી ઉઠયા છે. એ અજબ અજવાળામાં ભગતજીની આંખો અંજાઇ ગઇ. રોજની જોએલી વસ્તુઓ નવે આકારે દેખાવા લાગી. ભગતજીને ભાસ થયો કોઈ તેને હોકારા પાડી રહ્યું છે. તેણે ઝુંપડીનું ભળેલું બારણું ઉંચકી અળગું મૂક્યું. પણ તેની ઘરડી આંખો અદ્દભૂત પ્રકાશનો પાર પામી ના શકી.

'કોણ છો ભાઈ' ? ભગતજીએ સવાલ પૂછયો.

'સ્વર્ગના તેડાગર દૂત.'

'સ્વર્ગના તેડાગર !' એ અધાક્ષરી ઉદ્દગારના હરફે હરફે તાજુબી નીતરતી હતી.

"હાં ! ભગતજી, માનવી લોકમાંથી તમારાં અનપાણી ઉઠયાં છે, ભગવાનને ઘેર તમારી રાહ જોવાય છે."

એકાદ પળ ભગતજી મનમાં ને મનમાં મલકાઇ ઉઠયા. "હાશ ! આખરે મારી અરજી ભગવાનને કાને પહોંચી ખરી !" પણ અફસોસ ! બીજીજ પળે શ્રદ્ધાળુ ભગતજીની આસ્થા પણ ડગમગવા લાગી. "કળિયુગમાં સ્વર્ગનાં તેડાં ? પોતાને સમણામાં ખોટી ધખના તો નથી આવીને ?

ભગતજીને વિચારમાં પડેલો જોઈ સ્વર્ગના દૂતો બોલ્યા.

"ભગતજી ઉતાવળ કરો, વેમાન ખોટી થાય છે."

ભગતજીએ આંખ ફાડી જોયું. સાચેજ લાલ લાલ આંખોવાળું ને લાંબી લાંબી પાંખોવાળું ભગવાનનું વેમાન મેદાનમાં ઉચુ નીચું થતું હતું.

ભગવાનને ભગતજી આજેજ યાદ આવ્યા ? આજ સુધી તો કુદરતે ભગતજી પર કૃપા નહિ પણ ખફાજ વરસાવી હતી. એ ખફાનજરની કાયમ છાપ ભગતજીના અંગે અંગે છપાઈ હતી. તેને જનમથીજ આઠે અંગે ખોડ હતી પગ જુઓ તો ઠાંટા, ધડ જુઓ તો વાંકુ; હાથ જાણે દોરડી ને પેટ મોટી ગાગરડી; મ્હોં ન્હાનકુ અને બરડો ખૂંધો ભગત જીવતો અષ્ટાવક્ર હતો.

શું એનું શરીરજ વાંકુ હતુ ? ના ના, એનું કરમ પણ તેટલુંજ વાંકુ હતું. પિતાજીને એણે કદિ જોયેલા નહિ. માતા સુવાવડમાં મરી ગએલી. જ્યારે એ જોતાં શીખ્યો ત્યારે તેણે જોયું તેને વારસામાં ત્રણ વસ્તુઓ મળી છે એ હતાં કંગાલોની દોસ્ત તૂટીફાટી સાદડી, દુખીઆની બેલી મેલીઘેલી ઝુંપડી, અને ભાગ્યાની ભેરૂ ઘરડી લૂલી દાદીમા.

આવા નિરાધારનો આધાર તે વનવગડો. ત્યાં મોસમે મોસમે ફળમૂળના મેવા ખડકાય છે. ધનજી ભગત શબરીની પેઠે એ જંગલી ફળમૂળો ખાતો અને નદીનાળાનાં પાણી પીતો. ખાવા પીવા સિવાયનો બાકીનો વખત તે રખડયા કરતો. જંગલના જનાવરો જોડે એને દોસ્તી હતી. એનો સૌથી મોટો દોસ્ત એક પત્થરનો પાળીઓ હતો. ગામ પરગામના મંદિરોની દેખાદેખી તેણે એ પાળીઆની પૂજા શરૂ કરી- વખત જતાં ધનજી ભગત મોટો થયો, તે સાથે હનુમાનજીના પાળીયાની પૂજા મોટી થતી ગઇ. જોતજોતામાં ભગતજી અને એનો હનુમાન આખા પરગણામાં ઓળખાતા થઇ ગયા. હવે તો ધનજી ભગત થયો એટલે ભજનો શીખ્યો. ભજનોમાંથી તે પાપપુણ્યની વાર્તાઓ શીખ્યો, નર્કથી ડરતાં શીખ્યો. સ્વર્ગને પ્રાર્થતા શીખ્યો. પરલોકની વાતો તેની જીભને ટેરવે રહેતી, પણ ઇહલોકની વાતોમાં તેને બહુ ગતાગમ નહિ પડતી.

પરગણાના ભણેલા ગણેલા જુવાનીઆ તેની મશ્કરી કરતા. "ભગતજી તમારો ભગવાન તમને કયારે યાદ કરશે ?'

ભગતજી પૂરેપુરી આસ્થાથી ઉત્તર વાળતા. "એકવાર આગલા ભવોના પાતકો પૂરાં થવા દો પછી જોજો મને તેડવા વિમાન આવે છે કે નહિ ?"

જુવાનો ભગતજીની અંધશ્રદ્ધા પર હસતા પણ આજ સવારે તેમણે ગામને સીમાડે વિમાન ઉતરતાં જોયું, સ્હવારમાં ભગતજી ઝુંપડીમાંથી અલોપ થયેલા જોયા એટલે તેઓ દિગ્મૂઢ બની ગયા. "સાચેજ ધનો ભગત સ્વર્ગે ગયો કે શું ?"

હા ! ભગતજી સ્વર્ગેજ ગયા હતા. એ સ્વર્ગ પરલોકનું ન હતું. એ હતી ઇહલોકની સ્વર્ગપુરી મુંબાઈ નગરી.

મુંબઇને વળી ભગતજી જેવા અષ્ટાવક્રની શી જરૂર પડી હશે !

× × × ×

"કેમ ભાઈ ચંદુ આજે એરંડીયું લીધું છે ?"

"ના."

"તો પછી મ્હોં શું કામ 'સુરતની ગાય' જેવું કરી મૂક્યું છે ?"

"હાથવેંતમાં આવેલો લાખ રૂપીઆનો દલ્લો જતો કરવા પડયા પછી કેનું મ્હોં હસતું રહે ?"

"કયો દલ્લો જતો કરવો પડયો ?"

"રાવબહાદુર નટવરલાલવાળો."

"કારણ ?"

"કારણ એજ કે પેલું 'સેતાન-અને સુંદરી' ચાલુ મારૂં ચિત્રપટ એણે નાપસંદ કર્યું."

"વાહ ! તારા જેવા નામજાદા કળાકારની કળામાં પણ એણે ખામી કાઢી ?"

"ભાઇ એ નવાબજાદાના તુક્કાઓથી હું બેજાર બેજાર થઇ ગયો છું. એ ચિત્રપટમાં એને કળા નથી જોઇતી, એને તો જોઇએ છે જીવતા જાગતા સેતાનની હુબહુ પાશવલીલા."

"તેમાં તને શો વાંધો આવ્યો ? જે વસ્તુ એના જીવનમાં પ્રમુખપણે છે, તેનુંજ પ્રતિબિંબ ઉતારી આપને."

"એને માત્ર વિષય વાસનાનો તાંડવી નાચ નથી જોવો. એ તો કહે છે કે એ નટરાજ સેતાનનું શરીર પણ હુબહુ સેતાનનુંજ હોવું જોઇએ."

"એટલે ?"

"એ કહે છે સેતાનને માથે શિંગડાં હોય છે, તેનાં અઢારે અંગ વાંકાં હોય છે વગેરે વગેરે. કહે હવે મારે એવો નટ કયાંથી સરજવો કે જેનું માથું બકરાનું હોય, અવયવો ઉંટના હોય, છતાં ખોળીયું માણસનું હોય ? બ્રહ્મા થોડોજ એના પૈસાનો ઓશિયાળો છે કે તે એના તુક્કાઓ મુજબના માણસો સર્જન કરે ?"

"ચંદુ ! તું ભૂલી જાય છે કે પૈસાદારોનાં વિચિત્ર વર્તનના જેવીજ ભગવાનની લીલા પણ વિચિત્ર હોય છે. તેં વર્ણવ્યો એવોજ એક અષ્ટાવક્ર મારા પરગણામાં વસે છે."

"વાહ ! તો તો કામ ફત્તેહ !"

"ચંદુ એકદમ હરખાઇ ન જા. એ અષ્ટાવક્ર બાળુક તો જંગલી ગામડીઓ છે. એને શહેરી નાટકનો પાઠ ભજવતાં નહિ આવડે."

"નહિ શું આવડે ? મારી કેળવણી ગમે એવા અણઘડને ચબરાક બનાવી દેશે."

"એ તો મોટો ભગત છે. કાંચનને કામિનીથી સદાય અળગો રહેલો છે. પાશવી લીલાનો કનૈયો બનવા એ હા નહિ પાડે."

"ઈંદુ ! તેં ચોરાશી સિદ્ધોની જીવનકથા વાંચી છે ? સેતાનમાં સેતાન આદમીની આંખ ઉઘડે છે ત્યારે તે મોટામાં મોટો ભગત બને છે, યથાઃ બિલ્વમંગળ. એજ ન્યાયે મોટામાં મોટો તપસ્વી તપ ચૂકે છે ત્યારે તે ભૂખ્યા વરૂ જેવો વિષયી બને છે, યથાઃ પરાશર."

"માની લઇએ કે માનવ ચરિત્રનો તારો આ તોલ સાચો છે પણ તું તેને અહીં કેવી રીતે તેડી લાવશે ?"

માચેજ ધનજી ભગતને એના મંદીરથી છૂટો પાડવો એ મુશ્કેલ હતું. એના જનમ અને મોટપણ વચ્ચેના વખતમાં દુનિયા ઘણી આગળ વધી ગઈ હતી પણ તે ત્યાંનો ત્યાંજ રહ્યો હતો. નવા જમાનાની અજાયબીઓ વિષે તે માત્ર અજાણ હતો. એ આખી દુનિયાને સૈકાઓ પહેલાં લખાએલાં ભજનોની નજરે નિહાળતો. ઇંદુલાલ ભગતજીને ઓળખતો હતો. તે જાણતો હતો ભગતજીના જીવનમાં લોભ જેવી વસ્તુને સ્થાન ન હોઇ તેને મુંબઇ આવવા લલચાવવામાં નિષ્ફળતાજ મળવાની હતી.

પણ ચંદુલાલ મહજમાં હારી જાય તેમ ન હતું. ગમે એ તરકીબથી તે નટવરલાલ શેઠને સતોષવા માગતો હતો.

"ઇંદુ ! એવી એકે લાલચ નથી જેનાથી એને લોભાવી શકાય ?"

"એની બધી સ્પૃહા અને તૃષ્ણા મરી પરવારી છે સિવાય કે—"

'હાં હાં બોલ ! અટકી કેમ ગયો ?'

'સિવાય કે સ્વર્ગારોહણ.'

ચંદુલાલની યુક્તિબાજ બુદ્ધિએ ઘડીભર વિચાર કરી લીધો. વિચારાંતે તેને અંધકારમાં પ્રકાશ દેખાયો

'ઇંદુ આપણે એને સ્વર્ગે તેડી લાવીશું.'

'એટલે ?'

'એટલે એમ કે આપણે એને વિમાનમાં બેસાડી સદેહે સ્વર્ગે આણીશું ?'

'વિમાન તો જાણે કે ભાડે મળે છે પણ સ્વર્ગ પણ ભાડે મળે છે કે શું ?'

'ઇંદુ ! સ્વર્ગ ભાડે રાખવું નહિ પડે. સ્વર્ગપુરી તૈયારજ છે.'

'હે ! સ્વર્ગપુરી તૈયાર છે ?'

'હા ! સ્વર્ગ એટલે મારો સ્ટુડીઓ.'

માચેજ ગામડીઆ ધનજી ભગત માટે ચિત્રપટકારનો સ્ટુડીઓ સ્વર્ગ નહિ તો બીજું શું હોઈ શકે ?

× × × ×

ધનજી ભગતને તેડવા આવેલા સ્વર્ગના દૂતો તે એજ બે બંધુઓ ચંદુલાલ અને ઈંદુલાલ હતા. તેમણે પગથી ડોકાં સુધીના ડગલા પહેર્યા હતા, મ્હોડાં પર બુકાની બાંધી હતી. ટગર ટગર થતી તારા જેવી આંખોજ ઉઘાડી હતી. ધોળા દૂધ જેવો એ દરવેશ માત્ર સીધા ભગતને ભુલાવામાં નાખવા માટે સમર્થ હતો. ભૂલેલા ભગત સ્વર્ગે જવા તૈયાર થઇ ગયા. વર્ષો થયાં તે એવા આણાંની કાગના ડોળે રાહ જોતા હતા. ભગવાનના ઘરના એ આણાંને પાછું ઠેલાય ?

વિમાન પરદેશમાં ઉડતું હતું. તે જેમ જેમ ઉંચે ચ્હડતું ગયું તેમ તેમ રોજની જોએલી વસ્તુઓ દૃષ્ટિપથમાંથી અલોપ થવા લાગી.

ભગત મુંબઇમાં હોય છે તેવી નવા જમાનાની દુનિયાથી હજારો કોષ આઘે વસતો હતો. એની ભૂગોળની સમજ પોતાના પરગણાંના પાધર સુધીની; એનું ખગોળનું જ્ઞાન

જોશી બાવાઓના અગડં બગડં સુધીનું. એણે જનમભર જોયાં હતાં ગામડાં ને ગામડાંના સીમાડા. એમાં જોવા જેવું હોય છે પણ શું ? ત્યાં હોય છે વરસે વરસે મુલાકાત લેતાં ઓરીને મ્હામારી, કોગળીયું ને પ્લેગ, દુકાળ અને રેલ. વળી એમની રોજિંદી જિંદગીમાં હોય છે કજીયા અને કંકાસ, ધુળ અને છાણ. એ પોતે દુખીઓ હતો. પડોશીઓનાં દુખોથી તે માહિતગાર હતો. એણે પોતે સુખો માણ્યાં ન હતાં, અન્યોને માણતાં જોયા ન હતા. ભગત સમજતો સુખો તો સ્વર્ગમાંજ હોય. માનવી લોકમાં તો ભવોભવનાં પાપોના પ્રાયશ્ચિત ભોગવવાનાં હોય છે. એથી સ્વર્ગારોહણના આજના પ્રસંગે એનો ઉજમ માતો ન હતો.

'ભાઇરે ફિરસ્તા સ્વર્ગવાસીઓ મારા જેવા દુબડાની મશ્કરી નહિં કરે?'

ભગતજી દુબડી કાયા માટે મનમાં એવું ન લાવો. સદેહે સ્વર્ગે સંચરવું એ મહા ભાગ્ય મનાય છે.'

'સ્વર્ગારોહણનું' ભ્રામક નાટક આગળ ચાલ્યું. સ્વર્ગના દૂતોએ ભગતજીને અવળું અવળું સમજાવવા માંડયું.

'જુઓ ભગતજી ! પેલી રહી સાત પવિત્ર નદીઓ અને સાત પાવન પર્વતો.'

ગગનના ગોખમાંથી સાચેજ ભારત વર્ષની મોટી મોટી નદીઓ અને એકમેકની સોડમાં લપાતા પર્વતો દેખાતાં હતાં.

ભગતજીએ તાજુબ અને કૃતાર્થ થયા હોય એમ મૂંગા મૂંગા હાથ જોડયા. ચૌદે તીરથનાં દર્શન એકી વેળા કરનાર મુમુક્ષુ કેટલો ભાગ્યશાળી કહેવાય ?

દૂર દૂરથી હિલોળા લેતો સમુદ્ર દેખાવા લાગ્યો.

'ભગતજી આપણે હિમાળો ઓળંગી આવ્યા. જુઓ પેલો દેખાય છે તે ક્ષીર સાગર.'

ભગતજીને દિશાઓનું ભાન ન હતું. ભૂગોળની ગતાગમ ન હતી.

વિંધ્યા ને સહયાદ્રિની ટેકરીઓને હિમાલય કે અરબી સમુદ્રને ક્ષીર સમજવામાં તેને જરાય શંકા ન આવી.

સાંજ પડવા આવી. આકાશમાં તારા ને ચંદ્ર તેમજ ભૂતળમાં ઘણા કલ્યાણની હવેલીઓએ ડોકાઓં કર્યાં.

• "ભગતજી પેલા આઘે આઘે દેખાય છે તે ચંદ્રલોક અને તારાલોક, તથા પેલાં સાથે દેખાય છે તે અલકાપુરી ને ગાંધર્વ નગરી."

સ્વર્ગપુરીને પાસે આવતી જોઈ ધનજી ભગતની આંખોમાં ચળકાટ આવવા લાગ્યો. નવું નવું જોઈ પ્રશ્નો પૂછવાની તેની જીજ્ઞાસા વધતીજ ચાલી, ઉત્સાહમાં ને ઉત્સાહમાં તે દરેક જવાબ ઉપર ટીકાઓ પણ કરવા લાગ્યો.

મુંબઇ આવી પહોંચ્યું. નીચે ઉતરવાને વાર હતી. અંધારું થયા વિના વીજળીનો ઝગઝગાટ થાય નહિ અને સ્વર્ગની રોશનીમાં ભગતજીને આંજી નાખવાનું શકય બને નહિ, એથી વિમાને મુંબઈ ઉપર ચક્કરો લેવા માંડયાં.

નીચે હાઈકોર્ટના મિનારા દેખાયા.

'ભગતજી જુઓ પેલી ધરમરાજાની કોરટ.'

કોર્ટ ખલાસ થઈ હતી. આંગણામાં લાંબા લાંબા ઝભ્ભાવાળા વકીલોનાં ટોળાં ભમતાં હતાં.

'ફિરસ્તા ભાઈ! આ કોણ?'

'ભગતજી એ તો વકીલ લોકો. જ્યારે જમરાજા ખરા ખોટાનો હિસાબ લે છે ત્યારે તેઓ માનવી લોકોની વતી વકીલાત કરે છે.'

'ભાઈરે ફિરસ્તા! વકીલાત કરે યા ન કરે એ સરખુંજ નથી? વકીલાતથી પાપને પુણ્ય થોડુંજ બનાવી શકાય?'

''ભગતજી તમને ખબર નથી કે એ વકીલો તો ખરાને ખોટું અને ખોટાને ખરું બનાવી શકે છે. ધર્મરાજા પણ એ લોકો આગળ તોબાહ પોકારે છે.'

'ધર્મરાજા પણ તોબા પોકારે છે! ઓ બાપ! વૈકુંઠનાથ પણ એ સાંખી રહે છે?'

'અરે ભગવાન ઉપર પણ વકીલોની મ્હે પડે છે.'

'ત્યારે મોટું કોણ ભગવાન કે વકીલ?'

'થોડા દિવસ અહીં રહો એટલે આપોઆપ ખબર પડશે.'

વધુ ચર્ચા ચાલે ત્યાં તો વિમાન એકજ ગુલાંટે મહાલક્ષ્મી–પરેલ–માહીમ ઉપર આવી પહોંચ્યું.

- આ લનો એટલે મુંબઈરૂપી સ્વર્ગની અડોઅડ વસેલો નર્કરૂપી મિલવિસ્તાર.

મહાલક્ષ્મીના ધોબીઘાટ ઉપર હજારો ધોબીઓ 'ઓ રામ! ઓ રામ!' કહી કપડાં ઝીકતા હતા.

'આ શું ચાલી રહ્યું છે!'

'જમગ લોકો પાપી લોકની ચોટલી પકડી પકડી પત્થરની શિલા ઉપર ઝીંકે છે.'

'આવા ધો વગર પાપીઓનાં મેલાં ઓળીયાં થોડાંજ ઉજળાં થાય?'

ત્યાં તો સો સો ગજ ધુમાડો ઓકતી મિલોનાં ભૂંગળાં અને કાન ફોડી નાખે એવા અવાજ કરતા સંચા દેખાયા.

'જુઓ ભગતજી પેલી નર્કપુરીની ધાણીઓ અહીં નર્કવાસીઓનાં અવળી ધાણીએ તેલ પિલાય છે.'

મિલ–મજૂરોનાં જીવન જોયા પછી આ રૂપકની યથાર્થતા ખોટી નહિ ગણાય.

ત્યાં તો મહીમની ગંધાતી ને ખરાબની ખાડી આવી.

'ભગતજી આ રહી વૈતરણી નદી. એ પાર કરીએ એટલે સ્વર્ગપુરી.'

'ફિરસ્તા ભાઈ સ્વર્ગ અને નર્ક આટલાં બધાં નજીક છે?'

'હા ભગતજી! સ્વર્ગ અને નરક વચ્ચેનું અંતર ગજ ઓછું હોય છે.'

એ સ્વર્ગમાંથી એક જ પગથીયું ચૂકીએ તો નર્કમાં જઈ પડાય છે એ વાતની કોણ ના પાડશે?

વિમાને અવળી ગુલાંટ મારી, દાણાબજાર દેખાવા લાગ્યું. "જુઓ ભગતજી આ રહ્યાં સ્વર્ગનાં સદાવ્રત અને અન્નભંડાર."

ભગતથી બોલાઈ જવાયું.

"અધધ! અહીં આટઆટલાં ધાન વગર વપરાયે પડયાં પડયાં સડે છે છતાં મૃત્યુ લોકોમાં મુઠી અન્ન માટે તરફડી મરે છે!"

દવાબજારમાં "ધન્વંતરી ભગવાનનાં" દવાખાનાં "જોતાં ભગતે ફરી ઉદ્‌ગાર કાઢ્યો. "અહીં દવાદારૂની રેલંછેલ છે અને અમારે ત્યાં ટીપું દવા માટે પણ સગવડ નથી."

છેલ્લે છેલ્લે કાપડ મારકીટો જોઇને તો ભગતજીની નવાઈનો પાર જ રહ્યો નહિ."

"હવે મને સમજાય છે કે ભગવાન દ્રૂપદીનાં નવસોને નવ્વાણું ચીર ક્યાંથી લાવ્યા હશે!"

ભગતજી કરૂણા અને દયાના બંધને માનવીલોક ભણી ખેંચાતા હતા. દેવદૂતોને તેમ થવા દેવું થોડું જ પરવડે? તેમણે કહ્યું:

"ભગતજી! તમને અને માનવીલોકને હવે શો સંબંધ! ગતજીવનની માયા મૂકો."

વિમાન સરર કરતું જુહૂના મેદાનમાં આવી ઉભું. પૂર્વયોજના પ્રમાણે રોલ્સરોઇસ તૈયાર હતી. સ્વર્ગીય રથ, આરસી જેવા રસ્તા અને ઝગઝગતી રોશની એ ત્રણેની ભગતજી પર એવી તો સ્હે પડી કે તે માનવી લોકને વીસરી ગયા. ધનજી ભગતે સ્વર્ગ પ્રવેશ કર્યો.

× × × ×

ચિત્રપટકાર ચંદુલાલનો સ્ટુડીઓ આયોજ એક નાનકડી અલ્કાપુરી જેવો હતો. સ્ટુડીઓનું મકાન ઘણીવાર હોય છે એવો 'કાગળનો કિલ્લો' કે 'કાચની કોઠી' ન હતું. ભલભલા રાજમહાલને આંટી દે તેવી એની રોનક હતી. એની દીવાલો કાચેની ન હતી છતાં હતી આરસી જેવી પારદર્શક. એ પારદર્શકતાના સામસામા પ્રકાશની કરામતીને લઈ એક જ ઓરડામાં પેસનાર જોતો કે તે એકી સાથે સંખ્યાબંધ ઓરડાઓમાં પ્રવેશી રહ્યો છે. જેમાં એવી ઐંદ્રજાલિક માયા ન હોય તેને સ્વર્ગધામ પણ શી રીતે કહેવાય? ઓરડે ઓરડે મખમલના ગાલીચા હતા, છેલ્લામાં છેલ્લી ઢબનાં વિલાસપ્રેરક સાધનો અને શણગાર હતા. સ્ટુડીઓનો ચોક પણ ઘણો વિશાળ હતો. એમાંનો બગીચો જાણે બીજું નાનકડું નંદનવન હતું.

આ માયામહેલને ગરીબ, ગામડીઓ, અને અભણ ધનજી ભગતે સાચું સ્વર્ગ માની લીધું હોય એમાં અજાયબ પામવા જેવુંએ શું હોય? સ્વર્ગ અને મર્ત્ય વચ્ચે આસમાન જમીનનો અંતર હોય છે એમ કહેવાય છે. એક બાજુ ભગતની સતર થીંગડાવાળી ગંધાતી ગોદડી, જાણે પડી જવાની આળસે જ ઉભી રહી હોય તેવી ઝુંપડી અને વર્ષો-ભરના ધુમાડા કે એને કોયલાના રંગની હરિફ બનેલી માટીની કોઠલી તથા બીજી બાજુ

મણ મે મણ રૂએ ભરેલી મગરૂની તળાઈઓ, ઇન્દ્રભુવનની સરખાઈ કરે તેવી હવેલી અને દેશપરદેશની મીનાકારીવાળા ચાંદીસોનાના વાસણો, આ બે સ્થિતિઓ વચ્ચે તેવડોજ–આભધરતી જેવડો અંતર નથી? ભગતજીને ભજનોના પદો યાદ આવ્યા 'સ્વર્ગમા-દેવોના દેશમા દૂધની નદીઓ વહે છે અમૃતના ગોરસ ઢોળાય છે, પકવાનની ખેતી થય છે એના પ્રથમ મેળાપે જ એ માનવીનોક–ગામડાના નદીનાળાના પાલીઆ પાણી એ પાણીથી પણ પાતળી જાય, અને એ છમમા એમરસ બનેલુ ભૈડકુ ભૂલી ના શકે? ખારા પાણીની માછલી મીઠા જલમા જાણે અરધી ભૂલી અને તરસી રહેવા લાગી

અહી એને અડવુ અડવુ લાગતુ હતુ ઓરડામા રમતા મૂકના હરણના અને પિંજરામા હરતા ફરતા પોપટના જેવી તેની મનોદશા હતી ભગતજીનો જીવ ગૂંગળાતે હતો, જાણે વનવગડાની હવાથી ટેવાએલા ફેફસા અતની મદમદ મીઠી લહરથી પૂરેપુરા ફૂલતા ન હોયની! એને અહિના દેવદેવીઓનો સ્વભાવ વિચિત્ર લાગ્યો દરેક એક બીજાથી અતડા અતડા ફરતા કોઇ કોઇ જોડે બોલતા નહિ એમના નાકના ટેરવા દેખાવે ઘણા મનોહર છતા તે રહડેના જ રહેતા એ લોકોના મ્હોડા પણ આરસની પૂતળીઓના મ્હોં સમા હતા, પણ એ ખૂબસુરત સુરતોમા હાવભાવની ભની ઝુરી એકે હિનચાન ન હતી આખા પરગણા જોડે અડીને સગાઈ રાખનાર ભગત આ ટોળામા મુઝાવા લાગ્યો

નાટકના દરેક પાત્રને પોતપોતાના પાઠ માટે તૈયાર કરવા પડે છે ધનાભગતને પણ સેતાનના પાઠ માટે તૈયાર કરવાનો હતો નવુ માનસશાસ્ત્ર કહે છે કે માણસની વૃત્તિઓ તેના આચાર વિચાર, ખોરાક અને ચોતરફના વાતાવરણ ઉપર આધાર રાખે છે ચતુરાને એ સિદ્ધાંતમા શ્રદ્ધા રાખી ભગતમાથી 'સેતાન નિપજાવવાનો અખતરો શરૂ કર્યો માણસમાત્રમા દૈવી અને આસુરી વૃત્તિના અંકુરો માટે અનુકૂળ ક્ષેત્ર જન્મથીજ સહજ હોય છે પણ એક ક્ષેત્રના બારણા ઉઘાડા રહે છે ત્યારે કોઇ અદૃશ્ય ચાપના જોડાણે બીજા ક્ષેત્રના બારણા બંધ રહે છે ભગતજીના જીવનમા દબાઇ રહેલા આસુરી બીજને જીવતા કરવા એક પાકા ખેડૂત માફક ચતુરાને ખેડ ખાતર અને પાણીની જોગવાઇ કરી એ તરેના પોષણે ભગતમા રહેલો સુપ્ત સેતાન આળસ મરડી બેઠો થયો સ્વભાવત એ રોગી ન હતો, ઉધારી પણ ન હતો પણ સયમ અને ભૂખમરાના દબાણ તળે તે કચરાઇ ગયો હતો કૃષ્ણ કનૈયાની નાથે લાચાર બની કાળાયો નાગ ગરીબ ગાય જેવો બની બેઠો હતો એ જાગ્યો બગાસા ખાઇ કુંભકર્ણની પેઠે ખાવાનુ માગવા લાગ્યો

સેતાનના ખપ્પર માટે જાતજાતના નૈવેદ્યો તૈયાર હતા એ મધમીઠા મેવાઓ અને સરબ જેવા પીણાઓ ઓળખવા જેટલી ધનાભગતમા બુદ્ધિ ન હતી આખો જન્મારે બાજરાના રોટલા અને વાલની દાળ સિવાય બીજુ કંઇ એણે જોયુ હોય તો ને? બે ચાર દિનની વાસી ને કહોણી છાશ પી પી જીવનારને શી ખબર પડે કે કાચના પવાલામા પીરસાએલું લાલપાણી તો મદીરા છે? અવનવા સુકા ભાખરા ખાઇ ખઇ કંટાળેલી જીભને ભાતભાતના પકવાનો અને રોગતા રસીપરી થવા લાગી સ્વાદિષ્ટ વાનગીઓ કોઇદી રાજને કડવી લાગી છે? બિચારા ધનજીને ભાન પણ ના પડ્યુ કે એ વાનગીઓમા માંસ

હતું, એ તો અહ્વાણુ છવ હતો. એણે માન્યું દેવલોકનાં પંચામૃત અને પકવાન આવાં જ હશે.

ભગતજી એકલા બેસી બેસી કંટાળતા ત્યારે સામેના બાજઠ પર ચિત્રોનાં આલ્બમ હતાં તેનાં પાનાં ફેરવતા. એમાં લોકપ્રિય ચલચિત્રોના રોમાંચકારી પ્રસંગોનાં ફોટાઓ હતા.

ભગતજી જીજ્ઞાસુ ભાવે પૂછતા "ભાઈ! આ શાના ચિત્રો છે?"

ભગતજીને સાંભળવા મળતું 'તે દેવોની પ્રેમ લીલા હતી.' માનવી લોકમાં સહજ એવી ભગતજીની ગામડીઆ નજરે તે "અનાચાર" "ભ્રષ્ટાચાર" જણાતો. પણ દેવદૂતો સમજાવતા. "ધરમ, કરમ, નીતિ, ન્યાય એવી ગામડીઆ અને જંગલી વાતોને દેવપુરીમાં સ્થાન નથી."

કારણ દેવપુરીમાં–શહેરોમાં જીવનનો પ્રધાન કાર્યક્રમ 'ખાવું, પીવું ને મઝા કરવી, લાડી, વાડી, ને ગાડીમાં ફરવુ" વગેરેમાં જ હોય છે. દેવદૂતો એને રાજી રાખવા ફોનોગ્રાફના સંગીતો સંભળાવતા. એ ગીતોના રાગ અને તાલ ભગતજી ક્યાંથી સમજી શકે? પણ એનો અર્થ જે થોડો ઘણો સમજાતો તે સમજે તેના મનમાં કંઈ ને કંઈ થઈ જતું. કારણ રંગીલા શહેરોની રંગીલી પ્રજાને રીઝવનારાં એ ગીતોમાં પ્રેમલા પ્રેમલીના ચેનચાળા જ હોય છે?

ભગતજીને નવાઈ લાગતી "આખરે આ દેવો ને દેવીઓ આવી તો છે મૃત્યુલોકમાંથીને? તે અહીં આવતાં વેંતજ ત્યાંના નીતિનિયમોને કેવી રીતે ભૂલી જતાં હશે?" ગામડામાંથી આવી શહેરોના વિલાસમાં લટું બનેલાઓને પણ એજ પ્રશ્ન પૂછવા જેવો છે.

લોકો કહે છે કે પુણ્યશાળી આત્માઓજ સ્વર્ગે સંચરે છે. પણ આ દુન્યવી સ્વર્ગ–શહેર માટે તો કદાચ એવું કહેવું પડશે કે જેનાં પુણ્યો પરવારે છે તેજ શહેરમાં જાય છે.

આબોહવાની જેટલી અસર શરીર પર થાય છે તેટલી જ મન ઉપર પણ. ભગતજીનો સુંઆરો ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. માંસ, મદીરાના સ્વાદે જેમ તેની જીભ ટેવાઇ ગઈ તેમ તેની આંખો પણ સ્વર્ગીય રંગલીલાના દૃશ્યોથી ટેવાવા લાગી. અને પછી તો લાંબાકાળથી લાંઘણ કરતી ભોગવૃત્તિઓએ બળવો કર્યો. એના માનસમાં સંસ્કારિતાનું ઊંડું ખેડાણ તો હતું જ નહિ તેમાં વળી આ નવી પરિસ્થિતિએ ધસારો કર્યો એટલે થઇ રહ્યું. કોરા કાગળ જેવી પડતર જમીનમાં નવાં નવાં નવાં ઘાસો ઉગી નીકળવા લાગ્યાં. તાજાજ જાગેલા કુંભકરણનું ખોરાક માટેનું ખૂસરાણ વધી પડ્યું. સેતાન "ખાઉં ખાઉં" કરવા મંડ્યો.

"બેસ બેસ સેતાન તને હું નહિ જીતવા દઉં." ભગતના માનવ–આત્માએ એકાદવાર પડકાર કર્યો.

"ભાષા નકામી છંદ મૂકો, હવે તો હું જ જીતીશ."

"ગમે તેમ તોયે તું નાથેલો નાગ."

"ના, ના, હવે તો હું છૂટો વાઘ થયો છું."

સાચેજ ભગતજીનો સેતાન વિજયી થયો. વાસના તૃપ્તિ માટે બૂમ પાડવા લાગી. માંસ અને મદીરાથી તે હવે ધરાતી નહિં. એને હજુ બીજું કંઈક જોઈતું હતું.

આ પગથીએ ચંદુલાલે પ્રવેશ કર્યો. કુશળ માનસશાસ્ત્રીની દૃષ્ટિએ તેણે એ ત્રીજી વસ્તુ પારખી લીધી.

માંસ, પછી મદીરા, પછી?

× × × ×

પછી અપ્સરા, એના સહવાસ વિના કદાચ સ્વર્ગજીવનમાં ઉણપ રહી જાય છે. ભગતજીમાં એ ભુખ જાગી. જાગી તો જાગી પણ તે એટલી તીવ્રતાથી જાગી કે તે જુગજુગના અપવાસના પારણાં એક જ કોળીએ કરવા તલપાપડ થઈ રહી.

નાટકનો છેલ્લો અંક શરૂ થયો. "સેતાન અને સુંદરી"ની પ્રણય-લીલા, રાસલીલા શરૂ થઈ. સુંદરીનો પાઠ દેવી કનકલતા નામની એક નટી ભજવતી હતી. એણે શું શું કરવાનું છે તે તેને ચંદુલાલે બરાબર શીખવી દીધું હતું.

જંગલી જનાવરોની બીષણ જીવનચર્યાની નૈસર્ગિક છબીઓ પાડવા સીનેમાવાળા ઝાડવે ઝાડવે માળા બાંધી તે ઉપર કેમેરા લઇ લપાઇ રહે છે. એજ રીતે સેતાન અને સુંદરીની બિભત્સતાના આરે ઉભેલી દોડાદોડ, ખેંચાતાણ, બાથાબાથના કુદરતી ચિત્રો પાડવા યોજના થઇ ચૂકી હતી.

નાટક શરૂ થયું. વકરેલા વાઘે શિકાર ઉપર છલંગ મારી. ચકોર બકરીએ તે છલંગ ચૂકાવી. તે નાસવા લાગી. એના નાટકીયાળા આક્રંદ હતા. એનું આખું શરીર ધ્રૂજતું હતું, એના મ્હોં પર વેદના અને કરુણાના શેરડા પડતા હતા.

એનો નાટકી અભિનય જોતજોતામાં જીવંત બન્યો. કારણ સામા પક્ષે શિકારી માત્ર નાટક નહોતો કરતો. વાસનાને તૃપ્ત કરવા માટેના ધમપછાડા સાચા હતા, સ્વાભાવિક હતા. એથી જ તેની બીષણતા ભયાનક હતી. એ ભયંકર ભાવોનો સાચો અર્થ જ્યારે નટીના સમજવામાં આવ્યો ત્યારે તે સાચે જ ગભરાઇ ગઈ. એનો ચિત્કાર, શિકારીના હાથમાંથી છટકવાનો તરફડાટ કુદરતી બની ગયો.

તપોભંગ કરવા આવેલી ગણિકા રૂપિની બાથમાં સપડાઈ. વારાંગનાઓને એવી બાથની નવાઇ ન હતી. પૈસાની લાલચે એઓ માણસ તો શું પણ હેવાન પશુ જેવાઓના સંસર્ગ પણ વધાવી લે છે. પણ આ ચૂડ જુદી હતી એ અજગરે ભરાવેલી ચૂડ હતી. જુગજૂગ્યો સેતાન તેને આખીને આખી ચૂસી લેતો હતો. દુકાળનું જનાવર નારંગી અને કેળાને છોલ સાથે જ ભચરડી જતું હતું. કામાતુરાણાં ન ભયં ન લજ્જા. કામાવેશે મર્દો ભય પામે છે? શ્વાનને વાસનાતૃપ્તિમાં લજ્જા આવે છે? કામ, કામતૃપ્તિ, વિષય-ભોગ એ બાબતમાં ધનજી ભગતની માનસિક સ્થિતિ ઘડીભર એ પ્રાણીઓના જેવીજ હતી.

ચંદુલાલને એને મનગમતાં દૃશ્યો મળી રહ્યાં. એ જીવંત જેવાં કેમેરામાં અમર થઇ ગયાં. એ નાટક ભાડે આણેલા નટ–નટીઓનું બનાવટી નાટક ન હતું. એ બે પાત્રોની જીવંત રસલીલા હતી.

નાટક પૂરું થયું. ચંદુલાલનો લાખ રૂપીઆનો દલ્લો સહી થયો. કનકલતાને હજાર રૂપીઆનો પગાર બક્ષિસ સાથે આપવામાં આવ્યો. નટવરલાલ શેઠની આંખને તૃપ્તિ મળે તેવું ચિત્રપટ તૈયાર થઇ ગયું.

પણ બિચારો ધનજી ભગત! તેને હાડોહાડ ધૃણા ઉપજતી હતી. સેતાન સાથેના દ્વંદ્વયુદ્ધમાં પરાજિત થવાથી તેનો આત્મા કકળી રહ્યો હતો એને સ્વર્ગ હવે અકારૂં લાગવા લાગ્યું. માનવી લોકના પોતાના નિષ્કલંક જીવનની યાદ એના અંતરને કોરી રહી હતી.

'ભાઈરે! ફિરસ્તા મને મારા માનવી લોકમાં મૂકી આવો.'

ચંદુ-ઇંદુને તો એજ જોઇતું હતું. ભગતજી પાસે કામ કઢાવી લીધા પછી હવે એનો શો નિકાલ કરવો એ મુંઝવણનો આમ સહજ નિકાલ આવતો જોઈ તેઓ રાજી રાજી થઇ ગયા. છતાં એમણે એનું નાટક ચાલુ રાખ્યું.

'બસ ધરાઈ ગયા?'

'ભાઇઓ મેં નહોતું ધાર્યું કે સ્વર્ગ આવું હશે.'

'હજુ તમે ભગવાનનાં દર્શન તો કર્યાં નથી.'

'સ્વર્ગજ આવું છે તો પછી તેના ભગવાન કેવાય હશે? બસ બાપુ! મને મારા ગંદા ગંધાતા ગામડામાં મૂકી આવો.'

'તો તમારી મરજી! અમે તો ચીઠ્ઠીના ચાકર.'

× × × ×

બીજે દિવસે આખા પરગણાની અચરજ વચ્ચે ભગતજી જીવતા થયા. ગામડાની ભોળી પ્રજાએ માન્યું હતું કે સાચે જ ભગતજી સ્વર્ગે ગયા હતા.

ભગતજી સ્વર્ગારોહણ કરી પાછા આવ્યા છે એ વાત વાને વેગે ગામેગામ પસરી ગઈ. ભગતજી પાસે સાંજને છેડે હજારો લોકો આવવા લાગ્યા. ભગતજી તો સ્વર્ગ શબ્દના શ્રવણ માત્રથી શરમાઈ માથું નીચું નમાવતા. પણ લોકોની કુતુહલવૃત્તિ જબરી હતી. ઉપરાઉપરી પ્રશ્નોએ મૂંગા ભગતજીને જવાબો દેવા જ પડયા.

"સ્વર્ગ કેવુંક?"

"મૂકો એ સ્વર્ગની વાત."

"કેમ ત્યાં ના ગમ્યું?"

"અરે ત્યાં મારો જીવ જ ગુંગળાઈ ગયો."

"એમ. ત્યાંની કંઈ વાનગીઓ લાવ્યા હશોને?"

"હા જુઓ આ રહી. આ શીશીમાં અમૃત છે, આ ડબ્બીમાં પકવાન છે, અને આ કાગળમાં અપ્સરાઓની છબી છે."

"અરે! આ તે અમૃત કે દારૂ?"

"અને આ પકવાન કે માંસ?"

"તથા આ અપ્સરા કે વેશ્યા?"

ભગતજીએ શો જવાબ આપવો? તે માત્ર એટલું જ બોલ્યા: ભાઇઓ જનમોજનમ મૃત્યુલોકમાં રહેજો ને મરજો પણ એ કમજાત સ્વર્ગનું નામ લેતા નહિ.

— પ્ર.

---

## સંસ્થા

**૧ સંસ્થા ઉત્પાદક બળો :—**

પ્રાણીવર્ગના બીજાં અંગોની માફક માણસને પણ અનેક પ્રેરણાઓ રહેલી છે, અને એવી પ્રેરણાઓના બળને લીધે વ્યક્તિઓ અને સમાજો વિવિધ પ્રવૃત્તિઓમાં પરોવાઇ રહે છે. સેંકડો વર્ષ સુધી યુરોપમાં એવી માન્યતા હતી કે માણસને કાંઇ પ્રેરણા હોય નહિ પણ માત્ર બુદ્ધિજ હોય અને માણસની બધી ક્રિયાઓ બુદ્ધિને લીધે થઇ શકે છે. એ માન્યતા પ્રમાણે માત્ર માણસથી નીચા વર્ગના પ્રાણીઓને પ્રેરણા હોઇ શકે અને એવા પ્રાણીઓને લેશ માત્ર પણ બુદ્ધિ ન હોય આ માન્યતા ભૂલભરેલી હતી અને હવે સર્વત્ર સ્વીકારાય છે. પ્રેરણા ન હોત તો જેમ પક્ષીઓ ચારો શોધી કે માળો બાંધી શકત નહિ તેમ માણસો પણ ખોરાક પ્રાપ્તિ માટે મહેનત કરત નહિ કે ઘર બાંધી શકત નહિ. પણ માણસો અને બીજાં પ્રાણીઓની વચ્ચે ફેર એ છે કે જ્યારે નીચલા વર્ગોનાં પ્રાણીઓ પ્રેરણાથીજ જીવન વ્યવહાર કરે છે, ત્યારે માણસો એ પ્રેરણાથી ઉત્પન્ન થતી ક્રિયાઓ કરતા બુદ્ધિને સાધનરૂપ વાપરે છે. મનુષ્યજીવનમાં ક્રિયાઉત્પાદક બળો તો પ્રેરણાત્મક જ છે પણ એ બળોને અંકુશમાં રાખવા, કેળવવા તેમાં કેટલેક દરજ્જે રૂપાન્તર કરવા અને અને અમુક ધ્યેયની દિશામાં વાળવાનું કામ બુદ્ધિનું છે પક્ષીઓ માફક માણસોને અમુક ઘાટનું ઘર બાંધવાની પ્રેરણા ન હોય પણ વાતાવરણના ત્રાસથી આશ્રય મેળવવાની પ્રેરણા તો હોય છેજ જેમ અતિશય તાપ કે ટાઢથી પોતાનું રક્ષણ કરવા પશુપક્ષીઓ પણ આશ્રય શોધે છે તેમ માણસને પણ પ્રેરણા બળથી આશ્રયસ્થાનની જરૂર જણાય છે. તેથી એ પ્રેરણાત્મક જરૂરિયાત પૂરી પાડવા માટે બુદ્ધિપ્રયોગથી યોગ્ય સાધનો મેળવવાં અને તેની ઘટના કરવા પ્રયત્ન કરે છે. એ રીતે નીચલા વર્ગનાં પ્રાણી મુખ્ય કરી શુદ્ધ પ્રેરણા થીજ પોતાનાં કાર્યો સાધી શકે છે. પણ માણસો પ્રેરણાબળથી ઉત્પન્ન થતી જરૂરિયાતોની સંપ્રાપ્તિઓ બુદ્ધિ વડે સાધી શકે છે. આખા પ્રાણીવર્ગમાં સંરક્ષણપ્રેરણા અને લિંગ-પ્રેરણા એ બે મૂળભૂત પ્રેરણાઓ રહેલી છે અને બીજી બધી પ્રેરણાઓ એના વિશેષરૂપ કે રૂપાન્તર જેવી હોય છે. એ મૂળભૂત બળોથી પ્રેરાઇ જીવનવ્યવહાર કરતાં માણસો

બુદ્ધિનાં સાધનથી અનેક વ્યવસ્થાઓ કરવા પ્રયત્ન કર્યાં જાય છે. પ્રજનન પ્રેરણાને બુદ્ધિના અંકુશમાં રાખી વ્યવસ્થિત સ્વરૂપ આપવાના પ્રયત્નથી લગ્ન અને કુટુંબ જેવી સંસ્થાઓ ઉભી થઇ. ખોરાકની જરૂરિયાતથી પ્રેરાઇ જે પ્રવૃત્તિઓ માણસોએ શરૂ કરી અને વિકસાવી તેને પરિણામે આજની આર્થિક પ્રવૃત્તિઓ અને વ્યવસ્થાઓ ઉદ્દભવ્યાં છે. જાનમાલના સંરક્ષણની ઘટના કરતાં રાજ્યસંસ્થાઓ ઉદ્દભવી અને ઉત્ક્રાન્તિ પામી આજની સ્થિતિએ પહોંચી છે અને તેજ પ્રમાણે વિવિધ પ્રેરણાઓને સંતોષવા જુદી જુદી રીતે વ્યવસ્થા થવા માંડી અને એ રીતે જુદા જુદા પ્રકારની સામાજીક સંસ્થાઓ ઉદ્દભવી.

### સંસ્થા એટલે શું ?

બીજા જીવોની માફક માણસોને પણ પ્રેરણાઓ અને મનોમય બળોથી વિવિધ ક્રિયાઓ અને જરૂરિયાતો ઉદ્દભવે છે. મનુષ્યજીવનમાં એવી જે જરૂરિયાતો કાયમની એટલે ચિરસ્થાયી હોય તે સાધતાં મુકરર પ્રકારની કાર્યવ્યવસ્થાઓ ઉદ્દભવે છે. સંસ્થા એટલે જરૂરિયાતો અને પરિસ્થિતિ પ્રમાણે અર્થસિદ્ધિ માટે સમાજમાં ઉદ્દભવતી ચિરસ્થાયી વ્યવસ્થાઓ. અને એ પ્રમાણે આપણે સંસ્થાની વાખ્યા આપી શકીએ. પ્રાથમિક અવસ્થામાં ખોરાક મેળવવાના પ્રેરણાત્મક જરૂરિયાતને પહોંચી વળવા તે વખતની પરિસ્થિતિ અનુસાર પ્રાણીઓનો શિકાર કરી અથવા ઠામઠામ ભ્રમણ કરી વનસ્પતિ આહાર મેળવવાની પ્રથા શરૂ થઈ. એવી પ્રથા બુદ્ધિથીજ સ્થપાઈ અને જોકે એ શાસ્વત કે અનંત તો નહોતીજ, તોપણ દીર્ઘકાળ સુધી ટકી રહી. તેથી આપણે શિકાર કે ભ્રમણ પ્રથાને 'સંસ્થા' ગણી શકીએ. તેજ પ્રમાણે રાજ્યસંસ્થાઓ માટે પણ કહી શકાય. વ્યક્તિને તેમજ સમાજને હરીફોથી આક્રમણ થવાનો સંભવ છે અને ઘણીવાર થાય છે. તે વખતે જાનમાલનું સંરક્ષણ કરવા પ્રેરણાત્મક જરૂર ઉદ્દભવે છે. એ જરૂર સંતોષવા માણસો બુદ્ધિથી અમુક વ્યવસ્થાઓ સ્થાપે છે. એવી જરૂરિયાતો ચિરસ્થાયી હોવાથી તે સંતોષવાની વ્યવસ્થા પણ ચિરસ્થાયી થઇ પડે છે. અને તે વ્યવસ્થા ઉભી કરતાં અને ટકાવતાં અનેક નિયમો જાળવવા પડે છે. જાનમાલના સંરક્ષણ માટે જે ચિરસ્થાયી નિયમિત વ્યવસ્થા બુદ્ધિપ્રયોગથી ઉદ્દભવે છે, તેને આપણે રાજ્યસંસ્થા તરીકે ઓળખીએ છીએ. એ રીતે સંસ્થાઓનાં સ્વરૂપનું પૃથક્કરણ કરતાં કેટલાંક અગત્યનાં લક્ષણો જણાઈ આવે છે. (૧) સંસ્થાઓ પ્રેરણાત્મક બળો અને જરૂરિયાતોથીજ ઉદ્દભવે છે. કુદરતી રીતેજ મનુષ્ય સ્વભાવમાં જે જાતનું કાર્યલક્ષણ હોય નહિ, જે જાતનાં કાર્યો કરવા કુદરતી રીતેજ માણસો અશક્ત હોય, તે માટે કોઇ સંસ્થા ઉદ્દભવી શકેજ નહિ. પ્રત્યેક સંસ્થા સ્વાભાવિક જરૂરિયાતોનેજ સંતોષવા ઉદ્દભવે છે. (૨) સંસ્થાઓ અનંત કે શાશ્વત તો હોતી નથી પણ ચિરસ્થાયી તો હોવી જ જોઇએ. પ્રાસંગિક કાર્યવ્યવસ્થાને આપણે સંસ્થા કહી શકતા નથી. કોઈ જગ્યાએ આગ લાગે કે રેલ્વે અકસ્માત થાય તો તરતજ સેંકડો કે હજારોના ટોળાં તે જોવા ઉતરી પડશે પણ એ કાર્યપદ્ધતિ કાંઇ સંસ્થા કહેવાય નહિ. પણ રંગભૂમિ Theatre એક સંસ્થા છે. પણ તે અમુક પદ્ધતિથી દૃશ્ય ઘટના કરી લોકસમૂહો આકર્ષનાર વ્યવસ્થા છે. અને એ વ્યવસ્થાપ્રથા સમાજમાં આકસ્મિક કે પ્રાસંગિક

નહિ પણ દીર્ઘકાલિન પણ નથી. (૩) વળી પ્રત્યેક સંસ્થા હેતુપૂર્વક અને હેતુસિદ્ધિ માટે મનુષ્ય બુદ્ધિથી સ્થાપવામાં આવી હોય છે. સમાજમાં ચિરકાળ ટકી રહેતી હોય એવી બધી જ ઘટના કાંઈ સંસ્થા કહી શકાય નહિ. ગરીબાઈ એટલે કે એક, મોટો ગરીબ વર્ગ હંમેશાં ટકી રહે છે પણ તેથી કરી ગરીબાઇ કાંઇ સંસ્થા કહેવાય નહિ. કારણ કે ગરીબાઇ કાંઈ મનુષ્ય બુદ્ધિના પ્રયત્નથી હેતુપૂર્વક સ્થાપવામાં આવી નથી, અને મનુષ્યો તો ઉલટું સમાજમાંથી ગરીબાઇ દૂર કરવા તરફ જ પ્રયત્નો કર્યા જાય છે. પણ જો ગરીબાઇને લક્ષ્ય ઠેરવી તે સ્થિતિ સાધવાને મનુષ્યપ્રયત્નથી કોઇ રીતે ઘટના થતી હોય તો એ ઘટનાને "સંસ્થા" જાણવી પડે છે. જે ધાર્મિક કે બીજા સંપ્રદાયોના બાવાઓ કે મઠવાસીઓ (દા. ત. સ્વામી નારાયણના પાળાઓ અને સાધુઓ) ગરીબ અવસ્થા ઇષ્ટ લેખી તેજ સ્થિતિમાં રહેવા પ્રયત્ન કરે છે તે સંપ્રદાય માટે નિર્ધનતા પણ સંસ્થા જ લેખી શકાય. જે પૃથ્વી પર આપણે વસીએ છીએ તે અતિદીર્ઘકાલિન હોવા છતાં કાંઇ સંસ્થા કહેવાતી નથી કેમકે એને સ્થાપતાં મનુષ્યપ્રયત્ન કે બુદ્ધિની જરાએ જરૂર પડી નહોતી. પણ એજ પૃથ્વીની જમીનનાં ખેડાણ, માલીકી અને વારસાની પ્રથાઓ (દા. ત. રૈયતવાડી પદ્ધતિ, જમીનદારી પદ્ધતિ, સામન્તિ પદ્ધતિ વગેરે) મનુષ્ય બુદ્ધિથી ઠેરવવામાં આવે છે અને તેથી એવી પ્રથાઓને આપણે સંસ્થા ગણી શકીએ. વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે જો કે સમાજસંસ્થાઓ મનુષ્યબુદ્ધિથી ઉદ્ભવે છે છતાં એકજ વ્યકિતના પ્રયત્નથી કે બુદ્ધિથી નહિ, પણ આખી સમાજના સંયુકત પ્રયત્નથી સ્થાપવામાં આવે છે (૪) સંસ્થાઓ મૂર્તિ—સ્થુલ વસ્તુઓ નથી હોતી પણ અમૂર્ત કાર્ય પદ્ધતિ અને કાર્ય ઘટનાનેજ સંસ્થા ગણી શકાય. જે ચિરસ્થાયી પદ્ધતિથી કે સામાજીક કલ્પનાથી સામાજીક ધ્યેય સાધવામાં આવે તે પદ્ધતિ અથવા સંસ્થાને જ આપણે સંસ્થા ગણવી જોઈએ. વ્યવહારૂ ભાષામાં આપણે સંસ્થા શબ્દ છૂટથી વાપરીએ છીએ, તે અર્થથી ગુંચવાડો થવાનો સંભવ છે. દા. ત. કોઇ વિદ્યાપીઠ, બેન્ક કે દવાખાનાના મકાન આગળથી પસાર થતાં ઘણીવાર તે તરફ આંગળી બતાવી કહીએ છીએ કે પેલું 'વિદ્યાપીઠ,' "પેલી ઈમ્પીરીયલ બેન્ક" અથવા "પેલું દીવાનખાનું" પણ એ મકાનો કાંઈ સંસ્થા નથી. કારણ કે એવા મકાનો બળી જાય તો એ સંસ્થા ટકી રહે છે, અમુક પ્રકારની અમૂર્ત કાર્યઘટનાઓને જ સંસ્થા તરીકે ઓળખાવી શકીએ. અને એવી કોઈ ઘટના તરફ આંગળી કરી તેનું ઓળખાણ આપી શકાય નહિ. તેજ પ્રમાણે કોઇ સંસ્થામાં કામ કરનાર અથવા તેનો લાભ લેનાર વ્યક્તિઓ અથવા એવી વ્યકિતઓનાં સમૂહોને પણ સંસ્થા તરીકે લેખી શકાય નહિ. નિશાળ એક સંસ્થા છે ખરી કારણકે શિક્ષકો અને વિદ્યાર્થીઓ એકત્ર મળી જ્ઞાનપ્રચાર કરવા નિશાળદ્વારા ઘટના કરી રહ્યા હોય છે. પણ કોઇ નિશાળના બધા વિદ્યાર્થીઓ અને શિક્ષકો એ જાતના જ્ઞાનપ્રચાર માટે નહિ પણ બીજા કોઈ હેતુથી એકત્ર થાય, અને કોઈ બીજા પ્રકારનું કાર્ય કરે તો તે વખતે એ વ્યકિતઓના સમૂહને આપણે સંસ્થા તરીકે ઓળખાવી શકીએ નહિ. ધારો કે નિશાળનું કામ પૂરું થતાં છૂટીને ઘેર જતાં એકાદ દિવસ બધા વિદ્યાર્થીઓ કોઇ

ગધેડાની પૂંછ પકડી તેને દોડાવવા માંડે. અને ધારો કે તે કાર્યમાં નિશાળના બધા શિક્ષકો પણ મદદ કરે, તો તે વખને તેજ વ્યક્તિસમૂહ કાંઈ 'નિશાળ' સંસ્થા કહેવાય નહિ. સંસ્થાની ઘટનામાં ભળતારી વ્યક્તિઓ બદલાઈ જાય તોપણ જ્યાંસુધી તે જાતની કાર્યઘટના ચાલુ રહે ત્યાંસુધી તે સંસ્થા ટકી રહે છે. નિશાળમાં દરેક વર્ષે જૂના શિક્ષકો અને વિદ્યાર્થીઓ બદલાય અને નવા શિક્ષકો અને વિદ્યાર્થીઓ આવે છતાં પણ નિશાળનું સંસ્થા સ્વરૂપ બદલાતું નથી. એ રીતે સંસ્થા મૂર્ત વસ્તુ નથી પણ અમુક પ્રકારના ધ્યેયોની સંપ્રાપ્તિ માટે ચિરસ્થાયી કાર્યઘટના છે. (૫) સંસ્થાઓ સ્થુળ અને સામાજીક પરિસ્થિતિ પ્રમાણે ઉદ્‌ભવે છે, અને તે પરિસ્થિતિના વિકાસ પ્રમાણે એવી સંસ્થાઓમાં હમેશ રૂપાન્તર થયા કરે છે. પ્રાથમિક અવસ્થામાં તે વખતની પરિસ્થિતિને અનુસાર મૃગયાપ્રથા અથવા શ્રમણપ્રથારૂપ સંસ્થાઓ ઉદ્‌ભવી, અને તેજ તત્વને આધારે રાજ્ય સંસ્થાઓ પણ ઉદ્‌ભવી. જે ટોળાંઓની પડોશમાં હરીફ ટોળાંઓ વસતાં હોય, તેણે તે પ્રમાણે ઉચ્ચ પ્રકારની સૈનિક તૈયારી રાખવી પડે અને તેને પરિણામે વિશેષ સૈનિક વ્યવસ્થાવાળી રાજ્ય સંસ્થા ઉદ્‌ભવે. પ્રાથમિક અવસ્થાથીજ લગ્ન, કુટુંબ, રાજ્ય, મજુરી વગેરે સંસ્થાઓ ઉદ્‌ભવી હતી. પણ ધીમે ધીમે એમાં ફેરફાર થતાં એ સંસ્થાઓ આજની સ્થિતિએ આવી પહોંચી છે. એ રીતે સંસ્થાઓનાં બંધારણમાં ફેર પડે. અને બાહ્યસ્વરૂપમાં એટલું રૂપાન્તર થઈ જાય કે મૂળ સ્થિતિ અને નવી સ્થિતિ વચ્ચે કોઇ પણ રીતે દેખીતું મળતાપણું રહે નહિ. છતાં પણ સંસ્થાના અર્થમાં સમાયલી તત્વ કલ્પનાની એકતા અને સાતત્ય તો હંમેશાં જળવાઇ રહે છે પ્રાથમિક લગ્નોમાં વિધિ, સ્વરૂપ, પતિપત્નીની અરસપરસ સંખ્યા અને અન્યોઅન્ય હકકો અને ફરજો આજનાં જેવાં ધોરણે ન હતાં. પણ લિંગવિનિમયની ઘટના કરવાની તત્વ કલ્પના પ્રાથમિક લગ્નો તેમજ અર્વાચીન લગ્નોમાં એક સરખીજ સમાએલી છે. તેથી પ્રાથમિક અને અર્વાચીન લગ્ન પ્રથામાં સાતત્ય અને એકતા હોવાથી તેજ લગ્ન સંસ્થા આજે બાહ્યરૂપાન્તર થઇને પણ ટકી રહી છે.

— માધવપ્રસાદ મઝમુદાર

( અપૂર્ણ )

## — જોશી —

"શાંતિદાસ! શું તમે ખૂન કરશો?" મારા મિત્ર અને સૂર્યોદય શુટીંગ કંપનીના બીજા ડાયરેક્ટર કિશોરકુમારે કહ્યું.

"એ બને જ કેમ? મારા જેવો શાંતિનો દાસ શું ખૂન કરે? એ વિદ્યાલંકાર જોશી જ જુઠ્ઠો છે."

"મને જુઠ્ઠો કહો છો?" વિદ્યાલંકાર તાડુકયા—"ત્યારે લાવો તમારો હાથ. જુઓ, આ બેઠો અંગુઠો, તેનો ટૂંકો પ્હોળો નખ, તેની સ્થુળતા અને અક્કડપણું બધાં ખૂનીના હાથનાં નિશાન છે.

"અરે એવાં વર્ણનો અને વર્તારાઓ તો આજકાલ ઘણાં છાપાંઓમાં આવે છે અને ઉભરાય છે એ તો માણસોનાં મગજોને બગાડવાની બાજી છે." મારા એક મિત્રે કહ્યું

"જો હું જુઠ્ઠો પડું તો મારો જાન આપવા પણ તૈયાર છું. એમની કુંડળીમા પણ બારમે મંગળ, નવમે શનિ, અને છઠ્ઠે સૂર્ય પડ્યા છે. એકમેકની સામે સિંહની માફક ઘૂરકે છે એટલે તેમનો ભાવ ભજવ્યા વગર રહેશે જ નહિ."

"ત્યારે થશે શું?" મેં પૂછ્યું.

"થાય શું? આજે ૧લી આગસ્ટ ૧૯૩૬ છે. આવતી તા. ૧લી આગસ્ટ ૧૯૩૭ને દિને જ અથવા ત્યાં સુધીમાં તમે એક ખૂન કરશો."

ખૂન! ક્ષમા! મહારાજ! ક્ષમા. આ જ્યોતિષ નથી પણ એક શાપ છે.?"

"હા" પાન ચાવી થૂંકતા વિદ્યાલંકાર મ્હોં મરડીને બોલ્યા, "અને હું તે દિવસે મારી યાત્રા કરીને પાછો આવીશ, ત્યારે તમને ખૂની તરીકે જ જોઇશ."

"ત્યારે જોશી બુવા એક વર્ષ સુધી તમે નહીં મળી શકો? અમારે શું કરવું?" મારા મિત્રોએ ચિંતા દાખવી.

"જ્યોતિષનો ચમત્કાર જોવો યાત્રાનું કામ છે એટલે મારું નિશ્ચિત ઠેકાણું કશું નથી."

સોનામ્હોરની દક્ષિણા લઈ જોશી બુવા રવાના થયા. મારા મિત્રો જાણે મોંઢાથી ડરતા હોય તેમ મને ખૂની ધારીને જલ્દી જલ્દી અલોપ થઈ ગયા.

* * * *

આજે પત્ર આવવો જોઇએ. બરાબર એક મહિને ચાવી દેતાં એ ઘડિયાળ ફાટશે અને તેમાંથી કમાન છટકીને જેને આપશો તેને પ્રાણઘાતક નીવડશે. માટે એ રમકડાંને દૂર રાખવું તથા સંબંધીને ચાવી ન દેવા સૂચવવું એવું ઘડિયાળીએ બ્હીતાં બ્હીતાં કહ્યું હતું. ગળવા પર કાપ તો સારો પડે છે, પણ શું કરવું? જાહેરમાં ખૂની ઠરવા કરતાં જીંદગીથી કંટાળેલા મારે કોઇ ઘરડા બુઢ્ઢાને મરવાની તક આપવી એજ બ્હેતર છે.

પત્ર આવ્યો? શું લખે છે?

ડાકોર
અધિક ભાદરવા વદ ૦)) વાર મંગળ
તા. ૧૫ સપ્ટે—૧૯૩૬

વ્હાલા ભાણીયા શાંતિ,

કોઇ એક અનાડી લુહાર જેવા દાંતના ડાકટરે મારી દાઢ ખેંચી કાઢેલી ત્યારથી મારું જડબું વાંકું થઇ ગયું હતું. તને હું દવા માટે લખ્યા જ કરતી. પરંતુ તેં જે કચકડાનું ઘડિયાળ ઉપાય તરીકે મોકલ્યું અને તેને મારે જ ચાવી દેવી એમ લખ્યું તેથી ઘણો ફાયદો થયો છે. ઉપર લખેલી તારીખે (જેની નોંધ રાખવા તેં લખેલું)

બરાબર મહિને તે કાટયું અને તેની અંદરની કમાન મારા જડબા પર છટકીને જોરથી વાગી. પરિણામે બીજા બે ચાર દાંત પડી ગયા. પરંતુ જડબુ સીધું થઇ ગયું છે અને હવે આરામ છે. તને મળવા રૂબરૂ આવીશ. પ્રભુ તને સો વરસનો કરે અને તારે હાથે આવાં સારાં કામો થાય."

તારી મામી માનકોર ડોશીના આશિષ.

આવાં સારાં કામો! પત્ર વાંચી હું તો સ્તબ્ધ બની ગયો. મૃત્યુ આપવા જતાં જીવન અપાઇ જતું હતું.

*　　*　　*　　*

કુટુંબના બુઢ્ઢાંઓની નોંધ કરી કમલા કાકી પર પ્રયોગ અજમાવ્યો. "એક સામટી ત્રણ ગોળી આપશો તો હૃદય બંધ પડી જશે માટે એકેક દિવસે એકેક ગોળી જ સંધીવા માટે આપશો" એ વૈદરાજની સલાહનો અમર્યાદ ભંગ કરી બે ગોળી કાકીને આપી.

"દીકરા, એ શું પણ બાવીસ ગોળી આપ તોપણ વા મટે તેમ નથી. જો, એક ગોળી નીચે પડી ગઇ." કાકી તે લેવા માંડયાં.

અંતરાત્મા કકળી ઉઠયો, "હં હં કાકી, એ ગોળી ન લેશો. ત્રણેય સાથે ખાશો તો હૃદય બંધ પડી જશે." અટકાવવા જાઉં તે અગાઉ તો "જીવીને પણ હવે શું કરવું?" કહી કાકી ત્રીજી ગોળી ખાઇ ગયાં. હૃદયના ડંખતી વેદનામાં જોશીની આગાહી ખરી પડશે એનો છૂપો આનંદ સમાઇ ગયો. આરામ ખુરસી પર પડયો, કાકી રસોડામાં ગયાં. હું તંદ્રામાં પડયો!

'સ્વપ્ન!'

"કેટલી ખુબસુરત! વ્હાલી, તારૂં આ એકેક બાળક જીવનની એકેકી અમુલ્ય પળ અનુભવાવે છે. કેટલી સુંદરતા! કેવું સુકોમલ તેજ તારા નયનોમાં ઝલકી રહ્યું છે! પ્રિયા! સુંદરી! હું અત્યંત સુખની પરિસીમા અનુભવી રહ્યો છું."

"પ્રાણનાથ! સુખદુઃખની પરંપરા સાથે જ ઘડાયેલી છે. ચક્રનેમિક્રમેણ"...ધડાકા. તોપ તલ્વાર, બંદુક.

"સ્વામિ બચાવો. મારા પિતાનું લસ્કર ચડી આવ્યું. તમને પરેશાન કરશે." સિકંદરની લાડકી પુત્રી બોલી.

વિજળીની જેમ ભયંકર મેઘનાદ કરી હું ઉઠયો. પ્રખ્યાત અલેક્ઝાન્ડર ધી ગ્રેટની પુત્રીનું હરણ કરવા માટે સેલ્યુકસ મને શી રીતે મારી આપે? ... મારો, કાપો એને: કરતો હું લડયો; ઘવાયો ... અરે! અરે! પણ ખૂન કરો, ખૂન કરો. શું મારે હાથે એક મોત નહિ નીપજે?

"ના" સેલ્યુકસ બરાડયો. "તમે બાયલા છો. તમારી પત્ની તથા તેના સાત બાળકોને હું સિકંદર સમક્ષ લઇ જઇશ."

"ત્યારે તો" કહી મેં તલવાર લીધી અને સેલ્યુકસ અટકાવતો હતો, છતાંય શુરાતનમાં સાતેય બાળકોનાં ખૂન કરી નાંખ્યાં.

"પ્રાણનાથ! હૃદયેશ્વર! આ શું કર્યું?"

"ખૂન! હાય...ખૂન!" કરી હું પણ જોરથી પોકેપોક મૂકી રડવા લાગ્યો ... "મારાં સાત બાળકો! મારાં સાત બાળકો! હવે કંઇ પાછાં આવવાનાં છે?"

"રડે છે શાનો? જો, લોકો ભેગાં થાય છે."

* * * *

"શાંતિ! બેટા શાંતિ! તૈયાર થઇ છે. લે ચ્હા પી લે."

આંખ ઉઘાડી જોઉં તો આજુબાજુ પાડોશી બૈરાંઓનું ટોળું! ચ્હા લઇને કાકી ઉભાં છે.

"કેમ! શું છે કાકી તમને કેમ છે?"

"જોયું! સોનાબેન! પારવતી બાઈ! મારો ભત્રીજો સ્વપ્નામાં પણ મારાં સાત બાળકો ખાતર જ રડે છે! બેટા! એ તો ગયાં ... પણ તારી ત્રણ ગોળીથી મારો સંઘીવા તો સડસડાટ નાસવા માંડ્યો."

કંઈ પણ બોલ્યા સિવાય ચ્હા પીવા મંડ્યો. ઘૂંટડે, ઘૂંટડે, એ આફ્રિકાની ભૂમિ, શરાબ, સુંદરી, સાકી અને સાજાં કાકી યાદ ... આવ્યાં. ... હા .... માણસને સ્વપ્નસૃષ્ટિમાં જ રહેવાનું હોય તો? એક પળમાં જ માત્ર ૧૦૦ વર્ષની જીંદગીનો અનુભવ જરૂર થઇ જાય.

× × × ×

સ્વપ્નસૃષ્ટિનાં ખૂનોથી કંટાળી ડારેક્ટર કિશોરકુમારની સૂચના મુજબ લડવૈયાનો પાઠ લીધો. સ્ટુડીઓમાં શુટીંગ ચાલી રહ્યું છે. 'Ready!' ડાયરેક્ટર બૂમ મારે છે. હું તરવાર લઈ ઉભો થાઉં છું. 'Silence' બીજી બૂમ પડે છે. સીસોટી વાગે છે. કિશોરકુમાર બરાડે છે, 'Shoot'. કેમેરા તથા સાઉન્ડ રેકોર્ડ શરૂ થાય છે. 'Yes' સાઉન્ડ ટ્રકમાંથી બૂમ આવે છે. ખરૂ ખરૂરરર લડાઈ, પડવું, આખડવું, તલવારો ઉડી જવી, ધબ, મ્હારે દુશ્મનની છાતી પર ચડી ઉભા રહેવું ... મારૂં સામેના લડવૈયાનું ખૂન કરવું.

'Cut' કિશોરકુમાર ની બૂમ 'O. K.' ટેલીફોનમાંથી અવાજ! ... ... ગરબડ શરૂ ...

"ઘણું જ સુન્દર! તમે મારૂં ખૂન આબાદ રીતે કર્યું છે" જાણીતા એક્ટરે કહ્યું.

"તમારાં પ્રીગર ઘણાં જ સુંદર આવશે" કેમેરામેને કહ્યું.

"જલ્દીથી ફીલ્મ ધોઈ તૈયાર કરી પ્રોજેક્શન રૂમમાં ગોઠવી ખબર આપો. તુર્ત ટ્રાયલ જોવી છે."

"Alright sir," કરીને આસીસ્ટંટ ડીરેક્ટર તથા જુદા જુદા ખાતાના બીજા આસીસ્ટંટો હુકમો આપવા નીકળી પડ્યા ... ... ...

"આવી તમારી ટ્રાયલ! સર્વોદય શુટીંગ કંપની આવી નિર્માલ્ય!" હું તાડુક્યો.

"કંઈક કેમેરાની ઉંધી ગોઠવણી...ભૂલ..." ગણપતરાવ જગનીસ બોલવા લાગ્યા.

"શું ભૂલ" મેં કહ્યું "તમારૂં કપાળ! હું ખૂન કરૂં છું એવો પણ એક સીન ન લઈ શકો ત્યારે તમે કામના શું?"

પ્રખ્યાત એક્ટરે કહ્યું:— "એ બધું એકજ છે ને ? તમે તો ખાલી ફાલતુ લડવૈયા તરીકે આવ્યા છો. તમે ખૂન કરો છો તેને બદલે તમારૂં ખૂન થાય છે તેમાં શું ? ફીલમને હિસાબે એ તો વધારે સારૂં છે. મારા જેવા સ્ટંટ કીંગ તમારી છાતી ઉપર ચઢી ઉભો રહે છે તે જોઇ પબ્લીક તાલીઓથી મને વધાવી લેશે. મોકો આબાદ છે !"

"વારૂ. પરંતુ કિશોરકુમાર હવેથી મને કદી પણ એક્ટરી કરવાનું ન કહેશો."

ગરીબનું નસીબજ ગરીબ. પોતાનો છોકરો રાજા થાય એવું જોવા ઇચ્છતી ડોસી નાટકમાં પણ પોતાના છોકરાને ઝાડુ કાઢનારના પાઠમાં જુએ છે..............વિધિની વિચિત્રતા ! !

× × × ×

હું પાગલ જેવો થઇ ગયો. જેમ જેમ પહેલી આગસ્ટ નજીક આવવા લાગી તેમ તેમ ખૂન કરવાની તીવ્ર ઇચ્છાથી મારૂં લોહી બળવા લાગ્યું. સખત લાગવગથી જેલમાં નોકરી મેળવી. છૂપો વેશ ધારણ કર્યો, વિઠુ એવું છૂપું નામ ધારણ કર્યું.

સૂર્યોદય શુટીંગ કમ્પનીના માલેકને આ અનુભવ લેવાની જરૂર છે કહી મહા મહેનતે Executioner (ફાંસી દેનાર) તરીકે કામ કરવાની રજા મેળવી શકયો. પાંચ માણસોને ફાંસી દેવાની હતી. માંચડા તૈયાર હતા. સગાં વહાલાંઓની છેલ્લી મુલાકાત. વ્હાલાંઓનાં રૂદન. પ્રેમીઓનાં ડુસકાં, જીવન એક બાજીગરી છે— એ ફીલસુફીની વેદના—સંસારની અઘોર ઘટના—મારો જીવ ચકડોળે ચડયો. હું એક યુવાન માણસને માંચડા પર લઇ ગયો. "શું એ મરવાને લાયક છે ?" એકનું પુણ્ય એ બીજાનું પાપ ! અરે એક દેશનો રાજદ્રોહ એજ બીજા દેશની વફાદારી ! ગઈ કાલનો કેદી એ શું આજનો પ્રધાન ! અહા ! સમાજ સત્તા, ન્યાયાસન ! કેવાં સગવડપંથી છે ! !......પડયો......મર્યો......હા...ય ! મેંજ એને માર્યો...શું હું દયાહીન ! ક્રૂર ! નિષ્ઠુર ! કમ્પનીમાં પાંચસો માણસને રોજી આપી દયાનો સાગર કહેરાવી સારા માલીકમાં ખપનાર...હું શું...નિર્દોષ (!) નો ખૂની ! અરે શા માટે એને મારવો જોઇએ ! હું. કયાં છું ?

× × × ×

જાગ્યો ત્યારે નક્કર કલીનીકમાં પડયો હતો. ખાનગીમાં મારા મિત્રોએ બધું સમેટી લીધું હતું. ફાંસીના માંચડા પરના યુવકને જીવતો છોડી મૂકવા બદલ મને ભયંકર અપરાધી ગણવાના હતા...પણ એતો વિઠુને...એવો અપરાધી ગણ્યો. વિઠુને મુર્છા આવી હતી કે વિઠુએ ઢોંગ કર્યો હતો.

વિઠુની નોકરી છૂટી ગઇ. તે ગયો...કયાં ? જહન્નમમાં...આંદામાનમાં...દરિયામાં... નક્કર કલીનીકમાં તો રાત્રિઓના ઉજાગરા કરવાથી, ફીલમનું એકધામ શુટીંગ કરવાથી માંદો પડેલો શાંતિદાસ શેઠ હતો...વિઠુ પડે ચુલામાં...શાંતિદાસને અને વિઠુને શું લાગે વળગે ? કેમ ? હે એં એં એં ?

× × × ×

બહારગામ ગયો. શહેરમાં, ગામડાંઓમાં ઘણે ભટકયે. નિરાશા. જંગલમાં પણ એજ દશા. શિયાળને હું મારૂં તો તેનો યશ વાઘરી લઇ જાય. અરે મચ્છર પકડીને તેનું ખૂન

ફરવ ગયો તો વ ગીએ વચ્ચેથી પકડી લઇ 'શેર ! હે મગ્યુર ગેના' કરી મારી મજા બગાડી દીધી

દોધી કે બગાકુ કાપના જાઉં તો તેમાયે માગ હરીફો હાજર કમનખ્ત ગ્મોયાઓ ભાગ્યો મુબઇ ! મુબઈ ! સીમલા ! માથેરાન ! નહી હર

અદ્દષ્યતામા Now Beyond the wicked planet હર સુદર ગુરૂ શુક્ર કે મગજમા બમ ખૂન ! ખૂન ! ખૂન !

*　　*　　*　　*

'પહેલી આગષ્ટ ૯૩૭' કયાય ગમતુ નથી ફરવા જાઉ ? મુબઇ નગરીએ પણ મને જોઇતી તક ન આપી ૬ દૂર દૂર જુહૂથી આગળ આગળ નીકળી ગયો ભયકર ઓટ ! તરેહ તરેહની વસ્તુઓને દરીઓ ઘમડી લઇ જાય છે હા ..પણ દૂર કોઇ ભાન કરે છે કે શુ ?

હે એ એજ મોગ ચોટનો, એજ સુમધુર કાકવદન એજ મનોહર બાજપક્ષી જેવી આખો એજ પીપ જેવુ ગોળ પેર કોણ વિદ્યાલકાર ! ! હુ દોડયો તેને લગભગ બેગી પડયો

'શાતિદાસ !'

' હા આજે પહેલી આગસ્ટ '

" શુ હજુયે તમે ફાસીને લાકડે ચડયા નથી ? અજબ જેવુ છે '

"જોશી બુવા હું એજ પૂછવા આવ્યો છુ આજ છેલ્લો દિવસ છે હજુ હૂ એક ખૂન કરી શકયો નથી તમરૂ જ્યોતિષ ખોટુ છે"

વિદ્યાલકાર બગડયા — ' જ્યોતિષને મમજવાને તો તમારે નવો અવતાર લેવો પડશે હજુ પણ મને ખાત્રી છે કે તમે એક ખૂ ! કરશોજ "

ત્યારે હવે એજ માર્ગ ! જેણે એક વર્ષથી મારી શાતિ ઉડાવી દીધી છે, જેણે ૩૬૫ રાત્રિઓને પાગવાર દુ ખમય બનાવી દીધી છે, જેણે મને બુદ્ધિમાન તથા છતાં પાગલ અને મુએન જેવો બનાવ્યો છે તેનુજ ખૂન કરી નાખવુ "

' હે હે—શુ કહો છો ! આવો આરોપ ! બ્રહ્મહત્યા !'

"જરૂર—જ્યોતિષ ખરૂ પડશે અને મને માનસિક આરામ મળશે"

જવાબ આપે તે પહેલા તો મે તેને પકડવા હાથીને પકડવો એથી સ્હેલો એમ મને લાગ્યુ પણ મારો નિશ્ચય થઈ ચૂકયો હતો

' અરે ઠોડો એતો બ્રહ્માડની વાત કયરેક પળ વિપળનો ફેર થઇ ગયો હોય તો ખે દુએ પડે "

" ખોટુ શેનું પડે ? માગ ગ્રહો એક બીજા સામે સિહ માફક ઘૂરકે છે મારો અગુઠો ચપટો, બેઠો, સ્થુળ અને અક્કડ છે તમો જાન આપવા તૈયાર હો તમારે યમ દ્વારમા પહોચવુજ જોઇએ " "હુ તૈયાર નથી માગ સાહેબ !

કીંગ જ્હોનની ભત્રીજીને ઓઢું કરેલો, વાક્રરૂપમાં ચિત્ર સહરાજ પાસેનો બ્રાહ્મણી-નો ધોધમાર વિલાપ માત્ર અશ્રુબિન્દુ જેટલોજ, જલપ્રલયની મેઘધારા માત્ર બિંદુ સમાન. વિઘાલંકારે કરુણ રસની અવધિ કરી. અજના વિલાપને શરમાવે એવું મુક્તકંઠે રૂદન કર્યું. પણ પ્રસંગ જુદો હતો તેથી જોરથી દોડયા. મુઠ્ઠીઓ વાળી, હું પણ પાછળ પડયો. તે નાઠા, કુદયા, કુટયા, પોકેપોક મૂકી રડયા. એ બાપરે ! "મારી નાંખ્યોરે ! કંઈક રાગ રાગણીઓનો મને પરિચય કરાવ્યો. પરંતુ દયાસાગર રત્નનિધિ મારો મિત્ર હતો, મેં જોશીને ધક્કો માર્યો. ભયંકર મોજાઓમાં મગરમચ્છની જેમ ઉછળવા લાગ્યા. તેની બૂમો 'અરણ્યે રુદિતમ્' થઇ ગઇ. તેણે મારો પગ પકડયો. હું તણાયો. આ શું ? શું હું પણ ડૂબીશ ? મારા ભાગ્યમાં ખૂન કરવાનું છે કે આપઘાત ! મારે હાથે મારું મોત ! કે ખૂન ! કે શું વિઘાલંકારના નસીબે પણ બીજાનું ખૂન કરવાનું લખ્યું છે ? શું અમે બન્ને જળ-સમાધિ લઇશું ? ના. ના."

અને એક પ્રચંડ ગર્જના કરી હું તેની સામે ધસ્યો. અત્યંત જોરથી એક મુક્કો લગાવી તેના ગાલોને તકલીફમાં મૂકયા. પાટુઓ ઉપર પાટુઓ મારી મારો પગ મેં છૂટો કર્યો. બચવા મથતા જોશી ઉલ્ટા ડૂબવા લાગ્યા, અદ્દશ્ય થવા લાગ્યા–શું ઉઠ બેસ કરે છે ? કેવા વ્યાયામ પ્રેમી !!! હું નાઠો.

કિશોરકુમાર છાપું હાથમાં લઇ દોડતા આવ્યા.

"ભાઇશ્રી છાપામાં વાંચ્યું ?"

"શું ?"

"પેલા જ્યોતિષી વિઘાલંકાર યાત્રા એથી પાછા આવી કોઇ શેઠીયાને ત્યાં દરિયા કિનારાના બંગલે ગ્રહશાંતિ કરાવવા બેઠેલા સમુદ્રમાં સ્નાન કરવા જતાં ડૂબી મુઆ."

"એમને મરતાં આવડયું. બાકી જ્યોતિષમાં અપૂર્વ શ્રદ્ધા રાખનારાઓ તો એવા કર્મોને મરે છે કે પોતાનું મોત પણ ભયંકર રીતે બગાડે છે. મરવું એ પણ એક કળા છે. કોણ એ રીતે મરી જાણે છે કે જેનો દાખલો લઇ બીજા એ રીતે મરવા તૈયાર થાય ?"

"દેશભક્ત !" મારા મિત્ર કુશળ ડાયરેકટર કિશોરકુમારે ગર્વથી કહ્યું.

"ના, જોશી, વિઘાલંકારના આત્માને પૂછજો."

કોઇનેય વિઘાલંકારના આત્માને પૂછવા જવાની ઉતાવળ નથી.

રામપ્રસાદ હ. ભટ

## સાકરીઆ ચણા

મન મેળવવા માટે પ્રચારકાર્ય કરતાં એક સભામાં લોઇડ જ્યોર્જ ભાષણ કરતા હતા, ત્યારે વચ્ચે એક શ્રોતા બોલી ઉઠયો. "વારુ, મી. લોઇડ જ્યોર્જ, તમારા દાદા ગધેડાગાડી હાંકતા હતા, તે તમને યાદ છે ને ?" આવા અચાનક પ્રહારથી લોર્ડ જ્યોર્જ જરા પણ ક્ષોભ પામ્યા વિના બોલ્યાઃ "બાનુઓ અને ગૃહસ્થો, રહેજ સબુરી માટે આપની માફી ચાહું છું, (વચ્ચે પ્રશ્ન કરનાર તરફ ફરી) ગાડી વિષે તો મને વિસ્મૃતિ થઇ છે, પણ મને માલમ પડે છે કે ગધેડું હજી અહીં હયાત છે."

× × × ×

આવી જ એક સભામાં એક બાઈ લોઇડ જ્યોર્જને ભાષણ કરતા અટકાવી વચ્ચે બોલી ઉઠી: "મી. લોઈડ જ્યોર્જ, હું જો તમારી પત્ની હોઉં, તો તમને ઝેર આપું." લોઈડ જ્યોર્જ હસીને તરત બોલ્યા: "બાઈ, તમે જો મારાં પત્ની હોત, તો હું ખચિત ઝેર પીત."

× × × ×

એક ન્યાયાધિશ હંમેશ પોતાનો કુતરો જોડે રાખતો. કોર્ટમાં પણ કુતરાને પાસે જ રાખતો, એક વખતે એક વકીલ પોતાના અસીલના બચાવમાં ભાષણ કરી રહ્યો હતો. જજ તો કુતરાને પંપાળી રહ્યા હતા. વકીલે જોયું કે તેના ભાષણ પ્રત્યે જડજનું બીલકુલ લક્ષ નથી. તે તરત થંભી ગયો તેના ભાષણનો પ્રવાહ અટકતાં જડજે ઉંચું જોયું અને વકીલને કહ્યું: "ચલાવો, ચલાવો, આગળ ચલાવો." વકીલે જવાબ આપ્યો. નામદાર, મેં ધાર્યું કે "આપ મન્ત્રણા ચલાવી રહ્યા છો." આ શબ્દોથી કુતરાને પંપાળવું એ કામ છોડી, સ્વસ્થ થઇ, વકીલની દલીલો પર ધ્યાન આપવા લાગ્યા.

× × × ×

એક વકીલે દલીલ કરતાં કોઈ કાયદો ટાંકયો, ત્યારે ન્યાયાધીશ ચીઢાઇ બોલી ઉઠયો: "કાયદો જો એવો હોય, તો હું મારા કાયદાના પુસ્તકો બાળી મૂકવા તૈયાર છું." વકીલે ઠંડે પેટે જવાબ આપ્યો: "સાહેબ, બ્હેતર છે કે તમે તેનો અભ્યાસ કરો."

+ × + ×

એક યુવાન અંગ્રેજ ન્યાયાધીશ કલકત્તામાં ન્યાયાધીશપદે નીમાયો. રાશ બિહારી ઘોષ વકીલાત કરતા હતા. એમની પ્રતિભામાં જડજો પણ અંજાતા. આ યુવાન ન્યાયાધીશ એમ અંજાઇ ન જવા ખાસ કાળજી રાખતો. એક દિવસ રાશ બિહારી ઘોષને દલીલ કરતાં અટકાવી બોલ્યો, "વારૂ, રાશબિહારી ઘોષ, તમે મને કાયદો નહિ શીખવી શકો." રાશબિહારી ઘોષે વિદ્યુત ત્વરાથી પ્રહાર કીધો, "નહિ, મી લોર્ડ, તમને તો નહિંજ શીખવી શકું."

એક સાક્ષીએ પંડીત મોતીલાલ નેહરૂને ઉલટ તપાસમાં જવાબ આપ્યો; "તમારી ભૂલ થાય છે. શું તમે એમ ધારો છો કે હું મૂરખ છું" પંડીત મોતીલાલ નહેરૂએ જવાબ આપ્યો; "નહિ, નહિ. પણ અલબત કદાચ હું ભૂલતો હોઉં."

× × ×

નાનો પીટ પાર્લામેન્ટમાં ભાષણ કરતાં એકવાર બોલ્યો "રાજા ત્રીજામાં ગધેડા જેટલી પણ અકકલ નથી" વિરોધના પોકારો "રાજદ્રોહ માફી માંગો. શબ્દ પાછો ખેંચો." પીટ; "ત્રીજા જ્યોર્જમાં ગધેડા જેટલી અક્કલ છે. એવા માણસ પાસે તમે શું અપેક્ષા રાખો?"

× + ×

એક વખત યુનાઈટેડ સ્ટેટ્સનો તે સમયનો પ્રેસિડન્ટ અબ્રહામ લિંકન પોતાના બૂટને પોલિશ કરતો હતો, ત્યારે લોર્ડ લાયન્સ ત્યાં આવ્યો. અમેરિકાના પ્રેસિડન્ટને આમ બૂટ

પોલિશ કરતો જોઈ તે નવાઈ પામ્યો અને બોલ્યો: "અંગ્રેજ ગૃહસ્થો કદી પોતાનાં બૂટ પોલિશ કરતા નથી" પ્રેસિડન્ટે હસીને પૂછ્યું; "ત્યારે તેઓ કોના બૂટ પોલિશ કરે છે?"

× × ×

ચાર્લ્સ લેમ્બ સરકારી ઓફિસમાં નોકરી કરતો, ત્યારે ઓફિસમાં રોજ મોડો જતો. એક વખતે તેના ઉપરી અધિકારીએ તેને ધમકાવવાના ઉદ્દેશથી કહ્યું, "મી. લેમ્બ, તમે દરરોજ કેટલા મોડા આવો છો ?" લેમ્બે જવાબ દીધો, "પણ સાહેબ, હું કેટલો વહેલો જાઉં છું?" દિવસના બે વાર મોડું થવું તેને ગમતું નહિ.

— વેચનાર ભૈયાજી

---

## એક મહાન આર્થિક અખતરો

કેનેડામાં આવેલા આલ્બર્ટા પ્રાન્તનું ક્ષેત્રફળ બ્રિટિશ ટાપુઓ જેટલું છે. તે પ્રાન્તમાં એક સાહસભર્યો આર્થિક અખતરાની શરૂઆત કરવામાં આવી છે. તે પ્રાન્તના કોઈ પણ પુખ્ત વયનાં સ્ત્રી પુરુષને–ગરીબ તવંગર સર્વેને દરમાસે પાંચ પૌંડ બક્ષિસ કરવામાં આવે છે. આ પ્રયોગનું સ્પષ્ટીકરણ કરતાં ડો. પી. શિવરામ 'મોડર્ન સ્ટુડન્ટ'માં લખે છે કે—

"આ પ્રાન્તમાંના દરેક પુખ્ત વયનો પુરુષ કે સ્ત્રી બેન્ક કે પોષ્ટ ઓફિસમાંથી દર માસે પાંચ પૌંડની નોટ મેળવી શકે છે. એ લઇ કોઈ પણ દુકાનથી તેના માલ એક વખતે વેચાતો લઇ શકે.

પ્રત્યેક વિચારકને મુંઝવતા આર્થિક પ્રશ્નના ઉકેલ માટે આ પ્રયોગ શરૂ કરવામાં આવ્યો છે. આ સાધનસંપન્ન દુનિયામાં કોઈ પણ માણસે જરૂરિયાતની વસ્તુ વિના શા માટે રહેવું!

આલ્બર્ટા એમ સાબિત કરવા માગે છે કે નીપજને મર્યાદિત કરવી અગર પેદાશના ભાગોનો નાશ કરવા કરતાં આવી રાષ્ટ્રિય લહાણી કરવાની પ્રથા વધારે અકસીર છે. આ સુધારાનો આગેવાન ૫૭ વરસનો વૃદ્ધ આલ્બર્ટાનો પ્રિમિયર વિલિયમ આબરહાર્ટ છે. પણ સમાજ માટે આ અજોડ આર્થિક સુધારાનો ઉત્પાદક તો તે પ્રાન્તની સરકારનો આર્થિક સલાહકારક મેજર કિલફોર્ડ હ્યુજ ડોગલેસ છે. મેજર કહે છે કે "અર્વાચીન પૈસો રોકડ અને શાખનો બનેલો છે. આ બેઉમાં શાખ વધારે મહત્વનું અંગ છે. સર્વ મોટા વેપારઉદ્યોગો શાખ પર જ નભે છે. આવી શાખને ઉત્પન્ન કરનારા અને નિયમમાં રાખનારા માત્ર જૂજ બેન્કો–બેન્કરો છે. તેઓ સમાજના બીજા ભાગના હિત માટે વિચાર કરતા નથી, પણ તેમના પોતાના સ્વાર્થ પર જ દૃષ્ટિ રાખે છે.

એમ માનવામાં આવે છે કે ડોગલેસ પ્લેનથી બેન્કો શાખ ઉત્પાદક તરીકેની સંસ્થાઓ રહેશે નહિ. એ સત્તા સરકારની બનશે અને સરકાર માલ બનાવનાર કરતાં માલ વાપર-

નાના શાખ ઉત્પન્ન કરવા માટે વધુ કાળજી રાખશે. બસો પૌંડ કમાનાર માણસના કુટુંબ- પર આ બક્ષિસથી શુ અસર થશે તે જોઇએ.

૨૦૦ પૌંડને બદલે જો તે માણસને ત્રણસો પૌંડ વાર્ષિક મળે, તો તે વધારે ખોરાક, વધારે કપડા અને કદાચ રેડીઓ લેશે તેની પાસે પૈસા નથી માટે નીપજેલી પેદાશ નાશ કરવામા આવે, તો બેકારી વધે છે, મજુરીના દર ઘટે, દરજીઓની સીવાઇ ઘટે, વેપાર ધંધો મદ પડે, કારખાનાઓ બંધ થાય, વિ. વિ એને બદલે ડેગલેસ ટ્રેઝરી કહે છે "વાઉ, એને દર વર્ષે ૧૦૦ પૌંડ આપો."

તે માણસ વધારે ખોરાક ખરીદે, વધારે કપડાં અને વસ્તુઓ વેચાતી લે, દુકાનોમાં ઘરાકોની ભીડ રહે અને કારખાનાઓમાં હુન્નરઉદ્યોગો ચાલ્યા કરે. પણ એ ૧૦૦ પૌંડની ક્રેડિટ નોટનું શુ થાય ?

દુકાનદાર એ ક્રેડિટનોટ માલ ઉત્પન્ન કરનારને માલના બદલામા આપે, માલ ઉત્પન્ન કરનાર મિલ ખરીદવા લીધેલા પૈસા પેટે બેન્કને આપે અને બેન્ક તે નોટો ટ્રેઝરીને પાછી આપે

—સંકલિત

---

## એક સમાચારપત્રનો સમ્પાદક વિભાગ

સમય. મહાસભા અને સરકાર વચ્ચે ધારાસભાપ્રવેશ સબંધી મન્ત્રણા અટકી પડી ત્યારનો.

સમ્પાદક – રાજ્યાભિષેક પૂરો થયા પછી, કોઈ એવા સમાચાર નથી આવ્યા કે કંઇ વધારી લખવાનું મળે.

મદદનીશ સમ્પાદક – હા, જી, ખરેખર, જાણે સમાચારની હડતાળ પડી છે. સરકાર અને કોંગ્રેસ પણ હવે કંઈ બોલતી નથી અને ચૂપ થઇ ગયા છે.

સમ્પાદક – બનેએ પોતાપોતાનું કર્યું. હવે કંઈ બાકી રહ્યું નથી. કોઇ હરિનો લાલ કોંગ્રેસ અને સરકારનો મેળ કરાવવા આગળ પડે તો ઠીક

મ. સપાદક કોને ગરજ પડી છે?

સમ્પાદક – જેને દેશનાં હિતનું ખ્યાલ હોય તેને.

મ સમ્પાદક – પોતપોતાની મોટાઇમાં બધા અકડી ગયા છે. દેશની કોને પડી છે? આપણી મૂછ નીચી ન પડવી જોઇએ. દેશ જોઈએ તો રસાતલ જાય.

સમ્પાદક -- અહીં કાગળના ભાવ મોંઘા થયા. નવા સમાચાર બધ થયા. મોટી આફત છે. યુરોપમા લડાઇ સળગે તો ઠીક થાય!

મ. સમ્પાદક -- યુદ્ધ તો જાગશે.

સમ્પાદક – રાહ જોતાં આંખે પણ અધારા આવવા માંડયા છે. ન જાણે ક્યારે સળગશે ?

( રિપોર્ટર પ્રવેશ કરે છે )

સમ્પાદક – કેમ કંઈ ખબર ?

રિપોર્ટર : જી. હા. એક બુઠ્ઠીને મોટરનો ધક્કો લાગ્યો.

મ. સમ્પાદક : મરી અગર બચી ?

રિપોર્ટર : તદ્દન બચી ગઇ.

મ. સંપાદક:-ઠીક સમાચાર લાવ્યા. કમતીમાં કમતી જખ્મી થઈ હોત તો પણ ઠીક સમાચાર કહેવાત.

સમ્પાદક; તો સમાચાર તમે બનાવી લેજો. બુઠ્ઠીને હોસ્પિટલમાં દાખલ કરવામાં આવી. સ્થિતિ ચિન્તાજનક નથી. વિગેરે.

હં... પછી ?

રિપોર્ટર : એક દુકાનમાં આગ લાગી.

સમ્પાદક : કેટલું નુકસાન થયું ?

રિપોર્ટર : નુકસાન એક કોડીનું નહિ, દુકાનમાં રદ્દી કાગળ બળતા હતા, તેનો ધુમાડો જોઈને લોકોને શક ગયો કે આગ લાગી.

મ. સમ્પાદક : તો એમાં સમાચાર શું ?

સમ્પાદક : લખી લો, કે બજારમાં ફેલાએલી સનસનાટી! એક દુકાનમાં આગ લાગવાની અફવા! ફાયર બ્રિગેડ આવી પહોંચી! તપાસ કરતાં માલમ પડયું કે, દુકાનમાં કંઈ રદ્દી કાગળ બળ્યા, તેનો ધુમાડો જોઇ ગપ ચાલી કે આગ લાગી. હં...પછી ?

રિપોર્ટર : એક મકાનમાં રાત્રે ચોર દાખલ થયા, પણ ઘરનો માલીક જાગી ઊઠતાં ભાગી ગયા.

સમ્પાદક : વાહ સમાચાર તો ઠીક લાવ્યા ? ન બુઠ્ઠી મરી? કમબખ્ત જખ્મી પણ ન થઈ ? ન આગ લાગી, કે ન ચોરી થઇ ? તમે શું કામ કરો છો ?

રિપોર્ટર : તો હું શું ચોરી કરૂં ? આગ લગાડું ? જે બને છે તે જણાવું છું.

સમ્પાદક : હં...પછી ?

રિપોર્ટર : હવે શું ? એવા જ બધા સમાચારો છે, ફરીથી આપ ગુસ્સે ભરાશો ?

( એક ચપરાશી તાર લાવે છે )

સમ્પાદક : કોનો તાર છે ? (વાંચે છે) અહહહ. આ સમાચાર ! લખનૌનો રિપોર્ટર જણાવે છે કે શિયાસુન્નીનો ઝગડો થયો. ૩ માણસ મર્યાં, ૩૦ માણસ ઘાયલ થયાં. હુલ્લડ ચાલુ છે. આ સમાચાર હું જાતે જ લખીશ.

મ. સમ્પાદક : સમાચાર ઠીક છે. હુલ્લડ હજી શાન્ત નથી. હજી વધારે સમાચાર આવશે. એ ઠીક છે.

સમ્પાદક : મુસલમાનોમાં હુલ્લડ- અગત્યના સમાચાર--મુસલમાનોમાં હુલ્લડ થાય છે ક્યારે ?

મ. સમ્પાદક: હા. એ તમે ઠીક વિચાર્યું, એ શિયાસુની કેમ લડયા ? એ લોકોએ તો ન લડવું જોઈએ.

સમ્પાદક: તમે જઈને ના કહી આવો કે લડો નહિ તમને શું ? લડતા હોય તો લડવા દો. નહિ તો શું અહીં બેસીને માખી મારીશું ?

મ. સમ્પાદક: મારૂ કહેવુ એમ નથી કે લડો નહિ પણ લડવાનું કારણ શું ?

સમ્પાદક: જરૂર હતી તેથી. વગર જરૂરે કંઈ કામ થાય છે ?

મ. સમ્પાદક: જરૂર કોને હતી ?

સમ્પાદક: આપણને, બીજા કોને ? હમણા સનસનાટી ફેલાવતા સમાચારોની ખાસ જરૂર હતી, તેથી હુલ્લડ થયું.

મ. સમ્પાદક: સમાચાર માટે જ આપ હુલ્લડો કરાવવા તૈયાર છો ?

સમ્પાદક: સૌ સૌનો ફાયદો જુએ છે. જેને હુલ્લડથી ફાયદો થાય, તે હુલ્લડ કરાવે. અમે હુલ્લડો કરાવી શકતા નથી, તો ફકત દૂઆ માગીએ છીએ.

મ. સમ્પાદક: ક્ષમા કરો, પણ એ તો કઈ ઠીક નીતિ કહેવાય ?

સમ્પાદક: સંસારમા સ્વાર્થ સાધવો એજ મોટી નીતિ છે. સ્વાર્થ સાધવા આજ દુનિયામા મુત્સદીઓ લડાઈઓ જગાડી, લાખોના શિરોની આહૂતિ અપાવે છે. એ શુ મારી નીતિ છે ?

મ. સમ્પાદક: તે નીતિ પણ જરૂર સારી નથી.

સમ્પાદક: તમારે માટે ન હશે. એ નીતિ વધતી ચાલી છે. કોઇ કંઇ કરી શકતું નથી. ઇટલિ એબીસીનીયાને ઝડપથી હડપ કરી ગયુ, તેને બીજાએ શું કર્યું ?

મ. સમ્પાદક: બદનામ તો થયું.

સમ્પાદક: શકિતશાળીને બદનામી અને નેકનામી બધુ જ ઠીક છે. બદનામીથી એને શુ હાનિ થઈ ? કોને બદનામી થયા કરે ?

(ચપરાશી બીજો તાર લાવે છે)

સમ્પાદક (તાર વાચી) હા.. હા બે બીજા મર્યાં અને આઠ જખ્મી થયા. પોલીસે ગોળીબાર શરૂ કરી, આગ લગાડી. પરિસ્થિતિ કાબુમાં આવી નથી. પોલીસ હુલ્લડ શાંત કરવાને પ્રયત્ન કરી રહી છે ' જરા કાગળ પેન્સીલ લાવો સમાચાર એવા રજુ કરું કે વાચકો ખુશ થઇ જાય. ×

× હિન્દી પરથી — ગુલાબભાઇ મહેતા.

## — નોંધ —

**સર સોરાબજી ન. પોચખાનાવાલા**

સોરાબજીએ સત્તર વર્ષની ટૂંક વયે બેંકમાં નોકરી લીધી. યુરોપિયન ઉપરીઓની વર્તણુકથી અસંતોષ પામતાં તેમણે નોકરી ફગાવી દઈ, એક દેશી બેંક શરૂ કરવાનો નિશ્ચય કર્યો. સોરાબજીની આ મહેચ્છા સર્વને ગાંડીરૂપ લાગી. કાર્યકુશળતા, ઉચ્ચાશય, અને ખંતથી શુ થઈ શકે તેનો સેન્ટ્રલ બેંક પુરાવો આપે છે. સેન્ટ્રલ બેંક જે દેશસેવા કરી

રહી છે, તે અગાધ છે. પણ તેની સૌથી ઉચ્ચતમ સેવા તો એમાંથી હિન્દીઓને મળતી પ્રેરણા છે. દેશીએ બેન્ક ન જ ચલાવી શકે એ માન્યતા સર સોરાબજીએ પ્રત્યક્ષ પ્રમાણથી નષ્ટ કરી, ભવિષ્યમાં બેન્ક ચલાવનાર દેશીઓનો માર્ગ સરળ કર્યો છે. ભવિષ્યના સ્વપ્ન રચી રહેલા યુવકો પણ આ સંસ્થામાંથી પ્રેરણા પામી ઉત્સાહિત થઈ શકે. સર સોરાબજીની એ અદ્વિતીય સેવા છે.

કેટલીયે બેન્કિંગ અને આર્થિક સમિતિમાં સરકારે સર સોરાબજીને નીમ્યા હતા. કાશ્મીર રાજ્યે કાશ્મીર સ્ટેટ બેન્ક ચાલુ કરવા વિષે સલાહ માટે સર સોરાબજીને નિમંત્ર્યા હતા. સિલોન સરકારે તેમને સિલોન બેન્કિંગ કમિટિના પ્રમુખપદે નીમ્યા હતા. આ સર્વ ઉપરથી આપણને સર સોરાબજીના જ્ઞાન અને અનુભવનો કંઈક ખ્યાલ આવશે.

સર સોરાબજી ચીલે ચાલનાર ન હતા, પણ જરૂર પડયે નવો માર્ગ કરી શકતા. હોમ સેવિંગ્સ સેફ સ્કીમ, સેફ ડીપોઝીટ વૉલ્ટ, લેડીઝ ડીપાર્ટમેન્ટ, એકઝીક્યુટર્સ અને ટ્રસ્ટીઝ ડીપાર્ટમેન્ટ, ડીપોઝીટર્સ બેનીફીટ ઈન્સ્યુરન્સ સ્કીમ વિ. એમણેજ અહીં પ્રથમ શરૂઆત કરી છે.

સેન્ટ્રલ બેન્કમાં તેમનું જીવન ઓતપ્રોત થઈ ગયું હતું, છતાં તેમણે તેને one man's institution–કોઈ એકજ માણસની સંસ્થા થવા ન દીધી તેને અમે તેમનો સર્વોત્તમ ગુણ કહીએ છીએ. સમાજનું પોતાના પરથી ધ્યાન ખસેડી, સેન્ટ્રલ બેન્ક પર તે સ્થિર કરવા તેમણે જે પ્રયત્નો કીધાં, તે તેમના મહાન ગુણ દર્શાવે છે.

## જાણીતા ગુજરાતી ખાંડઉદ્યોગના નિષ્ણાતનું અવસાન.

"પોતાના મુકામ વલસાડમાં રાવ સાહેબ કસનજી દયાળજી નાયક અવસાન પામ્યાના સમાચાર મુંબઈ આવ્યા છે.

રાવ સાહેબ નાયકે તેમની જીંદગીનો મોટો ભાગ હિન્દી ખાંડના ઉદ્યોગની અભિવૃદ્ધિ અર્થે ગાળ્યો હતો. બરેલીમાં કેસર શુગર વર્કર્સ જોડે તેમનો સંબંધ હતો. તેમણે આખી દુનિયા પર પુષ્કળ પર્યટન કર્યું હતું અને ઇ. સ. ૧૯૨૦માં ઇન્ડીઅન સ્યુગર કમિટિ સાથે જાવા ગયા હતા.

ઇન્ડીઅન શુગર બ્યુરો જોડે તેમને કેટલાંય વરસ સંબંધ હતો અને તેઓ ૧૯૩૦ની સાલમાં નિવૃત્ત થયા. ઈ. સ. ૧૯૩૫માં બ્રિસ્બેનમાં ભરાયેલી ઇન્ટર નેશનલ કોન્ફરન્સમાં ત્રણ હિન્દી પૈકી એક સભ્ય તરીકે તેઓ ગયા હતા." ટાઇમ્સ ઓફ ઇન્ડિઆ.

'ટાઇમ્સ' 'લીડર' 'પાયોનીયર' અને 'સ્ટેટસમેન' જેવાં પત્રોએ રાવસાહેબના અવસાનના સમાચારને આપેલી અગત્ય પરથી તેમની મહત્તા સહેજે સમજી શકાય. પર પ્રાન્ત કે પરદેશના પુરુષો ઓળખાવે નહિ, ત્યાં સુધી આપણે ગુજરાતીઓ આપણા મહાપુરુષને પિછાનતાજ નથી. એવી અવગણના કે એ સંબંધીતી ઉદાસીનતા ખરેખર શોચનીય છે.

અમને વિશ્વાસપાત્ર ખબર મળી છે કે રા. સા. નાયકે ખાંડના ઉદ્યોગ વિષે શાસ્ત્રીય લખાણો લખેલાં તે હજી અપ્રકટ છે. પુસ્તકો પ્રકાશન કરનાર પૈસાદાર સંસ્થાઓ આનાં

મહત્વનાં પ્રકાશન હાથ લે તો ગ. મા. નાયકના અગાધ અભ્યાસ અને અનુભવોનો લાભ ઘણાંને પ્રાપ્ત થાય.

ગ. મા.ના સંસર્ગમાં આવેલા તેમના સ્નેહીઓ તેમના જીવન અને કામ પર પ્રકાશ પાડતા લેખો પ્રકટ કરવા વ્યવસ્થા કરે, તોય મોડી મોડી પણ ગ. મા. ની ગુજરાતે કદર કરી કહેવાશે.

**સ્ત્રીઓની પ્રગતિ**

સર સિકન્દર હયાતખાને બેગમ શાહનવાઝની ધારાસભાના એક સેક્રેટરી તરીકે નીમણૂંક કરી સુધારાની શરૂઆત કરી. મુંબઈમાં એવી જ એક જગ્યાએ શ્રીમતી હંસાબેન નિમાયાં છે. મદ્રાસ ધારાસભામાં ડેપ્યુટિ સ્પીકર તરીકે શ્રીમતી રૂક્મણિ લક્ષ્મીપતિ ચૂંટાયાં. સંયુક્ત પ્રાંતમાં શ્રી. ગોવિંદ વલ્લભ પન્તે એક પગલું આગળ વધી જવાહરનાં ભગિની શ્રીમતી વિજયલક્ષ્મી પંડિતને પ્રધાનપદે નીમ્યાં. સ્ત્રીઓની આ પ્રગતિને પુરુષો વેગ આપી ત્વરિત કરતા રહેશે એવી આશા રાખીએ.

રામ

## પરશુભૂમિ

હરિપુરા ખાતે મળનારી મહાસભા માટે ઝડપથી તૈયારીઓ ચાલે છે. મહાસભા માટે સ્થળની લંબાઈ ૧૦,૦૦૦ ફૂટ, અને પહોળાઈ ૧૦૦૦ ફૂટ નક્કી કરવામાં આવી છે. સ્થળ માટે ૩૦૦ એકર જમીન ઉપયોગમાં લેવામાં આવશે. તરસાડાથી મહાસભાનું સ્થાન બે માઈલને અંતરે અને કડોદથી દોઢ માઈલને અંતરે રહેશે. મહાસભા માટે ખેડૂતોએ વગર ગણોતે જમીન આપવા, ગણોતપટા કરી આપ્યા કહેવાય છે. મહાસભાને આમ પ્રથમવારજ વાપરવા જમીન મફત મળે છે. મહાસભાના અધિવેશનને અંગે બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે મઢીના સ્ટેશને મોટાં પ્લેટફોર્મો કરશે. મઢીથી હરિપુરા સુધી રેલ્વે લાઈન લઈ જવાનો વિચાર પડતો મૂકી, રેલ્વે કંપની પોતાની મોટર સર્વીસ જ દોડાવવા માગે છે એમ જણાય છે.

શ્રી. મણિભાઈ દ્વિવેદીકૃત 'પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત' વડોદરા રાજ્યે સાર્વજનિક પુસ્તકાલય તથા શાળાના પુસ્તકાલયો માટે મંજૂર કર્યું છે

સુરતના સર દેહલ્વીના પુત્ર મિ. સબકતુલ્લાહખાન આઈ. સી. એસ. ની પરીક્ષામાં પાસ થયા છે.

ઓલપાડ તાલુકાના ઓખા, સીસી, વાંકળા, વીહેલ, ભટલાઇ, મોટા આસરવા, છરછાપોર, કુંડાલ, ગજગરી, લીમલા, વાંસવા, સુંવાળી, બેગાણા, માલગામ, હાથીકા ને કારાસ ગામોને ચોર્યાસી તાલુકામાં હવે લેવામાં આવ્યાં છે.

કૌમુદીના ભૂતપૂર્વ તંત્રી અને 'માનસી'ના સંચાલક રા. વિજયરાજ કલ્યાણરાય વૈદ્યની સુરતની કોલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે નીમણુંક થઇ છે.

મેસર્સ નાગરજીદાસ રાજારામની કંપનીના ભાગીદાર શ્રી. રણછોડદાસ વિજભૂખણદાસ મહેતાનું અવસાન થયું છે.

વલસાડ અને બીલીમોરાના જૈનો વચ્ચે કેટલા દશેક વરસથી મતભેદ ચાલતો હતો તેનું સમાધાન થયું છે.

માંડવી તાલુકાના રજપુતયુવક સંઘના પ્રયાસથી શ્રી મરોડ વિભાગના રજપુતોનું સંમેલન કમળાપોર મુકામે શ્રી. માનસિંહ અરોદરીયાના પ્રમુખપણા હેઠળ મળ્યું હતું.

સુરત જિલ્લા વકફ કમિટિમાં સર અલીમહમદખાન દેહલવી, અને મેસર્સ એ. ઇ. સાંગાપોરી, ઉમ્મરભૈયાં જેનુમીયાં, સુલેમાન કાસમ સીમેજી, વાહેદ હુસેન શેખ, અહમદ દાવજી પટેલ, ગુલામ રસુલ શેખ, મહમદ એ નાળીએરવાલા, મહમદભાઇ કાસમભાઈ ધરસપોરીઆ અને મહમદ આરેફ મુલ્લાં ત્રણ વરસ માટે ચુંટાયા છે.

સુરત જિલ્લાના પંચાળ કોમના અને મુંબઇની જાણીતી પેઢી મી. આર. આર. પંચાલ વાલા, મી. આર. આર. પંચાલ ફરનીચર બનાવવાના અને સુથારી કામના વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયા છે.

હિન્દના પ્રખ્યાત નૃત્યકાર શ્રી. નટરાજ વશી હાલ જાવામાં મુસાફરી કરી રહ્યા છે. ત્યાંના સુલતાને તેમને કીમતી વાજીંત્રો ભેટ કર્યાં છે.

ગુજરાત અને મુંબઇ ઇલાકાના ઘણા પ્રદેશને સીમેન્ટ પૂરી પાડવાના હેતુથી વડોદરા રાજ્યના તડકેશ્વર ગામ આગળ એક જંગી કારખાનું ઉઘડનાર છે સીમેન્ટ કંપનીના કામકાજ અંગે એ કંપનીના યુરોપિયન ઓફિસર સુરત આવી રહયા છે. સીમેન્ટનો નિકાસ કીમ સ્ટેશનેથી થશે, તેની વ્યવસ્થા માટે રેલ્વે કંપની કીમ સ્ટેશનને વિસ્તૃત કરશે.

શ્રીમંત ગાયકવાડ સરકાર સોનગઢ મહાલની દક્ષિણે એક નહેર બાંધવાની યોજના વિચારી રહ્યા છે. એ કામ માટે બે કરોડ રૂપિયાનો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે.

સુરતમાં કામદાર સંઘની સ્થાપના થઇ છે.

સુરત મ્યુનિસિપાલિટીમાં ડો. ઘીઆએ રજુ કરેલી દરખાસ્ત—હવે નોમીનેશન પદ્ધતિ રદ કરવી-બહુમતિથી પસાર થઈ છે.

ગુજરાતના જાણીતા કોંગ્રેસ આગેવાન અને સુરત જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઇનાં પુત્રી બ્હેન સુરબાળાના લગ્ન પત્રકાર ભાઇ સુધીર મુન્શી જોડે અને બ્હેન રોહિણીના લગ્ન શ્રી હરિવદન ઠાકોર જોડે થયાં છે. એ પ્રસંગે શ્રી. ભૂલાભાઇ દેસાઇ સરદાર વલ્લભભાઈ વિ. જાણીતા ગૃહસ્થોએ હાજરી આપી હતી.

ખાંડ ઉદ્યોગના નિષ્ણાત રા સા. કસનજી દયાળજી નાયકનું અવસાન થયું છે.

## ગુજરાત

વિશાલાડ વિદ્યોત્તેજક સંમેલનના પ્રમુખપદેથી નવસારીના જાણીતા શહેરી શ્રી. જગમોહનદાસ ત્રિભોવનદાસ કાપડીઆએ વડોદરામાં એક મનનીય ભાષણ કર્યું હતું.

ગુજરાતના મહાકવિ શ્રી. ન્હાનાલાલ પોતાના ગ્રન્થોની નવી પ્રકાશન યોજના શરૂ કરે છે, અગાઉથી પાંચ રૂપિયા આપી ગ્રાહક થનારને તેમનાં જૂના તેમજ નવા ગ્રન્થો આગ્રજ કિંમતે મળશે.

ગુજરાત સંશોધન મંડળીએ ત્રણ લાખનાં ફંડ માટે જાહેર વિનંતી કરીછે. લાડીમાં ૩દ્રસેનના ગ્રીક લિપિના અને કુમાર ગુપ્તના પાલી ભાષાના ચાંદીના સિક્કાઓ મળી આવ્યા છે.

પુરાતત્ત્વ ખાતા તરફથી ખોદ કામ કરાવતાં પાટણનાં મહસ્ત્રલિંગ તળાવમાં ૪૮ સ્તંભ ઉઘાડા થયા છે. તળાવમાં ઘણે દૂર પગથીઆં અને દેવળો હોવાના પુરાવા મળે છે.

હરિજન ગ્રેજ્યુએટો : શ્રી. રાઘવજી ગોભણ લેઉવા એલ. એલ. બી અને શ્રી. ખેંગાર કાળીદાસ લેઉવા બી. એ. થયા-છે.

શ્રી. રામનારાયણ પાઠક અમદાવાદની નવી આર્ટસ કોલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે નિમાયા છે. 'પ્રસ્થાન'ના તંત્રી પદેથી નિવૃત્ત થયા છે.

બ્રિટને સોનાનું ધોરણ છોડયા પછી હિન્દથી ત્રણ અબજ સોનાની નિકાસ થઇ છે.

ગ્રામ્ય ઉદ્યોગના માલને અંતીમ જગતી માફી આપવા વડોદરા સુધરાઇએ ઠરાવ્યું છે.

પરદેશમાં રહેતા હિન્દીઓ વિષે એક પત્રિકા (૧૯૩૬-૩૭) હિન્દી સરકાર બહાર પાડશે. દર વરસે હિન્દી સરકાર આવી પત્રિકા પ્રકટ કરશે. સત્યમૂર્તિએ ૧૯૩૬ સપ્ટેંબરની ૨૨મીએ વડી ધારાસભામાં કરેલી સૂચનાને આ પદ્ધતિ આભારી છે.

## મા તે મા

અમદાવાદથી સાબરમતી જતી એક ટ્રેનમાં તેના બાળક સાથે એક સ્ત્રી બારી આગળ ઉભી હતી. અકસ્માત બાળક ગાડી બહાર ઉથલી પડયું. માએ પણ બાળકની મદદે ટ્રેન બહાર પડતું મૂકયું. માતાનો પ્રેમ સર્વોત્તમ કહયો જ છેને? ઉચ્ચ પ્રેમના દાખલા શોધનારને સામાન્ય સ્ત્રી પુરુષોના જીવનમાં પુષ્કળ ઉદાહરણ મળી આવે.

એક કોળી અને તેની પત્ની બળદ ગાડીમાં બેસી ડહાણું જતાં હતાં. સાથે તેમનાં બે બાળકો હતાં. એક ખાડીમાંથી પસાર થતાં પાણીનાં વ્હેણમાં ગાડી ઉંધી વળી ગઈ અને સર્વે પાણીમાં પડયાં. લોકોએ વહારે દોડી પતિ પત્નીને બહાર કાઢયાં. સ્ત્રીને ખબર પડી કે તેનાં બન્ને બાળકો પાણીમાં ડૂબી ગયાં, ત્યારે તે પાણીમાં પડતું મૂકી, ડૂબી મરી ગઇ. કોઈ કવિને આમાં કાવ્યપ્રસંગ ન જણાય !

એક સ્ત્રીને તેના પેટમાં ખૂબ દર્દ થતું. કહે છે કે મહાત્માજીની માનતા લીધી અને દર્દ ચાલી ગયું; બાઇએ મહાત્માજીને રૂા. ૨૫ ભેટ મોકલ્યા.

એક ભાઇને નોકરી ન મળતી હતી, તેથી તેણે ગાંધીજીની માનતા લીધી. નોકરી મળી ગઈ. અને પ્રથમ માસનો પગાર ગાંધીજીને ચરણે અર્પણ કર્યો.

પોરબંદર મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી. એમ. એચ. વાડિયાની ૧૫,૦૦૦ની સખાવતથી શ્રી. રૂપાંળીઆ હોસ્પિટલ અને પ્રસૂતિગૃહ સ્થપાયાં છે.

ભાવનગર રાજ્યે પ્રાથમિક કેળવણી ફરજીયાત કરી છે.

# પૂર્ણા

[ પ્રયાગરાજના પુણ્ય ઘાટે જેમ પવિત્ર ગંગાજીમાં યમુનાના ઘેરા નીર સાથે ગુપ્તગામી સરસ્વતીના શાન્ત દેખાવ રહિત નીર મળી ત્રિવેણી તીર્થ રચી જાએ ત્યાં એકરૂપ બને છે, તેમ આ ભૂમિમાં હિન્દુ-મુસ્લીમ-પારસી એ ત્રણેય જાતિઓ એકદિલ બની પૂર્ણા તટને સૌના વિસામાનું પુણ્ય ધામ બનાવે છે ]

—[illegible] નવસારી

તંત્રી : રણછોડજી પનાગજી મહેતા

પૂર્ણા કાર્યાલય
મોટા બજાર
નવસારી

પુ ૨, અંક ૨
સપ્ટેમ્બર ૧૯૩૭

# અનુક્રમણિકા



## પૂર્ણા કાર્યાલયના નિયમો

૧ માસિક દર અંગ્રેજી મહિનાની ૨૫મી તારીખે પ્રગટ થશે તા. ૨૫મી સુધીમાં અંક ન મળે તો કાર્યાલયને શિઘ્રમે પત્ર લખી જણાવવાથી બીજી નકલ મોકલવા વ્યવસ્થા કરવામા આવશે

૨ પોસ્ટેજ મોકલ્યુ હશે, તો નહિ સ્વીકારાએલા લેખો લેખકોને તરત પરત કરવામાં આવશે

૩ લેખકોના મત વિચારો સાથે તંત્રી સમ્મત જ છે એમ માની ન લેવુ.

૪ દરેક લેખકોને તેમના છપાયેલા લેખોની પાંચ છુટી પ્રતો તથા તેમનો લેખ છપાયો હોય તે અંક મોકલવામા આવશે

૫ વાર્ષિક લવાજમ દેશમા રૂ [illegible]–૮–૦, બર્મા માટે રૂ ૩–૦–૦ અને અન્ય દેશો માટે ૭ શીલીંગ રાખવામા આવ્યુ છે


His Master's Voice

# પૂર્ણા

તંત્રીઃ—રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ સપ્ટેમ્બર ૧૯૩૭ અંક ૨

## એક જ લીટી ઓળંગો

પેરૂ જીતવાના શરૂઆતના પ્રયત્નોમાં પિઝારો નિષ્ફળ નીવડયો, ત્યારે તેના અનુયાયીઓ તેને તજી ચાલી જવા તત્પર થયા પિઝારોએ તેમને હારબંધ ઉભા રાખી તે હારથી બે ત્રણ કદમ દૂર પોતાની તલવાર કાઢી તેની અણીથી પૃથ્વી પર એક પૂર્વપશ્ચિમ જતી લીટી દોરી પછી તેના માણસો સામે ફરી એક ઉત્તેજક ભાષણ કરતાં કહ્યું "ભાઇઓ, આ લીટીની દક્ષિણે સોનાથી ભરેલો પેરૂ છે, ઉત્તરે આપણે ઉભા છે ત્યાં ગરીબાઇથી ભરેલી પનામા ભૂમિ છે. અહીં ભૂખમરો, કંગાળતા, દુઃખ અને નિરાશા છે. ત્યાં અન્ન છે, ધન છે, સુખ છે, આનંદ છે. જેમને દુખ જોઇતુ હોય, તેઓ ભલે અહીં રહે, જેમને સુખ જોઇતું હોય તેઓ આ લીટી આળંગી આવો. બન્નેમાંથી તમને જે ગમતુ હોય તે પસંદ કરી લો હું તો મારે આ ચાલ્યો-દક્ષિણ તરફ ! એમ કહી તે લીટી ઓળંગી બીજી બાજુએ જઇને ઉભો. એક પછી એક તેના અનુયાયીઓ લીટી ઓળંગી તેની પાસે જઈ ઉભા.

સ્થિતિના ફેરફાર ઇચ્છતી વ્યક્તિ, સમષ્ટિ કે દેશને પ્રગતિ સાધવા માટે એવી એક લીટી ઓળંગવાની હોય છે.

# ત્હારી જે સ્થિતિ આજ તું અનુભવે, કાલે ન હોયે કદિ



(શાર્દૂલ)

ખીલ્યુ સુંદર પુષ્પ આ ઉપવને, મીઠું પરાગે ભર્યું.
ખીલ્યુ એ પ્રભુ પ્રેમથી પણ ઉરે, પ્રીતિ પ્રભુની ભુલ્યું;
ખીલુ હા ! અતિ હું ખીલું, નહિ ખીલે મારી નમું કો જગે
પામુ સ્થાન સદા શિરે અમરના, ક્હો ભાગ્ય કેવું દિસે. ૧

બાલા કો યદિ વાંછતી, ચૂંટી મને, અંબોડલે ગુંથવા
વા સેવે અભિલાષ કો હ્રદયમાં, સૌગન્ધ શાંતિ-પ્રદા;
દ્રષ્ટિ તેશું કરૂં નહીં, કદી નહીં, વ્યકિતત્વ લોપું નહીં"
આવા ભાવ થકી ભર્યું, હ્રદય જ્યાં, નાચી રહ્યું મસ્તીથી. ૨

આવી ત્યાં ક્રૂર માળીએ ચૂંટી લીધુ, દ્રષ્ટિ જરી ના કરી
છૂટી પાંખડીઓ થઇ, અનિલની લ્હેરે, ઉડી ત્યાં રહી;
ક્યાં સૌંદર્ય ! ગઇ કહીં સુરભિ હા ! મસ્તી બધી ક્યાં ગઇ !
તારી એ ઉરની બધી ઉરમિઓ, શું આજ ધૂળે મળી ! ૩

માગે માનવ-કીટ આ જગતનાં, સુખો પ્રભુને ભૂલી
મોહે મસ્ત બની, મદાંધ ન જુએ, પાછું ફરીને જરી;
માંડે તાંડવ ગર્વના, હ્રદયમાં ભીતિ પ્રભુની નહીં
ત્હારી જે સ્થિતિ આજ તું અનુભવે, કાલે ન હોયે કદી. ૪

નવસારી
સ્નેહ-કુંજ } ઉમીઆશંકર જેશંકર મહેતા.

# કોયલને

## ઉદ્ગાર છંદ

કોયલ બ્હેન ! તું શું ગાય,
"કૂહુ" "કૂહુ" કહી મલકાય ?
એનાં અર્થનું કંઈ જ્ઞાન
અમને દેઇ કર વિદ્વાન
મંજુલ સુણું તુજ મદશોર,
એ છે જન તણો ચિત્તચોર;
હૈયું નાચી ઉઠે ત્યાર,
તું તો હર્ષનો અવતાર !
પંચમ "કૂહૂ"માં શો ભેદ ?
જાણું નાહિં તેથી ખેદ
ઉદ્ગારે શું 'ઇશ્વર કયાંય ?'[1]
કાઢે ભાળ તેની ક્યાંય ?
"કૂહૂ" વેણુમાં છુપાઈ
"હુંછું કોણ ?"ની સચ્ચાઇ ?
"કૂ-હૂ" તણો તુજ ટહુકાર
'તું તે હું જ'[2] નો દે સાર
"કૂ-હૂ" ઇશ્વરને દે સાદ,
માગે શી એનાથી દાદ ?
કહુ-કહુ કહી કહે ના કાંઇ,
એ તે કેવું, કોયલબાઇ ?
"કૂ હૂ" કુજનમર્મ શિખાવ,
બારે માસ અહીં તું આવ !

J. M. D.

૧ ફાર્સીમાં 'કૂ'નો અર્થ 'કયાં' થાય છે.
૨ પ્રભુ અને આત્મા એક જ છે.

# પૂર્ણાના પ્રદેશમાં—કોદાદા

ગણેશધુરા અને હનુમાનની શીલા તળેથી એકત્ર થતા નીરને લઈને ડાંગના દુર્ગમ વનોને વીંધતી પૂર્ણા આવે છે નામી-ઉભરાટને દક્ષિણ ઓવારે સાગરમાં સમાવા *

પીપનેરના પ્રદેશના જંગલભરી વાડીરૂપગઢના ગિરિદુર્ગને ફરતી નીકળી આવતી ગીરા અને માતંગીના તથા કાજલગુન કાંગને ભેદીને આવતી ઝાંખરીના જળપ્રવાહોને પૂર્ણા સાગરે આવતા પોતાનામાં સમાવી લે છે

એ પૂર્ણા પોતાના તટની કેટકેટલી કાળજુની હકીકતો અને વિગ્રહ-વિનાશની તવારીખના કડવા મીઠા ઘૂંટડાઓ ઉદરમાં સમાવી પોતાનો માર્ગ વહન કરે છે

આજના પ્રસંગે આપણે એના કાંઠા પ્રદેશમાં વિક્રમના અને કાળની પછાડ સામે ઉથલાઈ પડેલા એક સ્થાનની વિગત જોઈશું

નવસારીથી પૂર્વમાં નવસારી પ્રાંતના મહુવા તાલુકામાં પૂર્ણા નદીના દક્ષિણ કાંઠે હાંસના નદી કાંઠાથી આશરે અઢી માઈલ દૂર 'કોદાદા'* નામે ગામ આવેલું છે આ ગામે હાલ તો કોળી રાનીપરજ અને હરિજનોની જૂજ વસ્તી છે જૂના ખખ આમલીઓ અને બીજા વૃક્ષોની જટાજુટ નીચે આ સ્થળની પ્રાચીન જાહોજલાલીના સૂચક ટેકરાઓ ઢંકાએલા છે

નવસારીથી ઈશાન ખૂણામાં લગભગ સોળ માઈલ અને મહુવાથી નૈઋત્યમાં ત્રણ માઈલ દૂર મહુવા-નિહાલી રોડ પર કોદાદા ગામ આવેલું છે આ વેરાન સ્થાનની મુલાકાત લેતા જુના જમાનામાં આ ગામ કોઈ કાળે ભારે જાહોજલાલીવાળું હતું જોઈએ એમ માનવને પૂરતી એંધાણીઓ મળી રહે છે એ સાચું છે કે અત્યાર સુધીમાં જૂના ખત-પત્રો કે તવારીખને દફતરે આ ગામના સંબંધમાં કાંઈ ઉલ્લેખ મળતો જણાતો નથી માત્ર જેટલી હકીકતો આપણને મળે છે તે થોડામાં એ સ્થાન માટે હજી ઊતરતી રહેલી વાતો કે યોગાગનારાગી બેડેના તેના ગીતાઓ પરની એંધાણીઓ આથી આ સ્થળ ક્યારે વિકસ્યું અને ક્યા કારણસર નાશ પામ્યું તેને લગતી મુદ્દેસર હકીકતો હજી સાંપડી નથી

---

*ગણેશધુરા પીંપળનેર તાલુકાને લાગેલા ડાંગના પ્રદેશમાં આવેલું છે હનુમાન, રૂપગઢ, માતંગીઆ એ બધા ગામો સોનગઢ તાલુકામાં આવેલા છે ગણેશની ધુરા અને હર-ગૌરીના નામની વચમાંથી હર-શીંગ રોમની ચંદ્રિકાની જેમ પૂર્ણાનો ઉદ્ગમ આ નામોની કલ્પના અને વાચન કેટલી મનોહર છે એ સ્હેજે સમજાઈ શકશે. જે પ્રદેશમાં સંસ્કૃતિએ કોઈ કાળે ઝરણું સુદ્ધા ન મૂક્યું હોય તેના પ્રદેશમાં આવા નામો અને આવી કલ્પના મળવી મુશ્કેલ છે. જંગલી જાતોના પ્રદેશ વિષેની આપણી ઘણી માન્યતાઓ જુદા વિચાર તરફ ફેરવવી પડશે

*કોદાદા નામ ગુજરાતમાં નવતર જણાય છે માળવામાં 'કોદાકાવ' નામનું એક સ્થાન આવેલું છે આ સ્થાન તેના સૂર્યમંદિર માટે પ્રસિદ્ધ છે કોદાકાવ અને કોદાદા એ બે શબ્દો વચ્ચે સામ્ય જણાય છે પણ એથી જુની માત્ર જાતિએ ત્યાંથી આ સ્થાન આબાદ કર્યું એમ સિદ્ધ થઈ શકતું નથી. છતાં બે નામો વચ્ચેનું સામ્ય ધ્યાન ખેંચનારું છે

તેમ છતાં એ શુનકાર મારતી જગાના ટીંબાઓ કોઈ પણ જીજ્ઞાસુ સંશોધકને એટલી તો ખાત્રી આપે છે જ કે આ સ્થળ એક વખત આબાદી ભોગવતું હતું.

જૂની એંધાણીઓ—

આજે એકાદ બે ટેકરાઓ પર સંકોડાઇને પડેલું આ ગામ ભારે વિસ્તારવાળું હોવું જોઇએ એમ જણાય છે. પૂર્ણા નદીને કાંઠે હાલ જ્યાં ઓંડચ અને આમચક ગામો આવેલાં છે તે તરફ એટલે હાલના વસ્તીવાળા ટેકરાઓની વાયવ્ય દિશામાં પૂર્ણાના કાંઠા સુધી એની જૂની વસ્તી લાગેલી હોવી જોઇએ. અને ઈશાન તરફ પૂર્ણા કાંઠા સુધી તેનાં દેવસ્થાનો હોવાં જોઇએ.

આ બધા ટેકરાઓનો ઘણો ખરો ભાગ તો હાલ ખેડાણ નીચે આવી ગયો છે તેમ છતાં તે ટેકરાઓનાં જૂના નામો હજી સુધી ચાલુ છે અને તે ટેકરાઓ પર આવેલાં ખેતરો તે તે વગાના ખેતરોના નામથી ઓળખાય છે તેમજ ભારે વરસાદ અને ઉંડી ખેડ કરતાં ભારોભાર નળીઆના ટૂકડા, ઘરો તથા કોઈ કોઇ વાર બીજી ચીજો પણ મળી આવે છે.

એમ કહેવામાં આવે છે કે આ ગામે નાગર તથા બીજા બ્રાહ્મણોની મોટી વસ્તી હતી. હાલના ગામઠાણની પશ્ચિમે એક ટેકરાળ ભાગ નાગલીઆ વગા–નાગરવાડ–ના નામથી હજી ઓળખાય છે. બીજો એક ભાગ 'રામજણી'ના નામથી ઓળખાય છે. આ બન્ને ઠેકાણે ખોદકામ કરતાં મકાનોના પાયા મળી આવે છે. વળી ઈશાન બાજુએ રામજી મંદિરના ટેકરાના નામથી ઓળખાતી એક ત્રીજી જગ્યા છે.મહુવા-નિહાલી રોડની સડકની ધાર પાસે આશરે બારેકફીટ ઉંચાઇની એક ટેકરી છે તે 'પાવી'ની ટેકરીના નામથી ઓળખાય છે.

હાલમાં જે સ્થળે તળપદા કોળી લોકોનાં મકાનો છે તે ટેકરાઓ પર જૂના વખતમાં બ્રાહ્મણની મોટી વસ્તી હતી એમ કહેવાય છે. તેમ આ લોકોનાં મકાનો એ જૂના મકાનોનાં પાયા પર બંધાયલાં હોવાની તો પૂરતી એંધાણીઓ જોવા મળે છે. આ વાસમાં બે ત્રણ જૂના કુવાઓ તથા એ કુવાઓને લાગીને બાંધેલાં સુન્દર નાવણીઆ અને પાણી ભરવાની ટાંકીઓ સુદ્ધાં જર્જરિત દશામાં ઉભેલી દેખાય છે. આ ઉપરાંત જુનો તુલસીક્યારા પણ જોવામાં આવે છે. કોળી ફળીઆને નાકે એક પીપળાના ઝાડ અને ખીલારીની વચમાં લગભગ પાંચ ફીટ ઉંચાઇનો એક બુરજ જેવો ભાગ ખુલ્લો જોવામાં આવે છે અને તેનાથી ચોડેજ દૂર દક્ષિણ બાજુએ કોઈ બાંધકામના પાયા લંબાયલા જણાયેલા છે.

આ ઉપરાંત એક કોળીના વાડામાં એક ભોંયરા જેવું કંઈ હોય એમ જણાય છે. સપાટ જમીનમાં ખાડા સરખા ભાગ પાસેથી જમીનની અંદર ઉતરતાં પગથીયાં દેખાય છે પણ દીન પર દીન એ ખાડા પર પણ માટીનાં પડ અને કચરાનો જમાવ થતો જાય છે એટલે આ પગથીયાંને તળીયે શું છે તે ખોદકામ થાય નહીં ત્યાં સુધી કહી શકાય એમ નથી.

દેવસ્થાનો —

આ ગામે ત્રણ ચ.ર દેવસ્થાનોની પણ ભાળ મળે છે. મને તપાસ કરતાં એવી ખબર મળી છે કે આ ગામે દેવસ્થાન પેટે મહુવાના બ્રાહ્મણોમાંથી બેએક ઇમમોને સનંદો પણ મળેલી છે અને બુધલેશ્વરનો ભાગ એક કાળે આ ગામની એકાદ ભાગોળ તરીકે તથા દેવમંદિરોના સ્થાનક તરીકે જ હોવો જોઇએ એમ અનુમાન થાય છે.

આ ઉપરાંત ગામે ખોડીઆર માતા તથા અગાસી-મોરો નામના ટેકરા પર અગાસી માતાનું સ્થાનક હતુ અને પૂર્ણેશ્વર મહાદેવનું શિવલિંગ વિહોણું એક વિશાળ અને ભવ્ય શિવાલય આજ પણ સીમાળમાં ખડું છે. આ શિવાલયની દીવાલો પર ફૂલવેલીઓ કોતરી તેમાં રંગ પુરવામાં આવેલા છે. કાળે કરી આ રંગ ઝાંખા પડી ગયા છે. આ મહાદેવને અંગે એક વાડી હજી મહુવાના એક બ્રાહ્મણ કુટુમ્બને મહુવાના દેસાઈ તરફથી દાનમાં આપવામા આવેલી એવી હકીકત મળે છે આ શિવાલયની પાસે એક અખૂટ જળનો કુવો છે.

જળાશયો —

આ ગામે લગભગ સીત્તેર જુના કુવા અને ત્રણ તળાવો છે. જે ગામે આટઆટલાં જળાશયનાં સાધનો હોય તે ગામે પાંચ પંદર રાનીપરજની વસ્તીએ આ સાધનો ઉભાં કર્યાં હોય એમ માની શકાય નહીં. વળી આ ગામની પૂર્વમાં તો મડકને લાગીને એક વિશાળ અને ઘેર પનઘટ બાંધેલું તળાવ છે. આ તળાવના પનઘટ મોટી ઈંટોના બાંધેલા છે જો કે હમણાં હમણાં એ જ પનઘટની ઈંટો ખોદી ખોદીને મકાન બાંધવાના કામમા લેવાઈ ગઈ છે એટલે આ તળાવના ઘાટ કેવા ભવ્ય બાંધેલા અને હરેક ઘાટને કાટખૂણે દેવાલયો હતાં તે જોવાનું સાધન હવે નષ્ટ થઇ ગયું છે.

આ ગામથી દક્ષિણે લગભગ અર્ધો માઇલ દૂર ફૂલવાડીનું તળાવ આવેલું છે. મહુવા-નિહાલી રોડ થવાથી આ તળાવના એકંદર વિસ્તારના ભાગલા પડી ગયા છે અને તે ઘણું પુરાઈ ગયું છે તેમ છતાં તેમાં બારે માસ જીવતું પાણી રહે છે અને મોસમે આખું તળાવ કમળ ફૂલથી ઢંકાઈ જાય છે.

આ તળાવ પણ કોદાદા ગામની દક્ષિણ તરફની ભાગોળ હોવી જોઇએ એ ગામનો જુનો વિસ્તાર જોતાં જણાઈ આવે છે.

બીજી હકીકતો —

આ સ્થળના સંબંધમાં ઘણીક લોકોક્તિ ચાલે છે. 'કોદાદાની નાળ' અને

"બળ્યું ગામ બારડોલી ને મૂઉ ગામ મહુઆ
ભલું મારૂં કોદાદા તે ખાધા દુધ ને પૌંઆ."

એ પ્રમાણે બોલાય છે. આ ઉપરાંત આ ગામને લગતો એક જુનો ગરબો પણ છે. મને તો મહા મહેનતે ફક્ત તેની એ જ પંક્તિ મળી છે. આ રહી તેઃ—

"કદમપુર કરબે રે કોદાદા કહાવે
કોદાદા ગામમાં કહનો હવાલદાર મુખી કહાવે."

આ ગામે જે પ્રાચીન અવશેષો જોવા મળે છે તે ઉપરાંત કાંઈ વિશેષ સીલસીલાબંધ હકીકતો મળી શકતી નથી. પણ વિક્રમની ઓગણીસમી સદીના અંત ભાગ સુધી આ ગામ આબાદ હતું એમ અનુમાન કરવાને સાધન મળે છે. મહુવાના રહીશ શુક્લ મોતીરામ વજેરામને ત્યાં કર્મકાણ્ડનો એક હસ્ત લિખિત ગ્રંથ છે. એ ગ્રંથના અંત ભાગમાં નીચે મુજબનું લખાણ છે.

"संवत १८७० शके १७३६ फाल्गुन शुदि १२ भृगौ लेपः कांदम्बपुर स्थित शु० कल्याणजी स्येदं पुस्तकम् स्वकीयं वा परोपकारार्थे."

ઉપરના ગરબામાં કોદાદા તેજ કદમ્પુર એવો ઉલ્લેખ આવે છે.

વળી 'ત્રિલોકસાર ધર્મધ્યાન રાસ' નામનું એક હસ્તલિખિત ગુજરાતી કાવ્ય મહુવાના જૈન ગ્રંથ ભંડારમાંથી સુરત ગયું છે. આ કાવ્ય સંવત ૧૬૨૭માં કુંવરજી કુવરદાતાર નામના એક કવિએ લખ્યું છે. એ કાવ્યમાં કવિ પોતાને 'સિંહપરા' વંશીય અને પોતાના કૂળને 'દાન શીલ તપ ભાવ અપાર'વાળું ઓળખાવી અન્તમાં

"કોદાદે રચિયો એ રાસ"

એ પ્રમાણે કહે છે.

સિંહપરા જૈન છે. સુરત–નવસારી જીલ્લાઓમાં તેમની હવે નામની વસ્તી છે. પણ મહુવાના જૈન સ્થાનકમાં પદ્માવતીની મૂર્તિની બેઠકમાં સિંહપરા જાતિના સરૂપચંદની ભાર્યા કસ્તુર બાઇએ દેવેન્દ્ર કીર્તિના ઉપદેશથી વિ. સં. ૧૮૨૭માં તે મૂર્તિની સ્થાપના કર્યાનો ઉલ્લેખ છે. એમ કહેવાય છે કે કોદાદા તુટીને મહુવા વસ્યું. એટલે જુના વખતમાં 'સિંહપરા'–વણિકોની વસ્તી કોદાદમાં હોવી જોઈએ એમ અનુમાન થાય છે. અને તે જ મુજબ મહુવા, બારડોલી, વાલોડ–કાડોદનાં ઘણાં બ્રાહ્મણ કુટુમ્બો કોદાદા તુટતાં ઉપરનાં સ્થળોમાં જઈ વસેલાંનું કહેવામાં આવે છે. આ ગામે કંસારાઓની પણ મોટી વસ્તી હતી એમ કહેવાય છે.

જુના સિક્કાઓ

આ સ્થળમાં મળી આવેલા સિક્કાઓ જોતાં તે બહુ પુરાણા સમયના હોવાનું જણાતું નથી. અત્યાર સુધીમાં જોવામાં આવેલા સિક્કાઓના ત્રણ વર્ગ પાડી શકાય છે. (૧) ગુજરાતના સુલતાનોના (૨) માંડવીના રાજાઓના અને (૩) એક સિક્કો કચ્છના રાવનો મારેલ જોવામાં આવ્યો છે. એથી વધારે પુરાણા સિક્કા હજી સુધી મળી આવ્યાનું જણાતું નથી.

આ સ્થળના તુટવા બાબતમાં એવી હકીકત મળે છે કે અહીં એક વખત કોલેરાની મહામારી બહુ જોરમાં ફાટી નીકળી અને તે વખતે ત્રણ જ દિવસમાં પાંચસો-છસો માણસો મરી ગયાં આથી વસ્તી ગભરાઇ ઉઠી અને લોકો પોતાનાં ભર્યાંભાદર્યાં ઘર–બાર છોડી નાસી છુટ્યાં. સુના પડેલા ગામની શેરીઓ ચોર ડાકુઓએ આવી સંભાળી લીધી અને વસ્તીથી ખળભળતું સ્થાન સુનું પડી ગયું તે દિવસનું તે ફરી આબાદ થયું નથી. પણ આ મહામારી ક્યારે ફાટી નીકળેલી તે જાણવાને પણ ભરોસાપાત્ર હકીકતો મળતી નથી.

આમ છતાં એટલી હકીકત વિશ્વાસપાત્ર મળે છે કે વિ. સં. ૧૯૦૧માં એટલે આજથી ૯૨ વર્ષ ઉપર કોલેરાના ભયના માર્યા એ ગામના રહીશ મૂળજી જોશી કોદાદાથી નાશી ગણદેવા જઈ રહેલા તેમના વંશજ કેશવરામ પાછળથી મહુવા આવી વસેલા. આગળ આપણે વિ. સં. ૧૮૭૦માં કોદાદામાં લખાએલાં એક પુસ્તકનો ઉલ્લેખ કરી ગયા. આ રીતે જોતાં વિ. સં. ૧૯૦૧માં આ રોગ ચાલ્યા બાબતની જે વાત મળે છે તે બધબેસતી આવે છે. અને એ રીતે જોતાં આ સ્થળ આજથી આશરે ૯૨-૯૩ વર્ષ પર નાશ પામ્યુ એમ અનુમાન થાય છે.

તેમ છતાં કોદાદાના ગુપ્ત ઇતિહાસને સમજવા માટે તો એના ટેકરાઓ પર ખોદકામ થવાની જરૂર છે. એ કાર્ય તો રાજ્ય કરી શકે. એમ પણ કહેવાય છે કે મહુવા તાલુકાના વાછાવડ ગામના એક ગનીપરજના માણસને એક હસ્તલિખિત ગ્રંથ પણ આ સ્થળમાંથી કેટલાંક વર્ષ પર મળેલો.

મેં ઉપર જણાવ્યું તેમ આ સ્થળના ઇતિહાસને સમજવા ઘણા સંશોધનની જરૂર છે અહીં તો મેં પૂર્ણા કાંઠે વિકસેલા અને નાશ પામેલા એક પુરાતન સ્થળનો પરિચય માત્ર કરાવ્યો છે.

— મણિભાઇ દ્વિવેદી

---

"પ્રભુએ તો ગામડાં સરજ્યાં હતાં પણ માણસે એને ભાંગી ભાંગીને એકઠાં કરી આ શહેરો ઘડયા."—સોપાન.

"મને તો થાય છે કે જેમ નમાલા લોકોનું સરકાર ન સંભાળે તેમ ભગવાન પણ ન સંભાળે."—સોપાન.

"એક દીવો બળતો હશે તો એમાંથી હજાર દીવા પ્રગટશે, એક માણસ જાગતો હશે તો હજાર માણસને જગાડશે."—સોપાન

"મને ઑર્ડર ઑફ મેરિટનો ખિતાબ આપવામાં આવ્યો નથી, કારણ કે સરકાર જાણે છે કે એ ખિતાબ મેં ક્યારનોય મારી જાતને અર્પેલો છે." —જ્યોર્જ બર્નાર્ડ શૉ.

"અકસ્માતોથી મરણ પામવા કરતાં જાણે અકસ્માતોથી જ આપણે અર્વાચીન સમયમાં જીવીએ છીએ એવું જણાય છે." —લૉર્ડ હોર્ડર

"મનુષ્ય જાતિની જે ઉન્નતિ થાય તે અટકાવવી તે એક રેલ્વે સડક પર આડા પડી આગગાડીનો વેગ બંધ કરવા જેવું છે" —બૂકર ટી વૉશિંગ્ટન

# ચુંટાએલું ફૂલ

સૌંદર્ય દર્શનીય છે પરંતુ એની મહત્તા પણ જગતના ક્રમ પ્રમાણે સ્થાયી નથી. ગુલાબનું ફુલ કંટકોમાં ખીલેલું હોય છે ત્યારે કેટલું સુંદર લાગે છે! કમળ કાદવમાં કેટલું હામણગારૂં લાગે છે! એની પાછળ ભ્રમર મત્ત બનીને ફરતો હોય છે; ત્યારે એતાં શ્રી અને સૌંદર્ય અદ્‌ભૂત હોય છે. પરંતુ મહાન આશ્ચર્યની વાત તો એ છે કે એ સુંદર પુષ્પોને માલી ચુંટીને એક ધનાઢ્ય સુપાત્રને ત્યાં લઇ જાય છે. અને ત્યાં અનેકો ગુલાબો અને સેંકડો કમળો ભેકરાં થાય છે મનુષ્ય તેને એક વાર સૂંઘી મૂકી દે છે. ત્યાં પછી ભ્રમર નથી આવતા અને નથી રહેતું તેનું સૌંદર્ય. ત્યારે જ એ કટુ સત્ય સમજાય છે કે કમળ કાદવમાં જ સારૂં અને ગુલાબ કંટકોમાં જ સારો.

માગન્દિયાનું સૌંદર્ય એક દેવાંગનાની ઝાંખી આપતું હતું. જ્યારથી એ જન્મી ત્યારથી પિતા એને સાક્ષાત દેવીનો અવતાર સમજતો હતો. પુત્રીના જન્મે સ્વાભાવિક વ્યથા અનુભવતો આર્ય પિતા આ પુત્રીને જોઇને પોતાની એ વ્યથા ભૂલી ગયો. પિતાને પુત્રીના સૌંદર્યનો ગર્વ થયો. પુત્રીને પોતાનું સૌંદર્ય અદ્‌ભૂત છે એનો ખ્યાલ કુટુંબીઓએ આપ્યો. માગન્દિયા વયસ્કા થઇ. તેની રૂપરાશિમાં આકર્ષિત થઇ રાજપુત્રો, સેઠીઓ અને બ્રાહ્મણો આવવા લાગ્યા. મગન્દિય પોતાની પુત્રીને અસાધારણ વ્યક્તિ સાથે પરણાવવા માગતો હતો. શું માગન્દિયા અસાધારણ ન હતી? દેવાંગનાને માટે દેવાંશિ પુરૂષ શું ન જોઇએ! બ્રાહ્મણને આવનારા પુરૂષોમાં કોઈ પણ પસંદ ન પડયો.

૨

'તમારૂં કહેવું હું સમજ્યો નહીં.' યુવક બોલ્યો.

'વધારે સમજવાની જરૂર પણ નથી. એટલું જ સમજી લો કે તમે માગન્દિયાને લાયક નથી.'

'મારી અપૂર્ણતા બતાવશો ?'

'મને અવકાશ નથી. માગન્દિયા દેવાંગના છે-અને એને માટે એક દેવાંશિ પુરૂષ જ લાયક ગણાશે.'

'દેવાંશિ પુરૂષના લક્ષણ બતાવશો' ?

'દેવવ્રત, હું તમને પુનઃ એક વાર કહું છું કે તમે ચાલી જાઓ. મારી પુત્રીને લાયક તમે નથી.'

દેવવ્રત થોડીવાર ચૂપ રહ્યો.

'હવે તમે જાઓ'.

દેવવ્રતનું મુખ લાલ થયું અને બોલ્યો. 'અભિમાની બ્રાહ્મણ, તું એમ સમજે છે કે દેવાંશિ પુરૂષ તારી કન્યા શોધતો આવશે ? એ———માટે તો તારે રખડવું પડશે.

મગન્દિય કંઇ બોલે તે પહેલાં દેવન્નત તીરના વેગે બહાર ગયો. બહાર નીકળ્યા પછી તેને વિચાર આવ્યો કે માગન્દિયાને પણ પૂછવું જોઇએ. તે વિચાર કરતો ઉભો રહ્યો. શું ગર્વિષ્ઠ પિતાની પુત્રીમા મૃદુતા હશે ?

૩

'તો પિતાના ઉત્તરમાં તમારી પણ સહાનુભૂતિ છે ?

ગર્વપૂર્વક હસીને માગન્દિયા બોલી, 'યુવક, શું હું તારા જેવાની સાથે લગ્ન કરીશ!

યુવક ઘવાયો અને બોલ્યો, તમે કેવા સાથે લગ્ન કરશો ?

મારો સ્વામી કંઇક અદ્ભૂત હોવો જોઇએ.

'એટલે ગાંડો ?' યુવકનો ક્રોધ વધતો જતો હતો.

'શું બોલ્યો ? ચાલ્યો જા, નહી તો અપમાન થશે લાયકાત વગર કોઇ વસ્તુની ઇચ્છા રાખવી નહીં.'

યુવક ઝડપથી જવા ઉદ્યત થયો. દ્વાર પાસે આવી પાછો ફરી અવગણાપૂર્વક બોલ્યો, 'હુ તારી પાછળ આવ્યો એ જ મારી ભૂલ હતી. અદ્ભૂત સ્વામી તને શોધતો આવશે નહીં. તારે શોધવા જવુ પડશે.' તે બહાર ગયો. માગન્દિયાને છેલ્લા શબ્દોએ કંઇક વિચારમા નાખી દીધી.

૪

બ્રાહ્મણનો અહંકાર અને પુત્રીની કટુતા લોકોમાં ધીમે ધીમે ફેલાઇ ગઇ. માગન્દિયાના હસ્તની માગણી કરનાર ક્રમશ: ઓછા થતા ગયા અને થોડા સમય પછી એકદમ બંધ થઇ ગયા. બ્રાહ્મણને ધીમે ધીમે લાગવા માંડ્યું કે હવે મૂલ્ય ઘટયું હતું. માગન્દિયાને પણ તેનાં સૌંદર્યના વખાણનાર ન હોવાથી અકળામણ થવા લાગી. બ્રાહ્મણ હવે પોતે સાગ અને સુયોગ્ય પાત્ર પર નજર નાંખવા મંડયો. માગન્દિયાની આંખોમાં મૃદુતા આવવા લાગી.

૫

'ભગવાન, આપના દર્શન કરીને હુ પવિત્ર થયો છું આપની પાસે મારી એક યાચના છે ?'

એક સ્મિત કરી ભગવાન બુદ્ધ બોલ્યા, 'વત્સ, તારી શી ઇચ્છા છે ?'

'ભગવાન, મારી એક પુત્રી છે. દેવાંગના સમ તેનુ રૂપ છે તથા તેની વિદ્વતા પ્રખર છે. એને યોગ્ય મને આપના સિવાય કોઇ પણ જણાતો નથી. આપ કૃપા કરીને એનો સ્વીકાર કરો.'

ભગવાન બુદ્ધ થોડી ક્ષણ પછી બોલ્યા, વત્સ, એ દૈહિક લાભમાં હુ ચિર. શાંતિ નથી જોતો મારે એ બનવું અશક્ય છે.'

બ્રાહ્મણ આ શબ્દથી ઝંખવાણો પડી ગયો અને બોલ્યો, 'શું તમે ના પાડો છો? જાણો છો મારી પુત્રી કેવી છે?'

કંઈક હસી ભગવાન બોલ્યા, 'બ્રાહ્મણ, મારે તારી પુત્રીનું સૌંદર્ય જોવું નથી. મેં પણ એક અત્યંત રૂપવંતી સ્ત્રી અને પુત્રને છોડી આ વેશ લીધો છે. મારે જો એમાંજ આનંદ માનવો હતો તો હજુએ કપિલવસ્તુ ક્યાં દૂર છે? એ સર્વનો ત્યાગ કરી હું અનંતની ગોદમાં શાંતિને માટે દોડ્યો છું. મને તે મળી ચૂકી છે અને હવે સંસારની સર્વે વસ્તુઓ મારે મન તૃણવત છે. રૂપ આજે કે કાલે કરમાશે——— માટે એમાં આનંદ જોનાર મૂર્ખો હોય છે.'

બ્રાહ્મણ ક્ષુબ્ધ થઈને ચાલી નીકળ્યો. પાછળ લોક મોટેથી હસી પડ્યું. માગન્દિયાને ખબર પડી કે નવા આવેલા દેવાંશિ સાધુએ તેના રૂપની અવગણના કરી હતી અને તેની મહત્તાને ઘટાડી હતી. તે ક્ષુબ્ધ થઈ ગઈ. તેને ઉપરાઉપરી વિચારો આવવા લાગ્યા: શાક્ય, ત્રિગર્ત મદ્ર, કુરુત, ચેદિ, અવન્તિ ઇત્યાદિ સ્થાનોના રાજપુત્રો, શેઠીઓ અને સમર્થ બ્રાહ્મણો જે રૂપની પાછળ ઘેલા થયા હતા તે રૂપને એક સન્યાસીએ એક જ શબ્દમાં નિરર્થક બતાવી દીધું. શું દૈવજ્ઞના શબ્દોમાં ગૂઢ સત્ય હતું? તેને શું દેવાંશિ પુરુષ શોધવા પોતે જવું પડશે? શોધવા પછી આવો અનાદર ન થાય તેની શી ખાત્રી? તે પોતાના આવાસમાં ફરવા લાગી. આજે માગન્દિયા એકલી હતી. રૂપના વખાણનારા હવે બંધ થયા હતા. તે પોતાને અટૂલી સમજવા લાગી. તેને પોતાના પર ક્રોધ આવવા લાગ્યો. પિતા પર ક્રોધ આવ્યો. ગર્વનું સ્થાન યૌવનની લાલસાએ ક્યારનુંએ લઈ લીધું હતું પરંતુ હવે ઉપાય શો હતો? જ્યારે તેને શોધતા મુરતિયા આવ્યા ત્યારે તે ગર્વોન્મત્ત હતી અને જ્યારે એ પુરુષને શોધવા તૈયાર થઈ ત્યારે પ્રથમ પ્રસંગમાંજ અનાદર થયો. તે ઉત્તેજીત થઈ બારી પાસે આવી. દૂર ભગવાન બુદ્ધને જતા જોયા. તેમની સૌમ્ય મૂર્તિએ માગન્દિયામાં વધારે તિરસ્કાર ઉપજાવ્યો. 'હતભાગી પુરુષ' તે બબડી.

'માગન્દિયા,' તેનો પિતા આવીને બોલ્યો, 'આપણે કૌશાંબિ જવાનું છે.'

માગન્દિયા ચૂપ હતી. પિતા ફરી બોલ્યો, 'વત્સરાજ ઉદયનનું નામ તેં સાંભળ્યું છે?'

માગન્દિયાએ હકારસૂચક માથું હલાવ્યું.

'વત્સરાજની કીર્તિ આગળ અવન્તિ નરેશ પ્રદ્યોત પણ ઝાંખો પડ્યો છે. મગધરાજ અજાતશત્રુ તેનાથી ડરે છે.'

માગન્દિયા ચૂપચાપ સાંભળતી હતી.

'વત્સરાજ, હાથીઓને મંત્રમુગ્ધ કરી શકે એવી સુંદર રીતે વીણા વગાડી શકે છે.'

માગન્દિયા નિશ્ચલ ઊભી હતી.

'વત્સરાજ, તારે માટે યોગ્ય પતિ છે. આપણે કાલે કૌશાંબિ જઈશું.'

પિતા ગયો. માગન્દિયા બારીમાંથી નીલ આકાશ તરફ શૂન્ય દૃષ્ટિએ જોવા લાગી.

## ૭

તે રાત્રે માગન્દિયાને નિદ્રા આવી નહીં. પોતે વત્સરાજ ઉદયનની પાસે જવાની હતી જાણી તેનું હૃદય ક્ષતવિક્ષત થઈ ગયું. વત્સરાજ અવન્તિની કન્યા વાસુલદત્તા પરણી ચૂકયો હતો. એક વણિક કન્યા સામવતી પણ તેનો મહેલ સુશોભિત કરી ચૂકી હતી અને હવે માગન્દિયા પણ તેમાં પોતાનો ભાગ પડાવવા જવાની હતી. તે વિચાર કરતી હતી કે દેવવ્રતની માગણી સ્વીકારી હોત તો એક સેઠ્ઠીની પત્ની થઈ હોત——પોતાના સ્વામિના હૃદયની સ્વામિની. ઉદયનના હૃદયના બે ટૂકડા પડી ચૂકયા હતા, ત્રીજો તે પાડવાની હતી અને ભવિષ્ય કદાચ બીજા અનેકો ન પાડે તેની શી ખાત્રી? પિતાના પર તેને ક્રોધ આવવા લાગ્યો. પરંતુ દેવવ્રતનો અનાદર તો તેણે પોતે પણ કીધો હતો. હવે ઉપાય હતો નહીં. તે ઉત્તેજીત અવસ્થામાં આખી રાત પોતાના આવાસમાં ફરી પરંતુ શાંતિ અલભ્ય હતી.

## ૮

વત્સરાજની સમક્ષ બ્રાહ્મણ પુત્રીને લઇને આવ્યો. વત્સરાજે માગન્દિયાને જોઈ. તે તેના રૂપમાં અંજાઈ ગયો. પરંતુ બ્રાહ્મણે ધારેલી અસર ઉદયનના પર થઈ નહી. તે બોલ્યો, 'મહારાજ. આ મારી પુત્રી માગન્દિયાને લાયક આર્યાવર્તમાં આપના સિવાય બીજો કોઇ લાગતો નથી માટે એને ગ્રહણ કરી મને કૃતાર્થ કરો.'

વત્સરાજે માગન્દિયાના તરફ જોયું અને થોડીવાર પછી બોલ્યો, 'બ્રાહ્મણ, તારી પ્રાર્થના માન્ય છે. તારી પુત્રી મારી ત્રીજી રાણી થશે.'

## ૯

કૌશાંબિ ઉત્સવમગ્ન હતું વત્સરાજનાં લગ્ન થઈ ગયાં સર્વત્ર માગન્દિયાનાં લગ્નની વાત પ્રસરી ગઇ. માગન્દિયા પોતાના સ્થાન પર ચિંતામગ્ન બેઠી હતી બે ત્રણ દાસીઓ કંઇક વાતો કરતી પસાર થઇ.

'તો આપણી ત્રીજા રાણી હવે રાજા પર હુકમ કરશે.'

'હવે બેસ, રાજાને વળી કોણ પકડી શકયું છે? ત્રીજી આવી છે તો વળી કોઈ સુંદર છોકરીનો બાપ ચોથી આપવા કેમ ન આવે?'

માગન્દિયાને આ શબ્દોએ જાણે ચીરી નાખી. તેણે ભૂતકાળ ઉકેલી જોયો. તેને ત્યાં આવતા યુવકોની કલ્પના ખડી થઈ. આજે તે એક દલિત પુષ્પની માફક અપમાનિત થઈ રહી હતી. તે ફરવા લાગી. વત્સરાજ આવી બોલ્યો, 'માગન્દિયા, તને કૌશાંબિમાં ગમશે?'

'ગમશે' યંત્રવત તે બોલી.

વત્સરાજ તેના તરફ જોઇ રહ્યો. તેણે બ્રાહ્મણ કન્યાના હૃદયની વેદના પારખવાની ચેષ્ટા કરી જોઇ.

'માગન્દિયા, તું દુઃખી લાગે છે. તારે પિતાને ઘેર જવું છે ?'

'ના મહારાજ હું સ્વસ્થ છું. મને અહીં પૂર્ણ આનંદ છે.' માગન્દિયાએ હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

વત્સરાજ થોડીવાર વાતો કર્યા પછી બહાર ગયો. માગન્દિયા બારી પાસે આવી ઉભી રહી નીચે જોયું તો એક ભિક્ષુ ઉભો હતો. તે બોલ્યો, 'ભવતિ ભિક્ષાં દેહિ.'

માગન્દિયાએ નીચે જોયું. ભિક્ષુની આંખો ઉપર વળી. માગન્દિયાએ દેવવ્રતને પારખ્યો. તે પુનઃ બોલ્યો ભિક્ષાં દેહિ.

માગન્દિયાની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. ભિક્ષુ કંઈ પણ વધુ બોલ્યા વગર આગળ વધ્યો.

માગન્દિયા એકાએક બોલી ઉઠી, 'ભિક્ષુ, આ ભિક્ષા લે ?' એમ બોલી ગળાનો સુવર્ણ હાર કાઢી ફેંક્યો.

ભિક્ષુ હાર જોઈ હસ્યો અને બોલ્યો, 'મારે તો ફક્ત એક મૂઠી ચોખા જ જોઈએ છે. દેવિ હું તમને કદાચ અદ્ભુત લાગતો હોઉં પણ હું અદ્ભુત બનવા માટે જ તથા ગતની ગોદમાં ગયો હતો.' ભિક્ષુ હાર ત્યાંજ મૂકી ચાલી ગયો.

ભિક્ષુના શબ્દોમાં એક માર્મિક પ્રહાર હતો. માગન્દિયા શય્યા પર પડીને રડવા લાગી. આજે તેનું હૃદય ચૂર્ણ થઇ ગયું હતું. પોતાની અને દેવવ્રતની આ સ્થિતિ લાવનાર તે પોતે જ હતી એમ તેને લાગવા માંડયું.

૧૦

ઉદયન ને સંવાદ મળ્યા કે માગન્દિયા અચાનક મૃત્યુ પામી છે. અને તે તીવ્ર વેગે તેના મહેલમાં ગયો. માગન્દિયાનું શરીર———સુંદર શરીર શય્યા પર પડેલું હતું——— નિશ્ચેષ્ટ, નિષ્પ્રભ. ઉદયન ચૂપ ઉભો રહી તે જોઈ રહ્યો. માગન્દિયાના મુખ પર વિષાદની છાયા હતી અને તેનો એક હાથ હૃદય પર હતો અને બીજો આંખો પર.

નીચે એક ભિક્ષુ બોલ્યો, 'ભિક્ષાં દેહિ,' તેના અવાજમાં કાતરતા હતી અને કંપ હતો. દાસીએ માગન્દિયાના મૃત્યુની ખબર આપી ભિક્ષુની આંખોમાંથી પણ આંસુ નીકળી પડ્યાં. થોડીવાર પછી તે ઝપાટા બંધ ચાલી નીકળ્યો.

દાસી આ વિચિત્ર ભિક્ષુને જોઇ રહી. શું ભિક્ષુ ગાંડો હતો ?

—પંકજ

# સ્થૂલકાય

"કોઈ જાડાને એક પાતળો માણસ કહે છે: 'આ દેશમાં શા માટે દુકાળ પડે છે તે હું હવે સમજ્યો. તમે આપઘાત કરી મરી કેમ જતા નથી કે બીજાઓને માટે ખાવાનું રહે',

જાડો—જો હું કદિ તમારી સલાહ પ્રમાણે ચાલવા નિશ્ચય કરું, તો ગળે ફાંસો ખાઈ મરવા માટે તો તમને હું જરૂર દોરડું તરીકે વાપરીશ."

મારે બપોરની ટ્રેનમાં સુરત જવું હતું. ઘોડાગાડી માટે હું નવસારી મ્યુનિસિપલ ટાઉનહોલ આગળના સ્ટેન્ડ પાસે આવ્યો, ત્યાં તો ત્રણ રસ્તે ખાલી ગાડી હાંકી નાસી જતા ગાડીવાળાઓ જોઇ મને નવાઈ લાગી. વરૂ આવતાં ઘેટાનું ટોળું ભાગી જાય, પથરો મારતાં પક્ષીનું ટોળું ઉડી જાય તેમ બધા અદ્રશ્ય થઈ ગયા. પણ વરૂ ક્યાં? પથરો ક્યાં? અહીં તેમાંનું કંઈ જણાયું નહિ. મને કંઇ સમજ ન પડી. એટલામાં એક ગાડી સ્ટેશન તરફથી આવી. તેણે ગાડી ઉભી રાખી ન રાખી અને મારી પાસે દોડતો આવી આજીજી કરી મને ગાડીમાં બેસવા કહ્યું. મોપાસાંની એક વાતમાં પોલીસનો હલ્લો આવતાં એક વેશ્યા પતિતા તરીકે પકડાય નહિ જાય માટે રસ્તે ચાલતા ગૃહસ્થને તેનો હાથ પકડવા વિનંતિ કરે છે. એવીજ કોઇ ગભરામણની લાગણીમાંથી ઉદ્‌ભવેલી આ ગડીવાળાની પ્રાર્થનાનો હું અસ્વીકાર કરી શક્યો નહિ. હું ગાડીમાં બેઠો અને ગાડીવાળો ગાડી હાંકે એટલામાં જ કોઇએ પાછળથી બૂમ મારી "ઉભી રાખ મારે આવવું છે." મેં જોયું તો એક જાડો—અતિ જાડો, તમારી કલ્પના જરા વિશાળ કરો—આશરે વીશેક કે વધારે સ્ટોન વજનનો ગૃહસ્થ જોયો. 'જગ્યા નથી શેઠે આખી ગાડી કરી છે.' હું હા—ના કહું તે પહેલાં ગાડીવાળાએ ઘોડો મારી મૂક્યો.

મોટરકાર સામે આટાપાટા રમી કચડાઈ જતાં બચી જતું પગપાળો માણસ જેમ છુટકારાનો દમ મૂકે તેમ ગાડીવાળો હાશ કરી આનંદમાં આવી મારો ઉપકાર માનવા લાગ્યો. "શેઠ તમે આજે મને બચાવ્યો, નહિતર એ જાડીયો મને આજે પકડતે" "એ કોઈ પોલીસ અમલદાર છે?" મેં પૂછ્યું. ગાડીવાળો એક અટ્ટહાસ્ય કરી બોલ્યો, "નહિ, નહિ એનું ભાડું કમાતાં દશ પંદર રૂપિઆનું નુકશાન થઈ બેસે." "નહિ, એટલું બધું તેનું વજન નહિ હોય." ગાડીવાળો શંકા નિવારણ કરતાં બોલ્યો, "આપણા ટાવર આગળ બે પૈસા લઈ લોકોનું વજન કરી આપવા, કાંટો લઇ બેસતા મીયાંને પૂછો." મેં પૂછ્યું "એનું કેટલું વજન?" "એ તો ખુદા માલુમ." ગાડીવાળાને ખબર ન હતી. "પણ એ મીયાંને એક દિવસ બપોર સુધી કોઇ ઘરાક નહિ મળ્યું. બપોરે એ જાડીઓ અને એના દશબાર મિત્રો ત્યાંથી પસાર થતાં, વજન કરાવી જોવા વિચાર કીધો. બિચારો કાંટાવાળો તો પાંચ છ આના મળવાની આશાએ ખુશ ખૂશ થઈ ખુદાના શુક્રાના ગુજારવા લાગ્યો. જાનકીનાથે તો પ્રાતઃકાળે શું થવાનું તે જાણ્યું નહિ, પણ આ મીયાંને તો બીજી જ ઘડીએ શું થવાનું હતું તેની થોડી ખબર હતી. જાડીઆના બધા જોડીદારોએ અધીં અર્ધો

આનો આંપી વજન કરાવ્યા પછી છેવટે એ જાડીઓ ધીમે રહી કાંટાપર ચડ્યો, ત્યાં તો કરિ કડડ કડડ કર થઈ ખલાસ થયો. કાંટાવાળો ને જાડીઓ અને ખુદા બંને પર છેડાયો, પણ તે કંઇ એલફેલ બોલે તે પહેલાં જાડીઆએ ખીસ્સામાંથી ડાયરી પેન્સીલ કાઢી, કાંટાવાળાને કહ્યું કે, "નામ બોલ." કાંટાવાળાને હાજયાચર ડામનો અભખરો નહતો, વેથી ચુપચુપ પસાર થયો અને બધા ઘરાકો ખડખડ હસતા ઉભા રહ્યા. સાહેબ, એ જાડો તો એવો છે. અમારી ગાડીમાં બેસતાં બેસતાં જ પ્રથમ પગલે પાવડું તોડે અને પાવડું જો સલામત રહી જવા પામે તો અંદર એ કદિ શાન્ત બેસે જ નહિ કંઈ ને કંઈ નવું જુનું કરે. ગાડીમાં બેસાડવા ના કહીએ તો પોલીસ ગેટપર ખેંચે !" હવે મને પ્રકાશ દેખાયો. હવે હું પેલા સ્થૂલકાયમાં વરૂ અને પથરો જોઇ શક્યો.

ટ્રેનના એક કમ્પાર્ટમેન્ટમાં બેસી હું બારણું બંધ કરવા જાઉં એટલે એક છોકરાને, "હટો દૂર થાવ ! મહારાજ જાડાધિરાજની સવારી પધારે છે." એવી નેકી પુકારી, બન્ને હાથની મૂઠી વાળી નાસતો જોયો અને એ સ્થૂલકાય ફરી દેખાયો. તેના ભાલપ્રદેશપર ક્ષણાર્ધ વાદળ ચડી આવેલું જણાયું. પણ એ છોકરો પકડી શકાય એમ નથી. એવી તેને ખાત્રી થતાં, એ આવરણ સરી જઈ તેના મુખ પર મંદ સ્મિત પ્રસરી રહ્યું અને એ સ્થૂલકાય પણ લોકોના જેટલો જ ખૂશ જણાયો. ગાર્ડની વ્હીસલ થઈ છતાં એ તો મંદ ગતિએ જ; અમારા કમ્પાર્ટમેન્ટનું બારણું ઉઘાડું જોઇ અંદર દાખલ થયો. શું શાંતિ ! જ્વાળામુખી પર્વત ફાટે, વીજ પડે કે ટ્રેન ઉપડી જાય તોપણ એને કંઇ ક્ષોભ થાય એવું દેખાયું નહિ. ટ્રેનને જો એને પકડવો હોય તો પકડે એવી તેની ધીરજ હતી. તેનામાં ધાંધલ, ઉતાવળ કે ગભરામણ ન હતાં. મહાસાગરની મોટાઇ, આકાશની નિશ્ચલતા અને જાણે વિશ્વની પરમ શાંતિ તેનામાં એકત્રિત થયાં હતાં. તે મારી સામે બેઠો. તેની ભવ્યમૂર્તિ જોઇ મારાથી પણ સહજ જ મનમાં બોલાઇ ગયું "સ્થૂલકાયાય નમો નમ.".

અમારા ખાનામાં એક આધેડ વયની સ્ત્રી બે નાના છોકરાઓને લઇને બેઠી હતી. છોકરાઓ માને પજવ પજવ કરતા હતા. એ સ્થૂલકાયે એકને ખોળામાંથી ઉંચકી લીધો અને બીજાને પાસે બેસાડી "અલક-દલક" અને બીજી કંઇક એવી જ બાલિશ રમત રમવા લાગ્યો. પુસ્તકપંડિતો કરતાં એ સ્થૂલકાયમાં માનસશાસ્ત્રનું જ્ઞાન વધારે જણાયું. કારણ કે ચંચળ મનનાં છોકરાઓ એકજ પ્રકારની રમતથી કંટાળે તે પહેલાં વચ્ચે વચ્ચે જુદાં જુદાં પશુપક્ષીઓ જેવો અવાજ કાઢી બાળકોને હસાવતો. ડબ્બામાંના સર્વ કોઇનું ધ્યાન એ સ્થૂલકાય તરફ હતું અને એના ચાળાઓથી છોકરાંઓ કરતાં મોટેરાંઓ વધારે હસવા લાગ્યાં અને પેલી માને તો જાણે નિરાંત થઇ ગઈ

સચીન આવતાં આ આનંદમાં જરા વિક્ષેપ પડ્યો બે વિદ્યાર્થીઓ એને "જાડીઓ, જાડીઓ" કહી, બનાવી હસવા લાગ્યા. હવે તો હું પણ એ સ્થૂલકાયના પક્ષમાં હતો. અમારા 'દાદી'નું આવું અપમાન થતું જોઇ, વિદ્યાર્થીઓને હું શિખામણ આપવા લાગ્યો કે કોઇની ખોડની હાંસી કરવી એ કુદરતને હસવા જેવું છે.

અને તો હવે ફરી ઉપાધી વ્હોરવા જેવું થયું. નમાઝ પડતાં મસીદ કોટે વળગે એ વાત મને તદ્દન ખરી લાગી એ જાડીઓ તો મારાપર છેડાયો "ખોડ ? શાની ખોડ ? હું જાડો છું અને તમે પાતળા હાલમડીઆ જેવા છો ! તમે ખોડ કોને કહો છો ?" હું કંઈ સમજાવવા જતો હતો તે અટકાવી તેણે તો ભાષણ શરૂ કર્યું "

"અને ધારો કે જાડાપણું એ ખોડ હશે, તો ઈશ્વર એક અંગ અપંગ કરે, તો બીજા કોઈ એક અંગની શક્તિ વધારી આપે છે આંધળાની કર્ણ અને સ્પર્શેન્દ્રિય ઘણી તીવ્ર હોય, બહેરો બોલનારના હોઠની હલનચલન પરથી કહેવાનો મર્મ સમજી શકે છે કોઈનો એક પગ ટૂંકો હોય તો બીજો પગ જરૂર લાંબો હોય છે હું સ્થૂલ છું, પણ મારી બુદ્ધિ સૂક્ષ્મ છે તમે વગેરે પાતળા છો, તો જરૂર તમારી બુદ્ધિ જાડી હશે "

આવું મારૂં અપમાન ! બદનક્ષી ! એ જાડીયાએ મને ગમે તે ઢોંગી લુચ્ચો કે બદમાશ કહ્યો હતો ! પણ વગર બુદ્ધિનો મૂર્ખો અરે જાડી બુદ્ધિનો કહી મારી અર્ધા આના જેટલી કિમ્મત કરી આ બધામાં મારી ફજેતી ! જો મારા હાથના પંજાથી તેનું ગળું પકડી શકાતું હોત તો હું તેનો શ્રમ થોડો વખત રૂંધી રાખત પણ આમ ઉશ્કેરાઈ જવું અસ્થિર જણાયું સર્વ કંઈ અરે પેલા હરામખોર વિદ્યાર્થીઓ પણ એ જાડીયા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા જણાયા, અને મારા થયેલા ફજેતામાં આનંદ માણતા હતા લડાઈમાંથી નાસી જાય તે જીવતો રહી બીજી લડાઈ લડી શકે, ઉદ્ધત શૌર્ય કરતા પલાયન ડહાપણભર્યું છે, જીવતો નર ભદ્રા પામે એવું બધું સામટું યાદ આવવા લાગ્યું. મનને અનુકૂળ પડતો માર્ગ પસંદ કરવા જોઈતાં કારણો અને દલીલો અનાયાસે મળી રહે છે. મને હવે જણાયું કે એ જાડીયાનો બચાવ કરવામાં મારો ઉદ્દેશ શુદ્ધ હતો પણ પદ્ધતિ ખરાબ હતી શુદ્ધ વૃત્તિથી કરેલાં કાર્યોમાંથી ઘણીવાર આમ જ અનિષ્ટ નીપજે છે

'આ બધી દલીલો' હું કંઈક બોલવા પ્રયત્ન કરતો હતો ત્યાં તો તેણે મને ફરીથી અટકાવ્યો

"જાડાપણાંના બધા ફાયદા જાણવા છતાં, તમે શા માટે તેને ખોડ કહો છો ? મેં દરરોજ કે રેલગાડીમાં પાતળો માણસ ગાડીની રીતચાલ સાથે બધી બાજુ હાલ્યા કરે છે, જ્યારે જાડાઓ નિરાંતે મુસાફરીની મઝા માણી શકે છે તસ્કરી આખા ગામના પાતળાઓ માંથી ગુન્હેગાર નીકળે છે, જ્યારે જાડાઓ ગુન્હા કરવા નાલાયક હોય છે. પાતળાઓ ભૂખ્યા ડાંસ જેવા સદા અસંતોષી હોય છે. જ્યારે જાડાઓ પરમ સંતોષી હોય છે પાતળા પુરુષો કોઈ ઠાકરથી મરવા, પૃથ્વી ચામડાથી મઢવા યત્ન કરે છે, પણ વ્યવહાર કુશળ જાડાઓ, 'તું તારૂં સંભાળ' સમજી પગમાં જોડા પહેરી સંતોષ માને છે ધરમા- દરેકનું પછી આપણનું કાર્યું ઢાંકવાથી બધ થાય છે એ વાત જાડાઓને હોય છે, ત્યારે પાતળાઓ નભ ઢાંકવાની કલ્પના ગળે છે !

'પણ પાતળા અસંતોષીઓથી જ પ્રગતિ—" વગેરે મને બોલતો અટકાવી, જાડાઓનો ગેરફાયદો તેમજ અભિન્ન મેવામાં મેગ ફિરસ્તો છે, એમ કહેવા લાગ્યો

"વારૂ, પણ દુનિઆ જાડાઓને જોઇને હસે છે કેમ ?" "પાતળાઓને તિરસ્કારતી હશે, એટલે હસે ક્યાંથી ?" સશક્ત અને ઘાટીલા અવયવવાળા ચિત્તા જેવા ચપળ પાતળાઓનો એને ખ્યાલ આપવો નકામો જણાયો; "જાડાઓ લોકને હસાવે છે. એ એમની કંઈ ઓછી સમાજસેવા છે ? જો બીજા દૃષ્ટિકોણથી કહું તો લોકોની મૂર્ખાઈ માપવાનું હું મીટર છું. હસે કોણ ? જેટલા આછકલા તે હસે. કેળાંની છાલપર પગ પડી સરી જઇ પડતા પુરૂષને જોઇને બાળકો હસે છે, ત્યારે પુખ્ત વયના હસતા નથી. મજુરના માથા પરથી ટોપલો પડી જતાં તેને મોટો ફારસ સમજી બીજા મજુરો કેટલું હસે છે ? ત્યારે ઉચ્ચ કોમના પુરૂષો હસતા નથી. જેમ માણસમાં બુદ્ધિ વધારે તેમ તે ઓછું હસે છે. એચ. જી. વેલ્સના Men Like Godsમાં ઘણી જ પ્રગતિ પામેલાં સ્રી પુરૂષો કદિ બીલકુલ હસતાં નથી. હું તો લોકોની બુદ્ધિનું માપ કાઢતો ફરૂં છું. મને શું હશે ? ઉલટું તેમની બુદ્ધિશૂન્યતા જોઈ મને તેમની દયા આવે છે."

"પણ તમે તમારી ચરબી ઓછી કેમ કરતા નથી ?" મેં કહ્યું, "ઓછું ખાવ અને વધારે ચાલો. એ મૅકફેડનના નિયમ પ્રમાણે કેમ ચાલતા નથી ?"

"એ છે તો મઝેનું પણ મને કેટલી ભૂખ લાગે તમને તેની કંઇ તમને ખબર છે ? હું તમને પૂછું છું કે તમે થોડું વજન વધારતા કેમ નથી ? કસરત કરો, ફળ અને દૂધ ખાઓ અને તમારૂં વજન વધશે. તમે કસરત કરો છો ?

બીજાને ઉપદેશ આપવામાં આપણામાં આવી જતી પંડિતાઇનો મને ખ્યાલ આવ્યો. એના પ્રશ્નએ હું નિરૂત્તર બન્યો.

"મજુર ! મજુર ! " ની બુમો વચ્ચે સુરત આવ્યું અને હંમેશના હાસ્યના સત્કાર વચ્ચે એ સ્થૂલકાય સર્વેને નમન કરી ધીમે આસ્તે ઉતરી ચાલતો થયો. અને હું ઉંડા વિચારમાં પડયો. મને એની કેટલીક દલીલો સબળ લાગી. હું પણ એની પાછળ ઉતરી પગપાળો શહેર તરફ જવા લાગ્યો. મને મનમાં ગડમથલ થતી હતી. મને પણ લાગ્યું કે જાડાઓ જેટલા પાતળાઓ આનંદી હોતા નથી. દુનીઆમાં જાડાઓની ક્લબ. વિષે સાંભળ્યું છે. પાતળાઓની ઉંચાઓની કે ઠીંગુજીની ક્લબ જાણી કે સાંભળી નથી. એક સ્કૂલમાં જઇ બાળકો આગળ ભાષણ કરતાં ચેસ્ટરટન કહે છે કે "જાડા પાતળાઓ પીસ્તોલ લઇ દ્વંદ યુદ્ધ કરે. તો જાડાને ગેરલાભ નહિ થાય, માટે પાતળાને જાડા પાસે ઉભો રાખી તેના કદ જેટલા જાડાના શરીર પર ચાકે બે કાપા પાડવા અને પછી યુદ્ધ કરવું. પાતળાએ જાડાને નિશાનીવાળા ભાગપર:જ ઘા કરવો જોઇએ." એમ કરતાં નિશાની બહાર શરીર પર લાગે તો જાણે નુકશાન જ ન થતું હોય એવો રમુજી ખ્યાલ જાડા ચેસ્ટરટનને જ આવી શકે. કોઈ પાતળા પુરૂષને આવી આનંદી કલ્પના પણ ન આવે. ધૂમકેતુની એક વાતમાં એક જાડો શેઠીયો, પત્નીને ત્યજી, પણ છોકરાને સાથે લઈ, એક જાડી સ્રીને રખાત તરિકે

ગણી રહે છે. એ જાડીને લાગે છે કે છોકરો મા વગર હીઝરાય છે, તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી, તેની મા પાસે મોકલવા પ્રતિબંધ કરવા, પોતાના આશકને વીનવે છે. જો કોઈ પાતળી સ્ત્રી હોત, તો છોકરાનું દુનિયામાંથી કાગળ કાઢવા જ કોશીશ કરતે. પાત્ર આલેખનમાં શ્રેષ્ઠ શેકસપિયર પણ રમુજી અને બુદ્ધિશાળી ફોલસ્ટાફને જાડો જ ચીતરે છે આવા મહાન લેખકો પણ જાડાની તરફેણ કરે છે, ત્યારે મને પણ એમ થાય છે કે અમારા નવસર્ગના જાડા માટે મીટીંગ બોલાવી, તેને એક માનપત્ર એનાયત કરીએ. જાડાથી દૂર-સુદૂર ભાગતા ગાડીવાળાઓ પણ આ સભામાં આવશે. તેઓ એને ગાડીમાં બેસાડતાં ભલે ડરતા હોય, પણ મારી ખાત્રી છે કે તેઓ તેનાં ગુણગાન કરી તેને તાળીથી સહર્ષ વધાવી લેશે.

— રણછોડજી મહેતા

---

"કોઈ વ્યકિતને ગાળો આપી તેને સન્માર્ગે ચઢાવવાનું મુશ્કેલી ભર્યું છે; પણ તેના દોષ તરફ લક્ષ આપવા કરતાં તેણે કરેલાં ભુલ કૃત્યો માટે તેને માન આપવાથી તેની સુધારણા જલદી થાય છે." જ્યૂ. ડી. વૉ.

"જે લોકો શેખી કરે છે કે "હમે કદી કંઈ નુકશાન કર્યું નથી" તેમણે ઘણું-ખરું કંઈ ભલું પણ કર્યું હોતું નથી."

"અમીર સ્ત્રીની આંગળી પરની અંગુઠીમાંનાં હીરા કરતાં રસ્તો મજબુત બનાવનાર એક કાંકરો વધારે કીમતિ છે."

"મૂરખ ઘણું માગે, પણ તેને આપનાર વધારે મૂરખ છે."

"ભણેલા મૂરખો, બધા મૂરખો કરતાં મોટા છે."

# કવિ કેવા ને વાત કેવી ?

ભનુ ભલા મેં ક્યારે કહ્યું કે હું કવિ છું ?

હું તો કવિયે નથી ને અકવિયે નથી એ તો મેં એક સમી સાંજે પૂર્ણા કાંઠે ફરવા જતાં સઘળું શાંત જોયું. કાંઠીનો-હલેસાંનો પાણીમાં પડવાનો અને હોડીનો પાણી કાપવા સિવાયનો બીજો અવાજ જ ત્યાં થતો ન હતો. સૂર્ય નારાયણનાં કુમળાં કિરણો પાણીમાં ઝબોળ ઝબોળ ન્હાતાં હતાં. આપણે એ બધું મુંગા મુંગા જોયા કરતા હતા. મેં પૂછ્યું, 'મને ય આમ છબછબીઆં કરવાનું મળે તો કેવી મઝા ?'

થોડીવારે સૂર્યનારાયણ ઘેર જતા હતા. લાલચોળ સોનાની થાળીસા લાગતા હતા. વચ્ચે એક વાદળું હતું. ઉપર તેના રંગોથી કે કોણ જાણે શાથી વાદળાં સોનેરી રંગે સુંદર દેખાતાં હતાં. ઘેર જતા એ સૂર્યને ઊંચા થઇ થઇ જોયા કરતાં પાસેના તાડનાં ઝાડોની જેમ ઊંચા થઈ, ઉભા થઇ મેં જોવા માંડ્યું. સહેજ આમ ગયો, તેમ ગયો ને બેસીને ટગર ટગર જોવા લાગ્યો. કેટલી ય વાર અનિમિષ નયને જોઈ રહ્યો.

તમે પૂછ્યું, 'અલ્યા આમ કાં કરે ?'

મેં કહ્યું, 'આ મઝા લૂટું છું.' તમે ફરી પૂછ્યું 'કઇ ?' આસપાસનાં લીલાં લીલાં ખેતરો ને ઝાડો, નદી ને વાદળાં તરફ અંગુલીનિર્દેશ કરતો હું એક કૂદકી ફરી વળ્યો ને કહ્યું, 'આ.' તમે એકદમ બોલી ઉઠ્યા, 'તું કવિ છે!'

ભલા માણસ મેં ક્યારે કહ્યું કે હું કવિ છું ! હું કવિયે નથી ને અકવિયે નથી.

ફરી એકવાર સરસ્વતી મંદીરેથી આપણી કુટિરે જતા હતા, માર્ગમાં વાતમાં સહેજ રોકાયા. બાજુએથી બે સાધુઓ લોટની ભિક્ષા લઇને પસાર થતા હતા. અકસ્માત લોટનું કપડું છુટી ગયું ને સડક પર ખાસ્સો લોટનો ઢગલો થયો. સાધુ બિચારા નિરાશાથી કકળી ઉઠ્યા, તે જોયું ન જતાં હું બીજી દિશાએ ફરી ગયો. થોડો લોટ ભેગો કર્યો ન કર્યો ત્યાં તો બે બુઢ્ઢી સાધ્વીઓ તે તરફ આવી પહોંચી, લાકડી, લોટી ને સારા ય શરીરે કરચલીવાળી, લાકીને ટેકે તે પડતાં અચતી ચાલતી હતી. ત્યાં ઉભા રહી લોટ તરફ જોયા કરતાં ડોસીઓને, 'તુમ લે લો,' કહી સાધુઓએ ચાલવા માંડ્યું. કાંકરા ને ધૂળની સ્પૃહા કર્યા વિના ખોબે ખોબે લોટ ઢગલતી સાધ્વી મા હું ન જોઈ શક્યો ને પાણીથી ઉભરાતી મારી આંખો છુપાવવા, મેં ફરી જઇ વ્યર્થ યત્ન કર્યો. આંસુ લુછતો હાથ તમે પકડ્યો ને બોલી દીધું 'સાચે જ તું કવિ છે, તું કવિ છે.'

પેલી પૂર્ણિમાને દિવસે આપણે સાહિત્ય સંમેલનમાં જતાં, રસ્તે વડોદરા ઉતર્યા. વડોદરા જેવા સુંદર રસ્તા ને રાજધાનીવાળા શહેરમાં ચાંદની કેવી લાગે તે જોવા રોકાઇ પડ્યા ! મધરાતભર આપણે ચારે જણ સયાજીગંજના સુંદર મકાનોવાળા માર્ગે ને ઇંદિરા

વૃક્ષાવલિ (Indira Avenue)માં ટહેલ્યા. હિંસક પ્રાણીઓ જંગલમાં ચાંદનીમાં કેવાં લાગતાં હશે તે જોવા કમાટી બાગના વૃક્ષોનાં ઝુંડમાં દૂર સુદૂર બનાવટી ઉભી કરેલી વનરાજિનીમાં લહેરથી ફર્યા. વાઘોની પ્રતિકૃતિ ને વિશ્વામિત્રી પરથી આભ સીમાડે કોર કાઢતી ચંદનની દાબડીનુ રેખાચિત્ર લીધું. વિશ્વામિત્રી તેને કેવા ચાળા પાડતી હતી!

મોડા મોડા, તમારા મિત્રની સાથે તમે અને મારા મિત્રની સાથે હું ઘર જવા છૂટા પડયા, ત્યારે તમે ચાંદનીમાં ઘણું ફરવાના એ જાણી મને અદેખાઈ ઉપજી ને તમને એક કામ સોપ્યું, 'કાલે આવતી વેળા થોડું 'ચંદન' ખીસામાં ભરી લાવજો!'

તમો ને તમારો ભાઇબંધ બોલી ઉઠયા, 'તું કવિ છે! તુ કવિ છે!' ભલા હું શી રીતે સાબિત કરી આપું કે હું તો કવિયે નથી અને અકવિયે નથી?

તે દિવસે આપણે સાબરમતી તીરે ઝટઝટ પ્રયાણ કરી રહ્યા હતા. તેવામાં 'જલેબી, જલેબી' એવો કોમળ કરૂણ અવાજ આપણે કાને પડયો. હું આગળ પગલું ન જ ભરી શકયોઃ જલેબી શું ને રોતું શું? એ મારે જાણવું હતું. અવાજ ફરી ફરી કાને અથડાયો 'બાપા સવારે કીધુ'તુ કે જલેબી લેશું ને આતો ગત પડી, ઓલ્યા દીવાવાળી દુકાનમાંથી જલેબી લઇ આવજો એં એં એં!' બાપ મૂગો રહ્યો. છોકરે ફરી રોણું કર્યું. દૂર દૂરથી આવતા ટમટમતા તેજમાં એક ખભે છોકરો અને એક ખભે સારંગીવાળાની જગતને જોઇ, જાણી ઉડી ઉતરી ગયેલી આંખમાં ચળકાટ જોયો. આંસુથી છલાછલ ભરેલી બેધરડી આંખો હતી. દીકરા, આજે ઘણું રખડયો, ગાવાથી ગળું અને વગાડતાં હાથ દુઃખે છે તોયે માંડ સવારથી અતારમાં એક ઢબ્બુંય ના મલ્યું સે'. જલેબી મારા આધાર!' ગજવામાંથી પૈસો કાઢી છોકરાના ગંદા લીંટવાળા હાથમાં જ્યારે, 'આ લે ભાઇ,' કહેતાં ગળગળો થતાં આપતાં જોયો ત્યારે ફરીવાર તમે બોલી ઉઠયા, 'હું કહું છું ને કે, તું કવિ છે, સાચે જ તુ કવિ છે, તુ કવિ છે!'

ભાઈ, આવું રોજ કેટલુંય થયા કરે. હું તો માત્ર એ દેખાય તેવું જોઉં અને સમજું ને તેમાં રાચું. બધે એવું તો હોય. હું તો માત્ર કંઈ તલસ્પર્શી દેખું ને નાચી ઉઠું છું. હસી પડું છું, રડી દઉં છું કે આશ્ચર્યચકિત થઈ જાઉં છું. તમને એ વિચિત્ર શાથી લાગતું હશે તે મને હજી સમજાતું નથી, ને કવિ કોને કહો તે!

કવિના તો આ બધી ને કવિ ને કલાકાર તો તે જે એનો અદરશ પીંછી ફેરવ્યા કરે!

— મધુકાન્ત મહેતા

# સંસ્થા

૨

**સંસ્થાઓ સાધ્ય છે કે સાધન**

માણસોની એકત્ર બુદ્ધિ અને પ્રયત્નથી સંસ્થાઓ ઉદ્ભવે છે અને તેથી તે વ્યક્તિઓના અને સમાજનાં હિતોની સંપ્રાપ્તિ માટે સાધનરૂપ છે સમાજનું ધ્યેય કાંઇ સંસ્થાઓની જ સંપ્રાપ્તિ પ્રત્યે નથી, પણ સમાજના આદર્શો પ્રાપ્ત કરવા જે બુદ્ધિ કે પ્રયત્ન કે શક્તિની જરૂર પડે છે તે નિમિત વ્યયથી વ્યવસ્થા કરવા માત્ર સંસ્થાઓ ઉત્પન્ન થાય છે. સંસ્થાઓથી આદર્શ પ્રાપ્તિ સરળ થઈ જાય છે. અને વ્યક્તિઓને અને સામાજિક સમૂહોને કાર્યસિદ્ધિમાં અત્યંત મદદરૂપ છે. જેમ આપણાં કુહાડા કરવત લાકડાં કાપવા સાધનરૂપ છે જેમ કલમ લખવા માટે સાધનરૂપ છે, જેમ ખોરાક જીવન નીભાવવા સાધનરૂપ છે તેમજ સંસ્થાઓ પણ સામાજિક સંપ્રાપ્તિ માટે વિશાળ પ્રમાણમાં સાધનરૂપ જ છે. સંસ્થાઓ દ્વારા વ્યક્તિઓની અને સમાજની કાર્યશક્તિ અત્યંત વધે છે. અને કાર્યઘટના સરળ અને મિત વ્યયથી થતી હોવાથી તેટલે દરજ્જે જીવનશક્તિનો ક્ષય થતો અટકે છે. સંસ્થાદ્વારા આત્મસેવા તેમજ સમાજસેવાના પ્રસંગ વધે છે. અને ક્ષેત્ર વિશાળ થાય છે અને એ રીતે સામાજીકરણ સમૃદ્ધ થઈ આગળ વધે છે. સંસ્થાઓ ઉત્પન્ન કરી પ્રત્યેક મનુષ્યો માત્ર પોતપોતાનો જ સ્વાર્થ સાધતો નથીપણ જાણે અજાણ્યે વ્યક્ત રીતે કે અવ્યક્ત રીતે (અપ્રકટ રૂપે) બીજા મનુષ્યોમાં એઇ હિતની સિદ્ધિમાં મદદગાર થઇ પડે છે. જ્યારે જ્યારે સંસ્થા સાધનરૂપ છે એ વાત ભૂલી જવામાં આવે અને સાધ્યરૂપ જ લેખાય ત્યારે સમાજ પ્રગતિમાં મદદકારી થવાને બદલે ઉલટી વિઘ્નકારક થઇ પડે. જે કાર્યસિદ્ધિ માટે સંસ્થા ઉભી કરવામાં આવી હોય તે કાર્યસિદ્ધિ કોઇ સંસ્થાથી નવી પરીસ્થિતિમાં આવી પડવાથી થઇ શક્તિ ન હોય તો એવી સંસ્થા ટકી રહેવાથી સમાજને ઉલટી બોજારૂપ નીવડે છે. પુરાણપ્રિય વર્ગો જુની સંસ્થાઓનો લોપ થવા દેવા અથવા તેમાં રૂપાન્તર થવા દેવા નારાજ હોય છે. અને તેથી ઘણીવાર એવી પુરાણી સડેલી સંસ્થાઓ ડચકીઆં ખાતી અસ્તિત્વ ટકાવી રાખે છે. એક વખત સમાજના આર્થિક જીવનમાં ગુલામગીરીની જરૂર હતી. પણ તેથી ગુલામગીરીની સંસ્થા તેજ સ્વરૂપમાં અનંત ટકાવી રાખવાથી વિપત્તિ જ થાય. ગુલામગીરી માત્ર સમાજ જીવન માટે જોઇતી મહેનત પુરી પાડવા સાધનરૂપ એક પ્રકારની વ્યવસ્થા હતી અને એ સિવાય બીજી વ્યવસ્થા પ્રાચીન કાળમાં બની શકે એમ ન હતું. પણ આજની પરીસ્થિતિમાં મજુરી માટે જુદી રીતની વધારે નૈતિક અને આર્થિક શ્રેયકારક ઘટના થઇ શકે છે." તે વખતે માત્ર પૌરાણિક ગુણ ધ્યાનમાં લઈ ગુલામી ટકાવી રાખવામાં આવે તો તેથી સામાજિક વિપત્તિ ઘટવાને બદલે વધે. તે જ પ્રમાણે હિંદુસ્તાનની જ્ઞાતિસંસ્થાઓ વિષે કહી શકાય કે એમાં નવી પરીસ્થિતિને અનુકૂળ રૂપાન્તર થવા દેવામાં ન આવે તો તેટલે દરજ્જે સમાજ જીવનમાં હાડમારી વધ્યા વિના રહે નહિ. વળી જુની સંસ્થાઓથી સમાજ વ્યાપાર સરલ થઇ પડતો હોય તો એ પ્રગતિના ભોગે સરળતા મેળવવી એ ભાગ્યે જ સલાહભર્યું લેખાય. છતાં એ ઘણીએ પુરાણ પૂજ્ય સંસ્થાઓ સમાજમાં ટકી રહે છે. અને વ્યક્તિ જીવન અને સમાજ જીવનના વિકાસને વિઘ્નરૂપ નીવડે છે. સંસ્થાઓ સમાજના હાથમાં

# સંસ્થા

૨

## સંસ્થાઓ સાધ્ય છે કે સાધન

માણસોની એકત્ર બુદ્ધિ અને પ્રયત્નથી સંસ્થાઓ ઉદ્ભવે છે અને તેથી તે વ્યક્તિઓના અને સમાજનાં હિતોની સંપ્રાપ્તિ માટે સાધનરૂપ છે સમાજનું ધ્યેય કાંઇ સંસ્થાઓની જ સંપ્રાપ્તિ પ્રત્યે નથી, પણ સમાજના આદર્શો પ્રાપ્ત કરવા જે બુદ્ધિ કે પ્રયત્ન કે શક્તિની જરૂર પડે છે તે નિમિત વ્યયથી વ્યવસ્થા કરવા માત્ર સંસ્થાઓ ઉત્પન્ન થાય છે. સંસ્થાઓથી આદર્શ પ્રાપ્તિ સરળ થઈ જાય છે. અને વ્યક્તિઓને અને સામાજિક સમૂહોને કાર્યસિદ્ધિમાં અત્યંત મદદરૂપ છે. જેમ આપણાં કુહાડા કરવત લાકડાં કાપવા સાધનરૂપ છે જેમ કલમ લખવા માટે સાધનરૂપ છે, જેમ ખોરાક જીવન નીભાવવા સાધનરૂપ છે તેમજ સંસ્થાઓ પણ સામાજિક સંપ્રાપ્તિ માટે વિશાળ પ્રમાણમાં સાધનરૂપ જ છે. સંસ્થાઓ દ્વારા વ્યક્તિઓની અને સમાજની કાર્યશક્તિ અત્યંત વધે છે. અને કાર્યઘટના સરળ અને મિત વ્યયથી થતી હોવાથી તેટલે દરજ્જે જીવનશક્તિનો ક્ષય થતો અટકે છે. સંસ્થાદ્વારા આત્મસેવા તેમજ સમાજસેવાના પ્રસંગ વધે છે. અને ક્ષેત્ર વિશાળ થાય છે અને એ રીતે સામાજીકરણ સમૃદ્ધ થઈ આગળ વધે છે. સંસ્થાઓ ઉત્પન્ન કરી પ્રત્યેક મનુષ્યો માત્ર પોતપોતાનો જ સ્વાર્થ સાધતો નથીપણ જાણે અજાણ્યે વ્યક્ત રીતે કે અવ્યક્ત રીતે (અપ્રકટ રૂપે) બીજા મનુષ્યોમાં શ્રેષ્ઠ હિતની સિદ્ધિમાં મદદગાર થઇ પડે છે. જ્યારે જ્યારે સંસ્થા સાધનરૂપ છે એ વાત ભૂલી જવામાં આવે અને સાધ્યરૂપ જ લેખાય ત્યારે સમાજ પ્રગતિમાં મદદકારી થવાને બદલે ઉલટી વિઘ્નકારક થઇ પડે. જે કાર્યસિદ્ધિ માટે સંસ્થા ઉભી કરવામાં આવી હોય તે કાર્યસિદ્ધિ કોઇ સંસ્થાથી નવી પરીસ્થિતિમાં આવી પડ્યાથી થઇ શક્તિ ન હોય તો એવી સંસ્થા ટકી રહેવાથી સમાજને ઉલટી બોજારૂપ નીવડે છે. પુરાણપ્રિય વર્ગો જૂની સંસ્થાઓનો લોપ થવા દેવા અથવા તેમાં રૂપાન્તર થવા દેવા નારાજ હોય છે. અને તેથી ઘણીકવાર એવી પુરાણી સડેલી સંસ્થાઓ ડચકીઆં ખાતી અસ્તિત્વ ટકાવી રાખે છે. એક વખત સમાજના આર્થિક જીવનમાં ગુલામગીરીની જરૂર હતી. પણ તેથી ગુલામગીરીની સંસ્થા તેજ સ્વરૂપમાં અનંત ટકાવી રાખવાથી વિપરિત જ થાય. ગુલામગીરી માત્ર સમાજ જીવન માટે જોઇતી મહેનત પુરી પાડવા સાધનરૂપ એક પ્રકારની વ્યવસ્થા હતી અને એ સિવાય બીજી વ્યવસ્થા પ્રાચીન કાળમાં બની શકે એમ ન હતું. પણ આજની પરીસ્થિતિમાં મજૂરી માટે જુદી રીતની વધારે નૈતિક અને આર્થિક શ્રેયકારક ઘટના થઇ શકે છે. તે વખતે માત્ર પૌરાણિક ગુણ ધ્યાનમાં લઈ ગુલામી ટકાવી રાખવામાં આવે તો તેથી સામાજિક વિપરિત ઘટવાને બદલે વધે. તે જ પ્રમાણે હિંદુસ્તાનની જ્ઞાતિસંસ્થાઓ વિષે કહી શકાય કે એમાં નવી પરીસ્થિતિને અનુકૂળ રૂપાન્તર થવા દેવામાં ન આવે તો તેટલે દરજ્જે સમાજ જીવનમાં હાડમારી વધ્યા વિના રહે નહિ. વળી જૂની સંસ્થાઓથી સમાજ વ્યાપાર સરલ થઇ પડતો હોય તો એ પ્રગતિના ભોગે સરળતા મેળવવી એ ભાગ્યે જ સલાહભર્યું લેખાય. છતાં એ ઘણીએ પુરાણ પૂજ્ય સંસ્થાઓ સમાજમાં ટકી રહે છે. અને વ્યક્તિ જીવન અને સમાજ જીવનના વિકાસને વિઘ્નરૂપ નીવડે છે. સંસ્થાઓ સમાજના હાથમાં

માત્ર સાધનરૂપ યંત્ર તરીકે છે અને એ યંત્ર પ્રગતિમાં વિક્ષેપ નાખવા માટે નહિ પણ પ્રગતિ સાધવા માટે છે સમાજની સેવા અર્થે જ સંસ્થાઓની યથાર્થતા સ્વીકારી શકાય જે સંસ્થાઓ એ સેવા કરી શકે નહિ અથવા એ સેવા પરિપૂર્ણ થાય તે તે ગમે તેટલી પુરાણી કે પવિત્ર હોવા છતાં તેનો અંત લાવવો જ શ્રેયસ્કર નીવડે ઘણીયે વાર મનુષ્યો આવી યંત્રરૂપ સંસ્થાઓને સાધન નહિ પણ સાધ્ય લેખી જીવન માટે સંસ્થાઓ છે એ ભૂલી જઈ સંસ્થાઓ જીવનની અંતિમ સિદ્ધિ ન હોય એમ વર્તે છે જેમ હિન્દુસ્તાનમાં તથા કેટલાક પશ્ચિમ દેશોમાં કેટલાક પર્વો પર કારીગરો પોતાના હથિયાર ઓજાર અને વ્યાપાર સાધનોની પૂજા કરે છે, તેમ કેટલીક સમાજો એવી સામાજિક સાધનરૂપ સંસ્થાઓને પણ તેમાં મનુષ્ય કૃતિથી કાંઈ અતીત તત્ત્વ કે શક્તિ ન હોય એમ માની પૂજ્ય ગણે છે જીવનપ્રગતિ સંસ્થાઓ દ્વારા સાધવાની છે સંસ્થાઓ માટે નહિ અને તેથી જીવન અને જીવનના સંજોગો જે દિશામાં રૂપાન્તર અને વિકાસ પામતા જાય તે દિશામાં જોડે જોડે સંસ્થાઓમાં પણ રૂપાન્તર અને વિકાસ થાય તો જ સંસ્થાઓની સાર્થકતા સ્વીકારી શકાય જે સમાજ પુરાણિક લક્ષણોને જ માત્ર પવિત્ર ગણે અને સંસ્થાઓનો ધર્મ સમાજના સાધનરૂપ રહી તેની સેવા કરવાનો છે એ ભૂલી જાય છે તે સમાજ પોતાની અધોગતિ અને વિનાશના માર્ગે જ આચરે છે

### સંસ્થાઓ અને સમાજ જીવન

સંસ્થાઓ સાધન રૂપ છે છતાં એના સ્વરૂપ પ્રમાણે અમુક અંશે એનાથી સમાજ અને વ્યક્તિ જીવનની ઘટના નિર્માણ થાય છે કહેવત છે ઘોડાની ગતિ કરતાં ઘોડેસ્વાર વધારે ત્વરાથી મજલ કરી શકે નહિ આપણાં હથિયાર ઓજારની કાર્યશકિત પ્રમાણે જ આપણે આપણું કામ કરી શકીએ છીએ બહાદુર આદમી પણ તલવાર કે પિસ્તોલ વિના જંગલી પ્રાણી કે દુશ્મન સમક્ષ કાયર જેવો થઈ જાય છે સંસ્થાથી આપણે વ્યકિતઓ માટે અમુક પ્રકારની સામાજિક પરિસ્થિતિ ઊભી કરીએ છીએ અને એ પરિસ્થિતિ પ્રમાણે તે વ્યક્તિના જીવન પર પ્રબળ અસર અને અંકુશો પડે છે સામાજિકરણ માટે અને સામાજિક પરિસ્થિતિને લીધે સમાજમાં ઐક્ય અને સંગીનતા વધે છે દા ત આજની ધારાસભાઓમાં જે ધારાઓ પસાર થાય છે તે ઘણખરા સર્વમતે પસાર થતા નથી પણ ધારાસભાનો અને દેશની વસ્તીનો વિશાળ વર્ગ વિરુદ્ધ હોવા છતાં માત્ર ધારાસભામાં બહુમતે પસાર થાય છે, છતાં એ ધારા પસાર થવાથી એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે કે જે વર્ગો મૂળ એની વિરુદ્ધ હતા તે પણ જીવનમાં એને સ્વીકારે છે, અને ધીમે ધીમે આખી સમાજ પર એક સરખા વ્યાપી રહે છે અને જીવનઘટનામાં પરિવર્તન કરી નાખે છે ધારાસભાઓ અને ધારાઓ માત્ર માનુષી કૃતિથી ઉદ્ભવે છે, છતાં તેથી મનુષ્યજીવન પર અસર પ્રતિક્રિયા થયા વિના રહેતી નથી તે જ પ્રમાણે બીજી સંસ્થાઓ માટે કહી શકાય ઘણીવાર સંસ્થા ઉત્પન્ન કર્યા પછી તેની ઘટનામાં ભાગ લેનારાઓમાંનો મોટો ભાગ નાના ભાગ પર એ સંસ્થાઓ દ્વારા અંકુશ નાખે છે હિન્દુસ્તાનની જ્ઞાતિ પ્રથામાં

આ મુદ્દો સ્પષ્ટ સમજાઈ આવે છે. સમાજમત એક અગત્યનું બળ થઈ પડે છે, અને સામાન્ય વ્યક્તિઓ એવા સમાજમત વિરુદ્ધ કોઈ પણ પ્રવૃત્તિ કરવા અશક્ત નીવડે છે. પણ જેમજેમ સમાજ પ્રગત થતો જાય છે તેમ તેમ વ્યક્તિઓ એવા બાહ્ય અંકુશને તાબે થઈ સંસ્થાઓનાં ધ્યેય વિરુદ્ધ વિઘ્ન નાખતા ફરજીઆત રીતે અટકવાને બદલે આપોઆપ તે ધ્યેયસિદ્ધિ માટે અનુકૂળ જીવન ગાળવા માંડે છે. એ સ્થિતિએ વ્યક્તિઓ સમજી શકે છે કે સંસ્થાના ધ્યેય અને ધર્મ અનુસાર રહેવાથી પોતાનું તેમજ બીજાનું હિત સારી રીતે સધાય છે અને એ રીતે નિયંત્રણ સ્વીકારે તો જ સમાજ જીવન ટકી શકે છે. જેમ જેમ સામાજિક ઘટનાઓ વિશાળ થતી જાય તેમ વ્યક્તિઓનું એ રીતનું સ્વતઃ નિયંત્રણ Self-discipline વધારેને વધારે આવશ્યક તેમ સંપૂર્ણ થતું જાય છે, અને સનુષ્યોના વધતા જતાં સામાજીકરણનું શ્રેષ્ઠ ચિન્હ થઈ પડે છે. કારણકે શ્રેષ્ઠ સામાજીકરણ વ્યક્તિઓનો આત્મસંયમ, આત્મભોગ અને સ્વનિર્મિત અંકુશ વિના અશક્ય છે. જેમ સમાજ પ્રગતિ પામે છે તેમ સંસ્થાઓથી થતા બાહ્ય અંકુશને બદલે સ્વનિર્મિત અંકુશથી જ વ્યક્તિઓ આચરવા માંડે છે. પ્રગત દેશોમાં ગુન્હાઓનું પ્રમાણ ઓછું હોય છે કેમકે વ્યક્તિઓ સમજવા માંડે છે કે અમુક ધારા અથવા સમાજનિયમો પોતાના તથા પોતાના સમાજ બંધુઓના હિત માટે છે અને એવા ધારાઓ અને નિયમોને માન આપવાથી જ વ્યક્તિ અને સમાજને લાભ છે; જ્યારે સમસ્ત સમાજની વસ્તી બાહ્ય અંકુશને બદલે સ્વનિર્મિત શાસન ધોરણે આચરવા માંડે ત્યારેજ આદર્શતાએ પહોંચે. પ્રાથમિક અવસ્થાથી અને અત્યારની અર્ધ વિકસિત અવસ્થાથી સમાજને કેળવી આદર્શતાએ પહોંચાડવા સંસ્થાઓ સાધન કે વાહન તરીકે આવશ્યક છે.

— માધવપ્રસાદ મજમુદાર

---

"There is so much good in the worst of us,
And so much bad in the best of us,
That it hardly becomes any of us
To talk about the rest of us"

"સલાહ આપશો નહિ. માત્ર ડાકતરો અને વકીલોનેજ લોકોને સલાહ આપ્યે ફાયદો થાય છે."

# પૃથ્વી ઉપરની કેટલીક અજાયબીઓ

*દુનિયા ઉપર પાંચ ખંડ આવેલા છે અને તેની અંદર જુદા જુદા માણસો, જાનવરો અને જુદી જુદી વનસ્પતિ આવેલી છે તેના કારણો અનેક છે જે આપણે અહીં ચર્ચવાના નથી આજે તો માત્ર દુનિયામાં ખાસ અજાયબીભરેલી કુદરતની કઈ કઈ કૃતિઓ છે અને ક્યાં ક્યાં પ્રદેશોમાં આવેલી છે તે જ આપની આગળ રજુ કરીશ અને તે દુનિયાના દરેક ખંડ પ્રમાણે અનુક્રમે લઈશ જેથી પુરેપુરો ખ્યાલ આવી શકે :—

## એશિયા

બધા ખંડોમાં મોટામાં મોટો ખંડ એશિયા છે અને તે પ્રમાણે તેની અંદર કુદરતની કૃપા-અકૃપાઓ પણ બધી મોટી જ છે જુઓ હિમાલય પહાડ દુનિયાના બધા પહાડોમાં ઉંચામાં ઉંચો છે તેનું શિખર માઉન્ટ એવરેસ્ટ દરિયાની સપાટીથી ૨૯૦૦૦ ફીટ ઉંચુ છે દુનિયાનું મોટામાં મોટું સપાટ મેદાન ઇન્ડો-ગેન્જેટિક-પ્લેન અહીંયા જ અને તેનો વિસ્તાર ૧૦૦ માઇલનો છે સૌથી ઉંચો પ્રદેશ પામીર રેન્જ છે અને તેને 'Roof of the World" કહે છે એટલે કે તેની ઉપર ઉભા હોઈએ તો પૃથ્વીનું અવલોકન થઈ શકે ઉજ્જડ અને રેતાળ પ્રદેશો જેવા કે મોન્ગોલીયા અને ગોબીનું રણ તે પણ આ ખંડમાં જ છે મોંગોલીઆ પ્રદેશ પૂર્વ પશ્ચિમ ૨૦૦૦ માઇલમાં આવેલો છે તથા ઉત્તર-દક્ષિણ ૧૨૦૦ માઇલ છે અહીંની આબેહવા ઘણી જ કડક છે શિયાળામાં ૪૦થી ૫૦ F. Below zero ટેમ્પરેચર થઈ જાય છે આ પ્રદેશ ઉજ્જડ અને રેતાળ હોવાથી હવાના મોટર પણ વ્યવહારના સાધનનો ઉપયોગ થઈ શકતો નથી માત્ર ઊંટ અને ટટ્ટુનો ઉપયોગ કરવામાં આવે છે Dr Berkey (Geat American Geologist) એ ૧૯૨૩ની સાલમાં આ પ્રદેશમાં શોધખોળ કરવા ગયેલા અને ત્યાં બે મહીના રહેતા દરમિયાન તેને ત્યાં કરોડો વર્ષ પૂર્વે ફરતા જાનવરો (Reptiles)ના હાડપીંજરો મળ્યા અને તેના ઉપરથી તે કહે છે કે દુનિયાને પ્રાણિજીવન મધ્ય-એશિયાના ઉચ્ચ-પ્રદેશમાંથી જ એટલે કે મોન્ગોલીયા અને ગોબીના રેતાળ મુલકમાંથી મળી આવે છે જ્યારે હીમયુગ (Ice-Age) ચાલતો હતો ત્યારે યુરોપ અને અમેરિકાનો ઘણો ભાગ બરફથી ઢંકાયેલા હતા ત્યારે મધ્ય-એશિયામાં બીલકુલ તેની અસર ન હતી. તેથી તે કહે છે કે 'A record of Continental animal life is preserved in central Asia (Mongolia & Tibet) as in no other part of the world' આવો આ એક ઘણો જ પુરાતની પ્રદેશ મોન્ગોલીયા અને તેની અંદર આવેલું ગોબીનું રણ છે

એશિયાની પશ્ચિમમાં પેલેસ્ટાઇન દેશ છે તેમાં 'મૃત સરોવર' Dead-Sea નામનું સરોવર છે તેના પાણીની ખાસિયત અતિશય ભયંકર છે તેની અંદર પુષ્કળ ક્ષારોને લઈને તેની Density એટલી બધી છે કે માણસ જો તેની અંદર કુદકો મારે તો અંદર નહિ જતા ઉપર જ રહેશે

* નવસારી 'સ્વાધ્યાય મંડળ' સમક્ષ આપેલું ભાષણ

## યુરોપ

યુરોપમાં ઈંગ્લંડની પૂર્વે નોર્થસી આવેલો છે. આ સમુદ્ર માછલાંનો ભંડાર છે. ઈગ્લંડના પૂર્વ કાંઠાના ગામડાંનાં લોકોનો વેપાર જ માછલાં પકડવાનો અને પરદેશ ચડાવવાનો છે. ત્યાં બધા માછી લોકો રહે છે. તેમાં ખાસ જાણવા જેવાં ગામ Yarmouth અને Whitly છે. આ ગામના લોકો જ્યારથી સ્કૂલ છોડે કે તુરત ઘર છોડી દરિયાઈ-જીવન ગાળવા નીકળી પડે છે. વર્ષમાં એક વાર ઘેર આવે છે. બાકી પરદેશમાં માછલાં પહોંચાડવામાં અને પકડવાં તેમાં જ જીવન ગાળે છે. સાઠ વર્ષની ઉમરે ધંધો છોડી ઘેર નિવૃત્ત જીવન ગાળે છે. દરિયાની હવા ખાધેલી હોવાથી આયુષ્ય ઘણું લાંબુ ભોગવે છે. ૯૦થી ૧૦૦ વર્ષ જીવે છે. સાઠ વર્ષ પછીથી જ તેમનું સમાજિક જીવન શરૂ થાય છે. આ નોર્થસીનો લાભ વિશેષ પ્રમાણમાં નોર્વે દેશના લોકોને છે અને કુદરતે નોર્થસીમાં લાખો માછલાં પાકે તેવા સંજોગો જો રાખ્યા નહિ હોત તો નોર્વેના લોકો ભુખે મરત કારણકે ત્યાંનાં લોકોનું નોર્થસી જીવતદાન છે.

નોર્વે દેશ આખો પહાડી, ઊંચો, સાંકડો અને જંગલોથી ભરેલો હોવાથી ત્યાં અનાજ પકાવી શકાતું નથી એટલે લોકોની આજીવિકાનું સાધન જ માછલાં છે. તેથી કુદરતે તેની દયા ખાઈ આવો અજાયબ નોર્થસી મુકેલો છે અને તેની અંદર કરોડો માછલાં પાકે તેવા કુદરતી સંજોગો મુકેલા છે, જેને વિષે અહીં કહેવાની જરૂર નથી. વળી નોર્વે દેશ છેક ઉત્તરમાં, શીત-કટિબંધની નજીક આવેલો હોવાથી ત્યાં સૂર્ય જુન મહીનામાં રાત્રે બાર વાગે પણ દેખાય છે. એટલે તે દેશને "મધ્ય રાત્રિના સૂર્યનો પ્રદેશ." કહેવામાં આવે છે. હોલાંડ નેધરલેન્ડ પણ વિચિત્ર છે. આખો દેશ દરિયાની સપાટીથી ઘણો નીચો છે જેથી ભરતીનું પાણી અંદરના ભાગમાં ભરાઇ જઇ ઘણું નુકશાન કરે છે. તેથી લોકોએ દરિયાનાં પાણી મોટા Dam (બંધ) બાંધી અંદર આવતાં અટકાવેલાં છે. તો પણ વરસાદનું પાણી બાર મહીના ખેતરની અંદર તથા ખાડાઓમાં ભરાઇ રહે છે તે ખેડુતો ખીચારા ઠેક ઠેકાણે પવન ચક્કી બાંધી પાણીની નહેરો ખોદી ખેતરનાં પાણી નહેરો મારફત નદી અથવા દરિયામાં કાઢી નાંખી ખેતરમાં પાક ઉગાડે છે. આ સ્થિતિ આપણા દેશથી તદન ઉલટી છે. આપણા ખેડુત નદીમાંથી નહેર કાઢી ખેતરોમાં પાણી પાક ઉગાડવા લે છે જ્યારે અહીં ક્રમ ઉંધો છે તે પણ એક કુદરતની અજાયબી નહિ તો શું ! તેથી તે દેશને Holland એટલે Hollow-Land નીચી જમીનનો દેશ કહે છે ત્યાંના લોકોને કાને 'પહાડ' કે 'ટેકરો' શબ્દ અથડાય, તો નવાઈ લાગે. એ કેવા હશે? આટલો બધો દેશ સપાટ હોવાથી ત્યાં ઘણોખરો વ્યવહાર સાઈકલો ઉપર જ ચાલે છે. આ દેશમાં 'ટયુલિપ' ફૂલો અથાગ અને રંગબેરંગી થાય છે. લોકો તેની પાછળ મુગ્ધ બને છે. ખાસ મોસમ એપ્રિલ મહીનો. એટલે વસંતઋતુ હોય છે, ત્યારે જેમ રેશની અંદર બેટીંગ ચાલે અગર તો રૂના સટ્ટા ચાલે તેમ આ ફૂલો ઉપર રીતસર બેટીંગ થાય છે અને હજારો રૂપિયા ખરચાઈ જાય છે.

યુરોપના નૈઋત્ય ભાગમાં સ્પેન દેશની ઉત્તરે પીરીનીઝ પહાડમાં એક અસલી અને પહાડી પ્રદેશ છે, જેનું નામ આપણે અત્યારે કયાયે સાંભળતા નથી. તે પરંતુ મોજુદ છે. આ દેશનુ નામ Andorra છે યુરોપમાં અનેક ફેરફારી, ઉથલપાથલ અને સંસ્કૃતિ થઈ ગઈ તે આપણે જાણીએ છીએ, પરંતુ આ દેશ અત્યાર સુધી નિર્લેપ રહેલો છે. હજી ત્યાં આજે પણ Feudal-laws (પટાવતી પદ્ધતિના કાનુનો) ચાલે છે, ત્યાંની પ્રજા ઘણી જ સ્વતંત્ર મિજાજની અને સ્વાશ્રયી છે. દેશ પહાડી હોવાથી લોકોનો ધંધો મેંઢાં ઉછેરવાનો છે. ત્યાં મેંઢા એટલાં બધા છે કે ત્યાં જો હોઈએ, તો જ્યારે મેંઢાં સાંજે પહાડ ઉપરથી નીચે ઉતરતાં હોય, ત્યારે જાણે પહાડ ઉપરથી સફેદ પાણીની નદીઓ કેમ વહી રહેલી હોય, તેવો ભાસ આપણને થાય છે. ત્યાંના લોકો પૈસાની કદર કરતા નથી. તેઓને પોતાનાં મેંઢાં અને પોતાની જમીન પ્રાણતુલ્ય હોય છે. બૈરાં અને પુરૂષ એક સરખું કામ કરે છે. આવો આ સુંદર અને નિરાળો દેશ પોતાનું ગૌરવ આજે પણ સાચવી રહેલ છે. "It is aptly called the land of a living museum of Feudal Europe." 'યુરોપની પટાવતી પદ્ધતિનું તેને સંગ્રહસ્થાન કહેવામાં આવે છે તે યથાર્થ છે.'

ઇટલી દેશમાં કેટલાક કુદરતી રમણીય સ્થળો છે. ખાસ કરીને વિસુવિયસ પહાડ, જ્વાળામુખી પહાડ જે કાયમ સળગતો રહે છે, અને જે ઇન્ડીઆથી ઇંગ્લાંડ જતાં સ્ટીમર ઉપરથી પણ ચીલના ભુંગળાની માફક ધુમાડો કાઢતો જોઇ શકાય છે સિવાય આ દેશમાં એક ઘણો જ સુંદર પ્રદેશ છે જેને Rivieraના નામથી ઓળખવામાં આવે છે અહીં શિયાળામાં યુરોપના ઠંડીવાળા દેશના ઘણા લોકો રહેવા અને ઠંડીમાંથી બચી ગરમ હવા માટે આવે છે. અહીં ઠેક ઠેકાણે ગરમ પાણીનાં ઝરણો છે. હવા શિયાળામાં તડકાવાળી એટલે Sunny હોય છે. કુદરતી દરયો પણ ઘણાં જ આકર્ષક છે ગરમપાણીનાં ઝરામાં લોકો ન્હાય છે.

સ્વીટઝરલેન્ડ દેશ આખો જ કુદરતનો કોઈ અલૌકિક નમુનો છે. તે જગમશહુર છે, એટલે અહીં વિવેચન કરવાની જરૂર નથી.

ફ્રાન્સ દેશમાં ખાસ જાણવા જેવી કુદરતી બાબત કરતાં મને મનુષ્ય કૃતિની વિશેષ જણાય છે. એક નમુનો અહીં ટાંકી બતાવીશ. અહીં માણસની અજબ મગજ શક્તિનો અજાયબી ભરેલો એક દાખલો આપીશ. કારણ કે તે ખાસ ધ્યાન ખેંચે તેવો છે. છેલ્લા વિશ્વવિગ્રહ પછી દુનિયામાં અત્યારે સોનાનો મોટામાં મોટો જથ્થો ધરાવનાર પેહેલા નંબરનો દેશ અમેરિકા છે, ત્યાર પછી બીજે નંબરે સંગ્રહ કરનાર દેશ ફ્રાન્સ છે. તેણે પોતાનું બધું સોનું રાજધાનીના શહેર પેરિસમાં બેન્ક ઓફ ફ્રાન્સની અંદર રાખેલું છે. તેને કોઇ પણ કુદરતી કે માણસ તરફથી આફત એટલે કે આગ ન લાગે અથવા તો કોઈ બેન્કનું મકાન ફાડી પ્રવેશ કરનાર બદમાશો તરફથી, બોમ્બ ફેંકવાથી કે ગેસ નાંખી બાળી નાંખવાથી નુકશાન ન લાગે તેટલા વાસ્તે બેન્કની નીચે બસો ફીટ ઊંડું ભોયરૂં (Vault) ખોદેલું છે. તેની ચારે બાજુ અહીં એકર જમીન રોકી પચાસ ફીટ ઊંચી અને વીસ ફીટ જાડી દીવાલ બાંધી લીધેલી છે. કિલ્લાને ફરતે ૭ ઊંચા દરવા

છે. દરવાજાને પોલાદનાં મજબુત બારણાં છે, જે ઇલેક્ટ્રીક મોટરથી ઉઘડે-દેવાય છે. નીચે ભોંયરાંમાં Elevatorથી જવાય છે. ભોંયરાની નજીકમાં પારીસ નજીકની સેન નદીનું પાણી વાળી એક મોટા તળાવમાં ભરી રાખેલું છે, અને તે એક મોટું વહાણ ફરી શકે તેટલું ઊંડું છે. આ પાણીનો ઉપયોગ માત્ર જ્યારે કંઈ આફત આવે એટલે જો કોઇ બદમાશો ઉપરથી નીચે ઉતરે અને અંદર જવાની કોશીશ કરે, તો તુરત પાણી છોડી મુકવામાં આવે છે એટલે કિલ્લાના દરવાજાનાં બારણાં આગળ પહોંચે, તે પહેલાં તો રસ્તો ચારે તરફથી પાણીથી ઘેરાઈ જઈ ઉંડી ખાઇ બની જાય છે, એટલે જઈ શકાય જ નહિ. આવી આફતને વખતે બેન્કના એક હજાર નોકરો કંઇ પણ નુકશાન વગર અંદર ઉતરી બેન્કનો બચાવ કરી શકે છે. અને દિવસો સુધી સુખશાન્તિથી નીચે ભોંયરામાં રહી શકે છે. અંદર રસોડાં, વાસણ, કપડાં અને બીછાનાં વગેરેની તમામ જાતની સગવડો પુરી પાડવામાં આવેલી હોય છે. તથા ખોરાક પણ પુષ્કળ રાખી મુકેલો હોય છે, તેમજ છુપી રીતે ખુલ્લી હવા પણ પુરી પાડી શકાય તેવાં સાધનો રાખેલાં હોય છે. કદાચ બદમાશો પાણી ફરી વળે તે અગાઉ દરવાજા ઉપર પહોંચી જાય, તો પણ અંદર રક્ષણ કરવા બીજાં સાધનો હોય છે અને તે માત્ર બહુ થોડાને જ જાણીતાં હોય છે. આ અજાયબીભરેલી મનુષ્ય કૃતિની કરામત પાછળ ૧૫૦૦ માણસો ત્રણ વર્ષ સુધી કામે લાગેલાં હતાં. ત્યારે આવી રીતે ફ્રાન્સ દેશ પોતાનો સોનાનો સંગ્રહ સાચવી રહેલું છે. પરંતુ કુદરતની વાત જ ન્યારી છે. માણસ ચોરી શકતો નથી. તો કુદરત ચોરી કરી રહેલી છે. કેમકે આપણે જોઇએ છીએ તેમ અત્યારે સોનું જેમ હિંદુસ્થાનથી ઇગ્લાંડ સીધાવે છે તેમ ફ્રાન્સનું સોનું એ જ ભોંયરામાંથી ગેબી રસ્તે છેક અમેરિકા ઘસડાઇ જાય છે. આનું નામ જ કુદરત !

— ગુણવન્તરાય એમ. છાયા બી. એ

---

"પોતાની આસપાસની દુનિયા કેવી છે તેનો ચોક્કસ ખ્યાલ મનુષ્યના સર્વાંગી વિકાસ માટે અત્યંત આવશ્યક છે અને તેથી જ ભૂગોળનો અભ્યાસ બહુ ઉપયોગી છે."

— કાલેલકર.

ઔરંગઝેબ ગાદીએ બેઠો ત્યારે તેના શિક્ષક ભારે આશામાં તેની પાસે શિરપાવ માગવા ગયો. ભૂગોળ વિષે તેને સારી માહિતી ન આપવા માટે ઔરંગઝેબે શિક્ષકને આપેલાંફપકો વિદ્યાર્થીઓ યાદ કરે તો એ વિષયની અગત્યનો તેમને સારો ખ્યાલ આવે.

# ફિલિપાઈન્સમાં જાપાનીઓ

ફિલિપાઇન્સનો ડેવાવ પ્રાંત તો જાણે જાપાનીજ બની ગયો છે. ફિલિપાઇન્સના લોકો પણ તેને "ડેવાવ કુઓ" કહે છે. એની રાજધાની પણ કોઈ જાપાની કસ્બાનાં જેવાંજ બજાર, દુકાનો, સ્ટુડિઓ અને હોટેલોથી ભરપૂર છે.

૧૩૦,૦૦૦ ની વસ્તીમાં ૩૦,૦૦૦ જાપાનીઓ હોવાનો અડસટ્ટો ધારવામાં આવે છે. ત્યાંનાં રહેવાસી અશિક્ષિત બૅગોબોઝ તેમના પ્રાંતનો કબજો કરનાર જાપાનીઓની મત્તા હેઠળ રહે છે.

આ ૭,૦૯૧ ટાપુઓ પર અમેરીકન વાવટો ફરકે છે. દેશમાં પરદેશીને દાખલ કરવા સામે સખત પ્રતિબંધ છે. પણ એ ધજા અને સખત કાયદાઓ છતાં જાપાનીઓ અંદર ઘૂસતા જ જાય છે. કેટલીક વાર બિનકાયદેસર દાખલ થઈ જતા જાપાનીઓને અટકાવી તેમને દેશ પાછા રવાના કરવામાં આવે છે. આમ થતાં તેમનુ માનભંગ થઈ તેમની તેમની લાગણી ખાસ દુભાતી જણાતી નથી.

ઠીંગણા, સશક્ત, ખંધા, પીળા આદમીઓ સામે કંઈ વિરોધ કરતા મનીલા સરકાર ડરે છે. ફિલિપાઈન્સના લોકોજ કહે છે કે "જાપાનીઓ સામે દુશ્મનાવટ કરતાં તેઓ ડરે છે. આજ અમેરિકા અમારા પર રાજ કરે છે, પણ કાલે અમારે જાપાની સત્તા નીચે જવું પડે."

ફિલિપાઇન્સના જનસમૂહના મોટા ભાગની પ્રબળ ઇચ્છા છે કે અમેરિકા તેમને જાપાનથી સુરક્ષિત રાખે. તેઓને અમેરિકન સત્તા અને ડહાપણમાં વિશ્વાસ છે. છતાં કેટલા ય દીર્ઘદષ્ટિવાળા પુરુષો આવતા સમય માટે તૈયારી કરવા ખાતર જાપાની ભાષા આજથી શીખી રાખે છે. ઘણા વખતની સતત ચળવળ પછી કોંગ્રેસના કાયદાથી ફિલિપાઇન્સને ઈ. સ. ૧૯૪૬ના જુલાઇની ૪ થી તારીખે સંપૂર્ણ સ્વાધીનતા સોંપવાનું નક્કી કર્યું, ત્યારથી જ ડાહ્યા ફિલિપાઇન્સવાસીઓ માને છે કે તેમના ટાપુઓ કદિ સ્વતંત્રતા ભોગવવાના નથી.

આવા તેમના નિરાશાજનક વલણ માટે તેમનો દોષ પણ શું? ભૌગોલિક પરિસ્થિતિ કેમ ફેરવી શકાય? પાડોશી જાપાનીઓનો તેમને સ્વાભાવિક ડર રહે. ફિલિપાઇન્સ જાપાનીઝ મિશ્રિત લોહીની પ્રજા તો આજ પણ મગરૂરીથી કહે છે કે "થોડા જ વખતમાં તેઓ પૂર્વની સૌથી બળવાન શહનશાહતનાં અંગ બનશે."

જાપાનીઓએ સૌથી ફળદ્રુપ અને ખનીજવાળો મિન્ડા નામનો પ્રદેશ તેમની વસાહત માટે પસંદ કર્યો છે. ત્યાં પવનોનાં તોફાન નથી. સારું વરસ વસન્ત રહે છે. તેની જમીન અતિ ફળદ્રુપ અને જંગલો ઈમારતી લાકડાંથી ભરપૂર છે. દુનિયામાં

અતિ મશહૂર ફિલિપાઇન્સ મેહોગની આ ભાગમાં નીપજે છે. ટેકરીઓ ઉપર ઢોરો માટે પુષ્કળ ચારો છે, ખનીજ દ્રવ્ય પુષ્કળ છે અને મચ્છીઓ પણ જથાબંધ મળે છે.

જાપાનીઓ મનીલા શણનો પાક ઉતારે છે. મનીલા શણ આજે ઘણો જ ઉત્તમ ગણાય છે.

તેઓ નાળીએરની પેદાશ કરે છે, તેનાં તેલનાં કારખાનાં ચલાવે છે, કાથાને પણ તૈયાર કરે છે. વળી રબરનો ઉદ્યોગ કરે છે અને એ રબર મનીલાના જાપાની જોડાના કારખાનામાં વપરાય છે.

ડેવાવમાં જાપાનીઓ ખરી રીતે સ્વતંત્ર રીતે રાજ જ કરે છે એમ કહી શકાય. જાપાનીઓનાં અંખતરા કરવાનાં મથકો, તેમની સ્કુલો, બેન્કો, ક્લબો હોસ્પિટલો સર્વત્ર છે. તેમના પર દેખરેખ રાખવા ટોકિયો સરકારે મોકલેલા અધિકારીઓ છે. જો કોઈ અમેરિકન મનીલા જવાનો હોય, ત્યારે મિત્રો મશ્કરી કરે છે કે "જાપાની કોન્સલને તમારો પાસપોર્ટ બતાવી આવવો." અરે ખુદ પ્રેસિડન્ટ મેન્યુઅલ લુઇ ક્વીઝોન પણ મનીલા અને ડેવવામાં તપાસ માટે જાય, ત્યારે મનીલા અને ડેવાવના જાપાની કોન્સલને ખબર કરે છે.

ટાપુઓમાં પરદેશી જમીન રાખી શકતા નથી એવો કાયદો છે, છતાં ત્યાં જાપાનીઓને હસ્તક ૧૭૦,૦૦૦ એકર જમીન છે અને તેના કરતાં વધારે એકર જંગલો તેમના કબજામાં છે. લુચ્ચા ઓફિસરો, લુચ્ચા વકીલો અને અને અજ્ઞાન દેશીઓને લઈ આમ થવા પામે છે. જાપાની પુરુષો બેગોબોઝ સ્ત્રીઓને પરણે છે. એ સ્ત્રીઓ કાયદેસર જમીનની માલીક બની શકે છે. જ્યારે તેમની જમીન સુધરે, ત્યારે તેઓ તેમની જાપાની સ્ત્રીઓને દેશથી બોલાવે છે બેગોબોઝ પત્ની ગુમ થાય છે અગર જાપાની પત્નીઓની ગુલામ થઇ રહે છે.

લુચ્ચા વકીલ અને લોભી દેશીઓને લઇને પણ જાપાનીઓ જમીન લઇ શકે છે. કોઈ દેશીનાં નામે જમીન રાખી જાપાનીઓ તેનો વહીવટ કરે છે. માત્ર નામનો ઉપયોગ કરવા દેવા માટે તેમને નીપજનો દશમો ભાગ તેઓ આપે છે. સાધનહીન જાપાનીઓ જેઓ લાંચ આપી શકતા નથી, તે ખ્રિસ્તી થઇ ગયેલા ફિલિપાઇન્સવાસીઓએ ત્યાંના અણુસુધરેલા લોકોની પડાવી લીધેલી જમીનના પેટા ગણોતિયા થાય છે. પ્રત્યેક જાપાનીને કાયદાનું સંપૂર્ણ ભાન છે. લખી દસ્તાવેજ કરી, નોંધાવી તેઓ જે તે કરે છે.

ફિલિપાઇન્સ સરકારના વેપાર અને ખેતીવાડી ખાતના સેક્રેટરીને ડેવાવમાં તપાસ કરવા મોકલવામાં આવ્યો, ત્યારે જાપાની બેગોબોઝ અને ખ્રિસ્તિ ફિલિપાઇન્સ-વાસીઓએ વિરોધ કર્યો. સ્વાર્થી ખ્રિસ્તિઓને બેઠાં મળતી આવકને લઇને તેમણે જણાવ્યું કે જાપાનીઓ મિત્ર તરીકે રહે છે અને આ દેશની પ્રગતિ માટે તેમની હાજરીની અગત્ય છે.

બેગોબોઝ તરફ જાપાનીઓ સારી વર્તણુક રાખે છે. ત્યાંના ખ્રિસ્તિઓ માફક તેઓ તેમને કનડગત કરતા નથી. આ જંગલી જાતિને જાપાનીઓએ ખેતીવાડીનું કામ કરતાં શીખવ્યું એટલે એ જાતના લોકો તેમના જાપાની શેઠો માટે પ્રાણ ત્યજવા પણ તત્પર રહે છે.

ડેવાવના જાપાની એસોસીએશને જાપાનીઓની સભા બોલાવી "બનઝાઇ"ના પોકાર વચ્ચે આગેવાનોએ ભાષણ કર્યાં. "સરકાર તમારી મિલકત છીનવી લઈ ન શકે. તમે તે માટે ધન, મહેનત ખરચી પરસેવો ઉતાર્યો છે. તમારી પાસે કાયદેસરનાં ખતો છે. આ પવિત્ર ખતોને શું નકામા કાગળના ટુકડા ગણી કાઢવામાં આવશે? ગણોત અને પેટા ગણોત વિષે ફિલિપાઈન્સ સરકારને સર્વ માહિતિ હતી. ત્યારે શરૂઆતમાં તેણે શા માટે પગલાં ન લીધાં? હવે આટલો સમય વ્યતીત થવા પછી એ ગિનકાયદેસર ઠેરવે તે ન ચાલે."

ઈ. સ. ૧૯૩૫માં ખેતીવાડી અને વેપારનો સેક્રેટરી વર્તમાનપત્રની કડવી ટીકાઓ સહન ન કરી શક્યો, ત્યારે જાપાનીઓના સર્વ પટાઓને ગીનકાયદેસરનાં ગણી રદ કરવા તૈયાર થયો. પણ નવા ચૂંટાએલા પ્રેસિડન્ટ ક્વીઝને જાપાનીઓ સામે કોઈ પણ પગલાં ન લેવા ફરમાવ્યું.

લુટારાઓને દબાવી બહાદુરમાં ખપેલા આ પ્રેસિડન્ટ તરફ ત્યાંના લોકો તેનાં આવાં પગલાં માટે શંકા કરવા લાગ્યા પણ ક્વીઝનનું આ પગલું ડહાપણભર્યું હતું. તે જાણતો હતો કે આમ મહેલાઈથી જાપાનીઓને હાંકી ન કઢાય. જાપાનીઓએ એક મોટું ફંડ ભેગું કરવા જણાવ્યું. ૭૦૦ શબ્દોનો એક તાર જાપાનની સરકાર પર કર્યો અને જાહેર કર્યું કે "અમે અહીંથી કદી નીકળી જઈશું નહિ. જો અમને અહીંથી હાંકી કાઢવા માટે કોશિશ કરવામાં આવશે, તો એમાં મોટી આપદા ઉભી થશે."

ફિલિપાઈન્સનું પોલીસખાતું જાણતું હતું કે દરેક જાપાની હથિયારબંધ છે. કસ્ટમસને ઉતરી એટલાં બધા હથિયાર દાખલ કરી દીધેલાં હતાં કે પ્રત્યેક જાપાની લડાઈ માટે સુસજ્જ થઈ શકે અને આ શસ્ત્રધારી ૩૦૦૦૦ મજુરિયા જાપાનીઓને ફિલિપાઈન્સનું લશ્કર હરાવી ન શકે.

અંતે જ્યારે આ ગરબડ શાન્ત થઈ, ત્યારે પ્રેસિડન્ટ ક્વીઝન જાપાનીઓ સાથે વાટાઘાટ કરવા ગયો. ત્યારે ત્યાંના સૌથી મોટા જાપાની મિલકતવાળાએ તેને જણાવ્યું કે, "ડેવાવનો પ્રશ્ન કોઈએ ઉઠવો નહિ." ટોકિયોના પરદેશી ખાતાએ તરત જ તાર કર્યો. "દેશ ખીલવવા માટે જંગલી દેશીઓને દબાવવામાં એક હજાર જાપાનીઓએ જીવતદાન દીધાં છે. હજારો યેનનો ખરચ કીધો છે. માટે જાપાની હિતને જરા પણ હરકત ન થવી જોઈએ."

કોઈ એક સંસ્થા કે વ્યક્તિ પાસે ૨૫૦૦ એકર કરતાં વધારે જમીન ન હોવી જોઈએ, એવો કાયદો છતાં તેણે ૨૫૦૦ એકર કરતાં વધારે જમીનના માલિકો જોયા. રાષ્ટ્રીય ભાવનાવાળી સરકારના વિરોધને લઈ ત્યાં અમેરિકનો, અમેરિકન વાવટા હેઠળ પણ કંઈ કરી ન શક્યા, ત્યાં જાપાનીઓ ધીમે ધીમે આગળ વધી તેમની મરજી મુજબ વર્તે છે. ક્વીઝને ૨૦,૦૦૦,૦૦૦ ડોલર આપવા કહી જાપાનીઓને જમીન છોડી દેવા જણાવ્યું. જાપાનીઓએ તરત જ પ્રત્યુત્તર આપ્યો, કે "અમારી જમીન કોઈ પણ કીંમતે મળશે નહિ. એ વેચાણ માટે નથી"

પાર્ટી, મેળાવડા અને મિજબાની પછી કવીઝન કંઇ પણ નિવેડો લાવ્યા વિના ત્યાંથી પાછો ફર્યો. હવે આપણે જોઇએ કે એ શું કરે? બહુબહુ તો જાપાનીઓએ લીધેલા જમીનના ગણોતપટાને કાયદેસરના ટેરવી જાપાનીઓ નવી જમીન ન રાખી શકે એવું કંઇક કરે !

જાપાની સ્ટીમરોને ટોકિયો સરકાર મદદ કરે છે. ડેવાવના બંદરે ૯૮ જાપાની સ્ટીમરો જાય છે. જાપાનથી મિન્ડાનાવનું ભાડું અલ્પ છે. પણ મિન્ડાનાવથી ડેવાવનું ભાડું તો માત્ર નામનું જ છે. ગ્રાજિલમાં જાપાનીઓ પ્રવેશ કરે તે સામે ઉત્તરોત્તર સખત થતાં પગલાંને લઇને, આ સસ્તા ભાડાનો લાભ લઇ ઘણા જાપાનીઓ ફિલિપાઇન્સમાં દાખલ થઇ જાય છે.

જાપાનીઓ દીર્ઘદષ્ટિવાળા છે. તેઓ સમજે છે કે ડેવાવ તો માત્ર શરૂઆતનું તેમનું સંસ્થાન છે. ફિલિપાઇન્સ તેમની સત્તા નીચે આવે ત્યારે એશિયા, ઇસ્ટ ઇન્ડિઝ અને હિન્દના જળમાર્ગ પર અહીંથી અંકુશ રાખી શકાશે. ત્યારે જ તેમની ખરી શહેનશાહત થશે કે જેમાં તેઓ તેમનો માલ વેચી શકે, જેમાં તેમની વસ્તીના વધારાને વસાહત સ્થળ મળે અને જ્યાંથી તેઓ કાચો માલ જોઇતો મેળવી શકે.

જાપાનને જોઇતી ખાંડ, કોપરેલ, દોરડાં, ક્રોમિયમ તો એકલું ફિલિપાઇન્સ જ પૂરાં પાડી શકશે. ફિલિપાઇન્સ પ્રતિમાસ અમેરિકા ૨૦,૦૦,૦૦૦ ડોલરનું સોનું મોકલે છે તે જાપાનને મળશે.

ડેવાવ માત્ર નાનું જાપાની સંસ્થાન છે, પણ તેની ભાવિશક્યતાઓ અતિ વિશાળ છે.

— પ્રફુલ્લચંદ્ર શાહ

---

"ઇશ્વર સર્વશક્તિમાન અને પૈસો તેનો પ્રતિનિધિ."

"એક તરવાર બીજીને મ્યાનમાં રાખે."

"અનંતનું ભાથું તીરથી ભર્યું છે, દલિલથી નહિ."

"જિંદગીની તક, તકની જિંદગી દરમ્યાન ગ્રહણ કરવી જોઇએ."

# મારવાડી ગ્રામ્ય ગીતોમાં શૃંગાર રસ

સંગીત એક કલા છે. એ કલાથી માનવે સ્વર્ગને પૃથ્વી પર ઉતાર્યું. સુખની એક નવી દુનિઆ સરજી છે એ કલાઓમાં પણ ગ્રામ્ય ગીતો ઉન્નત અને હૃદયહારી છે. દરેક પ્રાન્તોમાં ગ્રામ્ય ગીતોનું અસ્તિત્વ છે મારવાડમાં પણ વીર, શૃંગાર અને ભક્તિરસ ભર્યાં એવાં ગીતો મળે છે. શિક્ષિત સમાજ એવાં ગીતો ને આજકાલ અનાદર કરી રહ્યું છે. જનતા એમ માનશે કે મારવાડ જેવા સુક્કા પ્રદેશમાં કાવ્યની સરળ અને હૃદયગ્રાહી સરિતા ક્યાંથી વહે? પરંતુ નીચેનાં ગીતો અને દૃષ્ટાંતો જોઈ શકાશે કે મારવાડમાં પણ ગ્રામ્ય ગીતો શૃંગાર, વીર અને કરૂણ રસ તથા ગ્રામ્ય જિવનની સ્વાભાવિકતા અને સરળતાથી ભરેલાં છે.

પણિહારીનું ગીત રજપૂતાનામાં ખૂબ પ્રસિદ્ધ છે. જૂઓ શ્રાવણ માસ છે. આકાશ વાદળોથી ભરેલું છે. વરસાદ રૂમઝુમ રૂમઝુમ પડી રહ્યો છે. ગામની વહૂઓ તેમની બેન-પણીઓ માથે તળાવ પર જઇ રહી છે.

> "સાત સહેલ્યાંરે ઝુલરો[1] એ હેલો;
> પાણિને ગઇ રે તાલાબ બાલાજીઓ."

ઉપરની સાહેલીઓમાંથી એકનો પતિ પરદેશ ગયો હતો. ભાગ્યવશાત તે તળાવ ઉપર આવી વિશ્રામ કરતો હતો. પતિએ તો પોતાની પત્નીને ઠીક ઠીક પીછાની લીધી, પણ પત્ની પોતાના પતિને પીછાની શકી નહિ. ચારે આંખો એક થતાં પત્નીને એના મુખમાં દિયર અને નંણદની છાયા દેખાતી જોઇ તેના તરફ એકી ટસે જોઈ રહી.

> "દેવરજી સરખો ડીગો[2] પાતલો એ પનિહારી હે લો,
> નણદલ વાઇરો આવે ઉણિયાર[3] બાલાજી ઓ."

એ અસ્વસ્થ થઇ જાય છે. ઘડો પાણીમાં ડૂબતો નથી. ઈંઢોણું પાણીમાં પડી જાય છે અને પાણીની લહેરમાં વહી જાય છે.

> "ઘડો ન ડૂબે ઈંઢણીએ, પણિહારી હેલો
> ઇન્ઢાની તિર-તિર-જાય, બાલાજીઓ."

---

૧ ઝુંડ ૨ લાંબા ૩ સમાનતા.

કેટલું સ્વાભાવિક અને મનોહર ચિત્ર! થડો પણ ક્યાંથી રૂએ? એનું ચિત્ત તો ડામાડોલ થઈ રહ્યું છે ને ચકિતહરિણી જેવી યુવકને નિહાળી રહી છે. કેટલું ભોળપણ અને સરળતા! યુવક તેને પ્રશ્ન કરે છે, "તારા મસ્તક પર ટીકી અને આંખોમાં કાજળ કેમ નથી?"

"ઓરાંદે, તો કાજલ ટીકિયાંએ,
પણિહારી હે લો;
થારોડા રા હૈ ફીકા નૈણ, બાલાજી એ."

સાંભળો જવાબઃ પતિવ્રત ધર્મનું જીવતું જાગતું ચિત્ર સામે ખડું થાય છે. એ કહે છે કે શણગાર કોને માટે ધરું? મારા શણગાર તો પરદેશમાં રહે છે. મારે માટે સંસાર સૂનો છે, પતિ પરદેશમાં દુઃખ ભોગવે અને તેની પત્ની તેની ગેરહાજરીમાં શણગાર સજે એ શું સંભવિત છે અગર પતિવ્રત ધર્મ છે?

"ઔરાં રા પિવજી ઘર બસે, લંજા ઓઢી હેલો;
મ્હારોડા રા બસે પરદેશ બાલાજી એ."

ઉપરનો પ્રત્યુત્તર સાંભળી યુવકની ખાત્રી થાય છે કે એ એની જ પત્ની છે અને તે એને પાછળ આવવાનો ઈશારો કરે છે. એ સાંભળીને યુવતિના બદનમાં આગ સળગી ઉઠે છે અને વીજળીનો કડાકો થતો હોય એમ બોલે છે.

"બાલું ને બાલું ત્હારી જીભડીએ
લંજા ઓઢી હે લો!
ડસજો થને કાલો નાગ, બાલાજી એ."

સરળતા અને ભોળપણું જતું રહ્યું અને એણે ગુસ્સાથી કહ્યું. "કદિ એવી કલુષિત વાણી તેં મ્હોંએથી કહાડી તો તારી જીભ સળગાવી મૂકીશ. ઇશ્વર કરે અને એવા વ્યભિચારી પુરૂષને નાગ કરડે!" સરળ હૃદયની એ સ્ત્રીએ વાત ઘરે જઇ તેની સાસુને જણાવી. સાસુ પુરૂષનું વર્ણન સાંભળી એની મસ્તક ઉતારતી કહે છે. "એ પુરૂષ અન્ય કોઇ નહિ પરંતુ તારો પતિ છે" અને અંતમાં પતિપત્નીનું શુભ મિલન થાય છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મારવાડી ગીતોમાં સુંદર રાગરાગણીઓ સાથે ઉચ્ચ આદર્શનો પણ સમાવેશ થાય છે.

એક બીજું શિક્ષાપ્રદ મારવાડી ગીત લઇએ. એ ગીત મારવાડમાં 'પપયો' નામથી પ્રસિદ્ધ છે. વિશેષમાં વર્ષાકાળમાં જ ગાવામાં આવે છે. ભાવાર્થ ઘણો સુંદર છે. એક

વેશ્યા કોઇ યુવકને અનેક રીતે હાવભાવ બતાવી પોતાના તરફ આકર્ષિત કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ યુવક ઉપર પોતાની પતિવ્રતા સ્ત્રીના ચારિત્રની એટલી ગાઢી છાપ છે કે વેશ્યાનાં સઘળા પ્રલોભન વ્યર્થ નીવડે છે.

વેશ્યા—છૈલ વાગાં મેં આજોજી
ઓજી મૈં તો ચૌસર લિયા ખડી
પપૈયો બોલ્યો રે ૧

યુવક—વાયેલી કિસ વિદ આવુએ,
ઓજી મારી પરણીનાર અકેલી,
પપૈયો બોલ્યો રે ૨

વેશ્યા—છૈલ થારી પરણી મરજ્યોજી
ઓજી મારી લગી દોસતી તોડી
પપૈયો બોલ્યો રે ૩

યુવક—વાયેલી તું ઇગ મરજે રે
ઓજી મારી પરણી વશ બડાવે
પપૈયો બોલ્યો રે ૪

ઉપદેશની સાથે સંગીતમાં પણ એટલુ માધુર્ય છે કે હૃદયહીન મનુષ્ય પણ આકર્ષિત થયા વિના ન રહે.

મારવાડી ગીતોમા એ મહત્તા છે કે સરસ સંગીતના મોહક પ્રભાવમા હૃદયમા ઉપદેશ પણ ઉતારે છે,

મારવાડી ગીતોમા પતિપ્રેમ માટે પણ સ્તુત્ય આદર્શ છે. પતિ પરદેશમાં છે એવી એક વિયોગિણીનુ હૃદય તપાસીએ.

" આઇ બસંત સગદી સખિ સબી રંગાવે ચીર,
મેરા સબરંગ લે ગયો બાઇજી રા વીર.
જી ઉમરાબ બસંત મે થારી નાર બિરંગી મેરે પ્રાણ
માઘ મગન રહતી પરી ઘર હોતે ભરથાર,
પિવ તો / બસે પરદેશમાં, મેં હિવડે બહે કટાર

કાગા નૈન નિકાસ દૂં, પિયા પાસ લે જાય,
પહિલે દરસ દિખાય કે પીછે લીજો ખાય.
પ્રીતમ તુમ મત જાણજો, દૂર દેશ કો બાસ
ખોડ હમારી યહાં પડી, પ્રાણ તુમ્હારે પાસ.
જી ઉમરાબ થાતે કિણ સૌકણ બિલ માયા
મેરે પ્રાણ"

સાચી વાત છે; યૌવનના મદમાં મખમલ અને રેશમી વસ્ત્રો, પગથી માથા સુધીનાં ઝવેરાતો પહેરીને ચાંદીના મહેલ અને સુનાના પલંગોમાં શયન કરવાથી પણ જેને પતિ વિયોગની દિલમાં વેદના ભરેલી છે તેને ચેન અને આરામ મળતાં નથી. બહિરાને તાન ભરેલી સિતારનાં સંગીતો સંભળાવે શું લાભ? તે જ પ્રમાણે પતિ વિયોગિણી પત્નીને માટે સંસાર સાવ સૂનો છે. જે પ્રમાણે સુરતી ગોપિકાઓ વિરહ વ્યાકુલ થઇને કૃષ્ણની પાસે કોયલ મારફત સંદેશ પાઠવે છે, તે મુજબ મારવાડી સંગીતમાં પણ કુર્જા (રાજહંસ) ગીત છે, તેમાં પત્ની પોતાના પતિ પાસે રાજહંસ મારફત સંદેશો કહાવે છે.

તૂં છે કુર્જા ભાયલી, તૂં છે ધરમરી બેણ,
એક સંદેશી એ બાઇ મ્હારી, બે ઉડાય મ્હારે રાજ
કુર્જા મ્હારા પિવ મિલાદે એ, વી લસક રિયેંને
જાય કહિએ કયૂ પરણી જો મોય 1

એ જ પ્રમાણે 'નિહાલદે' નામનું વિયોગિણીનું ગીત જે બહુધા વર્ષાઋતુમાં જ ગવાય છે.

શ્રાવણ તો લાગ્યો પિંયા ભાદવોજી કાંઇ
બરસણ લાગો
બરસણ લાગ્યોજી મેહ, ઢોલા મેહ
અબ ઘર આયજા ગોરી
રા બાલમં હોજી 1

શ્રાવણ આવન કહ ગયોજી ઢોલા,
કર ગયો કવલ અનેક—ઓજી અનેક.
ઘર અબ આય જા ફુલ ગુલાબ રા હોજી 2

દિનણાં તો ગિણ ઢોલા ઘિસ ગઇ મારી
આંગલિયાં રી !
હીઓ ઢોલા આંગલિયારી રેખ;
અબ ઘર આય જ આશા થારી
લગ રહી હોઓ ક

ઉપરના ગીતમાં વિયોગશૃંગારનું ઠીક ઠીક દિગ્દર્શન કરાવ્યું છે. એક બીજું વિયોગશૃંગારનું ગીત લઇએ. એ ચૈત્ર માસમાં ગવાય છે.

"જેલા મારી જોડ રો ઉદિયાપુર મોલ રે
વીરો ભોલી નણદલગો માદો હુકમ ઉઠાવેરો
સાંજ પડે દિન આથવે, રે માલણ લાવે ફુલ
કઇએ કરૂ માલણ થારા ફુલને
મ્હારે આલી જે બિન લાગે શૂલ ૧

અહિં પતિના વિયોગમાં ફૂલ પણ શૂળ જેવા લાગ્યા.

(મળેલું)

---

એક હજામની સ્ત્રી તેના પતિના મરણ પછી રડે છે, "ઓ માગ મગજને લાગ વિના હવે શહેરીઓની હજામત કોણ કરશે?"

મઠી અને મજુરીનો એક જ નિયમ: જેમ બને તેમ ઓછું આપો વધારે લેવું.

મનુષ્યમાંથી અહંભાવના લઇ લેવામાં આવે તો મણિયા વગરની ઘડી જેવા થઇ જાય

"માણસો ધર્મ માટે વાદ કરશે, લેખો લખશે, લડાઇઓ લડશે, મરી પણ જશે, પણ ધર્મ માટે જીવશે નહિ."

"મારૂં બધું લેઇ લીધાથી પણ કોઇ ધર્મભગત ગજામાં એક જણને ઉભા રહેવા જેટલી જગા મેળવી શકે તો તેમ કરો."—શાસ્ત્રી ગજેયા.

# કેવો નાસ્તિક !

ઝમઝમ કરતી ગાડી અમદાવાદ સ્ટેશને આવી પહોચી. ફર્સ્ટ ક્લાસમાં માત્ર એક જ દાઢીવાળો ઉતારૂ હતો. તેણે નીચે ઉતરી આમતેમ આંટા માર્યા. ફળો લીધાં અને એકાદ છાપું લઇ પાછો ડબ્બામાં જગા લીધી. ટ્રેન ઉપડવાની તૈયારી થતાં જ ઝડપથી દોડતા એક સદ્‌ગૃહસ્થ આવ્યા. મજુરે તેનો સામાન ગોઠવ્યો અને ખાનાની વચ્ચોવચ્ચ એક મુલાયમ આરામ ખુરશી ગોઠવી દીધી. સદ્‌ગૃહસ્થ તેમાં બેઠા અને મજુર ખુશ થઇ દોડી જતાં જ આગગાડી ઉપડી. નવા ઉતારુના સામાન તરફ જોતાં પહેલો ઉતારૂ વિચારમાં પડ્યો. દરેક પર 'મ. રે. શેઠ' 'મ રે. શેઠ' લખ્યું હતું તેને કુતૂહલ થયુ અને અસભ્યતાનો દોષ વ્હોરી લઇ તેણે ખુરશી પર બેઠેલા સદ્‌ગૃહસ્થને સૂચક પ્રશ્ન કર્યો.

"એમાં તમારો દોષ નથી ભાઇ. માગ માબાપનો અને કર્મનો દોષ છે. મારા પિતાનુ નામ રમેશચન્દ્ર હતું. લોકને એ નામ ઉલ્લઝટાઉ લાગ્યુ એટલે મારૂં નામ 'મગન' પાડયું. જો કે બહુ જ અનુકૂળ સંજોગોમાં હું જન્મ્યો હતો છતાં મારે અને અકસ્માતને બહુ જ સ્હેણું છે અને લોકો મને મ. રે. શેઠ કહે તેથી મારૂ આયુષ્ય વધે છે એમ હું માનું છું" અને ઘણીજ દલીલો આપી જીવતાં છતાં મરી ગયા છે એવુ જેવું જેવું છાપામાં છપાએલું તેઓ સો વર્ષ ઉપર આયુષ્ય ભોગવી ગયા છે એમ કહી પોતાના નામાક્ષરનું ગૌરવ મ. રે. શેઠે વધારી દીધું.

"આપને બહુ અકસ્માતો નડયા હશે ?" દાઢીવાળાએ પૂછ્યું.

"અકસ્મા...ત" હજુ તો શબ્દ પુરો કરે એટલામાં જરા આચકો આવ્યો અને ખુરશી પરથી શેઠ ગબડયા. એક આંગળી ચીપાઇ ગઈ. લોહીની ધારને રૂમાલ વડે સાફ કરતા તે બોલ્યાઃ—

"કમબખ્ત મજુર !" ઉતાવળમાં મજુરે આરામ ખુરસીના હાથાને બરાબર ગોઠવેલો નહિ. એક ભાગ પહેલા અને બીજો ભાગ ત્રીજા ખાડામા હોવાથી ખુરસીએ દગો દીધો હતો. દાઢીવાળા ઉતારૂએ બહુ મદદ કરી. પાટો બાંધ્યો. ખુરસી ગોઠવી આપી અને પાછા બન્ને સ્વસ્થ થયા. સંતરાં, ચીકુ, વગેરેને ઇન્સાફ આપી મ રે. શેઠ જરા તંદ્રામાં પડયા—દાઢીવાળાને પણ 'વોયરે ! બાપરે !...બહુ બળે છે' વગેરે શેઠના મ્હોંમાંથી નીકળી પડતા શબ્દોથી સુમધુર સંગીત મળતું હતું અને ગાડીનો ઘડઘડાટ ઓછો અપ્રિય લાગતો હતો.

નડિયાદ આવ્યું. શેઠ ઉઠયા. કોઇ તેને મળવા આવ્યું હતું. દાઢીવાળો પણ ઉતરી સ્ટેશન પર લટાર મારી પાછો આવી રહ્યો.

" જુઓ ,આ ભાઇએ મને બહુ મદદ કરી. આપનું નામ ? "

" કનુભાઇ " એમણે કહ્યું. શેઠને મળવા આવેલા મિત્રે કનુભાઇને લાક્ષણિક સૂચનાઓ આપી અને હસતાં હસતાં " સંભાળજો તમને પણ અકસ્માત્ ન નડે, " એમ પણ કહી લીધું.

"એ તે કેમ બને ? હું તો લગભગ જાગતો જ હતો." બધી બત્તી કરી તપાસ કરી પરંતુ કોટ નહતો. કનુભાઇ ઝંખવાણા પડી ગયા. તેણે કહ્યું 'શેઠ, કોટમાં કંઈ જોખમ હતું કે?'

"હતું ઠીક ઠીક. સોનાનું ઘડિઆળ તથા ચાંપમાં બેચાર કુકડા હતા પરંતુ મને તમારી કોઠી–અરે કોઠા મારે લાગી આવે છે." શેઠે કહ્યું. કનુભાઇની ઊંઘ ઉડી ગઇ હતી. તે ટટાર બેઠા–બધા પંખા અને બધી બત્તીઓ કરી ગામમાંના ભાગવત વાંચી ગ્યા.

"એ કોઠાનો પ્રતિહગ જ એવો છે. કમબખ્ત જાય છે તો ખરો પણ સાથે જે હોય તે બધું જ લઇ જાય છે મેં તો તમને ઘોર્નીયાની કેડે ચડાવવા કહ્યું હતું" કનુભાઇ બોલ્યા.

"ઠીક થયું મેં તેમ ન કર્યું–આ તો માત્ર છસો રૂપીઆનું નુકસાન થયું છે પરંતુ નહીંતર એ તો મને જ આખોને આખો લઈ જાત."

"પણ એ જરુર પાછો આવશે"

"એની વાત મુકો. એવી વસ્તુઓ પાછી આવતી જ નથી–એટલેથી જ પત્યું. મારો કાકો કૌવો પણ એમ જ ઉડી ગયેલો"

"કાકો કૌવો" કનુભાઇ ચમકયા "શું તમે હજુ કુંવારા છો ?"

"હાસ્તો, એટલે જ એક લાંબી દાઢી અને પુછડીવાળો કાકો કૌવો પાળેલો જમનો ૧૦૦ વર્જનો પોપટ તો એની પાસે પાણી ભરે. પરંતુ બોલાવો ત્યારે ખરેખર ચીડ જ ચડે. બીજા બધા શબ્દો બોલે 'કાકા ..કો.. વા. ખા...વા...પીવા—તો બરાબર બોલશે. પરંતુ જ્યારે એમ બોલાવુ કે 'કા ..કા કૌવા...લાવ્યા...વહુ...વા'—તો પહેલું ચગણ બોલે અને મહેનત કરીને મરી જાઉં છતાં "લાવ્યા વહુ...વાહ" એમ બોલે જ નહીં"

"તમારા નસીબમા મારા ઘરની કન્યા લખેલી નહીં તેથી જ એમ થયું."

"નસીબમાં હું માનતો જ નથી મારા સાહેબ. વેવિશાળ તો ન્હાનપણથી જ થએલું પણ સમરાજી એવા મખ્ખીચૂસ મળેલા કે રૂ. દસ હજાર સુધી ચડયો છતાં લગ્ન કરે જ નહીં. 'કાકો' આવ્યો તેને ત્રીજે દહાડે જ તાર આવ્યો કે વેવિશાળ ફોક કર્યું છે. આખો દિવસ કૌવો આરડયો. "ખાવા પીવા" કહે પણ 'લાવ્યા વહુ...વાહ' બોલે જ નહિ. ખબર પડી કે મારે સસરે કન્યાને કુવે નાંખી દીધી. એક ત્રીસ રૂપીયાની નોકરી કરનાર ગરીબ ગ્રેજ્યુએટને મફત પરણાવી દીધી. એ છોકરો હાલમા મારે ત્યાં જ નોકર છે. છોકરી બાપડી ઘમ્મણની માફક નિઃશ્વાસ નાંખે છે."

"અને કૌવો ? કનુભાઈએ પુછ્યું.

કૌવાને ન્હાવા બહાર કાઢયો તે ઉડી ગયો અને મારા શોફરને ઘેર જઇ બેઠો. એને તો એ અજબ ફળ્યો છે. બીબીઓ મરતી જાય છે અને નવી નવી લાવતો જ જાય છે."

"હવે એમ કરો, એક મસલાની જોડી—નરમાદી—વસાવો. એક જ મહિનામાં ચાંદલો થશે." કનુભાઇએ ચિંતાથી કહ્યું.

"એ પણ કરી જોયું. મસલાનો તો મને બહુ કડવો અનુભવ થયો છે."

'શું !' કનુભાઇએ પુછ્યું.

"વાત જવા દોને માગ સાહેબ. કીદરીના હોમર ખાસ લાલ આંખવાળી સફેદ જોડી મારે માટે લાવેલા."

"શું એ ન ફળી ?"

"સાંભળવું જ છે ત્યારે સાંભળો." કહી મ. રો. શેઠ વાર્તાના રસમાં આવી ગયા.

(અપૂર્ણ.) —રામપ્રસાદ હ ભટ્ટ, બી.એ.એમ.ટી.સી.

# સાકરીઆ ચણા

પ્રખ્યાત નાટ્યકાર શેરીડિઅન સ્વભાવે ઘણો જ મશ્કરો હતો અને તેના મિત્રોની તે વારંવાર મજાક કરતો તેના બે મિત્રોએ એક દિવસ શેરીડિઅનની મશ્કરી કરવા નક્કી કર્યું. નાટકશાળામાંથી શેરીડિઅન બહાર નીકળ્યો કે તેના પેલા બે મિત્રો તેની પાસે ગયા અને પૂછ્યું, 'બોલ, શેરીડિઅન તું મૂર્ખ છે કે ગધેડો?' શેરીડિઅને એકને જમણી અને બીજાને ડાબી બગલમાં રાખી કહ્યું, 'મિત્રો, હું નથી મૂર્ખ કે નથી ગધેડો, પણ બેની વચ્ચે છું.'

* * * *

ડૉ. જહોનસન રોજ ફરવા નીકળતે.. એક દિવસ સાંજે ફરવા જતાં સામેથી એક માણસ ચાલી આવતો હતો તેને ડૉકટરે કહ્યું, 'રસ્તો આપો.' તેણે જવાબ આપ્યો, 'હું મૂરખાને રસ્તો આપતો નથી.' ડૉ. જહોનસન તરત જ એક બાજુ પર ખસી જઈ આગળ ચાલતાં બોલ્યો, 'હું હમેશ આપું છું.

× × × ×

મુંબઈ સરકારના વડા પ્રધાન ખેર સાહેબ વિષે એક વાત પ્રચલિત છે. થોડાં વરસ પર તેમને ખબર પડી કે તેમના એક જુના શિક્ષકનાં પત્ની ગુજરી ગયાં છે. ત્યારે તેમને દિલસોજી આપવા તેમને ત્યાં જવા તેમણે વિચાર કીધો. કેટલાક માસ વીત્યા પછી તેઓ માસ્તરને ત્યાં ગયા, ત્યારે ખબર પડી કે માસ્તરે ફરી લગ્ન કીધાં છે. સદ્દગત પત્ની માટે દિલસોજી બતાવવી કે ફરી લગ્ન માટે અભિનંદન આપવાં?' ખેર સાહેબ ગુંચવણમાં પડયા. આખરે તેમણે ગત પત્નીના મરણ માટે દિલગીરી દર્શાવી, નવાં લગ્ન માટે અભિનંદન આપ્યાં, ત્યારે તેમને ખબર પડી કે માસ્તર એક નહિ પણ બે સ્ત્રી પરણ્યા છે, ત્યારે ચકિત થઇ ખુલાસો માગ્યો. માસ્તરે કહ્યું, "આજ મારી ૪૨–૪૪ વર્ષની ઉમ્મર છે. ન કરે નારાયણ અને બે પાંચ વરસમાં મારી એક પત્ની ગુજરી જાય, તો પછી હું ઘરડામાં ખપું, તો મને પછી કોણ કન્યા આપે." આનું નામ ? શું અગમચેતી!

× × ×

મિલ્ટન કવિ તેની અંધાવસ્થામાં એક સુંદર યુવતીને પરણ્યો. તેની પત્ની ઘણી જ ખુબસુરત પણ અતિ કર્કશા હતી. મિલ્ટનનો કોઈ મિત્ર કવિને એક દિવસ કહે છે, 'તમારી પત્ની ગુલાબ જેવી સુંદર છે.'

'હોવી જ જોઇએ.' મિલ્ટન કહે છે. 'તેનું સૌંદર્ય હું નિહાળી શકતો નથી પણ મને લાગતા કાંટા પરથી મારી ખાત્રી છે.'

× × ×

જસ્ટિસ ડેકિન્સ તેની એડવોકેટ તરીકેની જિંદગીની શરૂઆતમાં ખુલ્લી રીતે તરત માલમ પડે કે કેસ નિષ્ફળ નીવડ્યો છે—તેવા કેસના બચાવમાં આગળ વધ્યો જતો હતો. જજે કટાક્ષ કર્યું છે 'મિ. ડાકિન્સ, તમે જો સિદ્ધ કરો કે બે કાળી વસ્તુથી એક ધોળી થાય છે તો જ હું તમને આગળ દલીલ કરવા દઈશ.' 'માઈ લૉર્ડ હું તેમ કરીશ' ડાકિન્સે જવાબ દીધો, 'કાળો મરઘો અને કાળી મરઘી એક સફેદ ઈંડું ઉત્પન્ન કરે છે એમ હું જાણું છું.' આ બુદ્ધિશાળી હાજર જવાબ પછી તેને આગળ ભાષણ ચલાવવા રજા મળી.

× × × ×

એક અમેરિકનની વાત છે. તેણે કેસ વકીલને સોંપી, તેનો જે ચુકાદો આવે તેના તારથી સમાચાર જણાવવાનું કહી તે પોતાને ગામ ગયો. થોડા દિવસ પછી કેસનો ચુકાદો તેની તરફેણમાં આવ્યો, ત્યારે તેના વકીલે તેને તાર કીધો:

'આખર સત્યનો જય થયો છે.'

તેણે વકીલને તરત જ તારથી જવાબ આપ્યો, 'એકદમ અપીલ કરો.'

* * * *

ન્યાયાધીશ સાથે મતભેદ પડતાં એક વકીલ કોર્ટમાંથી એકદમ ચાલી જવા તત્પર થયો ત્યારે ન્યાયાધીશે તેને પૂછ્યું, "શું તમે કોર્ટ તરફ તિરસ્કાર દર્શાવો છો?" "નહિ માઈ લૉર્ડ" વકીલે જવાબ દીધો, "હું તે છુપાવવા કોશિશ કરું છું."

* * * *

પાર્નેલની જિંદગીનો એક પ્રસંગ. પાર્નેલ પાર્લમેન્ટના સભ્ય તરીકે હતો. પાર્લમેન્ટની બેઠક ચાલુ હોવાથી તે લંડનમાં રહેતો હતો. એક દિવસ કોઈ મહાન અંગ્રેજ તહેવારને લીધે હાઈડ પાર્કમાં લોકોની મેદની ઠઠ જામી હતી. સરકારી બેન્ડ અંગ્રેજી રાષ્ટ્રીય ગીતો ગાતા હતા. પાર્નેલ તેના થોડા આયરિશ મિત્રો જોડે ત્યાં ઊભો હતો. તેમને બધાને ઈચ્છા થઈ કે આપણું આયરિશ રાષ્ટ્રીય ગીત ગવાય તો ઠીક. પણ તે કેમ બને? પાર્નેલે કહ્યું કે "હું બેન્ડ માસ્તરને મળી ગોઠવણ કરું." એમ કહી તે બેન્ડ માસ્તર પાસે ગયો. અને તેને તે વખતના લોકપ્રિય સંગીતનાટકનું એક પ્રખ્યાત ગાયન ગાવા સૂચવ્યું અને પાંચ પૌંડની નોટ આપી. એક લોકપ્રિય ગાયન ગાવા માટે પાંચ પૌંડની નોટથી બેન્ડ માસ્તર ખુશ થઈ ગયો. તેણે તે ગાયન શરૂ કીધું. તે જ રાગ પર આયરિશ રાષ્ટ્રીય ગીત હતું. ત્યાં ઊભેલા આયરિશોએ બેન્ડ જોડે તે ગીત લલકારવા માંડ્યું. અંગ્રેજ મેદની લંડનમાં આમ આયરિશ રાષ્ટ્રીય ગીત ગવાતું જોઈ આશ્ચર્યચકિત થઈ ગઈ!

—ભૈયાજી

×

# અમે પોતે

અમારા એક મિત્રે અમને પૂછ્યું. "તમારૂં માસિક કયા વર્ગ માટે છે?" એ સહૃદય મિત્રની સલાહ જાણવા અમે આતુર હતા તેથી અમે તેમને કહ્યું, "તમે તમારા વિચારો ખુલાસાપૂર્વક જણાવો તો ઠીક." ત્યારે તેમણે સમજાવ્યું કે, "તમારૂં માસિક નથી વિદ્વદ્ભોગ્ય કે નથી સામાન્ય જનતાને રંજન કરનારાં કનિષ્ટ સામયિકો જેવું. જો તમે કીર્તિ કમાવા માંગતા હો, તો તેને વિદ્વદ્ ભોગ્ય બનાવો, પૈસા કમાવા હોય તો લોકને રંજન કરે એવાં કેટલાંક હલકાં તત્ત્વો દાખલ કરો." અમારા હિતેચ્છુએ વ્યાપક દૃષ્ટિએ કરેલું માસિકનું આ અવલોકન તદ્દન યથાર્થ છે. અમારો ઉદ્દેશ આ બે ધ્યેયોની મધ્યાન્તરે રહેલો છે. અનિષ્ટ તત્ત્વો દાખલ કર્યા સિવાય એવું સાહિત્ય અર્પવું કે જે લોકપ્રિય નિવડે અને તે એવું નહિ હોવું જોઈએ કે વિદ્વાનો વાંચતાં સુગાય. અમારૂં આ ધ્યેય મુશ્કેલ તો છે જ, પણ અશક્ય તો નથી, કષ્ટસાધ્ય છે.

સાથે સાથે સામાન્ય વિષયો બાબતની માહિતીવાળા પણ લેખો આપતા રહીશું જેઓ કોઈ યુરોપિયનના સંસર્ગમાં આવ્યા છે, તેઓ જાણે છે કે તેમને લગભગ પ્રત્યેક વિષયનું સામાન્ય જ્ઞાન સારૂં હોય છે. આપણે ત્યાં તો સુશિક્ષિત વર્ગ પણ તેમને સીધો સંબંધ ન હોય, તેવા વિષયો પ્રત્યે બેદરકાર રહે છે, તો બીજાઓની તો વાત જ શી? રેલ્વે સ્ટેશનના વેઈટીંગ રૂમમાં એક યુરોપિયને વાર્તાલાપ કરતાં એક સાહિત્યકાર, ગ્રેજ્યુએટને પૂછ્યું. "તમારે ત્યાં વીજળીનો પ્રવાહ એ.સી. કે ડી. સી. પદ્ધતિ પર છે?" તે ભાઈને એની ખબર નહતી. તેણે કહ્યું "જો તમારે શેક્સપિઅર કે શૉ સંબંધી ચર્ચા કરવી હોય તો હું તૈયાર છું પણ એ. સી. ડી. સી. એ મારે મન સર્વ સરખું છે." વ્યવહારિક સામાન્ય જ્ઞાનમાં આપણું અજ્ઞાન ભારે છે. રાજકિય, સામાજિક, વૈજ્ઞાનિક વિ. વિષયો પર દરમાસ સામાન્ય માહિતીવાળા લેખો 'પૂર્ણા'માં આવતા રહેશે. તે એવી રીતે રજુ કરવામાં આવશે કે સામાન્ય જન તેને રસપૂર્વક વાંચે. આ માટે અમે વિદ્વાનોની સહાયની અપેક્ષા રાખીએ છીએ.

પ્રથમ અંકમાં 'શ્રી ગણેશ' માં માસિકના ઉદ્દેશનો નિર્દેશ માત્ર કરી સ્પષ્ટીકરણ કર્યું ન હતું, કારણ કે કહેવા કરતાં મૂક રહી કાર્ય સાધના કરવી એ જ ઠીક. પહેલેથી બણગાં ફૂંકવા કે 'અમે આમ કરીશું તેમ કરીશું' અને તેમ નિર્દિષ્ટ કરેલા હેતુઓ સાધવામાં ઉણપો રહે, પાછળથી સર્વને અસંતોષ થાય, તેના કરતાં પ્રકટ થતા લેખો પરથી જ માસિકના ઉદ્દેશો તારી કાઢવામાં આવે એ વધારે સારૂં. છતાં અમારા વાચકો અને હિતેચ્છુઓના દબાણને વશ થઇ આમ સ્પષ્ટીકરણ કરવું આવશ્યક થઈ પડ્યું.

વળી દક્ષિણ ગુજરાતમાં ઉચ્ચ પંક્તિનાં તેમજ દળદાર જ્ઞાતિમાસિકો છે, ઉત્તમ અઠવાડિક છે, સારૂં બાળપખવાડિક છે, આદર્શ સ્રીસાપ્તાહિક છે, પણ સર્વસામાન્ય એક માસિક નથી. તેની ખોટ 'પૂર્ણા'થી પૂરી થાય એવો અમારો આશય છે.

'પૂર્ણા'ની અંદર દક્ષિણ ગુજરાતના ઇતિહાસ સંબંધી લેખો પ્રગટ કરવા અમારી ઉમેદ છે. એ માટે અમે ગુજરાતના જાણીતા પુરાતત્ત્વવિદ્ શ્રી મણિભાઇ દ્વિવેદીનો સહકાર મેળવવા ભાગ્યશાળી નીવડયા છીએ. એ વિદ્વાન ભાઇના પ્રયત્નથી 'પૂર્ણા' એ દિશામાં સારી સેવા બજાવતું રહેશે વળી એજ ભૂમિનું લોકસાહિત્ય અને તેટલું સંપાદન કરી પ્રકટ કરવા અમારી ઇચ્છા છે. કાઠિયાવાડ લોકસાહિત્ય એકઠું કરી, શ્રી. મેઘાણીએ કાઠિયાવાડ પર જ નહિ પણ આખા ગુજરાત પર ઉપકાર કર્યો છે કાઠિયાવાડ જેટલી લોકકથા કે લોકગીતો અહીં મળવા સંભવ નથી છતા જે કંઈ મળી શકે તે શોધી પ્રગટ કરવાનો અમારો ઉદ્દેશ છે. આ દિશામા શ્રી વિનુભાઈ દેસાઈના પ્રયત્નો જાણીતા છે એવું સાહિત્ય અમારે માટે સંગ્રહ કરવા એ ભાઇએ અમને જણાવ્યું છે એવી શુભેચ્છા માટે અમે એ ભાઇના આભારી છીએ એ ભાઇશ્રીનો સંગ્રહ હવે પછી પ્રકટ થશે

લોકસાહિત્ય સંગ્રહ કરવાનું કામ ઘણુ મુશ્કેલ છે તે એકલે હાથે આટોપી શકાય નહિ. એ કામની અંદર અમે દૂર દૂરના ખુણામા વસતા રસજ્ઞ ભાઈઓના સહકાર માટે જાહેર વિનંતિ કરી છીએ દૂર આવેલા ગામોના શિક્ષકો જો થોડો શ્રમ લે, તો આ કામ ઘણુ સરલ થઈ જાય એવા ભાઇઓ જો હમણા હમણા એ સાહિત્ય મેળવવા કોશિશ કરે, તો જરૂર તેમને કંઇ મળશે. પછાત વર્ગોમા હજી આવુ સાહિત્ય અવશિષ્ટ છે કેળવણીના પ્રચાર સાથે એનો નાશ થાય તે પહેલા એનો સંગ્રહ થવો જોઇએ માટે જે કોઇ ભાઈ આ બાબતમા કંઇ કરી શકતા હોય, તેમણે સત્વરે આ કામ ઉપાડી લેવુ ખાસ કરી વ્યારા, સોનગઢ, વાસદા, ધરમપુર તરફ વસતા સાહિત્યરસિક બંધુઓને આ દિશામા યથાશક્તિ મદદ કરવા આગ્રહભરી વિનંતિ છે

સાથે અમે સ્પષ્ટ જણાવીએ છીએ કે અમે પ્રથમાંકમા 'શ્રી ગણેશ'માં નિવેદન કર્યું છે તેમ અને શ્રી ઉમાશંકર મહેતાએ લખ્યુ છે તેમ 'જીવન—સંસ્કૃતિ પ્રાંતિક કે પ્રાકૃતિક ભેદ માનતી નથી.' તદનુસાર 'પૂર્ણા'મા દક્ષિણ ગુજરાત સિવાયના સાહિત્ય અને ઇતિહાસને પૂરતી અગત્ય અપાતી રહેશે વાચકો એ વસ્તુ પ્રથમ બે અંકો પરથી જોઈ શકશે. દક્ષિણ ગુજરાતનુ માત્ર એવુ જ સાહિત્ય પ્રગટ કરવામાં આવશે કે જેમાં સર્વ ગુજરાતીઓ રસ લે.

પરદેશમાં વસતા ગુજરાતીઓને સુરત જિલ્લાના ખાસ અને ગુજરાતના સામાન્ય સમાચાર મળતા રહે એવી વ્યવસ્થા પણ 'પૂર્ણા'માં રહેશે. કોઇ એક સ્થાનિક, સાળુમ પરદેશમાં વસતા તેના ગુજરાતી મિત્રને ગુજરાતના કે હિંદના જે સમાચાર પત્રરૂપે જણાવે, તેવા જ સમાચાર 'પૂર્ણા'માં સંગ્રહાયેલા જોશો

પરદેશમાં વસતા ગુજરાતી ભાઇઓના સમાચાર ગુજરાતને મળે એવી અમારી ઉત્કંઠા છે. તો ગુજરાત બહાર રહેતા ભાઇઓ ઉપર જણાવેલી સમાચાર સંગ્રહની દૃષ્ટિએ તેમના તરફની ખબર અમને લખતા રહે, તો તેને 'પૂર્ણા'મા ખુશીથી સ્થાન મળશે. આ બાબતને અમે ઘણુ મહત્ત્વ આપવા ઇચ્છીએ છીએ, તો બહાર વસતા ગુજરાતીઓ

અમને એવા પત્રો લખવા માટે કામ ઉપાડી લે અને અમારા કાયમના ખબરપત્રી તરીકે નામ નોંધાવી લે એવી અમારી માગણી છે. વધારામાં તેમણે એટલું ધ્યાનમાં રાખવાનું કે દેશ ફરેલા બંધુઓને જે સમાચાર રસિક લાગે એવા હોય, તે પણ લખી મોકલવા.

અંતમાં એટલી વિનંતિ કરીએ છીએ કે અહીં તેમજ પરદેશ વસતા ભાઇઓ જેમ બને તેમ જલ્દીથી ગ્રાહક તરીકે તેમનાં નામ નોંધાવે. અને ઉપર જણાવેલા હેતુઓમાંથી શું શું સાધી શકાય તે તો ભવિષ્ય પુરવાર કરશે. આજ તો માત્ર અમે એટલી ખાત્રી અવશ્ય આપીએ કે પ્રતિમાસ 'પૂર્ણા'માં તમે વધારે રસિક અને જ્ઞાનદાયક લેખો જોશો.

—તંત્રી

---

# કોંગ્રેસ પ્રધાન મંડળ

મદ્રાસમાં એક મજુર કોંગ્રેસ પ્રધાનમંડળના મજુરખાતાના પ્રધાનને મળ્યો તેણે જણાવ્યું કે કારખાનામાં અકસ્માતથી તેના બંને હાથો ઉડી ગયા હતા, કારખાનાના માલીકે તેને તેના બદલામાં માત્ર ત્રણ જ રૂપિયા આપ્યા હતા. પ્રધાન શ્રી. ગીરીએ એ બાબતમાં તપાસ કરવા જણાવ્યું છે.

મદ્રાસ કોંગ્રેસ પ્રધાન મંડળે સરકારી ખાતાઓમાં જોઇતાં કાપડ માટે જેમ બને તેમ ખાદીનો વધારે વપરાશ કરવા સૂચના કરી છે. મ્યુનિસિપલ અને લોકલબોર્ડ મકાનો પર રાષ્ટ્રધ્વજ ફરકાવવાના પ્રતિબંધો દૂર કર્યા છે.

મધ્ય પ્રાંતના હોમ મેમ્બરે અમરાવતીમાં મુસ્લિમોની સભામાં મુસ્લિમોને મહાસભામાં જોડાવા માટે હાકલ કરી જણાવ્યું કે કોંગ્રેસ અને લીગના ધ્યેય વચ્ચે થોડો જ તફાવત છે.

ઓરિસ્સાના પ્રધાનમંડળે સરકારી ખાતાઓમાં બને તેટલી સ્વદેશી જ વસ્તુઓ ખરીદવા અને જોઇતા કાપડ માટે ખાદી જ ખરીદવા હુકમો કાઢયા છે.

ઓરિસ્સામાં ધારાસભાનું કામકાજ શરૂ થતાં 'વન્દેમાતરમ્'નું ગીત ગવાયું ત્યારે ત્રણ યુરોપિયન સેક્રેટરીઓ ઉભા ન થયા. તેમનો જવાબ માગવામાં આવ્યો છે.

મુંબઇની ધારાસભામાં કોંગ્રેસ સરકારના બજેટમાંથી કેટલુંકઃ—

૧: દારૂ નિષેધના અખતરાથી ૫ લાખની આવક ઘટશે. ૨. કેટલીક જમીનો પર આકરા દરો છે, તેમાં કાયમી ઘટાડો કરવામાં આવશે ૩. એક વરસ પહેલાંની જમીન મહેસુલ બાકી રહેલી હોય તે માફ કરવામાં આવશે. ૪. ગૌચર જમીન પરનો કર સદન્તર માફ કરવામાં

આવશે. ૫. ગામડાંઓમાં પાણીનાં સાધનો માટે ૫ લાખ રૂપિયાનો ખર્ચ કરવામાં આવશે. ૬. ગ્રામ ઉદ્યોગ માટે ૧½ લાખ રૂપિયા ખરચવામાં આવશે. ૭. પછાત પડતી કોમોની કેળવણી માટે ૪૦,૦૦૦ રૂ. નો ખરચ કરવામાં આવશે. ૮. ગામડાંઓના રસ્તા માટે ૩½ લાખ રૂપિયા ખર્ચવામાં આવશે. ૯ ઓફિસરોના ભથ્થાંમાં સારો ઘટાડો કરવામાં આવશે.

જપ્ત થયેલાં પુસ્તકો પરના પ્રતિબંધ દૂર કરવા માટે લેખકોએ અરજી કરવી એમ જણાવવામાં આવ્યું છે. કોમવાદ સિવાયના અન્ય પુસ્તકો પર પ્રતિબંધ ન રહે એમ માનવામાં આવે છે.

મધ્ય પ્રાંતની સરકારે મફત અને ફરજિયાત કેળવણી માટે યોજના તૈયાર કરી છે.

મદ્રાસ સરકારે પેન્શનરોને કોઈ પણ રાજકિય સંસ્થામાં જોડાવા છુટ આપી છે.

મુંબઈ સરકારે રાષ્ટ્રધ્વજ અને 'વંદેમાતરમ્' પરના પ્રતિબંધો દૂર કર્યા છે.

મધ્ય પ્રાંતના વડા પ્રધાને ત્યાંના ના. ગવરનરને પોશાક માટે ખાદી ભેટ કરી છે

મુંબઇના મહેસુલ ખાતાના પ્રધાન સત્યાગ્રહ દરમિયાન જપ્ત થયેલી અને હરરાજ થયેલી જમીન પાછી આપવા વિચારી રહ્યા છે.

ઓ. મિ.પાટીલ મ્યુનિસિપલ તંત્ર માટે સમાન અને સંયુક્ત મતાધિકારની યોજના તથા નોમીનેશન પદ્ધતિ રદ કરવા વિષે વિચારણા ચલાવી રહ્યા છે.

મદ્રાસ ધારાસભાના કોંગ્રેસ પક્ષના એક સભ્યે તેના ગામથી (મદ્રાસ શહેર નજીક) ધારાસભામાં જવાના રેલ્વે મુસાફરીના ખર્ચના માત્ર ૭ આના ખરચ્યાનું બિલ ધર્યું. વધારે પૈસા લેવા માટે તેને આગ્રહભરી વિનતિ કરવામાં આવી પણ તેણે તદ્દન ના પાડી.

કોઈ પણ સભા કે સમારંભમાં જો પોલીસ અમલદારો હાજર હોય અને તેમાં 'વંદેમાતરમ' કે 'ઝંડા ઉચ્ચા રહે હમારા' એ ઝંડા ગીત ગવાતું હોય તો, અન્ય પ્રેક્ષકોની જેમ સભ્યતાને ખાતર પોલીસ અમલદારોએ પણ ઉભા રહેવું જોઇએ. મધ્ય પ્રાંતના મહાસભાવાદી પ્રધાનમંડળ તરફથી પ્રકટ થયેલું એક ફરમાન આ પ્રમાણે જણાવે છે. બીજું, એવી સભાઓમાં ભાષણોની નોંધ લેવા માટે ખુરસી ટેબલો લઇને પણ પોલીસ બાતમીદારોએ જવાની જરૂર નથી. શકય તેટલે અંશે માનસિક નોંધ જ લેવી.

(જન્મ ભૂમિ)

યુ. પી. કોંગ્રેસ સરકારે પરદેશથી આવતા દારૂઓ પર અંકુશ મૂકવા માટે જાહેર કર્યું છે. જકાત ભરેલા પરદેશી દારૂ પણ ૭ બાટલીઓ સુધી જ મફત લઇ શકાશે. નહિતર ૨૦૦ ગેલન સુધી એવો દારૂ લાવવા માટેની પરમીટ મેળવવા દરેક બાટલીએ બબ્બે આના સરકાર લેશે. ૫૦૦ ગેલન લાવવા માટે દરેક બાટલીએ ૦–૩–૧ લેવામાં આવશે. બીઅર, સ્ટાઉટની બાટલીઓ પર દરેક બાટલીએ ૯ પાઈ .દારૂનિષેધની ચળવળમાં પરદેશી દારૂ મુક્ત રહી જતો, તેની સામે પ્રથમ વાર જ યુ. પી. સરકાર અંકુશ શોધે છે. આ પગલું ઘણું સ્તુત્ય છે. આ સામે જેમને વિરોધ હોય, તેમણે યુ. પી. સરકારને તા ૧૫મી પહેલાં લખી જણાવવું.

---

# પરશુરામ ભૂમિ

મુંબઈ સરકારના મહેસુલ ખાતાના પ્રધાન બારડોલી ગયા તે વેળા ત્યાંના મુસ્લીમો તરફથી શ્રી. ઇબ્રાહિમ પટેલે જણાવ્યું કે કોંગ્રેસ પ્રધાન મંડળમાં અમારા એક બિરાદર મી. નુરી દાખલ થયા છે, તેને અમે અભિનંદન આપીએ છીએ અને અમને પ્રધાન મંડળમાં પૂર્ણ વિશ્વાસ છે. સરદારના શિક્ષણથી અમે જાણીએ છીએ કે હિન્દુ, મુસ્લીમ માટે રોટીનો પ્રશ્ન સરખો છે.

કોંગ્રેસ પ્રધાનમંડળ સભ્યોની મુસાફરી દરમિયાન તેમને લોક તેમજ સરકાર તરફથી બેવડા મળતાં માન ને લઇને અપૂર્વ દરજ્જો થઇ રહ્યું છે.

નવસારી મહાલનાં કાંઠાનાં ગામોમાં ગરીબ વર્ગોને ગૃહઉદ્યોગનું શિક્ષણ મળે તે સારૂ વેપાર ઉદ્યોગ ખાતા તરફથી એક શિક્ષક પાટી વણવાનુ કામ શીખવવા મે. વહીવટદાર શ્રી. મગનલાલ શાહ તરફથી આપવા તજવીજ થઇ છે. કેટલાક માણસો પાટી વણવાનુ અને બીજાઓ નેતરંજી વણાટનું કામ શીખ્યા છે.

સુરત હિન્દુ સભાના આ વર્ષ માટે નીચે પ્રમાણે ઓફિસરો નિમાયા છે. પ્રમુખ: શ્રી. ચંદુલાલ કાટલીવાલા. ઉપપ્રમુખ: મોહનલાલ પારેખ, અને શ્રી. દેવજીભાઇ, મંત્રીઓ. મી. મી. જે ઝવેરી અને મી. એમ. વી. કર્ણિક અને શ્રી. ખાણુભાઈ પરોળાવાળા, ખજાનચી તરિકે શ્રી. ગોવનભાઈ અંબારામ ભગતજી, મેનેજીંગ કમિટિના સભ્યો મી. આર. એન. ઓઝા, શ્રી. પ્રભુભાઇ પટેલ, શ્રી. હીરાભાઈ વીઠ્ઠલદાસ, શ્રી. હીરાલાલ ઝવેરી, શ્રી. રતિલાલ બાઉવાળા, મી. એન. આચાર્ય તુળસીદાસ, શ્રી. ગમનલાલ ચોની, અને શ્રી. પરમેષ્ઠિદાસ જૈન.

બારડોલીમાં કોંગ્રેસ સભાસદ તરિકે ઘણા મુસ્લીમો જોડાયા છે. કોંગ્રેસ સ્વાગત મંડળમાં પણ મુસલમાનો સારી સંખ્યામાં જોડાયા છે.

કોઇ અજ્ઞાત રહેવા ઇચ્છતા ગૃહસ્થે સુરત ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડને જુદાં જુદાં ગામોએ પ્રસુતિગૃહ સ્થાપવાના ઉદ્દેશથી ૨૦,૦૦૦ રૂપિયા આપ્યા છે. પ્રસુતિગૃહો માટે હાલ તરત માંડવી અને પારડી ગામો પસંદ કરવામાં આવ્યા છે.

પોતાની મહૂમ પત્નીનાં સ્મરણાર્થે સરદાર રાવબહાદુર ભીમભાઇએ મોટા વગછામાં એક કન્યાશાળા બાંધી આપવાનું જાહેર કર્યું છે.

તાલુકા માસ્તરો પાસે ૫૦૦ રૂપિયાની જામીનગીરી લેવાનું ઠર્યું છે. આગામી કોંગ્રેસની બેઠકને માટે હરિપુરા જતા સર્વ રસ્તાઓ સુધારવા લોકલબોર્ડે ઠરાવ્યું છે.

---

# ગુજરાત

અમદાવાદ મુસ્લિમ યુવક એક સભા ભરી ઓન. નૂરીમાં વિશ્વાસ હોવાનું જાહેર કર્યું છે.

શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક સામેના પ્રતિબંધો કોંગ્રેસ પ્રધાનમંડળે રદ કર્યા છે.

કપડવંજ તાલુકાના છાપરી ગામે ડ્યોક ધાડ પડી છે.

દેવગઢ બારીઆમા કેળવણી માટે એક યોજના તૈયાર કરવામા આવી છે ૪૦ ગામે નિશાળો ઉઘાડી દેવામા આવી છે પ્રત્યેક ગામે નિશાળ ખોલવાનુ ધ્યેય છે

વઢવાણ શહેરમા શાન્તા નામની યુવતીનુ શિયળ લૂટવા એક બદમાશે કોશિશ કરી હતી બચાવ કરતા યુવતી ગુજરી ગઈ તેનુ સ્મરણ કાયમ રાખવા ત્યા એક સ્થભ ઉભો કરવામા આવશે

દવે કેમિકલ વર્કસના સચાલક વૈદ્યરાજ રમણિકલાલ જેઠાલાલને બનારસની કાશી પડિત સભાએ 'આયુર્વેદ રત્નાકર'નો ખિતાબ આપ્યો છે

વડોદરામા શ્રી ચીમનાબાઈ સ્ત્રીઉદ્યોગાલયની સસ્થા માટે શ્રી હોલકર નરેશે ૩૦,૦૦૦ રૂપિયા આપ્યા છે

અમદાવાદ ઉત્તર દસક્રોઈ તાલુકાના ચાદોલીઆ ગામના રહીશ ભલા જગુને માથે લઈ તેની સ્ત્રી રાજી પોતાના પિયેર જતી હતી રસ્તામા તકરાર થતા રાજીએ તેના ધણીને છાતીમા મૂકકી મારી ભલો જગુ આ પ્રહારથી મરણ પામ્યો

ધરમપુર નરેશ ના મહારાણા શ્રી ધર્મેન્દ્રસિહજીએ યુનિવર્સિટી અભ્યાસક્રમમા સગીત એક પાઠય વિષય તરિકે દાખલ કરવુ જોઈએ એવી માગણી મુબઈની એક સભામા જાહેર કરી હતી.

---

# વિશાળ ભારત

વડોદરાના શ્રી ગાયકવાડે દક્ષિણ આફ્રિકાની હિંદી કોગ્રેસને એક હજાર પૌંડ આપ્યા છે

ચીનમા ૨૬૦૦ હિંદીઓ છે તેમાના ૧૪૦૦ શાગહાઇમા છે ચીનમા હિંદી મૂડીનુ ૬૦ લાખ રૂ નુ રોકાણ છે આશરે ૨૦૦ સિંધીઓ શાગહાઈમા રેશમના વેપારમા રોકાયેલા છે અને મુબઈના રેશમના આઠ વેપારીઓની ત્યા શાખા છે ઈન્ટરનેશનલ સેટલમેન્ટમા ૮૦૦ શીખો પોલિસ તરીકે છે ૧૪૫ પારસીઓ ત્યા વસવાટ કરી રહ્યા છે પારસીઓની ત્યા પચાયત છે તેમની પાસે ૩૦–૪૦ લાખ રૂ. ની જમીન છે લડાઈને લઈ પારસી સ્ત્રી બાળકોને શાગહાઈથી હાગકોગ મોકલી દેવામા આવ્યા છે હિંદીઓ મુખ્યત્વે શાગહાઈમા છે પણ કેટલાક હિંદી વેપારીઓ કેન્ટોન, ટીએન્ટસીન, હેન્કો, એમોય, અને પીર્નપીગમા છે

ટ્રિનિડાડમા હજારો હિંદીઓ વસે છે તેમા કેટલાક વેપારીઓ, ખેડુતો, ને બીજા શિક્ષકો કે બેરીસ્ટરો છે તેમને સર્વસમાન રાજકિય હકો છે કેટલાક હિંદીઓ ક્રિકેટ અને ફુટબોલના કુશળ ખેલાડીઓ છે કેટલાકતો હવે રેસના ઘોડાઓ રાખે છે

મનાયામા પહેલી જ વાર એક હિંદી આઈ સી એસને હિંદી સરકારના કોન્સલ તરીકે મોકલવામા આવ્યા છે

---

# અનુક્રમણિકા



---


– પૂર્ણા દર માસની ૧૫ મી તારીખે નિયમિત પ્રગટ થતું માસિક વાર્ષિક લવાજમ: હિંદમાં રૂ. ૨-૮-૦, બ્રહ્મામાં રૂ. ૩ અને પરદેશમાં શિલિંગ ૭.

પ્રકાશક : સુરેન્દ્ર પરભાઈ મહેતા, પ્રકાશન : પૂર્ણા કાર્યાલય, મેન બજાર, નવસારી

મુદ્રક : ... ભીમભાઈ દેસાઈ, ... મુદ્રણાલય, નવસારી, તા. ૧૫-૧૦-૩૭ ... ૧૦૦૦

# પૂર્ણા

તંત્રી — રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ ઓક્ટોબર અંક ૩

## નિશ્ચય કરી લો.

ગયા મહાયુદ્ધ દરમ્યાન એક પ્રસંગે દરેક સરહદ પરથી નિરાશાજનક સમાચાર આવવા લાગ્યા. મિત્રરાજ્યોની લશ્કરી વ્યૂહરચનાઓ નિષ્ફળ નીવડી. તુફાની સાગરનાં પ્રલય જેવા ઉછળતા મોજાંઓ સરખા જર્મનોના ધસારાએ મિત્ર સૈન્યમાં હાહાકાર વર્તાવી મૂક્યો. શું કરવુ? મિત્રરાજ્યોની સેનાનો વડો સેનાધિપતિ ફિલ્ડ માર્શલ ફોશ ભારે વિમાસણમા પડ્યો. પાછુ હઠવું? નહિ. ત્યારે કરવું શું? ફિલ્ડમાર્શલ ઘડીભર વિચારમાં પડ્યો બીજી જ ક્ષણે નિશ્ચય કરી લીધો "મારે શું કરવું તે સૂઝતું નથી. માટે હુમલો કરીશ." એમ કહી તે લશ્કર સાથે જર્મનો પર તૂટી પડ્યો. સહજ વિમાસણમાં રહેત તો કર્તવ્યની ધન્ય ઘડી ચૂકી ઇતિહાસમાં પ્રાપ્ત કરેલુ અમરત્વ ગુમાવી બેસત!

જીવન-પન્થમાં ઘણીવાર આપણી સામે આવા પ્રશ્નો ખડા થાય છે. તેવી પળે વિમાસણમાં પડી માર્ગ ભૂલવા કરતાં જીવનસંગ્રામમા આગળ ઝુકાવવામા જ શ્રેય હોય છે.

—ર.

# આદર્શ

[આદર્શ અદૃશ્ય છે, છતાં તે માર્ગદર્શક અને મહાન પ્રેરક બળ છે એવુ 'શ્રી 'પ્ર', તેમની સસ્કારી શૈલીમા નીચે રજુ કરે છે.]

પ્રત્યેક પાને સુમરોડદાર
સોના રસે અક્ષર રૂપદાર
લખી લખી કોમળ કાવ્ય કલ્પના,
એ હાર્દ છે જીવનનું ન જલ્પના.
માનવી ભવગંગાની નેતા એહ ભગીરથ,
કંટાળી ભવયાત્રાનો ભોમીઓ દેખવે પથ.

અનંત સાંતાકુકડી કુમારિકા
ખેલી રહી છે મજદાર; બાલિકા,
પૂઠે પડો તો પકડાય એ ના,
છોડી તમોને પણ જાય એ ના.
યોગી જનો યોગ કરે, તપી તપે
ભકતો સુગા માળ અનંતથી જપે
છતાં ન પરમેશ્વર હાથમાં મળે
તથા ન આદર્શ હિ દેખવા મળે;
છતાં એ ના મેલાં કપટ કરતો કાચન મૃગ,
નથી વા એ કોઇ ન જગ જડતું સ્વર્ગીય ખગ;
અરે એ તો મોંઘું જીવનવનનું અમર ફળ,
મનુષ્યે શોધેલું મધુરતર પંચામૃત જળ
એ વિશ્વનું કારણ આદિ-અંતનું,
એ સાધના-પ્રેરણ સર્વ સંતનુ,
ઉત્ક્રાંતિ એ પત્તર ઉત્તરોત્તર
તરી રહી માર્ગ ભલે ભયકર.

# ઇતિહાસની આરસીમાં—સુરત

[શ્રી દ્વિવેદી તેમની ચમત્કાર શૈલિમાં વાચક સમક્ષ ત્રણસો વરસ અગાઉના સુરતનું ચિત્ર ખડું કરે છે. યુરોપિયનો પ્રથમ અહીં આવ્યા, ત્યારે કાર્ય પ્રસંગે હિન્દી પોશાક પહેરતા, અહીં ખાવામાં લહેજત લેતા, તેમજ પાન અને ભૂતપ્રેતના તેમના અનુભવો વિશેનું રસિક વર્ણન અહીં રજુ કરવામાં આવ્યું છે. ડાંગના રોમાંચક ઇતિહાસ વિષેના શ્રી. દ્વિવેદીના લેખો પૂર્ણાના નવેમ્બરના અંકથી શરૂ થશે.]

ઇસુની સોળમી સદીનો અન્તકાળનો એટલે ગુજરાતની રાજ્યસત્તાના પરિવર્તનનો સમય. ગુજરાતના સમૃદ્ધ પાટનગર અમદાવાદમાં ત્યારે સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજાની આણ વર્તતી હતી.

સન ૧૩૯૮માં તૈમુરની સરદારી નીચે તાતારોનાં લુટેરૂં ટોળાંઓ દિલ્હી પર તૂટી પડયાં. તે વખતે દિલ્હીની ગાદી પર મહમુદ તુગલક રાજ્ય કરતો હતો. ભયનો માર્યો ત્યારે તે ગુજરાતના સુલતાનને આશ્રયે આવી રહેલો.[1]

બે માસ સુધી હિન્દના પાટનગરને લૂંટી ખેદાન મેદાન કરી તૈમુર સ્વદેશ રવાના થયો પણ તે પોતાની પાછળ કેટલાંક ટોળાં મૂકતો ગયો. આ લોકો પોતાને તૈમુરના વંશજ કહાવતા. ફિરોઝશાહ તુગલક પછી તુગલકોની રાજસત્તા ડોલવા લાગી ત્યારે તૈમુરના આ વંશજો ગુજરાતમાં આવી વસ્યા. તેઓ 'મીરઝા' તરીકે ઓળખાતા.

આ મીરઝાઓએ મુઝફ્ફર શાહ ત્રીજાના વખતમાં ખંભાત, ભરૂચ અને સુરતમાં પોતાની સત્તા જમાવી હતી અને તે તે વિભાગના સ્વતંત્ર સત્તાધીશો તેઓ બની ગયા હતા.[2]

સન ૧૫૭૪માં મોગલ સમ્રાટ અકબરે સુલતાન મુઝફ્ફર શાહને પરાસ્ત કરી ગુજરાત કબજે કર્યું. સહારનના વંશનો આ છેલ્લો પુરૂષ હતો. મોગલો સાથે યુદ્ધમાં સહારન–ઝફરના આ વંશજે ગુજરાતની સત્તા કાયમ રાખવા પારાવાર તરફડીઆં માર્યાં. યુદ્ધ ભૂમિમાં હાર ખમી તે નિરાધાર અવસ્થામાં વન–વન અને ખેતરે ખેતરે ભટકયો, અનાજના ઉભા પાકના ખેતરોમાં સંતાઈ દબાઇને ગુજરાતની સત્તા પાછી ખડી કરવાનાં સ્વપ્ન સેવતાં તેણે દીવસો વીતાવ્યા.. આખરે પોતાના મનોરથ બર આવવાની એકે આશા તેને જણાઈ નહી, ભૂખ અને રખડાટના દુઃખથી તે પીડાવા લાગ્યો ત્યારે તેણે અકબરને શરણે આવી પાઘડી ઉતારી દયા માગી, અકબરે તે આપી.[3]

પણ સુલતાનના દીલમાં આ હાર શલ્યની જેમ ખુંચતી હતી. દિલ્હીના પાયતખ્તમાં મોગલ સામ્રાજ્યના વૈભવ નીચે હારની નામોશી સ્વીકારી જીવન ગુજારવું તેને અકારૂં

---

૧ મહા મહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી.

૨ જેમ્સ ડોગ્લાસ

૩ Noir's Life of Akbar.
મિરાતે સિકંદરી.

લાગતું હતું. તે ગુજરાતમાં પાછો આવ્યો. દક્ષિણ ગુજરાતમાં નર્મદા કાંઠે આવેલા રાજપીપળાની ડુંગરાળ ટેકરીઓમાં બે બે વાર તેણે આશ્રય લઇ બળવાન મોગલો સામે માથું ઉચક્યું. નર્મદાને કાંઠેથી ગિરના જંગલો, બરડાના ડુંગરો અને દ્વારકાના સાગર કાંઠા સુધી તે ભમ્યો. મોગલ સૈન્ય સામે સામનો કરવાનો એક પણ ઉપાય ન જણાયો ત્યારે તે કચ્છમાં ચાલી ગયો અને 'ભાગ'ને આશ્રયે અંતીમ દીવસો ગુજારવા જઇ રહયો. પણ ત્યાં દગો થયો. તેને પકડવામાં આવ્યો. પકડાઇને આવતાં માર્ગમાં મોરબી આગળ તેણે પોતાના પાયજામામાંથી અસ્રો કાઢી પોતાના ગળા ઉપર ફેરવી દીધો. ગુજરાતના છેલ્લા સુલતાનનો આ રીતે અંત આવ્યો [૪]

ગુજરાતના તખ્તા પર આ રીતના રાજકીય ફેરફારો થતા હતા ત્યારે દક્ષિણ ગુજરાતમાં તાપીના વિશાળ તટે મિરઝાની સત્તા નીચે સુરત જગદ્-વ્યાપારનું કેન્દ્ર બન્યું હતુ. સુરત શહેરના રાજમાર્ગો પરદેશી સોદાગરોથી ભરાયલા રહેતા. નાણાવટમાં સોનાચાંદીની રેલમછેલ થતા "રોમન રમણીઓને મોહીત કરનાર રેશમી કાપડ" લઇને "સુરતી સોદાગરોનાં સેંકડો જહાજો" ભૂમધ્ય સાગરના કાંઠા ગામોએ લંગારતાં.

યુરોપને ઓવારેથી હજી પરદેશી સોદાગરોનાં ટોળાં સુરતને બંદરે ઉતર્યાં ન હતાં. સુરતમાં પશ્ચિમ યુરોપના સોદાગરોમાં સૌથી પ્રથમ આવનાર પોર્તુગીઝો હતા. સન ૧૫૧૨ માં તેમનો પહેલો સુરત પ્રવેશ.

ગુજરાત પર મોગલ બાદશાહ અકબરે ચઢાઈ કરી ત્યારે મિરઝાઓને ગુજરાતના સુલતાનની કુમકે ચઢતા અટકાવવા શહેનશાહ અકબરે ટોડરમલને સૈન્ય સાથે સુરત મોકલેલો. મિરઝા, સુરતીઓ અને પોર્તુગીઝો સૌએ મળી ત્યારે મોગલ સૈન્ય સામે સુરતનો બચાવ કરેલો. સન ૧૫૭૨માં શહેનશાહ જાતે સુરત આવ્યા. સુરત મોગલોના કબ્જામા ગયું એ વખતે સુરતમાં પોર્તુગીઝોનું ચાર માળનુ ફક્ત એકજ મકાન હતુ.[૫] મોગલ સમ્રાટે ત્યારે સુરતને અડતાળીસ દીવસ ઘેરો ઘાલેલો.

મોગલ શહેનશાહના દરબારમા પોર્તુગીઝોનો પગદંડો સારો જામ્યો હતો. તેમના પછી સુરતમાં વલંદા ફ્રેન્ચો અને પૂર્વના પ્રદેશમાં વેપાર કરવા એક પેઢી રચી અંગ્રેજો આવ્યા. આ પેઢી 'ઈસ્ટ ઈંડીઆ કંપની'ના નામથી ઓળખાઇ. અંગ્રેજ પેઢીના આડતિયા સન ૧૬૦૭માં સુરત ઉતર્યા પણ તેમને હજી વેપાર કરવાને કોઠી નાંખવાની સનદ મળી ન હતી. આ આડતીઆઓ સાથે વિલિયમ ફ્રિન્ચે નામનો એક મુસાફર આવેલો. એ મુસાફર પોતાની નોંધમાં જણાવે છે કે:—

"વિશાળ નદીના કિનારા પર દરીઆથી વીસ માઇલને અંતરે સુરત શહેર આવેલું છે. તેનો વિસ્તાર અને તેની વસ્તી પણ પુષ્કળ છે. આ નગરમાં વ્યાપારીઓનાં પુષ્કળ રમ્ય ભવનો છે. નદીમા બેથી ત્રણ હજાર મણ વજનનાં વહાણો સહેલાઇથી આવી શકે

૪ નોઇરના મત મુજબ આ બનાવ ઇ. સ ૧૫૯૨મા બન્યો. મિરાતે સિકંદરીના લેખકના મત મુજબ ઈ. સ ૧૬૦૩નો આ બનાવ

૫ Bombay and Western India Vol I

છે. ... કિલ્લા પર કેટલીક તો અત્યંત શક્તિશાળી તોપો છે. ... શહેરને ફરતો કોટ છે તેની ચારે તરફ ખાઈ ખોદેલી છે અને ખાઈને પણ સંરક્ષિત રાખવા તેને ફરતી ગાઢી વાડ કરી લેવામાં આવેલી છે. ... નવસારી ભાગોળે થઈને નવસારી જવાનો રસ્તો છે. આ શહેર પણ સુંદર નદી કિનારે આવેલું છે. નવસારીમાં માદરપાટ મોટા જથ્થામાં પેદા થાય છે. તેને માદરપાટની વખાર કહી શકાય. નવસારીથી એક માઈલ દૂર ગણદેવી અને ત્યાંથી થોડે દૂર વલસાડ આવેલું છે.... નવસારી ભાગોળે એક તળાવ આવેલું છે. આ તળાવનો વિસ્તાર પોણા માઈલનો છે અને તેની મધ્યમાં એક મહેલ બાંધેલો છે. ... તેની પાછળ સુંદર ફરસબંધીવાળું એક કબ્રસ્તાન છે ને તેની નજીકમાં આંબાઓનું એક ઉપવન છે. શહેરના નાગરીકો આ સ્થળમાં ઉજાણીઓ કરવા જાય છે.

"અહીંથી એક માઈલ દૂર એક વૃક્ષ આવેલું છે. શહેરના વણિકો બહુ જ આસ્થાપૂર્વક આ વૃક્ષની પૂજા કરે છે. ...

"કિલ્લાની પાસે જ જકાત ખાતાની કચેરી છે. કિલ્લાની સામેના એક ઝાડની નીચે સાધુ-ફકીરોનાં ઝુંડ જામે છે. આ ઝાડ અને કિલ્લાની વચમાં નાનું અંતર છે. ત્યાં ઘોડા અને બીજા ઢોરોના વેચાણનું હાટ ભરાય છે ...

"સુરતને સામે કિનારે રાંદેર નામે સુંદર કસ્બો છે. સન ૧૨૨૫ માં આ કસ્બામાં આરબ વિ. વેપારીઓ આવી વસેલા અને તેઓ વહાણવટાનો ધંધો કરે છે. કસ્બાના રસ્તાઓ સાંકડા અને મકાનો રોનકદાર છે. કસ્બાની આજુબાજુએ સંખ્યાબંધ બાગ-બગીચા છે. ..."

આજથી સવા ત્રણસો વરસ ઉપરની સુરતની જાહોજલાલીનું આ પ્રમાણે વર્ણન કરવામાં આવેલું છે.

આ પછી તો સન ૧૬૧૩માં અંગ્રેજ સોદાગરોને મોગલ શહેનશાહ તરફથી સુરતમાં કોઠી નાખવાની કાયદેસર સનદ મળી પણ એ સનદ મળતા પહેલાં અંગ્રેજ સોદાગરોનાં વેપારી જહાજો સન ૧૬૧૨ના સપ્ટેમ્બર માસમાં નવસારી બંદરે લાંગરેલાં.[૬]

સુરતની જાહોજલાલીનાં અને વ્યાપારીક સમૃદ્ધિનાં વિનાશનાં 'વળતાં પાણી' આ સમયથી થયા. શતાબ્દીઓથી સમૃદ્ધ બનેલા શહેરનો વિનાશ કુદરતી આફત સિવાય એકાએક થઈ શકતો નથી. તેના પતન માટે પણ વખત જોઈએ છે. સુરતની પડતીના પાયા સત્તરમી સદીની શરૂઆતમાં નખાયા તેમ છતાં તે વખતે તો આ વિનાશક વહેણોનાં મંડાણનો ખ્યાલ કોઈને ય ન હતો. ત્યારે સુરતના લક્ષાધિપતિઓની શાખ દુનિયાના બજારોમાં બોલાતી અને પરદેશના સોદાગરોથી સુરતના બન્દરો ઉભરાતાં હતાં. છતાં પણ એના વેપારનો નાશ કરનારાં તત્ત્વો સુરતમાં દાખલ થઈ ગયા હતાં. સત્તરમી સદીના અંતકાળ સુધીમાં તો એ તત્ત્વો બળવાન બની ગયાં હતાં. અને તેની પાછળ આવી શિવાજી મહા-

૬ ટીક સુનતુ, નવસારી પૃ. ૧

નગરની બે બે વખતની સુરતની લુંટ સન ૧૬૬૪ અને સન ૧૬૭૦માં આ લુંટો અને તેની પાછળ આવેલી મરાઠી અને પેશ્વાઈ સત્તાઓના અનિયંત્રિત કારભાર તથા અંગ્રેજ સોદાગરોની ધીમી પણ મક્કમ વેપારી નીતિએ[૭] સુરતની કમર તોડીને ભુક્કા કરી નાખ્યા.

પણ સુરત સમૃદ્ધ હતું, તેનાં જહાજો સાગર ખેડતાં અને દુનિયાનાં બજારોમાં સુરતના નાણાવટીઓની શાખે સોદા થતા નાણાંની લેવડ-દેવડો થતી, ઇસ્લામના રસુલના જન્મ સ્થાને શ્રદ્ધાવાન મુસ્લીમો સુરતને બંદરેથી જહાજે ચડી હજ્જ-યાત્રાએ જતા તે વખતે સુરતમાં આવેલા મુસાફરો અને અંગ્રેજ આડતીઆઓના અનુભવો આપણે અહીં જોઈ જઈશું

સન ૧૬૧૭ના ડિસેમ્બર માસની સંધ્યાનો સમય હતો સુરતના રાજમાર્ગો પર હિન્દુ મુસ્લીમ પારસી, ચીના અને વલંદાઓની ઠઠ જામેલી હતી એ વખતે મુસ્લીમ દરવેશના લીબાસ પહેરીને હાથમાં એક કાઠી લઈ એક મુસાફર દિલ્હી દરવાજેથી સુરતમાં દાખલ થયો

સન ૧૬૧૨માં તે ઇંગ્લંડથી પગપાળો નીકળ્યો હતો તેના સામાનમાં પીઠ પર બિસ્તરો અને પગમાં એક જોડ પગરખા સિવાય બીજું કંઈ ન હતું જગદ્-યાત્રાના તેને મનોરથ હતા એથી ઇંગ્લંડના શાહજાદાની તહેનાત છોડી તે નીકળ્યો હતો જગત જોવા-અનેકો અને પગપાળો ત્રણ હજાર માઇલનો પ્રવાસ કરી તે સુરતમાં આવી પહોંચ્યો હતો ઘાટ ઘાટના તેની પાસે અનુભવો હતા તેનું નામ થોમસ કોર્યટ અંગ્રેજ કંપનીની કોઠીએ જઈ તેણે ઉતારો કર્યો સુરતની ખ્યાતિએ તેને અહીં આકર્ષ્યો હતો એક દિવસે તે સુરતના એક મિનારા પર ચઢ્યો પ્રાકૃતિક દૃશ્યની ભવ્યતા અને વૈભવી પ્રાસાદોએ તેના ચિત્તમાં કોઈ અજબ લાગણીઓ પેદા કરી આ દુનિયાના કરતાર તરફ તેનું મન વળ્યું તેના વિચારમાં તે તલ્લીન થઈ ગયો અને બુલંદ સુરે મિનારાના શિખરેથી 'પ્રભુ ! તે તું જ છે અને ભગવાન જીસસ તારો પુત્ર છે" એવો પોકાર કર્યો તેની કાયા લથડી અને દુનિયા ખેડી આવેલા આ મહાન મુસાફરની અંતીમ સમાધિ કંપનીના કબ્રસ્તાનમાં ચણાઈ

બીજો મુસાફર સન ૧૬૫૭ના જાન્યુઆરી માસમાં વેનીસથી સુરત આવ્યો હતો નગરદારી સંદેશ લઈને કે વ્યાપારી પેઢીની આડતના મનોરથ સેવતો તે આ બંદરે ઉતર્યો ન હતો થોમસની જેમ જગત જોવાના તેનેય મનોરથ હતા અને જગદ્-વ્યાપારના કેન્દ્ર

---

[૭] સુરતમાં કંપનીનો માલ ભરવાનું કામ ઘણી જુદી પદ્ધતિથી કરવામાં આવતું હતું વણકરોને બે ઠ બાંધીને પોતાનો માલ કંપનીને વેચવાને બાંધી લેવામાં આવતા. કંપનીને આપવામાં આવતા માલ કરતાં હલકા સાવના રણ હ્ય, કેમ કે બીજા વેપારીઓ પાસેથી તેમને વધારે પૈસા મળતા કેટલાક તો ખોટ ખાઈને માલ વેચવા કરતાં દંડ ભરવાનું પસંદ કરતા કંપનીના નોકરોના અનહદ ત્રાસને લીધે કેટલાક તો વણકરનો ધંધો મુદ્દા છોડી દીધો હતો

— ઉતારો સુરતના કોમર્શીયલ બોર્ડની ડાયરી

સુરતની ખ્યાતિએ તેને આકર્ષ્યો હતો. દુનીઆ દાંતવાળો માત્ર ચૌદ જ વર્ષનો તે બાળક હતો. દરીઆઈ પ્રવાસની માબાપ રજા ન આપે એ બ્હીકે તેમનાથી છાનામાના તે ઉપડવાની તૈયારી કરતા એક જહાજ પર ચ્હડી સમુદ્ર સફરે નીકળ્યો. દમાશ-સપાઈ ને ચોવીસ કલાક વીતાવ્યા પછી ભુખ વિના દુઃખથી જહાજના કેપ્તાન આગળ તે પ્રગટ થયો અને સઘળી હકીકત કહી. તેનું નામ હતું નીકોલેઓ મનુસી ( Niccolao Manucci ) સુરતના સ્મરણોમાં આ પ્રવાસી લખે છે કે:—

"શહેરના રસ્તાઓ પર માનવસાગર જાણે હેલે ચઢયો હોય એવું દૃશ્ય મારા જોવામાં આવ્યું. સઘળા લોકોના અંગ પર દુધ જેવાં સફેદ કપડાંઓ હતાં એના રાજમાર્ગો પર જાતજાતની પ્રજાઓ—સ્ત્રી અને પુરુષોની ઠઠ જામેલી હતી સ્ત્રીઓ મોટે ભાગે હિંદુ જાતિની હતી. હિંદુ સ્ત્રીઓ બુરખાનશીન ન હતી.

પણ આ સઘળામાં એક બાબતે મને તાજુબીમાં ગરકાવ કરી દીધો. હું જે બાજુએ નજર નાખું તે હરેક તરફ લોકો થોડી થોડી વારે લોહી જેવું કાંઇ થુંકતા હતા. મને લાગ્યું કે આ મુલકમાં લોકોને આવી જાતનો કંઇ રોગ થતો હશે અને એથી તેઓ વારંવાર લોહીની ઉલ્ટીઓ કરતા હશે અગર તો તેમના દાંત પડી ગયા હશે.

આ દૃશ્ય જોઈ મેં એક અંગ્રેજ બાઇને પુછયું કે આ તે શું છે? શું આ દેશમાં દાંત પગાવી નાંખવાનો કાંઇ લોકાચાર છે કે બીજું કંઈ કારણ છે?

મારા આ સવાલના જવાબમાં તેણે એક ખાસ જાતનાં થોડાં પાંદડાં મંગાવ્યાં અને તેના પર કંઇ ચોપડી તેણે પોતે ખાધાં અને મને ખાવા આપ્યાં. પણ તે ખાતા વેંત જ મારૂં તો માથું ભમવા માંડયું, મને ચક્કર આવવા લાગ્યા, આખે શરીરે ઝરી છૂટી ગઇ. અને જાણે કે હમણાં જ મારો જીવ નીકળી જશે એમ મને લાગવા માંડયું. પાછળથી મને ખબર પડી કે લોકો એને 'પાન' કહે છે અને હિન્દભરમાં તે ખાવાનો રીવાજ છે"

સુરતને બંદરે અનેક યાત્રીઓ આવ્યા ને ગયા છે તેમાંથી અહીં માત્ર બેજ યાત્રીઓનો ઉલ્લેખ કર્યો છે.

અઢારમી સદીમાં સુરતની સત્તા ધીરેધીરે નવાબોના હાથમાંથી સરકવા માંડી હતી. નવાબી નામની હતી. એક તરફથી ગુજરાતમાં પગભર થતી ગાયકવાડી સત્તા અને બીજી તરફથી જામતી જતી કંપની સરકારની સત્તા નીચે નવાબી ભીંસાઇ રહી હતી, સુરતની જાહોજલાલીના દીવસો પણ ભરાઈ ગયા હતા.

સન ૧૬૬૫માં મુંબઇનો ટાપુ અંગ્રેજના કબજામાં આવ્યો ત્યારથી આ મુત્સદી સોદાગરની દૃષ્ટિ તેની ખીલવણી તરફ વળી. એ ટાપુની હકુમત માટે ગવર્નરોની નીમણુંક થવા લાગી પણ લગભગ ત્રીસ વર્ષ સુધી આ ગવર્નરોમાંના કેટલાક સુરતની કંપની સરકારના તાબામાં હતા. કેટલાકના આખરી વિસામા સુરતના સ્મશાન ઘાટે થયા.

ઝોરાસ્ટ્રીઅન ધર્મ ગ્રંથની હસ્તલિખિત પ્રત સૌથી પહેલી સુરતથી જ્યોર્જ બાઉચરે ઇગ્લાંડ મોકલેલી.

એ વખતે આવતા કંપનીના અમલદારો પણ પોતાની રહેણી કરણીમાં હિન્દી દબ-છબ દાખલ કરતા. માથા પર હેટ મૂકી પાયજામો અને અંગરખુ પહેરી કમરે ભેટ બાંધતા. ખાંધ પર એસની જેમ દુશાલા નાંખતા. ઘણા હિન્દુઓના જેવાં કપડાં પહેરતા.

મોગલ શહેનશાહ જહાંગીર માટે કહેવાય છે કે ગુજરાતની મુસાફરી પછી એ શહેનશાહને ગુજરાતની ખીચડી અને રોટલાનો ભારે ભાવ પેદા થયો હતો.[૮] તેમ આ અંગ્રેજ સોદાગરોને પણ સુરતી કઢી અને ખીચડી છીબે લાગી હતી. ખાસ્સો પલાઠીવાળી તેઓ મોજથી આ વાનીઓ ઉડાવતા. લાંબી ગુંચળાવાળી નેહ રાખી હુક્કો ગગડાવતા અને પાન–સોપારીની પણ લેજ્જત લેતા.

આમ તેઓ હિન્દી દબછબે રહેવા લાગ્યા હતા. છતાં ઈંગ્લાંડને દરીઆ કીનારેથી તેઓ ભુતાવળોના જે વ્હેમી પોટલાં લઈને આવતા તેની ભડક એમને અહીં પણ જંપવા દેતી ન હતી. અને આ ભુતાવળો કંઈ સુરતને બંદરે આવી અટકી જતી ન હતી તેમની પગની પાનીઓ દાઝતી તે કલકત્તા અને મદ્રાસ સુધી ફરી વળતી હતી. એમ કહેવાય છે કે હિન્દના ગવર્નર જનરલ વૉરન હેસ્ટીંગ્સ એક વખતે કલકત્તામાં પોતાની કાઉન્સીલ ભરી કામકાજ ચલાવતા હતા ત્યારે કોઇ એક પ્રેત તેના કાઉન્સીલ–હોલમાં દેખા દઇ તરત જ હવામાં આલોપ થઇ ગયું હતું[૯] અને બધા સાહેબ બહાદરોને ગભરાટમાં નાખી દીધા હતા.

સુરતના કંપનીના આડતીઆઓ પણ ભુતાવળોથી ખુબ જ ભડકતા રહેતા હતા. તેઓ એમ માનતા કે અંધારીઆમાં તેમના કબ્રસ્તાનમાંથી ભુતાવળો બહાર આવે છે.[૧૦] અને ભૂલેચૂકે એની ઝપટમાં આવી ગયા તો રામ જ રમી જવાના અને તેમાંય તાપી કાંઠાની ભુતાવળોનું માંદ તો ઘણું ચીકણું માનતા હતા.

ઇતિહાસની વિરાટ આરસીમાં સુરત પર આ પ્રસંગે આટલી એક જ દૃષ્ટિ નાંખી અટકીશું

મણિભાઈ દ્વિવેદી

---

૮ ઇતિહાસ દર્શન. ખં. ૨

૯ 'Anglo Indian Ghosts.'
Bombay and Western India Voll II

૧૦ "કંપની સરકારના સુરતી સરાફ" વાર્ષિક અંક "ઓકવાળી"—૧૯૯૨-૧૯૯૩

# બળિદાન

[ઔરંગઝેબની સેના સામ આસામ નરેશે કરેલા સફળ બચાવનો એક પ્રસંગ.]

'મા, આજે તો મહારાજને ઉદાસ જોઇ મારૂં હૃદય કકળી ઉઠયું.'

'મહારાજના ઉદાસ થવાનું કારણ શું છે લાચિત ?'

'આ લડાઈમાં યવનોથી હારીને મહારાજ ઘણાજ વ્યાકુળ થઈ ગયા છે. જો હું યુદ્ધમાં જતે તો યવનોને અવશ્ય મારી હટાવતે.'

'ચૂપ, ચૂપ, એવી વાત ન કર. રાજાનો ભેદિયો કોઈ સાંભળશે તો રાજા તને લડાઈમાં મોકલી દેશે.'

લાચિત એકાએક બોલી ઉઠયો, 'સાંભળશે તો શું થવાનું છે! એજ થશે કે મહારાજ મને યુદ્ધમાં મોકલશે? પણ એતો હું પોતે પણ ચાહું છું હું મારી વીરતા બરોબર બતાવી શકીશ'. આ ઉદ્ધત છોકરાની આ વાણી સાભળી હિમ્મૂઢ થઇ ગઈ. તેના કહેવામાં સત્ય હતું. મહારાજ ચક્રધરસિંહનો એક દૂત આ વાત સાંભળતો હતો. વાત રાજાના કાને શીઘ્ર જઇ પહોંચી.

ભારતવર્ષને પદદલિત કરીને યવનોની વિકટવાહિની આસામ તરફ વળી. યવન-સમ્રાટ આલમગીર ભાઈઓનો વિનાશ કરીને દિલ્હીના તખ્ત પર બેઠો હતો. અંબર નરેશ, મહારાજા રામસિંહ એના એક પ્રધાન સેનાપતિ હતા. ઈર્ષાળુ આલમગીરે એમના નાશની યુક્તિ શોધી કાઢી. આસામ વિજયને માટે એમને તથા મીર જુમલાને નિયુક્ત કીધા. આસામના દુર્દાંત જલવાયુથી બચીને આવવું એ લોકોને માટે અસંભવ હતું. આસામ નરેશ ચક્રધર-સિંહે મોગલોને કર આપવાની ના પાડી. યવન સેનાએ આસામ પર આક્રમણ કીધું. યુદ્ધ શરૂ થયું.

'યુવક તારૂં નામ શું ?' મહારાજ ચક્રધરસિંહ બોલ્યા.

'મહારાજ, મને લાચિત કહીને લોકો બોલાવે છે'

'શું તું યવનોને હરાવી શકશે ?

'હા મહારાજ, તમારા સેનાના પ્રભાવથી હું એઓને હાંકી કાઢીશ'

મહારાજે એકવાર ધારીને લાચિતના તરફ જોયું. થોડીવાર પછી બોલ્યા, 'લાચિત તારે પરીક્ષા આપવી પડશે.'

'હા મહારાજ, આપની સમક્ષ હું પરીક્ષા આપવા તૈયાર છું.'

વારૂ કાલે તારી પરીક્ષા લેવામાં આવશે.

લાચિતે સ્ત્રીના કુંડળમાંથી તીર વીંધી બતાવ્યું. સો કદળી સ્તંભોને ખડગના એકજ પ્રહારે કાપી નાંખ્યા. હાથીની સુંઢ, પુછડી અને પેટ વડે હાથી પર સવાર થઈ પોતાનું કૌશળ બતાવ્યું. ઢાલ અને તરવારે બીજા અનેક પ્રયોગો કરી બતાવ્યા. મહારાજ મુગ્ધ થઇ ગયા. તે બોલ્યા,' હવે હું સમજ્યો, આ જ વીર યુવક આસામનું ગૌરવ થશે. આજથી લાચિતને અશ્વારોહી સેનાનો સેનાપતિ બનાવવામાં આવે છે.

અંબગાધિપતિ રાજા રામસિંહે ત્રણ હજાર અશ્વારોહી, અઢાર હજાર પાયદળ અને પંદર હજાર કુચબિહારના ધનુર્ધારીઓ સાથે તથા નજરતખાં, રઘુનાથસિંહ, રશીદખાં ઇત્યાદિ યોદ્ધાઓ સાથે આસામ પર પ્રબળ આક્રમણ કીધું. મહારાજ ચક્રધ્વજસિંહે ચૂંટી કાઢેલા યોદ્ધાઓનું દળ તૈયાર કીધું. અને લાચિતને વરફૂકન (સેનાપતિ) નિયુક્ત કરીને યવન સેનાનો સામનો કરવા ગોહાટી મોકલ્યો. લાચિત મરાઇઘાટ (અમીનગાંવથી ૧૧ માઇલ ઉત્તર-પૂર્વ) માં એક દુર્ગ બનાવી મોગલ સેનાની પ્રતીક્ષા કરવા લાગ્યો.

લાચિને દુર્ગને સુરક્ષિત કરવા ઇચ્છા કીધી. એક તરફ બ્રહ્મપુત્રા નદી અને બે તરફ પહાડો હતા. ફકત એ બાજુ એક બે પહાડોની વચ્ચે એક પ્રાચીર બનાવવાની આવશ્યકતા હતી. યવનસેના એટલી બધી પાસે આવી ગઇ હતી કે પ્રાચીર એકજ રાતમાં તૈયાર થાય તો રક્ષા સંભવિત હતી. બીજે દિવસે યવન સેના આવી પહોંચશે એમ ગુપ્તચરોએ ખબર આપી હતી. લાચિતે દિવાલ બનાવવાની તૈયારી કીધી. એ કાર્યનો ભાર તેણે પોતાના મામાને સોંપ્યો.

કામ શરૂ થયું. સમસ્ત સેના શસ્ત્રો છોડી માટી એકઠી કરવા લાગી. લાચિત કાર્યને શીઘ્ર પૂર્ણ કરવા માટે સૈનિકોને ઉત્સાહ આપવા લાગ્યો. મામાએ પણ પોતાની કુશળતા બતાવી પરંતુ મધ્યરાત્રિ સુધી પ્રાચીર અડધીજ તૈયાર થઇ હતી. લાચિત ક્રોધપૂર્વક બોલ્યો 'મામા, આ કાર્ય આ પ્રમાણે થશે તો ક્યારે પૂરું થશે?

સેનાએ ઉત્સાહપૂર્વક કામ કરવા માંડ્યું. લાચિતને લાગ્યું કે સમય નકામો જાય છે. તે ખડગ લઇને ઉઠ્યો અને એકજ સપાટે મામાનું મસ્તક ઉડાવી દીધું અને બોલ્યો, 'મામા દેશથી શ્રેષ્ઠ નથી, સૈનિકો કામ પૂરું કરો, નહિ તો તમારા પણ આજ હાલ થશે!

લાચિનને મામાનું રક્તથી તરબોળ મસ્તક હાથમાં લઇને તથા રક્તરંજીત કૃપાણ ફેરવતો જોઇને સેનામાં એકદમ ભયનો સંચાર થઇ ગયો. પાવડા અને કોદાળીઓ ઝપાઝપ ઉપડવા લાગ્યાં. ટોપલાઓ ભરી માટી ટપોટપ પડવા લાગી. અસંભવ સંભવ થયું. સૂર્યોદય પહેલાં પ્રાચીર તૈયાર થઈ ગઇ.

યવનોની સેનાના આશ્ચર્યની સીમા રહી નહીં. અસંભવિતને સંભવિત થયેલું જોઇ રાજા રામસિંહ કિંકર્તવ્ય વિમૂઢ થઇ ગયા. યવનોની સેનાનો રસ્તો રોકીને એક વિશાળ પ્રાચીર ઉભી હતી. યવનોની સેના એજ જગ્યાએ અટકી અને ૭ માસના યુદ્ધ પશ્ચાત હારીને પાછી વળી વીરતાનું સન્માન કરનાર રાજા રામસિંહ જતા બોલ્યા, 'આસામની સેના જેવી યુદ્ધવિદ્યામાં નિપુણ છે તેવીજ કોદાળી ચલાવવામાં, હોડી ચલાવવામાં અને માટી ખોદવામાં નિપુણ છે.'

આજે પણ તે ગઢ (પ્રાચીર) 'મમાઇ-કટા-ગડ' (મામાને કાપેલો તે ગઢ)ના નામે કામરૂપ જીલ્લામાં વર્તમાન છે અને આસામની પ્રજા મહાવીર લાચિનના 'મામા દેશથી શ્રેષ્ઠ નથી' ના વાક્ય પર અતિતના ગૌરવની એક સ્મૃતિ પર આનંદાશ્રુ પાડે છે.

---

# નવ નવરાત્રનો ગરબો

[શ્રી. રેવાશંકરનાં અપ્રકટ લોકગીતોના સંગ્રહમાંથી તેમની ટૂંક નોંધ સહિત ગરબો.]

આશ્વિન શુદ્ધ એકમથી તે લગભગ નોમ લગી—જ્યારે સૂર્ય હસ્તનક્ષત્રમાં એટલે કન્યા રાશિમાં હોય, એ બધા શરદ ઋતુના દિવસો 'માતાના દહાડા', 'નોરતાંનાં દહાડા' તરીકે ઓળખાય છે. મા આકાશગમન ત્યારે કરે છે માનો રથ રસ્તે મળી જવો સંભવિત છે, વાસ્તે ઉઘાડે માથે ફરશો નહિ—માતાજીની ઝાપટ લાગી જવી શક્ય છે, એવી ગ્રામીણો તરફથી સૂચના વારંવાર થયા કરે છે.

* * * *

ત્યારે ખેડૂ સમુહની નજરમાં આપણો વિભાગ કેવો હોય? ગ્રામજનતાનું એ અરસાનું જીવન સંક્ષેપમાં વિચારી જઈએ. એ ને હાથિયો ઉતર્યાનો સમય. ગતિ, ઉતાવળ, દોડદોડ. પ્રસિદ્ધ ખાયણાંથી વાક્ય શરૂ કરીએ તો—"જવના જવારા રે! જવડમ ડોવણીઆં." જવ લાત પાકી ગએલું, તેના કાપ માટે દોડદોડ, નાગલી આંગણે ભગએલી છે, વાસ્તે કાતરવાની થતી તૈયારી, કોદરા વાઢવાની ઉતાવળ, નવરાત્રે નવ પેર વધારેલા ગ્રાસ માટે કાપણીની અગત્યતા, નિંદામણ-કરવણીનો અપાએલો સમયોચિત ભોગ. અને રાત્રે! નવરાત્રિનો પ્રકાશિત ને નિર્મળ ચંદ્ર લલચાવનારો ને લોભાવનારો ખરોને! ગામનાં થાકેલાં પણ રસિક સ્ત્રી પુરુષો 'નવરાત્રિના દિવસમાં નવલા રાસ રચાય' એ આધુનિક રાસ પંક્તિ અનુસાર નવલ—નવા રાસ—અને તેમાયે માતાજી અંગે જોડાએલા ગરબા માટે તૂટાતૂટ એકઠાં મળે, ને કુંડાળે વળીને રમણીના કંઠે ગાવા મંડે!

* * * *

પણ આ ગરબાનું સ્વરૂપ કેવું? લોક-ગરબા ગાનારીઓ મૂળે તો અશિક્ષિત, એટલે એમની સામાન્ય બુદ્ધિ તર થાય, એમને માફક આવી જાય—તોયે પણ એમનાં હૃદયને સ્પર્શ કરે, એ ઢબનાં જોડાયજ જોડાય! મોંથી જોવાની ખુબી એવી છે, કે રાસડામાં અતિરેક, તાલ, નૃત્ય ને ગીત રહેતાં તેમાં સ્વભાવતઃ શૃંગારનો ઝબકારો આવી જવાના કારણે માતાજી-શક્તિ માટે ડોલન ને હલકવાળો ગરબો જોડાએલો જોવામાં આવે છે. માતાજીની રિઝવણી માટે આમ આપો આપ અપરોક્ષ ગંભીર લાગણી પ્રદર્શિત થતાં લોક-ગીતની અદીઠ-અપ્રકટ જ્ઞાન માટે માન વધી જાય છે.

* * * *

દક્ષિણ ગુજરાતમાં શક્તિપૂજાનું જોર વધારે કહી શકાય. શરૂથી તો એ શક્તિપૂજક દેશ હતોજ. તેમાંયે એમાં મધ્યયુગી શિવાજીને મહારાષ્ટ્ર જેવાની પ્રબળ સંસ્કૃતિ હેઠળ આવી જતાં ઓર વધારો થયો. આને લીધે લોકસાહિત્ય માંહે, પણ એની અસર પહોંચી પરિણામે 'માતાજી' ઉપર અનેક લોક ગીત—રાસ—ગરબા રચાયાં.

'મા તુ પાનાની પટગણી' 'પાગનેગ લોલની ચ ડિકામા,' મોટી મહાલક્ષ્મી,' મીતામા' 'રૂડે ગરમે ગ્મે માત બ્બમિકા રે! લોલ !' 'હિગજોન્ન મા' ઇત્યાદિ ઉદાહરણો આપના યે ખૂટે એમ ઠે

× × × ×

પગ તુ એક વિશેષતા ગુજ્જગતના લોક ગગમા અને પ્રસ્તુત નીચે મૂકેલા, 'નવગનિ ગન્બામાં પણ લાક્ષણિક ઠે તે એ, કે લોકગીન માણનાગ પુરૂષ અને પ્રકૃતિ, શિવ અને શક્તિને એક બીજાથી અભિન્ન જુએ છે તેમની દ્રષ્ટિમા જ્યારે શિવ અવ્યકત અદ્રશ્ય, મર્વાત્મા હોય તો, શકિત દ્રશ્યમાન ચચગ એવા નૂમરૂપધારી મત્તાવાન છે અર્થાત શિવ અને શકિત એક તત્વના બે મહા સ્વરૂપો છે.

× × × ×

હેકળનુ લોકગીત આ'વ મ્હેલુ', ચમક વિહોણુ છે. એ મત્ય, કિવા એની ભાવના, કલ્પના, આકાક્ષાને હૃદયથી તપામતા, એમા લાગણી ભર્યું માનમ ઠે એમ જણાયા વિના રહેતુ નથી. ગુજ્જગત ભગ્મા વિધર્મીઓથી અધકાગ વ્યાપ્ત થયો છના. ધગ્મા હિક્ષાશિવ, વલ્લભ કે ગામાનુજ મપ્રદાય કેમ ન હોય ભલે ગગમા ગાવાના મમયે ગાનારીઓ પગશકિતની ભાવનામા, ઓતપ્રોત ગ્હે છે, ભલે એ નોગતાં ગીતગ્ચનામા બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, શભુ, વેદ, બાવનવીગ આવે છે ગાનાગ, ઝીલનાગ, અને માંભળનાગમા પગશકિત પ્રવેશવા પામે છે

* * * *

હવે આવ્યો તે મામ મોહામણો રે! લોલ!
પુનેમ ચન્દ્ર ઉગ્યો તે ગ્ળીઆમણો રે! લોલ!
પહેલે નોરતે તે અ ભા રમવા નિસર્યા રે! લોલ!
દેખી દુઃખ સ'માગના વિમર્યા' રે! લોલ!
માને અંગ્બે રમવાની ઈચ્છા થઈ રે! લોલ!
વાણી મધુરી બોલી તે મા સાંભરી રે! લોલ!
બીજે નોગ્તે ગીત તે ગાય, તાનમાં રે! લોલ!
ફરે ફુદડી ને તાળી પાડે, તાલમાં રે! લોલ!
વાણી મધુરી બોલે, તે તપામ કરી રે! લોલ!
ત્રીજે નોરતે તે અથના દીવા બળે રે! લોલ!

ત્રીજે દેવ મુનિ તે જન કેરાં આવી મળ્યાં, રે! લોલ!
આવ્યા બ્રહ્મા, રૂદ્ર માહેશ્વરી રે! લોલ!
અન્નપૂર્ણા સહિત આવ્યાં આશા પુરી રે! લોલ!
ચોથે નોરતે તે મંડપ રચાવીઆ રે! લોલ!
ભણે બ્રહ્મ ઇન્દ્ર ધૂણી વેદની રે! લોલ!
પાંચમે નોરતે તે પાયે વાગે ઘુઘરી રે! લોલ!
ગીત મધુરાં ગાયે તે વેણુ શી રે! લોલ!
છઠે છબી અંબાજી ખેલે નોરતે રે! લોલ!
સોળે શૃંગાર ઘર માંહિ માને શોભતા રે! લોલ!
આવ્યા ચોસઠ માતાજી વેગે કરીને રે! લોલ!
સાતમે નોરતે શંભુજી—વિષ્ણુ આવ્યા રે! લોલ!
બ્રહ્મા, વિષ્ણુ સાવિત્રિ સાથે આવીઆ રે! લોલ!
તહાં ઉભા તે બાવન વીર શું રે! લોલ!
વાગે તાલને મૃદંગ ચોમેર શું રે! લોલ!
આઠમે નોરતે રે! મહાહવન થયા રે! લોલ!
ચીર—ચુંદડી તણી તહાં નહિ મણા રે! લોલ!
માતા અંબિકાને ચરણે શિશ નામી રે! લોલ!
નવમે નોરતે તે ઘણો હરખે ભર્યો રે! લોલ!
સેવ સુંવારીને લાપશી રૂડી કરી, રે! લોલ!
બીજે ઇચ્છાનો દિન, જય જય ધરના રે! લોલ!
જેવી દિવાળી સહીત સૌ ઘરના રે! લોલ!
જે કોઇ માતાનાં છંદ ગાયે મનમાં કરી રે! લોલ!
તેનો જન્મ આપશે તે વૈકુંઠ લોકમાં રે! લોલ!

વિનુ બ. દેસાઈ

ગુંચવાતો, મુંઝાતો, પણ એને બચાવ માટે એક પણ વાક્ય બોલતાં આવડયું નહિં. એ બોલ્યો હોત તો એનું બચાવનામું લાંબુંલચ થયું હોત. આ રહયાં એ સંભવિત બચાવનામાંનાં થોડાંક પાના :

તાપી અને વાપી વચ્ચેના પરગણાંઓમાં મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધનો એક અજબ નમુનો જોવા જડે છે એ સંબંધ ગુલામીનો સગો ભાઇ છે છતાં જાતેપોતે ગુલામી નથી. એ છે પરાજિત પ્રજાની બીનનકરારી તાબેદારી. આ મુલકની આદિ-વાસી અનાર્ય પ્રજાને આર્યોના ટોળાંએ વશ કરી લઇ ગુલામ જેવી બનાવી રાખી છે. એ ગુલામી દિન-પરદિન દુર્બળા થતા ગએલા દુબળાઓને સાલતી નથી. દુબળાઓ રાખવાની એ પ્રથા પેઢીદરપેઢીથી વારસામાં મળી હોય માલીકો માટે પણ સહજ બની ગઈ છે. એમનો આત્મા એ માટે જરાપણ ડંખતો જણાતો નથી

આ દુબળા –હાળીનો સમાજ જન્મથી દુબળો જન્મે છે અને મરે છે ત્યાંસુધી દુબળો જ રહે છે. કદાચ હરિજનો કરતાં પણ તેમની હાડમારીઓ વધારે છે. ચતુર્વર્ણ-વ્યવસ્થામા છેલ્લામાં છેલ્લું પણ પોતાનું એવું એક તેમનું સ્થાન છે. આ અનાર્ય આદિ-વાસીઓ માટે સમાજમાં જરાય સ્થાન નથી એમનું સ્થાન કદાચ સર્વેના પગ તળે કચરાવાનુંજ કહી શકાય. નદીના પ્રવાહમાં અથડાતાં કુટાતાં તણાયા જતા કાકરા જેવી તેમની દશા દેખીતી રીતે સજીવ છતા નિર્જીવ છે. રસ્તે ચાલનારાંઓ પણ હડાયા ઢોર જેવી એ પ્રજાને છુટા ડફણાં મારે છે.

જમીનદારો પાસે ઘર હોય છે. જમીન હોય છે, આંબાઆંબલીની વાડીઓ હોય છે, ગાયભળદનો ટાંડો હોય છે એવી જ એ લોકો પાસે દશબાર હાળીઓની હાર હોય છે. એ એમની મિલ્કતનો એક ભાગ છે. માલીક મરજી મુજબ જમીનને ખેડી શકે છે, ઢોરને વેચી શકે છે, ઘરને વાપરી શકે છે. એજ રીતે તે હાળીઓને વેચી શકે છે, વારસામાં મૂકી જઈ શકે છે માણસ પરણે છે ત્યારે "પ્રભુતામાં પગલાં" માડે છે. દુબળાઓ પરણે છે તે દહાડે ગુલામીની બેડી પહેરે છે. પરણવાના ખરચ માટે તે ધણીઆમા જમીન-દારો પાસે સો દોઢસો રૂપીઆનું કરજ કરે છે. એ લેણદેણમાં કાબુલીઓનું વ્યાજ નથી, શાહુકારોનો વટાવ નથી, મારવાડીઓનાં ખોટાં ખત નથી. છતાં જે છે તે આ ત્રણેને પણ વટાવી જાય એટલું ખરાબ છે. હાળી એ દેણાના બદલામાં જીંદગીભર ધણીઆમાને ત્યાં મજુરી કરવા બંધાય છે. એ બંધનનાં ખત લખાતાં નથી છતાં તે વજ્રલેપ છે. બાપદાદા-ના વાગથી ચાલી આવેલી પ્રથાના જોરે એ શરત હાળી વગર આનાકાનીએ જીંદગીભર પાળે છે. એ ગુલામી પ્રથા સામે સરકારે આંખ આડા કાન કર્યા છે, શિષ્ટ સમાજે જેહાદ પણ પોકારી નથી

માધીઆ ... સાળીજેવી નેન ક ... બાપદાદાઓ બેડી પહેરી કહાનદાસ પટેલના કુળમાં કામ કરતા ... ધાણી ખેંચતા ધાંચી ... ધીએ પણ બેડી વધાવી લીધી. તેણે પોતાના, પોતાની વગણ-તરી હતી. પગ તળે દબાએલ ... દોરે પાને કાપી આપ્યાં અને પટેલની એનીનો બધો ભાર ઉપાડી ફેરવવાનું કામ પોતાનુંજ માની લે છે. કુંભારના ગધેડાને માટી એ શું હતું ?

ધાવવાના વૈતરાં બદલ અણગમો આવતો નથી. માધુ પણ એવાજ ક્રમમાં જીવતો હતો. પટેલની ખેતીને તે પોતાની જ ગણતો. એવી આત્મિયતા ન હોત તો તે ખેતરનાં હદ નિશાન માટે પડોશી ખેતરવાળાઓ જોડે લડત નહિ. મોસમે મોસમે વાડીવછીઆના માલની રખે-વાળી કરવા અધરાત મધરાતે રખડત નહિ.

ગામડાંઓમાં ધરતી ઉપર મરઘાંઓ અને આકાશમાં કિરણોઓ તારા ભખ્યાથી પહેલાં જાગે છે. માધીઓ એમનાથી પણ પહેલાં ઊઠતો. સુખી લોકો વહેલા ઊઠે તો પ્રથમ પડખામાં ઊંઘતી પત્નીના વદનકમળ પર આંખ ઠેરવે છે કે નજીકમાં સુનેલાં બાળકોને બચી કરે છે. માધીઆને એવી બે ઘડીની મોજ માણવી આવડતી નહિ. ઊઠતાં વેંતજ રોજના ટેવાએલા તેના પગો ધણીઆમાનાં ઘર તરફ વળતા. આંખ ઉઘાડતાં તેને યાદ આવતું "કોઢારમાં ઢોરઢાંખર ચારાપાણી માટે અધીરાં બન્યાં હશે."

કોઈ પટેલને પૂછતું "કહાનભાઈ આણસાલ કેટલી જાર પાકી?" પટેલ માથું ખંજ-વાળતા. "માધીઆને પૂછું ત્યારે."

પાડોશીઓ પટેલ પાસે ખેતીનાં ઓજારો ઉછીના લેવા આવતા. કયું ઓજાર ક્યાં હશે તે પટેલ જાણતા ન હોઈ આખરે માધીઆને બોલાવ્યા વિના એ કામ પાર પડતું નહિ.

આવી નાની મોટી દરેક વાતોથી પટેલ અણજાણ રહેતા. ખેતીના કામમાં માથું મારવાની તેને જરૂર પડતી નહિ. માધુએ આખી જવાબદારી ઉપાડી લીધી હતી. પટેલનો વખત હુક્કાપાણી અને પંચાતના કારભારમાં પૂરો થતો. પટેલ જેવા જમીનદારો માનતા હોય છે, "અમેજ ખેતી કરશું તો આ હાળીઓ શું કરશે?" માધુ ખંતવાન બળદ પેઠે ખેતીની ઝુંસરી વહન કરતો. ખેતરપાધરના લીલાં કણસલાંને વાચા હોતતો તેઓ બોલત કે તેમનો માબાપ માધુ જ હતો. પટેલનાં બળદગાડાં પણ પટેલને ન હોતાં ઓળખતાં. તે બધાં માધુને જોઈ મલકાઈ [illegible]ં; કારણ માધુજ તેમને ખવડાવતો, નવડાવતો અને પંપાળતો હતો.

[illegible]જીખુશીથી વ્હોરી લીધેલી આ વેઠના બદલામાં માધુને શું મળતું? વણઝારાની [illegible]પાણી રહેનાર ઊંટને ખાવા માટે કોઈ દીવસ હાલોપાણી મળે છે? ના એ ઊંટોને [illegible] ચાંટી કે ઝાડપાલાં કરડી પેટ ભરવું પડે છે! માધુને મળતું મહેનતાણું પણ આવુંજ હતું. બાર બાર કલાકના વૈતરાની મજુરીમાં બશેર જાર કે ચાર શેર ડાંગર નગદ રોકડે મળતાં, અને વળી વધારામાં કોદરી કે કણકીનું સવારીઉ ભોજન અને બાજરીબાવટાના રોટલાનું બપોરીઉ ભાથું. એ દરમાયો દરેક હાળી વગર ફરિયાદે પેઢીઓ થયાં સ્વીકારતો આવ્યો છે. તેના ઉપર બજારની તેજી મંદીની અસર પહોંચતી નથી.

આવા સત્વહીન ખોરાક છતાં એ લોકો તંદુરસ્ત રહી શકે છે. એનું પ્રથમ કારણ એમની અલ્પમાં સંતોષ પામવાની જીવનવૃત્તિ છે, અને બીજું કુદરતને ખોળે એમનો વસવાટ છે. એઓ ગામને સીમાડે ઝુંપડાંઓ બાંધી વસે છે. ઝાડપાલા અને વાઘવરૂઓ જોડે એમની દોસ્તી છે. એ લોકો માંદા પડે ત્યારે તેમને મોટી મોટી ફીવાળા ડાક્તરો કે મોંઘી મોંઘી માત્રાવાળા વૈદોની જરૂર પડતી નથી. ભુવાભગતના દોરાધાગા અને ધુણીનો ધુમાડો એ લોકોના ઘણા રોગો ઉપર અકસીર નીવડે છે. અલૌકિક દુનિયામાં શિષ્ટ સમાજે

અનાર્ય–આદિવાસીઓને અહિષ્કૃત કર્યા હોય છે. એથીજ કદાચ પારલૌકિક હડધૂત ભૂત-પ્રેત અને ઇહલૌકિક હડધૂત હાળી–દુબળાઓ વચ્ચે મૈત્રિ હોય છે. દુબળાઓની ધર્મભાવના અને ધર્માચરણ આવા દેવોની આસપાસ પ્રવર્તી રહે છે.

વર્ષોથી આવી વફાદારી અને એકનિષ્ઠાથી વેઠ કરનાર માધુએ કહાનદાસ સામે માથું ઉંચક્યું એ વાત પ્રથમ પ્રથમ તો કોઈ પણ માની શકશે નહિ. સાસુવહુએની મારામારી હમેશાં એકપક્ષી હોય છે. એ બંનેમાં માર ખાનાર સદામર્વદા વહુ છે એની કોણ ના પાડશે? એજ રીતે હાળીધણીઆમાની બોલચાલમાં ગાળ ખાનાર, લાતોનો સ્વાદ ચાખનાર હરહમેશ હાળી જ હોય છે. વરસાદનાં ફોરાં મોભે અડયાં પછી નેવાણી તરફ ઢળવાનું છોડી ફરી આકાશ તરફ ઉડે છે તે માની શકાય પણ આ વાત માની ન હતી શકાતી કે ગુલામ માધુએ માલીક કહાનદાસને "મહાવ્યથા" પહોંચાડી છે.

ટીપે ટીપે સરોવર છલકાયું હતું, કાંકરે કાંકરે બાંધેલા બંધારા તૂટી પડયા હતા. આકસ્મિક સંજોગો અને પ્રસંગોએ આ પરિસ્થિતિ જન્મી હતી. જ્વાળામુખી ફાટવા અગાઉ ધરતીના પેટાળમાં અનેક વર્ષો સુધી લ્હાવાની આગ ધૂમાઇ ધૂમાઇને ધીગે છે. માધુનું જીવનપરિવર્તન પણ એ પ્રમાણે ક્રમે ક્રમે વિકસ્યું હતું.

યુરોપમાં જાદવાસ્થળીનો દાવાનળ સળગ્યો ત્યારે તે રાક્ષસી ખપ્પરનો ભોગ જોગવવા ગામે ગામે પડો વાગ્યો હતો. રંગરૂટોએ ગામેગામથી સશક્ત શરીરવાળા દુબળા લોકોને વણી વણી બસરે મોકલ્યા હતા. દરીઆઇ કાળાપાણીની પેલીપારની પરદેશી હવા ચાખીને આ લોકો જ્યારે પાછા સ્વદેશ આવ્યા ત્યારે તેમની જોડે તે તરફનો પવન પણ ગામડે ગામડે પહોંચી ગયો. રણમેદાનમાં જીવનું જોખમ વધારે હોઇ પગાર મોટો હતો. એ મોટા પગારમાંથી બચેલાં નાણાંએ ઘણા દુબળાઓ ધણીઆમાના દેણામાંથી મુક્ત થયા. કહાનદાસ પટેલે માધુને બસરે જવા દીધો ન હતો. તેણે પાણી પ્હેલાં પાળ બાંધી હતી. પણ કુદરતે એની અગમચેતી નકામી કરી મૂકી. બસરે ગએલો માધુનો એક પીતરાઇ લડાઇમાં માર્યો ગયો. સરકારી દફતરે જમા થયેલો એનો પગાર માધુને વારસામાં મળ્યો. માધુએ બધાની દેખાદેખી કહાનદાસનું દેણુ પાઇએ પાઇ ચૂકવી આપ્યું આમ માધુ છૂટો થયો. જોકે હજુ તેણે પટેલના ઘર જોડેનો અસલી સંબંધ છોડયો નહિ. જાણે કંઇ જ બન્યું ના હોય તેમ તે પટેલને ઘરે મજૂરી કર્યે જતો હતો. પટેલના વડવાઓના અન્ને પોષાએલાં માધુના બાપદાદાનાં લોહી માધુની નાડીમાં વહેતાં હતાં. એનું બુંદેબુંદ પટેલ કુટુંબ પ્રત્યે વફાદારીનુ ગાન ગાતાં. પિંજરામાં પૂરાવા ટેવાએલા પોપટને છોડી મૂકો તો પણ ઘડીએઘડી છૂટા ફરી તે પાછો પિંજરામાં પૂરાવા આવે છે. ગામના સાર્વજનિક ઉપયોગ માટે છૂટો મૂકેલો સાંઢ દર સાંજે પોતાના જૂના માલીકના બંધીઆર કોઢારમાં બંધાવા આવે છે. લાંબા વખત સુધી ગુલામ રહેલી પ્રજાને ગુલામી પ્રત્યે મમતા જન્મે છે. એ મમતા સહેજે છોડી શકાતી નથી.

આ બસરાગામીઓ કાયદેસર છૂટા થયા હતા. તેઓ હવે પોતાની મુન્સફીના માલીક બન્યા હતા. જમીનદારોનો તેમના ઉપરનો જૂનો અધિકાર રહયો ન હતો એ વાત ગામની ઉજળીપરજને રૂચતી ન હતી. વળી છૂટાપણાના પવને એ લોકોના જીવનનાં ઘણા ક્ષેત્રમાં

પ્રવેશ કર્યો હતો. છૂટી મજૂરીએ જતાં તેઓ બે પૈસા કમાતા. હાથમાં રોકડી રકમ આવતાં દરેક માણસ તેને પ્રથમ શરીરના સુખ માટે વાપરે છે. એ છૂટા દુબળાઓના ચિંથરેહાલ કંગાળ હાલ બદલાવા લાગ્યા. મેલાંઘેલાં ને સત્તર થીંગડાંવાળાં લુગડાંની જગ્યા સાવ કોરાં અને ઉજળાં એવાં કપડાંએ લીધી. વળી હવે તેઓ રોજ રોજ ન્હાતાં શીખ્યા તેમના છોકરાંઓ નિશાળે જવા લાગ્યાં. મજૂરી ઓછી હોય તો જમીનદારને ઘેર કામે જવા નઓ ના પાડવા લાગ્યા. દલિત પ્રજાની આ ધૃષ્ટતા માતબર પ્રજાને રૂચી નહિ. એ પરિસ્થિતિ તેઓની આંખમાં પત્થરની કચ્ચર ખૂંચે તેમ ખૂંચવા લાગી. ગામપંચે આ બળવાને ઉગતાંજ દાબી દેવાનો ઠરાવ કર્યો. માલુના છૂટા થયા પછી ખેતીનો બધો બોજો કહાનદાસ પટેલ ઉપર લદાયો હતો. પટેલના ખભાં એ ભાર વહન કરવા ટેવાયાં ન હોઇ ખેતીમાં પાકનો ઉતાર ઘટયો, કોઠારમાં ઢોરોની માવજત ઘટી અને કોડીખાંજરાં જારડાંગરે છલકાતાં હતાં તે અધુરાં થવા લાગ્યાં. આમ આ નૂતન પવનના ઝપાટાએ કહાનદાસ પટેલની પટલાઇની ઇમારત ડગમગી ઉઠી હતી એટલે ગામપંચના ઠરાવો ઘડવામાં અને તેનો અમલ કરાવવામાં તેણે આગેવાની લીધી.

દુબળાઓ જડસુ રહે તે ગામને કબુલ હતું, કેમકે ઉજળીપરજોમાં અજ્ઞાન ન હોય તો ઉજળીપરજોના વૈભવવિલાસ જોતજોતામાં હતા ન હતા થઇ જાય. દલિત પ્રજા દારૂતાડીની બદીમાં પાયમાલ બને છે એની પણ શિષ્ટ પ્રજાને સૂગ નથી કારણ નસાખોરીમાં જેમનો આત્મા અધમુવો થયો છે તેમનેજ ગુલામી ડંખતી નથી. નોકરો મેલાઘેલા રહે તેની પણ માલીકોને પડી નથી. પણ જો તેઓ ઉજળાં દૂધ જેવાં કપડાં પહેરે તો દરેક શેઠ ભૂત જોયો હોય તેમ ભડકી ઉઠે છે. ગધેડાં પણ ઘોડાઓની માફક રાજવંશી રીતે સાફસૂફ રહે એ વાત કુંભારોને કયે દહાડે ગમી છે? એથી જ જે ગામ-પંચ હાળી દુબળાના દુર્ગુણોને ઉપેક્ષાની નજરે જોતું હતું તે આ અસરાગામીઓની જાગૃતિથી ચમકી ઉઠ્યું. બળવાના વૃક્ષના અંકુરોને ઉગતાંજ દાબી દેવા તેણે કમ્મર કસી.

[આ વાર્તાનો વધુ રસિક ભાગ આવતા અંકમાં.] "પ્ર."

# ગળે પડો

સાઇકલને માણસની અથડામણ જોઇ છે? એ અથડામણ માટે કોણ જવાબદાર ઠરે છે, તે તમે તપાસ્યું છે? નહિ. મોટા પુરૂષોને આવા કજીઆ જોવામાં રસ નહિ પડે. પણ જો તમને નવરાશ હોય ને આવો મામલો તપાસશો, તો હું તમને પરિણામ પહેલેથી કહું કે એમાં પ્રથમ ગળે પડનાર જ સામાને બેચાર સંભળાવી, વિજેતા જેવો ચાલ્યો જશે. આવા ટંટા નિહાળવા સર્વ કોઇને સમય હોતો નથી, પરંતુ તેમાંથી એક સત્ય તરી આવે છે–પ્રથમ ગળે પડોઃ સારી રીતે ગળે પડો.

તમને ગળે પડતાં નથી આવડતું? અંહ! ત્યારે તમે મુત્સદી થવાની તક ગુમાવશો. રાજ્ય ખટપટમાં તમારે લોઇડ જ્યોર્જ, પટણી કે મનુભાઇ થવું છે? ત્યારે તો આ કળા વિના તમે કેમ આગળ વધશો? મહાભારત લડાઇની અંતે ઇ. સ. ૧૯૧૮માં જે સુલેહ થઇ તે ગળે પડવાની કળાનો ઉચ્ચ કોટિનો નમુનો છે. સુલેહપત્ર પર જર્મની પાસે સહી કરાવી લેવામાં આવી કે "યુદ્ધ માટે જર્મની જ જવાબદાર છે." આજની શોધખોળ એ જવાબદારી વહેંચી નાંખે છે. છતાં હતાશ અને પાયમાલ થયેલાં જર્મની પાસે ઘણી જ આકરી અને શરમભરેલી શરતો કબૂલ કરાવવામાં આવી. ગળે પડવાનો આ ઉત્તમ નમુનો ભલે હશે, પણ નૈતિક દૃષ્ટિએ જોતાં આવી અધમ વર્તણુંક દુનિયાના ઇતિહાસમાં મળતી નથી.

ભૂતકાળમાં થયેલી લડાઇઓ માટે જવાબદાર વ્યક્તિ કે દેશ શોધીશું તો માલમ પડશે કે પ્રતિપક્ષીઓ અન્યોન્યને જ ગળે પડે છે. ઇગ્લંડ બૂમ મારી કહે છે કે નેપોલિયને જ લડાઇઓ શરૂ કીધી હતી. ઍબટ વાંચીશું તો નેપોલિયનને હંમેશા સલાહ માટે તલપાપડ થયેલો જોઇશું. ન છૂટકે જ તે લડાઇમાં ઉતરતો દેખાય છે. આવી વસ્તુસ્થિતિ હોય છે, માટેજ હું તમને કહું છું કે તમને સારી રીતે ગળે પડતાં આવડવું જોઇએ. તમને મદદ કરનાર સારૂં એટલે–ગળે પડવામાં પ્રવીણ પ્રેસ જોઇએ.

લડાઇ શરૂ કરવાની જોખમદારી ઓછી કરવા હવે તો છેલ્લાં થોડાં વરસોથી નવી જ રીત શરૂ થઈ છે. લડાઇ જાહેર કરવાનો રિવાજ ટાલસે મૂકવામાં આવ્યો છે અને ખબર આપ્યા સિવાય યુધ્ધો થવા લાગ્યાં છે. શ્રી સુભાષ બાબુ લખે છે તેમ જાપાને તો જ્યારે જ્યારે પ્રહાર કરી ચીન પાસેથી એકેક ટુકડો પડાવ્યો છે, તે પહેલાં તેમ કરવા માટે સરહદ પર 'an incident was staged' કંઇ 'બનાવ' યોજી કાઢ્યું

ગળે પડવાના ઐતિહાસિક કિસ્સાઓની નોંધ લેવા જઇએ તો બ્રિટાનિકાનું કદ પણ નાનું પડે. માટે આપણે થોડા પ્રકાર જ જોઇશું. બે પક્ષોને લડતા રાખી રાજ કરતા રાજાઓ વિષે તમે નથી વાંચ્યું? એમ તો બધાય કરે છે, તેમાં કંઇ નવાઇ નથી પણ એવા બળવો કરાવી, ધીમે આસ્તે ફૂરસદે તેનું શમન કરી, પછી કારણ માટે કમિશન બેસાડી નિર્દોષ, નુકસાન પામેલા પક્ષને જ જવાબદાર ઠેરવે છે. આવી રાજનિતિથી તો ચાણુક્યયે ડરે!

અને સરકારી કોર્ટ એ શું છે? જજ્જનું કામ શું છે તે જાણો છો? વાદી કે પ્રતિવાદી–કોનો વકીલ વધારે હૂંશિયાર છે તે નકકી કરવાનું છે. ફોજદારીની સામે ફોજદારી

એ તો ઘણા શીખેલા હોય છે. મુંબઈના એક ગૃહસ્થ અમદાવાદ આવ્યા ત્યાં એક હોટેલ આગળ મૂકેલી કોઈ પારસીની મોટર સાયકલ પર બેત્રણ મિત્રોને બેસાડીને ક્યાંય લટાર મારી આવી સાયકલને ભાંગી તોડી, પારસી ગૃહસ્થને મુંબઈમાં પોતાના બંગલાનું શિરનામું આપી કહ્યું, "કે તમે એ સુધરાવી બિલ મારા પર મોકલજો." નેપિયન્સી આગળ બંગલામાં રહેતા ગૃહસ્થને જોઈ પારસીને કંઈક વિશ્વાસ પડ્યો. થોડા દિવસ પછી પેલા પારસીએ મોટર સાયકલ સુધરાવી બસો રૂપીઆનું બિલ મોકલાવ્યું, જે એ ગૃહસ્થે ચૂકવવા ના-પાડી. "આટલો બધો શાનો ચાર્જ ?" આવો જવાબ મળતાં પારસીએ કેસ કીધો, પણ તેને ઓછી ખબર કે આ 'ગૃહસ્થ પહોંચેલ જડીબુટ્ટી હતા. પોતાને અમદાવાદ ખેંચી વેપારમાં ઇરાદાપૂર્વક ખલેલ કરવા માટે પારસી પર સાતસો રૂપિયાની નુકશાનીનો સામો દાવો કીધો ! અને આવી ગૃહસ્થાઈ તો ઘણાને આવડે છે.

નાસિરૂદ્દિનની આવીજ એક રમુજી વાત છે. એક દિવસ ઘુંટણે પડી તે ખુદાતાલાની બંદગી કરતો હતો, "ઓ ખુદા ! મને એક હજાર રૂપીઆ આપ ! હું સોગન પર કહું છું કે તું જો મને એક રૂપીઓ પણ ઓછો આપશે તો હું નહિ લઉં એક હજાર રૂપીઆ જોઈએ. ૯૯૯ પણ નહિ" એક પાડોશીને નાસિરૂદ્દીનની મશ્કરી કરવા મન થયું અને તેણે ૯૯૯ રૂપીયા થેલીમાં ભરી નાસિરૂદ્દીન આગળ ફેંક્યા. નાસિરૂદ્દીને એ રૂપીઆ ગણ્યા તો તેને હજારમાં એક ઓછો જણાયો. તેણે તે ઉંચકી લીધા ને કહ્યું "બેહસ્તની ટંકશાળમાં રૂપાની હમણાં તંગી ચાલે છે, તેથી એક રૂપીઓ ઓછો જણાય છે. કંઈ નહિ ખુદા ! એક રૂપીઓ પછી મોકલજે. હમણાં આટલા રાખી મૂકું છું" પાડોશી ગભરાયો તે દોડી આવ્યો ને નાસિરૂદ્દિનને જુઠો બેવચની કહી રૂપીઆ પાછા માગ્યા. અલ્લાએ આપેલી બક્ષિસ તે જતી કરે, એવો મૂરખ ન હતો. પાડોશીએ નાસિરૂદ્દિનને કાજી પાસે આવવા કહ્યું. નાસિરૂદ્દિન આવવા તૈયાર હતો. પણ તેની પાસે ટટ્ટુ કે ડગલો કંઈ ન હતું. પાડોશીએ તેને એ ઉછીનાં આપ્યાં અને વરઘોડો કાજી પાસે પહોંચ્યો. પાડોશીએ ફરિયાદ કરી દાદ માગી. પછી કાજીએ નાસિરૂદ્દિનને પુછ્યું "તમારે બચાવમાં શું કહેવાનું છે ?" "સાહેબ ! મારો પાડોશી લુચ્ચો, ગળેપડુ છે. એના બોલવા પર જરા વિશ્વાસ રાખશો નહિ. એ તો એમ પણ કહેશે કે હું જેના પર બેસીને આવ્યો છું તે ટટ્ટુ અને મેં પહેરેલો જબ્બો પણ એનાં છે" આ નવા પ્રહારથી પડોશીની બુદ્ધિ બ્હેર મારી ગઈ અને બોલી ઉઠ્યો, "સાહેબ, એ ઘોડો અને જબ્બો મારાં જ છે." "જોયું ? સાહેબ મેં નહોતું કહ્યું ?" કાજીને પાડોશીના ગળે પડવા વિષે ખાત્રી થઈ અને દંડ કરી કાઢી મૂક્યો. પોતાના જ ઘોડા પર બેસી, પોતાનો જ જબ્બો પહેરી રસ્તે જતાં નાસિરૂદ્દિને નિર્દોષને ગળે નહિ પડવા પાડોશીને જે શિખામણ આપી તે તેને જજજના દંડ કરતાં વધારે લાગી.

તમારું 'જૂઠાણું' માન્ય ઠેરવવા ઘણીવાર બળ કે યુક્તિ જોઈએ છે. એક છોકરા માટે તકરાર કરતી બે બાઈઓ વિષે તો સર્વ કોઈ જાણે છે. ગળેપડુ બાઈ અર્ધો છોકરો લેવા તૈયાર થવાને બદલે ખરી મા કરતાં વધારે રડકકલાણ કરત તો ન્યાયાધીશ મોટી ગુંચવણમાં નહિ પડતે ? બુદ્ધિ વિનાના માટે તો પ્રામાણિકપણું જ એક માર્ગ છે. અને વળી કોઈ સ્ટેશન માસ્તર કુટુંબ સહિત મુસાફરી કરવાના હતા માટે એક કમ્પાર્ટમેન્ટ પર Ice reservedનું લેબલ મારી રાખ્યું હતું. કોઈ બીજા ગૃહસ્થ પણ પત્નીસહ મુસાફરીએ નીકળ્યા હતા.

# ઝુલતે ઝરૂખે

ઝુલતે ઝરૂખે મ્હારે મીઠલડે કંઠ,
ટહુકી જાને જરા ઢેલડના કન્થ ! —ટેક૦

તે દી ટહુકતો હતો તું ચઢીને
ટોશીએ ઊંચે કદમ્બ:

વાડીએ તેમ તું કળા કરી રહ્યો'તો
નાચતો તો ઢેલડની સંગ. —ઝુલતે

સ્વરના વિસ્તારથી ઉઠે આંદોલનો
પડતા એના પડછન્દ:

ઘનગનતો હોય ત્યાર લાગે અમોને
ભીલડીં સાથે નીલકંઠ !

—ઝુલતે

કુદરતનો નૃત્યકાર ઊંગ તું ચઢાવે,
પીંછીએ પીંછીએ જડયા ચન્દ:

વન ઉપવનનો તું તો વિહારી,
આજે ભૂલ્યો કયાંથી પન્થ ?

—ઝુલતે

ઝુલતે ઝરૂખે મ્હારે આવી ચઢયો તો
ટહુકી જાને રસકંઠ :

ઝુલતે ઝરૂખે હુંયે ઝૂલી રહીને
જોઉં આઘેરા પ્રેમીનો પન્થ !

—ઝુલતે

જનાર્દન પ્રભાસ્કર

# 'મારાં દાદી જૂઠું બોલે જ નહિ'

રાત્રે નવ વાગે વકરોકૂંગણી, મેળ બાંધી છગનલાલ દુકાન ઉઠાવવાની તૈયારી કરતા હતા, ત્યારે તેનો નોકર ભાણુ સલામ કરી 'શેઠ' કહી કંઇ કહેવા જતો હતો, તેને બોલતો અટકાવી છગનલાલ આવેશમાં ગર્જ્યા, "વળી પાછો પગાર વધારવાની વાત કરે? તું જાણે છે કે ધંધા કેવા બેસી ગયા છે? ઘરાકી ચાલતી નથી, ઉઘરાણી પાકતી નથી, અને વેપારીના પૈસા માટે રોજ કાગળો આવે છે. ગઇ સાલની ખોટ—"

ભાણુએ ફરી સલામ કરી કહ્યું, "શેઠ સાહેબ, મારે પગારમાં વધારો નથી જોઇતો, પણ......"

'પગાર પેટે રકમ જોઇએ?' છગનલાલ ભભૂકયા.

પગારના પૈસા આપતાં પણ શેઠો શા માટે કમકમાતા હશે તે સમજાતું નથી. શેઠો-એ જ પગાર નક્કી કરેલો હોય છે, તેઓ જાણે છે કે પગાર આપ્યા વિના છૂટકો નથી. છતાં નોકરોને પગારના રૂપિયા આપતાં શેઠોને શા માટે અણગમો થતો હશે! નોકરો પૈસા વેડફી દે તેની કાળજી રાખતા હશે! શાહૂકારો પાસે વ્યાજે પૈસા લેતાં કારણ આપવું પડે તે સમજી શકાય, પણ પોતે રળેલા પગારના રૂપિયા લેતાં નોકરોને સમજુતી આપવી પડે તે વિચિત્ર ઘટના છે. 'નોકર પોતાનું માણસ' કરી નોકરના બજેટમાં આવતી ખોટો કદાચ શેઠો પૂરી કરતા હશે.

ભાણુ કહે, "શેઠ, મારે પગાર પેટે હમણાં કંઇ ઉપાડવું નથી. પણ મારે નોકરીમાંથા છૂટા થવું છે. કાલથી હું ફરાગત થઇશ. મને દોઢ લાખ રૂપિયા મળશે, એટલે હવે હું નોકરી કરીશ નહિ."

છગનલાલ આશ્ચર્યચકિત થઇ બોલ્યા, 'દોઢ લાખ રૂપિયા!'

'હા જી.'

છગનલાલે મહેજ સ્વસ્થ થઇ કહ્યું, "ભાણુ, તું ભાગ્યશાળી છે. તું એ બધા રૂપિયાનું શું કરીશ? આપણી દુકાન વેચાતી રાખી લે. તને ઘણો ફાયદો થશે. મળતર પણ સારી આપણી ઘરાકી પણ કાયમની બંધાએલી. ઉપાડ પણ સારો, અને નફો પણ ઘણો. વળી બજારમાં ઉત્તમ નાકા પર સ્થાન." થોડી જ ક્ષણ પર 'ખોટમાં' મૂકેલી દુકાન છગનલાલે 'નફામાં' ફેરવી. વેપારીઓને સમયાનુકુલ થયા વિના કેમ ચાલે?

"શેઠ, રૂપિયા મળ્યા પછી, હું શું કરીશ તેનો મેં હમણાં કંઇ વિચાર કીધો નથી. હમણા થોડો વખત તો આરામ લઇશ. કંઇ પણ ધંધો કરવા માગતો નથી. જો વેપાર કરવાના નિશ્ચય પર આવું, તો તમારી દુકાન વિષે જરૂર વિચાર કરીશ. હાલ તો હું નોકરી પરથી છૂટો થાઉં છું."

"પણ તને દોઢ લાખ રૂપિયા કોણે આપ્યા? કોઇ તારા કાકા ગુજરી ગયા? કોઇએ તને દત્તક લીધો? કે કંઇ ચરુ મલ્યો?" છગનલાલે પ્રશ્ન કર્યો.

'એવું કંઇ નથી. મેં ડર્બીસ્વીપની ટિકિટ લીધી છે.'

'અરે, બાબુ તું ગાંડો થઇ ગયો કે શું ?' છગનલાલ હસ્યા. 'એનું ઇનામ તને લાગશે ત્યારની વાત છે ને !'

"પણ એ ઇનામ મને જ મળશે. મને દોઢ લાખ રૂપિયા મળશે એમ હું નિશ્ચિતપણે જાણું છું."

'બાબુ, તું માંદો છે ? દાક્તર બોલાવું ?' છગનલાલને બાબુના દિવાનાપણાં વિષે શંકા દૃઢ થઇ.

"શેઠ, તમને ખબર નથી. મને ગઇ રાત્રે સ્વપ્નામાં મારાં સ્વર્ગસ્થ દાદી દેખાયાં. તેણે મને કહ્યું 'દીકરા, છગન, તું આ વખતે ડર્બીની ટિકિટ લેજે. તને દોઢ લાખ રૂપિયા પ્રાપ્ત થશે !"

છગનલાલ કહે, 'એવાં તો કઇ સ્વપ્નાં આવ્યા કરે. એનો શું અર્થ ?'

બાબુએ નિરાકરણ કીધું, 'મારાં દાદી જૂઠું કહે જ નહિં.'

"પણ આ તારાં દાદી ક્યાં હતાં ? એ તો માત્ર સ્વપ્નું !"

બાબુએ જવાબ દીધો. 'પહેલાં પણ મને સ્વપ્નાંમાં બે વાર મારાં દાદી દેખાએલાં; અને તેમણે જે કહેલું, તે જ બનેલું. પહેલીવાર કહેલું કે આજે રાત્રે તનસુખભાઇની દુકાન બળી ખાખ થઇ જશે.' તે જ રાત્રે તેમ બનેલું. તમને યાદ છે '૯૦ની સાલમાં? બીજી વાર કહેલું 'દીકરા, ટાટા ડીફ્ડ લે. ભાવ એકદમ તેજ થશે.' મેં મૂર્ખાએ સ્વપ્નાની વાત ખોટી કરી હસી કાઢેલી. આ તક હવે હું કદી ન જવા દઉં. મારાં દાદી મારા પર રોષે ભરાય. મારી ખાત્રી છે કે મને દોઢ લાખ રૂપિયા મળશે. મારાં દાદી જૂઠું કહે જ નહિ."

છગનલાલ વિચારગ્રસ્ત થઈ ગયો. દુકાન વધાવી છૂટા પડતાં બાબુએ નોકરીનાં રાજીનામાંની મુખેથી પુનરાવૃત્તિ કરી.

૨

હવે દુકાનેથી છૂટા થઇ બાબુએ શહેરમાં હોટલોમાં ચાપાણી કરતાં આનંદમાં ઘૂમવા માંડ્યું. સાંજ પડે અને ખાવાનું બંધાવી, ગાડી કરી, નદીએ જઇ આનંદ કરે આવી મીજબાની માટે મિત્રો પણ મળી રહે. બાબુ સ્વભાવે ઉદાર એટલે હોટલમાં તે ચા પીતો બેઠો હોય અને જો કોઇ ઓળખીતો આવે, તો તરત જ તેને નાસ્તો કરાવી ચા પાતો. 'મિત્રો' બાબુના પૈસે મજા કરતા અને બાબુને જ બનાવતા. "બાબુ, જો તને દોઢ લાખ રૂપીયા મળશે."

બાબુ તેમને તરત જ અટકાવતો. "શું ? જો મળશે ? મળશે જ. અરે મળ્યા છે, એમ માની લો. મારી પકકી ખાત્રી ન હોય તો હું શું આમ પૈસા વેરૂં ? તમે ધારો તેવો હું મુરખ નથી. મારાં દાદી જૂઠું કહેજ નહિ. પહેલી વાર......"એમ કહી ઉપર્યુક્ત સ્વપ્નાંઓની પુનરૂક્તિ કરતો.

લોકોમાં વાત ફેલાઈ કે બાબુ ગાંડો થઇ ગયો બાબુનું વેવિશાળ તે જ શહેરના પુનેમચંદ શેઠની પુત્રી લલિતા વેરે થયું હતું. બાબુને ઘર આગળથી પસાર થતો જોઇ પુનેમચંદ

શેઠે તેને ઘરમાં બોલાવી કહ્યું, "બાબુભાઈ, બાબુભાઈ જો તમે આ દોઢ લાખની લત ન છોડશો, તો મારે આ વેવિશાળ રદ કરવાં પડશે."

"અરે, પુનમચંદ શેઠ," બાબુએ જવાબ આપ્યો, "મારાં દાદી મને જૂઠું કહે જ નહિ પહેલી વાર......" બાબુએ દાદીમાંનાં સ્વપ્નાંની વાતો કરી

બાબુની વાતોથી પુનમચંદ શેઠ બરાબર કંટાળ્યાં, ત્યાર પછી જ બાબુ ત્યાંથી ચાલતો થયો.

લલિતા અઢાર વરસની સુશિક્ષિતા યુવતી હતી. બાબુના આ ઉન્માદથી તે બિચારી ખિન્ન થઈ ગઈ હતી. તે બિચારી મનમા મૂઝાતી સાંસારિક મર્યાદાઓને લઈને એ બાબુને સીધી જઈ મળી શકતી નહિ. એટલે લલિતાના મનની ગુંચવણ વધતી. એવામાં એક દિવસ દેવદર્શને જતાં બાબુને સામેની ગલીમા આવતો જોયો. લલિતાએ આઘુંપાછું જોઈ બાબુને આગળીથી ઉભા રહેવા સૂચના કરી ઉતાવળે કહી લીધું, "જો દોઢ-લાખની લત ન છોડો, તો આપણું વેવિશાળ રદ થશે હં." બાબુ સ્મિત કરી લલિતા તરફ મૂક રહી જોઈ રહ્યો. એ મૂઢ જેવા યુવાન પર એક ત્વરિત તિરસ્કારની નજર ફેંકી લલિતા ત્યાંથી ઉતાવળે ચાલી નીકળી તેને લાગ્યું 'બાબુ ખચિત ગાંડો થઈ ગયો છે'

ડર્બીનું ઇનામ જાહેર થવાનો સમય જેમ જેમ નજીક આવતો ગયો, તેમ તેમ બાબુના દોઢ લાખની વાત વધારે વેગથી ફેલાવા લાગી. આમવર્ગ અને ઉમરાવોની ક્લબમાં પણ દોઢ લાખની ચર્ચા થવા લાગી. સ્થાનિક પત્રોએ બાબુના દોઢ લાખની વાત પ્રકટ કરી ખબરપત્રીઓએ મુંબઈના પોતાનાં વર્તમાનપત્રો માટે બાબુના દોઢ લાખની ખબર મોકલી મદારી અને નાગસાપને સતત મહત્વ આપતાં એક પ્રતિષ્ઠિત મુંબઈના વર્તમાનપત્રને આ ખબરની અતિ અગત્ય જણાઈ. તેણે તેના એક ખાસ ખબરપત્રીને બાબુની મુલાકાત અને ફોટાઓ માટે મોકલ્યો.

બાબુના ફોટાઓ પણ પ્રકટ થવાના છે, એમ છગનલાલે જાણ્યું, ત્યારે તે બાબુને આજીજી કરવા લાગ્યો, "બાબુ, આપણી દુકાન પાસે ઉભો રહી એક ફોટો પડાવજે. દુકાનને આમ અણધારી જાહેર ખબર મળવાની તક સાધવા છગનલાલ બાબુને સમજાવવા લાગ્યો બાબુ સ્વભાવે ઉદાર ભૂતકાળમા શેઠે કહેલાં કડવાં વેણો બાબુ યાદ કર્યા કરે એવો ન હતો તેણે શેઠની માગણી સ્વીકારી.

ખાસ ખબરપત્રીને તેણે મુલાકાતમા પોતાની જિંદગીનો અહેવાલ આપ્યો દાદીની જિંદગી પણ સંક્ષિપ્તમાં કહી, દાદીનો ફોટો આપ્યો પોતાના ઘર આગળ તેમજ છગનલાલની દુકાન પર બેસી પોતાના ફોટા ઉતારવા દીધા.

અને આ સર્વ ખબરો અને ફોટાઓ મુંબઈના એ સુપ્રસિદ્ધ વર્તમાન પત્રમાં પ્રકટ થયા અને બાબુના સંતાપો વધ્યા. હવે તો શહેરનાં અને બહારનાં શેઠીયાઓ પણ બાબુની મુલાકાતે આવી દાદીનાં સ્વપ્નાંની હકીકતો પૂછવા લાગ્યા.

ડર્બીના ઇનામ પ્રકટ થવાનો એ શુભ દિવસ, બાબુ કરતાં પણ શહેરનાં લોકો બાબુના દોઢ લાખ માટે વધારે ઇન્તેજાર જણાયાં તાર ઑફીસ આગળ શુભ વર્તમાનની રાહ

જોતાં માણસોની ઠઠ વળી. પણ ત્યાં બાબુ હતો નહિ. કોઇ શુભેચ્છકો દોડી બાબુને ઘરે ગયા "બાબુ, ચાલ, તાર ઑફીસપર. તારો તાર આવે તો તરત ખબર મળે" બાબુ આનંદમગ્ન હતો તે નિરાંતે આડો પડયો હતો. તે સ્થિતિમાં રહ્યે રહ્યે જ તેણે જવાબ દીધો 'શું, આવે તો ? આવશે જ. મને દોઢ લાખ રૂપિયા મળ્યા જ છે મને જરાપણ શંકા હોય તો ક્ષોભથી તારની રાહ જોવા ત્યાં આવું" એવું કહી તેણે શુભેચ્છકોને વળાવ્યા.

આમ દિવસ પસાર થયો. બાબુનો તાર ન આવ્યો. લોકો હવે બાબુના નામની, દાદીની, સ્વપ્નાની અને દોઢ લાખની મજાકો કરી વિનોદ કરવા લાગ્યા. એવી મજાકો કરી હર્ષ પામતા વિખેરાયા પણ કોઇપણ શુભેચ્છક બાબુને આશ્વાસન આપવા બાબુને ઘેર જણાયો નહિ. ખાધેલુ કેટલું જલ્દી પચી જઈ વિસ્મૃત થાય છે! ડાકટરોને જ મંદાગ્નિનો ભ્રમ છે

પુનેમચંદને પણ વાતની ખબર પડી, ત્યારે તેણે ઘણાજ રોષમાં પત્નીને કહ્યું કે "હું લલિતાનું વેવિશાળ રદ કરી આવુ તું લલિતાને એ કહે." એમ કહી પુનેમચંદ બહાર જવાની તૈયારી કરવા લાગ્યા. નોકર પાસે અંગરખો પાઘડી મંગાવી પહેરતા હતા ત્યારે તેના પત્નીએ કહ્યું "અમે ય તમારી જોડે આવીશું". પત્નીએ પતિને સમજાવ્યું કે લલિતા કહે છે "બાબુલાલ જો ખરેખર ગાંડા થયા હોય તો વેવિશાળ રદ કરો. પણ, બાબુલાલનું મગજ સ્વસ્થ જણાય તો મને પૈસા ન મળ્યાની પરવા નથી! માટે લલિતાને પ્રત્યક્ષ બતાવવુ છે કે બાબુ દિવાનો થઇ ગયો છે". પુનેમચંદને પત્ની અને પુત્રીને સાથે લઇ જવાનું ગમ્યું નહિ, પણ પોતાની વ્હાલસોઇ દીકરીને માઠું લગાડવું ઠીક ન ધાર્યું.

આનંદમગ્ન બાબુ આરામથી સૂતો હતો, ત્યાં પુનેમચંદ પત્ની, પુત્રી સહ આવ્યા બાબુએ ઉભા થઇ તેમનો સહર્ષ સત્કાર કર્યો. પણ પુનેમચંદને બાબુના આવકારની કંઈ પડી નહતી. તેનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો અને ફોનોગ્રાફની ચૂડી બોલી જાય તેમ તેણે ગુસ્સામાં બાબુની નાલાયકી અને દિવાનાપણાનું વર્ણન કરી વેવિશાળ રદ કર્યાનું નાતું. મરખું ભાષણ કીધું

આ દરમિયાન બાબુએ અવાક્ રહી બધું સાંભળ્યા કર્યું પછી તેણે જવાબ દીધો, "શેઠ, તમે કહો તે કદાચ ખરૂ હશે. પણ એટલું તો મને ચોક્કસ સમજાય છે કે હું ગાંડો નથી તમારા જેટલી અક્કલ, બુદ્ધિ કે ડહાપણ મારામાં ન હશે. તે હું કબુલ કરૂં. તેથી તમે મને ભલે કમઅક્કલ કહો, પણ ગાંડો કહો તે તો અતિશયોક્તિ છે."

પુનેમચંદ ફરીથી ઉકળી બગડી ઉઠતા હતા પણ પાછા તેમને 'સસુર' કહી બાબુએ ચાલુ રાખ્યું. "વેવિશાળ રદ કરવાથી મને ઘણું દુઃખ થશે. પણ એ મારી સત્તાની વાત નથી. તમે તેમ કરી શકો છો. પણ મને દિવાનો ઠેરવી તેમ ન કરશો, કારણ મારૂં મગજ તદ્દન ઠેકાણે છે. હું સંપૂર્ણ સ્વસ્થ છું."

આમ ડાહ્યા માફક વાત કરતા બાબુને જોઇ. લલિતાના મુખ પર આનંદસૂચક ચિન્હો સ્પષ્ટ તરવરી આવ્યાં.

"અને ઇનામ નહિ લાગ્યું ધારી તમે મને મૂરખ માનતા હો, તો તેમાં પણ તમારી ભૂલ છે, કારણ કે મને ઇનામ મળ્યું છે" કહી બાબુ ઉભો થયો.

માદીકરી-બાપ, બન્નેને ફરીથી બાબુના મગજની અવસ્થા માટે શંકા થઈ. લલિતા તો તદ્દન હતાશ જણાઈ.

બાબુ આ દરમિયાન કબાટ ઉઘાડી અંદરથી કરન્સી નોટોના બંડલો કાઢી લઈ આવ્યો અને રેશમી પટીથી બાંધેલા બંડલો પુનેમચંદ શેઠના હાથમાં આપ્યાં અને કહ્યું, "આ વીસ હજાર રૂપિયા છે, એ ડર્બીસ્વીપ પેટે મને ઈનામના ય મળી ચૂક્યા છે. મેં તો તું કહ્યું કે મારાં દાદી જૂઠું બોલે જ નહિ જો કે રકમમાં જરા ગરબડ થઈ ગઈ છે. પણ તેમાં મારાં દાદીની ભૂલ નથી. મેં ઊંઘમાં રકમ અસ્પષ્ટ સાંભળી હશે."

ત્રણે જણ પ્રશ્નસૂચક મુખે બાબુ તરફ વગર બોલ્યે ખુલાસો માગતાં જોઈ રહ્યાં. કરન્સી નોટો તદ્દન ખરી હોવાની ખાત્રી થતાં પુનેમચંદના ક્રોધનું પણ શમન થયું હતું અને તે પણ કંઈ બોલી ન શક્યા. ખરે, પૈસો લગભગ બધાને જ મૂક કરી દે છે.

બાબુએ આગળ ચાલુ રાખ્યું "દશ હજાર હું મારા નામ પર બૅન્કમાં જમા કરાવી, દશ હજાર લલિતાના નામે જમા મૂકવા માંગતો હતો. પણ તમે તો વેવિશાળ......"

હવે પુનેમચંદ શાંત રહી ન શક્યા, "બાબુભાઈએ, એ રદ કર્યાની વાત ભૂલી જાઓ. લલિતાની સંમતિ વિના મારાથી વેવિશાળ રદ ન થાય અને તેટલા જ માટે......

એ બધું પછીથી. પણ હું એમ પૂછું છું કે તમને ઇનામ ક્યારે મળ્યું? વર્તમાનપત્રોમાં એ વાત આવી નહિ.

બાબુએ જવાબ દીધો. "કદાચ હવે આવશે."

"પણ કંઈ સમજાવશો?"

બન્યું એમ કે સાતેક દિવસ પર મુંબઈથી એક શેઠીયો અહીં આવ્યો. મારાં દાદીમાનાં સ્વપ્નાંની હકીકત તેણે જાણી હતી. મારી ટિકિટ વેચવા તેણે મને ઘણો સમજાવ્યો. પણ દોઢ લાખ રૂપિયા જતા કરવા મેં સાફ ના પાડી. છેવટે તેણે મને દશ હજાર રૂપિયા આપવા કરી અર્ધી ટિકિટ વેચવા મને લલચાવ્યો. તમે જાણો છો કે દુનિયામાં ગરીબના દિવસો ઝાઝા રહેતા નથી. અને મેં અર્ધી ટિકિટ તેને વેચી. વળી ગઈ રાત્રે એક અમદાવાદીએ એ જ પ્રમાણે મને લલચાવી મારી બાકી રહેલી અર્ધી ટિકિટ તેટલી જ કિંમતે વેચાતી લીધી."

"પણ તમારા દાદીમા તો કહેતા હતા કે દોઢ લાખ રૂપિયા......" એમ પુનેમચંદ ગર્ભિત મજાક કરવા જતા હતા તેને બાબુએ અટકાવ્યા.

"જો ટિકિટ મારા નામ પર રહેત, તો મારાં દાદીમાનાં કહેવા પ્રમાણે મને દોઢ લાખ રૂપિયા જરૂર લાગત. મારાં દાદીમાએ કહ્યું હતું કે ઇનામ મને લાગશે. અમદાવાદ કે મુંબઈના કોઈ શેઠીયાને લાગશે એમ નહોતું કહ્યું. પણ મારો સ્વભાવ જ ઉતાવળીયો અને શંકાશીલ, મને લાગ્યું કે ઊંઘમાં મારાથી રકમનો આંકડો સ્પષ્ટ ન સંભળાયો હશે, તેથી મેં ટિકિટ વેચી મારી" એમ સસ્મિત કહી તે જાણે દિલગીર થયો હોય એમ બેઠો.

— પ્રફુલચંદ્ર શાહ

---

# પૃથ્વી ઉપરની કેટલીક અજાયબીઓ

## આફ્રિકા

આફ્રિકા ખંડમાં દરેક પ્રકારની કુદરતી અજાયબીઓ જોવામાં આવે છે કુદરતની કૃતિઓ મોટા ભાગે હજી જયમ ત્યમ જ છે, કારણ કે માણસ હજી ત્યાં પોતાની અક્કલ નહિ પહોંચાડી શક્યા નથી જુઓ સહરા જેવો મોટો રેતાળ પ્રદેશ છે તે આપણા દેશથી ત્રણ ગણો એને ૪૫૦૦ માઇલ પહોળો છે આવા રેતાળ મુલકમાં અતિશય ગરમી અને અતિશય ઠંડી પડે છે વરસાદ બીલકુલ પડતો નથી લીલું ઝાડ પણ જોવા મળતું નથી આવા ઉજ્જડ અને વેરાન મુલકની અંદર પણ કુદરતે પોતાનો ચમત્કાર અને લીલા બતાવી છે ઠેકઠેકાણે ફળદ્રુપ જમીનના ટુકડાઓ મૂકેલા, જેને અંગ્રેજીમાં Oasis(રણદ્વીપ) કહેવામાં આવે છે ત્યા પાંચ પંદર ઝાડ થોડું ઘાસ અને પાણીના ઝરણ હોય છે અને તે મુસાફરોને સ્વર્ગભૂમિ જેવા થઇ પડે છે કુદરતે આવા સુંદર હરિયાળા ટુકડા ન મૂક્યા હોત તો મુસાફરોની શું હાલત થાય તેની કલ્પના કરો! ખરેખર એ તો કુદરતની કોઇ અજબ પ્રકારની રચના જ ત્યા જ ઇશ્વરની કૃપા દેખાય છે અને ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારવું પડે છે

વળી આ ખંડની નદીઓ પણ ઘણી જ વિચિત્ર અને અજાયબી ભરેલી છે ઇજીપ્ત અને સુદાન જેવા અરણ્ય પ્રદેશો આજ મનુષ્યે બગીચા બનાવી મૂક્યા છે, તેમાંની નાઇલ નદીને જ આભારી છે ઇજીપ્તમાં Assuan નામે ગામ છે ત્યાં નાઇલમાં બંધ બાંધી પાણી રોકી નહેરો મારફત પાણી આ રને ઉજ્જડ મુલકમાં લઇ જવામાં આવે છે અને ઇજીપ્તમાં કપાસનો પાક ઉગાડવામાં આવે છે આથી તો મીસરના લોકો તેને Father Nile 'પિતા-નાઇલ' કહે છે

આ ની જ બીજી નદી કોંગો છે ને દુનિયામાં ઊંડામાં ઊંડી ગણાય છે તે એટલી બધી ઊંડી છે કે તેનો તાગ પણ મળતો નથી દુનિયાની મોટામાં મોટી મગરો તેમાં રહે છે, આ નદીને વરસાદનું પાણી બારે માસ મળે છે ત્રીજી નદી ઝામ્બેસી રોડેશીઆના પ્રદેશમાં વહે છે, તે ઘણા ઊંચા ભાગ પરથી આવતી હોવાથી તેનો મોટો ધોધ પડે છે અને તે ધોધ દુનિયામાં એક અજાયબભર્યું દૃશ્ય ગણાય છે તે ધોધ ૪૦૦ ફીટ ઉંચેથી પડે છે તે ધોધ એટલા જોરથી નીચે ખાડામાં પડે છે કે તેનો અવાજ દશ માઇલ સુધી સંભળાય છે ધોધનું પડતું પાણી પાછું ઉછળી મહાન ફુવારાની માફક હજાર ફીટ ઉંચે ધુમ્મસના ઉડે છે તેથી મુસાફરો તેને 'Smoking-Thunders' કહે છે તેની ઝાંય ઉપર સૂર્યના કિરણો પડે છે, ત્યારે ભવ્ય અને અલૌકિક દેખાવ નજર પડે છે જાણે કે હજારો મોતીના વરસાદ પડતો હોય એવો ભાસ થાય છે ત્યા સવારથી સાંજ સુધી આખો વખત

મેઘ ધનુષના રંગો થઇ રહેલા હોય છે. આ ધોધ જોવા યુરોપ અમેરિકાનાં હજારો લોકો દર વરસે આવે છે.

ટાંગાનેકા સરોવર દુનિયાનું લાંબામાં લાંબું મીઠા પાણીનું સરોવર છે. વળી આ ખંડમાં ઘીચ અને ઘાડાં જંગલો આવેલાં છે. તેમ જ ઘાસના મુલકો પણ જોવામાં આવે છે. તેથી દુનિયાનાં બધાં જંગલી તેમજ પાળેલાં જાનવરોના વાસ છે. મોટામાં મોટું જાનવર હાથીથી માંડીને નાનાંમાં નાની ઝેરી માખી Tse-tse-fly જેનો ડંખ એટલો બધો ઝેરી છે કે આફ્રિકામાં ઘણાં ખેતીનાં જાનવરો દર વરસે તેનાથી મરણ પામે છે, તેપણ ત્યાં જ જોવામાં આવે છે. શાહમૃગ, સિંહ, વાઘ, ચિત્તા, હિપોપોટેમસ, ગેંડા, જંગલી પાડા, ઝિબ્રા આ બધાં જાનવરો ત્યાં થાય છે. સિંહ માત્ર આફ્રિકાના ઘાસના મુલકમાં અને આપણે ત્યાં કાઠિયાવાડમાં જુનાગઢ તાબે ગીરનાં જંગલમાં, એમ માત્ર બેજ જગ્યાએ જોવામાં આવે છે, આ પણ કુદરતી એક અજાયબી જ છે.

ભૂગર્ભમાંથી નીકળતી કિંમતિ ધાતુની ખાણો પણ આ ખંડમાં છે. હીરા તથા સોનાની મોટી ખાણો અહીં છે. દુનિયાની મોટામાં મોટી સોનાની ખાણ દક્ષિણ આફ્રિકામાં જ્હોન્સબર્ગ પાસે છે. ખાણની ઉંડાઇ ૮૫૦૦ ફીટ છે એટલે દોઢ માઇલ કરતાં વધારે ઉંડી છે. ત્યાં નીચે ગરમી ૧૦૪ 'F'. રહે છે. અત્યારે એન્જીનીયરો આ ખાણને હજી વધારે ઊંડી ખોદી ૧૦,૦૦૦ ફીટ ઊંડા ઉતરવાના કોડ સેવી રહ્યા છે. આ પણ ખરેખર મનુષ્યની મગજશક્તિની અજબ પ્રકારની કરામતનો નમુનો છે.

વળી ફ્રેન્ચ ઇકવીટોરીયલ આફ્રિકાની અંદર કેટલાક સુકા પ્રદેશમાં અજાયબી ભરેલાં ચોરનાં ઝાડો છે. તે Baobab નામથી ઓળખાય છે. આ મુલકમાં વરસાદ બહુ થોડો પડે છે. તેથી ત્યાંનાં લોકો જ્યારે ચોમાસામાં વરસાદ પડે અને ઝરણો વહે છે, ત્યારે બંધ બાંધી પાણી એકઠું કરી લે છે. તે બધું પાણી જાણે સોનાનો કિમતી રસ હોય તેટલું કિમતી ગણી, તેને ઉપર કહેલાં ઝાડોનાં પોલાં થડોની અંદર ભરી રાખે છે. આ પોલાણો કુદરતી એટલાં તો ઉંડાં હોય છે કે તેમાં ૫૦૦થી ૧૦૦૦ ગેલન પાણી રહી શકે છે. એ પાણીનો ઉપયોગ લોકો ઉનાળામાં કરે છે. જુઓ, આ વળી એક કુદરતી જ લીલા કે આવાં ઝાડો ત્યાં પેદા કર્યાં !

ઍબિસિનિયાનું નામ તો અત્યારે દરેકને મ્હોંએ ચઢેલું છે. એ જાણવા જેવી કુદરતી રચનાથી ભરપુર છે. દેશ ઘણો ઊંચો, પહાડી અને રેતાળ છે. રાજધાનીનું શહેર આડિસ-આબાબા દરિયાની સપાટીથી ૮૦૦૦ ફીટ ઉંચાઇએ આવેલું છે, એટલે આપણા સીમલા કરતાં ૧૦૦૦ ફુટ વધારે ઉંચાઇએ છે. વળી ત્યાં થોડે દૂર એક મોટું સરોવર આવેલું છે. તેનું નામ Lake Tana છે. આ સરોવર ૫૭૫૬ ફીટ ઉંચાઇએ આવેલું છે. તેનો એકંદર વિસ્તાર ૧૨૦૦ ચોરસ માઇલ છે અને તેની ઉંડાઇ ૨૦૦ ફીટ છે. મીસર દેશ જેને વિષે આપણે ઉપર કહી ગયા તેના પિતા નાઇલ છે, તેજ નાઇલની માતા સરોવર Mother Lake Tana મા છે, કારણકે નાઇલને બારે માસ પાણી પૂરું પાડનાર આ સરોવર છે. સરોવરની

ચારે બાજુએ ઉંચા પહાડો છે અને જબરજસ્ત Papyrus ઝાડોથી ને ઘેરાએલું છે પાણીનો રંગ કાયમ આસમાની દેખાય છે. આ સરોવરમાંથી Blue Nile ભૂરી નાઇલના નામની નદી વહે છે અને તે નદી ઉપર જણાવેલી White Nile સફેદ નાઇલને બ્રિટિશ સુદાનના મુખ્ય શહેર ખાર્ટુમ આગળ મળે છે. આ ઉપરથી જોઇ શકાશે કે એબિસિનિયા દેશ ઉપર યુરોપની પ્રજાઓનો, ખાસ કરીને ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને ઇટલિનો ડોળો કેમ રહે છે. આપણે જોઇ ગયા છે કે White Nile સફેદ નાઇલ ન હોય તો સુદાન અને ઇજીપ્ત ઉજ્જડ પ્રદેશ રહેત તેમને આ સરોવર Lake Tana ન હોય તો White Nile સફેદ નાઇલને પાણી ન મળે તેથીજ યુરોપી પ્રજાઓનું આ ભાગમાં હિત સમાએલું (Vested interest) છે તેઓ એબિસિનિયા માટે મરી ફીટે છે. આ રાજકિય પ્રશ્નમાં અત્રે ઉંડા ઉતરવા જરૂર નથી ખરેખર આ સરોવર પણ કુદરતની એક મહાન કૃતિજ છે એમ કહેવાય છે કે He, who possesses Lake-Tana in his hand, holds Egypt and Sudan in his palm. જે સરોવર તાનાનો કબજો મેળવે, તે સહજે ઇજીપ્ત અને સુદાનનો માલીક બને છે.

[ અમેરિકા અને આસ્ટ્રેલીયા વિષે આવતા અંકમાં ]

— ગુણવંતરાય એમ. છાયા બી એ.

---

## "કાલે કાળ વહી જશે વિષમ આ, શાને નિરાશા ધરે?"

શાર્દૂલ.

ઉગ્યો ભાસ્કર અસ્ત થાય, વળી તે ઉગે ફરી આથમી,
અંધારે જગ આથડે, પુનરપિ ઉજાસમાં રે' રમી·
શીતાંશુ વધતો રહે પ્રતિદિને, તે ક્ષીણ થાયે ફરી,
અબ્ધિવારિ ચઢી ચઢી ઉતરશે, પાછા ચઢે ઉતરી

ખીલ્યાં જે સુમનો અરે ઉપવને, ખીલી ખરે અંતમાં,
વૃક્ષો આજ હિમે સૂકા ભયભર્યાં—ચૈતન્ય ના તંતમાં·
કાલે એ નવપલ્લવે હસી ઉઠી આનંદવા લાગશે,
ઉન્હાળે મૃતપ્રાય થાય જગ જે, પર્જન્યથી જાગશે.

વાગી ભૂંગળ પ્હોર છપ્પન જહીં, ધૂળો ઉડે હાલ ત્યાં,
સ્થાનો જે દિસતાં સૂનાં, અતિ સૂતાં, વાઘો બજે કાલ ત્યાં.
જૂનું જે નવું થાય એ પ્રભુલીલા, ઉત્ક્રાંતિનું મૂળ છે,
ઉત્પત્તિ–સ્થિતિ—નાશને અનુભવે સૃષ્ટિ બધી· સ્થૂલ જે

લાગે કાળ કરાળ ફાળ ભરતો, પ્રાબલ્ય દે દુષ્ટને,
શું ત્યાગે વિભુ ભક્તને ઇતિસમે? રક્ષે જ સંતુષ્ટને:
કષ્ટાગ્નિ જવ ગ્લાનિ દે જ જીવને, લ્યો બોધ આવો ખરે—
"કાલે કાળ વહી જશે વિષમ આ, શાને નિરાશા ધરે?"

J. M. D.

# લગ્ન અને કુટુંબ

**પ્રેમબળની સમાજ પર અસરઃ—**

જે જે વિવિધ બળોને લીધે સમાજ અસ્તિત્વ અને પ્રગતિ પામે છે તે સર્વમાં પ્રેમબળ ઘણું અગત્યનું છે. લગ્ન અને કુટુંબનો પાયો જ પ્રેમમાં રહ્યો છે. પ્રાણીમાત્રને લિંગ પ્રેરણાને પરીણામે લગ્ન પ્રેમ સ્વાભાવિક જ હોય છે અને સંસ્કૃત મનુષ્ય સમાજમાં એ પ્રેમ દંપતી પ્રેમનું રૂપ ધરે છે. વળી બીજાં ઘણા ખરાં પ્રાણીઓ માફક માણસ જાતને પોતાના બાળક પ્રત્યે અમુક સમય સુધી પ્રેરણાત્મક પ્રેમ રહેતો જણાઈ આવે છે. જે પ્રેમને આપણે સંતતિપ્રેમ કહી શકીએ. એ દંપતી પ્રેમ અને સંતતિ પ્રેમનું સૂક્ષ્મ અવલોકન ખાસ કરી માનસશાસ્ત્રમાં પડે છે. પણ એ બે મનોમય તત્ત્વોથી સમાજ-પર જે અપાર અસર થાય છે તે સમાજશાસ્ત્રીઓએ ધ્યાનમાં લેવાની છે.

પ્રાણી માત્રમાં નર અને માદા વચ્ચે અરસપરસ જે આકર્ષણ રહેલું છે તે દમ્પતી પ્રેમના અંકુરરૂપ કહી શકાય એ આકર્ષણ જીવવિદ્યાની દ્રષ્ટિએ ઘણું જરૂરનું છે કેમકે એ આકર્ષણને પરીણામે એટલે કે નરમાદા ઉભયની લિંગ પ્રેરણા સંતોષવાથી જ પ્રજનન થાય છે. અને એ રીતે એ જાતના પ્રાણીવર્ગની હયાતી ટકી શકે છે. તેથી કરીને સમાજ શાસ્ત્રની દ્રષ્ટિએ માણસ જાતમાં નરમાદાનું અરસપરસ લિંગ આકર્ષણ પણ આવશ્યક છે અને સમાજ બંધારણના પાયા રૂપ છે, સ્ત્રી અને પુરૂષ પ્રજનન અર્થે સબંધમાં આવે ત્યારે સાદામાં સાદા રૂપની "સમાજ" બને છે. એ સાદી સમાજ પ્રગતિ પામી અથવા એવી બીજી સાદી સમાજો સાથે સંબંધમાં આવી વિશાળ અને ગુંફિત સમાજ ઉત્પન્ન કરે છે. જ્યાં જ્યાં માણસ જાત સંસ્કૃતિ અને પ્રગતિ પામી હોય છે ત્યાં નરમાદાના કુદરતી આકર્ષણથી ઉંચા પ્રકારના પ્રેમના ધોરણ સ્ત્રીપુરૂષો વચ્ચે કેળવાય છે અને તેથી સમાજ પર આડકતરી રીતે ઘણી અસર થાય છે. એવી સંસ્કૃત સમાજમાં પુરૂષ માત્ર વિરૂદ્ધ લિંગની વ્યક્તિથી સંતોષ ન પામતાં, સૌન્દર્ય, સતીત્વ, સામાજિક પદ્ધી ઈત્યાદી લક્ષણોવાળી સ્ત્રીની આકાંક્ષા રાખે છે અને સ્ત્રી પણ સામાજિક પદ્ધી, શૌર્ય, સંપત્તિ, વિદ્યા, સ્વમાન ઇત્યાદી ધરાવનાર પુરૂષને વિશેષતા આપે છે. વળી એવા કુદરતી આકર્ષણ અને સંસ્કૃત પ્રેમમાંથી ખરો દામ્પત્ય પ્રેમ ઉદ્દભવે છે. દામ્પત્ય પ્રેમની ખરી ખુબી એ છે કે એને પરીણામે પતિપત્ની પ્રત્યેક પોતાનો સ્વાર્થ તજી પોતાના ભાગીદારનું હિત જાળવવા ઉત્સુક રહે છે. કુદરતી આકર્ષણ અને સંસ્કૃત પ્રેમ પણ ચિરસ્થાયી હોતા નથી અને લિંગતૃષ્ણા અથવા સૌંદર્ય, શૌર્ય કે એવા બીજા ગુણ જોડે સંબંધ પ્રાપ્ત કરવાના ક્ષણિક સ્વાર્થી હેતુ જ માત્ર સાધી શકે છે. પણ દમ્પતીપ્રેમ ચીરસ્થાયી હોવા ઉપરાંત આત્મભોગનો ખરો પાઠ શીખવે છે કે જે વિના સમાજ બંધારણ લગભગ અશક્ય થઈ પડે.

સંતતિપ્રેમ—

દમ્પતીપ્રેમના જેટલોજ સંતતિપ્રેમ - ગત્યનો છે લિંગ પ્રેરણા અને લગ્ન પ્રેમથી બચ્ચા જન્મ પામે ખરા પણ ઉંચા વર્ગના પ્રાણીઓ (ખાસ કરી Mammals)મા જન્મ્યા પછી બચ્ચાંને માબાપ તરફથી ધ્યાન ન મળે તો તેના બચ્ચા તો તરતજ નાશ થાય અને તેથી તે જાતના પ્રાણી વર્ગની હયાતીનો પણ અંત આવે પણ પ્રેરણાત્મક સંતતિપ્રેમને લીધે માબાપ બચ્ચાનુ રક્ષણ કરે છે જેથી તે બચ્ચાની અને એને પરીણામે પ્રાણી વર્ગની હયાતી ટકી રહે છે ઘણા ખરા પ્રાણીઓ પ્રેરણાથીજ પોતાના બાળકનુ રક્ષણ કરે છે. ખાસ કરી માદાને સંતતિપ્રેમ વધારે રહેલો હોય છે જનસમાજમા બાળક પોતાની મેળે પોતાનુ રક્ષણ કરે શકે એટલી ઉમ્મરનુ થતા ઘણો લાંબો વખત જોઈએ છે અને તેટલો સમય માબાપનો પ્રેમ અને કાળજી બાળક માટે ખાસ જરૂરના છે પ્રગતિ પામેલી સમાજમા માત્ર પોષણ અને રક્ષણ ઉપરાંત કેળવણી આપવાની જરૂર રહે છે અને તે કાર્ય પણ માબાપની દેખરેખથીજ સારુ થઈ શકે છે

દમ્પતીપ્રેમ અને સંતતિપ્રેમને આધારે લગ્ન અને કુટુબની સંસ્થાઓ શી રીતે ઉદ્ભવી, વિકાસી અને અત્યારની સ્થિતિએ આવી છે, અને હાલની સ્થિતિમા શુ શુ ગુણદોષ રહે છે તે આપણે અહી હવે પછી તપાસી જોઇશુ

— માધવપ્રસાદ મજમુદાર

[વધારે રસિક ભાગ આવતા અંકમા]

# સ્વ. મુન્શી પ્રેમચંદજી

## ભાવ અને ભાષાના બાદશાહ

[ ઉર્દૂ અને હિન્દી ભાષાના મહાન સાહિત્યકાર સ્વ. મુન્શી પ્રેમચંદજી બી. એ. ના નામથી તો ભારતનો એકેએક સાહિત્ય-પ્રેમી સજ્જન પરિચિત છે. એમની ખ્યાતિ એમની વાસ્તવદર્શી નવલિકાઓ અને યથાર્થદર્શી નવલકથાઓને આભારી છે. બનારસથી "હંસ" નામનું સુંદર, શિષ્ટ અને ઉચ્ચકોટિનું હિન્દી માસિક પ્રસિદ્ધ કરનાર સ્વ. મુન્શી પ્રેમચંદજી જ હતા. આજે જો કે તેઓ પરલોકમાં છે પરતુ તેમની અમર-રચનાઓ હિન્દીઓને કર્તવ્યની દિશા દાખવે છે. હિન્દના આ અજોડ ઉપન્યાસકારની યાદમાં "હંસ"નો બૃહત્ "સ્મૃતિ-અંક" હમણાં જ પ્રસિદ્ધ થયો છે, તેમાંથી સુવિખ્યાત નવલિકાકાર શ્રીયુત "સુદર્શન"ના "સ્મૃતિયાં" શિર્ષક તળે છપાયેલા લેખનુ ગુજરાતી ભાષાન્તર અહિં રજૂ કરી રહ્યો છું. મને આશા છે, કે આ લેખમાંથી સ્વ. પ્રેમચંદજીના સંબંધી વાચકો કંઇ જાણી શકશે. પ્રેમચંદજી ગયે વર્ષે (૧૯૩૬) અકટોબરમાં એટલે આ જ માસમાં મૃત્યુ પામ્યા હતા.——ઇમામુદ્દીન એસ. દરગાહવાલા. ]

૧૯૦૯ અથવા ૧૦ની વાત છે. મેં કાનપુરમાં પ્રખ્યાત ઉર્દૂ માસિક "ઝમાના"માં પ્રેમચંદજીના "મમતા" *નામની નવલિકા પહેલીવાર વાંચી અને વાચીને ઉછળી પડયો. ભાષાનો એટલો ચમત્કાર, ભાવોની એવી ગંભીરતા અને વાર્તાનો એવો સ્વાભાવિક વિકાસ મેં આના પૂર્વે ઉર્દૂમાં જોયો ન્હોતો. અલિફ-લયલા, બાગોબહાર તિલિસ્મે-હોશરૂબાની અબુદીદી અને કાલ્પનિક વાર્તાઓથી કંટાળી ગયેલું મન પ્રેમચદના આ માનવ—ભાવોથી રંગાએલી નવલિકા વાચીને મુગ્ધ થઇ ગયું. કેટલાય દિવસો સુધી આ નવલિકાને વાંચતો રહયો અને આનંદતો રહયો. એટલે સુધી કે આખી નવલિકા જીભપર યાદ થઇ ગઇ, અને બીજા મહીનાના "ઝમાના"માં બીજી નવલિકા પણ પ્રસિદ્ધ થઇ ગઇ. હવે આ નવલિકાનો પાઠ શરૂ થયો. આવી રીતે પ્રેમચંદજીની નવલિકાઓ વાંચતાં કેટલાય વર્ષો વીતી ગયા. ઇચ્છા થતી હતી, કે આવા કલાકારની જોડે પત્રવ્યવહાર કરૂં પરંતુ મારી વય અને યોગ્યતા જોઇને ડરી જતો હતો. વિચારતો હતો જવાબ આપે કે ન આપે, આટલા મોટા માણસ છે, એમની પાસે તો હજારો કાગળો આવતા હશે. ઘણીવાર એવું બન્યું, કે પત્ર લખ્યો અને ફાડી નાંખ્યો. હૃદયમાં પ્રબળ ઇચ્છા હતી પરંતુ હિમ્મત ન હતી. તે કાળમાં મેં પણ કલમ ચલાવવી શરૂ કરી દીધી હતી, અને લોકો મારી વાર્તાઓને પસંદ કરવા લાગ્યા હતા. એટલે સુધી, કે "ઝમાના" સંપાદક મુન્શી દયા નારાયણ નિગમે પણ એકાદ વાર મને નવલિકાની ફરમાશ કરી. પરંતુ તે છતાંય પ્રેમાનંદજીને પત્ર લખતાં બીક લાગતી હતી.

× × ×

---

*એનાથી પૂર્વે પ્રેમચંદજી ધનપતરાય અને નવાબરાયના નામે લખ્યા કરતા હતા એમની નવલિકાઓનો એક સંગ્રહ 'સોઝે વતન' નવાબરાયના નામે જ પ્રકટ થયો હતો

અંતે ૧૯૨૫માં જ્યારે મને સિવાન આર્યસમાજના વાર્ષિક ઉત્સવ વેળા બોલાવવામાં આવ્યો ત્યારે મેં નિર્ણય કર્યો, કે આ વેળા પ્રેમચંદજીને પણ મળતો આવું. ટૂંકમાં ઉત્સવની સમાપ્તિ થતાંજ બનારસ પહોંચ્યો અને ત્યાંથી પ્રેમચંદજીના ગામની દિશા પકડી. તે વેળા મનમાં કેવા કેવા તરંગો ઉડતા હતા એ કહેવાની વાતો નથી પરંતુ ત્યાં પહોંચીને સઘળોય ઉત્સાહ બેસી ગયો——પ્રેમચંદજી ઘેર ન્હોતા. એક ચીઠ્ઠી લખી અને નિરાશ થઈને ચાલ્યો આવ્યો. બીજે દિવસે ગંગાથી સ્નાન કરીને હોટલે આવ્યો તો જોઉં છું, કે બાગ રૂમના દરવાજા પર એક ગૃહસ્થ બેસીને કોઈની વાટ જોઈ રહ્યા છે. મને જોતાંજ ઉભા થઈ ગયા અને સ્મિત કરીને બોલ્યા: નમસ્તે!

હું સમજ્યો કે તેમની ભૂલ થઈ છે. જવાબ આપ્યો: "તમે કોને મળવા ઈચ્છો છો?"

"મહાશય સુદર્શનને. હું પ્રેમચંદ છું."

હું તત્કાળ તેમના પગો તરફ ઝુક્યો પરંતુ તેમણે મને પોતાના ગળે લગાડી લીધો અને બોલ્યા ,'મને અફસોસ છે કાલે તમને બેહદ જહેમત ઉઠાવવી પડી પરંતુ ભાઈજાન! આજે મને પણ સજા મળી ગઈ. બે કલાકથી બેઠો છું."

આ "ભાઈજાન"ના શબ્દે મારું મન મોહી લીધું. દશ પંદર મિનિટોમાં અમે બન્ને નિ:સંકોચ બની ગયા. એવા જાણે અમે અજાણ્યા ન્હોતા, વર્ષોના મિત્ર હતા. સાંજ સુધી વાતો થતી રહી મેં ઝીણવટ ભર્યા પ્રશ્નો કર્યા અને તેમણે ખુલ્લે મને જવાબો આપ્યા. આ પ્રથમ મુલાકાત પ્રસંગેજ હું જોઈ શક્યો, કે એમના મનમાં જે છે તેજ ચ્હેરે પણ છે. તેઓ કોઈ વાત સંતાડેલી રાખતા નથી. એ વસ્તુ એમના સ્વભાવમાં જ નથી.

મેં પૂછ્યું: "તમે નવાબરાય નામ કેમ ત્યજી દીધું?

હસીને બોલ્યા: નવાબ તો તે હોય છે જેની પાસે કોઈ મુલ્ક પણ હોય છે. અમારી પાસે મુલ્ક ક્યાં?"

"મુલ્ક વગરના નવાબ પણ હોય છે."

"એ નવલિકાનું નામ થઈ જાય તો અયોગ્ય નથી, પરંતુ મારા માટે આ નામ ઘમંડપૂર્ણ છે. ચાર પૈસા જેબમાં નહીં અને નામ નવાબરાય! આ નવાબીથી પ્રેમ જેવો જેમાં ચિંતતા પણ છે, સંતોષ પણ છે."

એટલું કહીને તેમણે ખડખડાટ હાસ્ય કર્યું અને વાત ઉડાવી દીધી. તેમનું આ ખુલ્લા દિલનું અટ્ટહાસ્ય અને ભરાવદાર મુછોમાંથી બહાર ડોકિયાં કરતું સ્મિત આજે પણ યાદ આવે છે તો કાળજાપર જાણે છરીઓ ચાલે છે કે તે દિવસ ક્યાં ચાલ્યો ગયો!

× × ×

સને ૧૯૨૭. મેં લખ્યું " 'બહારિસ્તાન'ના નામે મારી નવલિકાઓનો એક સંગ્રહ છપાનાર છે. મારી ઈચ્છા છે, કે તેની ભૂમિકા તમે લખો પરંતુ ડર છું કે કોઈ મસલેહત તમારી કલમને પકડી ન લે."

પ્રેમચંદજીએ જવાબ આપ્યો: માથા ફેરલ મા
તમારી નવલિકાઓના સંગ્રહનો દિબાચો લખવાપણું લેતા હતા તો તેમાં પ્રાણ નાખી
એક બીજાને કામ નહીં આવીએ તો બીજાને અમને અમારા ઉપર જોર આપવું પડતું
એ પછી તેમણે મારા પુસ્તકએ છીએ. દરેક નવલિકા વાંચીને અમને જ્ઞાન થાય
ખોલીને પ્રશંસા કરી. આ ઘટનાજોયું છે. અમને અમારા હૃદયના લોચનો ઉઘડતા
બીજા સાહિત્ય-સેવકોની પ્રશંસપડે છે, કે કોઇએ અમારા મનના તારો પર આંગળી મૂકી
પ્રતિષ્ઠા ઓછી થઇ જશે. દિલ જકડી લીધું છે, કોઇએ અમને નવો માર્ગ બતાવી
હતા, તેની પ્રશંસા કરતા ચરિત્ર અમે નિત્ય જોઇએ છીએ અને જેમાં અમને કોઇને
એ પણ પોતાનું કર્તવ્યતી નથી, પ્રેમચંદજી જ્યારે તેના પરથી પરદો ખસેડીને ભિતરના
પૂરતા વિખ્યાત છે, : ત્યાં અમને એવી મોહિની નજરે આવે છે, કે મન નાચવા લાગે છે.
પ્રવેશ્યા હતા. જીવતાજાગતા અને ભાવપૂર્ણ ચિત્રો તેમણે અમારી સમક્ષ મૂક્યાં છે,
એ પર્યંત યાદ રાખશે અને મસ્તક ધુણાવશે.

*　　*　　*

સને ૧૯૨પ્રેમચંદજીના મરવાના દિવસ ન્હોતા. હજી તેઓ ઘણું કંઇ કહેવા ઇચ્છતા
અલ્પ સમય બાદ ઘણું કંઇ સાંભળવાં ચાહતા હતા. પ્રેમ, પવિત્રતા અને પ્રકાશની
તે પત ન્હોતો. તેઓ કરવા માંગતા હતા, તે હજી લગી પૂરી થઇ ન હતી. જીવન અને
કોઇક એવાજ સંગીત તેમણે શરૂ કર્યું તે હજી અધૂરું હતું. મૃત્યુના નિર્દય હસ્તોએ તેમનું
"હું તો કરી દીધું.
પરંતુ મારી　　બજે શવકસે સુન રહા થા ઝમાના
કોઇ નવલિ　　તુમ્હીં સો ગયે દાસ્તાં કહેતે કહેતે.
એક ખરી પરથી)
સરસ છ　　——————　　ઇમામુદ્દીન એસ. દરગાહવાલા.

## 'પૂર્ણા' મફત મેળવવાની યોજના.

મેં ક તમારી જીંદગીમાં ખુબ હસ્યા હો એવો પ્રસંગ ટૂંકમાં, બને ત્યાં સુધી ૧૦-૧૨
માળીટીના પેરેગ્રાફમાં લખી મોકલો.

આવા મળેલાં લખાણો સારાં હશે, તો દર માસે ત્રણ સર્વોત્તમ પ્રસંગો ચૂંટી કાઢી
પૂર્ણામાં દર માસે પ્રકટ કરવામાં આવશે. પસંદગી પામેલાં લખાણોના કર્તાને બાર માસ
સુધી માસિક મફત મોકલવામાં આવશે. જે માસમાં તેમનું લખાણ પ્રગટ થાય ત્યાર
પછીના બાર માસ માસિક મોકલવામાં આવશે. જો તે ગ્રાહક જ હશે, તો તે સૂચવે તે
સ્નેહી યા સંસ્થા પર માસિક બાર માસ મફત મોકલવામાં આવશે.

લખાણોની ભાષાશુદ્ધિ કરવા અને જરૂર પડયે ટૂંકાવી લેવાના તંત્રીને અધિકાર રહેશે.
તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે.

આ યોજના ૭ માસ સુધી ચાલુ રહેશે. કોઇપણ વાચક આ હરિફાઇનો લાભ લઇ
શકે છે. કુપન કે એન્ટ્રી ફી રાખવામાં આવ્યાં નથી.

આપણા દેશના હાસ્ય પ્રસંગો સંગ્રહી શકાય એ ઉદ્દેશથી આ યોજના ચાલુ કરી છે.

—તંત્રી

# સાકરીઆ ચણા

પ્રુશિયાના શહેનશાહ ફ્રેડરિકે તેના માનીતા, બહાદુર પણ ગરીબ અંગરક્ષકને, પુસ્તક આકારના ખોખાંમાં ૫૦૦ ક્રાઉન ભરી ભેટ કર્યા. થોડા સમય પછી શહેનશાહને આ બહાદુર નરની મુલાકાત થતાં તેને પૂછ્યું. "મેં મોકલેલો નવો ગ્રન્થ તમને પસંદ પડયો ને?" "ઘણોજ ગમ્યો, મહારાજાધિરાજ!" અંગ રક્ષકે જવાબ દીધો, "મેં તે એટલો રસભેર વાંચ્યો કે હવે બીજા ભાગની આતુરતાથી રાહ જોઉં છું." શહેનશાહે સ્મિત જ કર્યું. અંગરક્ષકની વરસગાંઠને દિવસે ફરીથી શહેનશાહે પુસ્તક આકારના ખોખાંમાં બીજા ૫૦૦ ક્રાઉન ભરી ભેટ મોકલ્યા પણ તે ગ્રન્થ ઉપર લખાવ્યું હતું કે 'આ પુસ્તક બે ભાગમાં સમાપ્ત થાય છે."

* * *

ટોલ્સ્ટોયે જાતેજ તેના ગ્રન્થોના એક તરજુમાકારને કહેલી આ વાત છે. ટોલ્સ્ટોયના પૂર્વજોમાંનો કોઇ એક લશ્કરી અમલદાર હતો. તે સર્વની નકલ કરવામાં ઘણો કુશળ હતો. થોડાક પ્રેક્ષક સમક્ષ તે એક દિવસ શહેનશાહ પોલનું અનુકરણ કરતો હતો. અચાનક શહેનશાહ ત્યાં આવ્યા, અને આ ખેલ જોવા લાગ્યા. તેમનાં આગમનની કોઇને ખબર ન પડી. છેવટે એ ટોલ્સ્ટોયે શહેનશાહને જોયા કે તે એકટીંગ કરતો થંભી ગયો. શહેનશાહે ફરમાવ્યું "આગળ ચાલવા દો" ટોલ્સ્ટોયે આગળ ચલાવ્યું પછી શહેનશાહની બોલવાની ઢબનું સુન્દર અનુકરણ કરતાં કહ્યું. ટોલ્સ્ટોય, તને સખત શિક્ષા થવી જોઇએ, પણ જુવાનીનું ઉછાંછળાપણું મને યાદ આવે છે. અને હું તને માફી બક્ષું છું." શહેનશાહ હસ્યા. "વારૂ, ત્યારે તેમ થવા દો."

× × ×

આફ્રિકાના એક સીદીની વાત છે તેણે એક સવારે ૧૦ વાગે તેનું એક ઘેટું કોઈ એક યુરોપિયનને ૧૦ શિલિંગે વેચ્યું. યુરોપિયન ઘેટું લઇને માઇલેક ગયો, ત્યારે ઘેટું છુટી નાસી તેના સીદી માલીક પાસે પાછું આવ્યું. તે સીદીએ તેજ ઘેટું કોઇ બીજા યુરોપિયન ઘરાકને પાછું ૧૦ શિલિંગે વેચ્યું. બીજો ગૃહસ્થ ઘેટું લઈ જતો હતો, ત્યારે તેને પેલો પહેલો ખરીદનાર મળ્યો તેણે કહ્યું કે "ઘેટું મારૂં છે" બીજાએ કહ્યું કે "મારૂં છે. મેં હમણાં જ એક સીદી પાસે વેચાતું લીધું છે." પહેલાએ પણ તેવી જ હકીકત જણાવી. કજીઓ પતાવવા તેઓ તે સીદી પાસે આવ્યા. પહેલા ગૃહસ્થે પૂછ્યું "આ ઘેટું તે મને ૧૦ વાગે દશ શિલિંગે વેચેલુંને?" સીદીએ કહ્યું 'હા" પછી બીજા ગૃહસ્થે પૂછ્યું "આ ઘેટું તેં અગિયાર વાગે મને ૧૦ શિલિંગે વેચ્યું હતું ને?" સીદીએ કહ્યું "હા" બન્ને યુરોપિયનો તેને પૂછવા લાગ્યા "ત્યારે એ ઘેટું કોનું?" સીદી આશ્ચર્યચકિત થઇ બોલ્યો. "ગૃહસ્થો, તમે ભણેલા ગણેલા છો. તમે ઉચ્ચ કહેવાતા ગોરા લોકો છો. એક સીદી તમારી તકરારનો શું ન્યાય કરે? તમે જાતે જ તોડ કાઢી લેજો" કહી ચાલતો થયો.

* * *

સ્કૉટોની કંજુસાઇ વિષેની રમુજી વાતોના ઉત્પાદક મોટે ભાગે સ્કૉટો જ હોય છે એવું કહેવાય છે. આપણે ત્યાં મારવાડીઓની કંજુસાઈ જાણીતી છે. તે સંબંધી એક વાત મને એક મારવાડી ભાઇએ જ મોકલી છે તે નીચે પ્રમાણે છે

એક મારવાડી લગ્ન કરી પત્નીને દેશમાં રાખી મુંબઇ આવ્યો. ત્યાંથી અનેક વરસે તે પાછો ફર્યો. ઘેર ગયો ત્યારે તેના મુખ પર ગ્લાનિ છવાઈ હતી તેથી તેની સ્ત્રી પૂછે છે.

"કા કછુ કરતે ઇગર પર્યો, કા કહે કછુ દીન;
કામિની પૂછે કંથને કાહે વદન મલીન

રસ્તે કંઈ ખોવાઇ ગયું? કોઇને કંઇ અપાઇ ગયું? તમારો ચ્હેરો કેમ ફીક્કો થઇ ગયેલો જણાય છે?

ધણી જવાબ આપે છે:

ન કછુ કરતે ગિર પડ્યો, ના કાહે કછુ દીન;
દે તે દે તે ઓરકો, તાસે વદન મલીન.

કાંઇ રસ્તે પડી ગયું નથી, કોઇને મેં કંઇ આપ્યું નથી પણ બીજા એક જણને પુષ્કળ દાન કરતો જોયો ત્યારથી મને દીલગીરી થઈ છે!"

× × × ×

મી. સ્લોટનનો એક નકશો કેસ મી. ચાર્જમ સોલિસિટરે ચલાવ્યો હતો. મી. સ્લોટન સોલિસિટરની ફી આપવા તેની પાસે ગયો. બન્નેનાં કુટુંબો વચ્ચે ગાઢ મૈત્રિ હતી. સોલિસિટરે કહ્યું, "મી. સ્લોટન એટલી ઉતાવળ કરવા કંઈ કારણ નથી. ગમે ત્યારે પછી પૈસા આપજોને" "પણ હું તમારી ફી લાવ્યો છું" ગજવામાં બે પૌંડની નોટ પર આંગળી ફેરવતાં સ્લોટન બોલ્યો તેણે ધાર્યું કે એટલા પૌંડ ફી માટે પૂરતા છે. "તમારી કેટલી ફી?" "તમારા બાપ મારા ગાઢ મિત્ર હતા" સોલિસિટરે જવાબ આપ્યો "તેથી હું તમારી પાસે માત્ર વીશ જ પૌંડ લઇશ."

મી. સ્લોટન આશ્ચર્યચકિત થયો મ્હો મ્હેજ પડી ગયું. પછી સ્હેજ સ્વસ્થ થઇ બોલ્યો "ઇશ્વરનો ઉપકાર મી. ચાર્જમ, કે તમે મારા બપ્પાવાને નહિ ઓળખતા."

× × × ×

ડબ્લીનમાં એક વકીલ ઘણી જ ગરીબાવસ્થામાં ગુજરી ગયો. તેની દફનક્રિયા કરવા માટે શિલિંગ ફંડ કરવું પડ્યું. લગભગ દરેક વકીલ, સોલિસિટર, બેરીસ્ટર વિગેરેએ શિલિંગ શિલિંગ આપી ઉઘરાણું કરનારઓ મી. ટોલર પાછળથી જે લોર્ડ ચીફ જસ્ટિસ નોર્બરી થયા હતા, તેની પાસે ગયા મી. ટોલર બોલી ઊઠ્યા. "માત્ર એક જ શિલિંગ! એક વકીલને દફન કરવા એક જ શિલિંગ! લો આ એક ગિનિ લો અને એકવીસને દફન કરો."

— ભૈયાજી

# સમાલોચના

## નવા યુગની સ્ત્રી

લેખક શ્રી શારદાપ્રસાદ વર્મા પ્રકાશક યુગાન્તર કાર્યાલય, સુરત

કિ કાચુ પૂઠુ બાર આના પાકુ પૂઠુ એક રૂપિઓ પૃ ૧૨૮

જુજ પુરુષ પાત્રની મદદથી ભજવી શકાય એવા આ નાટકની પ્રસ્તાવના ગુજરાતના જાણીતા નવલકથાકાર શ્રી રમણલાલ વસતલાલ દેસાઇએ લખી છે

આ પુસ્તકમા કુલ ત્રણ નાટકનો સગ્રહ કરવામા આવ્યો છે (૧) નવા યુગની સ્ત્રી (૨) ચદનહાર (૩) મીરાબાઇ આ ત્રણે નાટકની વસ્તુ જૂદી જૂદી છે લેખક આ નાટકોમાની વસ્તુને સરલ વેધક અને આકર્ષક શૈલીમા રજુ કરવામા સફળ થયા છે

(૧) 'નવા યુગની સ્ત્રી મા સ્ત્રીત્વને નૂતનરૂપે ઘડવાના પ્રયાસ 'કુમારી' મડળ દ્વારા કરવામા આવે છે જીવન સ્વપ્ન બનાવી દેવામા આવ્યુ છે કુમારી મડળના અખડ કૌમારવ્રત પુરુષજાતિ તરફની ઇર્ષ્યાભર્યા ને મમતીલા નથી એ મડળના સભ્ય "જરૂર જણાશે તો આ જીવન સસારની શૃખલા નહી સ્વીકારે એ શબ્દોમા વ્રતનિરૂપણ કરવામા આવ્યુ છે ગામડામા જઇ ગ્રામોદ્ધારના કાર્યમા જીવનની સાર્થકતા પામવા પ્રયાસ થાય છે અને એ કાર્યનુ કાઠિન્ય "યમુના ના અનુભવોમા વાસ્તવિક રીતે રજુ કરવામા આવ્યુ છે

સસારી વાસનાઓથી પર નૂતનજીવન એકાકી ચરિતાર્થ કરવામા આતરજીવન સૂક્ષ્મ પ્રાકૃતિક તત્વો કવિશ્રેષ્ઠ રવિન્દ્રનાથ ઠાકુરના "પ્રકૃતિર પ્રતિશોધ'મા જગતનુ મિથ્યાત્વ માની યોગ સાધન બદ્ધ બનેલા સન્યાસીની જેમ "રશ્મિ વિના કૌમારવ્રત પુરુષ સાથેના મિલન-વચનમા પરિણામે છે એના સવાદો સુન્દર છે અને 'સમાજ આખમા નાખેલી ધૂળ સહી શકે છે શુદ્ધિ મહેતા એને કમ આચરે! આવતો હશે?' આવા આ સવાદમાના વાક્યો જેટલા વેધક છે એટલા જ સર્વજનિક સત્ય જેવા છે રસભગ પણ થતો નથી આમ હરેક દ્રષ્ટિથી લેખકે આ પ્રથમ નાટિકામા સફળતા મેળવી છે

(૨) ચદનહાર આ નાટિકામા આપણા સમાજની મધ્યમ કક્ષાના સ્ત્રીસમાજના માનસનુ સુન્દર નિરૂપણ ટુકમા કરવામા આવ્યુ છે જમાનાજુના 'ઝીણીમાશી' અને ઘરેણા માટે વલખા મારતી પતિના પર સકટ આવતા સમજણી બનતી 'પુનિતા'ના પાત્રોનુ આલેખન સરસ છે સમાજ માનસની તાદૃશતા સાથે સ્ત્રીહૃદયની કોમળ લાગણીઓ તે રજુ કરે છે

(૩) મીરાબાઇ ઇતિહાસ મશહૂર આ ભક્ત કવિને નાયક બનાવી "જીવનના ઉદ્ગાર" અને માનવીના હૃદય પર અધિકાર મેળવવા "પ્રેમ સામ્રાજ્ય" સ્થાપવાનો ધ્વનિ આ નાટિકામા છે

લેખકની 'એકનતા' 'રાજપુતી' 'રક્ષિણી જેવા શબ્દોની યોજના અવાસ્તવિક લાગે છે એટલી ટીકા સાથે આપણે જણાવીશુ કે આ ત્રણે નાટિકાઓ પોતપોતાની દિશામા લેખકની પૂરેપૂરી નહી તો ઘણે મોટે અશે સફળ કૃતિઓ છે આવી આકર્ષક નાટિકાઓ લખવા માટે લેખકને ધન્યવાદ ઘટે છે

— મ

## ૫૦૦૦ વર્ષ પૂર્વનું ગુજરાત : લેખક મણિભાઇ દ્વિવેદિ

એ નામનાં પુસ્તકમાં ગુજરાત વિષે અને મુખ્યત્વે કરીને દક્ષિણ ગુજરાતના પુરાતન અવશેષો વિષે રા. મણિભાઇ દ્વિવેદીએ ઉંડા અભ્યાસપૂર્વકની માહિતી આપી છે.

અમદાવાદના પુરાતન અવશેષો તથા ઇતિહાસ વિષેનું રા. રત્નમણિરાવ ભીમરાવ દિવેટીઆનું પુસ્તક જાણીતું છે. તે ઉપરાંત ઉત્તર ગુજરાત, અમદાવાદ તથા ખેડા જિલ્લાના ઐતિહાસિક અવશેષો વિષે મુંબઇના 'મ્યુઝિયમ' વાળા રા. રણછોડલાલ ધ. જ્ઞાનીએ એક લેખમાળા પ્રસિદ્ધ કરી છે. આમ જે કાંઇ ગણ્યાં ગાંઠ્યાં પુસ્તકો કે લેખો ગુજરાતનાં પુરાતત્ત્વ વિષે પ્રસિદ્ધ થયાં છે, તેમાં રા. મણિભાઇનું પુસ્તક મહત્ત્વનું છે; કારણકે દ૦ ગુજરાત એટલે નર્મદાથી લઇને તાપી–પૂર્ણા–અંબિકાના પ્રદેશમાં સંશોધન કરીને એમણે સિક્કાઓ, મૂર્તિઓ તથા બીજા અવશેષોનો અભ્યાસ કરીને દ૦ ગુજરાતના પુરાતન ઇતિહાસ કાળ, તથા પ્રાગૈતિહાસિક સમય વિષે પોતાનાં સ્વતંત્ર અનુમાનો તારવ્યાં છે.

પોતાનાં પુસ્તકમાં રા. મણિભાઇએ જે મુખ્ય અનુમાનો–આધારો ટાંકી બતાવીને–રજુ કર્યાં છે, તે હું નીચે ટુંકમાં આપીશ. એ અનુમાનો કયા આધારે એમણે બાંધ્યા છે, અને એમાં કેટલે અંશે ઐતિહાસિક સત્ય છે તેનો નિર્ણય. પુરાતત્ત્વના અભ્યાસીઓ એ પુસ્તકનો અભ્યાસ કરીને, કરે એવું હું ઇચ્છું છું.

૧ નર્મદા તથા તાપીના મૂળ માર્ગે પ્રાગૈતિહાસિક કાળમાં ઇજીપ્ત તરફથી, રાતા સમુદ્રને માર્ગે અસુરો હિંદને પશ્ચિમ કાંઠે આવીને વસ્યા હતા. આર્યો હિંદમાં આવીને વસ્યા તે પહેલાંના એમાના કેટલાક વસેલા એવું એમનું ચોક્કસ અનુમાન છે. એ અસુરોમાંની એક જાતિ તે નાગ જાતિ. એ નાગ લોકો તાપી–પૂર્ણા–અંબિકાના પ્રદેશમાં ઠરી પડી, અને પાછળથી સિન્ધુ ? મૂળ માર્ગે પંજાબ, કાશ્મિર, સિંધ વગેરે સ્થળે પ્રસરી હતી. એ અનુમાનને માટે રા. મણિભાઇ સારા સરખા આધારો ટાંકી બતાવે છે.

૨ નાગ તથા શિવ–લિંગ પૂજા આર્યેતર વિધિ છે અને તે આર્યોએ અસભ્ય અનાર્ય પ્રજાઓ પાસેથી લીધેલી એવો ઇતિહાસકારોમાં સર્વસામાન્ય મત છે, પરંતુ, રા મણિભાઇનો એવો અભિપ્રાય છે કે એ વિધિ આર્યેતર છે એ વાત ખરી, પરંતુ તે અસભ્ય (અનાર્ય ?) પ્રજા પાસેથી આવી એવું નથી. ઉલટું, નાગ લોકો જેવી સભ્ય અસુર જાતિ પાસેથી એ વિધિ આપણે લીધી છે. એ વિધિ નાગ લોકો પોતાની પિતૃભૂમિ ઇજીપ્તમાંથી સાથે લેતા આવેલા. એ અનુમાનને માટે પણ રા. મણિભાઇ સારાં કારણો બતાવે છે, તે પુસ્તક વાંચ્યે જણાશે.

નાગ લોકો શાક્ત સંપ્રદાયના હતા. અને તાપી નદીને કાંઠે આવેલાં લૈરવ–કામરેજનાં સ્થળોએ શાક્ત સંપ્રદાયનાં મુખ્ય થાણાં હતાં.

રા. મણિભાઇનું પુસ્તક મારા હાથમાં આવ્યું તે વખતે 'શક્તિ અને શાક્ત' નામનું Arthur Avalonનું અંગ્રેજી પુસ્તક હું વાંચી રહ્યો હતો. એ શાક્ત સંપ્રદાયનાં તંત્રો કે આગમો વેદથી સ્વતંત્ર અને ઘણાં પુરાણાં છે એવું તેમાં વાંચવામાં આવેલું. શાક્ત

સંપ્રદાય અવૈદિક છે, અને તે દક્ષિણ આચાર કે વામાચાર રૂપે મારા હિંદમાં એકવાર પ્રસરી રહેલો એવું તંત્રો ઉપરથી માલમ પડે છે.

રા. મણિભાઇનું પુસ્તક વાંચતાં એ મતનું સમર્થન થયું. કામરેજનાં કોટના ટીંબાના પેટાળમાંથી જે સિક્કા વગેરે મળ્યા છે તે ઉપરથી કામરેજની સંસ્કૃતિ ઘણી પુરાણી એટલે લગભગ ત્રણ હજાર વર્ષ ઉપરની જણાય છે. તે ઉપરાંત ભૈરવ–કામરેજમા મંદિરોની પુરાણી મૂર્તિઓ છે તેમાં કાલ ભૈરવ, ભૈરવી, એકાવીશ શક્તિ વગેરે મુખ્ય છે, એ ઉપરથી એ સ્થળ વીરાચારી શાક્તોની સાધનાપીઠ હશે એમ જણાય છે.

સાથે સાથે રા. મણિભાઇને જણાવી લઉં કે, ચલથાણથી કામરેજ જવાની સડક ઉપર કામરેજથી ત્રણ માઇલ દૂર વાવ ગામને પાદરે એક માતાનું મંદિર છે. એ મંદિર બંધાયાને થોડાં જ વરસો થયાં છે. એ મંદિરની જગ્યાએ અસલ લાલ પત્થરની કોતરી કાઢેલી મોટી અનેક શિલાઓ મેં નાનપણમા તળાવ કાંઠે રમતાં જોયેલી. એને અમે ૬૪ જોગણીઓ કહીને પૂજતા. આજે પણ તળાવની પાળ ઉપરની એક બે શિલા–મૂર્તિઓને વાવના અનાવિલ લોકો પોતાની કુળદેવી કરીને પૂજે છે. બીજી શિલાઓ એ તળાવની પાળ નીચે દટાઇને પડી છે. એ કોઇ મોટાં મંદિરનાં અવશેષો હોય તેમ જણાય છે. એ શિલાઓનો અન્વેષણપૂર્વક અભ્યાસ થાય તો એ રીતે પણ એ પ્રદેશમાં શાક્ત સંપ્રદાયનું થાણું હતું એમ પુરવાર થઇ શકે.

છેવટે, પુરાતત્ત્વમાં તથા પુરાતન ઇતિહાસમાં રસ લેનાર દરેક જણને હું એ પુસ્તક જોઇ જવાની વિનંતી કરું છું. — ર. દ. દે.

---

# કોંગ્રેસ પ્રધાનમંડળ

મદ્રાસની કોંગ્રેસ સરકારે બેકારોનું વસ્તીપત્રક બનાવવાનો નિર્ણય કર્યો છે. આંકડાઓ મળ્યા પછી બેકારી નિવારણ યોજનાઓ વિચારાશે.

મોટી ઉમ્મરના અભણ સ્ત્રીપુરુષોની કેળવણી માટે મુંબઇ સરકારે રૂ ૧૬૦૦ મંજૂર કર્યાં છે. આ માટેનો અખતરો માંડવી તાલુકાના અગેડ ગામે અગર બારડોલી તાલુકામાં શરૂ થવાની વકી છે.

ડૉ. ગીલ્ડરે ઇલાકાની ધારાસભામાં આયુર્વેદ તથા યુનાની વૈદિક પદ્ધતિને સરકારી મંજુરી આપવાની નીતિ જાહેર કરી છે. એ સંબંધી વિચારણા ચલાવી રહ્યા છે.

વરસાદની અછતને લીધે દખ્ખણમાં ખેડુતોને મુંબઇ સરકાર તરફથી મહેસુલમાં એકરે એક રૂપિયો રાહત મળી છે.

મધ્યપ્રાંતની અને વરાડની પ્રાથમિક અને માધ્યમિક શાળામાં મહાસભાના ઇતિહાસનું શિક્ષણ આપવામાં આવશે.

મહાત્મા ગાંધીજીની દાંડી કૂચની ફિલ્મ બતાવવા સામેનો પ્રતિબંધ સરકારે રદ કર્યો છે.

"રાષ્ટ્રનો સનુનાદ" અને "મીજબાની" પરના જપ્તીના હુકમ રદ થયા છે.

મધ્ય પ્રાંતના કેળવણી ખાતાના પ્રધાન અને ડો. કુમારપ્પાએ, કાકા કાલેલકર સાથે મળીને મહાત્મા ગાંધીની સૂચના અનુસાર પ્રાથમિક કેળવણીની યોજના તૈયાર કરી છે.

ત્રાવણકોર તરફથી હરિજનો માટે મંદિરપ્રવેશનું જાહેરનામું બહાર પાડયું તે માટે મદ્રાસ ધારાસભાએ તેમને અભિનંદન આપ્યાં.

મુંબઇ સરકાર પોલીસો અને પટાવાળાઓ માટે ખાદી યુનિફોર્મ અપાવવા વિચાર ચલાવી રહી છે.

મદ્રાસના કોંગ્રેસ પ્રધાનમંડળે કેળવણીની પુનર્રચના કરવા માટે જીલ્લા સ્કૂલ બોર્ડોને રદ કરી છે. જીલ્લા લોકલ બોર્ડ રદ કરવા પણ વિચાર ચલાવવામાં આવે છે.

સરહદ પ્રાંતની કોંગ્રેસ સરકારે ધારાસભામાં ઠરાવ કરી બચાવ માટે રાખવામાં આવતી નાની બંદૂકોને લાઇસન્સ લેવાની ફરજમાંથી મૂકત કરી છે.

સંયુકત પ્રાંતની ધારાસભામાં મોજશોખની વસ્તુઓ અને ઘોડદોડની શરતો પર કર નાંખવાનું બીલ પસાર કર્યું છે.

મુંબઇ સરકારે શારીરિક કેળવણી યોજના માટે એક સમિતિ નીમી છે. તે અંગે ૨૦,૦૦૦ રૂપિયા મંજુર કરવામાં આવ્યા છે.

મદ્રાસ સરકારે મુંબઇના સમાજવાદી મી. એસ. બાટલીવાળાની ધરપકડ કરી છે.

મુંબઇ સરકારે ગામડાઓના રસ્તા માટે કુલ ૩,૨૩,૦૦૦ રૂ. મંજુર કર્યા છે. ઉત્તર વિભાગને ૯૨,૦૦૦, મધ્ય વિભાગને ૧,૪૬,૦૦૦ અને દક્ષિણ વિભાગને ૮૫,૦૦૦ રૂ. મળશે. આ ગ્રાન્ટ ગામડામાં પહોંચવાના રસ્તાઓ માટેજ વપરાશે. જે ગામો મફત મજુરી આપશે તેના રસ્તા સુધારવાનું કામ પ્રથમ લેવામાં આવશે. મોટરની આવજા હોય ત્યાં વચ્ચે પથ્થરનો ૯ ફૂટ રસ્તો અને બન્ને બાજુપર રેતી અગર મરનના સાત સાત ફૂટના રસ્તા બનાવવામાં આવશે. મોટરની આવજા ન હોય ત્યાં ૧૫ ફૂટના રેતીના અગર મરનનાજ રસ્તા બનાવવામાં આવશે

યુકત પ્રાંતનું કોંગ્રેસ પ્રધાનમંડળ ધીમે ધીમે કરી પ્રાંતની જેલોમાંથી ૧૦,૦૦૦ કેદીઓ મૂકત કરશે.

મદ્રાસ સરકારે મદ્રાસ રેજીમેન્ટ નાબુદ કરવા જાહેર કર્યું છે.

સંયુકત પ્રાંતની ધારાસભાએ સ્પીકર કોઇ પણ સભ્યને હિન્દીમાં બોલવા રજા આપી શકે અગર ફરજ પણ પાડી શકે એવો ઠરાવ કર્યો છે.

મુંબઇ સરકારે હોસ્પિટલ ખાતામાંથી લે. સેક્રેટરીની જગ્યા કાઢી નાંખી છે, તેથી સરકારને દર વરસે ૧૬૦,૦૦૦ રૂ. બચશે.

તાડીમાંથી ગોળ બનાવવાનો અખતરો કરી જોવા માટે શેવગાંવની આસપાસના ગામોએ ખજૂરાં છેદવા માટે મહાત્મા ગાંધીને એક અપવાદ તરિકે મધ્ય પ્રાન્તની સરકારે છૂટ આપી છે.

અમદાવાદ મ્યુનિસીપાલીટીની આકી ગયેલી કેળવણીની ૧૬ લાખ રૂપિયાની ગ્રાન્ટ મુંબઇ સરકાર આપશે

અવિનય ભંગની લડત અંગે ગુજરાતમાં ૩૫૦૦ એકર કર્ણાટકમાં ૨૨૦૦ વીઘા ધારવાડમાં ૭૫ એકર અને બીજાપુરમાં બે એકર જમીન જપ્ત થઇ વેચી કાઢવામાં આવી હતી તે તેમના મૂળ માલેકોને પાછી આપવામાં આવશે

મુંબઇ સરકારે તા. ૧લી જુલાઇથી જંગલ અને બીન જંગલની જમીનોમાં ઢોરની ચરાઇ ફી લેવાનું બંધ કર્યું છે અત્યાર પહેલાં લેવાઇ ગયેલી ફી તાબડતોબ તેઓને પાછી આપવાના હુકમો અમલદારોને અપાયા છે.

૫૦૦ કે તેથી વધુ વસ્તીવાળા ગામે ગ્રામ્ય પંચાયત સ્થાપવા મુંબઇ સરકાર વિચાર કરી રહી છે

મુંબઇ ઇલાકામાં જેલોમાં મોટા સુધારાઓ કરવા ઓન. મી. મુનશી મંથન કરી રહ્યા છે.

ઓરિસ્સા પ્રધાન મંડળ અફીણનો પ્રશ્ન પહેલો હાથ પર લેશે.

મુંબઇ ધારાસભાએ જેમ બને તેમ જલદીથી ઇલાકામાં મફત અને ફરજીઆત પ્રાથમિક કેળવણી દાખલ કરવા ઠરાવ્યું છે

મુંબઇ ધારાસભાએ સભ્યોને ૭૫ રૂ. પગાર તેમજ બેઠકના દિવસ દરમિયાન ... રૂપિયા ભથ્થાના આપવા ઠરાવ્યું છે

સરહદ પ્રાન્તના વડા પ્રધાન ડૉ. ખાન સાહેબે રાજકિય કેદી સામેના કેસો ખેંચી લેવા હુકમ કર્યો છે

'ચીનની લડત' 'ગાંધી કૃષ્ણ આશ્રમ' '૧૯૫૭ના બળવાની બીજી બાજુ' 'ધર્મયુદ્ધનું રહસ્ય' એ પુસ્તકો પરના પ્રતિબંધ મુંબઇ સરકારે ઉઠાવી લીધા છે

સરહદની કોંગ્રેસ સરકાર ઓનરરી મેજીસ્ટ્રેટની સંસ્થા કાઢી નાખશે.

---

## પરશુરામ ભૂમિ.

સુરતમાં વ્યાપારી મહામંડળ સ્થાપવા માટે તજવીજ ચાલી રહી છે.

સરદાર વલ્લભભાઇના શુભહસ્તે હરિપુરામાં મહાસભાનગરનું ખાતમૂહુર્ત તા. ૧૨મીએ થશે.

સુરતમાં ધી સુરત રાષ્ટ્રિય મુસ્લીમ નવજવાન પાર્ટીની સ્થાપના થઇ છે.

નવસારીમાં ગઇ તા. ૨૬મીએ ચીન દીનની ઉજવણી ડૉ. ખંડુભાઇ દેસાઇના પ્રમુખપણા હેઠળ થઇ હતી

નવસારી પ્રગતિ મંડળની વાર્ષિક સભા મહુવર ગામે મે. સુમા સાહેબનાં પ્રમુખપણા હેઠળ મળી હતી

સુરતમાં સમાના વેપારીઓનું એસોશીએશન સ્થપાયું છે.

આગાખી કોમિસની બેઠક વખતે સુરત જિલ્લા બોર્ડની ઓફિસમાં ગાન દિવસ રાત પાસનો ઠરાવ પસાર કરવામાં આવ્યો છે.

શ્રી. નેહરૂ જ્યારે કોંગ્રેસના અધિવેશન પ્રસંગે હરિપુરા પધારે ત્યારે તેમને માન આપવું અને તે માટે ૫૦૦ રૂ સુધીનો ખર્ચ કરવા વિષેનો શ્રી અંબેલાલ દેસાઈનો ઠરાવ સુરત જિલ્લા લોકલ બોર્ડે સર્વાનુમતે પસાર કર્યો છે.

સુરત સ્ટેશને રેલ્વે લાઇન્સ ઓળંગતાં એક યુરોપિયન ગાર્ડ અકસ્માત ટ્રેન નીચે આવી મરણ પામ્યા.

બારડોલી તાલુકાના મોતા ગામે વીજળી પડવાથી બે મજુરો મરી ગયા હતા.

મઢીથી માંડવીનો રસ્તો ૧૮ ફૂટનો છે, તેને બદલે ૨૬ ફૂટનો કરવામાં આવશે.

નવસારી ખાતેથી રાષ્ટ્રપતિને ૧૯૮૭ રૂ. શ્રી કમળા નેહરૂ હોસ્પિટલ માટે આપવામાં આવ્યા હતા. નવસારી પ્રાંત પ્રજામંડળનું ઉઘરાણું રૂ. ૧૩૪૧-૪-૩નું હતું.

નવસારી સુધરાઈના સભ્ય શ્રી. દયાળજી ભવાનભાઈ મિસ્ત્રિએ સુધરાઈમાંથી રાજીનામું આપ્યું છે.

સુપા ગુરૂકુળ બ્રહ્મચારીની હોકી ટીમે સુરત પોલીસ હોકી ટીમને ચાર ગોલથી હરાવી છે.

મહાસભા મંડપના બાંધકામ માટે માલ ખરીદવાનું કામ શ્રી. મન્મુખલાલ શાહ અને મગનલાલ પટેલ વિ. ની તથા રેલ્વે સંબંધીનાં કામકાજ માટે શ્રી મથાભાઈ તેલીની નીમણુક થઈ છે.

ડો. ઘીઆ અને શ્રી પુરૂષોત્તમ ચૌહાણના પ્રયત્નોથી સુરતના ભંગીઓ હડતાળ છોડી કામે ચઢ્યા છે.

---

# ગુજરાત

નડિયાદ તાલુકાની લોકલ બોર્ડના મકાન પર રાષ્ટ્રધ્વજ ફરકાવવાનો નિર્ણય કર્યો છે.

કાઠિઆવાડ રાજકિય પરિષદના પ્રમુખ તરીકે દરબાર ગોપાળદાસ ચૂંટાયા છે.

રાજકોટ સ્ટેટમાં ખાંડના ઇજારાનો કાયદો રદ કરવામાં આવ્યો છે.

અમદાવાદની ગુજરાત કોલેજમાં ડિ. બા. કે. બ. ઠાકોરનું રેખાચિત્ર ખુલ્લું મુકવામાં આવ્યું છે.

વડોદરા-રાજ્યનાં કારખાનામાં કામ કરતી મજુર સ્ત્રીઓને સુવાવડ વખતે રોજના ૭ આના આપવા તથા પ્રસુતિ પછી બે માસ કામ પર ન ચઢાવવા ફરમાવ્યું છે.

વડોદરા સેકન્ડરી ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ તરીકે શ્રી. ગંગાચરણદાસ ગુપ્તા ૫૦૦ રૂ. ના માસિક પગારથી નીમાયા છે.

ઓખા પોર્ટના આસિ. ઓફિસર તરીકે શ્રી. ભીમભાઈ દેસાઈ નીમાયા છે.

અમદાવાદ મીલ મજુરોના સંઘની સમિતિએ ઠરાવ્યું છે કે હરિપુરા મહાસભાના અધિવેશન વખતે અમદાવાદથી કામદારોનાં એક સરઘસે પગપાળા કૂચ કરતા ત્યાં જવું.

ખાનગી વ્યાયામ શાળાઓને મદદ આપવા સંબંધી વડોદરા ગજ્યે એવો નિયમ કર્યો છે કે ઓછામાં ઓછા ૨૫ વિદ્યાર્થીઓ લાભ લેતા હોય તેવી વ્યાયામ શાળાને મદદ કરવી.

ગામડાઓની સુધારણા માટે વડોદરાના શ્રીમંત મહારાજાના જ્યુબિલિ ફંડમાંથી અમરેલી વિભાગને ૫૨૦૦૦ રૂ. મળ્યા છે.

રાષ્ટ્રપતિ જવાહિરને ગુજરાતમાંથી કુલ રૂ. ૭૬૩૪૯–૦–૦ શ્રી. કમળા નેહરુ સ્મારક ફંડ ખાતે મળ્યા છે.

અમદાવાદ જિલ્લામાં ઉમરભૂતો પાછો ધાડ પાડવા લાગ્યો છે.

# બૃહદ્‌ગુજરાત

પુના ગુજરાતી બંધુ સમાજના વાર્ષિક સ્નેહસંમેલન અને સમાજના સભ્યો તરફથી શ્રી પ્રહ્‌લાદનું ઉધાર્યા સંસાર–જેનું શ્રી અંબુ ક. વશીએ ગુજરાતી રૂપાન્તર કર્યું છે, તે શ્રી મુન્શીના પ્રમુખપદે ભજવવામાં આવ્યું હતું.

કોચીનમાં ગુજરાતીઓની સંખ્યા વધતી જાય છે. ગુજરાતીઓના વસવાટ મધ્યે ગુજરાતીઓએ એક મંદિર બંધાવ્યું છે

શ્રી રમણલાલ દેસાઇએ સીંગાપોર ખાતે જવાથી યાત્રા કરતાં ગુજરાતી યુવાનો સાથે વિવિધ વિષય પર ચર્ચા કરી હતી.

નાઇરોબીમા ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળની સ્થાપના થઇ છે.

એ મંડળે મહાકવિ ન્હાનાલાલનો મણિ મહોત્સવ ઉજવ્યો છે.

શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની પ્રેરણાથી જલગામમાં કિસાન સંઘની સ્થાપના થઇ છે.

# વિશાળ ભારત

જવાથી પાછા ફરતાં શ્રી રમણલાલ દેસાઇને સીંગાપોર ખાતે 'ઓગ્ગે સ્પોર્ટસ ક્લબે' માનપત્ર આપ્યું હતું.

શ્રી પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળનું આઠમું અધિવેશન મોમ્બાસા ખાતે થયું હતું.

પ્રો. યશપાલદેવ નામના એક યુવાન હિન્દીએ ડરબન વિ. શહેરોમાં યોગવિદ્યા અને ધનુર્વિદ્યાના હેરત પમાડનાર પ્રયોગો હિન્દી અને યુરોપિયન પ્રેક્ષકો સમક્ષ કરી બતાવ્યા હતા. બે કલાક સુધી જમીનમાં દટાઈ રહેવાનો પ્રયોગ પણ કર્યો હતો.

મોઝાંબિકમાં ૩૬૦૦ બ્રિટિશ હિન્દીઓ અને ૪૨૦૦ પોર્ટુગીઝ હિન્દીઓ છે. ત્યાંની સરકારે હિન્દીઓને સમાન રાજકિય હકો આપેલા છે. હવે પરદેશીઓને દાખલ થતા અટકાવવા કાયદાઓ સખત છે.

નાઇરોબીના પી. વી. મહેતાએ મુંબઇમાં યુરોપિયન અને ઇન્ડિયન પ્રોગ્રેસીવ ગ્રુપના સભ્યો સમક્ષ ભાષણ કરતા જણાવ્યું કે પૂર્વ આફ્રિકામાં હિન્દીઓ માટે રાજકિય અને આર્થિક કરતાં સામાજિક પ્રશ્ન મોટો છે યુરોપિયોની સેંકડો વરસો અગાઉ હિન્દીઓ

ત્યાં ગયા હતા. ખુણે ખુણે ફરી વળી સુધારા દાખલ કર્યા એટલુંજ નહિ પણ દેશની અભિવૃદ્ધિ કરી. કેન્યા-યુગન્ડા રેલ્વે બાંધવા હિન્દી કારીગરોને બોલાવવામાં આવ્યા. હવે તો ગોરાઓ હિન્દીને અપમાને છે અને તેમના તરફ સામાન્ય સભ્યતા પણ દાખવતા નથી. હિન્દી અને ઈંગ્લન્ડની સરકારે આ બાબતમાં કેન્યા સરકાર પર દબાણ કરવું જોઇએ.

જર્મીસ્ટોનના ઇન્ડીઅન બજારમાં હિન્દીઓની કાયદેસર પરણેલી સ્ત્રીઓની ધરપકડ કરવામાં આવી હતી. જર્મીસ્ટોનના કાયદા મુજબ માત્ર એશિયાટિકજ તે બજારમાં રહી શકે. એવી એક બાઇને છોડી મૂકતાં જજે ટીકા કરી કે પરણેલી બાઇ ધણી સાથે નહિ તો ક્યાં રહે? કાયદામાં ઘટતો ફેરફાર થવો જોઇએ.

જ્હોન્સબર્ગ સિટિ કાઉન્સીલ કલેરમોન્ટ ભાગ એશિયાટિકની વસાહત માટે કાઢવા માગે છે. પ્રિટોરીયા બહલે હિન્દી કોલેજ જો ત્યાં ઉઘાડવામાં આવશે તો આ બનશે. આ બંદોબસ્ત માટે ૪૦૦૦ યુરોપિયનોને ત્યાંથી ખસેડવા પડશે. તેઓ આનો વિરોધ કરી રહ્યા છે

કેનેડામાં ૧,૫૯૯, ઓસ્ટ્રેલિયામાં ૨,૪૦૪, ન્યુઝીલેન્ડમાં ૧,૧૬૬, ટ્રિનિડાડમાં ૧,૫૧,૦૭૬, ફીઝીમાં ૮૬,૦૦૨, બ્રિટિશ ગિઆના ૧,૩૮,૩૩૪, કેન્યામાં ૩૪,૯૯૫, યુનાઇટેડ સ્ટેટમાં ૫,૮૫૦, ડચ ગિઆનામાં ૩૬,૧૫૦, ઇજીપ્તમાં ૧૦૨૫, ચીનમાં ૪૦૦૦ હિન્દીઓ વસેલા છે.

ઈંગ્લેન્ડ, જર્મનિ, ઇટલિ અને જાપાનમાં ઇન્ડિયન ટ્રેઇડ કમિશનર નીમવામાં આવ્યા છે. ઇસ્ટ આફ્રિકા માટે (કેન્યા સહિત) એક ઓફિસરની પસંદગી કરવામાં આવી છે. તે કામકાજની પ્રાથમિક કેળવણી હાલ લે છે. મધ્યસ્થ સરકાર ઇજીપ્ત અને યુનાઇટેડ સ્ટેટમાં એવા કમિશનર નીમવા વિચાર ચલાવી રહી છે. કેનેડા, ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ અને ચીનમાં એવા અમલદારોની અગત્ય જણાતી નથી.

ઝાંઝીબારની હિન્દી સ્ત્રીઓ તરફથી ઝાંઝીબારમાં વસતા હિન્દીઓનાં દુઃખ નિવારણ કરવાની વિનંતિ કરતો એક તાર શ્રીમતી લીલાવતી મુન્શી એમ. એલ. એ. ને મળ્યો છે.

---

## પ્રકીર્ણ

હિન્દનું કુલ દેવું ૧૧૬૦ કરોડનું છે.

ડો. જાલ પાવરી અને તેમના પુત્રીએ હેર હીટલરની મુલાકાત લીધી હતી.

મુંબઇમાં આ માસે મુંબઇ ઇલાકા ગુમાસ્તા પરિષદ ભરાઈ.

હિન્દી લશ્કરના ખરચ અંગે ૧૨ કરોડ રૂપિયા ઇગ્લન્ડની સરકાર આપવા તૈયાર થઇ છે. એમ થતાં, બજેટમાંની વધારાની રકમ પ્રાંતોને વ્હેંચી આપવામાં આવશે.

મીસ આરોહામોના હાર્ડકેસલ યુરોપિયન યુવતિએ હિન્દુ ધર્મ સ્વીકાર્યો છે. હવે તેમનું નામ અરૂણા રાખવામાં આવ્યું છે.

કલકત્તા કોર્પોરેશને જેલ મુકત થયેલા કેદીઓને નોકરીઓમાં પ્રથમ પસંદગી આપવા ઠરાવ્યું છે.

કરાંચી લોકસ્ટ રીસર્ચ ઇન્ટોમોલોજીસ્ટે જુલાઇ ઓગસ્ટમાં બિકાનેર અને સરદાર શહાર તરફ તીડો આવવાનું જણાવ્યું છે. આ તીડો આફ્રિકામાં થતાં તીડો જેવાં છે અને અગ્નિખૂણા તરફ ગયાં છે. બાજરીના પાકને નુકશાન કર્યું છે. આ તીડોની પેદાશની વધઘટ હાથિયા ચિત્રાના વરસાદ પર આધાર રાખે છે.

સામાન્ય કોલસા કરતાં નાળિએરના કોલસા બમણો ઝેરી ગેસ ચૂસી લે છે એવી શોધ કરવામાં આવી છે. બ્રિટન અને ફ્રાન્સ નાળીએરના કોલસા ખરીદવા લાગ્યા છે. હમણાંજ ઇંગ્લેન્ડે એવા ૬૦૦ ટન કોલસાનો મલાયાને ઓર્ડર આપ્યો છે, લડાઇ પછી હિન્દમાં નાળિએરની કિમ્મત નજીવી થઇ ગઇ છે. આ નવી જરૂરીઆતથી એના ભાવ એકદમ વધશે. પણ નફાનો મેટો ભાગ સ્ટીમરના ભાડામાં ચાલી જશે.

રેલ્વે મેમ્બર અને ચીફ કમિશનર પાસે આગેવાનોનું એક ડેપ્યુટેશન ગયું અને રેલ્વે સ્ટેશન પર વેચાતો ખોરાક હલકો હોય છે અને ભાવ મોંઘા હોય છે એવી ફરિયાદ કરી. કોન્ટ્રાકટ બેજ વગર માટે આપવા, સ્ટોલોનું ભાડું ન લેવું, અગર તો દેખરેખ રાખના માટેનો ખરચ નીકળે તેટલુંજ રાખવું, જુદા જુદા માણસોને જુદી જુદી વસ્તુઓનાં કોન્ટ્રાકટ આપવાં એવી ભલામણ કરી છે. દીલ્હીમાં મળનાર આગામી વડી ધારાસભામાં આ બાબતનો નિર્ણય થશે એમ તેમને જણાવવામા આવ્યું છે.

૧૯૩૭ના સપ્ટેમ્બરની ૩૦મીએ પુરા થતા વરસમાં હિન્દુસ્તાનમાં ૭,૫૦૦,૦૦૦ ગાંસડી (દરેક ૪૦૦ રતલની) રૂનો પાક નીપજ્યો. દરેક ગાંસડીની સરાસરી કિમ્મત ૯૦ રૂપિયા આવી એટલે કુલ રૂ. ૬૬¾ કરોડનો માલ નીપજ્યો. ૨,૧૦૦,૦૦૦ ગાંસડી જાપાને ૨,૩૦૦,૦૦૦ બીજા દેશોએ, ૨ ૬૦૦,૦૦૦ હિન્દી મીલોએ લીધી. ૬૦૦,૦૦૦ ગાંસડી ઘરકામમાં વપરાઇ. આ વરસે કુદરતની કૃપાથી સારો પાક ઉતરવાના સંજોગો છે. પણ ભાવ ¾ ઘટી જશે એમ લાગે છે, એટલે ૨૦ કરોડ રૂપિયા ઓછી ઉત્પન્ન થશે. ચીન સાથે લડાઇમાં રોકાએલું જાપાન રૂ ઓછું ખરીદશે. હિન્દી મીલોએ ૧૦૦,૦૦૦ ગાંસડી રૂ અમેરિકાથી ખરીદવાનો ઓર્ડર મૂકયો છે. નવેમ્બરમા જાપાની ખરીદી ન ચાલે, તો ભાવ તદ્દન બેસી જશે. અમેરિકામાં ખેડુતોને ફી રતલે ૧૨ સેન્ટ સુધીની સરકારી લોન આપવામાં આવી છે. ઇજીપ્શિન સરકાર એવી લોન આપવા વિચારી રહી છે. આપણા ખેડુતોની કોણ સંભાળ લેશે?

મુંબઇ ઇલાકામાં પ્રત્યેક માણસ દીઠ આઇ. સી. એસ. નોકરોને ખરચ ૨ આના ૧ પાઇ આવે છે, બંગાળમાં ૧ આનો ૨ પાઇ અને મદ્રાસમા ૮ પાઈ આવે છે.

સલેમમાં મદ્યપાનનો બહિષ્કાર કરવામાં આવ્યો પછી મરીઆપ્પા નામનો એક માણસ તાડી પીવા ન મળવાથી તેના ઘરના છાપરા પર ફાંસો ખાઈ કોંગ્રેસને શ્રાપ આપતો મરી ગયો છે.

---

# અનુક્રમણિકા



---

પ્રતિ—દર માસની ૨૦મી તારીખે નિયમિત પ્રગટ થતું માસિક [illegible] લવાજમ હિંદમાં રૂ. ૩–૮–૦ બર્મામાં રૂ. ૩ અને પરદેશમાં શિલિંગ ૭.

પ્રકાશક : [illegible] પ્રકાશન [illegible] કાર્યાલય, [illegible]
[illegible]

# પૂર્ણા

તંત્રી :— રણછોડજી મરાગજી મહેતા

પુસ્તક ૧ નવેમ્બર અંક ૪


## એ—"ન"—ન જોઈએ

યુરોપની ધરતીને ધ્રુજાવનાર સમરવીર નેપોલીઅન બોનાપાર્ટનો લશ્કરી પડાવ રશિયાના મોસ્કો નગરમાં પડ્યો હતો. આલ્પ્સના બરફછાયાં શિખરો વીંધીને તેણે જગતને ચકિત કરી નાંખ્યું હતું. જગતમાં અસંભવ જેવી કોઈ ચીજ નથી એમ તેણે બનાવી આપ્યું પણ મોસ્કોના બજારમાં તેને એક જુદો જ અનુભવ લેવાનો હતો.

ચમચમ કરતી શિયાળાની કકડતી ઠંડી લોહીને થીજી નાંખતી હતી. આ ઠંડીના સપાટા ઓછા કરવા ચારે તરફ ધખધખ કરતાં તાપણાં તપી રહ્યાં હતાં. એ વખતે તેના સેનાનીઓ એક રશિયન કપ્તાનને પકડીને નેપોલીઅનની સામે લાવી ખડો કરી દીધો. રશિયા હાર્યું હતું છતા આ પંચ-હથ્થા પુરુષની આંખમાં કોઈ અજબ ચેતન ચમકતું હતું.

નેપોલીઅને એક તીખી નજર તેના પર ફેંકી હુકમ છોડ્યો: "એને જીવતદાન આપો પણ ત્યાર પહેલા એના જમણાં કાંડા પર શહેનશાહની મહોરની છાપ મારી છુટો કરજો."

નેપોલીઅનના નામનો "એન" અક્ષર કોતરેલો એક લોખંડી ટૂકડો ધખધખતા અંગારામાં નાંખવામાં આવ્યો. થોડીવારમાં તે લાલચોળ થઈ ગયો. સેનાનીએ તે કાઢી તરત જ આ રશિયન કપ્તાનના જમણાં કાંડા પર ગુલામીની નિશાની તરીકે ચાંપી દઈ તેને છુટો કર્યો.

બીજી જ પળે આ વીર-નરે પોતાની કમરે લટકતી સમશેર ખેંચી કાઢી અને તરવારે એક ઝટકે પોતાનું જમણું કાંડુ ઉડાવી દઈ તે કાંડુ ફ્રેન્ચ સૈનિક પર નાંખી વીજ ઝડપે અદ્રશ્ય થઈ ગયો.

નામોશીની છાપ લઈ જિંદગી વિતાવવા કરતાં એ "ન" નો નાશ કરી ખાંગે હાથે જીવવામાં એને પોતાનું અને પોતાના દેશનું ગૌરવ વધારે જણાયું.

—મ.

## ગૂજરાતી

એ ગૂજરાતની મૂર્તિ
એ ગૂજરાતની કીર્તિ. [ગીત]

ગોકુળને મથુરાથી માંડી પ્હોંચી પંચવટી
પાવાગઢથી પવને ઉડતી આવી દ્વારવતી:
[કોરસ] એ

અમરાઇની કોયલ રાણી નદી નદી નમતી,
વાડી, વછેરા ને ઘરગોખો ટહુકે ગુંજવતી :—એ—

અગીઆરીમાં આગ જળાવી મંદીરમાં દીવડી,
ઘડીભર બાંગ પુકારી ગાતી ઇશુની ગાનકડી :—એ—?

નવખંડ ને સાતે સાયર વ્હાણવટે ચ્હડતી,
જવાની લખમી લંકાનું સોનું લઈ વળતી :—એ—?

ભાલે ટીલડી ચંદર જેવી તારક-સુંદરડી,
કાંચળીએ આભલીયાં ઓપે કાને કનકકડી :—એ—?

રૂના ઢગ પર રૂપલા ઓઢણ ઓઢી નિત્ય સુતી
ડાંગરના ડુંગર પર બેઠી સોનાબાઇ સતી—એ—?

ભારત માની નાની છોડી મોંઘી લાડકડી
નવા યૌવને લે હિલોળા થનગનતી કલુડી—એ—?

—અ.

# કુબેર ભંડારી-ડાંગનો પ્રદેશ *

ાગ સૌને છે પણ ડાંગનો પ્રદેશ દક્ષિણ ગુજરાતનો તો
તંત્રી : ઘણા થોડાનેજ આવતો હશે !
જરાતનો કુબેર-ભંડારી કહેવાનું કારણ પણ છે. દક્ષિણ
પુસ્તક ૧ ર આવેલી તાપીથી માંડી ધરમપુરના રાજ્યની દક્ષિણ સીમા અને
ક નક્કી કરી આપતી દમણગંગા નદી સુધીનો બધો ભાગ

વચ્ચેના પ્રદેશને જળમય કરતી પૂર્ણા, અંબિકા ને ઝાંખરી આવે
ગુરૂપની ઘાંથી જળ ભરીને. કાવેરીનો જન્મ વાસદા રાજ્યમાં ડાંગની સરહદે.
પરાવ રશિયાના ઉત્તર સરહદે વહેતી 'તાન' અને સુલગાણાની ડુંગરાળ બારીઓ વટાવી
વધીને તેણે બાંબા નજીક મિલનથી બનતી ઔરંગા નદીનાં મૂળ પણ ડાંગનાં વનોમાં.
ગીજ નથી ા મધ્ય ભાગે 'નાર'ના નીરથી પુષ્ટ થતી 'પાર' નદીનો પ્રવાહ ડાંગમાંથી
ને[1] મહાકાની દમણ-ગંગાનો જન્મ ડાંગમાં.
તૂટો જ ર આ બધી નદીઓનું એક બીજા વચ્ચેનું અંતર તપાસો તો ભાગ્યેજ દસ-બાર
કોશનાં વધારે મળે. આમ દક્ષિણ ગુજરાતને રસાળ બનાવનાર આ બધી અને તેને
આનારી 'ગીરા' જેવી મોટી કે નાની નદીઓનાં મૂળ ડાંગમાં હોવાથી હું ડાંગને દક્ષિણ
ગુજરાતનો કુબેર-ભંડારી કહું છું.

ગુજરાત-કાઠીઆવાડને ડાંગ ઇમારતી માલ પુરો પાડે છે. એની દૌલતવાળી ધરતીમાં
જુના ઇમારતી માલને, એ જાતના માલના ઢગમાંથી સહેલાઈથી જૂદો પાડી શકો એવો
વિશબંધ ડાંગી માલ હોય છે

બીનાશ પચેલા, રોગના રહેઠાણ સરખા મનાતા ડાંગના પ્રદેશને જંગલી ભાગ તરીકે
ખવામાં આવે છે. એ પ્રદેશનું રાજ્યધારણ પણ અલગ પ્રકારનું. ડાંગ દીવાન અને
ંગલના ડીવીઝનલ ફોરેસ્ટ ઓફીસરના હાથ નીચે તેનું આખું તંત્ર ખાસ કાયદા કાનુનોથી
ચલાવવામાં આવે છે. એમ છતાં એટલું તો કહી શકાય કે ડાંગ અને તેની આસપાસના
પ્રદેશને જેટલો જંગલી હાલમાં માનવામાં આવે છે એટલો અસભ્ય જાતીઓના વાસ
સરખો એ પ્રદેશ પુરાતન સમયમાં ન હતો.

નામ પાછળ આવતી અટકો કેટલીકવાર ગામ કે પ્રદેશની સૂચક હોય છે. મહારાષ્ટ્રિય
સારસ્વત અને દેશસ્થ બ્રાહ્મણોમાં 'ડાંગી' 'ડાંગે' એવી અટક છે તે આ પ્રદેશની જુની
વસ્તીની સૂચક છે-જો કે પેશ્વાઈ અમલમાં જકાતખાતાના એક હોદ્દાને પણ આ અટકોને
મળતાં નામથી ઓળખવામાં આવતો.

---

* આ નિબંધ નવસારીના શ્રી સ્વાધ્યાય મંડળની સભામાં તા. ૩-૧૦-૩૭ના રોજ
વંચાયો હતો.

1. ધરમપુર રાજ્યનો એક તાલુકો.

મની ગયા હતા ૪ માનમાગીની એકાદ ડગનાગ વાડીમા નાના મન્ખા તોફાનનુ ઝમકનુ થતાં તેનો પવન એસી તેનુ માઇન ઉત્તર તાપી કાઠે આવેલા ચીખલી (ગગથા) ક આગમાનના જગગોમા થઇ ગજપીપળાના ડેડીઆપાડા કે વાલીઆ તાલુકાએ સુધી પહોચી જતો અને લક્ષ્ય જીલ્લાના ગામોમા ભીલોના લુટેરૂ ટોળા ઉ રી પડના

સન ૧૮૧૮મા હોલ્કરે અગ્રેજો સ થે મ-ડેશ્વર મુકામે તહ કરી આ તહ મુજબ હ નના પશ્ચિમ ખાનદેશન ટલોક મુલક અગ્રે તેના કબજામા આવ્યો પ્ટન બ્રીગ્ગે આવી ચદોન્મા પડાવ નાખ્યો ઇન્દ્રાદ્દી પહ ડી ઘ ટ કબજે થતા નાગનાણુનો પ્રદેશ અને સટ ણુની ડાગ-મારી તથા જગનના કિ નઓ અગ્રેજોના હાથમાં આવ્ય પુનાને સિહ સનેથી ખડકીના સગ્રામ પછી નાઝીગવ પેશ્વ ની સત્તા તુટી પડી હતી અને મ.જીગન ગોદાવરીના મૂગ આગગના ડાગના પ્રદેશમા દબાનો છુપાનો પોતાની ખે નાયની સત્ત પાછી મેગવવા નાગપુગ્ના અપ્પા મહેબ ભોસને સાથે નિષ્ફગ છુપા મદેશા ચનાવી રહ્યો હના કેપ્ટન બ્રીગ્ગે આવી ચદો નો કિલ્લો અને તે ાઆગપાગના પ્રદેશમા કપની સ ગની સત્તા જમાવી તે મમયનો આ પ્રમગ

મન ૧૮૧૮ થી ૧૮૨૫ સુધીમા ૭ વગ્મના ગાગામા ખ નદેશમા ચદોગ અને ધરણગામ એ બે ગ્ગ્રેજ કપની સગ્કારના થાણા થયા પણ આ બે સ્થળોની વચ્ચે પશ્ચિમ ભ ગ આવેના ડાગ અને તેની આમપામના પ્રદેશમા વમતી પ્રગને કેજ કરવામા ન આવે ત્યા સુધી આ પ્રદેશની ખીનવણી થઇ શકે એમ ન હતુ એવુ તે વખતન ક નની સરક ન હકૂમત ગેને જણાયુ બીજી પણ એક મામતે ડાગ તગ્ફ આ વેપારી ગજકર્તાઓનુ ધ્યન ખેચ્યુ હતુ-અને તે ડાગી ઇમાગ્તી માને આ બન્ને હેતુઓસગ ડાંગને એમપો થા પાડવુ હતુ ભીન પ્રજા પગ ક પ એમાડી તેની લડાયક મનોવૃત્તિને ન મગા કગ્વી હતી

એથી એમપો આ પ્રગ્ન માટે ખાગ ભીન એજન્ટો નીમ્યા આમ છતા લશ્કરી મગ વિના એ પ્રજા ગણુમા આવી શ એમ ન બની પગુ સહયાદ્રિના કગડઓ અને ધા જગનની જટાજુટ તથા ખગ્ગ હવ પ ગીમા મહા થી આણેના નગ્કગ, વા-વનની વાઘની ગ્ગગગ આ ભીનેરી વસ્તીના જ્વાળામુખીના ઉત્પ તની જેમ એકાએક ઉછળી આવી બીજી પળે શમી જનાન તોફાને અટમાવી શ એમ ન હતુ એમના શસ્ત્ર-સાધનો આ જગગોની ગક્ષમી ઘનઘગઓમા વિફગ જતા પણ તેમના બુદ્ધિચાતુરે એમ અમગગ માર્ગ યોજી કાઢયો અને એ ભીન પ્રજામાંથી એક ભીન પનટણ ખડી કગ્વાનુ નક્કી કર્યું તેક જેમ્મ આઉટગમે આ માર્ગ કગ્વાનુ બીડુ ઝ પ્યુ કામ સહેલુ ન હતુ પણ ગ્યવહાર-ચ તુર્યથી આઉટગમે તેમા મફગતા મેળવી એ ભીન પનટણ કેવી યુક્તિથી પ્રથમ ગ્ચવામા આવી એને લગતી હકીકતો લેફ આઉટગમના એક પત્રમાથી જાણવા મળે છે એથી એમના શબ્દોમા તેનો માર અહ ગ્જુ કરીશુ[૫] પોતાના પત્રમા તે જણાવે છે—

૫ લેન મેમ્સ પર લેફ જેમ્સ આઉટગમે તા ૮ જાન્યુ ૧૮૨૮મા લખેલો પત્ર

"આ કામ પાર પાડવા માટે હું પ્રથમ ભીલોના વાસમાં રહેવા ગયો. ત્યાં રહીને તેમાંના બે ચાર માણસોને મારા મળતીયા બનાવી લીધા. આ માણસોની મારફતે તેમના નાયકો પાસેથી બીજા વધુ ઇસમોને મારા તરફ ખેંચવા પ્રયાસ કર્યો અને તેમને સુબેદાર બનાવવાની લાલચો આપવામાં આવી. વળી તેમને એમ પણ કહેવામાં આવ્યું કે તેમને થોડો વખત મારી સાથે રહેવું પડશે. એ ગાળા દરમિયાન તેઓ જો વિશ્વાસપાત્ર જણાશે તો પછી સુબેદાર બનીને તેઓ પોત પોતાને ગામે જઇને રહી શકશે.

આ અખતરાથી ચાર-પાંચ માસમાં જ હું સારી સંખ્યા એકઠી કરી શક્યો ..... ત્યારબાદ તેમને જામગરીવાળી ભડાકીયા બંદુકોને બદલે ટોટીની બંદુકો પોતાના રક્ષણ માટે વાપરવાનું સમજાવી શક્યો આ પછી મેં જુવાનીઆ અને ઘરડાઓને જુદા પાડયા અને તેમને સમજાવ્યું કે તમારી વફાદારીની ખાત્રી સરકારને એમને એમ ન થાય. એ ખાત્રી તો ત્યારે જ થાય કે જ્યારે તમે થોડી કવાયત શીખો ને લશ્કરી તાલીમ લો. ઘરડાઓને આ તકલીફ ન આપીએ પણ તમે જુવાનીઆએ તમારી વફાદારી બાબત સરકારને ખાત્રી કરી આપવા આટલું કરવું જ જોઇએ બુઢ્ઢાઓ આ તકલીફમાંથી બચી જતા હોવાથી તેમણે જુવાનીઆને તેમ કરવા સમજાવ્યા, ભીલોને તેમનાથી ઉતરતી જાતિના માણસો સાથે ભેળવવામાં આવે તો એમને પોતાનું જાતિ અભિમાન જાગ્રત થઇ આવે છે એટલે તેમ ન થવા પામે તે સારૂ મેં ઉચ્ચ વર્ણના માણસોને તેમને તાલીમ આપવા માટે રોક્યા. અને તેમના તરફ સમાન દરજ્જાનો વર્તાવ રાખવામાં આવ્યો એટલે તો તેઓ ખૂબ જ ખુશ થયા". આ રીતે ડાંગ અને તેની આસપાસના પ્રદેશની લડાયક ભીલ જાતિનો સામનો કરવા ભીલ-પલટણ ખડી કરવામાં આવી

આ પલટણના માણસોનો પગાર રોકડો ચૂકવી આપવામાં આવતો તેમને રોજના આના બે રોકડા અને માસ આખરે વધારેમાં આના દસ થી બાર બાકી રકમે મળી માસિક રૂા સાડાચાર સુધીનો પગાર આપવામાં આવતો અને એ ઉપરાંત નામદાર કંપની સરકાર બહાદુર તેમને વરસ દીવસનો લશ્કરી પોષાક પણ આપતી તેમના "Perfect Uniform" માટે માથા દીઠ વાર્ષિક ખર્ચ રૂા. સાડાત્રણથી પણ કમી થતું હતું. લગભગ એ સમયની આસપાસમાં ગાયકવાડ સરકારના સિબંધીઓને પણ માસિક રૂા. ત્રણનો પગાર મળતો.

આ રીતે ભીલ પલટણ રચવામાં તો આવી પણ નામદાર સરકારના લશ્કરી અમલદારોને હજામોએ મુંઝવણમાં નાખી દીધા હતા. ભીલ જેવા પછાત વર્ગના લોકોના માથાં બોડવાનું કામ હજામોએ કરવા ના પાડી. આ નાઇ-બ્રાહ્મણ સંઘનો અસ્ત્રો ભીલ જેવી અઢારમી વરણના માથા પર ફેરવવા એમનું એ તેમને પોતાની જાતને હલકી પાડવા જેવું લાગ્યું. લશ્કરી અમલદારો અને પલટણના માણસોમાં આથી ખળભળાટ મચી ગયો અને કોઇ કોઇ સ્થળે તો માથાં મુંડવા ઘ્યાણ પણ થયા સરકારે આ માટે અલગ વ્યવસ્થા કરી આખરે આ ધર્મસંકટનો તોડ કાઢયો.

આ રીતની વ્યવસ્થા થયા પછી ડાંગ અને તેની આસપાસના પ્રદેશમાં રહેતી તોફાની ભીલ જાતિઓને કાયદાને માન આપી ચાલવાની તાલીમ આપવાની, ડાંગની અસભ્ય

જાતિઓને સભ્યતા શીખવવાની અને સુરતના ઇમારતી લાકડાંના વેપારીઓને હાથે થતી તેમની લુંટમાંથી બચાવી લઇ ડાંગને સભ્ય બનાવવાની ઉદાર વૃત્તિ જાગ્રત થઇ આવી. સન ૧૮૨૫ પછી આ કુશળ રાજનીતિજ્ઞોએ ભીલ–લશ્કરની મદદથી એ અસભ્ય જાતિઓને સભ્યતાના પાઠ આપવાનું કામ શરૂ કર્યું.

અને સન ૧૮૩૫ના એપ્રીલ માસમાં તે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના ડાયરેકટરોએ લેફ. આઉટરામ અને મેજર ઓવાન્સે ભીલ જેવી અસભ્ય અને લુટેરૂં જાતિઓને સુધારવા સારૂ ઉઠાવેલી જહેમત માટે અભિનંદનો વર્ષાવી જણાવ્યું કે "They are now prosperous agriculturist Community." આ શબ્દો ઉચ્ચાર્યાને સો વરસો યુગ થઇ ગયા બાદ આજે પણ આપણે ડાંગના કહેવાતા રાજાઓના અલંકારમાં લાલ પાઘડી અને લંગોટી અને ખોરાકમાં નાગલી સિવાય બીજું ઉમેરાયલું જોઈ શકતા નથી.

પણ આ બધી પરોપકારવૃત્તિની પાછળ કંપની સરકારની વેપારી નીતિ કામ કરી રહી હતી. ડાંગના જંગલોએ તેમની નજર તે તરફ વાળી હતી. એ જંગલોનો વેપાર હાથ કરવો હતો અને નિરાપદ ધંધો ચાલે તે માટે તેને માર્ગના કાંટા સાફ કરવા હતા.

(અપૂર્ણ.) — મણિભાઇ દ્વિવેદી

---

# નૂતન વર્ષાભિનંદન

ઉગે છે આ ઉષા જ્યોતિ, આભને આંગણે રૂડી  
કુંકુમે સાથિયા પૂરી, વેરતી મધુરાં ફુલો.  
અમલ કમળ જો આ પાંખડીઓ ઉઘાડે  
અધિક હૃદય ભાવે, ભાનુના ભર્ગ ઝીલે;  
અવનવી રૂડી કાંતિ, પ્રેમ–ઉત્સાહ પ્રેરો  
ઉદિત નૂતન વર્ષ, ચેતના દિવ્ય સ્ફુરો.  
સ્નેહ, સૌજન્યનાં ભાવો, મીઠાં જે હૃદયે રહ્યા  
પોષજો પ્રેમથી તેને, વિશ્વકલ્યાણ સાધવા.

ઉ. જે. મહેતા.

# જય–પરાજય

'મહીધર, શું શ્રાવસ્તી નરેશે કાશીગ્રામને કબજે કર્યું છે?' મગધરાજ અજાતશત્રુ ક્રોધપૂર્વક બોલ્યો.

'હા મહારાજ, અને કહેવડાવ્યું છે કે એ ગ્રામ મગધરાજને કંઈ હંમેશને માટે આપવામાં આવ્યું ન હતું.'

'શું કોશલનરેશ એમ સમજે છે કે મગધરાજે સન્યાસ લીધો છે? શું મગધના યોદ્ધાઓ નિર્વીર્ય થઈ ગયા છે?'

મગધરાજ ક્રોધપૂર્વક આવાસમાં ફરવા લાગ્યો. થોડીવાર પછી તે બોલ્યો, 'મહીધર, સેનાપતિ ને કહે સેના તૈયાર કરે. આપણે શ્રાવસ્તી પર આક્રમણ કરવાનું છે. કાશીગ્રામ પિતાજી મને આપી ગયા છે અને મારે બાહુબળે એ પાછું મેળવવું પડશે.'

મહીધર ગયો. મગધરાજ ઉત્તેજીત અવસ્થામાં આવાસમાં કોશલનાં ચિત્રો જોવા લાગ્યો. શ્રાવસ્તીનું ચિત્ર ફાડી નાખ્યું. પ્રસેનજીત–કોશલનરેશનું ચિત્ર જોઈ ઉલટાવી નાંખ્યું. રાજકુમારી વજીરાનાં ચિત્ર આગળ આવી તે કાંઈક શાંત થયો. અતીત કંઈક યાદ આવ્યું. મગધરાજની આંખે અંધારાં આવ્યાં. તે શીઘ્રતાપૂર્વક આવાસની બહાર ચાલી નીકળ્યો.

૨

શ્રાવસ્તી નરેશ મહાકોશલની એક પુત્રીનું પાણીગ્રહણ મગધના રાજા શ્રેણિક બિંબિસારે કીધું હતું. રાજા મહાકોશલે પોતાની પુત્રીને નહાન–ચુર્ણ–મુલ્ય (નહાવા અને શૃંગારચૂર્ણ)ના ખર્ચ માટે કાશીનું એક ગામ આપ્યું હતું. તે ગામની આવક એક લાખ મુદ્રા હતી. રાજા બિંબિસારનાં મૃત્યુ પછી તેની રાણી પણ પતિવિયોગમા મૃત્યુ પામી. રાજા મહાકોશલના પુત્ર પ્રસેનજીતે કાશીગ્રામ પુનઃ કબજે કીધું અને મગધરાજ અજાતશત્રુને કહેવડાવ્યું કે એ ગ્રામ ફક્ત મહાકોશલના પુત્રીના જીવન સુધી જ મગધરાજને આપવામાં આવેલું હતું. મગધરાજે એનો પ્રતિકાર કીધો અને કોશલ અને મગધના ખડગો એક બીજા સાથે અથડાયા.

૩

'મહારાજ,' શ્રાવસ્તીનો સેનાપતિ બોલ્યો, 'મગધરાજ અજાતશત્રુની સેનાએ મહાનીરાને કાંઠે પોતાનો પડાવ નાંખ્યો છે.'

'મગધરાજને એકવાર પુનઃ કહાવી દે કે આ તમને શોભતું નથી. મહાનીરાને કાંઠેથી પોતાની સેના શીઘ્ર ખસેડી લો નહિ તો શ્રાવસ્તીની સેના તમારા પર આક્રમણ કરશે.'

'મહારાજ, મગધરાજ ઘણા જ ઉગ્ર સ્વભાવના છે અને આજુબાજુનાં ગ્રામોના રહેવાવાળાને અત્યંત કષ્ટ આપે છે.'

'તમે જઈને આપણી સેનાને સતર્ક રહેવા કહી દો.'

સેનાપતિ ગયો. પ્રસેનજીત હસ્યો અને બોલ્યો, 'મૂર્ખ અજાતશત્રુ, એક ગ્રામને ખાતર આટલી બધી ચેષ્ટા. પરંતુ કોશલનરેશ તાગથી ડરી જાય તેમ નથી.'

'પિતાજી' પ્રસેનજીતની પુત્રી આવીને બોલી, 'શું શ્રાવસ્તી અને મગધ વચ્ચે વિગ્રહ જાગ્યો છે?'

'જાગ્યો તો નથી પણ જાગશે'

'કારણ?'

'કારણ એજ કે તારી ફુઇને આપેલું ગામ તેમનાં મરણ પછી પાછું કબજે કર્યું છે.'

'આપેલું ગ્રામ પાછું કબજે કર્યું?'

'હા, એ ગ્રામ કંઇ મગધરાજને આપવામાં આવ્યું ન હતું, એ કોશલનરેશની પુત્રીને આપવામાં આવ્યું હતું. કોશલનરેશની પુત્રી મગધમાં નથી એટલે ગ્રામ મગધરાજનું શી રીતે થઇ શકે છે?'

વજીરાને છેલ્લા શબ્દોએ કંઇક મુંઝવી દીધી. થોડી વારે તે બોલી, 'પિતાજી, તમે મગધરાજના માતુલ છો. એ ગ્રામ ભાણેજને પુષ્પપર આપ્યું હોત તો!'

વજીરા તીવ્ર વેગે બહાર ગઇ. પ્રસેનજીત ચૂપ ઉભો રહયો.

૪

વજીરા પોતાની સખીઓની મંડળીમાં આજે ઉદાસ હતી. તેને પોતાનું બાળપણ યાદ આવ્યું. પોતાની વિમાતા સાથે આવેલો અજાતશત્રુ યાદ આવ્યો. ઉગ્ર મગધરાજ તે વખતે અજાતશત્રુ તરિકે સંબોધાતો હતો. રમતગમતમાં અજાતશત્રુ વજીરાનો સાથી થતો હતો. અનેક પ્રકારની ક્રીડાઓ અને રમતો યાદ આવી. સદાનીરાના જળમાં રમત કરતા જ્યારે તેનો પગ લપસી ગયો હતો ત્યારે અજાતશત્રુએ તેને બચાવી લીધી હતી. આજે અજાતશત્રુ, મગધરાજ અજાતશત્રુ બનીને મગધના અપમાનનો પ્રતિશોધ લેવા માટે સદાનીરાને કાંઠે ઉભો રહી શ્રાવસ્તીની સેનાને લલકારી રહ્યો હતો. શું એ વ્યર્થ યુદ્ધને રોકી ન શકાય? તેણે સાંભળ્યું હતું કે શ્રાવસ્તીની એક ટુકડીને મગધરાજે જોતજોતાંમાં કાપી નાખી અને શ્રાવસ્તીની સેનાનું પલાયન ઘણુંજ હાસ્યજનક હતું. તેને પિતાના શબ્દો યાદ આવ્યા. શું કોશલનરેશની પુત્રી મગધની રાણી થાય તો આ વિગ્રહ અટકી જાય? તે વિચારમાં ઊંડી અને ઊંડી ઉતરતી ગઈ.

૫

'મહારાજ, મગધરાજે શ્રસેનની સેનાને પણ ક્ષતવિક્ષત કરી નાંખી છે. મગધરાજના પરાક્રમ આગળ શ્રાવસ્તીની સેના નાશભાગ કરી રહી છે.'

'સેનાપતિ દીર્ઘકારાયણને ઉત્તર તરફથી આક્રમણ કરવાનું કહો. શ્રાવસ્તીના સૈનિકોને પૂર્વજોના ગૌરવનો ખ્યાલ કરાવો. સમ્રાટ મહાકોશલની વિકટવાહિનીએ કરેલાં પરાક્રમ યાદ દેવડાવો. દૂત, શ્રાવસ્તીની સેના અજેય હતી—તેના હારવાથી થતું લાંછન સૈનિકોને સમજાવો.'

પ્રસેનજીત ઉત્તેજીત અવસ્થામાં બોલવા લાગ્યો, 'હું વૃદ્ધ ન હોત તો આજે મગધની સેના ચાંચડની માફક ચોળી નાંખતે.' વજીરા આવી અને બોલી, 'પિતાજી, વિગ્રહ લંબાશે તો શ્રાવસ્તી પર પણ માગધી સેનાનું આક્રમણ થશે એમ લાગે છે!

પ્રસેનજીત હસ્યો અને બોલ્યો, 'પુત્રી, પ્રસેનજીત વૃદ્ધ થયો છે પરંતુ મૃતક બન્યો નથી. મગધરાજને સદાનીરાને ઓળંગવા પહેલા રક્તની નદી ઓળંગવી પડશે.'

વજીરા ચૂપ ઉભી રહી, પ્રસેનજીત બહાર ગયો.

૬

'પિતાજી તમે મને તમારી આયુધશાળા બતાવવાનું કહેતા હતા તે ક્યારે બતાવશો?

ચાલ પુત્રી હમણાંજ બતાવું. કદાચ અસ્ત્રોનો ફરી પ્રયોગ કરવાનો સમય પણ આવે!

પિતા અને પુત્રી આયુધાગારમાં ગયાં એક મજબૂત અને સુડોળ ધનુષને બતાવી પ્રસેનજીત બોલ્યો, 'વજીરા, આ ધનુષ પર પ્રપંચા ચઢાવી શકે એવો વીર હવે શ્રાવસ્તીમાં રહ્યો નથી. હું યુવાવસ્થામાં એ વડે આ બેટમાં વન્ય પશુઓ મારતો હતો.'

'શું સેનાપતિ દીર્ઘકારાયણ પણ એ ધનુષ વાપરી શકતા નથી?'

પ્રસેનજીત હસ્યો અને બોલ્યો, દીર્ઘકારાયણ હજુ બાળક છે. એ ધનુષને બરાબર ઝાલી શકે તો જ બસ છે. વજીરા, આજે પ્રસેનજીત વૃદ્ધ છે માટે મગધરાજ સદાનીરાને કાંઠે આવવાની ધૃષ્ટતા કરી શક્યો અન્યથા હું તેને ભાગીરથીને પેલે પાર જ રગદોળી નાંખતે.'

વજીરા શાંત ઉભી રહી. એક મોટું ખડગ બતાવી પ્રસેનજીત બોલ્યો, 'પિતાજીના સમયમાં કાશીરાજના સેનાપતિની હત્યા આજ ખડગ વડે મેં એક જ ઘાથી કીધી હતી આજે એના પર કાટ ચઢવા લાગ્યો છે. તારા ભાઈ વિદુરથથી તો એ બરોબર ઉંચકાતો પણ નથી'

બન્ને આગળ વધ્યાં. એક ગદા બતાવી વજીરા બોલી, 'પિતાજી આ ગદા કોની છે?

'એ ગદા ગાંધારના એક યોદ્ધાની છે. દ્વંદ્વ યુદ્ધમાં મેં તેને હરાવ્યો હતો. આજે તક્ષશીલાના વિદ્યાર્થી જીવનના મારા તે દિવસો આંખોની આગળ તરી આવે છે——હાય તે મધુર અતીતની સ્મૃતિ કેટલી કટુતા ઉપજાવે છે!

એકાએક સેનાપતિ દીર્ઘકારાયણ આવ્યો. તે પુષ્કળ હાંફતો હતો. 'મહારાજ' તે બોલ્યો, 'મગધરાજના પ્રચંડ આક્રમણ આગળ આપણી સેના પલાયન કરી રહી છે. તમે આવો તો સૈનિકોમાં ફરી સાહસ આવે.'

પ્રસેનજીતની આંખો લાલ થઇ ગઈ. તેનાં નસોનાં ક્રોધથી ફાટવા ન તમારાં અથવા જાણે તેનાં ક્રોધથી ડરીને પલાયન કરી ગઈ. ભૃત્યને બોલાવી તરત પોતાનું છે—તમારા... ન કર્યું. જુનું ધનુષ ઉતારી પળમાત્રમાં પ્રપંચા ચઢાવી ટંકાર કરી પિતાની આ અવસ્થા જોઇ આશ્ચર્યચકિત થઇ ગઇ. પિતાની વૃદ્ધાવસ્થા બોલ્યો, 'વજીરા, હું સંતાઇ ગઇ.

પ્રસેનજીત બોલ્યો, 'સેનાપતિ અશ્વ તૈયાર કરો. વજીરા હું જાઉં છું. તારો પિતા વૃદ્ધ છે પરંતુ કાયર નથી.'

પ્રસેનજીત તીરના વેગે બહાર નીકળ્યો. વજીરા પિતાની વીરતાને પર ગૌરવ અનુભવ કરવા લાગી. પરંતુ અનિશ્ચિત ભવિષ્યના વિચારે તેને મુંઝવી દીધી.

'શું વિગ્રહ વધારે ભયંકર થશે ? ' તે બબડી.

૭

'મહીધર, શું કોશલનરેશ પોતે યુદ્ધમાં આવ્યા છે ? '

'હા મહારાજ, તેમના આવવાથી શ્રાવસ્તીની સેના હર્ષઘેલી થઇ ગઇ છે. જુઓ સાંભળો. 'મહારાજ પ્રસેનજીતની જય'ના જયઘોષે તેમના શિબિરને ગજાવી મૂક્યું છે.'

'મહીધર, સેનાને સતર્ક રહેવા કહી દે હવે ખરૂં યુદ્ધ થશે.'

એકાએક 'મહારાજ પ્રસેનજીતની જય'નો જયઘોષ ઘણો જ પાસે આવતો સંભળાયો. એક દૂત દોડતો આવ્યો અને બોલ્યો, 'મહારાજ, શ્રાવસ્તીની સેનાનાં પ્રચંડ આક્રમણે આપણી સેનાને સદાનીરાને કાંઠેથી હાંકી કાઢી છે. આપણા શિબિર પર આક્રમણ થવાની વકી છે.'

'સેનાપતિને કહો કે સેનાના બે ભાગ કરી દો એક શિબિરની રક્ષા કરવા મૂકો અને બીજા વડે શ્રાવસ્તીની સેના ને અટકાવો. હું પણ આવું છું.'

'મગધરાજ !'

સર્વે ચમકીને પાછળ જોયું. પ્રસેનજીત ઉભો હતો, ને બોલ્યો 'મગધરાજ, તમે મારા બંદી છો. તમારૂં શિબિર શ્રાવસ્તીના ચુનંદા મહાવીરોથી ઘેરાયલું છે. આત્મસમર્પણ કરો '

અજાતશત્રુએ એ ખડગ ખેંચ્યું. શ્રાવસ્તીના સૈનિકો તંબુમાં ધસી પડયા. એકાદ બે સૈનિકોને મારીને મગધરાજ બંદી થયો. શ્રાવસ્તીની સેનામાં જયઘોષ ઉપર જયઘોષ થવા લાગ્યા.

મગધની સેના સદાનીરાનો કાંઠો છોડી પલાયન કરી ગઇ. બંદી મગધરાજને લઇને કોશલનરેશ શ્રાવસ્તી તરફ પાછો વળ્યો.

૮

'મગધરાજ, બે ત્રણ ક્ષુદ્ર સેનાપતિઓના હારવાથી તમે કદાચ વિજયોલ્લાસથી ઉન્મત્ત થયા આગળ શ્રાવસ્તીનો પ્રસેનજીત હજુ મર્યો નથી. તમે કાસીગ્રામ પર અધિકાર છોડી દો'

'સેનાપતિ દીર્ઘા છે.'

પૂર્વજોના ગૌરવનો શ્રાવસ્તીમાં રાજબંદી તરિકે જીવન ગુજારવું પડશે.'

યાદ દેવડાવો. દૂત, શ્રા હું અપમાન સહન કરી મગધ જવા કરતાં શ્રાવસ્તીમાં બંદી રહેવાનું સમજાવો.'

કાસીગ્રામ મારૂં છે અને મારૂં જ રહેશે.'

પ્રસેનજીત હસ્યો અને બોલ્યો, 'વારૂ ત્યારે કારાગારમાં જાઓ. દીર્ઘકારાયણ, મગધરાજને લઈ જા. એમને માટે યોગ્ય વ્યવસ્થા કરજે. યાદ રાખજે મગધરાજ કોશલનરેશના ભગિનીપુત્ર છે.'

૯

'મગધરાજ !'

'વજીરા !'

'મગધરાજ, તમે આનંદમાં તો છો ?

'વજીરા, બંદીને આનંદ અને દુઃખનો નિર્ણય કરવાનો અધિકાર નથી.'

'મગધરાજ, તમારો દુરાગ્રહ જવા દો. કાસીગ્રામ પર અધિકાર છોડી દો.'

'વજીરા, પિતાની એ સંપત્તિ હું ત્યાગી શકતો નથી.,

'મગધરાજ, એ તમારી સંપત્તિ નથી. પિતાજી કહે છે કે એ કોશલનરેશની પુત્રીને આપવામાં આવેલી હતી.'

'શું માતાની સંપત્તિનો પુત્ર અધિકારી નથી થતો ?'

'પરંતુ કાસીગ્રામ એ શરત પર આપવામાં આવેલું હતું કે જ્યાં સુધી કોશલની રાજકન્યા મગધમાં રહેશે ત્યાં સુધી જ મગધની સત્તા એના પર રહેશે. તેમ છતાં પણ ગામને ખાતર આવડો મોટો વિગ્રહ ખેડવાની આવશ્યકતા બતાવશો ?

પૂર્વજોના ગૌરવની રક્ષાને માટે ગમે તે કરવા તૈયાર છું.'

વજીરા હસી અને બોલી, 'પરિણામ એ જ આવ્યું કે તમે શ્રાવસ્તીમાં બંદી તરીકે આવ્યા છો.! મગધરાજ પિતાજી તમારા માતુલ છે—તમે જો માતુલ પાસે એ પુરસ્કાર માગ્યું હોત તો ?

અજાતશત્રુ ચૂપ ઊભો રહ્યો. વજીરા પુનઃ બોલી, 'વારૂ મગધરાજ તમને જો મુક્ત કરવામાં આવે તો શું કરશો ?'

'પુનઃ કાસીગ્રામ પર કબજો કરીશ.'

'હજી તમારો મદ ઉતર્યો નથી. ?

વજીરા ચૂપચાપ ફરવા લાગી. થોડીવાર પછી તે બોલી, 'મગધરાજ, જાઓ તમે મુક્ત છો. પલાયન કરી જાઓ.'

'વજીરા, પિતાના શત્રુને મુક્તિ ! પિતાનો રોષ મારે ખાતર તમે શું કામ વ્હોરશો ? હું પાછું શ્રાવસ્તી પર આક્રમણ કરીશ.'

વજીરા એક શુષ્ક હાસ્ય કરીને બોલી, 'મગધરાજ, બાળપણમાં અનેક રમકડાં ખોયાં છતાં, પિતાજી આ મોટું રમકડું ખોતાં ક્રોધિત થશે નહીં. અને તમારાં આક્રમણની બીક વ્યર્થ બતાવો છો. મારા પિતાના બાહુમાં યથેષ્ટ શક્તિ છે—તમારા જેવા શત્રુઓને પળમાત્રમાં હરાવી શકે છે.'

અજાતશત્રુ ઉત્તેજીત અવસ્થામાં ફરવા લાગ્યો. થોડીવાર પછી બોલ્યો, 'વજીરા, હું જઈ શકું તેમ નથી.'

'કારણ'

'કારણ એજ કે જગતમાં મગધરાજ એક સ્ત્રીની દયાથી પલાયન કરી ગયો એમ કહેવાશે નહીં. હું બંદી અવસ્થામાં રહેવા તૈયાર છું.'

વજીરા સ્તંભિત થઇ ગઇ થોડીવાર પછી તે બોલી, 'મગધરાજ, તમારી મનોવૃત્તિ ખરેખર વિચિત્ર છે શું મોંઘા મૂલ્યે મુકિત લેવી છે ?

વજીરા મગધરાજને વિચારમાં નાંખી બહાર ગઇ

૧૦

'વજીરા, મગધરાજની દૃઢતા ખરેખર અદ્ભુત છે.'

'પિતાજી, એ દૃઢતા ગમે તેટલી અદ્ભુત હોય પરંતુ હું તેમાં બુદ્ધિમત્તા નથી જોતી.'

'પુત્રી, તુ હજુ ક્ષત્રિયનો સ્વભાવ ઓળખી શકી નથી. હું મગધરાજ પર પ્રસન્ન થયો છું. મારી ઇચ્છા થાય છે કે મગધરાજને મુકત કરી દઉં. મગધરાજના જેવા ભાણેજ પણ મારું ગૌરવ વધારશે.'

'વજીરા પિતાના શબ્દો પર આશ્ચર્ય પ્રકટ કરવા લાગી. થોડીવાર શાંત રહયા પછી બોલી, 'કાશીગ્રામનું શું થશે ?'

પ્રસેનજીત બોલ્યો. 'કાસીગ્રામ તો મગધનું થશે પરંતુ તે પહેલાં કોશલની રાજપુત્રી મગધની રાણી થશે અન્યથા નહીં.'

વજીરાનું મસ્તક લજ્જાથી નીચું વળ્યું. પ્રસેનજીત બોલ્યો, 'વજીરા, હું મગધરાજને મળવા જાઉં છું.'

વજીરા બાગીમાથી સદાનીરાનાં જળ જોતી ઉભી રહી.

૧૧

'મગધરાજ, તમારી દૃઢતા પર હું ઘણો પ્રસન્ન થયો છું. તમારા જેવા ભાણેજ મારે માટે ગૌરવનો વિષય છે.'

'કોશલનરેશ, આપના એ શબ્દો માટે હું આપનો આભારી છું.'

'મગધરાજ, તમને મુકત કરવામાં આવશે પરંતુ કાસીગ્રામના પર અધિકાર મેળવવા માટે મૂલ્ય આપવું પડશે.'

'શું મૂલ્ય આપવું પડશે ?'

'મગધરાજ, પિતાજીનો આદેશ હતો કે જ્યાં સુધી કોશલની રાજકન્યા મગધની મહારાણી રહેશે ત્યાં સુધી કાસીગ્રામ મગધનું રહેશે. તમારે એના પર અધિકાર મેળવવા પહેલાં મારી પુત્રી વજીરાનું પાણીગ્રહણ કરવું પડશે.'

મગધરાજને આ શબ્દોએ વીંધી નાંખ્યો. તેની આંખોમાં આંસુ આવ્યાં. પોતાની મહત્તા ભૂલી જઇ તે પ્રસેનજીતના ચરણોમાં પડયો અને બોલ્યો, 'માતુલ, તમારા ઉદાર

હવે અજાતશત્રુને હમેશને માટે હરાવ્યો છે.'

પ્રસેનજીતે અજાતશત્રુને ઉઠાડ્યો અને થોડીવાર વાતો કર્યો પછી તે બહાર ગયો. મગધરાજનું હૃદય આજે પ્રબળ દ્વંદ્વ અનુભવતું હતું.

'અજાતશત્રુ!'

મગધરાજે પાછળ જોયું. વજીરા ઉભી હતી. તે એકાએક બોલ્યો, 'વજીરા!'

વજીરાની આંખો હસતી હતી. મગધરાજ મંત્રમુગ્ધ બની વજીરાને જોઇ રહ્યો.

૧૨

શ્રાવસ્તી અને મગધમાં આનંદની રેલ આવી. પરંતુ સદાનીરાનાં જળ શાંત હતાં. શું માનવસ્વભાવની વિચિત્રતા પર અભિપ્રાય પણ આપવો તેમને અયોગ્ય લાગ્યો?

—પંકજ.

---

# ચોર

સાંજને ટાણે, દૂબતે ભાણે,
આવી ઊભા મુજ દ્વાર
મારે મંદિર કેરે બાર

આંખમાં આણી, ઊનાં પાણી,
વાણી બોલ્યા આમઃ—
"ફક્ત એક ખૂણાનું કામ
અમને કરવા આપો શામ.

"દેવસેવામાં સહાય કરીશું,
પૂજન, ચંદન, પુષ્પ ધરીશું;
રહેશે યદિ અવશેષ પ્રસાદ તો પ્રેમે આરોગીશું."

મંગલ સદને દરિદ્ર વદને ધારી મલિન વેશ,
દેહે ક્ષીણ ને વસ્ત્રે જીર્ણ, નેન ધરી અનિમેષ,
તે તો બેસી પડ્યા એક ઠામે;
જાણે શનિશ્ચર વિશ્રામે.

વેળા વીત્યે વેશ બિહામણો
ધાર્યો રાત્રે ક્રૂર
તોડી ફોડી દેવસેવાનાં સાધન ચૂરેચૂર
પછી મલિન હાથે, મૂર્તિ સાથે, ભાગી ગયા તત્ખેવ.*

વીસાપુર જેલ,
૧૭–૮–૩૨.

રતુભાઈ દેસાઈ

* રવિબાબુની "ગીતાંજલિ"ના એક ગીતનો ભાવાનુવાદ.

યદ્યપિ ત્રણેની આકાંક્ષા જુદી જ હોય છેઃ—

ચરણ ધરત ઝીઝકત હીયો, ન સુહાવત શૌર,
"સુવર્ણ" કો ઢુંઢત ફીરત કવિ, વ્યભિચારી, ચોર.

ચરણ એટલે કવિતાનું પદ—અને પગ—એ ધરતાં હૃદય ધબધબે છે અને શૌર (ધાંધલ) ગમતી નથી. સુવર્ણ વર્ણાક્ષર-રૂપ અને સોનું એ ત્રણેને કવિ, વ્યભિચારી અને ચોર એ ત્રણે અનુક્રમે શોધતા ફરે છે.

બીજા એક કવિ નયનવ્યાધિથી પિડિત થઇ લખે છે કે.—

"તનક કાંકરી પરત હી હોત નયન બેચૈન;
ઉન નયનનકો ચૈન કહાં? જીન નયનનમેં નયન!

આંખમા જરીએ (તનક) નાની કાંકરી પડી જવાથી, આંખ બહુ જ બેચેન બને છે. પણ જે નયનોમાં, કોઇની નયન જેવી મોટી ચીજ વસી હોય, તો પછી એ નયનોમાં આરામ (ચૈન) ક્યાંથી હોઇ શકે? એક સુંદરીના મુખ પરના તિલ (તલ) પર મુગ્ધ થઇ એક ફારસીના શાયરે, સમરકંદ અને બુખારાશા એ મશ્હુર શહેરો બક્ષિસ કરી દેવાની ઉદારતા બતાવી હતી.

અગરઆં તુર્કે શીરાઝી બદસ્તારદ દિલેમારા,
બખાલે હિન્દ બક્ષમ, સમરકન્દો બુખારારા.

વળી હિન્દી ભાષાના કવિઓએ તો એ તલ પર અજબ કલ્પનાઓ કરેલી છે.

ગોરે મુખપે તિલ લસત, મેં જાન્યો યહ હેત,
રૂપ ખજાનેકે મનો, હબસી ચૌકી દેત!

વળી મુબારક નામના કવિએ પોતાના "તિલ શતક" નામના કાવ્યમાં તલ ઉપર અજબ કલ્પનાઓ કરી છે, એમાંથી એક પદ નીચે પ્રમાણે છે—

ગૌરી કે મુખ એક તિલ, સો મોહિ ખરો સુહાય,
માનહુ પંકજકી કલી ભૌંર, વિલંબ્યો આય!

શ્યામ કેશકલાપ અને ગૌર મુખને નિરખીને એક કવિ, તેજસ્વી દિવસ અને રાત્રિના મિલન સમય, સંધ્યાને યાદ કરે છે અને કહે છે કેઃ—

હરામે બાલ ઉન ઝુલ્ફોં કે, રૂક આરોપે હિલતે હૈ,
દિલે બીમાર ઉઠ બેઠા, કિ દોનો વખ્ત મિલતે હૈ.

કેમકે બીમાર માણસો માટે સંધ્યા સમયે પડી રહેવું નિષેધ છે.

બીજા એક દાગ નામના કવિ એક સુંદરીના મગરૂર દિલનું નીચે પ્રમાણે શબ્દચિત્ર દોરે છે.

રૂખે રોશન કે આગે, શમા રખ કર વહ યહ કહતે હૈં,
ઉધર જાતા હૈ દેખેં યા ઇધર પરવાના આતા હૈ.

દીવાની સામે પોતાના કપોલ રાખી, એ કહે છે કે જોઉં છું કે એ પતંગીયું (પરવાના) પેલી તરફ (દીવા તરફ) જાય છે કે મારી તરફ આવે છે. અર્થ સ્પષ્ટ છે!

આવા પ્રકારની જ અતિશયોક્તિ નીચેના કાવ્યમાં રહેલી છે એક કવિ કહે છે કે અગાસીમાં વસ્ત્ર પહેર્યા વિના જશો નહી કેમકે તમારા સુંદર શરીર પર ચંદ્રની ચાંદની પડી જશે અને તમારૂં વદન એ ચાંદનીના સ્પર્શથી મેલું થઇ જશે!

બામ પર નંગે ન જાઓ તુમ રાતે મહતાબમે,
ચાંદની પડ જાયગી મૈલા વદન હો જાયગા

ચંદ્ર ગ્રહણ સમયે ઘરની બહાર ઉભેલી એક સુંદરીને એક સંસ્કૃત કવિ ઘરમાં ચાલી જવાની શિખામણ આપે છે, કેમકે કદાચ રાહુ, ચંદ્રને ગ્રહણમાંથી મુકત કરી, એ ચંદ્રમુખીના નિષ્કલંકી મુખનું ગ્રહણ કરી લે!

प्रविश झटिति गेहं मा बहिस्तिष्ठ कान्ते।
ग्रहण समयवेला वर्तते शीतरश्मे ॥
तव मुखमकलङ्कमीक्ष्य नूनं स राहुः।
ग्रसति तव मुखेन्दुम्पूर्णचन्द्रम्विहाय ॥

વળી એક બીજા કવિ ચંદ્રગ્રહણ થયા પછી કંઇ પણ ઉપદ્રવ ન થવાનું કારણ કહે છે કે જ્યારે રાહુ ચંદ્રને ગ્રહણ કરવા આકાશમાં આવે છે ત્યારે એક બાજુ ચંદ્રોદય થતો જાય છે અને બીજી બાજુએ પોતાના ઘરમાંથી ચંદ્રમુખી નિકળી, અગાસીમાં આવી ઉભી રહે છે રાહુ "याहि मसु याहि मसु" ચંદ્રને કે ચંદ્રમુખીને ગ્રહણ કરૂં એવા વિચારમાં જ આખી રાત્રિ વીતાવી દે છે એટલામાં તો ચંદ્ર અસ્ત થઇ જાય છે અને ચંદ્રમુખી ઘરમાં ચાલી જાય છે હવે તો રાહુ માટે પસ્તાવાનું જ બાકી રહે છે—અને ગ્રહણનું કંઈ પરિણામ નથી આવતું!

એક સંસ્કૃત કવિ કહે છે કે સમુદ્રમાંથી, જેટલી ચીજો દેવોએ કાઢી હતી તે સર્વ સુંદરીના મુખે મળી આવે છે

सुरसुमनस श्वासामोदे शशी च कपोलयो ।
अमृतमधरे, निर्यग्भूते विष च त्रिलोचने ॥

એટલે કે શ્વાસમાં સ્વર્ગીય ફૂલોની સુવાસ, કપોલોમાં ચંદ્રની પ્રભા, અધરોમાં અમૃત અને વક્રદૃષ્ટિમાં ઝેર!

એક હિન્દી ભાષાના કવિ કહે છે કે કવિજનો કાળા કેશકલાપને સર્પની ઉપમા આપે છે એ ખરેખર ભૂલ છે—કેમકે જ્યારે એ કેશ કાળા હોય છે ત્યારે તે ડંખ મારી શકે છે પણ જ્યારે એ શ્વેત થઇ જાય છે ત્યારે કેમ નથી ડંખી શકતા? ત્યારે જવાબમાં કવિ પોતે જ કહે છે કે માનવ જીવનની તરૂણાવસ્થા મલયાનલની સમ। છે—અને એ મલયાનલને સર્પ ચાખીને વળગી રહે છે જ્યારે તરૂણાવસ્થા રૂપી એ મલયાનલ સુકાઇ જાય છે (જ્યારે યુવાની ચાલી જાય છે) ત્યારે એ સર્પો પોતપોતાના માર્ગે પડે છે અને શ્વેત (કેશરૂપી) કાંચળી છોડી જાય છે એ કાંચળી ડંખ ડંખી શકે? અદ્‌ભુત ભાવ અને કલ્પના છે એ કાવ્ય નીચે પ્રમાણે છે—

કેશન અહિ ઉપમા દઇ ભુલે કવિ અનેક
શ્યામ હને તમ ડસત હૈ, શ્વેત ડસે ન ડસ કેમ?

તીવ્ર તરૂણાઈ મલયતરૂ, અહિ લીપટત ઇહ હેત;
તે સુખે એ ચલ બસે. ઉડ કાંચળી શ્વેત!

પ્રેમ વ્યાપારની વ્યાખ્યા કરતા એક કવિ કહે છે કે:—

પ્રેમ પેંઠ યૌવન વણિક બેચત રૂપ રસાલ,
જરે ન ક્યોં ગ્રાહક જગત, દે દગ દેખ દલાલ!

એટલે કે પ્રેમની પેંઠ (બજાર) છે, યૌવન વાણીઓ વ્યાપારી છે, સરસ સૌંદર્ય (રૂપ) એ વેચે છે અને એ આંખોરૂપી દલાલ છે. એ બધું જોઈને જગત ગ્રાહકનું મન કેમ નહીં બળે? (ક્રમશઃ)

---

# વાર્ધક્ય

(ઘડપણના ફાયદા સમજાવતો લેખ)

આ દુનિયામાં પ્રથમ દર્શને ત્યાજ્ય લાગે એવી દરેક વસ્તુમાં વિચાર કરતાં કોઈપણ સારાંશ મળી આવે છે. ઝેર જેવી કડવી દવાથી મોટા મોટા રોગ નષ્ટ થાય છે; અત્યંત ગંદા પદાર્થમાંથી અત્યંત સારું ખાતર તૈયાર થાય છે. લાખો રૂપિયાની મિલકતને બાળી મુકનાર અને હજારો માણસોની આહૂતિ લેનાર અગ્નિ હવાને શુદ્ધ કરે છે. એટલુંજ નહિ પણ શ્રમ અને મરણ જેવી મોટામાં મોટી ગણાયેલી આપત્તિએથી સંસારમાંનાં સર્વ દુઃખોનો નાશ થાય છે, એ કાંઈ નજીવો ફાયદો નથી. એવી જ એક ચીજ એ વાર્ધક્ય છે.

મારો ઓળખીતો એક સોએક વર્ષનો ઘરડો બ્રાહ્મણ હમણાં જ મરણ પામ્યો. તેનું નામ બચંભટ હતું અને તેનો જન્મ નાના સાહેબ પેશ્વાના વખતમાં પૂનામાં થયો હતો. સવાઈ માધવરાવ સાહેબની જનોઈ વખતે આ બ્રાહ્મણ તેઓની સાથે જમવામાં અગ્રણી હતો. પાણીપતની લડાઈ પછી સમરાંગણમાં મરણ પામેલા વીરોનાં શ્રાદ્ધમાં એણે સારી પેઠે આડો હાથ મારેલો. માધવરાવની પત્ની સતી થઈ તે વખતે આ ભાઈ આશિર્વાદ આપવા આગળ થયેલા, અને નારાયણરાવના વધથી રાઘોબાએ કરેલાં પાપનું નિવારણ કરવા માટે જે બ્રાહ્મણોનું ચરણામૃત લેવામાં આવેલું તેઓમાં આ મોખરે હતો. આ પછી બીજા બાજીરાવના વખતમાં પૂનાની આસપાસ ઘેરો પડયો તે વખતે તોપોમાંથી છુટનારા ગોળાઓનું શમન કરવા માટે લાડવાના ગોળા ઉપર એણે સારી પેઠે આડો હાથ મારેલો. અંગ્રેજોએ પૂનામાં પ્રવેશ કીધો ત્યારે તેઓથી અભડાઈ ન જવા માટે જે ભિક્ષુકોએ શ્રીમંત સાથે બ્રહ્માવર્ત કૂચ કીધી તેમાં આ ભાઈ સામેલ હતા. સત્તાવનના સાલના બંડ પછી જે હજારો ઉત્તરક્રિયાઓ થઈ તેમાં ઘણી દક્ષિણા સંપાદન કરી પોતાની જન્મભૂમિ જોવાની ઇચ્છાથી પૂને પાછો આવ્યો. ત્યાં પુનર્વિવાહની વિરૂદ્ધ, જે હીલચાલ થઈ તેમાં તેણે આગળ પડતો ભાગ લીધેલો. પણ કાળગતિ સાથે વહેતાં વહેતાં, તેના મતોમાં એટલું પરિવર્તન થયું કે કોઈ ઇતિહાસપ્રિય પિતા પોતાની વિધવા છોકરી આ ઐતિહાસિક પુરૂષને અર્પણ કરતે તો બચંભટ ત્રણ પગ ઉપર (હાલતી ચાલતી વખતે તેને લાકડી જોઈતી હતી) તૈયાર થાત. એના માથાના વાળમાં ઘણો ફેરફાર થઈ ગયો હતો. જે માથા ઉપર સો વર્ષ પહેલાં ગાયના પૂચ્છને શરમાવે એટલી ચોટલી હતી ત્યાં ગાયોનું આખું ટોળું સમાય એટલા ધીચ

વાળ હતા, પણ જેને નાના ફડનવીસ અને માધવરાવ પેશવા સાથે વાતચીત કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું તેના માથામાં થયેલો ફેરફાર ચલાવી લેવાય એવો હતો.

બારમું અને બાગબગીચા વખતે સરખા જ તૈયાર રહેનારા આ બ્રાહ્મણનું લક્ષ્ય હવન અને ભોજન સિવાય બીજા વિષય તરફ વળ્યું હોત તો આજસુધી ઘણા ઐતિહાસિક કોયડાનો ઉકેલ થયો હોત. પણ આ બ્રાહ્મણશ્રેષ્ઠનું તે તરફ લક્ષ્ય ન હતું. અને એની ઐતિહાસિક માન્યતાઓમા ઘણો ગોટાળો હતો. પુરંદરનો તહ પુરંદરેએ કીધો; સુમેરસીંગ એ ફત્તેસિંગ ગાયકવાડનો છોકરો અને રણજીતસિંગનો પ્રપૌત્ર (સાંબરસીંગ સાથે સંબંધ ન જોડવાનું કારણ કેવળ એની સત્યનીતિ); વડા શિવાજીએ કોલ્હાપુરમાં જુદી ગાદી સ્થાપવાનું કારણ સતારાના રસ્તાએ જગ ચઢાવ હતો અને તેથી તેને ધુંટણીયો રોગ થયો હતો નાના સાહેબ પેશવા એટલા સમજદાર હતા. જો એક જ વખત સત્તાવન સાલનો ઇતિહાસ તેમની નજરે પડત તો તેઓએ બંડ જાહેર કીધું ન હોત. આવી મનોરંજક માહિતી ઘણી વખત તેના મોઢેથી સાંભળવા મળતી. આ માહિતી વિષે વિરોધ કરવાની હમારી હિંમત ચાલતી ન હતી, કારણ દરેક આક્ષેપ ઉપર "ચક્ષુર્વૈ સત્યમ્", આ તેનો જવાબ હતો.

યમરાજને વિસ્મૃતિમાં પાડેલા આ ભિક્ષુકે આટલી જીંદગી પસાર કરીને એક બાબત ખાત્રીપૂર્વક પેદા કીધી હતી. અને તે વૃદ્ધત્વ. આટલું પૂર્ણ સ્વરૂપમાં ઘડપણ દુનિયામાં બીજે કોઇપણ ઠેકાણે ભાગ્યે જ જોવામાં આવ્યું હોય. તો પણ આ ભાઈ હંમેશ ચિંતાતુર રહેતો. એનું કારણ તેના પ્રતિદિન વધતા જતા ગુણોનું અને વૃદ્ધત્વનું વર્ણન કોઇએ કીધેલું તેણે સાંભળ્યું ન હતું. વિશ્વાસરાવ અને વડા માધવરાવ જેવા અલ્પાયુષી પુરૂષોનાં નામ અજરામર થાય અને તેના જેવા અજરામર પુરૂષનું નામ અલ્પાયુષી ઠરે એ વિચારથી જ એને ઘણું દુઃખ થતું. આ ચિંતાથી જ તેની કમર વાંકી થઇ ગઈ હતી, તેનો ચહેરો ફીકકો અને તેના ઉપર કરચલીઓ પડી હતી, અને આ ચિંતાથી જ તેનો અંત થયો. તેના આત્માને થોડુંક સમાધાન થાય એ સદિચ્છાથી આ લેખ લખું છું અને તે તેના વર્ષશ્રાદ્ધ દીને પ્રસિદ્ધ કરવાની મારી મનીષા છે.

ઘડપણનો પહેલો ફાયદો એ છે કે તેનાથી દંતધાવન કરવાની ખટપટ મટી જાય છે. અને તેથી છાણાંની રાખ અને દંતમંજનનો ખર્ચ બચે છે. રાખને લીધે જુવાનીઆઓ સેંકડો છાણાંઓ અગ્નિમાં હોમે છે અને દંતમંજનની સેંકડો ડાબડીઓ ખલાસ કરે છે. પણ ઘરડો દયાર્દ્ર હૃદયથી છાણાને બીલકુલ ત્રાસ આપતો નથી. આ રૂણ છાણાં અંતે પાછું કરે જ છે. બીજો ફાયદો એ કે ઘડપણમાં દાઢ દુખતી નથી; દાંતમાંથી લોહી વહેતું નથી, અને તેથી તે બાબત દવાઓનો ખર્ચ બચે છે. જો તે ધક્કો લાગીને પડે તો તેને દાંત પડવાની બીક હોતી નથી. તેના ઉપર "બીજા ઉપર દાંત રાખવાનો" અને "દાંતમાં તરણું ધરી શરણ જવાનો" આરોપ મુકી શકાતો નથી તેણે કોઇનો કેટલોયે ગુન્હો કીધો હોય તો "તારા બત્રીશ દાંત તોડી પાડીશ" એવી તેને ધમકી મળતી નથી તે કોઇનો કેટલો પણ ઉપહાસ કરે તો "દાંત કેમ દેખાડે છે" એમ કહેવા કોઇની છાતી ચાલતી નથી. તેણે કહેલી ગપ કેવળ "દંતકથા" છે એમ કોઈ કહી શકે નહિ, અને તેના ગાલ બેસી ગયેલા હોવાથી તે વાત "કપોલ કલ્પિત" છે એમ પણ કહી શકાય નહીં.

ઘરડાને નીચા બારણાંમાંથી જતાં માથું અથડાવવાનો પ્રસંગ આવતો નથી. અને જમીન ઉપરની કાંઈપણ વસ્તુ ઉંચકવા નમવું પડતું નથી. તેને ગુસ્સો આવે તો કપાળ ઉપર સીટીઓ પાડવા કોશીશ કરવી પડતી નથી અને પસંદગી અગર નાપસંદગી દર્શાવવા માથું હલાવવાની તસ્દી લેવી પડતી નથી. માથામાં ટાલ પડયું હોય તે હજામતનો ખર્ચ બચે તે જુદો જ.

ઘરડાના આંખે ઢીલા થઇ જવાથી તેનાથી ઘરની બહાર ફરાતું નથી અને તેથી તેને રસ્તામાં દોડતી ગાડીઓ નીચે ચગદાઇ જવાની બીક હોતી નથી. તેને સારી ઊંઘ ન આવવાને લીધે ચોરોનો ભય રહેતો નથી. શરીરમાં લોહી ન હોવાથી માંકડ તેને ત્રાસ આપતા નથી અને સુતી વખતે નાક અને મોઢામાંથી નીકળતા અવાજથી એના મોઢાની આસપાસ ડાંસ ભમતાં નથી.

એક વખતે એક એકાક્ષ માણસે બે આંખવાળા માણસને કહ્યું, તું તો મારી એકજ આંખ જોઇ શકે છે પણ હું તો તારી બે આંખો જોઇ શકું છું. આ ન્યાયને અનુસરી ઘરડો માણસ જુવાન માણસને મ્હેણું મારી શકે કે 'તારી સામે હાડપિંજર અને બોખલું મોઢું જ નજરે પડશે, પણ હું તો પ્રમાણબદ્ધ શરીર, સુંદર તેજસ્વી ચહેરો જોવા નસીબવાન છું તેથી તારાં કરતાં હું જ વધારે સુખી છું'

આંખને અંધારા અને કાનને બહેરાશ થવાથી અને તેમાં વિસ્મૃતિની જોડ મળવાથી ઘરડાને ઘણા ફાયદા થાય છે. ઘરડો ગરીબ હોય તો તેને તેનો શાહુકાર અને જો તે શ્રીમંત હોય તો તેને તેનો ગરીબ સગો રસ્તામાં મળે અને કોઈ પૈસાની માગણી કરે તો તે ફાયદાકારક રીતે તેઓને ભૂલી જઇ શકે છે. દેવાદાર અને શ્રીમંત સગાની બાબતમાં આ ન્યાય લાગુ પડતો નથી. યુવતીનો ચહેરો જોતી વખતે એની દૃષ્ટિ અને કાનોને મંદપણું આવવાથી કોઇ કોઇ પ્રસંગે ઘરડો માણસ યુવતીનાં મોઢાં નજીક પોતાનું મોઢું લઇ જતો જોવામાં આવે છે અને કોઇ પ્રસંગે તેને પોતાના ઘડપણનું વિસ્મરણ થાય છે. કોઇ વખતે પોતાના છોકરા માટે વહુ પસંદ કરવા નીકળેલો પિતા, છોકરી નજરે પડતાં જ પોતાના આગમનનો હેતુ ભુલી જઇ છોકરાને માટે છોકરી પસંદ કરવાને બદલે પોતે જ તેને સનાથ કરતો જોવામાં આવે છે. ઘડપણનું વિસ્મરણ આવું જબરું હોય છે.

ઘડપણનાં વિસ્મરણથી આગલે દહાડે વાંચેલી વાત બીજે દીવસે ઘરડાને યાદ રહેતી નથી તેથી તેને તે જ ચોપડી દરેક વખતે પહેલાં જેટલી જ મનોરંજક થઇ પડે છે. એક ઘરડાને એક જ વાત એક વર્ષ સુધી તે જ શબ્દોમા કહેતો મેં સાંભળ્યો છે. નિત્ય કથનથી આ વાત તેને મોઢે ચઢી, પણ તે વાત જુની છે અને કોઇ આપણને પૂર્વે કહી ગયા છે એમ તેને કોઇ દિવસ યાદ આવતું નથી. ઘણી વખતે ઘરડાઓ દર વર્ષે પોતાની તેને તેજ ઉમર કહેતા નજરે પડે છે. એનું કારણ તેઓને વચમાં પસાર થયેલા કાળનું વિસ્મરણ થાય છે. આવા ઘરડાઓને જમ ભૂલે તેમાં નવાઈ શું ?

ઘડપણથી નિતિ ઉપર સારા સંસ્કાર પડે છે. ઘરડો કોઈ વખતે અક્કડપણું બતાવે નહિ અને મારતી વખતે લાકડીનો ઉપયોગ કરતાંયે તેને કોઇ દિવસ જોયો નથી. ઘરડો કોઇને ઠગશે નહી અને પર સ્ત્રી તરફ (ચશ્મા વગર) જોતાં નજરે પડશે નહીં. તે પોતાના સૌંદર્યનું અભિમાન તથા ગર્વ ધરાવશે નહીં. પોતાનું બાકીનું આયુષ્ય દેશ સેવામાં ગાળવાનો નિશ્ચય કરવો તેને કઠણ લાગતો નથી. એક એંસી વર્ષના ઘરડાએ આવી પ્રતિજ્ઞા

કરી તે આખી જીંદગી (આખા એ મહીના) સુધી પાળ્યાનું મેં જોયું છે. આવી દેશસેવા અર્પણ કરેલા વૃદ્ધશ્રેષ્ઠને જન્મ કેદ અગર ફાંસીની સજા નજીવી લાગે છે

પીસ્તાળીશ વર્ષ ઉપરની ઉમરના ઘરડાને ચાબકાની સજા આપવામાં આવતી નથી તેનું કારણ તેની મોત વિષે બેફીકર જ હોવી જોઇએ. કારણ આવો ઘરડો ચાબકાના ફટકાનાથી મરી જાય તો તેનાથી પાછો તેજ ગુન્હો થાય નહિ અને કાયદાનો હેતુ બધાય નહિ અને આવા ગુન્હાઓથી બીજાઓને અટકાવવાનો હેતુ સફળ થાય નહી.

જુવાન માણસોના મરણ પછી વારસોને તેઓના શરીર ઉપર વીંટી અને કાનમાથી વાળી સિવાય બીજું કાંઇ મળતું નથી, પરંતુ ઘરડો દયાળુ હોવાથી તે પોતાના વારસોને કૃત્રિમ દાતના ચોખા, ચશ્મા, કાનને લગાડવાનું શીંગ (Horn-સાંભળવા માટે) અને લાકડી મુકી જાય છે વાળને ચોપડેલો કલપ પણ જો કોઇ વારસ ઘેર લઇ જવા માગે તો ઘરડો માણસ તેને ના પાડશે નહીં.

ઘડપણનો સૌથી મોટો ફાયદો એ છે કે યુવતીઓ એની સાથે ખુલ્લા દીલથી અને નિષ્કપટતાથી વાતચિત કરે છે જે સુંદર સ્ત્રીના મોગરાની કળી જેવા સુંદર દાંત જોવાની તક જુવાનને ભાગ્યે જ મળે છે, તે આ ઘરડાનું દર્શન થતાં જ હોઠનો પડદો બાજુ કરી દર્શન આપતાં થાય છે જીંદગીના બે છેડાઓ બાલ્ય અને વૃદ્ધાવસ્થા દંતહીનત્વ, બોબડું બોલવું, નિર્બળતા, પરાધીનપણું વગેરે સમાન લાગે છે એ પ્રમાણે યુવતીઓનો વિશ્વાસ પણ એ બે અવસ્થાવાળા માણસો ઉપર સરખો જ હોય છે.

( ટીપ—મરાઠી "સુદામ્યાચે પોહે"માંથી એક મુષ્ટિનો અનુવાદ )

———— ભા. વા ધવળે. બી એ.

# અદૃષ્ય કિરણો

યશવંતરાય ગુલાબભાઇ નાયક એમ એસસી.

પ્રકાશ વડે આપણે જોઇ શકીએ છીએ; સૃષ્ટિની અને વિશ્વની કેટલીક ગેબી સમસ્યા આપણે ઉકેલી શકીએ છે; એના વડે જ પૃથ્વી ઉપરનું જીવન ટકી શકે છે, પ્રકાશ જીવન અને જડ વસ્તુમાંથી ઉત્સાહ પામે છે, છતાં પ્રકાશ શું છે એ આપણે જાણતા નથી આપણે કહીએ છીએ કે આપણે પ્રકાશના કિરણો જોઇ શકીએ છીએ, પરંતુ પ્રકાશ જોઈ શકાતો નથી—પ્રકાશ વડે વસ્તુ જોઇ શકાય છે. આંખ વડે અનુભવમાં આવતી સૃષ્ટિ એ અમુક જાતના પ્રકાશને આભારી છે એ પ્રકાશને આપણે દૃશ્યપ્રકાશ કહીએ છે સૂર્યના કિરણને ત્રિપાર્શ્વ કાચ (Prism)માંથી પસાર કરીએ તો તે સાત રંગમા વિભક્ત થઇ જાય છે. એ સાત રંગો દૃષ્ય પ્રકાશના કિરણો કહેવાય છે મેઘધનુષ્યમાં પણ એજ સાત રંગો દેખાય છે. ત્રિપાર્શ્વ કાચ વડે વિભક્ત કરેલા સૂર્યના પ્રકાશને એક પડદા ઉપર પાડીએ તો તે અમુક નિયત શ્રેણીમા વિસ્તરેલો માલમ પડશે. એ શ્રેણીમા વિભક્ત થઇ પડેલા પ્રકાશના પટને આપણે રંગપટ (Spectrum) કહીએ છીએ રંગપટમા સાત રંગો નિચેના અનુક્રમમા આવે છે-રાતો, નારંગી, પિળો, લીલો, ભુરો, નીલ, અને જાબલી આ સાત રંગના કિરણો રંગપટનો દૃષ્ય ભાગ દર્શાવે છે આ સાત રંગના કિરણો કોઇપણ વસ્તુ ઉપર પડી આપણી આંખમાં પડે, ત્યારે તે વસ્તુનું પ્રતિબીંબ નેત્રપટ (Retina) ઉપર પાડે છે અને વસ્તુ દેખી શકાય છે સાધારણ રીતે આપણે માનીએ છીએ કે પ્રકાશ

માત્ર આ સાત રંગનો ભાસ આપતાં કિરણોનો અનેરો છે. ત્યારે શું એ કિરણો ઉપરાંત બીજાં પણ પ્રકાશનાં કિરણો હોય છે?

વિશ્વનાં ઊંડી ઉંડાણમાં અને પૃથ્વી ઘેરી રહેલા અવકાશમાં આ સાત દૃશ્ય કિરણ ઉપરાંત અનેક જાતના અને અપરંપાર કિરણો વિસ્તરી રહ્યાં છે. એ કિરણોનો ખ્યાલ મેળવવા આપણી સ્થૂળ આંખો નિર્બળ છે. એવાં કેટલાંયે અદૃશ્ય કિરણો આપણાં જીવનને પોષણ આપે છે. તેમજ જીવનને ક્ષીણ પણ કરે છે. કેટલાંયે કિરણો આપણને સુખ અને સામર્થ્ય આપે છે. દૃશ્યપ્રકાશ એ રંગપટના વિશાળ તરંગમાળાનો (Gamut) એક અતિ સૂક્ષ્મ પટ છે. લાલથી જાંબલી કિરણના રંગપટની બન્ને બાજુ અનેક જાતના પ્રકાશની તરંગાવલી આવી રહેલી છે. રંગપટના લાલ ભાગની બાજુએ લાંબામાં લાંબાં કિરણો વિદ્યુત-લહરીના છે અને જાંબલી બાજુએ ટૂંકામાં ટૂંકા ક્ષ-કિરણો છે.

પ્રકાશનાં કિરણોનો ભેદ એની લહરીની લંબાઇ ઉપર હોય છે. દૃશ્ય પ્રકાશના કિરણોમાં રાતા પ્રકાશની ૩૬૦૦૦ લહરી એક ઇંચમાં સમાઇ શકે છે, જ્યારે જાંબલી કિરણની ૭૨૦૦૦ લહરી એક ઇંચમાં રહે છે. દરેક પ્રકાશના કિરણની ગતિ હવામાં અને અવકાશમાં એક સરખી જ હોય છે, પરંતુ બીજા સ્થૂળ પદાર્થમાં એમની ગતિ જુદી પડે છે. આ રીતે ગતિમાં ફેર પડવાને લીધેજ ત્રિપાર્શ્વ કાચમાં એ કિરણો જુદા પડી જાય છે. રાતા પ્રકાશની લહરી જાંબલી પ્રકાશની લહરી કરતાં બેગણી લાંબી છે, અને વચ્ચેના પ્રકાશની લહરી અનુક્રમે ઉતરતી લંબાઇની હોય છે. પ્રકાશની લહરી આપણે નરી આંખે જોઇ શકતા નથી, પરંતુ કેટલાક પ્રયોગો વડે આડકતરી રીતે આપણે પ્રકાશની લહરીનું માપ કાઢી શકીએ છીએ. રાતા કિરણથી સ્હેજ મોટી લહરીનાં કિરણોને અધો-રક્ત (Infra-red) કિરણો કહેવામાં આવે છે. એ કિરણોને ઉષ્ણતાનાં કિરણો કહીએ તો ખોટું નહિ. સૂર્યમાંથી આવતી ઉષ્ણતા એ કિરણો વડેજ મળે છે. એ કિરણો આંખ વડે દેખી શકાતાં નથી, પરંતુ, આપણને ગરમી આપે છે. એક કાચની શીશીમાં ઉકળતું પાણી ભરીને થોડે દૂર હાથ ધરીએ તો આપણને ગરમી લાગે છે. એ ગરમી પ્રકાશના કિરણો વડે આપણને મળે છે, પરંતુ એ કિરણો અદૃશ્ય છે. એ કિરણોનેજ આપણે અધો-રક્ત કિરણો કહીએ છીએ. દરેક ગરમ વસ્તુમાંથી એ કિરણો નીકળે છે. એ કિરણોને આંખ જોઇ નથી શકતી, પરંતુ કંઇક અંશે ચામડી સ્પર્શની જ્ઞાનેંદ્રિય વડે સમજી શકે છે. અંધારા ઓરડામાં તમે બેઠા હો તો તમારું શરીર પણ એ અદૃશ્ય કિરણો બહાર પાડે છે, કારણકે માણસનું શરીર બીજી જડ વસ્તુ કરતાં રાત્રે વધુ ગરમ રહે છે. માણસની આંખો ન જોઇ શકે તે ફોટોગ્રાફની પ્લેટ જોઇ શકે છે. એ પણ માણસની કળાની કૃતિ છે. એવી ફોટોગ્રાફની પ્લેટ વડે અંધારામાં પણ માણસનો ફોટો લઇ શકાય છે. આવા અધોરક્ત કિરણોથી પાડેલા ફોટા વડે ઘણાએક સ્પીરીચ્યુઆલીસ્ટ (ભૂત પ્રેત બોલાવનારા) ના ઢોંગ બહાર પાડી શકાયા છે. અધોરક્ત કિરણો વાદળ કે ધૂમ્મસથી રોકાતાં નથી, અને બીજાં કિરણો કરતાં વધુ અંતર સુધી ભેદીને આગળ જાય છે. આ ગુણને લીધે ઇંગ્લેંડ જેવા શીત પ્રદેશોમાં ધૂમ્મસ અને વાદળમાંથી ઉડતાં વિમાનમાંથી પણ આસપાસના પ્રદેશનો ફોટો લઇ શકાય છે. આ રીતે મનુષ્ય પોતાની આંખની નબળાઇ, વિજ્ઞાનની શોધખોળ વડે દૂર કરી શક્યો છે. અધોરક્ત કિરણથી પણ મોટી લંબાઇનાં કિરણો સૂર્યના પ્રકાશમાં હોય છે, એ કિરણોને પાર-અધોરક્ત (Far-infra-red) કિરણો કહેવામાં આવે છે. એ પણ ઉષ્ણતાના કિરણો છે. સાટ કે

# "ગુન્હેગાર"

[ગતાંકથી ચાલુ]

[પોતાના એક વખતના માલીક કહાનદાસ પટેલને 'મહાવ્યથા' પહોંચાડવા માટે કોર્ટમાં 'દોષિત' ઠરેલો માધુ બચાવમાં એક પણ હરફ ઉચ્ચારી ન શક્યો. કેવા સંજોગોમાં 'ગુન્હો' થવા પામે છે તેની વિગત નીચે આપી છે.]

સવારનો વખત છે. ફળીઆમાં હળ-ગાડા જોડવાની તૈયારી ચાલે છે. માધુ પટેલના ઘરે કામે આવ્યો હતો ને કોઢારમાંથી બળદોની જોડ લઇ બ્હાર નીકળ્યો. પટેલ ઓટલા ઉપર વિચારમગ્ન બેઠા હતા. એવામાં સામેથી બાબરો વાળંદ પસાર થયો. પટેલના મગજમાં વીજળી વેગે એકાદ વિચાર ચમકી ગયો. "બાબરા અહીં આવ" પટેલનો હોકારો સાંભળી બાબરો પાસે આવ્યો. "તારાં અસ્ત્રો કાતર સાથે જ છે કે?"

વાળંદની હજામતની પેટીમાં અસ્ત્રો કાતર ન હોય એવી સંભવિત શંકા પટેલના મનમાં ઉપજેલી જોઇ બાબરો નવાઈ પામી બોલ્યો

"હા માબાપ"

માધુ આ સંવાદ સાંભળી રહ્યો હતો. પટેલની કરડી નજર તે તરફ ફરી.

"માધવા અહીં આવ!"

પટેલના હુકમો મંત્ર પેઠે પાળવા ટેવાયેલો માધુ બળદોને એક બાજુ પર બાંધી ઓટલા તરફ આવ્યો. આવતાંવેંત જ લાળી ટુંકી કોઈપણ જાતની પુછપરછ કરવા વિના ગરોળી ઓચિંતી કરોળીઆને પકડે તેમ પટેલે માધુના માથા પરની બાબરી પકડી. હમણાં થોડાક મહીના થયાં માધુએ ઝુલ્ફાંવાળા વાળ વધાર્યા હતા. સ્હવારનાં નાવણધોવણ બાદ એ બાબરીમાં ગરીબોનું 'કેશરંજન તેલ' દીવેલ સિંચાતુ. અને દીવેલનો સ્નેહરસ પી પી એ બાબરી બાગાયત ખેતરોમાં વગર મોસમે ઉગેલાં નાંદરવાં પેઠે ખીલતી હતી. ઓચિંતા હુમલાથી ગભરાઈ ગએલા માધુને જ્યારે શું થઈ રહ્યું છે તેનું ભાન થયું ત્યારે તો વાળની એ વનવાડીમાં આડાઅવળા ભંગાળ પડી ચૂક્યાં હતાં. આદરેલા એ 'શુભકાર્ય'ને અધુરૂં રહ્યું ત્યાંથી બાબર વાળંદે ઉપાડી લીધું.

માધુને રડવાનો ડુમો આવ્યો, છતાં આંખમાંથી એકે આંસુ ટપક્યું નહિં. કદાચ અંતરની મુંગી હાયવરાળે તેના ઝરણાં મૂળસ્થાનમાં જ શોષાઇ જતાં હશે. વ્યક્તિ સ્વાતંત્ર્ય પર તરાપ મારવાની આવી ઘટનાઓની ગામડાગામમાં નવાઈ નથી. ગામેગામ કુળવાન, ધનવાન અને ધર્મવાન શિષ્ટ લોકો જાણે નાનકડી પાદશાહી ભોગવતા હોય છે. એ સુનતાનીનાં ખપ્પર ગરીબનાં, દલિતનાં, અને હડધૂતનાં સ્વાતંત્ર્યનાં બલિદાન વગર ધરાતાં નથી. એ અત્યાચારોની મણ નથી, ફરિયાદ નથી. સરકારે ને તરફ ઉપેક્ષાવૃત્તિ કેળવી છે. માધુના વાળથી શરૂ થયેલો કેશયજ્ઞ, બેચાર દિવસ અખંડ વેગે બળતો રહ્યો. એ અગ્નિની જ્વાળામાં અમગ્ન કાળીપરજની બાબરીની હોળી થઇ. રાજા પરીક્ષિતના તક્ષક યજ્ઞ જેવો જ નિર્દોષભક્ષી એ યજ્ઞ હતો. ગામપંચના એ આપખુદ વર્તન સામે હુબરવાળે એકાદ આંગળી પણ ઊંચી નહિં કરી ગુલામી જેની રગેરગમાં પચી ગઇ છે તેને સાચું ઊંચકનાં આવડતું જ નથી. ખાસડાનો

માર પણ એ પ્રાંત નીચી મુંડીએ જ ખમી લે છે ધણીઆમાં ઉપર જ હાળી લોકોનો છૂટનગાળો અવસર એનો છે ગામડાની આર્થિક વ્યવસ્થામાં ચાલુ નગરિયા ગરેહમાથી અલગ ચાલનાર માટે જીવન નિર્વાહ અઘરો થઈ પડે છે

પંચે પોતાના ફરમાનો એક પછી એક અમલમાં મેલવા માંડ્યા. લોહીના ચાખેલ વાઘની દાઢ વગર શિકારે ફરકવા લાગે છે. લગનગાળાની મોસમ હતી સુખી લોકો પ્રભુતામાં પગલા માંડતા હતા ગરીબો ગુલામીની હાંસડી ગળે ઘાલતા હતા માધુના ગામના લગન હતા માધુની મોટી ભાઈની જાનમાં જવા મલકાતી હતી તેના ઠાકર મામાના લગન માણવા જવાના હતા બધાએ નવા લુગડા પહેર્યા લંગોટીભેર રહેવાનો જમાનો વીતી ગયો હતો માધુએ કોટ, ખમીસ, ધોતિયુ, જોડા, ટોપી વગેરે પહેરી લીધા તે સર્વેવાર લગનમાં જવા નીકળ્યો આ અવસર માટે વરસભરની રોકડ મજુરીના પૈસા બચવી બચાવી તેણે કપડા કરાવ્યા હતા આજે તે પહેલી જ વાર પહેર્યા હતા

માળાને ગામ જવાનો રસ્તો પાધર પાર ફરીને ચાલી જતો માધુનો રસાલો પાધર પર આવ્યો ત્યારે ત્યાં ચોરા ઉપર ગામના પટેલીઆઓનું એક ટોળું બેઠું બેઠું ગપાટા હાંકતુ હતુ તેમની નજર માધુના કપડા ઉપર પડી ન પડી કે તેઓમાં કોઈનું ખુન્નસ ચડવા લાગ્યુ ઘણે આઘેથી જોયો છતા મગદુ તરત જ વરતી જાય છે કે અમુક પડછાયો શિકારીનો છે કે સામાન્ય રાહદારીનો પટેલોની આંખોની આરસીમાં માધુએ ચડી આવતા ભયના વાદળાના ઓળા જોયા એ આગામી ઉલ્કાપાતના ભયે તેના પગ ત્યાં જ ઠરી ગયા પટેલીઆઓ મરડાટમાં બોલતા હતા

"કાલસુધી લંગોટી મારતા પત્તો લાગતો ન હતો અને આજે રોફ તો જુઓ ?"

"જાણે મોટા આત્મારામ ભુખણ"

આવી ટીકાના ઝાપટા વરસી ફરી વેરાઈ જતા હોત તો માધુ માત્ર પલળીને જ બચી જાત પણ ના આ મેઘ ઘટામાથી વીજળી પડવાની હતી, એ ઉલ્કાપાતની આગાહીની ગંધ માધુને આગળથી જ આવી હતી સાત્વિક કહાનદાસનો ચિરપરિચિત સાદ સાંભળી માધુ મદારીના સાપ પેઠે ચોરા તરફ ધમડાઈ આવ્યો

દ્રૌપદીની ભર સભામાં લાજ લુંટાઈ એ સત્ય તો મોટા મહાભારતો રચાયાં છે પણ વસ્તીમાં માધુ જેવાની કેટલીયે વાર લાજ લેવાતી હશે, એના અણુલખ્યા મહાભારતો ક્યારે લખાશે ?"

માધુના કપડાં ઝુંટવી લેવાયા તેની હોળી થઈ લંગોટીભેર ધ્રૂજતા માધુને તે પછી કહેવામાં આવ્યુ

"જા આજ તો તારા એકલાની જ ફજેતી કરી છે, પણ હવે પછી તારા કોઈ છોકરાએ ય છોડ્યું નહિ "

માધુને કોઈએ વગર પૈસાની સલાહ આપી

'માધુ પંચ ઉપર ફરીઆદ નોંધાવ'

"નારે ! બાપ ! પંચમાં તો પરમેશ્વર વસે છે એની સામે માથુ ઊંચકી ક્યાં જાઉં ?"

ગામમાં જ ગામમાં રહેવું અને ગામ સામે માથુ ઊંચકવું એ બે વાત એક સાથે બની શકે નહિ

પ્રકૃતિનો નિયમ પંચની શિરજોરી અને માધુની તાબેદારી મુજબ વર્તતો ન હતો. પ્રત્યેક તાપે સોનું તપાઇ પાતળું બને છે, નરમ બને છે પણ સાથે જ તેનો કસ અને ચળકાટ વધે છે. અપમાનોની પરંપરાએ માધુનું જીવનમૂઢ સ્વમાન જાગૃત થતું ગયું. ઉનાળાના તાપમાં તપી ઉઠેલાં લાકડાંમાં ઘણીવાર આપો આપ જ આગના તણખા પ્રગટે છે. ધણીઆમાનાં દેણમાંથી છુટો થયેલો માધુ આજ સુધી બે આંખની શરમે પટેલનાં ઘરે જ મજુરીએ જતો. પટેલનાં ખેતરો અને ઢોરો જોડે એને કાયમની મમતા જામી હતી. સ્વમાનના નવા આગ્રહે એ માયા-મમતા પર વિજય મેળવ્યો. પરવશતાની અસહ્યતાનું સ્થાન સ્વાધિનતાએ દાખલ કર્યું. તેણે સ્વતંત્ર, ઉપજીવિકાના માર્ગનો આશ્રય લીધો. તેણે ઝુંપડું કહાનદાસની જમીનમાંથી ઉઠાવી લઇ સરકારી ખરાબામાં બાંધ્યુ. એક એક કરી તેણે ગાય બકરીઓ પોષવી શરૂ કરી. કપાસની મોસમમા તેની બૈરી જીનમાં નોકરીએ જતી. પોતે મીઠાના અગરમાં જતો. એ રીતે કમાઇ આણેલા પૈસામાથી તેણે નવો સંસાર શરૂ કર્યો.

માધુનાં બારણે ખાતરનો ગંજ ખડકાયો. લોભી પટેલની એ ઉપર દાનત બગડી. ગામડા ગામમાં ઢેગ વેઠીઆઓના ઉકરડાના ખાતર ગામના પટેલીઆઓ વગર મૂલ્યે અથવા તો પાણીના મૂલ્યે ઉઠાવી લઇ જાય છે. કહાનદાસ પટેલની એવી ઉઠાવગીરી નવા જીવનના સ્વતંત્ર વાતાવરણમાં રહેલા માધુએ સ્વીકારવા ના પાડી.

'ના કાકા મારે ખાતર નથી આપવું.'

'નથી કેમ આપવું ? તારે એ શા ખપનું ?'

'મારે ઓણુસાલ સાંથે ભાગે ખેતી કરવી છે. મારે પણ મારાં ખેતરો ખાતરવા જોઇશે ને ?'

'જોયો નહિં હોય મોટો ખેતી કરવાવાળો. દુબળાભાઇ જમીનદાર થશે તો પછી જમીનદારો ક્યાં જશે ?'

માધુએ પટેલનો બોલ ઉથાપ્યો તેમજ તેણે ખાતર ના આપ્યું તે નહિ જ. આ બે જ બીના કહાનદાસ પટેલને ઉશ્કેરવા બસ હતી. પણ તેણે જ્યારે સાંભળ્યું કે એ માધુ-ભગને પગ ઉગ્યા છે, તે ખેતી કરવા ધારે છે ત્યારે તો તે ચોટલીથી માંડી પગની એડી સુધી લાલચોળ થઇ ગયા. એમનો એ ગુસ્સો સોડા વોટરની બાટલીનાં પાણીનાં ફીણ પેઠે ઉભરાઇ શમી ગયો નહિં. તે એક ભયંકર કાવતરાંમાં પરિણમ્યો.

બીજે દિવસે માધુ માટે ગામના મેડીએથી તેડું આવ્યું. મુખીએ તેને કહાનદાસ પટેલનું અપમાન કરવા જેટલી ઉદ્ધતાઇ કરવા બદલ ઉધડો લઇ નાંખ્યો. ત્યારે પણ 'ભલે પટેલ કાકા ખાતર લઇ જતા' એવું માધુ બોલ્યો હોત તો વાત એટલેથી જ પતત. તેણે મુગે મુંગે ગાળો ખાયા કરી પણ મૂળ વાતમાં તે એકનો બે ના થયો. અંતે તેને સાંભળવા મળ્યું.

"માધવા ગાય બકરીઓ વેચી દે."

પોતાના નવાં જીવનના પાયા ઉપર જ ઘા પડતો જોઇ માધુથી મુંગા ન રહેવાયું. તેના પેટમાંનો સ્વતંત્ર આપકમાઇનાં જન્મે ઉછાળો માર્યો. માલિકો આગળ તાળવે ચોંટી રહેતા રેવાએલી જીભ આ પ્રસંગે છૂટથી બોલવા લાગી.

# કેવો નાસ્તિક

( આ વાર્તાનો પૂર્વાર્ધ બીજા અંકમાં પ્રગટ થયેલો તેનો ટૂંક સાર. )

[ મગનલાલ શેઠ (મ. શે. શેઠ) અમદાવાદથી ગાડીમાં ફર્સ્ટ ક્લાસમાં બેસે છે તે ખાનામાં એક દાઢીવાળા ગૃહસ્થ કનુભાઇ બેઠેલા છે બન્ને વચ્ચે વાર્તાલાપ ચાલે છે. મગનલાલને બેસતા ખુરસી વાગે છે, તેમના શંખની વાત કહી રહેતા તે પાટીઆ પરથી ગબડી શેઠના માથા પર પડે છે, શુકન માટે રાખેલો કોરો, કોટ ઘડિયાળ, પાકીટ સહિત ચોરાઇ જાય છે તેઓ કનુભાઇને કહે છે કે લગ્ન થવાની આશાએ તેમણે કાચો રાખેલો, તે તેમને ફળેલો નહિ એ જ આશાએ તેમણે સસલાંનું યુગલ પાળેલું તે વિષેની વિગતો જણાવતા વાત આગળ ચાલે છે. ]

"એ જોડી લેવા માટે ઠાકોરે મને તાજ મહાલ હોટેલમાં બોલાવ્યો. ઠાકોરસાહેબ બહુ વાતોડિયા હોવાથી દર વખતે ત્રણચાર કલાક મને બેસાડતા; જેથી મેં મારી 'સ્ટુડ બેકર' ને ઘર તરફ રવાના કરી દીધી. ઉપર ગયો, ત્યાં તો 'બોલ' ચાલતો હતો અને સ્નેહભીના, હર્ષભીનાં અશ્રુપૂર્ણ આંખોથી ઠાકોર સાહેબ અર્ધ નગ્ન પોશાકોમાં નાચતાં યુવક, યુવતીઓને નિહાળી રહ્યા હતા ક્યારેક અત્યંત મનોહર હાસ્ય કરી પાસેથી પસાર થતાં યુગલોને પોતાના મૃદુ હાથો વડે સાબાશી આપી દેતા હતા ત્યારે યુવતીઓ ચમકી જતી હતી કેમ? કોણ જાણે?

"તમે આવે વખતે આવી ચડયા? રસુલ, મરો. શેઠને પેલી સસલાની જોડી આપી દે. કેમ બેસવું છે?"

"મને બેસવાની વૃત્તિ તો થઇ: પરંતુ ઠાકોર સાહેબની આંખની કણી રૂપે હું થઇ રહીશ એવું મને લાગવાગ્મા લાગ્યું.

"ના હું તો જઇશ જ."

"મને પણ એ ખાત્રી હતી. તમને આ નાચ ગાનમાં શેનો રસ પડે? હું પણ કલાની ખાતર નિભાવી લઉં છું" રસુલે સસલાની જોડી તથા તેની સાથે એક મોટું ખોખાનું બનાવેલું ઘર આપવા માંડયું પરંતુ હું તો સસલાના કાન પકડી "લીફ્ટ"માં ભરાઇ ગયો. 'શા માટે મારી ગાડીને બોલાવું? ટેક્ષીજ ઠીક પડશે' એમ વિચારી ટેક્ષીમાં બેસી તેને હાંકી જવા કહ્યું:......"કેટલાં સુંદર સસલાં! અહા! કેવાં નાચે છે? બાજુમાથી પસાર થતી મોટરગાડીને જુએ છે? કેવા સુમનોહર નયનો! કેવો સફેદ રંગ! શી છટા! અહા! કેવો કુદકો! 'ધબ! કટ! કડ કડ કટ! બંન્ને ગાડીઓને એકા લાગી ગઇ. હું ગભરાયો. બીજી 'Car'માંથી એક યુરોપીયન જેવી દેખાતી યુવતી એના સોનાના સુંદર કેશ કલાપને મારા ટાલિયા માથા પર સોનાની સુંદર સુવર્ણવાટિકા ઉગાડવા ન ઇચ્છતી હોય તેમ પાસે લાવી બોલી "Hullo! what a beauty! How did you manage to throw it on me!! ક્યારેક અંગ્રેજીનો મારો અભ્યાસ હોવા છતાં જીભ થોથરાય છે આતો વિશ્વામિત્ર અને મેનકાનો પ્રસંગ હતો. તેના હાથમાં સસલાનું બચ્ચું હતું જે ચાલુ ગાડીએ મારી ગાડીમાંથી તેની પાસે જઇ પડયું હતું. હું બહાર આવી હાથને ઉંચો કરી મહા મહેનતે બોલ્યો " બેગ્ઝ ફ્યું પારડન તમારી ડેમ્સલ! પ્લીઝ માઇ

મીસ્ટેકને એક્સક્યુસ કરો. Fault છે. સસલાનો—not me my lady." કેટલું કહ્યું આપણું! શું યુવતી તમાચો લગાવી દેશે? અરે! પણ મારી અજાયબી વચ્ચે એ તો મારી બાજુમાં આવીને બેઠી; અમે રસ્તાની છેક બાજુ પર હતા તેથી પોલીસનો ભય પણ ન હતો. "Would you mind parting with it! Oh! How I like it?" હું સમજ્યો. એની દાનત બોરાં કાપરા જેવી હતી તેને સસલું જોઇતું હતું. "Yes you may take away the male.' પરંતુ એને તો માદા જોઇતી હતી. મેં એને પુષ્કળ સમજાવ્યું કે સ્ત્રીઓએ તો પુરૂષની પૂજા કરવી એજ એનો ધર્મ છે. માટે નરને લઇ જવો જોઇએ છતાં સ્વાતંત્ર્યના જમાનામાં ઉછરેલી યુવતી માને શી રીતે? એને તો માદાજ જોઇએ અને વ્હેમને કારણે માદાને હું રાખવા માગતો હતો. પરંતુ એના શ્વેત સ્પર્શથી અંજાઇને કે પછી સ્ત્રીઓ તરફની 'Chivalry'થી પ્રેરાઇને પણ મેં જોડીજ આપી દેવાની હીંમત કરી.

ધોળા શીખરવાળા હિમાલયની બ્હેન બોલી "નો નો. જોડી નહીં મંગતા. લેડી મંગતા—જેન્ટલમેન 'તુમ રખ્ખો." "યે નહીં હો સકતા—મેમસાબ. આપ જેન્ટલમેન રખ્ખેં; અગર દોનું રખ્ખે; લેડી નહીં દે સકતા." "અચ્છા. હમારી ગાડી કો હરકત પહોંચાનેકા મુજરમેં મેં ડાયરેક્ટર ઇલાજ લુંગી, આપકી ગાડીકા નંબર ક્યા હૈ?" કમનસીબે ડ્રાયવર હોટેલમાં ચાહ પીવા ગયો હોય કે પછી કંઇ કામે ક્યાંક ગયો હોય! મેં હોર્ન માર્યું; રૂપિયો સીટ પર મૂકી પલાયન કર્યું.

ચાલતા જવાનુંજ ઠીક લાગ્યું. પરંતુ ધોબી તળાવ આગળ એક સસલું છૂટયું. એ આગળ; હું પાછળ; બીજાના કાન પકડી હાથમાં લટકાવી હું દોડુ. ટ્રાફીકને ખલલ કરવા માટે પોલીસે મને અટકાવ્યો. તેની ચૂકમાંથી છુટવા મેં બીજાને પણ છુટું મુકી દીધું. પોલીસે કહ્યું: "કેમ મીસ્ટર, સસલાં તમારા છે?" 'ઉ—હા—ના—હા—ના" ત્યાં તો વિજળીની જેમ બન્ને સસલાંને હાથ કરી તેજ શ્વેતાંગના મારી પાસે આવી ઉભી. શું તે મારી પાછળ જ આવતી હતી? આવા મોટા શહેરમાંથી પ્રયોગશાળા માટે માત્ર હું જ તેને જડયો!!"

પોલીસ—"કેનાં સસલાં છે?—કહો. નહીતર સીટી ફોડી જમાદારને બોલાવી પોલીસ ચોકીમાં"......

યુવતી—"યે ખરગોસ મે મેરે હૈ."

પોલીસના હાથમાં બે મુળાનાં પતીકાં મેં મૂકી દીધાં પરંતુ એણે ઉપેક્ષા કરી; મેં યુવતીને કહ્યું "Fair queen, you takes away lady rabbit. I have a gentleman." "No" તે ગૌરાંગના તાડુકી "*I don't want any of your brubish! I want an explanation from you; why did you throw it in my car and harass me! look!*"

અહહા—તેના હાથ પર ઉઝરડા હતા! આંખના પોપચાં નીચે અને ગાલના ડુંગર ઉપર ન્હોર ભરાયાનાં ચિન્હ હતાં—વાળ વિખરાયલા હતા—અરે! સસલાં!! તેં આ

અપ્સરાને હેરાન કરી, મારા ખીસ્સા પર કાપ મૂક્યો!! પરંતુ અત્યારે મને પોલીસની કદર થઇ. કેટલો કાયદાબાજ! મનુષ્ય જાતને મદદ કરવાની તેની કેટલી બધી તમન્ના— અહા! હરિશ્ચંદ્ર, શ્રીરામ, કે ભગીરથ તેની પાસે હિસાબમાં નહીં.

'શેઠ સાહબ' એ બોલ્યો " યે મેમ સાબકો શાબાશ રૂપિયે દેને પડેંગે—અગર—કાયદા બુરી ચીઝ હૈ. યે બરગોસ અ.પ સે જ્યાદા...મેં મેમ સાહબકો સમઝા દેતા હૂં."

પ્રભુ એવો અનુભવ કોઇને ન કરાવે. મારી જ ભૂલ હતીને! શા માટે, મેં, જાણે હું ડહાપણનો ભંડાર હોઉં એમ એને મારી પાસે બેસવા દીધી હતી! શા માટે મેં એક બુદ્ધિ હીન રાસભની માફક એની 'પારકન બેગ્યા' હતી! ટંટા ફીસાદનો કાયર અને મજાનાં પૈસાનો ભાર ન સહન કરે તેવાં—તેથી મેં પોલીસને સ્વરાજ આપી દીધું—લેડી હસની હસતી આવી. પોતાની 'Car'માં સસલાં લઇ ગઇ. પાછી આવી ટોપલી મારા હાથમાં મુકી "A kind present from me!" કહી પોતાનું કાર્ડ અને સીરનામું મારા ગજવામા મુકતી ગઇ! અહા! શું સુંદર ટોપલી! કેવો સુગંધી મુલાયમ કાગળ વીંટેલો! અહા! એમાં સસલા કેવાં લહેરથી બેઠાં હશે!

"એને મળવા ગયલા કે?" કનુભાઇએ પુછ્યું.

"હવે તમને ક્યાં અનુભવ નથી! એને મળવા જાઉં કે મરવા જાઉં? વાત મુકોને. હજુ પણ મારો કેડો મુકતી. ...પરંતુ એનો અવાજ!" અહહા!

"સસલાંનું શું થયું પછી?"

"કનુભાઇ! દુનિયા દોરંગી છે. સસલાંને દરિયામાં ફેંકી દેવાનો વિચાર કરી તે તરફ ચાલ્યો. રસ્તે ભાર લાગતાં નીચે મુકી દઉં અને આગળ ચાલવા લાગું તો "હે શેટ યેકુ કાય!" કરતાકને પાણીવાલા છત્ર ખાય, હોટેલમાં ચહા પી ત્યાં ટોપલી છોડી દઉં તો તેનો બોય શોધનો પાછળ આવી આપી જાય. અરે હજામત કરાવી હજામને ત્યાં ભુલી આવવા પ્રયત્ન કર્યો તો ઉઘાડે અસ્ત્રે તે હજામ ટોપલું પાછું આપી ગયો. કંટાળી જઇ હું પાલવા ગયો. હોડીઓ ફરતી હતી. સ્ટીમ લોંચ જતી હતી. શું મને ગાંડપણ લાગ્યું હતું? મેં ટોપલીનો ઘા કર્યો. પોલીસ તુરત હાજર! 'કેમ શેઠ શું ફેંક્યું!'

'ભાઇ, મારી ટોપલી છે.'

'એમાં શું છે?'

'સસલાં છે!'

"આ શું? આ શું? એજ ખુબસુરત બલા—અહીંયાં પણ?! મને નીરાંત થઇ. મેં કહ્યું "જુઓ પોલીસ સાહેબ આ બાઇએ જ મને એ ટોપલીમાં સસલાં બાંધી આપ્યાં છે." મેં તેના તરફ ટોપલી ધરી.

"Stupid-I don't know you! Who are you! Why, do you throw that on me!" હું તો અજાયબ થયો. હું તો મારનો હતો કે મુરની રૂપિયા યાદ કરી હસી પડશે. મુરતીનું સ્મિત ક્યાં ગયું?

પોલીસ——"ખોલો એમાં શું છે!" મેં ટોપલી ખોલતાં ખોલતાં કહ્યું "શું દોષ એમાં? સસલાં છે!"

"હું એ એ એ——આ શું? ધરતી માર્ગ આપે તો સમાઈ જાઉં? કાપો હોય તો લોહી ન નીકળે એવું મારૂં શરીર થઈ ગયું!!!

પોલીસ—"એબી! મુએલું બાળક! યે કીધરસે લાયા! હરામખોર, યે બદમાસ હૈ! ઐસો યે 'એબી' કીસ્કા હય!"

"મારૂં નથી; મારૂં નથી! હજુ સુધી તો હું વાદા વિલાસ કોમતોજ મેમ્બર છું. એમાં તો સસલાં હતાં! મડમસાબ! આ શું?" મડમસાબ ઝાડ થઈ ગયાં તે બોલ્યાં "દેખો કોન્સટેબલ-યે કાલા આદમી કંઈ રોજસે હમારા પર એેસી ચીજ ફેંકા કરતા હૈ. યે બેશરમ હય—ગેટ પર લે ચલો."

"આતો અન્તર્યામી! ત્યારે શું જેલમાં જવું પડયું હતું?" કનુભાઈએ પુછયું.

"અરે પણ સસલાંમાંથી બાળક કેમ થઈ ગયું એજ હું વિચાર કરતો હતો. ઇન્દ્રના ઘરની અપ્સરા પણ જબરી નીકળી, જાણે કેમ મને ફસાવવા માટે મારી પાછળ જ પડી ન હોય, તેમ હું ન દેખું છતાંયે હાજરને હાજર જ."

શું હું તપસ્વી વિશ્વામિત્ર હતો!!

"અરે! પણ જલ્દી કહો! પછી શું થયું?" કનુભાઈ બગડ્યા.

"પોલીસ લોકો પ્રત્યે મને માન છે. ક્યારેક તો ધાર્યું કામ આપે છે. દૂર દૂર જવું તો પડ્યું પરંતુ મેં પોલીસ ચોકીપર વખતની બરબાદી કર્યા પછી સસલાં પણ જોયાં અને બાળક કોક બીજાનું જ નીકળ્યું. "અને યુવતી........"

"એજ અજબ જેવું છે ને? જે કામરૂ દેશની કામિનીએ સસલાંનું બાળક બનાવી દીધું હતું અને જેણે મને શેઠમાંથી ગુન્હેગાર બનાવી દીધો હતો તેણે જ પાછું બાળકને સસલામાં ફેરવી દીધું. અને હું ગુન્હેગાર મટી શેઠ થયો. અને કોઈ ભલતો જ આદમી ગુન્હેગાર બની ગયો. વધારે કહેવામાં માલ નથી. સસલાંની જોડીમાંથી માદા તે 'Lady' ઉપાડી ગઈ અને નરને છરી ઉપર પડી જવાથી અકસ્માત્ થતાં......"

મ. રે. શેઠ હજુ તો વાક્ય પુરૂં કરે ત્યાં ગાડી ઉભી રહી, જમીન બેસી ગઈ હતી? ના. પરંતુ સલેપાટમાં કંઈક ખામી જણાઈ હતી. અકસ્માત્ થતાં રહી ગયો હતો——ના ના કોઈએ સાંકળ ખેંચી હતી. કોણ દોડયું?——માણસ!! પાછળ સીપાઈ——તેની પાછળ?——પઠાણ!—તેની પાછળ? અરે કોણ દોડે છે? ક——નુ——ભા——ઈ!

ગાડી ઉપડશે એમ જણાવતી સીસોટી થઈ અને કનુભાઈ આવ્યા. "મ. રે. શેઠ—કોડો——"કોડો?" મ. રે. શેઠ બગડયા. "કોટ! રૂપીઆ!" "લ્યો" કહી કનુભાઈએ કોટ આપ્યો ગાડી ઉપડી. સોનાનું ઘડીઆળ પણ હતું——પરંતુ રૂપિયા!......

"શેઠ, લક્ષ્મી ચંચળ છે" કનુભાઈએ કહ્યું. "હાય! પરંતુ આ કોડો અનામત મળ્યો તે કહોને."

કનુભાઈએ સમજાવ્યું કે કેવી રીતે ચોર તે કોટ ચોરી ગયો હતો. કેવી રીતે તેણે જોયું હતું. તેને એક માણસ પર મજબુત શક હતો અને ગાડી ઉભી રહી તેનો લાભ લઈ તે નાસતા જતો હતો, ત્યારે કેવી રીતે કનુભાઈ તેને પકડી કોટ હાથ કરી લાવ્યા હતા.........

"ત્યારે તો આ કુટનો કંડિયો તમે લઇ જાઓ કનુભાઇ",

"અને તેની અંદરનો શંખ!!"

"તે પણ તમેજ રાખો."

"પણ મારે દાઢી ઉતરાવવી પડશે..........."

\+ + + +

"એક ભીખારી આપને મળવા માગે છે" નોકરે કહ્યું.

"આવવા દે" વાલકેશ્વર પરના પોતાના સંગેમરમરના આલીશાન બંગલામાં સુખડના હીંચકા પર રૂપાના કડાંઓ——જેમાં એની મેળે જ હીંચકો ચાલી શકે એવી કરામત છે——તે પર આલંબી રહેલી સોનાનો ચળકાટ મારતી સાંકળો પકડી બેઠેલાં મ. રો શેઠ બોલ્યા———ભીખારી આવતાં તે ચમકયા——અરે ઊઠયા.........

"કોણ ? કોણ ? કનુભાઇ!!! આટલે વર્ષે ! તમારી દાઢી! શંખ!"

"શેઠ સાહેબ, શંખ મળ્યો ત્યારથી મારાં જુગારખાનાંઓ પકડાઇ જવા માંડયા. ચંડુલનીને, ચીનાઓની ગુફાઓ, સટ્ટો, પંજો, છકકો, વગેરે તમામ બીઝનેસ પર પાયમાલી મુકાઇ ગઇ...દાઢી ગઇ અને શંખ આવ્યો ત્યારથી સત્યાનાશ વળી ગયું. વર્ષો પહેલાં તમારો કોટ ચોરાવનાર પણ હુંજ હતો. ખરૂં પુછો તો મને આશ્ચર્ય ન હતી."

"કનુભાઇ ફીકર ન કરો" મ. રો. શેઠ બોલ્યા. "એવા રૂપિયા તો કંઇક ગયા ને આવ્યા. "પણ ખરૂં કહું ? હું તો નાસ્તિક છુ પરંતુ જો માનવું હોય તો કુતુહલ કરી જુઓ. વિષ્ણુ ભગવાને દાઢી નહીં રાખેલી તેથી તેને શંખ સાથે ગદા અને પદ્મ રાખવાં પડેલાં; શંખ સાથે તો દાઢી જોઇએજ અને કોડા સાથે મુંડો જોઇએ જ. જયારથી કોડા અને મુંડો મારે ત્યાં એકઠાં થયાં છે ત્યારથી સટ્ટામાં, જુગારમાં, બેટીંગ સ્લીપોમાં, છુપી લૉટરીઓમાં, ચાઇના ડેનમાં કે એવા સેંકડો અખાડામાં મને પૈસોને પૈસો જ દેખાય છે. અને બહારથી ત્યાં આપણે Export, Import કે એવું કંઇક કરીએ છીએ." કોઇ મહેલમાં દાખલ થયું.

"એ શેઠ જમવાના છે ?——રસોઇયાએ ભાણાં પીરસ્યાં છે!" એક ખૂબસુરત યુવતી ચમકી બોલી ગઇ. "શેઠ! હું તો ભીખારી છું!" કનુભાઈ બોલ્યા.

"નહી—તમે તો મને કોડા આપ્યો અને હું સુખી થયો. ઓળખી ?"

"કોણ એ ?" કનુભાઇએ કહ્યું.

"પેલી મેનકા ! સસલાંની ટોપલીવાળી. નાત જાત તો જાણતો નથી પણ છે એક આબાદ ઘર રખ્ખુ ગૃહિણી."

"અહા ! ત્યારે સસલી પણ તમને ફળી ખરી."

"સસલી તો એને ફળી. હું તો નાસ્તિક છું એ મ્હારી......આઇસાએલ બંબ-ગાર્ડ હવે કોડાની પુજા કરે છે! અને પોલીસ ચોકી પરથી ઉઠાવેલી સસલીને નવાડી ધોવાડી ચાલ્લાં કરે છે. હું તો માત્ર દર્શન કરૂં છું. હું ભલો કે મારૂં બીનેસઝ ભલું."

"શું પૂજાની ઓરડી રાખી છે?" ભીખારી કનુભાઇએ પુછયું.

"હા———ચાલો જમવા, અને જોતા જાઓ"

*　　　*　　　*　　　*

કેવું દૃષ્ય! પુજાના ઓરડામાં કેડાનું સ્થાપન! સસલી માટે સોના રૂપાનું પાંજરૂં અને એ સ્વર્ગની ખૂબસુરત ગૌરાંગ રમણી—અપ્સરા—જેમ આર્ય અબળા તુલસી કયારે ઊભી પૂજા કરતી હોય તેમ કેડાની પૂજા કરે છે. રાજા રવિવર્માના અમર ચિત્રથીયે સુંદર કેમેરામાં ઝડપી લેવા યોગ્ય દૃષ્ય

"મ. રો. શેઠ પરંતુ હવેથી 'અકસ્માત' એ શબ્દનો ઉપયોગ કરો છો કે ?"

"એ શબ્દ હવે હુ બોલતો નથી— આપણને તે દિવસે રેલ્વેમા અકસ્માત થયેલો ત્યારથી..........."

વાકય પુરૂં કરે તે પહેલા તો તે ગૌરાંગ રમણી ચમકી—તેનો હાથ વાગી જતાં સસલી ઉછળી———પુજાની સામગ્રી છિન્નભિન્ન થઇ ગઇ. કેડો ભીખારી કનુભાઇને વાગ્યો તેની ચોટ લાગવાથી તે નીચે પડવા જતાં તેણે મ. રો. શેઠનો હાથ પકડયો. સસલી મ. રો. શેઠના માથા પર ઉછળીને પડી હતી એટલે તે પણ કનુભાઈ ઉપર આવી પડયા. જાણે મલ્લ કુસ્તી લડતા લડવૈયાઓ———ભૂમિમાતાને પૂજ્ય ભાવથી ચુંબન કરતા હતા———પડેલા કનુભાઇના ગજવામાંથી શંખ નીકળી પડયો અને ગબડીને મ. રો. શેઠના માથા પાસે આવી પડયો. શંખ અને શેઠ, કેડો અને કનુભાઇ તથા સસલી અને...... ગૌરાંગ રમણીના યુગલો બંધાઈ ગયાં———તે શ્વેતાંગી સસલાને રૂપરાણી કાનથી પકડી ઉભી રહી: ઇન્દ્રને પણ અદેખાઇ કરાવી, તેનું સિંહાસન ડોલાવે એવા રૂપાની ઘંટડીના અવાજ જેવા અતિ મનોહર હાસ્યથી તે યુરોપીય જેવી લાગતી લાવણ્યવતી લલનાએ 'હૉલ'માં રણકાર કરી મુકયો. એ અટ્ટહાસ્યની લયમાં———તેની મીઠી હલકમાં બંન્ને મિત્રો ક્ષણભર ભાન ભૂલી ગયા————

રામપ્રસાદ હ. ભટ્ટ. બી. એ., એસ. ટી સી.

(સંપૂર્ણ)

(મારી વાર્તાઓનાં પાત્રો કલ્પિત જ હોય છે. કોઇ જીવંત વ્યક્તિ ઉપરથી ઉપજાવી કાઢેલા નથી. R. H. B )

---

# પૃથ્વી ઉપરની કેટલીક અજાયબીઓ

## ૩

## અમેરિકા

ઉત્તર-અમેરિકાઃ—હવે આપણે અમેરિકા ઉપર નજર નાંખીશું. આ ખંડ 'નવી-દુનિયા' New-Worldના નામથી હજી ઓળખાય છે કેમકે એ નવોજ શોધાયેલો છે. ઉત્તર-અમેરિકાના યુનાઇટેડ-સ્ટેટસના પાસિફીક-કોસ્ટ ઉપર કેલીફોર્નિયા તથા સીયેરાનેવેડાના પ્રદેશો છે તે ઘણાજ રમણિય તેમજ કુદરતી કરામતોથી ભરપુર છે. તેમાં પણ કેલીફોર્નિયા દેશ અલૌકિક છે. પ્રદેશ ઘણોજ સુંદર અને આકર્ષક છે, આ પ્રદેશ નદીયો, પહાડો, ખીણો, જંગલો, પાણીના ઝરણો તેમજ ધોધોથી ભરપુર છે. ત્યાંનું સૃષ્ટિ-સૌંદર્ય એટલું મોહક છે કે દર સાલ દુનિયાના મુસાફરો તે જોવા પાછળ હજારો પૈસા ખર્ચ કરે છે. તેથી તેને જોઇને તેઓ કહે છે કેઃ—"It is a land of sunshine, fruits, flowers, movies and sports" અને તેથીજ તે દેશનો અમુક ભાગ જેનું નામ "Hollywood" છે તે અત્યારે દુનિયાંભરમાં ચાલી રહેલાં સીનેમા ફીલ્મો ઉતારવાનું તથા શિખવાનું કેન્દ્રસ્થાન થઇ પડેલ છે કારણ કે ત્યાં કુદરતી દેખાવો અને ફીલ્મો લેવાનાં દરેક પ્રકારના કુદરતી જોઇતાં સાધનો પુષ્કળ મળી આવે છે. વળી ત્યાંનાં હવાપાણી ઘણાંજ ખુશનુમા છે. ત્યાં શિયાળામાં વરસાદ પડે છે. ફળફળાદિ તથા અનાજ-ઘઉં પુષ્કળ થાય છે. મુસાફરો જ્યારે જાય ત્યારે પાકેલાં સોનેરી રંગના ફળો થી લચી રહેલા બગીચાઓ, પાકીને પીળાં થઇ રહેલાં અનાજનાં ખેતરો રસ્તાની બન્ને બાજુએ જોઇને છક થઇ જાય છે અને મુગ્ધ બની જાય છે. અને તેથી તો તે પ્રદેશને "Golden gate of America"ના નામથી ઓળખે છે. અહિ કુદરતી જંગલો પણ ઘણાં છે અને તે પણ ઘણાં જુનાં છે. તેની અંદર કેટલાંક ઝાડો તો તમોએ નહિ સાંભળેલાં હોય તેટલાં જુનાં છે. આ ઝાડો ખાસ કરીને Sierra nevedaના પ્રદેશમાં છે, They are called the "Pillars of Hercules" એટલે કે જંગલના રાક્ષસો કહેવાય છે. પ્રેસીડન્ટ રૂઝવેલ્ટે એક વખત કહેલું છે.—These giants of forest should be preserved as they are the creations of the greatest and mightest, architect-called 'Age" આ ઝાડોની બે જાત છે. કેટલાંક Red-woodના નામથી ઓળખાય છે અને બીજાં Big-treesના નામથી પ્રખ્યાત છે. આમાંનાં કેટલાંક ઝાડો ૩૦૦૦ વર્ષ જુનાં છે અને તેમાંથી લગભગ બારેક ઝાડોની ઉંચાઇ ૨૦૦ (બસો) ફીટની છે. તેનાં થડ આશરે ઘેરાવો ૭૦ ફીટ છે. કેટલાંકનાં થડો અગ્નિથી બળી જઇ તેમાં એટલી તો ઉંડી બખોલો પડી ગયેલી છે કે તેની અંદર ત્યાંના ખેડુતો પોતાનાં tractors કાયમ રાખી મુકે છે એટલે એ પોલાણો કુદરતી ગેરેજનો અર્થ સારે છે. ખાસ કરીને દક્ષિણ કેલીફોર્નિયા ઘણોજ સુંદર છે. ત્યાંના લોકો વિષે કહેવાય છે કેઃ—With water, work and

money, they are reshaping the destiny of this land, as did Nebuchadnezzar with the plains of Babylon" એટલે કે આ દેશ અસલ તદ્દન સુકો અને ઉજ્જડ હતો પરંતુ કુદરતે મુકેલાં અમુક સાધનોનો ઉપયોગ માણસે કરી તેને એક અલૌકિક પ્રદેશમાં ફેરવી નાખેલો છે. અહિં મોટી નદી Colorado છે. તે ૧૬૫૦ માઇલ લાંબી છે અને તે એટલી ઉંચાઇ ઉપરથી વહે છે કે ઠેકઠેકાણે તેના વહેણના જોરથી ખડકો કોતરાઇ કપાઇને ઉંડી ખાઇઓ બની ગયેલી છે. અને તેને Canyons-gorges કહેવામાં આવે છે. આ ખાઇઓમાંથી એક એ દુનિયાની એક (Wonder of the world) અજાયબીની વસ્તુ કહેવાય છે. એમાંની એક ઘણીજ મોટી અને ઉંડી છે. તેની ઉંડાઇ એક માઇલની છે તથા ૩૦૦ માઇલ લાંબી છે. આ દેશને વાસ્તે કહેવાય છે કે "Nature's emotions range from almost fury to moods of restful calm" એટલે અમુક ભાગો ઘણાંજ રળિયામણા છે જ્યારે બીજા એકદમ વેરાન અને સુકા છે. તેનો પુરાવો એકજ આપીશ. અમુક ભાગ એટલો બધો ઉજ્જડ, સપાટ અને નીચાણમાં આવેલો છે કે પહાડના ટોકરા ઉપરથી દૃષ્ટિ કરીએ તો ભયંકર દીસે લાગે છે. તેથી તેને "Death-valley" મૃત્યુની ખીણ નામથી ઓળખવામાં આવે છે. દરિયાની સપાટીથી તે ખીણ ૩૦૦ ફીટ નીચી આવેલી છે અને તે Colorado-desert કોલોરેડોના રણમાં આવેલી છે. બીજી બાજુ આપણે આટલો સુંદર પ્રદેશ જોયો. વળી આ દેશની અંદર હજારો અસંખ્યાત કુદરતી ફુવારાઓ આવેલા છે. સીએરાનેવેદામાં અમુક ભાગ Wyoming વ્યોમીંગના નામે ઓળખાય છે ત્યાં એક વધારે ઉંચો ખડક આવેલો છે. તેને Devil's tower ના નામથી ઓળખે છે. તે પવન અને પાણીથી ઘસાઇ ઘસાઇને આજે Hexagonal ષટકોણ બની ગયેલો છે. અને તેના ઉપર Tourists મુસાફરો ચઢીને હથોડાથી ઠોકે છે. ત્યારે અવાજ દેવળનાં ઘંટ જેવો થાય છે. એટલુંજ નહિ પણ કેટલાક નિપુણ મુસાફરો જઇને ત્યાં બેસી તેના ઉપર ઠોકી રીતસર સૂર કરે છે. "Some ingenious persons have played tunes on it." ત્યાંના આજુબાજુ આવેલાં જંગલોમાં ખાસ જંગલી રીંછ તથા Rocky mountain mule-deer પહાડી મોટાં હરણો વસે છે. તે એટલાં તો જોરાવર અને વજનદાર હોય છે કે એક રીંછ વજનમાં ૧૦૦૦ રતલ તથા હરણ ૩૦૦ રતલ વજનનું હોય છે. આવો આ અજબ પ્રદેશ છે. કેનેડા અને યુનાઇટેડ સ્ટેટ્સને વહેવાર સાંધી આપનાર પાંચ મોટાં સરોવરો છે તે મીઠા પાણીનાં છે. દુનિયામાં જેટલું મીઠું પાણી છે તેના પચાસ ટકાથી વધારે જથો આ પાંચ સરોવરમાંજ સમાએલો છે તેમાં આજે મોટી મોટી સ્ટીમરો ફરે છે. આ સરોવરો હીમકાળના પુરાવારૂપી છે. વળી અમેરિકાનો નાયાગરા નદીનો ધોધ પણ એક અજાયબીનું દૃશ્ય છે. આ ધોધ ૧૬૪ ફીટ ઉંચાઇ ઉપરથી પડે છે એ ધોધ બે સરોવરની વચ્ચે આવેલો છે. નાયાગરા નદી એક સરોવરમાં પડે છે. તે સરોવર ઉભરાઇને તેનું પાણી ધોધ રૂપે પડી બીજા સરોવરમાં જાય છે. ત્યાં આ નાયાગરાનો ધોધ થાય છે. ધોધ જ્યાં પડે છે ત્યાં ખાઇ સાત માઇલ લાંબી અને અરધો માઇલ પહોળી છે. ધોધની પહોળાઇ (Width across the fall) સવા માઇલની છે જ્યારે નાયાગરા નદીમાં રેલ આવે છે ત્યારે દર સેકન્ડે ૧,૮૦,૦૦,૦૦૦ એક

કરોડ એંસી લાખ ગેલન અને આઠે દીવસે દર સેકન્ડે ૧,૦૦,૦૦૦,૦૦ એક કરોડ ગેલન પાણી ધોધ મારફતે પડે છે. આખા વર્ષમાં એવરેજ દર મિનિટે ૪૦,૦૦૦,૦૦ ચાળીશ લાખ ટન (Ton) પાણી પડે છે. આ ધોધમાંથી Power લઇ વીજળી ઉત્પન્ન કરેલી છે અને તેમાંથી U. S. A. અને Canada બન્ને દેશને ધોધથી ૩૦૦ માઇલ દૂર સુધી વીજળી પુરી પાડવામાં આવી છે. ઉત્તર અમેરિકાના આટલાંટિક મહાસાગરને કાંઠે મહાસાગરમાં ન્યુફાઉન્ડલેન્ડનો ટાપુ છે. તેના પશ્ચિમ કાંઠાની લગભગ ૨૦૦ માઇલના વિસ્તારની જમીન ભૂકંપથી દરિયાને તળીએ બેસી જઇ એક કુદરતી પ્લેટફોર્મ બનેલું છે અને તેના ઉપર આજે બસો ફીટ ઉંડાઇનું દરિયાનું પાણી ફરી વળેલું છે એટલે ગરક થયેલી જમીન બસો ફીટ ઉંડી છે. તે પ્લેટફોર્મ ઉપર આજે કરોડો માછલીઓ પાકે છે અને સ્પેશીયલ જાતની જેને Cod-fish કહે છે તે પાકે છે. તે માછલીમાંથી તેલ જેને Cod-liver-oil જે ડૉક્ટરો દવા તરીકે લેવા કહે છે તે થાય છે. આ બધી ખરેખર કુદરતની અજાયબીઓ નહિં તો બીજું શું?

દક્ષિણ-અમેરિકામાં બ્રાઝીલ નામે ઇન્ડીયાથી બમણો મોટો દેશ છે. તેમાંથી દુનિયાની પહોળામાં પહોળી નદી Amazon વહે છે. આ નદીમાં બારે માસ પાણીનો જથ્થો પુષ્કળ રહે છે. આ નદીના પ્રદેશમાં બારે માસ વરસાદ પડે છે. તેના આજુબાજુના પ્રદેશમાં ઘીચ જંગલો આવેલાં છે. આ જંગલો એટલાં ઘાડાં છે કે આજે પણ હજી Explore થયેલાં નથી. ત્યાં માત્ર નદીઓમાં થઇ મછવા મારફત જઇ શકાય છે. આ જંગલોને Silvasના નામથી ઓળખે છે. આ એમેઝોન નદી પણ કુદરતની અજાયબી છે. આ નદીને આપણા દેશની Ganges અને Indus જેવડી આઠ નદીઓ મળે છે ત્યારે નદીમાં કેટલું પાણી હશે તેનો ખ્યાલ કરો. તેના મુખ આગળથી અઢીસો માઇલ ઉપર દૂર સુધી આ નદીનો પટ પચાસ માઇલનો છે. ચોમાસામાં રેલ આવે છે ત્યારે આટલાન્ટીક મહાસાગરનું પાણી Hundreds of miles સુધી કાદવવાળું થઇ જાય છે. એટલુંજ નહિ પણ નદીના મુખ આગળથી તે છેક બસો માઇલ દૂર સુધી આટલાન્ટીક મહાસાગરનું પાણી પણ એક બાલદી ભરીને તપાસીએ તો પીવા જેવું મીઠું થઇ જાય છે. આટલું બધું મીઠું પાણી નદીમાંથી દરિયામાં પડે છે. નદીના મુખની પહોળાઇ મુંબઇથી બરોડા સુધી જેટલો અંતર થાય તેટલી છે. આ પણ એક કુદરતની અજબ કૃતિ છે.

હવે દક્ષિણ અમેરિકા તરફ દૃષ્ટિપાત કરીએ. આજ મહાસાગરમાં વેસ્ટ ઇન્ડીયાના ટાપુ આવેલા છે. તેમાં Cuba સૌથી મોટો ટાપુ છે. 'It is an island of extreme wealth and dire poverty. આ ટાપુમાં અથાગ તંબાકુ અને શેરડીનો પાક થાય છે. શેરડી કેટલી થાય છે તેનો ખ્યાલ જોઇએ તો તેને વાસ્તે કહેવાય છે કે:—

" Children of Cuba do not care whether the mill grinds or not, so long as cane grows and their teeth are strong." વળી કહે છે કે No trip to Cuba is complete without a trip to a cigar-factory." ત્યાંની તંબાકુ દુનિયામાં વખણાય છે. ત્યાંની સીગાર અમુક ખાસ

flavour સુગંધવાળી બનાવવામાં આવે છે. દક્ષિણ-અમેરિકાને ઇશાન ખુણે ટ્રીનીડાડનો ટાપુ છે. ત્યાં Fitch-Lake ડામરનું સરોવર છે. તેમાંથી ડામર નીકળે છે. જે હાલમાં રસ્તાઓ બનાવવામાં વપરાય છે. તે સરોવરની density એટલી બધી છે કે તેની ઉપરથી સાઇકલ ફેરવી ચાલી જાઓ તો પણ વાંધો નહિ. વળી Argentine નામનો દેશ પણ ઘણોજ કુદરતી રચનાઓથી ભરેલો છે. આ દેશમાં ઘાસના વિશાળ મેદાનો આવેલાં છે જેને Pampasના નામથી ઓળખવામાં આવે છે. શરૂઆતમાં આ દેશમાં ૧૫૫૨ની સાલમાં માત્ર બે પોર્ટુગીઝ લોકો સાત ગાય અને એક ખુંટ લઇને યુરોપથી વસવાટ કરવા આવેલા હતા. ત્યાં આજે-લાખો ઢોરો-ઘોડાઓ ઉછેરવામાં આવે છે. અને હજારો પુશલ ઘઉં પાકે છે તથા અળસી થાય છે. ઇગ્લાંડનું લીવરપુલ શહેર જે દુનિયાનું ઘઉંનુ બજાર કહેવાય છે તેના ભાવનો આધાર અહિંના પાક ઉપર રહે છે. આ દેશમાં આજે પણ આપણા દેશની માફક ખેડુતો મોટી અને લાંબી તથા ઉંચી બળદગાડી (અમદાવાદ નડીયાદ તરફ વપરાય છે તેવી) વાપરે છે. થોડાં વર્ષ પછી ત્યાં ઢોર એટલાં બધાં વધી ગયાં કે એક માલીક પોતાના ઘર વાસ્તે ખોરાકમાં ઉપયોગ કરવા જરૂર પડે ત્યારે જરા પણ સંકોચ વિના ધડએક જનાવર હમેશનું મારી નાંખતો અને જરૂર પડે તેટલાં માંસનો ઉપયોગ કરી બાકીનું નાંખી દેતો. તેમજ ઘોડા એટલા બધા હતા કે તેને મારી તેની ચરબીનો ઉપયોગ લોકો રસ્તાઓની બત્તી સળગાવવામાં કરતા. એટલું જ નહિ પણ મુસાફરો પોતાના ઘોડાને બાંધવા વાસ્તે ખુંટીની જરૂર પડે તો તુરત એક જનાવર-બળદ મારી નાંખી તેનાં શિંગડા ખેરવી તેની ખુંટી બનાવે અને ઘોડાને બાંધે કારણકે ત્યાં બહુ ઝાડ જોવામાં આવતાં નથી. આજે હવે વ્યાપાર વહેવાર વધી ગયો, જેથી આ ઢોરો પરદેશ ખાસ કરીને યુરોપ સ્ટીમરોમાં ભરાઇને ખોરાક તરીકે વપરાય જાય છે જેથી મોંઘાં થઇ ગયાં છે. આ બધી કુદરતી બક્ષિસોને ભુલાવી દે તેવો ત્યાં કુદરતનો કોપ પણ તેવો જ છે.ત્યાં તીડો Locusts નો ઘણો ભયંકર ત્રાસ હોય છે. આ દેશના ઘણાએક તો Wheat-king અગર તો Cow-king કહેવાય છે અને તેઓ પોતાની દોલતનો રસ્તો કાઢવા યુરોપમાં પારીસ શહેરમાં જઇ વસે છે અને ત્યાં અમન-ચમન કરે છે, બીજા ઘણાખરા પરદેશ નહિ જતાં ત્યાંજ પોતાના દેશનું રાજધાનીનું શહેર Beunos Aires માં મોટા મહેલો બંધાવી રહે છે અને હમેશાં ચાર ઘોડાની ગાડીમાં ફરે મ્હાલે છે. એમ કહેવાય છે કે "The gilded prince (farmer) of the Fampas (wheat-farms) ranks with the princes of India. Pampa is the power that moves Argentina and moulds the character of its people." આવો આ દેશ અને તેની વિચિત્રતા છે. પારાગુવાઇ દેશ આપણા ગણદેવી પાસે સોનવાડી ગામની માફક નદીઓથી વીંટળાયેલો (River encircled) દેશ છે, અને તેની માફક વાયવ્ય કોણે કુદરતી ઘાસનો પ્રદેશ જેનું નામ Chaeo છે અને જે અત્યારે ઘણા વખતથી Bolivia અને Paraguay વચ્ચે Apple of Discord (કજીયાનું મૂળ) થઇ પડેલ છે તે આવેલો છે. તકરારનું કારણ બન્ને દેશ પોતપોતાનાં ઢોર ચારવા વાસ્તે આ પ્રદેશનો સ્વતંત્ર કબજો કરવા માગે છે અને તેનો ઉકેલ કરવાનું કામ અત્યારે League of

Nationsને માથે આવેલું છે. આ દેશમાં ઘાસ અને પાણીનું કુદરતી સાધન ઘણું છે તેથી ત્યાં ઢોર ઉછેરનો ધંધો ચાલે છે અને તેથી કુદરતી-દ્રષ્ટિએ જોતાં આ દેશ ઘણોજ સુંદર પ્રદેશ છે.

## આસ્ટ્રેલિયા

૪

**New-zealand** આ ખંડની અંદર ન્યુઝીલેન્ડ દેશ પણ ઘણોજ સુંદર છે. ઇંગ્લંડની માફક અહિં બારે માસ વરસાદનાં ઝાપટાં પડ્યા કરે છે. બારે માસ લીલોતરી જોવામાં આવે છે તેથી તે દેશને British-isles of the southern hemisphere કહેવામાં આવે છે. વળી અહિં હજારો ગરમ પાણીના ઝરાઓ છે અને તેથી દુનિયાના લોકો ખાસ કરીને ચામડીના રોગવાળા દરદીઓ અહિં Nature cure વાસ્તે આવે છે કારણ કે ઝરાઓનાં પાણીની અંદર ગંધક ઘણો છે. જ્યાં ફરો ત્યાં જમીનમાંથી વરાળ steam ધુમાડાની માફક બહાર નીકળતી જોવામાં આવે છે. અને sulphurની નાકે ગંધ આવે છે. તેથી આ દેશની પેદાશ મુખ્ય ગંધકની છે. કુદરતી દેખાવો એટલા બધા આકર્ષક અને મોહક છે કે તેને 'Paradise of the Pacific'' કહેવામાં આવે છે.

આપણો પોતાનો દેશ હિંદુસ્થાન પણ આવી ઘણી અજાયબીઓથી ભરપુર છે. પરંતુ તે તો આપણું ઘરનું રહ્યું એટલે આપણે દરેક જણે તે ભાગો જોવા જોઇએ અગર તો જાણવા તો જોઇએજ. તેથી આપ બધા જાણો છોજ એમ સ્વીકારી લઇ અહિં આપણા દેશ વિષે મેં ઉલ્લેખ બીલકુલ કરેલો નથી.

—છાયા.

---

## ગુજરાત

ગુજરાત મધ્યસ્થ યુવક મંડળે કાર્યવાહક સમિતિમાં ઓન. શ્રીયુત નૂરીને કોઅપ્ટ કર્યા છે.

રાજપીપલા રાજની લોકસભા સરદાર વલ્લભભાઈના પ્રમુખપદે ડીસેંબર માસમાં મળશે.

અમદાવાદ મ્યુ.ની સ્કુલબોર્ડે કન્યાશાળાઓમાં બનતાં સુધી વિધવા સ્ત્રીઓ અને કુમારિકાઓને (પરણે તો રાજીનામું આપવાની શરતે) શિક્ષિકાઓ તરીકે રાખવાની નીતિ સ્વીકારી છે. આ ઉપરાંત બોર્ડે બાળકો લાવતી શિક્ષિકાઓને બાળકોને શાળામાં ન લાવવા ને લાવે તો તેને સાચવવા નોકર લાવવાનું પણ ઠરાવ્યું છે.

ખેડા જીલ્લા સ્કુલબોર્ડે ઠરાવ્યું છે કે જે શિક્ષક જેટલા હરિજન બાળકો પોતાના કલાસમાં દાખલ કરી શકે તે દરેક દીઠ વર્ગશિક્ષક અને મુખ્યશિક્ષકને બબ્બે આના આપવા. આને માટે સરકારની મંજુરી મંગાવી છે.

ધંધુકા મ્યુ. એ વીજળી તથા પ્રસુતિગૃહ માટે યોજના ઘડી છે.

ગુજરાતમાં ચાલુ સાલ ૯૫૦૦૦ મહાસભાના નવા સભ્યો નોંધાયા છે;

ગુજરાતમાં ગામેગામ ચોકીદારો રાખવામાં આવે છે. તેનો પગાર સરકારે આપવો અગર ઘટતો બંદોબસ્ત સરકારે કરવો એમ મહાત્માજી જણાવે છે.

નાન્દીપુરના શેઠ ભોગીલાલ રાજારામે મ્હેસાણા પ્રાંતમાં ખેતી વિષયક સંસ્થા સ્થાપવા પચાસ હજાર રૂપિઆની સખાવત કરી છે.

---

## બૃહદગુજરાત

શ્રી પુના ગુજરાતી બંધુસમાજ તરફથી તા. ૧૯-૯-૩૭ ને દિને શ્રીમતિ લીલાવતી મુન્શીના પ્રમુખપણા હેઠળ શરદુત્સવ ઉજવવામાં આવ્યો હતો.

રા૦ બા૦ ભીમભાઈ રણછોડજીના પુત્ર રહોડેશીયાથી ડર્બન ગયા ત્યારે તેમને ત્યાં સુરત જિલ્લા એસોશીએશન તરફથી સત્કાર કરવામાં આવ્યો હતો.

'ધી કેન્યા ડેલીમેલ'માં એક ભાઇએ પત્ર લખી ગુજરાતી સાહિત્ય સંમેલનમાં બૃહદ્‌ગુજરાતનો વિભાગ ખોલવા સૂચના કરી છે.

---

**ગ્રાહકોને**—આ સાથે પૂર્ણાનો ચોથો અંક ગ્રાહકોને મળશે એક યા બીજા સ્નેહિની ભલામણથી પ્રત્યેક ગ્રાહકો પર 'પૂર્ણા' ચાલુ કરવામાં આવ્યું છે તો જે ભાઈઓએ લવાજમ ન ભર્યું હોય, તેમણે મનીઓર્ડરથી અગર રૂબરૂમાં લવાજમ ભરવું. વી. પી. કરવાથી પાંચ આનાનો નાહક વધુ ખર્ચ થાય છે.

# અનુક્રમણિકા



## પૂર્ણા કાર્યાલયના નિયમો

૧. માસિક દર અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થશે. તા. ૨૫મી સુધીમાં અંક ન મળે તો કાર્યાલયને સિરનામે પત્ર લખી જણાવવાથી બીજી નકલ મોકલવા વ્યવસ્થા કરવામાં આવશે.

૨. પોસ્ટેજ મોકલ્યું હશે, તો નહિ સ્વીકારાએલા લેખો લેખકોને પરત કરવા તજવીજ કરવામાં આવશે.

૩. લેખકોના મતવ્યો સાથે તંત્રી સમ્મત જ છે એમ માની ન લેવું.

૪. દરેક લેખકોને તેમના છપાએલા લેખોની પાંચ છૂટી પ્રતો તથા તેમનો લેખ છપાયો હોય, તે અંક મોકલવામાં આવશે.

૫. વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૨-૮-૦, બર્મા માટે રૂા. ૩-૦-૦ અને અન્ય દેશો માટે ૭ શીલીંગ રાખવામાં આવ્યું છે.

# પૂર્ણા

તંત્રી — રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ | ડિસેમ્બર | અંક ૫

## 'ખાસ કંઇ નહિ'

સ્પેનમાં પ્રવર્તી રહેલા આંતર વિગ્રહમાં કર્નલ મોસ્કાર્ડોનો પુત્ર દુશ્મનના હાથમાં કેદ પકડાયો. દુશ્મન દળના સરદારે તેને મોતની સજા ફરમાવી, પણ એટલું ફરમેવ્યું કે "તારા પિતા જો અમારે શરણે આવશે, તો તને જીવતદાન બક્ષવામાં આવશે. નહિતર આજ સાંજે છ વાગે તને ગોળીબારથી વીંધી ગરદન મારવામાં આવશે." પાછલા પહોરે ચાર વાગે એ યુવાનને ટેલિફોન પર લઇ જઇ તેના પિતા જોડે વાત કરવાની ગોઠવણ કરી આપવામાં આવી. અન્યોન્યનો પરિચય આપ્યા પછી પિતાએ પૂછ્યું, "મને ફોન પર શા માટે બોલાવ્યો?" પુત્રે જવાબ દીધો, "ખાસ કંઇ નહિ. પણ આજ સાંજે મને દેહાન્ત દંડ કરવામાં આવશે. એ લોકો કહે છે, 'તમારા પિતા શરણે આવે તો તમને છોડી મૂકીશું'" પિતાએ જણાવ્યું "મારો ઉત્તર શું હોઇ શકે તે તો તું જાણે જ છે. માટે ખુશીથી મોતને તાબે થા અને રખે જરા ડરતો. છેલ્લી પળે માતૃભૂમિના નામની હાકલ પાડી દેહ અર્પણ કરજે. જાઓ, ખુદા ફતેહ કરો."

દેશ માટે દેહત્યાગ કરવાના પ્રસંગને પણ 'ખાસ કંઇ નહિ' કરી માનવાની સર્વોત્કૃષ્ટ દેશભક્તિ કેળવવી એ જ પરમ કર્તવ્ય છે. એવી વૃત્તિ અખત્યાર કરતાં જ રાષ્ટ્રનો ઉદ્ધાર થાય છે.

—ર.

# ગુરૂ અને ગોરખનું દ્વંદ્વ

[રાવણને ઘેર પંચ-દેવો (મહાભૂતો) સેવા કરતા એમ કહેવાય છે. એ જ રીતે આજના વિજ્ઞાનયુગમાં રેડીઓ, વીજળી અને વિમાન વગેરેની સહાયે માણસ પણ કુદરત જોડે જુદ્ધ કરીને તેના ઉપર વિજય મેળવે છે. શ્રી. મ. આ કાવ્યમાં એ જુગજુગના જુદ્ધનું ચિત્ર કુદરત અને મનુષ્ય વચ્ચે સંવાદરૂપે રજુ કરે છે.]

ગુરૂને ગોરખની હરિફાઇ
એમાં કોઇ ન ગાંજ્યો જાય.

નર, નારાયણ વઢવા બેઠા, સરખે સરખી જોડ,
બે વાદીગર ખેલે જાદુ, સામાસામી હોડ.

જુગજુગથી દાવો ખેલાય,
એમાં કોઇ ન હાર્યો જાય.

ગુરૂ રચે છે વનરાવનનાં વેલા, ઝાડ, પહાડ;
ગોરખ લે છે ફરશું જાતે કાપે જંગલ ઝાડ.

પહાડો પર મંદીર બંધાય,
એ ગોરખનો જયજય થાય.

ગુરૂ કહે જો દરીઓ મારો એના જડે ન ઘાટ;
ગોરખ બેઠી જલનૈયામાં તરતો સાયર સાત.

અપાર કેરા પાર પમાય,
અગાધના ઊંડાણ મપાય.

ગુરૂ ઊડે છે ગરૂડ જેવો આભલીએ સંતાય,
ગોરખ પૂંઠે ભમરી જેવો વિમાન-પાંખે જાય.

વાદળના પડદા ચિરાય,
ખગોળને આંખે જોવાય.

ગુરૂ રોષથી, ક્રૂર નજરથી પાડે જલ - દુકાળ
બાંધત, ખોદત ન્હેર, કુવા ગોરખ પ્હોંચે પાતાળ.

રેતીનાં રણ લીલાં થાય,
નિર્જળ થળમાં જળ રેલાય.

ગુરૂ રચે રાક્ષસની માયા ભારતાં ઘન અંધાર,
ગોરખ દાબે ચાંપ ઘરેઘર વીજળીના ચમકાર.

જગનાં અંધારાં ઉદાય,
કાજળના પડછાયા જાય.

# દક્ષિણ ગુજરાતનો કુબેર ભંડારી-ડાંગનો પ્રદેશ.

( ગયા અંકથી ચાલુ )

સન ૧૮૪૩માં સરકારી ટીમ્બર એજન્ટ મી. ઓાઇમ ને તપાસ માટે ડાંગમાં મોકલવામાં આવ્યા અને તેમની સાથે કેપ્ટન મોરીસને જોડવામાં આવ્યા. આ બન્ને ગૃહસ્થોએ ડાંગના પશ્ચિમ ભાગની સંપૂર્ણ તપાસ કરી પોતાનું નિવેદન સરકારમાં રજુ કર્યું. એ નિવેદનનો કેટલોક ભાગ અત્રે નીચે ઉતારીશું:—

"નાના છોકરા જેવા ડાંગના નાયકો શાહુકારોના હાથમાં રમકડાની જેમ રમે છે અને તેઓ શાહુકારોની રમનના સહેલાઇથી ભોગ બની તેમના દેવાદાર બને છે. અને પછી તો તેમના પ્રદેશની ઉત્પન આ લોકો જ લે છે. તેમજ મરતાં સુધી તેઓ દેવામાંથી ન છુટે એ જાતની કાળજી શાહુકારો રાખે છે. અને આ નાયકોની અજ્ઞાનતા, ઉદારતા અને ઉડાઉપણાને લીધે તેમનાં દેવાં ઘટાડવાને બદલે હંમેશાં વધ્યે જ જાય છે એથી તેની પતાવટ કદીએ થઈ શકતી નથી.

આ પશ્ચિમ વિભાગમાં જો એજન્સી સ્થાપવામાં આવે તો તેમને સલાહ અને વખતો-વખત દોરવણીનો લાભ મળી શકે પણ તે કરતાં પણ વધારે તો આપણે તેમને આ શાહુકારોના પંજામાંથી છુટવાના રસ્તા બતાવવા જોઇએ. અને તેમ થતાં જ તેમના પ્રદેશની ઉત્પનનો ફાયદો તેમને થશે. ઉપરાંત તો ડાંગના પ્રદેશની મુખ્ય ઉત્પન્ન સાગી માલની છે અને આજે વરસો થયાં આ માલનો એકહથ્થુ વેપાર સુરતી સોદાગરોના હાથમાં છે આ સોદાગરો ઉત્તમ પ્રકારનો સાગી માલ આ લોકો પાસેથી પાણીના મુલે પડાવી લે છે. તેઓ પોતાના અંગત લાભ સિવાય બીજા કશાનો વિચાર કરતા નથી. અંગત મોટા નફાઓ તેઓ આ ધંધામાંથી કરે છે અને તેમને જો આ રીતે પોતાનો વેપાર જારી રાખવા દેવામાં આવશે તો પછી આ પ્રદેશમાંથી ઉત્તમ ઇમારતી લાકડાની પેદાશ સદંતર નષ્ટ થઈ જશે. x x x આ નાયકો સાથેનો સુરતના વેપારીઓનો સીધો વેપારી સમ્બંધ બંધ કરવામાં આવે અને તેને બદલે સરકાર જ જો તે વેપાર કરવાનું ઉઠાવી લે તો મારું તો માનવું છે કે આ નાયકો તેમ કરવા ઘણી ખુશીની સાથે તૈયાર થશે. x x x હિન્દી દરીઆઇ અમલદારને યોગ્ય મોસમે ડાંગમાં મોકલવામાં આવે તો તે આ વિભાગનાં જંગલોની તપાસ કરી ઇમારતી માલ માટે ઉપયોગી નિવેદન પેદા કરી શકે.

આ બધા ઉપરાંત ડાંગ જેવા પ્રદેશમાં રહેતી અને કંગાલીયતમાં રગદોળાતી એક અસભ્ય જાતિને સુરતના વેપારીઓના ખાઉધરા પંજામાંથી મુક્ત કરવાનું અનુકમ્પા ભર્યું કાર્ય કરી શકશે."

આ નિવેદનની સાધુતાપૂર્ણ વાણી પાછળ રહેલા ગર્ભિત હેતુનો ઘટસ્ફોટ કરવાની જરૂર રહેતી નથી. શ્રીમાન ઓઇમ સાહેબ ડાંગના જંગલોની તપાસે ગયા ત્યાર પહેલાં

પણ સરકારે પોતાના એક દરીઆઇ અમલદારને આ જંગલોના ઇમારતી માલની તપાસ માટે મોકલેલા હતા.

અને આજે આપણે જોઇએ છીએ કે સામાન્ય જનતા માટે ડાંગમાં પ્રવેશવાના દરવાજા બંધ છે.

પશ્ચિમ ડાંગમાં આ હવામાં ડાંગની હકુમત માટે એ પ્રદેશના દીવાનની કચેરી ચાલે છે. સુરતી કે કોઇપણ વેપારી-સીધો ડાંગના જંગલો રાખી શકતો નથી. ઝરીઆમાં આવેલી સરકારી જંગલ ખાતાની પેઢી વરસે વરસે ઇમારતી લાકડાના વેપારી મહાજનને નોતરી તેની ભાગોળે જ માલનું વેચાણ કરી વિદાય કરે છે. અને આટલું કરવા છતાં ડાંગના પ્રજા કેટલી સમૃદ્ધ બની છે એનો જવાબ ત્યાંની રૈયતના દીદાર આપે છે!

આમ છતાંય ડાંગના નાયકોએ કંપની સરકારની આ ભલી લાગણીઓને સહેલાઇથી મચક આપી નથી. એ જંગલી જાતિઓની અજ્ઞાનતા, લુટેરૂપણું, વિ. માટે ગમે તે કહેવામાં આવે પણ તેમનામાં એક વસ્તુ તો જરૂર હતી પછી ભલે તે વસ્તુને રંગપલટો કરી બીજે નામે રજુ કરવામાં આવે. અને એ વસ્તુ તે તેઓ પોતાના પ્રદેશમાં બીજા કોઇની હકુમતને નભાવી લેવા તૈયાર ન હતા. એમના એ પ્રયાસોમાં એમની અજ્ઞાનતા, ભોળપણ અને કંગાલીયતે દગા પણ દીધા છે તેમ છતાં એમની શક્તિના ભુક્કા કરવામાં આવ્યા ત્યાં સુધી તેઓએ પરાઇ હકુમતનો સામનો કર્યો છે.

આપણે આગળ જણાવી ગયા છીએ કે પેશ્વાઇ અમલ નીચે પ્રસરેલી અંધાધુંધીમાં ડાંગ પ્રદેશના ભીલો પણ તોફાને ચઢ્યા હતા. એમના નાયકોને રાજાઓ કહેવામાં આવતા એ પણ આપણે જોયું છે. આ રાજાઓ પોતાની નાની મોટી ટોળીઓ જમાવી દૂર દૂરના પ્રદેશ સુધી હલ્લા લઇ જતા. તેમની ચઢાઇઓ મુલક મેળવવા માટે ન હતી. એમનાં પાણીઆં જંગલો એમને મન સ્વર્ગભૂમિ હતી. હકુમતની પણ તેમને આવડ ન હતી એટલે તેઓ માત્ર લુંટ કરી જે મળે તે લઇ આવી પોતાના જંગલી અને કુદરતે રચેલા કિલ્લાઓમાં આવી સંતાઇ બેસવામાં સંતોષ માનતા.

કંપની સરકારના હાથમાં ડાંગની આસપાસનો મુલક આવ્યો એટલે તેણે આ ઉપ-દ્રવને નિર્મૂળ કરવા પ્રયાસ આદર્યો પણ ડાંગ સહેલાઇથી દબાઇ જાય એમ ન હતું. ડાંગ અને તેની આસપાસના પ્રદેશની જાતિઓ અદમ્ય નહીં તો પણ દુર્દમ્ય તો જરૂર હતી અને તેને ગમે તેવ. બળવાન શાસન સામે માથું ઉંચકતાં આંચકો લાગતો નહીં.

સને ૧૭૭૦ ના ઓક્ટોબર માસમાં ગાયકવાડ સરકારે પુના લખેલી એક યાદી પરથી જણાય છે કે ડાંગના પ્રદેશ બાબત વાટાઘાટ કરવા પુના જતા ગોવિંદ વાસુદેવ સેવાલે અને શ્રી ગોવિંદરાવ ગાયકવાડનાં ગહિનાબાઇ નામે એક પત્નીને અભિમન્યુ નામના ડાંગના એક રાજાએ હતગઢના કિલ્લામાં કેદ કરેલાં.

સને ૧૮૨૫ માં બાગલાણના પ્રદેશમાં ભયંકર બંડ થયું. એ સમયે શીવરામ નામના એક લુહારે સતારાના છત્રપતિની સહીવાળા કેટલાક બનાવટી કાગળો ઉભા કર્યા અને બાગલાણમાં સત્તા જમાવવા કાવતરું રચ્યું. ડાંગથી માંડી દૂર ઉત્તરમાં તાપી પાર સાતપુડાનાં

ઘડીભર હાથમાં આવેલી પોતાની સઘળી બાજી ધૂળમાં ભળની જણાઇ અને ડાંગને દાબ-વાના મનોરથ આકાશ કુસુમવત્ લાગવા માંડયા.

વળી તે જ સમયે સાતપુડાના ધારોમાં ખાનશીંગ અને ભીમા નાયક નામના બે બળવાન બીજા નાયકો ખડા થયા હતા. તેમણે તો ખુનખાર જંગ જમાવ્યા હતા અને તેમની તથા રૂપલા નાયકની આગેવાની નીચે સુલતાનપુરની આસપાસનાં ગામોમાં લુંટ ચલાવવામાં આવી હતી.

આમ એ સમયે કંપની સરકારની સત્તાનું નાવ ભર દરીએ તોફાને ચઢયું હતું અને સત્તા હાથ વેંતમાં નિર્મૂળ થઇ જશે એવી ઘડી ગણાતી હતી પણ વિધિનો નિરધાર જુદો હતો, આફતના વાદળો વિખેરાયાં, અંગ્રેજ સત્તાના પાયા મજબૂત થયા, અને કંપની સરકારને બદલે અંગ્રેજ સરકારના નામના ઢંઢેરા પીટાયા. તેમ છતાં ડાંગ અને તેની આસપાસના પ્રદેશમા તો સન ૧૮૬૦ સુધી તુફાનો જારી રહયાં. આ પ્રજાએ પચાસ પચાસ વર્ષો સુધી પરાઇ હકુમતના સામના કર્યા પછી જ તાબે થઇ.

શાહી સત્તાના બળ આગળ આ પ્રજાનાં જોમ ઓસરતાં જતાં હતાં અને ૧૮૫૭ બાદ તો અંગ્રેજ સરકારના લશ્કરી અમલદારોએ પ્રજામાં ધ્રુજારી ફેલાવવા ત્રણ વસ્તુને પોતાના શિકારની ચીજ બનાવી દીધી. એ ત્રણ વસ્તુ તે રાની કુક્કર, વાઘ અને ભીલ. જંગલી જનાવરોની જેમ ભીલોના પણ શિકાર થવા માંડયા અને આ રીતે જંગલના આવાસોમાં રહેતી ડાંગની અદમ્ય પ્રજાને સુધારવા માટે દાબવામાં આવી.

ડાંગ-દેશ આજે દબાયો છે. તેનાં જંગલોની ઉત્પન્ન પર અંગ્રેજ સત્તાનો સંપૂર્ણ કાબુ છે. ગાઢાં વનભર્યાં જંગલની જાતિઓને સંસ્કારી અને આબાદ બનાવવાની ઘણી સુણીઆણી સહાનુભૂતિની વાતો સરકારી અમલદારોએ કરી છે. આજે તેમાંની કેટલી સફળ થઇ, કેટલીનો અમલ થયો, ડાંગના પ્રજાના કહેવાતા હિત માટે સુરતી વેપારીઓના જંગલ દરવાજા બંધ કરી ડાંગની વસ્તીની કેટલી આબાદી કરી એ બધાનો જવાબ ડાંગની પ્રજાના ચ્હેરા આપશે! અને તેમ છતાં એક વસ્તુ કાયમ છે ને તે ડાંગ પોતાના ઉદરમાં વરસે વરસે નવાં જળ ભરી ભરીને જમણે હાથે આપે છે ગોદાવરીના પુણ્ય પ્રવાહને અને ડાબે હાથે દક્ષિણ ગુજરાતની સરિતાઓને! શરીરના ઓજસ ગુમાવીને માતા પોતાનાં લોહીને પણ નીતારી નીતારીને બાળકને સ્તન પાન કરાવે તેમ ડાંગની નિવિર્ય બનેલી ભૂમિ માતાની વત્સલતા થી પોતાના રસ ને કસ નીચોવી નીચોવી દક્ષિણ ગુજરાતની ભૂમિને પોષે છે. કુબેરના ભંડાર સરીખા ડાંગના પ્રદેશે હજી આ ભૂમિને પોષવામાં કૃપણતા નથી દાખવી એથી જ એ છે દક્ષિણ ગુજરાતનો કુબેર ભંડારી!

૨૬-૯-૩૭ મણિભાઇ દ્વિવેદી

# ઘટના ચક્ર

[ચંદ્રગુપ્તનો પ્રાણ લેનારી મહા બુદ્ધિશાળી રાક્ષસની યુક્તિ પ્રયુક્તિ શેરલોક હોમ્સ માફક નિરીક્ષણ કરી સદા સર્વદા જાગૃત રહી તેને નિષ્ફળ કરતી ચાણક્ય નીતિ, નિર્લેપ જેવા જણાતા ભગવાન કૌટિલ્યને પ્રેમનું બંધન—એ સર્વનું દિગ્દર્શન કરાવતી પ્રતિભાશાળી નવલિકા].

પાટલીપુત્રથી દસેક કોશ દૂર એક ભગ્નાવશેષની પાસેના વનમાં પાંચ સાત મનુષ્યો કંઇ મસલત કરી રહ્યા હતા. સમય રાત્રિનો હતો અને રાત્રિની નીરવતાને ભંગ કરતો ઉલુક શૃગાલોનો શબ્દ એક અદ્ભુત ભયપૂર્ણ રોમાંચ પ્રત્યેક મનુષ્યને કરાવતો હતો; પરંતુ મંત્રણા કરતા માણસો એ તરફ ઉદાસ હતા.

'રત્નકલશ' એક બોલ્યો, 'તો શું મહારાજ નંદની હત્યાનો પ્રત્યાઘાત કરવો અસંભવ છે?'

'ના મહારાજ' રત્નકલશ બોલ્યો, 'પરંતુ એ કઠિન છે.'

'પ્રમોદક,' તે વ્યક્તિ ફરી બોલ્યો, 'શું તું પણ એમ ધારે છે?'

'ના મહારાજ' પ્રમોદક બોલ્યો.

'અસ્તુ, પ્રમોદક ચંદ્રગુપ્તનું મસ્તક લાવવાનું કામ હું તને સોંપું છું. આ સર્વે ગુપ્તચરો તારી સલાહ મુજબ કાર્ય કરશે.' તે વ્યક્તિ બોલ્યો.

સહસા બહારથી અવાજ આવ્યો. 'વાચાલ' તે વ્યક્તિ ચમક્યો આગંતુક આગળ આવ્યો. વાચાલ બોલ્યો, 'રાક્ષસ, તમે ક્યાંથી?'

'કંઇ નહીં, સત્વર ચાલો. પ્રમોદક તું જા' રાક્ષસ બોલ્યો.

'જેવી આજ્ઞા' પ્રમોદક બોલ્યો અને ગયો, સર્વે સાથીઓ પણ ગયા. રાક્ષસ અને વાચાલ એકલા પડ્યા. રાક્ષસ બોલ્યો, 'વાચાલ, આપણે પ્રમોદકને ભરોસે બેસી રહેવાનું નથી. ચાણક્ય મહાકુશળ છે, આપણે પણ સ્વતંત્રરૂપે ચંદ્રગુપ્તની હત્યાનું ષડયંત્ર રચવું પડશે.'

વાચાલ અને રાક્ષસ પણ ગયા.

૨

સમર્થ નીતિજ્ઞ ચાણક્યની સહાયતાથી ચંદ્રગુપ્ત મગધની રાજગાદી પર અધિકાર મેળવવા પામ્યો. ભૂતપૂર્વ રાજા નંદ બ્રાહ્મણનાં કરેલાં અપમાનનું ફળ બ્રાહ્મણના હાથે જ પામ્યો. ચાણક્યની શીખા નંદના રક્તથી રંગાયેલા હાથે ફરી બંધાઈ. મંત્રી હવે સામ્રાજ્યને દૃઢ કરવામાં દત્તચિત્ત થયા. નંદનો મંત્રી રાક્ષસ મૃત સ્વામીના બાળકને ફરી મૂર્ધાભિષેક કરવાના ષડયંત્રો રચતો હતો અને ચાણક્યને એ ષડયંત્રોને શમાવવાને પોતાની બુદ્ધિનો વ્યય કરવો પડતો હતો. બ્રાહ્મણની બુદ્ધિ ગુપ્તચર વિદ્યામાં પણ અદ્ભુત હતી.

૩

પાટલીપુત્રમાં એક સમર્થ દાતાના આવવાની ધૂમ મચી ગઇ. પ્રમોદકના દાનથી જનતા મુગ્ધ થઇ ગઇ દરિદ્રોએ માન્યું કે કોઇ દેવ મનુષ્ય રૂપમાં દરિદ્રોનું દારિદ્રય ટાળવા

આવ્યો હતો. બ્રાહ્મણોએ તેને કર્ણ અને હરિશ્ચંદ્ર સાથે સરખાવ્યો. પાટલીપુત્રની શેરીએ શેરીએ પ્રમોદક ગવાયો. વાત ચાણક્ય સુધી પણ પહોંચી અને મંત્રીએ પણ એ નુતન આશ્ચર્યને ધ્યાનપૂર્વક સાંભળ્યું.

૪

'ભદ્રભટ, પ્રમોદકના પર તારું નિરીક્ષણ તો હશે જ?'

'હા દેવ મને સમજણ નથી પડતી કે એ દ્રવ્ય કયાંથી લાવે છે.'

'સતર્ક રહીને તપાસ કરજે. વારુ, તને ખબર છે કે પાટલીપુત્રથી દસેક કોશ દૂર પેલા ખંડિયેરમાં જનતા ભૂતોનો વાસ કહે છે?'

'હા દેવ.'

'એ કલ્પના છે! ત્યાં બે ગુપ્તચર નિયુકત કરી દેજે.'

'વારૂ મંત્રીવર.'

ભદ્રભટ ગયો. ચાણુકય બોલ્યા, 'રાક્ષસ, જોઉં છું કે આ પાસાની રમતમાં કોણ જીતે છે.'

સમ્રાટ ચંદ્રગુપ્તની રાજસભામાં પ્રમોદકે કહ્યું, 'સમ્રાટ, આજે એક નુતન સંગીતજ્ઞ આવ્યો છે અને આપને પ્રસન્ન કરવા ઇચ્છે છે.'

સમ્રાટ બોલ્યા, 'એને અંદર બોલાવો'

સ્તનકલશ અંદર આવ્યો. સમ્રાટને પ્રણામ કીધા. મંત્રી બોલ્યા, 'તમે સંગીતજ્ઞ છો એમ સાંભળ્યું છે માટે સમ્રાટને કોઇ સંગીત સંભળાવો.'

સ્તનકલશ ગાવા લાગ્યો. સર્વે સાંભળવા લાગ્યા. સ્તનકલશે ગાયું—સમ્રાટ ચંદ્રગુપ્ત, તમે સસાગરા પૃથ્વીના સ્વામી છો, તમારી પ્રતિભા સૂર્ય ચંદ્રને ઝાંખા પાડે છે, તમારી વિજયહાક સાંભળી દુશ્મનોની છાતી ધડકે છે પરંતુ એ બધું હોવા છતાં એક વ્યકિત તમારૂં અપમાન કરે છે.

સમ્રાટ બોલ્યા, 'એ કોણ વ્યકિત છે જે મારું અપમાન કરે છે?'

ચાણુકય ચમકયા. સ્તનકલશ બોલે તે પહેલાં બોલ્યા, 'સમ્રાટ, આ ઉદ્ધત ભાટને સજા થવી જોઇએ. જગતમાં કોઇ પણ વ્યકિત સમ્રાટનું અપમાન કરી શકે તેમ નથી. એ શબ્દ માત્ર બોલનારને સજા થવી જોઈએ.'

સમ્રાટ બોલ્યા, 'પરંતુ જો કોઇ વ્યકિત કદાચ મારૂં અપમાન કરતો હોય!'

મંત્રી, 'સમ્રાટ, તેની ખબર ભાટને ન હોય તમારું અપમાન કરનારનું માથું ઉતરાવી નંખાવવામાં આવે છે, આ દુષ્ટ ભાટને પણ સજા થવી જોઇએ.'

સમ્રાટ બોલ્યા, 'વારૂ ગુરૂદેવ, તમને યોગ્ય લાગે તે શિક્ષા કરો.'

મંત્રીએ સંજ્ઞા કીધી. સંત્રીઓ સ્તનકલશને કારાગારમાં લઈ ગયા. સભા વિસર્જન થઇ.

૬

પ્રમોદકના સ્થાનમાં પ્રમોદક અને તેના મિત્રો બેસીને આજના ચાણકયના દાવ પર વિચાર કરતા હતા. અભયદત્ત તો ઝેરનો કટોરો પી મૃત્યુમુખમાં ગયો હતો. સ્તનકલશને

પણ ચાણક્યે મૃત્યુની સજા ફરમાવી. આગળ શું કરવું તેનો વિચાર કરતા બેઠા હતા. ભૃત્યે આવીને ખબર આપી કે મંત્રી ચાણક્યે પ્રમોદકને બોલાવવા એક મનુષ્યને મોકલ્યો હતો. પ્રમોદક કંઇક વિસ્મૃત થયો પરંતુ તેની સાથે ચાણક્યના ઘર તરફ ચાલી નીકળ્યો:

'પ્રમોદક, તારા દાનથી જનતા મુગ્ધ છે અને બ્રાહ્મણો સંતુષ્ટ છે.'

'મંત્રીવર, એ તમારા પુણ્યનો જ પ્રતાપ છે.'

'પ્રમોદક, આટલી અઢળક ધનસંપત્તિ તને ક્યાંથી મળી ?'

'મંત્રીવર, વાણિજ્યમાંથી મળી.'

'તું વાણિજ્ય કેટલા વરસોથી કરે છે ?'

'પાંચ વરસથી મંત્રીવર.'

'પાંચ વરસમાં આટલું ધન મળવું અસંભવિત છે.'

'મારી પૈત્રિક સંપત્તિ પણ હતી.'

'તારા પિતાનું નામ શું ?'

પ્રમોદક મુંઝવાયો. થોડીવાર ચૂપ રહ્યો. ચાણક્ય બોલ્યા,

'પ્રમોદક, તારો પિતા પણ વેપાર કરતો હતો ?'

'હા મંત્રીવર.'

'તો તું તેનું નામ કેમ નથી બતાવતો. એ પણ કોઇ સમર્થ વેપારી હોવો જોઇએ નહીં તો આટલી સંપત્તિ તારે માટે ક્યાંથી મૂકી જાય.

'મારા પિતાનું નામ યજ્ઞદત્ત હતું પરંતુ તે મહાન વેપારી ન હતો.'

મંત્રીએ બુમ પાડી, ભદ્રભટ્ટ, પ્રમોદકને બંદી બનાવ.'

પ્રમોદકને ઉદ્દેશી ચાણક્ય બોલ્યા, 'પ્રમોદક, એક મૂઠી ચોખા ખાઇને આ બ્રાહ્મણ હંમેશ સામ્રાજ્ય નિર્માણનાં સ્વપ્નાં સેવે છે. મને તારી પ્રત્યેક હીલચાલની ખબર છે. અભયદત્તને લાવનાર તું જ હતો અને રત્નકલશને મોકલનાર પણ તું જ છે. બ્રાહ્મણ હજુ મૂર્ખ નથી બન્યો. આ ધન તું ક્યાંથી લાવે છે તેની પણ મને ખબર છે. તારે માટે એક જ શિક્ષા છે મૃત્યુ દંડ!'

'મૃત્યુ દંડ,' પ્રમોદક બોલ્યો.

'હા, ચાણક્ય સિદ્ધિને જુએ છે પછી ભલે તે ગમે તે રીતે મળે. પરંતુ તને એક શરત પર ક્ષમા મળશે.'

'શું ?'

'મંત્રી રાક્ષસ ક્યાં રહે છે તેની ખબર આપ તો તને મુક્ત કરવામાં આવશે.'

'એ અસંભવ છે.'

'તો તારી મુક્તિ પણ અસંભવ છે. તને યાદ હશે કે જ્યારે નંદના દરબારમાં મારી શીખા ખેંચાતી હતી ત્યારે મેં કહ્યું હતું કે હું કર્તવ્યમાં ઇંદ્રના વજ્રથી પણ કઠોર અને પ્રલયવન્યાની માફક અબાધ ગતિ બનીશ.'

પ્રમોદક ચૂપ રહ્યો. ચાણક્ય ફરી બોલ્યા, 'તો તારે એ માન્ય નથી.'

'ના.'

'ભદ્રભટ્ટ, લઈ જા એ કાલે મૃત્યુદંડ આપવામાં આવશે. પ્રમોદક તારા જેવા ગુપ્તચરો રાક્ષસનું ગૌરવ છે, પરંતુ તને મૃત્યુદંડ મળવો જ જોઈએ.'

ભદ્રભટ્ટ પ્રમોદકને લઈ ગયો. ચાણક્ય ઓરડામાં આમથી તેમ ફરવા લાગ્યા. તેમણે બારીમાંથી જોયું તો એક સાપના ખેલ કરવાવાળો જનતાને એકત્ર કરીને ખેલ કરી રહ્યો હતો. મંત્રી ધારીને જોવા લાગ્યા. ગમે તે દરમાં એક સર્પ તેના સ્વામીની આજ્ઞાથી પ્રવેશી જતો અને આજ્ઞાનુસાર બહાર આવતો. ચાણક્યે તરત બે ગુપ્તચર તે સાપવાળા પાછળ મૂકી દીધા.

૮

રાજમહેલનું નિરીક્ષણ કરતા મંત્રી ફરતા હતા. ફરતા ફરતા તે રાત્રીના સમ્રાટના શયનાગાર પાસે આવ્યા. સર્વત્ર ધારીને જોયું, એમની દૃષ્ટિ ભેદક રીતે સર્વત્ર કંઈ શોધતી હોય તેમ ફરવા લાગી. એક જગ્યાએ કીડીની એક હાર જોઈ. તે એક કાણામાંથી ખાદ્ય પદાર્થ લઈને બહાર આવતી હતી. મંત્રીએ રક્ષકને શયનાગાર પર સતર્ક રહેવાની આજ્ઞા આપી ચાલ્યા ગયા.

૯

'ભદ્રભટ્ટ, જા વીરબલને કહે કે સમ્રાટના શયનાગારમાં પચીસ સશસ્ત્ર સૈનિકો મૂકી દે.'

'કારણ શું છે દેવ?'

'ભદ્રભટ્ટ, તેં જોયું હતું કે કીડીઓની હાર કાણામાંથી અન્નનો દાણો લઈ બહાર આવતી હતી.'

'હા દેવ પરંતુ એથી શું?'

'કીડીઓ બહારથી અન્ન લઈ દરમાં હંમેશ પ્રવેશ કરે છે પરંતુ એતો દરમાંથી બહાર આવતી હતી.'

'હા દેવ.'

'તને પાછળથી બધી ખબર પડશે.'

'વારુ દેવ, હું જાઉં છું.'

ભદ્રભટ્ટ ગયો. ચાણક્ય હસ્યા. તેમના હસવાથી તેમનો આવાસ ગૂંજી ઊઠયો. તે સમ્રાટની પાસે જવા નીકળ્યા.

૧૦

'સમ્રાટ, આજે તમારે મારા આવાસમાં શયન કરવાનું છે.'

'કારણ ગુરૂદેવ?'

'તેની ખબર પછી પડશે. તને કહ્યું તે કર.'

ચંદ્રગુપ્ત ચૂપ ઊભો રહ્યો. થોડી વાર પછી તે બોલ્યો,

'ગુરુદેવ, એક વાત પૂછું ?'

'શું ?'

'મગધનો સમ્રાટ હું કે તમે !'

'તમે મગધના સમ્રાટ છો.'

'પરંતુ મને લાગે છે કે તમે જ સમ્રાટ છો.'

ચાણક્ય શાંત રહ્યા. થોડીવાર પછી બોલ્યા, 'વત્સ ચંદ્રગુપ્ત, આ રાજ્યપાટ સંભાળી લે. હું જાઉં છું. આ બ્રાહ્મણ કંઈ પોતાને માટે આ બધું કરતો ન હતો. મારા મસ્તિકમાં એ સામ્રાજ્યને દૃઢ કરવાના વિચારોની કિરણ જ્વાળા ધકધકી રહી છે. જતાં પહેલાં એક વાત કહી દઉં છું. આજે રાત્રે શયનાગાર પર આક્રમણ થવાનું છે.'

ચાણક્ય તીવ્ર ગતિથી ચાલ્યા ગયા. ચંદ્રગુપ્ત મૌન ઊભો રહ્યો. એકાએક ભદ્રભટ આવ્યો અને બોલ્યો, 'સમ્રાટ, ગુરુદેવ ક્યાં છે ?'

'કેમ ?'

'તમારા શયનાગારની જપાજપીમાં ચાંચલ મરાયો છે અને સેનાપતિ વીરબલ તેનું મસ્તક લઈને આવ્યા છે.'

'શું કહે છે ?'

'હા સમ્રાટ, તેઓ સુરંગ ખોદીને બેઠા હતા અને આજે તમારી હત્યા થવાની હતી પરંતુ ગુરુદેવને શંકા જવાથી ત્યાં ખોદાવી જોયું અને મારાઓની હત્યા થઈ છે.'

'ગુરુદેવ સ્વગૃહે ગયા છે, ચાલ હું પણ આવું છું.'

૧૧

મંત્રી પોતાના આવાસમાં ફરતા હતા. ચંદ્રગુપ્તના આજના શબ્દોએ તેમને મર્માંતિક વ્યથા પહોંચાડી હતી. એકાએક ભૃત્યે આવીને કહ્યું કે સમ્રાટ અને ભદ્રભટ આવી રહ્યા હતા.

ચંદ્રગુપ્ત અંદર આવ્યો અને ચાણક્યને નમીને બોલ્યો, 'ગુરુદેવ, અપરાધની ક્ષમા કરો.'

'વત્સ ચંદ્રગુપ્ત, હું હવે રાજ્યથી કંટાળ્યો છું. સમસ્ત રાત્રે સામ્રાજ્યના સુદૃઢ કરવાના વિચારોએ હું વિક્ષિપ્ત થઈ ગયો છું. એક નાના સરખા મસ્તિકમાં કેટલી ઉલ્ઝનો થઈ રહી છે. વત્સ, મને વનમાં શાંતિ મેળવવા જવા દે.'

'ના ગુરુદેવ, તમારા વગર મારું પરિત્રાણ કોણ કરશે.'? ચંદ્રગુપ્તે ચાણક્યના પગ પકડી લીધા. બન્ને થોડી વાર ચૂપ ઉભા, ચંદ્રગુપ્તની આંખોમાં આંસુ જોઈ બોલ્યા.'

'વત્સ, તારા પ્રેમની ખાતર હું બંદી બન્યો છું. ઊઠ, હું તને છોડી ક્યાંય ન જઈશ. જગતને એમ જાહેર થવા દે કે કઠોર હૃદયી ચાણક્ય પણ સ્નેહના બંદી થઈ શકે છે.'

-વીરમલ આવ્યો અને વાચાલનું મસ્તક ધોરી રસ્તામાં લટકાવ્યું છે એમ કહ્યું.

ચંદ્રગુપ્ત અને ચાણક્ય તથા વીરમલ ઝરૂખામાં આવ્યા. દૂર વાચાલનું મસ્તક લટકતું દેખાયું. મંત્રી રાજમર્યાદા માચરી બોલ્યા, 'સમ્રાટ, દૂર જુઓ પેલા સાપના ખેલ કરનારને, તે વાચાલના મસ્તકને કેતુ ધારીને જુએ છે.'

'હા ગુરૂદેવ, પરંતુ તે નાસી કેમ રહ્યો છે?'

'સમ્રાટ, એ તમારી હત્યા કરનારાઓને સુરંગમાં સંવાદ આપતો હતો અને પરિણામ જોઈને ભાગ્યો છે.'

'આપણે એને બંદી બનાવીએ તો શું?'

'ના સમ્રાટ, એ મંત્રી રાક્ષસને ખબર આપવા ભલે જાય. કોઈની ક્ષમતા નથી કે ચાણક્યની સૃષ્ટિનો નાશ કરે.'

'ગુરૂદેવ, તમે વાસ્તવિક રીતે મારા પરિત્રાતા છો. દાસનો અપરાધ ક્ષમા કરજો' ચંદ્રગુપ્ત ચાણક્યને ફરી નમ્યો.

તેઓ બહાર આવ્યા. પાટલીપુત્રની શેરીઓમાં અદ્‌ભૂત ઉત્તેજના હતી અને રક્ત નીંગળતું વાચાલનું મસ્તક જાણે પોતાના પગજય પર વિલાપ કરતું રક્તાશ્રુ પાડતું હતું.

— પંકજ.

# મૂર્ખાઈની પ્રશંસામાં

## મૂર્ખાઈની દેવીનું આડમ્બરી ભાષણ.

માનવીઓ સામાન્યતઃ મારે વિષે ગમે તેમ બોલતા હોય, પણ હું ભારપૂર્વક જણાવું છું કે, મેં–મૂર્ખતાની દેવીએ ઝમાવેલી અસરને લઈને જ દેવ અને મનુષ્ય, હાસ્ય વિનોદ મેળવે છે. હું જોઉં છું કે તમને હસવું આવે છે. પણ એ હાસ્ય પણ મારા મતનાં સમર્થનમાં એક પ્રત્યક્ષ પ્રમાણ છે. આ અસંખ્ય વ્યક્તિથી ઉભરાતી સભામાં થોડીવાર પહેલાં જ સર્વનાં મુખ, દુઃખ અને નિરાશાથી છવાયાં હતાં; પણ મેં બોલવાનું શરૂ કીધું ન કીધું એટલે તો બધાનાં મુખ અપૂર્વ આનંદથી પ્રકાશી ઊઠયાં.

મારા કપાળ પર જ મારૂં નામ લખેલું છે. ભૂલથી પણ મને કોઇ સરસ્વતી નહિ જાણે. કોઇ મારે માટે તકરાર પણ કરનાર નથી કે 'એ સરસ્વતી છે!' મારા ચ્હેરા પરથી જ સર્વ કોઈ મને ઓળખી જાય છે. હું જ કોઇને ઠગી શકતી નથી, એટલું જ નહિ, પણ જેમના પર મારી અસર થયેલી છે, તેઓ પણ કોઇને ઠગી શકતા નથી. હું કુબેરની પુત્રી છું. સર્વ દુનિયા કુબેરથી જ ઉત્પન્ન થયેલી છે, મન્વાદિ ભલે એ વાત નહિ સ્વીકારે. સાચું બોલો, સર્વ કોઇને ધનની સત્તાના આધારે, કબૂલ રાખવા પડે છે. યુદ્ધ, શાન્તિ, મહારાજ્યો, ઉચ્ચ કલ્પનાઓ, ન્યાયના ચુકાદા, લગ્ન, સુલેહ, સંગઠન, કાયદા, કલા, હાસ્યાસ્પદ અને ગંભીર વાતો, સર્વ કંઇ ધનની રાજ ઇચ્છાથી જ થાય છે.

મનુષ્યના બંધારણમાં મુખ્ય વસ્તુ મૂર્ખાઇ રહી ન જાય, તેની કુદરતે કેટલી કાળજી રાખી છે, તે તો જરા જુઓ. તમારા ધર્મગુરૂઓ અને નીતિકારોના કહેવા પ્રમાણે 'વિવેકબુદ્ધિથી ચાલવું એ ડહાપણ અને મનોવૃત્તિને વિવશ થઇ વર્તવું તે મૂર્ખાઈ' જુઓ, ત્યારે ઇશ્વરે શું કીધું છે? માણસની જિંદગી અસહ્ય થતી અટકાવવા, ઇશ્વરે, તેને ઘણી મૂર્ખાઇ અને થોડી બુદ્ધિ આપી છે. કહો કે એક રતલ મૂર્ખાઇ ને એક તોલો બુદ્ધિ. આખા શરીર પર તેણે કામ, લાલસા વેર્યાં છે, જ્યારે મગજના જરા સરખા ભાગમાં બુદ્ધિને સ્થાન આપ્યું છે.

મૂર્ખ મનુષ્ય પ્રાણીમાં, પુરુષને વ્યવહાર ચલાવવા ઉત્પન્ન કરવામાં આવ્યો છે. મૂરખ અને ઉચ્છૃંખલ, પણ માધુર્ય ભર્યું અને હસમુખું, પોતાની મૂર્ખાઇથી, માણસને આનંદ આપી દુઃખ ઓછાં કરનાર પ્રાણી સ્ત્રી મારી સલાહથી જગત્કર્તાએ પેદા કીધું છે.

સ્ત્રીને બુદ્ધિશાળી પ્રાણીમાં ગણવું કે નહિ એમ જ્યારે પ્લેટોએ શંકા કરી, ત્યારે તે સ્ત્રીમાં રહેલી અસાધારણ મૂર્ખાઇ બતાવવા માગતો હતો. હું એક સ્ત્રી, મૂર્ખાઇની દેવી, જ્યારે એમ કહું કે, સ્ત્રીઓ મૂર્ખ છે, ત્યારે મને આશા છે કે, સ્ત્રીએ એટલી બધી મૂર્ખ ન હોય, કે આથી ખોટું લગાડે. તેઓ ખરા દૃષ્ટિ કોણથી જુએ, તો તેમની આમાં પ્રશંસા જ દેખાશે, કારણ કે તેઓ માણસના કરતાં વધારે ભાગ્યશાળી પ્રાણી છે. તેઓનું સૌંદર્ય એક અપ્રતિમ બક્ષીસ છે. તેની સત્તાથી તેઓ જગતના સત્તાધીશો પર સત્તા ચલાવે છે.

સ્ત્રીની મોટી ઇચ્છા, પુરુષની પ્રશંસા પ્રાપ્ત કરવાની છે. આ ઇચ્છા પરીપૂર્ણ કરવા તેમની પાસે મૂર્ખાઇ સિવાય કોઇ અન્ય સારૂં સાધન નથી. પુરુષો તકરાર ઉઠાવશે કે

'સ્ત્રીની મૂર્ખાઇથી નહિ પણ તેમના સહવાસમાં અમને આનંદ મળે છે" પણ તેમનો આનંદ એ જ મૂર્ખાઇ છે; અને મૂર્ખાઇ સિવાય બીજા કશામાં આનંદ માણી શકતા નથી. માણસની જિંદગીમાં શ્રેષ્ઠ અને સર્વોત્તમ આનંદનું વહન કયા ઝરામાંથી થાય, તે હું ધારું છું, કે તમે હવે સમજ્યા હો, પણ કેટલાક બુઢ્ઢાખખોને, સુંદર છોકરી કરતાં તેમના ચરમા પ્રિયતર હોય છે; અને તેમને અફીણ અને મદ્યના નિશામાં વધારે આનંદ મળે છે, કેટલાક મિજલસમાં મૂર્ખ બનીને લોકોને હસાવવામાં આનંદ માને છે; પણ હું જણાવવાની રજા લઉં કે, હાસ્ય, વિનોદ, મજાક, સર્વ ઉત્પન્ન કરનારી હું મૂર્ખાઇની દેવી જ છું.

૬

## ડહાપણની મજાક.

આ ઉપરથી તમેં જોયું હશે કે ડહાપણ હાસ્ય માટે કેટલું નકામું છે. ડહાપણના દેવ કુદી પડશે કે 'રાજ્ય કારભાર માટે ડહાપણ અતિ જરૂરનું છે.' વળી પ્લેટો કહે છે કે, "ફીલસુફીની ભાવનાવાળા શાસકોનાં જ રાજ્યો સમૃદ્ધ થાય છે." તમે ઇતિહાસ જોશો તો માલમ પડશે કે બ્રુટસ, કેસિયસ, માર્કએન્ટોની, એ બધાની ફીલસુફીને લઇને જ, રાજ્યમાં અશાન્તિ ફેલાઇ, અને તેઓ લોકોની અવગણનાને પામ્યા હતા. જિંદગીથી કંટાળી કયા માણસે એ તેનો અન્ત લાવવા ઇચ્છા કરી છે? નિઃશંક ડાહ્યા પુરૂષોએ જ. ચીરોનને અમરત્વ આપવામાં આવેલું પણ તે ત્યજીને ને સ્વેચ્છાથી જ મૃત્યુને આધીન થયો.

જો સર્વ મનુષ્ય જ ડાહ્યાં હોય, તો દુનિયાની વસ્તી ખૂટી જાય અને ફરી ઉત્પત્તિ કરવી પડે. પણ દુનિયા પર ડહાપણને બદલે મૂર્ખાઇની અમર સામાન્યતઃ વિશેષ હોઇ સદ્‌ભાગ્યે બાબત જુદી જ છે અપ્રાપ્ય વસ્તુ માટે ઇચ્છા ઉત્પન્ન કરી, હું મૂર્ખતાની દેવી તેમનાં દુઃખ ઓછાં કરૂં છું; એટલે તેમને મરવા ઇચ્છા થતી જ નથી; એટલુંજ નહિ પણ જ્યારે તેમને જીવવા રહેવા માટે કોઇ કારણ નહિ હોય, ત્યારે તેમને જિંદગી વિશેષ પ્રિય લાગે છે. મારી બક્ષિસને લઇને જ, બુદ્ધિ અને દાંત વગરના, ધોળા વાળવાળા, દાબ પડેલા, બુઢ્ઢાઓને જિંદગીનો એટલો બધો મોહ થાય છે કે તેઓ કલપ લગાવી, વીગ પહેરી રમતિયાળ છોકરીને પરણે છે. અને કેટલીક મરી રહેલી ડોસીઓ, કોઇ સુંદર યુવાનનું મનરંજન કરવા ચાળા કરતી બેસુરો અવાજ કાઢે છે.

વિદ્વાનોનું ડહાપણ એવું છે કે તેઓ વધારે ખાલી મગજવાળાં અને વધારે બેદરકારને વધારે વિદ્વાન ગણે છે. ડૉકટરોને આખો દિવસ તેડાં થાય છે; પણ દવાની પદ્ધતિ તદ્દન ડગમગ છે. ડૉકટર પછી આવ્યા જડ વકીલો. ફીલસુફોના કહ્યા પ્રમાણે એ એક ગધેડાની જાત છે. અને હું કબુલ કરૂં છું કે તેઓ ગધેડા છે. એમ છતાં એ ગધેડાની ઇચ્છાથી દુનિયાનો વ્યવહાર ચાલે છે. એઓ પૈસાનો ઢગ મારે છે, જ્યારે બિચારા નીતિકારો ભૂખે મરે છે.

અમર દેવોના સોગન લઇને હું કહું છું કે દુનિયા જેને મૂર્ખ, અણસમજુ અને વગર બુદ્ધિનો કહે છે, તેઓજ સૌથી વધારે સુખી માલુમ છે. કારણ કે એવાને ... બીલકુલ બીતિ નથી. તેવાને આરોપ મૂકનાં અંતઃકરણ હોતાં નથી કે જેથી તેઓ

મોતથી ડરે. સેંકડો ચિન્તાથી બીજા માણસોનાં મગજ ખવાઇ જાય છે, તેનો એમને અનુભવ નથી. તેમને શરમ, ચિન્તા, ઉચ્ચાગ્રહ, ઇર્ષ્યા કે પ્રેમ નથી. અને ધર્મશાસ્ત્રકારોના કહેવા પ્રમાણે તેઓ પાપથી મુક્ત છે, અને એ મહાન્ધ પ્રત્ર પુરુષો! તમે અનુભવેલાં દુઃખમાંથી મેં મારા માનીતા મૂર્ખોઓને મુક્ત રાખ્યા છે, એના કરતાં બીજી કઇ વધારે સાબિતી જોઇએ છે?

લોકો કહે છે કે છેતરાવું એ ખરાબ છે. હું કહું કે નહિ છેતરાવું એ સૌથી ખરાબ વસ્તુ છે. વસ્તુઓની સત્ય સ્થિતિ જાણવામાં ખરું સુખ છે એમ જેઓ માને છે, તેઓ ગંભીર ભૂલ કરે છે. વસ્તુઓ મનને અનુકૂળ હોવામાં મનુષ્ય સુખ માને છે. માણસની સ્થિતિ એવી છે કે તેમને સત્ય કરતાં અસત્ય વધારે સુખકર નીવડે છે.

કોઇને આની સાબિતી જોઇએ છે? ધર્મમંદિરોમાં જાઓ અને તમને ત્યાં આજ સ્થિતિનું દિગ્દર્શન થશે. ધર્મગુરુઓ જ્યારે સનાતન સત્યો સમજાવે, ત્યારે શ્રોતાજનો કંટાળે, બગાસાં ખાય અને ઊંઘી જાય છે; પણ જો તે એકાદ વાર્તા આરંભે તો સર્વ કોઇ ટટ્ટાર થઇ ધ્યાનપૂર્વક સાંભળે છે. દંતકથા અને કાલ્પનિક અસંભવિત પ્રેમકથા કરનાર સંતનું (?) તેઓ પૂજન કરવાનું પસંદ કરે છે. નહિ છેતરાવા કરતાં છેતરાવામાં તેમને વધારે સુખ મળે છે, અને ઓછી મહેનત પડે છે.

મારા મતનાં સમર્થનમાં એક વધુ કારણ! અદિરાદેવીના ગુણોમાં, મોટામાં મોટી એવી પ્રશંસા કરવામાં આવી છે કે 'તે સર્વ ચિન્તાનું અપહરણ કરે છે'; પણ તે અલ્પ સમય માટે જ. ફરીથી સર્વ ચિન્તા તમારા મગજ ઉપર ફરી વળશે. મારામાંથી મનુષ્યો કેવાં સંપૂર્ણ સુખો મેળવે છે! મારાથી પણ તેમને નિશો ચડે છે. તે કાસમનો અને કંઇપણ ખરચ વગર. ઇંદ્રુમેરાદિ દેવો, તેઓની બક્ષિસ વહેંચવામાં કંજુસ હોઇ, તેમના માનીતાઓનેજ તે આપે છે; પણ હું મારી બક્ષિસ વહેંચવામાં મર્યાદા રાખતી નથી; મારી પ્રસાદી કાંઇ અમુક માટે જ નથી.

૩

## મૂરખોનું વર્ગીકરણ

સર્વ માણસનાં કૃત્યોમાં વેપારીનાં કૃત્યો અધમ હોય છે, અને મારું કહેવું તદ્દન યથાર્થ છે. કારણ કે તેઓ ઘણી અધમ વસ્તુ પૈસાની આપલે કરે છે. તેઓ જુઠું બોલે છે, ચોરી કરે છે, છેતરે છે, અને દરેક માણસને ઠગે છે, છતાં તેઓ જેવા પૈસાદાર થાય, કે લોકો તેમને રાજા માફક માન આપે છે. ભિન્ન ભિન્ન વર્ગનાં માણસો જોતાં સામાન્ય કરતાં વધારે ચતુર ગણાતા શાળાના શિક્ષકો મારી નજરે ચડે છે. મારી કૃપાથી જો તેમની કંગાળ હાલત સુધારી મેં તેમને તેમની ગુલામગીરીમાં બેદરકાર સુખી બનાવ્યા ન હત, તો તેઓ કેટલા દુઃખી હોત! તેઓનો ધંધો ભૂખમરાનો અને અધોગતિ લાવનાર ગુલામગીરીનો છે. પોકાર અને ખૂમરાણ-ભરી રીફોર્મેટરીમાં તેઓ યુવાનવયે વૃદ્ધ બને છે; અને એમનાં આરોગ્યનો નાશ થાય છે. પણ ધન્ય છે મારી ભલમનસાઇને કે તેઓ પોતાનાં દુઃખ

જાણતા નથી. આડમ્બરમાં મ્હાલી અર્ધ બ્હીધેલાં બાળકોનાં અંતઃકરણમાં બીતિ ઉત્પન્ન કરી, પાટી, દપ્પડ અને નેતરથી તેમને ફટકારી ગભરાવી મૂકી, તેઓ પોતાને મહાન પુરૂષ સમજે છે. તેમની સ્કુલ ધૂળ ગંદકી ભરેલી છે, તેમની તેમને ખબર નથી. વસ્તુતઃ તેમની અધમ ગુલામગીરી તેમને મન સ્વર્ગીય રાજ છે.

કવિઓ મને ઓછા આભારી છે, પણ તેઓ પણ મારા ઉત્સાહી ભક્તો છે કારણ કે હાસ્યરસમય કલ્પિત અસંભવિત કથાઓ કરી અને સંગીતથી મૂરખોનું મન રંજન કરવાનો તેમનો ધંધો છે. મારા નોકર, આત્મશ્રદ્ધા અને ખુશામતનો તેઓ છુટથી ઉપયોગ કરે છે; અને દુનિયામાં મને કોઇ એવા બીજા વર્ગની ખબર નથી કે જેમાં મને એમના કરતાં વધારે અનુરક્ત અને સ્થિર ભક્તો મળે.

એ ઉપરાંત રહ્યા Rhetoricians (અલંકાર શાસ્ત્રજ્ઞ) એઓમાંના મોટા પુરૂષ કવીન્ટીલીયને. હાસ્ય કેમ ઉત્પન્ન કરવું એવા ગંભીર વિષય પર એક મોટું પ્રકરણ રચ્યું છે. સાહિત્યક્ષેત્રમાં અમર કીર્તિ માટે ફાંફાં મારનાર પણ મારા જ સગાંઓ છે. પોતે લખેલી ચોપડી વાંચવામાં તેઓ પોતાની કંગાળ જિંદગી પૂરી કરે છે. અને બદલો શું મળે છે? તેમના જ્ઞાનની કદર બુઝી શકે એવા થોડાની નામની જ પ્રશંસા!

સ્વાભાવિક રીતે હવે આપણું ધ્યાન રોકવા માટે બેરીસ્ટરો યોગ્ય પુરૂષો છે. સ્ત્રીઓ અતિ વાચાળ હોય છે એમ તમે કહો છો? શરત? એક બાજુ બહુ બોલનારી વીસ સ્ત્રી અને સામે એક બેરીસ્ટર; અને આ એક બેરીસ્ટર જો વીસ વાચાલ વનિતાનો પરાજય નહિ કરે તો મારે શરત હારી જવી. એટલી જ તેમનામાં જાણે ખામી હોત તો જાણે ઠીક છે. મારે કહેવું પડે છે કે તે વાચાળ માત્ર જ નથી; પણ તેમનો સ્વભાવ કલહપ્રિય છે. વળી એમના કલહો અજબ છે.

હવે આવ્યા ડીગ્રીવાળા ફીલસુફો. તેમને પોતાની બુદ્ધિ અને જ્ઞાન માટે એટલી બધી ખાત્રી હોય છે કે તે જાણી આપણને આનંદ થયા વિના ન રહે. સૂર્ય ચંદ્ર, અને તારાઓના પરિમાણ ગણવામાં તેઓ પોતાનો વખત ગાળે છે. જાણે ઇશ્વરે તેમને સર્વ રહસ્યથી વાકેફ કીધા ન હોય, તેમ તેઓ કુદરતી બનતી સર્વ વસ્તુઓ માટે કારણ બતાવે છે. વસ્તુતઃ તેઓ કંઇ જાણતા નથી; છતાં સર્વ જાણવાનો દાવો કરે છે.

૪

## રાજા અને ધર્મગુરૂ.

રાજાઓ અને દરબારી વિષે કહેવાને મને વિલંબ થઇ ગયો. આપણે ઉપર જણાવી ગએલા વર્ગ કરતાં આ વર્ગ તદ્દન ભિન્ન છે; કારણ કે જ્યારે બીજાઓ મૂરખ હોય છતાં ડાહ્યા ગણાવાનો ડોળ કરે છે, ત્યારે આ મહાન વ્યક્તિઓ બ્હોળી મૂર્ખતાભરી જિંદગી કાઢે છે. અને મારે ખુલ્લે ખુલ્લું કહેવું જોઇએ કે એઓ એવા જ છે. શિકાર કરવા જવું, સંખ્યાબંધ ઘોડા રાખવા, રૈયત પાસેથી અને તેટલા પૈસા ખુંચવી લઇ પોતાનાથી બનતા દરેક પ્રયત્ને હલકા લોકોનું મનરંજન કરી, તેમનાં સૌંદર્યના ઉપભોગ માટે તેમનું લાલનપાલન કરી તેમને જુલમી કાયદાના હથિયાર બનાવવા. એ સર્વ તેઓ પોતાની ફરજ સમજે છે.

દરબારના અમીર ઉમરાવ કરતાં, વધારે દાસત્વવૃત્તિવાળા, નિરસ અને ખાલી મગજના તમને દુનિયામાં બીજા કોઇ ન મળે. આમ છતાં 'અમને લોકો મહાન નરો ગણે' એવી તેમના ઇચ્છા હોય છે. ઘણી જ વિનીત ઇચ્છા! એક રીતે વિનીત જ છે; કારણકે તેમને સોના રૂપાના ચાંદ, અને એકાદ બે ખિતાબ સિવાય બીજું કંઇ જોઇતું નથી.

'હમે સદ્‌ગુણી છીએ' એમ ધારી આ દરબારીઓ પરમ સુખ માને છે, બપોર સુધી તેઓ પથારીમાં ઊંઘે છે; અને જાગતાં જ તેઓ બ્રાહ્મણને બોલાવી, પોતાને બદલે તેને સંધ્યા અને દેવ-પૂજનાદિ કરવા કહે છે. પછી ધીમા રહી પથારીમાં ચ્હા પી, ઉઠી નાસ્તો કરે ન કરે, એટલે ભોજનનો સમય થાય છે. પછી તેમનો વિનોદ કરવાનો વખત-પાના, પાસા, જુગાર, ભાંડભવૈયા જોડે મશ્કરી ઠઠ્ઠા, અને દરબારની માનીતી વેશ્યાઓ સાથે પરિહાસ અને વિલાસ!

હવે આપણે ધર્મગુરૂઓ તરફ જોઇએ. રાજાઓ કરતાં વધારે એશઆરામ નહિ ભોગવતા હોય તો તેમની સાથે હરિફાઇ કરે એવા ભોગ ભોગવે છે. જો ધર્મ ગુરૂઓ જાણતા હોત કે દુનિયામાં ફરી બુદ્ધ માફક દુઃખ ખોળી તેનું નિવારણ કરવાની તેમની ફરજ છે, તો તેઓની જિંદગી ગંભીર હોત. પણ વસ્તુ જુદી જ હોઇ, તેઓ મોજશોખમાં ફરતા ફરે છે એટલે એમના ચેલાઓ પણ એમનુંજ અનુકરણ કરે છે.

મૂર્ખ પુરૂષની વાત કરતાં આપણે કહીયે છીએ કે 'મૂર્ખ પર લક્ષ્મીની કૃપા હોય છે' અને ડાહ્યા પુરૂષો વિષે બોલતાં કહીએ કે "બિચારો અભાગિયો છે. એનું નસીબ જ એવું છે" જો તું પરણવા માગતો હોય તો ડહાપણથી સાવચેત રહી દૂર રહેજે: કારણ કે યુવતીઓ હૃદય અને આત્માથી મૂર્ખો પર એટલી તો અનુરક્ત હોય છે કે સ્હેજ પણ ડહાપણવાળા માણસને તેઓ રૂધિરપાન કરનારા સમજી તરત ત્યજી દે છે.

થોડામાં ઘણું કહેવા માટે એટલુંજ કહું છું કે ધર્મગુરૂઓ, રાજાઓ, મહન્તો, ન્યાયાધીશો, મિત્રો, દુશ્મનો, મહાન અને સામાન્ય પુરૂષો યા ગમે તે વર્ગમાં જાઓ અને જોશો તો માલુમ પડશે, કે પૈસાદાર માણસો જ ધારેલી વસ્તુ પ્રાપ્ત કરી શકે છે. એમ છતાં ડાહ્યા માણસો પૈસાને ધિક્કારે છે, અને તેનું પરિણામ શું? સર્વ કોઇ તેને ધિક્કારે છે. *

રણછોડજી મહેતા.

* અંગ્રેજી ઉપરથી

# કવિનો પ્રદેશ

સંપાદક: મહાવીરપ્રસાદ દાધીચ. બી. એ. એલ. એલ. બી.
શાન્તાક્રુઝ.

૨

શ્રી કૃષ્ણની બંસરી વિશ્વવિખ્યાત છે. એ વાંસળી વિષે અનેક કવિઓએ જે અવનવી કલ્પનાઓ કરી છે– તેમાંની એક બહુ જ સુંદર કલ્પના નીચે પ્રમાણે છે.

એક કવિ કહે છે કે હે વાસળી ત્હારી જન્મભૂમિ, વાંસ હોવાથી તું વાંસના વંશની છે; પણ ત્હારાં કર્મ અને લક્ષણ તો વાસનાં કર્મ અને લક્ષણોથી તદ્દન જુદાં જ છે. એમ હોવાથી હે વાંસળી ત્હેં તો ત્હારા વંશનું નામ જ બગાડ્યું કહેવાય.

કેમકે :—

" વે, મગદાયક અન્ધન કે
તુમ અચ્છન હી કી ચાલ બીગારો
વે, જલથાહ બતાવત હૈ
તુમ પ્રેમ અથાહ કે, વારિમેં ડારો
વે વરવાસ બસાય ભલે,
તુમ વાસ છુડાય ઉજારમેં ડારો,
કહા કહિઓ હરિકી બંસરી,
તુમ અપને વંશ કો નામ બીગારો.

એટલે કે વે–એટલે વાંસ, અન્ધજનોના–મગદાયક એટલે માર્ગદર્શક છે. પણ તું વાંસળી અચ્છા લોકોની પણ મોહ થકી ચાલ બગાડી દે છે–માર્ગ છોડાવે છે વે–વાંસ પાણીનું થાહ–ઉંડાણ બતાવે છે પણ તું તો વાંસળી પ્રેમના અથાહ–ઊંડા પાણીમાં નાંખી દે છે; વે વાંસ–નિવાસ સ્થાનોને વસાવે છે પણ વાંસળી તું તો નિવાસ સ્થાનોને છોડાવી–ઉજ્જડ પ્રદેશમાં ખેંચી લાવે છે. માટે હે હરિની વાંસળી ત્હેં તો ત્હારા વાંસના વંશનું નામ જ બગાડ્યું કહેવાય.

જે આંખોદ્વારા કવિજનો જગતનું સૌંદર્ય નિહાળે છે, એ આંખો પર કવિજનોએ ઘણું લખ્યું છે. આંખમાં રહેલા ત્રણ રંગોને ઉદ્દેશીને એક કવિ કહે છે કે:—

અમી હલાહલ મદ ભરે,
શ્વેત, શ્યામ, રતનાર.
જીયત મરત ઝુકી ઝુકી પરત,
જે હિ ચિતવત એકબાર !

એટલે કે આંખોમાં અમૃત–ઝેર અને મદ એ ત્રણ પદાર્થો છે. અને એ ત્રણે ચીજો– આંખની સફેદીમાં અમૃત–કાળી કીકીઓમાં ઝેર અને તંદુરસ્તી ભરી ગતાશ–લાલીમાં

મદ—એ પ્રમાણે રહેલી છે, એથી જ એ આંખો જેને એકવાર જોઇ લે છે તેને જીવાડી શકે છે, મારી શકે છે અને ભ્રમિત બનાવી શકે છે.

એવી જ ભાવનાવાળો એક સંસ્કૃત કવિનો શ્લોક નીચે પ્રમાણે છેઃ—

श्यामं सितं च सुदृशोः स्वरूपं
किन्तु स्फुटं गरलमेतदथामृतं च ॥
नोचेत्कथं निपतनादनयोस्तदैव,
मोहं मुदं च नितरां दधते युवानः ॥

ભાવાર્થ—સ્ત્રીઓની આંખોમાંની સફેદી અને કાળાશ અમૃત અને ઝેર છે. જો એવું ન હોત તો યુવકજનો-મસ્તવાળા અને આનંદી-એને જોતાં જ ન થઇ જતે!

ચંચળ આંખોના કુકર્મોથી કંટાળીને એક કવિ કહે કે શું કરૂં એ આંખોમાં નિત્ય કાળું-અંજન આંજી-એ કુકર્મી આંખોનું મોઢું કાળું કરૂં છું છતાં એ ચંચળતા નથી છોડતી!

આંખોથી ઘાયલ થએલા એક બીજા પ્રકના દર્દી પોકાર કરે છે કેઃ—

"મસજીદમેં ઉસને મુઝકો,
આંખે મિલાકે મારા.
જુલ્મ હૈ ઝાલિમ. ખુદ કે ઘરમેં ભી મારા"!

અર્થ સ્પષ્ટ છે!

એક ઉર્દૂ કવિ કહે છે કે જો તમે વરસાદની મઝા માણવા ઇચ્છતા હો તો તમે મારી આંખોમાં આવી બેસો; કેમકે એમાં વાદળાંની સ્યાહી-કાળાપણું છે. આકાશની સફેદી છે, રતાશ છે અને જળધારા (અશ્રુ) છે! એ શેર નીચે પ્રમાણે છેઃ

મઝા બરસાતકી ચાહો,
તો આ બેઠો ઇન આંખોમેં
સ્યાહી હૈ સફેદી હૈ શફક હૈ
અબ્ર બારાં હૈ!

અશ્રુઓને આંખોમાં ન રોકી રાખવાની સલાહ આપતા મતિરામ કવિ કહે છે કેઃ—

બિન દેખે દુઃખ કે ચલે,
દેખે સુખ કે જાહિ,
કહો લાલ! ઇન દગન કે
આંસુઆ ક્યોં ઠહરાંઇ.

એટલે કે આંખોમાંથી અશ્રુ એમને જોવા સારૂ વિરહમાં-દુઃખથી વહે છે; અને એમને જોતાં, એ જ અશ્રુઓ સુખમાં વહે છે; માટે એ આંખોનાં અશ્રુ શા કાજે રોકી રાખું? ગોપીઓની હૃદય ભાવનાનું વર્ણન કરતાં એક કવિ કૃષ્ણના પ્રેમનું કારણ કહે છેઃ—

મખ્ખન સો મન, દૂધ સો જોબન,
હે દધિતે, અધિ કૈ ઉર પ્રીડી;
જા, છબી આગે છપાકર છાછ,
સમેત સુધા વસુધાસબ સીઠી,
નૈનન નેહ ચુવૌ "કવિ દેવ,"
બુઝાવતી, બૈન વિયોગ અંગીઠી
એસી રંગિલી અહીરી અહૈ,
કહૌ ? કયો ન લગે મન મોહનૈ મીઠી
દેવ

એટલે કે જે રસિલી અહીરી–ગોપીનું મન માખણ જેવું સુકુમાર છે અને જેનું યૌવન દૂધ સમું સ્નિગ્ધ છે, જેનું હૃદય દહીંથીએ અધિક પુષ્ટ છે; જેની શોભા સામે શશધર–ચંદ્ર–છાશ સમો ભાસે છે; જેની સામે સુધા સહિત વસુધાની સર્વ ચીજો સામાન્ય લાગે છે–જેનાં નેત્રોથી નેહ ઝરે છે, અને જેના વચનોથી હૃદયની સગડીનો વિયોગાગ્નિ શાન્ત થઈ જાઇ છે, તે મનમોહનને કેમ મધુર નહીં લાગે ?

એટલે કે એ ગોપિકા 'કોમલા, તરલા, હૃદયહારિણી, સમુજ્જ્વલા, મધુર સ્નેહમયી મંજુભાષિણી અને રસિલી છે.

એક કવિ વિરહિણીની અવસ્થાને વર્ષા ઋતુના સંજોગો સાથે સરખાવે છે:—

ઉનકારી ઘટા, ઇત હૈ અલકે.
બકપાતિ ઉતે, ઇત મોતી લરી હૈ
ઉત દામિની, દન્ત ઇતે ચમકે,
સુરચાપ ઉતે, ભોંહ તરી હૈ;
ઉત ચાતક નો પિઉ પિઉ રટૈ,
બિસ રૈન, ઇતે પીઉ એક ધરી હૈ,
ઉત બુંદ અગાધ ઇતે અસુઆં,
વિરહીસે મનોધન હોર પડી હૈ,

એટલે કે વર્ષા ઋતુમાં–એક બાજુ કાળા વાદળાઓની ઘટા છે; અને બીજી બાજુએ એ વિરહિણીનો કેશ કલાપ છે; પેલી બાજુ બગલાઓની હાર છે. ને એ વિરહિણી પાસે મોતીનો હાર છે. પેલી બાજુ વીજળી ચમકે છે તો આ તરફ વિરહિણીની દંતપંક્તિ (વિરહ અવસ્થામાં પાન ન ખાવાથી) ચમકે છે. એક બાજુ સુરચાપ–એટલે ઇંદ્ર ધનુષ્ છે બીજી બાજુએ વિરહિણીની ખેંચાએલી ભ્રુકુટિ છે. એક બાજુ ચાતક પીઉ પીઉ ફરી ફરી બોલે છે અને બીજી બાજુએ તો એ વિરહિણી પીઉને એક પળ પણ વિસરી શકતી નથી. એક બાજુ વર્ષાની અગાધ ધારા પડે છે. તો બીજી બાજુએ આંખોથી અશ્રુ વહે છે.

વળી એક આધુનિક, યુવાન પ્રતિભાશાળી કવિ–પંડિત શ્રીનિધિએ શ્રાવણ માસમાં ઇન્દ્ર ધનુષને જોઈ અજબ ઉત્પ્રેક્ષા કરેલી છે અને વર્ષાઋતુમાં ઉજવાતા રક્ષાબંધનનો

પ્રસંગને કાવ્યમાં સુંદર રીતે ઉતારે છે:—

"દેખો વિદ્યુતને અનુપમ છબી કરદી,
ઘન કે શ્યામ વપુપરી.
બાંધે રંગીન રેશમી રાખી,[1]
રવિચંદ્રકયુત ઇન્દ્ર ધનુપરી

એટલે કે જુઓ વીજળીએ શ્યામ રંગી વાદળાંની છબીને અનુપમ રીતે સુશોભિત બનાવી દીધી છે. અને એ શોભા એણે રેશમી, રંગ બેરંગી અને રવિચન્દ્રના, ચન્દ્રક યુક્ત ઇન્દ્ર ધનુષની-રાખડી બાંધીને વધારી છે!

અભિજ્ઞાન શાકુન્તલમાં વસ્ત્ર અને આભૂષણોથી રહિત, પણ સૌંદર્ય અને યૌવનની પ્રતિભાથી દીપી નિકળતી, શકુન્તલા માટે કવિએ જે સરસ શબ્દોક્તિ ઉચ્ચારી છે તે સર્વ કોઈને વિદિત છે કે સૌંદર્યને આભૂષણ શા?

किमिव हि मण्डनं मधुराकृतिनाम् ।

તેવીજ ભાવનાથી પ્રેરાઇ 'વિહારી' નામના વિખ્યાત શૃંગાર રસના કવિએ, નીચેની સરસ પંક્તિઓ લખેલી છે:—

ભૂષન ભાર સંભારિ હૈ.
ક્યોં યહ તન સુકુમાર,
સુધે પાય ધરત ન પરત,
શોભા હી કે ભાર!

એટલે કે એનું સુકુમાર શરીર આભૂષણોનો ભાર, કેમ કરીને સંભાળી શકશે? કેમકે એના શરીરની શોભાનો જ ભાર એટલો બધો છે કે એ ગજગામિની—'સુધે પાય ધરત ન પરત' સરખાં પગલાં ભરી શકતી નથી. એટલે કે એના પગથી એના સૌંદર્યનો ભાર નથી ખમી શકાતો. તો પછી આભૂષણોનો ભાર એ કેમ ખમી શકશે?

એક સંસ્કૃત કવિએ શરીરની કાન્તિના વિષયમાં અદ્ભુત કલ્પના કરી છે. તે નીચે પ્રમાણે છે:—

तस्यास्त्वदेकसतमः स्मरबाणवर्यैः ।
कार्यं वपुः शठ ! विभर्तियथा यथैव ॥
स्तोकयितांश्रयतयेव तथा तथैव ।
कान्तिर्घनीभवति दीर्घविलोचनायाः ॥

ભાવાર્થ—વિરહ પહેલાં શરીર પુષ્ટ હોવાથી એના શરીરની કાન્તિ શરીરમાં દૂર દૂર ફેલાયલી હતી: હવે વિરહમાં દુર્બળ શરીરમાં એજ સૌંદર્ય થોડીક સીમામાં ગાઢ થઇ ગયું છે.

એક રસિક યુગલના મિલનનું આલિંગનયુક્ત ચિત્ર એક કવિ દોરે છે અને "બાંહી" અને "નાંહી" એ શબ્દો સાથે કંઠ-ગળાનો-નિકટ સંબંધ રાખી રમે છે

---

[1] રાખડી.

પ્રીતમ કો મન ભાવતી,
મિલની બાહ હૈ કંઠ,
બાંહી છુટે ન કંઠ તે,
"નાંહી" છુટે ન કંઠ.

એટલે કે પ્રીતમને મન ભાવતી-કંઠ ગળા પર બાંહ-ભુજા-નાંખી એ મળે છે; પછી તો બાંહ પ્રીતમના કંઠ-ગળેથી-છુટતી નથી અને તેવી જ રીતે પ્રીતમના કંઠ-ગળેથી "નાહ" ના (એમ ન કરો) એ છુટતી નથી. એટલે કે પ્રીતમના કંઠથી "નાહ" ન નિકળવાથી-પ્રિયતમાની "બાંહે" પ્રીતમના કંઠ પર પોતાનું સામ્રાજ્ય લાંબા વખત સુધી ચલાવ્યું !

વળી એક કવિનું તો કહેવું છે કેઃ—

ઇશ્ક કહતા હૈ કિ આલમસે,
જુદા હો જાઓ,
હુસ્ન કહતા હૈ જીધર જાઓ,
નયા આલમ હૈ !

એક કવિ લખે છે કેઃ—

મગરી રૈન મોહિ સંગ જાગા,
ભોર ભઇ તબ બિછુરન લાગા;
ઉસ કે બિછુરતે ફાટત હિયા,
કયોં સખિ ! સાજન ? ના સખિ "દિયા."

એટલે કે એ આખી રાત મારી સાથે જાગ્યો. સવાર થતાં એણે મારાથી જુદા થવાની તૈયારી કરી, અને એના વિયોગની ઘડી જાણી મારૂં હૃદય ફાટવા લાગ્યું-આ વાત સાંભળી સ્વાભાવિક પ્રશ્ન પેદા થયો કે એ સખિ! ત્હારા સાજન-પ્રીતમ હતા કે શું ? ત્યારે એ ચતુરા જવાબ આપે છે કે સાજન નહીં પણ એ દીવો હતો !

એવો જ પ્રશ્ન નીચેના રમ્ય ચટકામાં રહેલો છે.

પંડિત કયો પિયાસા ?
ગધા કયોં ઉદાસા ?
—લોટા ન થા !

એટલે કે પંડિત તરસ્યો કેમ રહ્યો-ગધેડો ઉદાસ કેમ રહ્યો ? જવાબમાં એકની પાસે પાણી પીવાનો લોટો ન હતો-અને ગધેડો લોટા-આળોટયો ન હતો !

વળી એક કવિ તો સુંદરીના સૌભાગ્ય ચિન્હ-લલાટ ચાંદલાથી મુગ્ધ થઇ કવિવર પ્રેમાનંદની માફક 'ઇન્દુમાં બિન્દુ' જોઇ એની પૂર્ણ પ્રશંસા કરે છે.

" કહત સબૈ બેંદી દિએ,
આંક દસ ગુનો હોત.
તિય લીલાર બેંદી દીએ,
અગનિત હોત ઉદોત !

એટલે કે સહુ કહે છે કે એક બેંદી-મીંડુ-લગાડવાથી આંકની કીંમત દશગણી થઇ જાય છે; તેવીજ રીતે લલનાના લલાટે એક બેંદી (ચાંદલો) લગાડવાથી એની સૌંદર્ય પ્રભા અગણિત વધે છે. (ક્રમશઃ)

# સુક્કું બરફ

[ સુકાં બરફની બનાવટ, શાકભાજી, મચ્છી સાચવવા, અનાજનાં જંતુઓ નાશ કરવા, આગ બુઝવવા, કૃત્રિમ ધુમ્મસ અને વરસાદ વરસાવવા, ચામડીના રોગો નિવારવા અને બીજા તેના યાંત્રિક ઉપયોગોનું વર્ણન કરતો લેખ. ]

આધુનિક જમાનાનું એક પ્રધાન લક્ષણ વિજ્ઞાનની ખીલવણી છે. સો વર્ષ પહેલાં પૃથ્વીની સપાટી પર જે દૃશ્યો જોવા મળતાં તેના કરતાં આજે તદ્દન જુદાં જ દૃશ્યો જોવા મળે છે. જે ઝડપથી વિજ્ઞાનની શોધોનો વ્યવહારમાં ઉપયોગ થાય છે તે ઝડપ જોતાં ભવિષ્યના પચાસ વર્ષમાં કેવા ફેરફારો થશે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. વ્યવહારનાં સાધનોમાં, ખેતી અને ઉદ્યોગોની ક્રિયાઓમાં, માણસની તંદુરસ્તી અને મોજમજાઓમાં તેમજ લડવા માટે તેના હાથ પગને બળવાન, લાંબા અને ભયંકર બનાવવામાં વિજ્ઞાને અજબ જેવા ફેરફાર કર્યા છે. નાની સરખી લાગતી શોધોથી લોકોના જીવન વ્યાપારમાં મોટા ફેરફારો થાય છે. વિજ્ઞાનની આ ભેટોની કિંમત આંકવાનો અહિં ઇરાદો નથી.

સૃષ્ટિની રચનામાં કેટલાક મૂળભૂત સિદ્ધાંતો સચવાએલા છે. એ સાદા હતાં અગમ્ય સિદ્ધાંતોને અનુસરીને થએલી એક નાની સરખી શોધને આપણે તપાસીશું.

પદાર્થના સામાન્ય ગુણ ધર્મો પર એનો પાયો છે. ઘન, પ્રવાહી અને વાયુ એવાં પદાર્થનાં ત્રણ સ્વરૂપો છે. ગરમી આપવાથી ઘન પદાર્થ પ્રવાહી સ્વરૂપ પકડે છે. વળી વધુ ગરમી આપવાથી પ્રવાહી વાયુ સ્વરૂપ ધારણ કરે છે. એનાથી ઉલટું વાયુને જો ઠંડા પાડવામાં આવે તો તે પ્રવાહી બને છે અને પ્રવાહીને ઠંડા પાડતાં તે ઘન સ્વરૂપ ધારણ કરે છે. દરેક પદાર્થનું ઉકાળ બિંદુ અને ગલન બિંદુ એટલે પ્રવાહી થવાનું બિંદુ ચોક્કસ એટલે અમુક એકજ ઉષ્ણતામાને હોય છે. આટલી સાદી બાબતો તો આપણે સામાન્ય રીતે જાણીએ છીએ.

પદાર્થોનાં રૂપાન્તર કરવામાં અતિશય ગરમી અથવા અતિશય ઠંડીની આવશ્યકતા રહે છે. વિજ્ઞાનની શોધોની મદદથી ભારે પ્રમાણમાં ગરમી અને ઠંડી પેદા કરવાનું શક્ય બની શક્યું, એટલે ગરમીની મદદથી કેટલાક ઘન પદાર્થોને પ્રવાહી સ્વરૂપમાં લાવી શકાયા તેમજ ઠંડીની મદદથી કેટલાક વાયુઓને ક્રમશઃ પ્રવાહી અને ઘન સ્વરૂપમાં ફેરવી શકાયા.

ઓક્સીજન, હાઈડ્રોજન, કાર્બન ડાયોક્સાઈડ વાયુ તેમજ હવાને પણ પ્રવાહી સ્વરૂપમાં ફેરવી શકાય છે એટલું જ નહિ પણ કેટલીક વાર પથ્થર જેવા ઘન સ્વરૂપમાં પણ લાવી શકાય છે; એ વસ્તુ સહેજે કલ્પનામાં આવે એવી નથી. વાયુઓને પ્રવાહી સ્વરૂપ આપવામાં કુદરતના સાદા નિયમોનો જ ઉપયોગ થયો છે. કોઈ પણ વાયુને ભારે દબાણ નીચે રાખી એટલે સંકોચીને વિશાળ જગ્યામાં એકદમ છોડવામાં આવે એટલે તેના કદને વધવાની જગ્યા આપવામાં આવે તો એ વાયુને બહારના વાતાવરણને દૂર કરવામાં કાર્ય કરવું પડતું હોવાથી તે પોતાની કાર્યશક્તિ એટલે ગરમીશક્તિ ગુમાવે છે અને તેમ થતાં ઠંડો પડે છે. આમ એકવાર ઠંડા પડેલા વાયુને યંત્ર મારફતે ફરી દબાણમાં લઇ વિસ્તૃત જગ્યામાં છોડવામાં આવે તો એ વધારે ઠંડો પડે છે. આમ લેના તે વાયુ ઉપર આ જાતની ક્રિયા

કરવાથી તે એટલો બધો ઠંડો પડી શકે છે કે ઠંડીનો અંશ તેના ગલનબિંદુ સુધી પહોંચે છે જેથી તે વાયુ પ્રવાહી સ્વરૂપ ધારણ કરે છે. અને કેટલીક વાર સીધો જ ઘન સ્વરૂપમાં રૂપાંતર પામે છે.

હવે સુકું બરફ શું છે તે આપણે જોઇએ. સુકું બરફ અને આપણા હરરોજના ઉપયોગમાં આવતું પાણીનું ભેજવાળુ બરફ બંને દેખાવમાં સરખાં છે ખરાં પણ એ બંને તદ્દન જુદી જ વસ્તુઓ છે. આપણે જાણીએ છીએ કે જે વાયુઓનાં મિશ્રણથી હવા બની છે તે વાયુઓમાં કારબન ડાયોકસાઇડ અથવા કારબોનિક એસીડ નામનો વાયુ એક થોડા પ્રમાણમાં રહેલો છે. કોઇ પણ સજીવ વસ્તુ જ્યારે બળે છે ત્યારે એ વસ્તુમાંના કોલસાનાં તત્ત્વ જોડે હવામાંનો પ્રાણવાયુ ભળતા આ વાયુ ઉત્પન્ન થાય છે. પ્રાણીઓનાં ફેફસાંમાંથી ઉચ્છ્વાસ વાટે બહાર કાઢેલી હવામાં પણ એ વાયુ હોય છે કારણ આપણા શરીરરૂપી ભઠ્ઠીમાં પણ ધીમી દહનક્રિયા ચાલુ હોય છે. વળી ઝાડપાનનો તો આ વાયુ ખોરાક જ છે. સૂર્યના કિરણોની શક્તિની મદદથી બધી જ વનસ્પતિઓ હવામાંથી આ વાયુને પાંદડાં મારફતે ખોરાક તરીકે લે છે. સુકું બરફ એ આ કાર્બન ડાયોકસાઇડ વાયુનું એક ઠંડો પાડીને આપેલું ઘન સ્વરૂપ છે.

કાર્બન ડાયોકસાઇડ વાયુને ઘન સ્વરૂપ આપવામાં જરૂરી યાંત્રિક કળાનું જ્ઞાન અને એની પાછળ થતા ખર્ચને પહોંચી વળવાનું એટલું મુશ્કેલ હતું કે તેનો વ્યવહારમાં ઉપયોગ કરવો એ ઘણી અઘરી વાત હતી. અનેક પ્રયોગો પછી એની મોટા પાયા પર બનાવટ કરવાની કળા સાધ્ય થઇ છે. પ્રથમ અમેરિકામાં એનો બહોળો વપરાસ શરૂ થયો. આપણા દેશમાં હજી આ વસ્તુ પ્રદર્શનોમાં બતાવવા લાયક અજાયબીની વસ્તુ જ રહી છે છતાં ભવિષ્યમાં એનો કેવો ઉપયોગ થવાનો સંભવ છે એનો ખ્યાલ કરવો અસ્થાને ન જ કહી શકાય. વળી એ પદાર્થની બનાવટ તેમજ ઉપયોગમાં ભાગ ભજવતા કેટલાક ભૌતિકશાસ્ત્રના સાદા નિયમોનું જ્ઞાન આપણને સહેજે થઇ શકે.

હવે આપણે એ પદાર્થની કેટલીક ખૂબીઓ અને ઉપયોગો તપાસીએ. ઉપર જણાવ્યું તેમ સુકું બરફ એ કાર્બન ડાયોકસાઇડ વાયુનું ઘન સ્વરૂપ છે. એ બરફ કરતાં ૧૪૨° ડીગ્રી (સેંટીગ્રેડ) જેટલું ઠંડું છે એટલે એની ગરમી —૧૪૨° ડીગ્રી છે. જ્યારે સામાન્ય પાણીના બરફની ગરમી ૦° ડીગ્રી છે. સુકું બરફ હાથમાં લેતાં આપણા હાથ ભીંજાતા નથી કારણ એ પાણીના બરફની માફક ઓગળવાને બદલે સીધું જ વાયુ સ્વરૂપ ધારણ કરી હવા સાથે ભળી જાય છે, એટલે અદૃશ્ય થઈ જાય છે. દેખાવમાં એ ધોળું રૂના પુમડા જેવુ, કુદરતી એટલે ઠંડા પ્રદેશમાં વરસતા બરફને દબાવીને બનાવેલા ગોળા જેવું હોય છે. એની આસપાસથી હમેશાં ધોળી અને ઘટ વરાળ નીકળ્યા કરે છે જેની ઉત્પત્તી જાણવા જેવી છે. આ વરાળ સુકા બરફમાં નીકળતી નથી પણ હવામાં રહેલી પાણીની વરાળ સુકાં બરફના સંસર્ગથી ઠંડી પડતાં પાણીનાં ઝીણાં ટીપાંનું સ્વરૂપ ધારણ કરે છે.

પાણીના બરફની સરખામણીમાં સુકું બરફ સરખાં વજને વીસ ગણી ઠંડી ઉત્પન્ન કરી શકે છે. કદની બાબતમાં સરખા કદે સામાન્ય બરફથીએ ત્રણ ગણું ઠંડુ છે. એટલે જરૂરી ઠંડી ઉત્પન્ન કરવામાં સગવડની દૃષ્ટિએ એ સામાન્ય બરફ કરતાં ઘણું ચઢિયાતું છે

સુકાં બરફના ગુણ ધર્મો જોતાં એટલું સહેજે જોઇ શકાય કે એનો ઉપયોગ પદાર્થોને ઠંડા રાખવામાં કરી શકાય. પણ એનો પ્રથમ ઉપયોગ એ રીતે થયો ન હતો. સોડા, લેમન તેમજ એવાં બીજાં પીણાંની શીશીઓ ફોડવામાં આવે ત્યારે તેમાંથી એક જાતનો વાયુ નીકળે છે. તે વાયુ કાર્બન ડાયોકસાઇડ હોય છે.

સોડા વોટરના કારખાનામાં જરૂરી આ વાયુને ભરી રાખવાનું કામ ઘણું જ વિકટ હોય છે. લોખંડની મજબુત કોઠીઓમાં એને ખૂબ દબાણ નીચે રાખવામાં આવે છે. એટલે એને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવામાં ખર્ચ ઘણું થાય છે. હિંદના લશ્કરી ખાતાંના એક ડૉકટરે જોયું કે પોતાના પીણા માટે આ વાયુને ઘન સ્વરૂપમાં રાખ્યો હોય તો તે બહુ જ થોડી જગ્યા રોકે અને પીણાને બહુ જ સરસ રીતે ઠંડાં કરી શકાય. કમનસીબે આ ઉપયોગની વાત ઘણા વર્ષો સુધી પડતી મૂકાઇ. ૧૯૨૪ની સાલમાં અમેરિકામાં સુકાં બરફનો ઠંડક ઉત્પન્ન કરવાની ચીજ તરીકે ઉપયોગ કરવા માટે એક કારખાનું સ્થપાયું. રેલ્વેની લાંબી મુસાફરીમાં માંસ મચ્છીને તાજાં રાખવામાં એનો ઉપયોગ થવા માંડ્યો. પણ એ રીતેના વપરાશમાં એનો એટલો બગાડ થતો કે એની બનાવટ પોષાઇ નહિ.

પણ અમેરિકન પ્રજાનો આઇસક્રિમ ખાવાનો શોખ આ નવા ધંધાની મદદે આવ્યો. ન્યુયોર્કના એક સ્ટોરે આઇસક્રિમને ઠંડુ રાખવા માટે એનો ઉપયોગ કર્યો. આઇસક્રિમના પેકેટમાં સુકા બરફના એક બે ટુકડા નાંખી આપવાથી એવું માલુમ પડયું કે આઇસક્રિમને એક બે કલાક વધારે ઘટ રાખી શકાય છે. વળી એનો ઉપયોગ પૂરો થતાં એ પાછળ ગંધ કે કચરો રાખ્યા સિવાય તદ્દન અદૃશ્ય થાય છે. આ ઉપયોગ માટે થોડા જ વખતમાં અનેક કારખાનાંઓમાં હજારો ટન સૂકું બરફ બનવા લાગ્યું. આઇસક્રિમના ઇંટ જેવાં કઠણ ચકતાં બજારમાં ખૂણે ખૂણે વેચાવા લાગ્યાં. કારણમાં આઇસક્રિમની કોઠીઓમાં સુકાં બરફના કટકા રાખવામાં આવતા હતા.

સુકા બરફના મુખ્ય ઉપયોગ ત્રણ છે. આઇસક્રિમમાં, માંસ મચ્છી તેમજ ફળ ફળાદીને રેલ્વે મારફતે દૂર દેશોમાં લઇ જતી વખતે ઠંડાં રાખવામાં અને સોડાલેમન જેવાં પીણામાં. જે દેશોમાં માંસ મચ્છીનો વ્યાપાર મોટો હોય છે ત્યાં આગળ આ શોધ કલ્યાણકારી થઇ પડી છે. સેંકડો માઇલ દૂરથી આવતો માલ પણ તદ્દન તાજો જ મેળવી શકાય છે. ઉંડા જંગલના પ્રદેશનું કિંમતિ માંસ કે દૂરના સમુદ્રની કિંમતિ મચ્છી ઘર બેઠાં તાજાં જ મળે છે. ફળફળાદી, શાકભાજી તેમજ ફુલોને તાજાં રાખવામાં હજી સુકાં બરફનો બહુ ઉપયોગ થયો નથી, પણ એ દિશામાં પ્રયોગો ચાલુ જ છે.

આ ઉપરાંત અનેક નાના મોટા ઉદ્યોગોમાં જ્યાં ગરમી ઓછી કરવાની આવશ્યકતા હોય છે ત્યાં સુકાં બરફનો ઉપયોગ થવા લાગ્યો છે. એમના થોડા ઉપયોગો આપણે ટુંકમાં જોઇએ.

રેલ્વે વ્યવહારની જેમ એરોપ્લેનના વ્યવહારમાં પણ સુકું બરફ ખસુસ વપરાય છે.

સિનેમા ઉદ્યોગમાં કૃત્રિમ રીતે ધુમ્મસ પેદા કરવા માટે સુકાં બરફના ચોસલાં ઉપર

# લગ્ન અને કુટુંબ

૨

[ કુટુંબ સંસ્થાની ઉત્પત્તિ, સ્ત્રી અગર પુરુષનાં અધ્યક્ષપણાં નીચે ચાલતાં કુટુંબો, સ્ત્રીનું કુટુંબમાં સ્થાન, અને તેના ધર્મો—એ સર્વ કેવી રીતે નિર્માણ થયાં તેની રસિક વિગતો અહીં રજુ કરવામાં આવી છે. ]

## કુટુંબ:—નૃકેન્દ્ર અને નારીકેન્દ્ર અવસ્થા.

ઉત્ક્રાન્તિક્રમમાં માણસ જાત ઉદ્‌ભવી ત્યારે એ પણ બીજાં પ્રાણીઓની માફક માત્ર કુદરતી જરૂરીઆતો પ્રમાણે જ લિંગ પ્રેરણા પોષતી હશે એમ માનવું અયોગ્ય નહિ ગણાય. આ અવસ્થાને સ્વતંત્ર અવસ્થા અથવા કુદરતી અવસ્થા કહી શકાય. એ અવસ્થામાં ખરૂં જોતા કુટુંબ જેવી સંસ્થા જ હોઇ શકે એમ ન હતું. છતાં પણ એ અવસ્થા કેટલેક દરજજે નારીકેન્દ્ર હતી અથવા નારીકેન્દ્ર અવસ્થાની શરૂઆત એ અવસ્થાથી ઉદ્‌ભવી શકી હતી એમ કહી શકાય. કારણ કે એ અવસ્થામાં લીંગપ્રેરણા સંતોષવા ઉપરાંત બચ્ચાના પ્રજનન અને રક્ષણ અર્થે બીજી કોઇ રીતે પુરુષ મદદ કરતો નહિ પણ ,સ્ત્રીને ગર્ભ પોષણ અને બાળપોષણની જુમેદારી કુદરતી રીતે જ મળી હોવાથી તેને પોતાનાં બચ્ચાંને જોડે જ રાખવાં પડતાં. જેવી રીતે બીજાં કેટલાંક પ્રાણીઓમાં હજુ પણ મા અને બચ્ચાં અમુક સમય જોડે રહે છે. તે પ્રમાણે આ કુદરતી અવસ્થામાં માણસ જાતમાં પણ મા અને બચ્ચાં જોડે રહેતા; પણ એ રીતે મા અને બચ્ચાંના અમુક સમય સુધી થતા સહવાસને આપણે કુટુંબ તો ભાગ્યે જ ગણી શકીએ. કેમકે એ સહવાસ માત્ર બચ્ચાંના બાળપણ સુધી જ ટકી રહે તે અને બચ્ચાં મોટાં થતાં માથી જુદાં પડી જતાં. વળી કુટુંબમા થેડે ઘણે અંશે પણ સ્થાયી સંબંધ હોવો જોઇએ. એ આ અવસ્થામાં બને એમ ન હતું. જુદે જુદે પ્રસંગે એક જ સ્ત્રી જુદા જુદા પુરુષના સંયોગથી પ્રજનન કરતી અને એ રીતે ઉત્પન્ન થએલાં જુદાં જુદાં બાળકો ભાગ્યે જ એક કુટુંબનાં અંગ ગણી શકાય. તે સિવાય કુટુંબ સંસ્થામાં થોડે ઘણે અંશે પણ આર્થિક ધોરણ કે વ્યવસ્થા હોવાં જોઇએ. પણ આ કુદરતી અવસ્થામાં મિલ્કત કે આર્થિક જુમ્મેદારી જેવું કશું હતું જ નહિ. વારસામાં પણ આપવા લેવાનું કશું હતું નહિ અને માત્ર ખોરાક સિવાય બીજી કાંઇ પણ વસ્તુની આર્થિક અગત્ય સમજાઇ પણ ન હતી. તેથી કરીને જોકે કુદરતી અવસ્થામાં મા અને બચ્ચાં કેટલોક સમય જોડે રહેતાં તેથી નારીકેન્દ્ર કુટુંબ (અથવા માના અધ્યક્ષપણાથી રચાતાં કુટુંબ) ના અંકુર જણાઇ આવે છે. છતાં એ અવસ્થામા કુટુંબની સંસ્થા ઉદ્‌ભવી ન હતી એમ કહી શકીએ. પણ કાળ જતાં એ અવસ્થા બદલાઇ. સ્ત્રી અને પુરુષ એ બેમાં પુરુષ શરીરે વધારે બળવાન હોવાથી સ્ત્રીનું હરણ કરી તેને પોતાની મિલ્કત કરી શકે એમ હતું અને ઘણુંખરૂં એ પ્રમાણે બન્યું. ઘણું કરી એ રીતે જ અપૂર્ણ રૂપમાં કુટુંબની શરૂઆત થઇ હશે. એ સ્વરૂપનાં કુટુંબ નૃકેન્દ્ર અવસ્થામાં હતા એમ કહી શકાય કારણ કે એ કુટુંબમાં પુરુ અગ્ર સ્થાન ભોગવતો. પણ ખરૂં જોતાં એ અવસ્થામાં પુરુષ સ્ત્રીનો શિકાર કરી પકડી આણી પોતાની

મિલ્કત બનાવતો, તે કુટુંબ રચવાના હેતુથી નહિ પણ માત્ર બાહુબળના ઉપયોગથી પોતાની સ્વાર્થ વૃતિ પોષવા માટે જ. આ બીજી અવસ્થામાં માણસજાત કુદરતી પ્રાણી કરતાં કાંઇક વિશેષતાએ પહોંચ્યું હોવાથી ટોળાંઓમાં વ્હેંચાઇ જતી અને એ ટોળાંઓ ખોરાક અને રક્ષણ માટે ભ્રમણથી સ્થાન ફેર કરતી. જુદાં જુદાં ટોળાંઓ એક બીજાં જોડે વારંવાર લડતાં અને વધારે બળવાન પક્ષ નબળા પક્ષની માલમિલ્કત લૂંટી તેના માણસોને કેદ પકડી ગુલામ કરતા અને સ્ત્રીઓને પકડી જરૂર પ્રમાણે તેમની પાસે ગુલામી મજુરી કે ગુલામી લગ્ન કરાવતા. ધીમે ધીમે સ્ત્રીઓની ઉપયોગિતા સમજાવા માંડી ત્યારે ખાસ કરી સ્ત્રીહરણ માટે જ ટોળાંઓ એક બીજા પર આક્રમણ કરતાં અને એ રીતે પારકાં ટોળાંમાંથી જ સ્ત્રી મેળવી લગ્ન સબંધ કરવાની પ્રથા પડી. સ્ત્રી હરણથી એવાં ટોળાંને અનેક લાભ હતા. સૌથી અગત્ય એ કે ટોળાંનાં જે પુરૂષો બાહુબળથી સ્ત્રી હરણ કરી લાવતા તેમને લિંગસંતોષ માટે સાધન મળતાં. તે સિવાય જ્યારે ટોળાંઓ ભ્રમણ કરતાં ત્યારે એ પકડી લાવેલી સ્ત્રીઓ ભાર વહેનાર પશુઓની ગરજ સારતી અને જે કામ પશુઓથી ન થાય તે એ સ્ત્રીઓ કરી શકતી. વળી જ્યારે એ ટોળાં છાવણી કરી રહેતાં અને તેનો પુરૂષ વર્ગ શીકાર માટે અથવા લડવા માટે આજુબાજુ નીકળી જતો ત્યારે છાવણી સાચવવા, વૃદ્ધ અને માંદાં સાજાંની બરદાસ્ત કરવા અને સર્વ માટે ખોરાક તૈયાર કરવા એ સ્ત્રીઓ અતિ ઉપયોગી થઇ પડતી. એ રીતે ભ્રમણ અવસ્થામાં પુરૂષ અગ્રસ્થાન પામ્યો અને સ્ત્રીને ગૌણપદ મળ્યું. પોષણ અને રક્ષણનું કામ પુરૂષને માથે પડયું. તેથી આ અવસ્થાને આપણે નરકેન્દ્ર અવસ્થા કહી શકીએ પણ તેની જોડે એ ધ્યાનમાં લેવાનું કે એ અવસ્થામાં કુટુંબ સંસ્થા ઘણી અપૂર્ણ સ્થિતિએ હતી. આખો સંઘ કદાચ એક કુટુંબ જેવો લાગતો પણ કુટુંબમાં જે સ્થાયી સબંધ અને વ્યવસ્થા હોવાં જોઇએ તેનો તો આ અવસ્થામાં પણ અભાવ હતો.

એક રીતે જોતાં ભ્રમણ અને શિકારની પ્રથાથી નરકેન્દ્ર અવસ્થાની શરૂઆત થઇ પણ તે જ કારણથી નારીકેન્દ્ર અવસ્થા અને માતાના અધ્યક્ષપણાવાળા કુટુંબની પણ કેટલેક સ્થાને શરૂઆત થઇ. કારણ કે જો કે ટોળાંઓ પારકાં ટોળાંની સ્ત્રીઓનું હરણ કરવા તત્પર રહેતાં તો પણ પોતાનાં ટોળામાં જન્મેલી અને ઉછરેલી સ્ત્રીઓને બીજાં ટોળાં ઘસડી નહિ જાય તે માટે પ્રયત્ન કરતાં અને જે ટોળાં બીજાં ટોળાંથી હાર ખાઇ શકે એમ ન હતું તેમ પોતાનાં ટોળામાં જન્મેલી બધી સ્ત્રીઓ માટે પુરૂષ મેળવવાની ગોઠવણ યોજવી પડતી. ઘણું ખરૂં એમ બનતુ. ટોળાં બહારના ટોળાંનાં જ પુરૂષો પુરા પાડી શકે એમ ન હતું તે ટોળાંની સ્ત્રીઓ માટે પુરૂષોને પતીત્વ માટે લાવવામાં આવતા અને એ રીતે સ્ત્રીના અધ્યક્ષપણાવાળા કુટુંબની શરૂઆત થઇ શકી. જેવી રીતે આજે પણ 'ઘર જમાઇ' પ્રથાથી પત્ની કરતાં પતિ કાંઇક ગૌણપદ પામે છે, તેમ એ રીતે બહારથી આવેલો પુરૂષ પોતાની સ્ત્રીના કુળમાં રહેતો ત્યારે એ પુરૂષ ગૌણ પદ પામતો અને સ્ત્રી અગ્રસ્થાન ભોગવતી. અને એ સ્વાભાવિક છે. સ્ત્રીને પોતાનાં પિતૃકુળનાં સગાંઓની મદદ અને હૂંફ મળતી ત્યારે પુરૂષ આશ્રિત જેવી અવસ્થા ભોગવતો. આર્થિક સંપત્તિ તેમજ સંતતિ પર સ્ત્રી વધારે હકક ભોગવી શકતી અને સ્ત્રીના કુળ જોડે એ જાતનું કુટુંબ રહેતું હોવાથી સ્ત્રી વ્યક્તિદ્વારા જ વારસાના હકકો સ્થપાવવા લાગ્યા. હજુ પણ

હિન્દુસ્તાનના કેટલાક ભાગોમાં અને અન્ય સ્થળે એવાં નારીકેન્દ્ર કુટુંબની પ્રથા ચાલુ છે. એવી સમાજમાં છોકરાંના પોષણ અને રક્ષણની ફરજ પિતા અને પિતૃ પક્ષના સગાઓને નહિ પણ મા અને મોસાળીઆને હોય છે અને વારસાના હકદાર પણ દૌહિત્ર પક્ષ અને ભાણેજના વંશજો ગણાય છે. ઘણાંક કારણોને લીધે સ્ત્રીના અધ્યક્ષપણાથી ચાલતી કુટુંબ સંસ્થા સમાજમાં બહુ ફેલાઇ શકી નહિ અને એકંદરે પરીણામ એ આવ્યું કે કુટુંબમાં અને સમાજમાં પણ અધ્યક્ષ સ્થાન પુરૂષે લીધું. જેમ જેમ ટોળાંઓ ઠરી ઠામ વસવા લાગ્યા અને અનેક ટોળાંઓ સંયુક્ત થઇ વ્યાપક જનસમુહ થવા લાગ્યો તેમ તેમ વિશેષ બુદ્ધિબળ અને બાહુબળને લીધે પુરૂષ પોતાની શ્રેષ્ઠતા જમાવતો ગયો રક્ષણ અને પોષણને લગતાં કઠણ કામો સ્વાભાવિક રીતે પુરૂષથી જ થઇ શકતાં અને તેને લીધે કુટુંબના નેતાનું સ્થાન એ સહેલાઇથી મેળવી શકયો અને સાચવી શકયો. સ્ત્રીની કુટુંબમાં ગમે તેટલી અગત્ય હોવા છતાં એના શારીરિક અને મનોમય સ્વભાવથી જ પુરૂષના જેટલું અગ્રસ્થાન ભોગવવા અશક્ત છે ગર્ભ ધારણ અવસ્થામાં અને બાળકને ધવડાવતી હોય તે અવસ્થામાં તેને આશ્રિત સ્થિતિમાં જ રહેવું પડે છે. પોતાના અને બાળકનાં રક્ષણ અને પોષણ માટે પુરૂષ પર આધાર રાખવો પડે છે. પ્રજનની અને બાળ ઉછેરની જે અગણિત મુસીબતે અને ફરજો આવે છે તે પુરૂષને હોતી નથી, અને એ કુદરતી લાભને લીધે પુરૂષ અગ્રસ્થાન પામે એ તદ્દન સ્વાભાવિક છે વળી રક્ષણ અને પોષણ માટે દૃઢતા, હિંમત અને કઠણ હૃદયની જરૂર છે, જે ગુણો પુરૂષ કરતાં સ્ત્રીઓમાં ઓછે દરજ્જે હોય છે. અને તેથી તેને પ્રત્યેક પ્રસંગે પુરૂષનું નેતાપણું સ્વીકારવું પડે છે. જ્યારે ધાર્મિક સંસ્થા ઉભી થઇ અને તેનું બળ સમાજ પર વ્યાપવા લાગ્યું ત્યારે સ્ત્રીનું ગૌણ પદ ધાર્મિક દૃષ્ટિએ પણ સ્વીકારાયું અને એ રીતે પુરૂષ સત્તાક અવસ્થા વધારે દૃઢ બની. નરકેન્દ્ર અવસ્થા અને પિતૃ સત્તાક કુટુંબની પ્રથાથી કેટલેક દરજ્જે સ્ત્રીની લિંગનીતિ પર વધારે ધ્યાન અપાવા લાગ્યું અને એ બાબતમાં એનાં સદાચારનાં ધોરણો સ્થપાયાં. જેથી પતિભક્તિ અને બાળરક્ષણ એ એના મુખ્ય ધર્મ થઇ પડયા. વળી નરકેન્દ્ર અવસ્થામાં સ્ત્રી હરણથી લગ્ન કરવાની પ્રથાને ઉત્તેજન મળ્યું, અને જ્યારે સમાજ પ્રગતિને લીધે સ્ત્રી હરણ અશકય કે મુશ્કેલ થઇ પડયું હશે ત્યારે સ્ત્રીની ખરીદી કરી લગ્ન અર્થે આણવાનો રિવાજ બંધાયો શિકારથી અથવા હરણથી લાવવામાં આવેલી સ્ત્રી પણ પુરૂષની મિલકત કે ગુલામ તરીકે જ રહી શકતી આજે પણ ઘણી ખરી પ્રજામાં થતી લગ્ન વિધીઓમાં શિકારથી, હરણથી અથવા ખરીદીથી સ્ત્રી પ્રાપ્ત થાય છે, એ તે વખતની યાદ આપનાર ચિન્હરૂપ વિધિઓ કે ક્રિયાઓથી જોઇ શકાય છે. દા. ત. ક્ષત્રિય વર વધુ મંડપે જાય છે ત્યારે તરવાર લઇને જાય છે. કન્યા વિક્રયની પ્રથા પણ સ્ત્રીને ખરીદ કરી લાવવામાં આવતી તેનું સૂચન આપે છે. જો કે હાલ હિન્દમાં થતાં કન્યાવિક્રય ઘણું ખરૂં જ્ઞાતિ રિવાજ અથવા એવા બીજાં કારણોને લીધે થાય છે.

પુરૂષના અધ્યક્ષપણાથી ચાલતા કુટુંબના અગત્યનાં સ્વરૂપ પ્રાચીન રોમ અને હિન્દુસ્તાનમાં જોઇ શકાય છે રોમનાં પિતૃસત્તાક કુટુંબ (Patriarchal Family) માં કુટુંબનો વડીલ કુટુંબના સર્વ મનુષ્યો પર નિરંકુશ સત્તા ભોગવતો અને રાજ્યથી એ સત્તા કાયદેસર લેખાતી. પુત્ર-પૌત્ર તથા તેમની વધુઓ પર આ વડીલની સંપૂર્ણ હાકેમી હતી. તે વડીલ ગોત્રનાં કોઇ પણ માણસને વેચી શકતો. ગુલામ કરી શકતો, શિક્ષા કરી શકતો

અથવા તેનું ખુન પણ કરી શકતો. જ્યારે ગોત્રમાં જ જન્મેલા પુરૂષો પણ વડીલ સમક્ષ ગૌણપણે રહેતા ત્યારે ગોત્ર બહારથી લાવેલી પુત્રવધુઓ અને પૌત્રવધુઓનું સ્થાન ગુલામ જેવું હતું તેમાં નવાઇ નથી. હિન્દુસ્તાનના સંયુક્ત કુટુંબમાં ગોત્રના વડીલને જો કે કુટુંબના માણસોને મારી નાંખવાની કે વેચવાની સત્તા કાયદેસર તો આગળ ન હતી અને આજે પણ નથી છતાં એકંદરે જોતાં ગોત્રના વડીલની આખા કુટુંબ પર અને ખાસ કરી વહુઆરૂ પર અતિશય હાકેમી ચાલતી અને ચાલે છે એ નિર્વિવાદ છે. ધર્મ અને કાયદાથી એ સત્તાને ઉત્તેજન મળ્યું. અને કેટલેક અંશે આજે પણ મળે છે.

— માધવપ્રસાદ મજમુદાર

---

# સનાતન–ધર્મ

પથ્થરો જોડે અફળાયા વિના નદીઓ કલકલતી નથી. ખડક ખરાબે પછડાયા વગર દરિયો ઘુઘવી શકતો નથી. સામાસામી ઘસાયા સિવાય નથી વાદળો ગરજતાં કે વરસતાં સંઘર્ષ વિના જીવન નથી. અથડામણ વગરની શાન્તિ મડદાલ છે. એમજ મુશ્કેલી અને અને અથડામણ વગરનું જીવન ઝાડ ડાળ પાંખડે ફાલતું ફૂલતું નથી. અલબત મુશ્કેલીઓ જોડે તેને ઓળગવાની શકિતની પણ તેટલીજ જરૂર છે. મહાન થવા સર્જાએલા જીવનમાં એવાં બાધાબંધનો તેને તોડી ફેંકી દેવાનું મનોબળ જોડાજોડે જન્મેલાં હોય છે.

ઉમાશંકરનું જીવન જાણે એ વિધાનની માલિકરૂપ હતું. એ નાનપણથી જ તોફાની હતો. પ્રથમ તો માબાપે પોતાના એકનાએક દીકરાના તોફાની લાડ ભણી આંખ મિંચામણા કર્યાં. વખત જતાં તે તોફાનો અસહ્ય બન્યાં. અવળચંડા દીકરાએ બધાને તોબા પોકારવવા માંડયા. બાળકનૈયો આખા ગોકુળ ગામનો વ્હાલો હતો છતાં એક દિ તેના તોફાને આખું ગોકળીયું ત્રાહિ ત્રાહિ પોકારતું થયું હતું. એમ બાળક ઉમીઆના તોફાને આખું ઘર કંટાળી ગયું હતું. ઘણીવાર પિતાજી પુત્રને ચૌદમું રતન ચખાડતા. પણ એના સ્વદે બાળહઠ વધુ હઠાગ્રહી બનતી જતી.

તેને પૂજાઘરના ઠાકુર શાલિગ્રામની ઇર્ષા આવતી. ઉમીઆનું બાળક મન વિચારતું "એ કમભાગી પથરો માતપિતાના પ્રેમમાં ભાગ પડાવે છે. એ જડ મૂર્તિ સોનાના સિંહાસને બેસે અને પોતે ધૂળમાં આળોટે એ કેમ સહન થાય?" એ અસહિષ્ણુતાનો પરિણામે ઠાકુરજીને ગંદા પાણીની કુંડીમાં ડુબકીઆં ખાવા પડતાં યા તો છાણ મુતરના ઉકરડામાં સંતાગોગ ખેલવી પડતી. પડોશીનાં છોકરાંઓ જોડે તે અતિ સ્હેલાઇથી દોસ્તી બાંધી શકતો પણ તેને તૂટતા પણ વાર ન હતી લાગતી. કોક યંત્રની સાંકળ તૂટે છે ત્યારે તે આજુબાજુ ઉભેલા ઘણાકને ઇજા કરતી જાય છે. ઉમીઆની મૈત્રિની સાંકળ તૂટતી ત્યારે તે પણ ક્શપાયનો ભોગ લેતી હતી. શેરીનાં કુતરાંને પણ એ વાતની ખબર હતી. તે ઉમીઆ જોડે જેટલી નિકટતાથી ગેલ કરતાં તેટલી જ જુદાઇથી તેનાથી દૂર ભાગતાં.

ઉમાશંકરના પિતા ગણપતિરામ ત્રિવેદી બ્રાહ્મણોમાં પણ ઉંચામાં ઉંચા એવા કુળના સનાતની બ્રાહ્મણ હતા. એ ગામડાગામમાં વસતા અને ગોરપદું કરતા. ગોરપદમાં આખા પરગણામાં તેનું એકચક્રી રાજ હતું. કોળી, કણબી, ઠાકરડા વગેરેમાં ગોરપદું કરવા સકલ શાસ્ત્રોમાં પ્રવીણતાની જરૂર હોતી નથી. એટલે જ કદાચ ગણુપત મહારાજ નામે તરવાડી છતાં ત્રણ વેદોનાં નામો એકી સાથે બોલી જતાં ગુંચવાઇ પડતા એવડા મોટા વિદ્વાન હતા. વેદોના નામ તેને મારે હતાં રઘુવેદ, રજજુવેદ, વગેરે. અલબત બાપદાદાના વારાથી ચાલી આવતી કર્મક્રિયાઓ કરાવવામાં તે પાવરધા હતા. જ્યારે તે ક્રિયાકાંડના સંસ્કૃત મંત્રો બોલવા લાગતા ત્યારે તેની અગડંબગડં ગબડાવી જવાની છટા જોઈ ભલા ભલા પંડિતો પણ દિંગ થઇ જતા. જરાય અટકયા વગર તે કલાકોના કલાકો સુધી સંસ્કૃત શ્લોકો બોલ્યે જતા. એ શ્લોકોના અર્થ અને ઉચ્ચારશુદ્ધિ જોડે તેને નિસ્બત ન હતી. ભોળા જજમાનો માનતા,

'તરવાડીને મ્હોડે સરસ્વતી વસે છે.' અલબત સરસ્વતી પુત્ર સિવાય સરસ્વતીનું આવું સરસ ખૂન બીજા કોણ કરી શકે?

ભલે પંડિતોની સભામાં તરવાડી હસો વચ્ચે બગલા સમા દેખાતા પણ એક બાબતમાં કોઇ તેની હરિફાઇ કરી શકતું નહિ. એ બાબત તે હતી તેની વિશાળ કાયા, કોઇ તેના શરીરને જોઇ બોલી ઉઠતું 'આ તે માનવકાયા કે લાડુઓનો ડોલનો ડુંગર.' ડુંગરે ડુંગરે દહેરાં હોય છે, આંકાંવાંકાં પગથીઆં હોય છે, ઝાડવેલાની ઘટાઓ હોય છે. આ દેહડુંગર ઉપર ચારે તીરથની છાપો હતી. તેમાં ત્રિશુળ હતું, ચક્ર હતું. કમળ હતું. એની અલમસ્ત માંસપિંડીઓ પર દેવો હતા, દેવીઓ હતી, ગાયત્રી હતી, રામનામ હતાં. તરવાડી મહારાજ જાણે જાતે પોતે શુદ્ધ સનાતન ધર્મનો સાક્ષાત અવતાર હતા. એટલે જ એને આખું પરગણું ઓળખતું હતું. પગે પાવડીઓ ચ્હડાવી, ખભે મધુકરીની ઝોળી ભેરવી, અને મુખે શિવ! શિવ! ઉચ્ચારી રસ્તામાં ચાલતા કોઇ આવતું દેખાય તો કુતરૂં પણ જાણી જતું કે તરવાડી ભટ આવે છે.

ભટજીને ઘરે ભટાણી ના હોય એ બને? ભલે બે પાંચ હજાર કન્યાના બાપને જોઇતા પડે પણ ગોર મહારાજનું ઘર ગોરાણી વગર નહિ શોભે. કારણ? ભટાણી ના હોય તો જજમાનના ઘરેથી શ્રાદ્ધ હવનમાં આવેલાં સાડી, પોલકાંને ઘરેણાં કોણ વાપરે? "શ્રાદ્ધમાં આવેલી વસ્તુઓ વગર વપરાઇ પડી રહે તો જજમાનનાં માબાપોને સ્વર્ગમાં કપડાં લત્તાં વગર નાગાં ફરવું પડે." ગણપતરામ ક્યારે પરણ્યા હતા તેની તેને ખબર ન હતી. કદાચ તે સમજણો થયો હશે ને ભૂતકાળની વિગતો યાદ રાખતાં શીખ્યો હશે તે અગાઉ તો વહૂ કંકુને પગલે પતિરાજનું ઘર અજવાળવા આવી પહોંચ્યાં હતાં. ભટાણીએ ઢીંગલા ઢીંગલીનો સંસાર છોડી તરત જ સૌભાગ્ય દેવનો સંસાર શરૂ કર્યો હતો. પણ ઘર લક્ષ્મીના કંકુના પગલામાં જ પગ મૂકી કુળદીપકના આવવાની રાહ જોવાતી તે ફળનાં વરસોનાં વરસો વીતી ગયાં હોમ, હવન, પૂજા, માનતા, દોરાધાગા કરી જ્યારે માતાએ આશા મૂકી અને ઉતરતા યૌવનના આરે ઉભા રહી પિતાએ નિરાશાની હાય ઉદ્‌ગારી ત્યારે ન ધારેલી રીતે માતાની કુખને ઉજાળનાર ઉમાશંકરનો જન્મ થયો.

એથી જ તો તે લાડકવાયો હતો અને લાડકવાયો હતો તેથી તોફાનો કરતાં શીખ્યો હતો. માબાપ સમજતાં હતાં કે કુળદીપક આવશે અને આખા કુટુંબને ઉજાળશે. પણ આ જુનવાણી ઘરમાં જ્યારે કુળદીપકે પ્રકાશવું શરૂ કર્યું ત્યારે તેનાં તેજ કાળકટાઇ જુની ઘરેડના માણસો સહન કરી શક્યાં નહિ. ધીમે ધીમે આખો બ્રાહ્મણવાડો ગણગણવા લાગ્યો. "તરવાડી જેવાં આસ્તિકોના ઘરમાં આવો નાસ્તિક ક્યાંથી પાક્યો?" એકે વિધિનિષેધ તેને માન્ય ન હતા. મા કહેતી 'બેટા નાહ્યા કર્યા વિના નાસ્તોપાણી ના થાય.' પુત્ર પૂછતો 'મા શા માટે નહિ.' પિતા કહેતા 'ઉભીઆ તારે મારી પોથી અને ટીપણાંને ના અડવું.' તરવાડી આઘાપાછા થતા એટલે ઉમાશંકર માત્ર એને અડતો એટલું જ નહિ પણ એકને માથે ને બીજાને પગે મૂકી સુઇ જતો. નાનું બાળક મોટાઓએ રચેલી છુતાછુતિની માયા સમજતું નથી. તે તેના બાળગોઠીઆઓની જોડે જોડે કણબીવાડ અને વાઘરીવાડે પહોંચી

જીવનના બધા ઉમળકાઓ એની સાથે આથમી ગયા હોવા છતા ભાઇ વિધુર થયાને મહીનો વિતે ન વિતે ત્યા બેટાબેટીઓ માટે માનકી મતા નેવા વર્ચોડે નહડે છે  સમાજને એ બધુ કબુલ હતુ  માત્ર કબુલ ન હતા એજ કે વિધવા એકાદશીએ અન્ન ખાય, કપાળે કંકુ લગાડે કે મ્હોડા હસમુખા રાખે

ઉમાશંકરને રોજ રોજ નવો અનુભવ થતો  તેને શાસ્ત્રોમા કથેલા અને વ્યવહારમા જોયેલા જીવનમા આસમાન જમીનનો અતર દેખાવા લાગ્યો

ને એક દિવસ મામાના ઘેરથી પાછો આવતો હતો  ભર ઉન્હાળાની લૂ વહતી હતી ભાવનગરથી આવતી ગાડી ભાલના સુકા પ્રદેશમા દોડી રહી હતી મુસાફરો પરસેવે તરબોળ થઇ રહ્યા હતા  છતા તેમને કંઠે તો પાણીના શોષ પડતા હતા

'મા ! મા ! પાણી ! પાણી ! કરુણ અવાજે એક બાળક રડી ઉઠ્યુ

આખા ડબ્બામા પચરંગી પ્રજા બેઠી હતી  પાણી માત્ર બે જણા પાસે હતુ  એ બે જણમા એક હતો શુદ્ધ સનાતની  હિંદુ બ્રાહ્મણ  અને બીજો હતો  હિંદુઓ જેને મ્લેચ્છ કહે છે તે મુસ્લીમ

પાણી ! પાણી !' કરી રડતુ બાળક એક ભીખારણનુ હતુ  ડબ્બાના એક ખુણે બારણા પાસે કંપાતી કંપાતી તે ઉભી હતી એને વળી બેસવાનુ ક્યાંથી મળે ? તે બાળકને ધમકાવી ધમકાવી છાની રાખવા મથતી હતી બાળક વધારે વધારે રડતુ હતુ  આખા ડબ્બાએ સનાતની બ્રહ્મદેવના કુજા ઉપર નજર માંડી પણ બ્રહ્મદેવ તો  અડગજ હતા  તેનુ પાણી તે કંઇ રસ્તે રખડતી ભીખારણી માટે હતુ ? વળી પાણી આપવા જતા તેની અજપા માળામા વિક્ષેપ પડતો હતો  શાન્ત ડબ્બામા આવી નાહકની ધમાલ ઉભી કરનાર ભીખારણ પર તેને ક્રોધ પણ આવતો હતો એવુ એની આંખો કહતી હતી

બાળક બિચારૂ રડતુ જ રહ્યુ  ડબ્બામાથી કોઇએ  એને પાણી ન આપ્યુ  ઉમાશંકરથી આ ન સહવાયુ  તેને ખાતરી હતી બ્રહ્મદેવ  પાસે પારકા  માટે  પાણી મળવુ મુશ્કેલ છે  તેણે સહયાત્રી મુસલમાન તરફ જોયુ  તરત જ તેણે તેની સુરાઇ આગળ ધરી ઉમાશંકરે બાળકને ધરાતા સુધી પાણી પાયુ

અત્યાર સુધી મડદાલ શાન્તિથી તમાશો જોતો ડબ્બો જીવતો થઇ ગયો  બધા બોલી ઉઠ્યા  'હા ! હા ! આ શુ કરો છો  બિચારા બાળકનો જીવ વટલાવ્યો ' એ ઉકળાટમા આગળ પડતો અવાજ પેલા બ્રહ્મદેવનો હતો  સર્વેને બાળકનો  જીવ તરસે  તરસે  મરી જાય તે મંજુર હતો  માત્ર મંજુર ન હતો પરધર્મીનુ  પાણી પી જીવાડેલો જીવ

સમીસાંજે તે ઘરે આવ્યો  ફળીઆમા વાળુ કરી ઓટલે બેસી પાન  ખાતા વડીલો તેની તરફ તાજુબીની નજરે જોઇ રહ્યા  દરેકની આંખો બોલતી જણાતી 'એ આવ્યો' 'તરવાડીનો બેટો ભણ્યો પણ 'ગણ્યો' નહિ ' ઉમાશંકર ઘણુએ ઇચ્છતો કે પોતે કાકા મામા વગેરે ભણી એમ અને માનની નજરે રાખે, પણ તેઓના એકએકથી ચડીઆતા

કર્મોને જોતાં જ તેનો એ વિચાર મોળો પડી જતો. હજુ તો તે નાહી ધોઇ જમવા જતો હતો. માતા તેને હેતથી પીરસી રહી હતી. એવામાં ફળીઆમાંથી પાંચ દશ જણાના ખૂસપુસ સંભળાવા લાગ્યા.

"સાલા ! ઢેડ લોકોની જાત જ એવી ! એ તો ખાસડાને જ લાગની, "

"પેલા ગાંધીએ એમને માથે ચ્હડાવી મૂકયા છે."

"જોયાં નહિ હોવ મોટાં હરિજન. ચાર પગમાં શિયાળ ઠગ અને બે પગમાં ઢેડભાઇ, તે કેમ ભૂલી ગયા ?"

ઉપરાઉપરી થતા આ કટાક્ષો અને વાણી પ્રહારોનું રહસ્ય ઉમાશંકરને પ્રથમાપ્રથમ ના સમજાયું. એવામાં એની નજર પાસેની મેલું પાણી જવાની નીકોરી ભણી વળી.

ત્યાં એક ઘરડી ડોસી અરધી મરવા જેવી પડી હતી. તેને હાંફણ ચ્હડી હતી. એને આખા શરીરે ધૂળ અને એઠવાડ ચોંટયો હતો. શેરીનાં છોકરાં નજીકમાં જઇ તેની ઠેક્ડી કરતાં હતાં. મોટેરાંમાંથી બધા તેની તરફ ધુરકતી બિલાડાંની નજરે જોઇ રહયાં હતાં. એમના ગડદાપાટુ, ખાસડાં અને પથરાઓના મૂઢમારે તો એ બીચારી ડોસીની આ અવ-દશા થઇ હતી . આવડી મોટી શિક્ષા પામવાનો મૂળ ગુનો જોઇએ તો એ હતો દાતણુની સોટીઓ કુમળી અને ગાંઠગોબડ વગરની ન હતી.

એ ડોસી દરરોજ સાંજે ફળીઆમાં દાતણ નાંખવા આવતી. સહવારના પહોરમાં ઉઠી સુખા લોકો એ દાતણો ચાવતા અને પ્રાતઃવિધિ પુરી કરતા. આજે ડોસીના દીકરાઓ પટેલના ઘરે વેઠમાં ગયા હતા. ઉંમરે વન પુરી કરી ગયેલી અને કેડમાંથી વળી ગએલી ડોસીએ માંડ માંડ મહેનત કરી દાતણ કાપી આણ્યાં હતાં પણ તે બ્રાહ્મણ ફળીઆના ભૂદેવોને ના ગમ્યાં. એને અંગે બોલચાલ થઇ અને ડોસીને બ્રાહ્મણોનાં પદ સ્પર્શનો અમૂલ્ય લ્હાવો મળ્યો.

ઉમાશંકરથી મનુષ્યની આવડી મોટી નિર્દયતા સહન થઇ નહિ. માએ પીરસેલાં ભાણાં થાળીમાં ઠંડાં પડતાં હતાં. પોતે થાકયો પાકયો લાંબી મુસાફરી કરી આવ્યો હતો, છતાં તે ના થોભ્યો. તેણે ડોસીમાને જઇને બેઠાં કર્યાં. ટેકો આપી ઉભાં કર્યાં. તેનું લોહી લુછવા બ્રાહ્મણવાડામાંથી ફાટેલાં લુગડાંનો કટકો પણ ના મળ્યો. તેણે પોતાના જ અંગોછી-આના છેડાએ ધૂળ, એઠવાડ અને લોહીથી ખરડાએલું મ્હોં સાફ કર્યું. સામેની આમલીની ડાળીએ ચકલાં ચીબરાં માટે ટાંગેલું પાણીનું ઠીબું લટકતું હતું. તેમાંથી પાણી લઇ તેની છાલકે તેણે ડોસીમાની આંખો ધોઇ. પછી તે તેને પોતાના ખભાનો આશરો આપી ફળીયા બહાર લઇ ગયો. આખો બ્રાહ્મણવાડો જોઇ રહયો. તરવાડીના દીકરે આપણું નાક કાપ્યું. બાપદાદાના ધરમને અભડાવી માર્યો. સાચે જ એણે ધર્મને અભડાવ્યો હતો ?

(અપૂર્ણ)

— પ્ર.

# કોંગ્રેસ : તેની નવી કાર્યભૂમિકામાં

કોંગ્રેસ બાળક હતી અને આક્રન્દ અને દીર્ઘક્રન્દ કરતી, ત્યારે તેની પીઠ થાબડવામાં આવતી. કિશોર અવસ્થામાં તેણે વિનતિ અને અરજીઓ કરી, ત્યારે તેને રોટલીના ટુકડાઓ મળ્યા. નગીર મટી પુખ્ત વયની થઈ વિરોધ કરવા લાગી, ત્યારે દેશમાં પક્ષો રચી ભેદ નીતિથી ચાલતું રાજ્ય તેણે નિહાળ્યું. ભર જુવાનીમાં પ્રવેશી વધારે પુખ્ત બની ત્યારે તે લડત કરી, કદિ કદિ જય તો કદિ કદિ પરાજય પામી. પણ આ બધા વરસો દરમિયાન તેના પર જવાબદારીની ઝૂમરી લટકામાં આવી ન હતી, જેથી સત્તાના માર્ગમાં આવતા અવરોધો અને ભાર પ્રત્યે તેનું લક્ષ ન હતું. આજે જીવનમાં કોંગ્રેસે નવો કાર્યક્રમ લીધો છે. આ નવું કામ તેને ફાળે કેવી રીતે આવ્યું, તે તો તેના પચાસ વરસની તેની મહેનત અને પ્રયત્નના ઇતિહાસ પરથી સમજી શકાય. તેનો [illegible] આપણે અહીં તપાસીશું નહિ. આ નવા કાર્યક્રમમાં, જીવનમાં નડતી મર્યાદાઓથી તેના આદર્શો કરી જોવામાં આવે છે. આ મર્યાદાઓ માત્ર રાજકારભાર સંબંધી જ નથી, પણ તેની ગતિ અને વ્યવહાર લગતી પણ છે. આ દેશની ભૂમિને જર્જરિત અને વિપરીત પાયા પર એક નવી ઉત્થાનના કાળમાં એક આખી સરકાર ખડી કરવામાં આવી હતી. ગ્રામ્યસેવા પદ્ધતિ અસ્તવ્યસ્ત થઈ ગઈ છે, ગામના હુન્નરઉદ્યોગો નાશ પામ્યા છે, ગામના સેવકો ગામના અમલદારો થઈ ગયા છે, ઇનામદારોની સેવા વરાપર પગના ધંધાથી પોતાની જરૂરો પૂરી પાડતું ગામ હવે બીજે આધાર શોધતું બન્યું છે. એકરી વધે છે, પરદેશી સંસ્કૃતિની શોધમાં જીવનમાં ફેરફારો થયા છે, અને સેવાભાવને બદલે આર્થિક પ્રાપ્તિ આદર્શ બનતા સહનાગરન બદલ હાગરાઇ ફેલાય છે, અને લોકો ગામ તજી શહેરમાં વસવાટ કરવા લાગ્યા છે. કોંગ્રેસ બેકારી ટાળવા માગે છે, પણ લોકોને ગામોમાં જઈ વસવાટ કરવા માટે પ્રેરણા આપી શકતી નથી. કોંગ્રેસ ખેડૂતોનો ભાર ઓછો કરવા માગે છે, પણ આજ પર્યંત ઉત્તેજન પામેલા શહેરીઓના હિતો આડે આવે છે. કોંગ્રેસ મદ્યનિષેધ અમલમાં લાવવા ચાહે છે, પણ રાષ્ટ્રીય ઉન્નતિના ખાતાઓ માટે આબકારી આવકમાંથી મળતા પૈસા, દારૂબંધી થતાં ક્યાંથી લાવે? કોંગ્રેસ કેળવણીની પ્રથા સદંતર બદલી, ધંધા સંબંધી કેળવણી દાખલ કરવા માગે છે, પણ વેપારને મળેલા રક્ષણો એવા છે કે તે ઔદ્યોગિક અભિવૃદ્ધિ સત્વર માગી લે છે, એટલે કેળવણી પદ્ધતિમાં ફેરફાર કરવા લગભગ અશક્ય છે. કોંગ્રેસને પાપનો પૈસો [દારૂતાડીમાંથી ૧૭ કરોડ અને મીઠા વેરાના ૭ કરોડ અને અફીણ જકાતના એક કરોડ] લેવો નથી. પણ મધ્યસ્થ સરકાર પ્રધાનોના અંકુશમાં નહિ હોવાથી, લશ્કરી ખર્ચ ઓછો કરી શકે નહિ અને પૂરે ખર્ચ પહોંચી વળવા આવા પૈસા લેવાની જરૂર રહે છે. કોંગ્રેસ મહેસુલમાં ઘટાડો કરવા માગે છે, તેમ કરવા અમલદારોના પગારોમાં પ્રમાણમાં ઘટાડો કરવો જોઈએ. પણ એ રક્ષણ પામેલા હોદ્દાઓમાં કે તેના પગારે પર કાપ મૂકી શકતી નથી. કોંગ્રેસ રાષ્ટ્રીયગૃહ ફરી રચવા માગે છે, પણ [illegible] ઉપરીના ને કરો પર તે હુકમ ચલાવી શકતી નથી. કોંગ્રેસ સ્વતંત્રતા અને ભલી પ્રજાઓનું વાતાવરણ પ્રસારવા માગે છે, પણ તેને ઑર્ડિનન્સનો કાયદો નડે છે. જો કે એ કાયદાની મુદત ટુંક સમયમાં પૂરી થશે.

એમ છતાં જુલાઇ ૧૪ મી થી કોંગ્રેસ સત્તામાં આવી, ત્યાંથી આજ સુધીમાં કોંગ્રેસે પ્રશંસનીય પ્રગતિ સાધી છે તેણે કેદીઓને મુક્ત કર્યા છે. અને જમીનગીરીના પૈસા પાછા આપ્યા છે, પણ તેમ કરતાં કાયદા અને વ્યવસ્થા માટે સૂચનાઓ કરી. તે વિષે ટીકાકારો કહે છે, કે એવી નીતિ આપખુદ સત્તાધીશોને જ શોભે. તેના પ્રધાનો માટે માત્ર નામનો પગાર નિયત કરી, તેના સભ્યો માટે જે જૂજ જેવું ભાડું નક્કી કરી કોંગ્રેસે સ્વત્યાગનો સુંદર આદર્શ સાધ્યો છે. મ્યુનિસિપલ અને લોકલબોર્ડનાં મકાનો પર તેણે રાષ્ટ્રધ્વજ ફરકતો કર્યો છે, પણ હજી તેને કાઉન્સિલ ચેમ્બર અને સેક્રેટરિયેટ પર તે ઉડાવવો બાકી છે. તેણે ધનની મદદથી ખાદીને લોકપ્રિય કરી છે અને મીલ કાપડ પર કર મૂક્યો છે. કોંગ્રેસે દારૂનિષેધ માટે પ્રાથમિક પગલાં લીધાં છે અને ત્રણ વરસમાં તે સંપૂર્ણ દારૂનિષેધ સાધી શકશે, છતાં તેને પરદેશીઓને માટે દારૂ રાખવો પડશે. ઇ. સ. ૧૯૨૦ પછીની ચળવળમાં પટેલ, તલાટી, શિક્ષકો, કેળવણી ખાતાના ઇન્સપેક્ટરો, એક્સાઇઝ ઇન્સપેક્ટરો, પોલિસ ઇન્સપેક્ટરો વગેરેઓએ રાજીનામા આપી અગર બરતરફીથી ગુમાવેલી નોકરી અને ના-કરની લડાઇમાં ખેડૂતોએ ગુમાવેલી જમીન પાછી આપવામાં હજી કોંગ્રેસ શિથિલ છે, તેઓ તો બદલાની આશા જરૂર રાખે, પણ પ્રધાનો વખત ગુમાવે છે, કારણ કે તેમને આપવાની સહાય અને પાછી આપવાની મિલ્કતનો પ્રશ્ન ગુંચવણ ભર્યો છે, પણ તે તાત્કાલિક ઉકેલ માગે છે, મદ્રાસની મેડિકલ કોલેજની શરૂઆત થયે એક સદી પછી કોંગ્રેસે પ્રથમ વાર જ એક હિન્દીને તેના પ્રિન્સિપાલ તરિકે નીમ્યો છે, પણ ઇન્સપેક્ટર જનરલ ઓફ પોલિસ તરિકે કોઇ હિન્દીને નીમવો હજી બાકી છે.

સેંકડો સુધારા બીન જમીનદારો માટે જમીન, દેવાદારો માટે દેવું મુલતવી રાખવાનો સમય, ન્યાય અને કારભાર ખાતામાં, ગામડાનું દેવું પતાવટ કરવા આર્થિક મદદ, ધાર્મિક બોર્ડનું ઉત્થાપન, તેના વહીવટમાં રાજકિય અને કોમી વાદનો નાશ કરી, તેને બદલે તેમાં ચૂંટણીની પધ્ધતિ દાખલ કરવી, એવા સેંકડો સુધારા કરવાના હજી બાકી છે. જમીનદારી પદ્ધતિથી ઉભો થતો પ્રશ્ન કોંગ્રેસે હજી વિચારવાનો છે; વધારે મતાધિકાર અને વિશાળ થએલ ભાવનાઓને પરિણામે લોકલબોર્ડની સભામાં સુધારા થવા જોઇએ. ઢોરના ચારા માટે ગૌચર અને ખેડૂતોને બળતણ માટે ઇંધણ મળવાં જોઇએ કારણ કે વોટ આપવાના અધિકારથી પેટની ભૂખ સંતોષાતી નથી, અને ગૌચરની જગ્યા અને ઇંધણ વિના ખેડૂતોને રાહત નહિ મળે.

કોંગ્રેસને તેના નવીન કાર્યક્રમમાં એક નવા અને વિકટ પ્રશ્નનો ઉકેલ કરવાનો છે-તે આ દેશના વહીવટમાં ઉંડા મૂળ ઘાલી બેઠેલી લાંચ રૂશવતની બદીનો. જે અમલદારો લાંચ લેતા નથી, તેને લોકો શાપ દે છે, અને લાંચના ગુન્હા માટે કેસ ચાલે, ત્યારે લોકો એવા ગુન્હેગારો તરફ સહાનુભૂતિની નજરે જૂએ છે. અમલદારોની લાંચની લોભની અનીતિ કરતાં લાંચ આપવા ટેવાએલા લોકમાનસને સુધરવાની સવિશેષ જરૂર છે. કેળવણીની બાબતમાં પણ એજ પ્રમાણે કોંગ્રેસ પ્રધાનોએ પશ્ચિમ સંસ્કૃતિની પૂજા છોડી આપણી નવી સંસ્કૃતિ-વસ્તુતઃ જુની પ્રથાને સજીવન કરવી જોઇએ. તેઓએ પરીક્ષાના ભૂતને ખંખેરવો જોઇએ અને સુધારા અને પ્રગતિ માટે પશ્ચિમની ભાવના નિર્મૂળ કરવી જોઇએ.

રાજ્યવહીવટના સંસર્ગમાં આવી સત્તાનો ઉપયોગ કરતાં કોંગ્રેસ પ્રધાનોની દૃષ્ટિ પરિવર્તન પામી છે. ન્યાય અને મહેસુલ ખાતાની સંયુકત સત્તાને આપણે અર્ધી સદીથી વખોડતા આવ્યા છીએ. પરદેશી સત્તા નીચે રહી આપણે એ વસ્તુ ધીક્કારતા કે એ એનો સંયોગ જ અનિષ્ઠ છે? પહેલી દલિલ પણ ઘણી સબળ છે, પણ બીજાં બતાવેલાં કારણમાં પણ વજુદ છે. એવી દલિલ કરી શકાય કે રાજ્યસત્તા એક અને અવિભાજ્ય છે, તેજ પ્રમાણે અમલદારોની પણ સત્તા હોવી જોઇએ. ત્યારે શું આપણે જિલ્લામાં કલેકટરને કેળવણી ખાતાના ઉપરી તરીકે અને ડૉકટરને સ્થાનિક સંસ્થાના અધિકારી તરિકે સ્થાપીશું? એક દાયકા અગાઉ આવી વ્યવસ્થાથી આપણે અણજાણ ન હતા. મુદ્દો એ છે કે લોકોના પ્રાથમિક હકો, નાગરિક તરિકેના હકકો અને સ્વતંત્રતા સંપૂર્ણ કાળજીથી સુરક્ષિત રાખવાં જોઇએ. અમેરિકા ઇગ્લેન્ડ જેવા સ્વતંત્ર દેશોમાં પણ નાગરિકોના હકકો પર સરકાર તરાપ ન મારે તે વિષે દેખરેખ રાખનારી સંસ્થાઓ ચાલે છે. જુનો ક્રમ ચાલુ રહેતાં અમલદારો અને લોકોના પ્રતિનિધિઓને ઘર્ષણ થાય અગર નવો ક્રમ પ્રવર્તતાં લોકના પ્રતિનિધિઓ સત્તાધીશ બને– એ ઉભય પક્ષમાંથી નાગરિકોની સ્વતંત્રતા જાળવવી જોઈએ. તેટલા માટે જ ન્યાય ખાતું સ્વતંત્ર જ રહેવું જોઇએ.

કોંગ્રેસને તેના નવા કાર્યક્રમમાં હજી ઘણું કરવાનું છે. ભાષા પ્રમાણે પ્રાંતોની પુનર્રચના, પ્રાંતિક ભાષાઓને અદાલતની ભાષા તરિકે ચાલુ કરવી, રાષ્ટ્રીય સંસ્કૃતિનું જ્યાંથી ઉચ્છેદન થયું હતું, ત્યાંથી તેના છેડા પકડી ફરી સંધાણ કરી તે સજીવન કરવી, આયુર્વેદમાં રહેલાં રહસ્યોની પુનર્શોધ કરવી, મન મુગ્ધ કરતાં દક્ષિણ હિન્દનાં સંગીતને લોકપ્રિય કરવું, પશ્ચિમના વ્યવહાર વિજ્ઞાનને ન સમજાય તેવી વાતોનું આપણા જ્યોતિઃ શાસ્ત્રમાંથી ઉકેલ કરવો, આજન્ટા, ઇલોરા અને અમદાવાદના હાલતા મિનારા પાછળ રહેલાં સ્થાપત્યનાં ચાતુર્ય–તાજમહેલ અને ફત્તેહપુર સીક્રીની કળા, અને દક્ષિણ હિન્દના દેવળો અને રાજમહેલોમાં રહેલી ગગન ગામી કલ્પનાઓ–એ સર્વ સજીવન થવાં જોઇએ. એ ઉપરાંત મન અને વૃત્તિઓ કેળવી અહિંસા અને સત્યવાળી આર્યાવતની ઉચ્ચનીતિની ફરીથી પ્રતિષ્ઠા થવી જોઈએ. પ્રધાનોને ભારે કર્ત્તવ્ય કરવાનાં છે. કાંટાવાળા તારો વાડમાં વપરાવાને બદલે ઘરમાં જમીન પર અને છાપરા પર વેરાએલા પડેલા છે. એવા ઘરમાં તેમને રહેવાનું છે. સરકારરૂપી સંસ્થા એક યંત્ર હોવાને બદલે, તેના ભાગો છેદાય છિન્નવિચ્છિન્ન બનેલી છે. તેનાથી લોકોને લાભ આપવા રહે છે. તેની પાસે ગજાનામાં માત્ર સાડા ત્રણ આના છે, પણ જાણે રૂપિયો હોય, એમ માની તેને ખર્ચો કરવા રહે છે. જમણા હાથ પગ પક્ષઘાતથી રહી ગએલા છે અને ડાબો હાથ પગ એક તસુ પણ આગળ વધી શકે નહિ એવી સ્થિતિમાં તેને અમલદારોની સંસ્થા જોડે મલ્લ કુસ્તી કરવાની છે. વખત અને સંજોગો સામે તેને કામ કરવાનું છે. હજી દુઃખનો અંત આવ્યો નથી. કોંગ્રેસની સરકારમાં પ્રતિષ્ઠા નથી, કારણ કે તેણે નવા સુધારા ભાંગી ભુકકા કરવા ધમકી આપી છે (વાણીમાં–ઠરાવોમાં નહિ) સુધારાના જે કંઈ લાભો પ્રજાને મળી શકે તેવા હોય, તે લોકોને આપવા સત્યાગ્રહના એક આદર્શ તરિકે સુધારા નભાવી કોંગ્રેસે નવો કાર્યક્રમ

હાથ લીધો છે. આજે કોંગ્રેસ નવા સુધારા પર રચાતી મધ્યસ્થ સરકાર નહિ ચલાવવાની ધમકી આપે છે, પણ કોંગ્રેસે પ્રાંતિક સરકારને સહકાર આપ્યો અને મધ્યસ્થ સરકાર વિષે પણ એવી જ નીતિ અખત્યાર કરશે એવું સરકાર માને તો તેનો દોષ નથી. ત્યારે પ્રધાનોનાં પદ હજી નબળાં થશે, કદાચ પરદેશી સરકારની સત્તા વધુ મજબુત થશે. આપણે ભવિષ્યમાં સારા દિવસો જોઇએ એવી આશા રાખીએ *

પ્રફુલ્લચંદ્ર શાહ.

* શ્રી. પટ્ટાભી સિતારામૈયા ગરના એક અંગ્રેજી લેખ ઉપરથી.

---

# સાકરીઆ ચણા

કોઇ રાજકિય પ્રસંગને લઇને લોકોનું ટોળું બજારમાં ભેગું થયું હતું. ત્યાંથી ધારાસભાના બે એક સભ્યો પસાર થવા માંગતા હતા. ભીડ પુષ્કળ હતી. તેથી એક સભ્ય કહે છે, 'ભાઇઓ લોકોના પ્રતિનિધિને રસ્તો આપો.'

એક સશક્ત માણસે તરત પ્રત્યુત્તર વાળ્યો, "તમે જ રસ્તો આપો. કારણ કે અમે ખુદ લોકો છીએ."

\+ + + +

અમેરિકાની ધારાસભામાં ઇન્ડિયાના પ્રતિનિધિ મી. જ્હોન્સને ઇલિનોઇસના પ્રતિનિધિને 'ગધેડા' કહ્યો. ધારાસભાના શિષ્ટાચારની આ વિરૂદ્ધ હતું. તેથી મી. જ્હોન્સનને શબ્દો ખેંચી લેવા પડ્યા. તેણે કહ્યું.

"મી. સ્પીકર, હું શબ્દો પાછા ખેંચી લઉં છું, પણ ભારપૂર્વક જણાવું છું કે ઇલિનોઇસના પ્રતિનિધિ ક્રમ વિરૂદ્ધ (out of order) છે."

ઇલિનોઇસના પ્રતિનિધિએ ત્રાડ પાડી, "હું કેવી રીતે ક્રમ વિરૂદ્ધ છું ?"

મી. જ્હોન્સને કહ્યું 'કદાચ પશુઓના ડોક્ટર તમને એ કહેશે' એટલું કહી એકદમ બેસી ગયો.

\+ + + +

એક ખેડૂતને સાક્ષી આપવા માટે અદાલતનાં પીંજરાંમાં ચઢાવવામાં આવ્યો. વકીલે તપાસ કરતાં પૂછ્યું.

"વાદી અને પ્રતિવાદીનો અર્થ તમે સમજો છો કે ?"

"નહિ." "જબરા માણસ" વકીલે કહ્યું, "અહીં સાક્ષી આપવા આવ્યા છો ને વાદી પ્રતિવાદીનો અર્થ નથી જાણતા !" વકીલે આગળ ચલાવ્યું. 'આ માણસે પેલાને વાડીમાં માર્યો હતો ખરું ને ?' સાક્ષીએ કહ્યું, 'હા.' "વાડીના કયા ભાગમાં એને મારેલો ?" "હોલાણમાં" વકીલને સમજ ન પડી "હોલાણ, હોલાણ, એ શું ?" ખેડૂતે કહ્યું, 'વાહ તમે જબરા માણસ દેખું ! વકીલાત કરવા આવ્યા છો ને હોલાણ એટલે તો સમજતા નથી !"

\+ + + +

## કલા વિવેચકનું અવસાન

ગુજરાતનાં કલા વિવેચક શ્રી કનૈયાલાલ વકીલના આ માસમાં થએલા અવસાનની નોંધ પણ સખેદ લેવી પડે છે. દક્ષિણ ગુજરાતના આશાવન્તા આ નબીરાના અવસાનથી ગુજરાતે એક ભારે અને ઉંડી દષ્ટિવાળા કલાવિવેચક ગુમાવ્યા છે. વકીલાતનો અભ્યાસ કરી અસીલોના ટંટાળુ ટોળામાં ઘૂમવાને બદલે મુંબઇ નગરીની આસપાસ પુરાતન ગુફા-મંદિરોનો અભ્યાસ કરી એમણે કલા વિવેચનાના ગ્રંથો લખ્યા અને સાપ્તાહિક ક્રોનિકલમા દર અઠવાડિયે એમની મનનીય સામગ્રી વાંચવા મળતી. મુંબઇની ફીલ્ડ કલબના જુવાનોને પણ એમના અવસાનથી કલાકૃતિના રહસ્ય સમજાવનારની ખોટ ગઇ છે. એમના આત્માને શાન્તિ આપો.

## આશાભર્યો પત્રકાર ગયો

આ માસમાં દક્ષિણ ગુજરાતના એક આશાભર્યા જુવાન પત્રકાર ભાઇ રમણલાલ શાહના અવસાનની નોંધ પણ સખેદ લેવી ઘટે છે. "પ્રતાપ" પત્રના મહતંત્રીની જગા ખાલી પડી એ ખોટ પત્રને સાલવાની તેમ એમનાં કુટુંબી જનોને તો તે ખોટ પુરાવાની નહી.

વડોદરાના કલાભુવનમાં વીવીંગનું કામ શીખી કારખાનાના કામદારો વચ્ચે વણાટખાતાનું કામ કરવા બહાર આવેલ જુવાનીઆને એ કામમા રસ ન પડ્યો. પત્રકારીત્વના જોખમભર્યા ધંધામાં ઝંપલાવ્યું અને એની કાર્યદક્ષતાએ થોડા જ વખતમા એમની શકિત માટે આશાએ સરજી. ત્યા તો કરાલ મૃત્યુએ તેનો ગ્રાસ કર્યો. પ્રભુ એમને શાન્તિ બક્ષો!

— મ.

# કોંગ્રેસ સરકાર

સરહદ પ્રાંતની કોંગ્રેસ સરકારે ત્યાંની મીશનરી સંસ્થાઓને જણાવ્યું છે કે જો તમારે સરકારી ગ્રાંટ લેવી હોય, તો તમારી સંસ્થામા અપાતું ધાર્મિક શિક્ષણ ફરજીયાત નહિ પણ મરજીયાત કરવું પડશે.

ડૉ. ગીલ્ડર ધારાસભાની આવતી બેઠકમાં વૈદ હકીમોને લગતું બીલ રજુ કરશે. દશ વરસના અનુભવીને ને ૧૫ રૂ ફી લઇ રજીસ્ટ્રેશન આપવામાં આવશે. બીજાઓની પરીક્ષા લઇ રજીસ્ટર કરવામાં આવશે

મુંબઇ સરકાર ૫૦૦ નવી પ્રાથમિક શાળાઓ અને શિક્ષકો કેળવવા કેટલીક સંસ્થાઓ ઉઘાડશે.

ખેડુતોને રાહત આપવા દેવાની પતાવટ કરવા મુંબઇ સરકાર લેણદાર દેણદાર વચ્ચે સમાધાની કરાવનાર બોર્ડો નીમશે. દેવું મુલતવી રાખવા સંબંધી એક બીલ મહાસભામાં લાવશે.

મુંબઇ સરકાર આખા ઇલાકામાં પંચાયત દાખલ કરવા માગે છે. નોમીનેશન પદ્ધતિ નાબુદ કરશે. એકત્ર મતાધિકાર અને અનામત બેઠકો રાખશે. ગામના શિક્ષક પંચાયતના સેક્રેટરી રહેશે.

લડત દરમ્યાન મુંબઈ પ્રાંતિક સમિતિના જપ્ત થયેલા રૂ. ૪૦,૦૦૦ મુંબઈ સરકાર પાછા આપશે.

મદ્રાસ સરકારે કર્નલ નીલનું પૂતળું જાહેર રસ્તા પરથી ખસેડી મ્યુઝીયમમાં સંઘરી રાખવું એમ ઠરાવ્યું છે

સરહદની કોંગ્રેસ સરકારે લાલ ખમીશવાળા અને પકડાયેલ કેદીઓને છોડી મૂકવા હુકમો કાઢ્યા છે.

મુંબઈ સરકાર દારૂબંધી કરવા ધારે છે. તેમ કરવાથી બેકાર બનતા ભંડારીઓ માટે બોરડી ખાતે ગ્રામઉદ્યોગ ખાતા તરફથી તાડીમાંથી ગોળ બનાવવાનો હુન્નર શીખવવાનો કલાસ કાઢશે.

યુક્ત પ્રાંતની સરકારે 'ભારત મેં અંગ્રેજી રાજ' પુસ્તક પરનો પ્રતિબંધ દૂર કર્યો છે.

શ્રી. મેઘાણીના "ઇન્સાફ બીકા દૂંગા" પુસ્તક પરનો પ્રતિબંધ મુંબઈ સરકારે રદ કર્યો છે

મુંબઈ સરકાર ટૂંક સમયમાં કચેરીના સિપાઈઓના પોશાક ખાદીના કરશે અને કચેરીમાં હાથે બનાવેલા કાગળો જ વાપરશે

મુંબઈ સરકારે પછાત વર્ગની કોમો માટે એક બોર્ડ નીમ્યું છે.

મુંબઈ સરકાર રસ્તા સુધારણા માટે ૫૦ લાખની લોન ઉભી કરવા માંગે છે.

મદ્રાસ સરકારે મદ્રાસ જિલ્લા બોર્ડમાં નોમીનેશન રદ કર્યાં છે. સરકારે નીમેલા સભ્યો ફારગ થયા છે

મધ્ય પ્રાંતની સરકારના ચીફ સેક્રેટરી તરીકે પ્રથમ વાર જ એક હિન્દી સી. સી. એમ. ત્રિવેદી નીમાયા છે.

યુક્ત પ્રાંતની સરકારે ૧૦ સુશિક્ષિત યુવાનોને ફળ, શાકભાજી અને તેને ટીનમાં સાચવી રાખવાના ઉદ્યોગ અને હુન્નર કેળવણી આપવા વ્યવસ્થા કરી છે. સરકાર ડિપ્લોમા આપી નોકરી શોધી આપવા મદદ કરશે.

મુંબઈ સરકાર નોકરોના પગાર ઓછા કરવા યોજના ઘડી રહી છે. સંભળાય છે કે ૧૦૦ કે તે નીચેના પગારો પર કાપ નહિ મૂકાશે, ૧૦૧ થી ૫૦૦ સુધીના પગાર પર ૧૦ ટકા, ૫૦૧ થી ૧૦૦૦ સુધીના પગારોમાં ૧૫ ટકા અને ૧૦૦૦ ઉપરના પગાર પર ૨૫ ટકા કાપ મૂકાશે. નવા માણસોની નીમણૂંકો ઘટાડેલા પગારોના નવા ધોરણે થશે. બે વરસ પછી રિટાયર થનાર અમલદારોના પગાર પર પણ કાપ મૂકવામાં આવશે. એકંદરે ૧૨½ ટકાનો કાપ આવશે. ૫૫ વરસની ઉમરે ફરજિયાત રિટાયર થવું પડશે.

મુંબઈ સરકાર મોચીનું અને દરજીનું કામકાજ શીખવવા મુંબઈમાં એક શાળા ઉઘાડશે.

પ્રધાનોના રહેવા માટેના પાંચ મોટા બંગલાઓ વાડી સહિત મુંબઈ સરકાર વેચી નાંખશે. પ્રધાનોને રહેવા માટે બૅકબે રેકલેમેશન ગ્રાઉન્ડ પર સાદા મકાનો બાંધવામાં આવશે.

મુંબઈ સરકારે મુંબઈમાં કેમીકલ વર્કસ અને પ્રયોગશાળા સ્થાપવા નક્કી કર્યું છે. ખાદી અને ઉનના ઉદ્યોગ માટે ઑલ ઇન્ડીઆ એસોસીએશનને ૨૯૦૦૦ રૂ. ગ્રાન્ટ, ગ્રામઉદ્યોગ સંઘને ૮૦૦૦ રૂ. ગ્રાન્ટ આપી છે.

મુંબઈ સરકારને તમાકુના કરથી ૧૮ લાખની આવક થાય છે. એ કર કાયમ રહેશે.

મંદિરના ટ્રસ્ટીઓની ઇચ્છા હોય તો તેઓ મંદિરમાં હરિજનોને દાખલ થવા પરવાનગી આપી શકે એવી સગવડ કરવા માટે આવતી ધારાસભામાં મુંબઈ સરકાર એક બીલ મુકશે.

સવિનય ભંગ વખતે જપ્ત થયેલી જમીન તેના નવા માલીકો સમજુતીથી આપે તો તે પાછી લેવા માટે ધારાસભામાં બીલ રજુ કરવામા આવશે.

મદ્રાસ સરકારે ખેડુતોના દેવા સંબંધી એક યોજના ગેઝેટ કરી છે તેમાં ૧૯૩૭ના અકટોબરની ૧લી તારીખે (૧) દેવાની રકમનું બાકી વ્યાજ રદ કરવું. (૨) દેવાની રકમ ના ટકે હોય અને તે પેટે મુદ્દલથી બમણા પૈસા ભરાયા હોય તો દે[illegible] કરવું. (૩) ચક્રવૃદ્ધિ ૬ ટકાના વ્યાજ વાળા દેવાં પર બમણી રકમથી જો ઓછું હોય તો માત્ર તેટલો તફાવત જ આપવો. (૪) એ રકમની જ બાકી જેટલી ગણોત [illegible] કરી શકાય. (૫) ખેડુતો પાસે વધારેમા વધારે ૭ ટકાજ વ્યાજ લઈ શકાય.

મુકત પ્રાંતની સરકારે રૂ. ૧૫ લાખની મુડીથી એક ઇન્ડસ્ટ્રીયલ ક્રેડિટ કોર્પોરેશન કાઢવા ઠરાવ્યું છે. આ સંસ્થા લાંબી મુદતની ડીપોઝીટ ૪ ટકાના વ્યાજે લેશે. ઉદ્યોગો[illegible] મદદ કરશે. આવની ખોટ વિગેરે માટે સરકાર મદદ કરશે.

ઠડોદ અને ખેજ ખાતેની સત્યાગ્રહ વખતે જપ્ત થએલી જમીન તે તેના અસલ માલીકોને પરત થઈ છે.

મુંબઈ સરકારે મુંબઈ શહેર સિવાય ઇલાકામાંથી ઓનરરી મેજીસ્ટ્રેટોની જગાએ કાઢી નાંખવા ઠરાવ્યું છે.

---

## ગુજરાત

સુરતની લૉ કોલેજમાં એલ એલ. એમનું શિક્ષણ આપવાનું શરૂ થયું છે.

૫ ફેબ્રુઆરીથી શરૂ થતો મહેસુલનો હપ્તા માર્ચની ૧૦ મી થી શરૂ કરવો એવી [illegible] ખેડૂતોએ કરી છે

અમદાવાદ મ્યુ એ ગવર્નરને માનપત્ર આપવા માટેનો મુકાએલો ઠરાવ ઉડાવી મુક્યો છે.

અમદાવાદ ખાતે શ્રી. રમણલાલ દેસાઈના પ્રમુખપદે રંગભૂમિ પરિષદ ભરાઈ હતી

કોચરાબમા ભરાએલા ખેતીવાડીનાં પ્રદર્શનમાં નવસારીના સુબા સાહેબ, શ્રી ભી દેસાઈએ જણાવ્યું કે "અમેરિકામાં દર એકરે ૨૫૮ શેર રૂ થાય છે, ત્યારે હિન્દમાં માત્ર ૭૦ શેર થાય છે, જાવામાં એકરે ૭ ટન શેરડી પાકે છે, ત્યારે હિન્દમા એકરે એક ટન થાય છે."

વાડી ગામોમાં સુરણ, આદુ, શેરડીનાં પાકોને જંતુ લાગ્યાં છે.

ધંધુકા તાલુકામાં જુવાર બાજરીનો પાક બગડી ગયો છે

માર્ચ આખરે અમદાવાદમાં હિન્દુ મહાસભાનું અધિવેશન ભરાશે.

---

# પૂર્ણા

रौंदी हुई है सब हमारी भूमि इस संसारकी,
फैला दिया व्यापार करदी धूम धर्म प्रचारकी,
कप्तान 'कोलम्बस' कहा था उस समय कोइ कहे ?
उस कि सुचिन्ह अमेरिका में है हमारे मिल रहे।

—भारत भारती.

[સમસ્ત સંસારની ભૂમિ હમે ખૂંદી વળ્યા હતા. સર્વત્ર વેપાર અને ધર્મ ફેલાવ્યો હતો. કોલંબસનો જન્મ પણ ન હતો ત્યારે હમે અમેરિકા જઈ પહોંચ્યા હતા. (અમેરિકાના પેરૂ નગરમાં એક સૂર્ય મંદિર મળ્યું છે, પ્રોફેસર જોન ફ્રાયરે સિદ્ધ કીધું છે, કે ભારતીઓ કોલંબસના સેંકડો વર્ષો અગાઉ ત્યાં ગયા હતા.]

તંત્રી રણછોડજી પ્રાગજી મહેતા

પૂર્ણા કાર્યાલય
મોટા બજાર
નવસારી

પુ. ૨, અંક-૧
જાન્યુઆરી, ૧૯૩૯

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

| પુસ્તક | કિંમત |
|---|---|
| ૧ કમનસીબ સવિતા | ૦– ૪ |
| ૨ કાકી | ૦– ૩ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦– ૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦– ૪ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦– ૬ |
| ૬ ખાંયણાં (લોકગીત) | ૦– ૫ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦– ૫ |
| ૮ ભત્રીજી | ૦– ૪ |
| ૯ મા (વાર્તા) | ૦– ૪ |
| ૧૦ જયાના પત્રો (સમાન હકનું કસોટીમય લગ્ન) | ૦– ૬ |
| ૧૧ પતિની પસંદગી | ૦– ૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦– ૩ |
| ૧૩ ફેશન | ૦– ૪ |
| ૧૪ પારસી વાનીઓ | ૦– ૬ |
| ૧૫ વિધવા (વાર્તા) | ૦– ૫ |
| ૧૬ કોને પરણું ? (વાર્તા) | ૧– ૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦– ૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦– ૮ |
| ૧૯ ભૂતના ભડકા (વાર્તા) | ૧- ૮ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧– ૮ |
| ૨૧ હ.રાકલાપ (રમુજી) | ૧– ૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧– ૮ |
| ૨૩ વીર રોઝા | ૧– ૦ |
| ૨૪ હાસ્ય ઝરણાં (રમુજી) | ૧– ૮ |
| ૨૫ "જરા સબ્ર કરજો" | ૧– ૦ |
| ૨૬ ગુપ્ત રજની | ૧–૧૨ |
| ૨૭ જીવન પલટો (વાર્તા) | ૦– ૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦– ૩ |
| ૨૯ ભરત ગૂંથણ | ૦–૧૦ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦– ૫ |
| ૩૧ રઝીયા બેગમ | ૦– ૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦– ૬ |
| ૩૩ સખીના પત્રો | ૦– ૮ |

| પુસ્તક | કિંમત |
|---|---|
| ૩૪ સ્વપ્નનું શાસ્ત્ર | ૦– ૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦– ૩ |
| ૩૬ માતૃપ્રેમ | ૦– ૪ |
| ૩૭ પારસી લગ્ન ગીતો | ૦– ૬ |
| ૩૮ દામ્પત્ય જીવન | ૨– ૮ |
| ૩૯ વહેમી પતિ | ૦– ૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦– ૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦– ૫ |
| ૪૨ રમુજી વાતો | ૦– ૪ |
| ૪૩ ભલી ભાભી | ૦– ૧ |
| ૪૪ પતિ પ્રભુ છે | ૦– ૧ |
| ૪૫ માંદગી અને માવજત | ૦– ૪ |
| ૪૬ વાતનું વતેસર | ૦– ૧ |
| ૪૭ ઘરેણાંનો શોખ | ૦– ૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦– ૬ |
| ૪૯ એકાદશી | ૦-૧૧ |
| ૫૦ સાસુ કહેતી | ૦–૧૨ |
| ૫૧ શિવાજીની બા | ૦–૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦– ૧ |
| ૫૩ કાયદાનું અજ્ઞાન | ૦– ૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૧– ૮ |
| ૫૫ નારીભિક્ષુ | ૦– ૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦– ૨ |
| ૫૭ નવા સાથિયા | ૦– ૨ |
| ૫૮–૫૯ વીર તારા (બે ભાગ) | ૨– ૪ |
| ૬૦ ગોરમાનાં ગીત | ૦– ૧ |
| ૬૧ મેડમ ડેમીડા (નિહિલિસ્ટોના પંજામાં) | ૦–૧૨ |
| ૬૨ સામાજિક વાતો ભાગ ૨ | ૦– ૩ |
| ૬૩ સુશીલ ગૃહિણી | ૦– ૧ |
| ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦– ૧ |
| ૬૫ દક્ષિણી રાંધણ કળા | ૦– ૩ |
| ૬૬ સતી જસમા | ... |
| ૬૭ સંસાર દર્શન | ૦– ૬ |

સ્ત્રી શક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજે જ વસાવો. કુલ ૬૭ પુસ્તકો બહાર પડ્યાં છે. તેનો સેટ રૂ. ૩૪)નો થાય છે તે રૂ. ૩૦)માં મળે છે. પુસ્તકો છુટાં પણ મળી શકશે. નૂર જુદું.

લખોઃ સ્ત્રી શક્તિ, કેળાપીઠ, સુરત.

# પૂર્ણા

તંત્રી :— રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ | જાન્યુઆરી | અંક ૬


## એ અડગતા

જામનગર નરેશ મર્હુમ રણજીતસિંહની ક્રિકેટ કારકિર્દી સુવિખ્યાત છે. ઇંગ્લેન્ડની અનુક્રમે ચાલુ ત્રણ ક્રિકેટ સીઝન દરમિયાન દર વખતે ત્રણ હજાર ઉપર રન મેળવ્યા. યોર્કશાયર જેવી મજબુત ટીમ સામેની એક મેચની દરેક ઇનિંગ્સમાં બે બે સદી રનો નોંધાવ્યા. બે મેચોની ત્રણ ઇનિંગ્સમાં એક જ દિવસે રમી દરેક ઇનિંગ્સમાં એક સદી રન કરી એક જ દિવસે ત્રણસો રન કર્યા. પ્રખ્યાત લેખક ગાર્ડિનર તેમને વિષે લખે છે. "—It is undeniable that as a batsman the Indian will live as a supreme exponent of the Englishman's game" "નિર્વિવાદ છે કે અંગ્રેજોની રમતને ઉત્તમ રીતે રમી બતાવનાર બેટ્સમેન તરિકે આ હિન્દીનું નામ અમર રહેશે." એવી પ્રવીણતા શું કેવી રીતે મેળવી?

એ યુવાન રાજવી શરૂઆતથી જ ક્રિકેટના ઉસ્તાદ ખેલાડી થવાના મનોરથ સેવતો. પણ મશીનગનમાંથી છૂટતા ગોળા જેવા ઝડપી બોલરોના બોલથી ગભરાટ થતો. વિકેટ આગળ રહી રમવાને બદલે તોપગોળા જેવા બોલોથી ડરી ખસી જવાતું પણ આમ રમ્યે નિષ્ણાત શી રીતે થવાય? ત્યારે કરવું શું? રણજીતસિંહને અડગતા કેળવવી હતી. તેણે ક્રીસ આગળ બે ખીંટીઓ મરાવી. પછી તેના બંને પગોને રસીથી ખીંટી સાથે બાંધી દીધા અને ઝડપી બોલરોને બોલો ફેંકવા કહ્યું. શરીરના અવયવોને ખોખરા કરે એવા બોલો ધનનન કરતા છૂટવા લાગ્યા. રણજીતસિંહને શરૂઆતમાં ઘણો ડર રહેવા લાગ્યો. આપઘાતથી તે ખસી જવા યત્ન કરતો, પણ એ ખીંટીએ બાંધેલી રસી તેને ખસવા દેતી ન હતી. મહાવરાથી એ કાતિલ ઝડપી બોલના ડર પર એણે વિજય મેળવ્યો. એમ અડગતા સાધી તે જગતને ચકિત કરનાર ક્રિકેટનો નિષ્ણાત ખેલાડી બન્યો. બ્રિટિશ શહેનશાહતના લોકોએ તેને ક્રિકેટના Wizard—જાદૂગર તરિકે અપનાવી લીધો.

ધ્યેય પ્રાપ્તિના માર્ગમાં અડગ રહી પ્રગતિ સાધવા આપણા ચંચળ મનને સ્થિર કરવું કેટલું જરૂરી છે? આપણા, સ્વજનના કે સ્વદેશના હિતને ખીંટી કલ્પી તેની સાથે એને જકડી રાખીએ, તો એ પ્રગતિ જરૂર સરળ બને.

—૨.

આ ટાપુઓ આવી રીતનો પુલ બન્યા તે પહેલાંનો તેમનો ભૂસ્તર ઇતિહાસ પણ સમજવા જેવો છે. કાઠિયાવાડ અને આફ્રિકા યુગ યુગ પૂર્વે જોડાયલા હતા એની માહિતી ગિર અને આફ્રિકાના સિંહ આપણને આપી રહ્યા છે. એ જ પ્રમાણે સુમાત્રાથી બાલી સુધીના ત્રણ ટાપુઓ હિંદીચીન અને મલાયાના પ્રદેશ સાથે સળંગ જોડાયલા હતા, અને લોમ્બોકથી ન્યુગીની સુધીનો પ્રદેશ ઑસ્ટ્રેલિયા ખંડ સાથે ચોટેલો હતો એ હકીકત જે તે પ્રદેશોનાં ફળફૂલ અને પશુપક્ષીઓ આજ પણ આપણને કહી રહ્યા છે. એ ભૂમિના જ્વાળામુખી જાગી ઊઠ્યા અને જળને સ્થાને સ્થળ અને સ્થળને સ્થાને જળ આવી ગયાં મુખ્યભૂમિથી પ્રથમ જાવા અને ત્યાર પછી સુમાત્રા અને બાલી જુદા પડ્યાં, અને હિંદીમહાસાગર એ સર્વની આસપાસ વીંટળાઇ વળ્યો. પ્રલયની કથાઓમાં આ અતિપ્રાચીન પ્રસંગની નોંધ જળવાઇ રહી છે. પાચ હજાર માઇલ લાંબી પર્વતમાળાના અનેક મૃત અને જીવંત જ્વાળામુખીઓ પણ આ પ્રસંગની સાક્ષી પૂરે છે. જાવાના મેરાપી અને બ્રહ્મા નામનાં શિખરો અને બાલીનું કાન્તામણી ચિન્તામણી શિખર હજી પોતાની જાગૃતિ મુસકરીને બતાવી રહ્યા છે.

આ દ્વીપમાલા આજ જુદા જુદા અનેક નામે ઓળખાય છે—એને મલય આર્કીપેલેગો કહે છે, ઇન્ડિયન આર્કીપેલેગો કહે છે, ઇન્ડોનેશીયા કહે છે, ઇન્સુલીન્ડ કહે છે, અને જે ડચ સત્તાના તાબામા તે છે તે સત્તા તેને ડચ ઇસ્ટ ઇન્ડીઝ નામ આપે છે મધ્ય યુગમાં હિંદને સમુદ્ર માર્ગે શોધવાની જાગેલી પશ્ચિમની તમન્નાએ અમેરિકાને પણ હિંદ તરીકે એક વખત ઓળખાવ્યો હતો. હિંદની સાથે આ પ્રદેશનુ નામ જોડવામાં તો પશ્ચિમની પ્રજાઓએ એક ઐતિહાસિક સત્ય સ ઘરી રાખ્યું છે. જાવા, સુમાત્રા અને બાલીઓર્નિયોના પ્રદેશ છેક પદરમી સદી સુધી પશ્ચિમના કોલંબસ અને વાસ્કોડીગામા પોતાની સમુદ્ર યાત્રાએ નીકળ્યા ત્યાં સુધી—અને ત્યાર પછી પણ હિંદના ટુકડા સરખા હતા એ સત્ય એ પ્રદેશોના ઇતિહાસમાથી આપણને જડી આવ્યું છે.

આપણો પ્રાચીન ઇતિહાસ અને પ્રાચીન સંસ્કૃતિના વિસ્તારની વાત બહુ મનોરંજક અને શિક્ષણીય છે. પ્રાચીનતાને પૂજવા માટે-પ્રાચીનતાનો મિથ્યા ગર્વ લેવા માટે નહી, પરંતુ તેમાંથી જો કાંઇ શિક્ષણ મળે તો તે લેવા અર્થે પણ એ બહુ જરૂરનો અભ્યાસ છે ભૂતકાળ કેટલાકના અભિપ્રાય પ્રમાણે મૃત હશે પરંતુ ભૂતકાળના ભૂત વર્તમાન કાળમાં જાગતા હોય છે. આપણી કંઇક ટેવો, આપણા કંઇક સંસ્કારો, આપણા અનેક રૂઢિરૂઢો અને આપણા દેહ અને માનસ ઘડતરમાં આજ પણ ભૂતકાળ જીવતો છે. એને ઓળખવાથી આપણા ભવિષ્યને પણ માર્ગદર્શન મળે છે. જાવામાં બ્રાહ્મણ યુગ હતો—આજ બાલીમાં પણ વેદોચ્ચાર કરતા બ્રાહ્મણો વસે છે એમ જાણ્યા પછી સમુદ્રગમન માટે પ્રાયશ્ચિત માગતો બ્રાહ્મણવર્ગ જરા વિચાર કરતો થશે. આજ પણ બાલીનો બ્રાહ્મણ આપણાં સંધ્યા વંદનને યાદ કરાવતા મંત્રોચ્ચારો કરે છે.

ॐ इशानाय नमः ।
ॐ तत्पुरुषाय नमः ।
ॐ अघोराय नमः ।
ॐ वामदेवाय नमः
ॐ सर्वदेवेभ्यो नमः स्वाहा ।

આ સાંભળ્યા પછી પરદેશગમનના વિરોધમાં ઉપડતી કેટલીક અંધશ્રદ્ધાનું નિરાકરણ આપોઆપ થઇ શકે એમ છે.

સુમાત્રા, બોર્નિયો વગેરે પ્રદેશો હું જોઇ શક્યો નથી, જાવા અને બાલી એ બન્ને દ્વીપોની ઝડપભરી મુસાફરી મ્હેં કરી છે. અને વર્તમાનજીવનના ચલચિત્ર વચ્ચે પરેલા કેટલાક પ્રાચીન સંસ્કૃતિના અવશેષ મ્હેં જોયાં છે. પંદર દિવસની કુલ મુસાફરીમાં એક પ્રાચીન પ્રજાના વર્તમાન અને ભૂતકાળને સમજવા એ મારે માટે અશક્ય છું. તેમનું જીવંત જીવન, તેમના આદર્શ, તેમના ગૃહભાવ, સામાજિક બંધારણ અને સંસ્થાઓ એટલા સમયમાં ઓળખી લેવાની ચપળતા હું ભેગી કરી શક્યો નથી. એટલે થોડું વાચન અને થોડું દર્શન એ બેને આધારે હું જાવાની સંસ્કૃતિ વિષે કાંઇ કહી શકીશ. એમાં ઘણી ખામી રહી જશે એ હું જાણું છું.

*From the known to the unknown* ની *Inductive* પદ્ધતિ સ્વીકારી ઉપરછલી નજરે હિંદી-આર્ય સંસ્કાર કેટલા અને કેવા દેખાય છે તેનો સહજ ખ્યાલ કરીએ. આપણા હિંદી વેપારીઓ–ગૂજરાત અને સિંધના–હિંદુ અને મુસલમાન–જાવામાં વસે છે. એક જૈન વ્યાપારી ત્હાના મોટા exporter છે. તેમની મહેમાનગીરીમાંથી મને ત્હાની estates–બગીચાઓ અને ગામોનાં નામ મળી આવ્યાં. જે સ્થળ અગર ગામડાં ઉપરથી આપવામાં આવેલાં છે એમાંથી બત્રીસ નામો મેં નોંધી લીધાં, અને તેમાંથી નમુના તરીકે આજે અસ્તિત્વમાં છે એવા દસ બગીચાઓનાં નામ નીચે પ્રમાણે ગણાવું છું.

૧ જયવતી, ૨ પ્રભાવતી, ૩ ગણેશ, ૪ ચમ્પક, ૫ કંચન, ૬ રાજમંડલ, ૭ શ્રીનગર ૮ સંતોષ, ૯ શુકનગર, ૧૦ શુકપીર.

જાવામાં મુસ્લિમ ધર્મ એ લોકધર્મ છે. એ ધર્મ ચૌદમી સદીથી ધીમે ધીમે પ્રચાર પામી પંદરમી સદીમાં તેણે રાજકીય મહત્ત્વ ધારણ કરવા માંડ્યું અને સોળમી સદીનાં અંતમાં સર્વમાન્ય બની ગયો. પરંતુ મુસ્લિમ ધર્મમાં આપણે જે ઝનુન અને ભંજકપણું iconoclasm જોવાને ટેવાયલા છીએ તે જાવાના મુસ્લિમધર્મમાં જરાય જોવામાં આવતું નથી. આ મુસ્લિમ ધર્મનો ફેલાવો મુસ્લિમ વ્યાપારીઓને અવલંબીને થયો હતો. આરબો–પ્રાચીન આરબો તો મુસ્લિમ ધર્મની સ્થાપના પહેલાંથી સારા નાવિકો ગણાતા હતા, અને જેમ પ્રાચીન આર્યો–હિંદવાસીઓ સમુદ્રપર્યટનમાં કુશળ હતા તેમ આરબો પણ સમુદ્ર પ્રવાસમાં પાછા પડતા નહીં. સુમાત્રાના હિંદુ મહારાજા શૈલેન્દ્રની આણ એક વખત સુમાત્રા, જાવા અને મલયદ્વીપકલ્પ ઉપર ફરતી હતી. સુમાત્રાના શૈલેન્દ્રો અને કોરોમંડળ કિનારાના ચોલા રાજાઓ વચ્ચે બારમી સદીમાં સમુદ્રયુદ્ધ થતાં હતાં એ ઇતિહાસસિદ્ધ પ્રસંગ આર્યાવર્ત અને આર્યાવર્ત બહારનાં હિંદુ રાજ્યોનો સંપર્ક સમજવા માટે બહુ મહત્ત્વનો છે. સુમાત્રાના શૈલેન્દ્ર મહારાજ્યે મુસ્લિમ વ્યાપારીઓને ઘણી સહાય આપી હતી. પ્રસિદ્ધ યુરોપીય મુસાફર માર્કો પોલો ઇ. સ. ૧૨૯૨માં તેરમી સદીના અંતમાં સુમાત્રા આવ્યો હતો. તે સમયે તેણે નોંધ કરી હતી કે શહેરોના લોકોમાં મુસ્લિમ ધર્મ પ્રસરવા

માંડ્યા છે. આજ સમયમાં ગુજરાતનું હિંદુ રાજ્ય કરણઘેલાના હાથમાંથી અલાઉદ્દીન ખીલજીની સત્તામાં આવ્યું હતું મધ્ય યુગનો બીજો ભ્રમણ મુસાફર ઈબ્ન બતુતા ઈ. સ. ૧૩૪૫-૪૬માં જાવા, સુમાત્રાની મુસાફરી કરતો હતો. તેણે લખ્યું છે કે સુલતાન મલીક અઝ ઝહીર એક પ્રદેશનો રાજ્ય કર્તા હતો. સુલતાન અને તેના ભત્રીજા વચ્ચે એક સુંદર સ્ત્રીના પ્રેમ માટે ઝઘડો ઊભો થયો સુલતાન યુદ્ધમાં રોકાયો હતો તે સમયે ભત્રીજાએ રાજધાની અને સુંદરી એને કબજે કર્યાં. પરંતુ સુલતાન રાજ્ય જવા દે એમ ન હતું, તેણે ભત્રીજાને હરાવ્યો, અને ભત્રીજો સુંદર યુવતીને લઇ ભૂખ જાવાના હિંદુ રાજાને આશ્રયે ગયો આમ હિંદુ અને મુસલમાન રાજ્યકર્તાઓ વિધર્મીઓની સહાય લેતા અને તેમને સહાય આપતા.

એજ પ્રમાણે જાવાના એક વિભાગનો રાજા પરમેશ્વર પડોશના હિંદુ રાજા સાથે સુમેળ કરવા તેની કન્યાને પરણ્યો અને તેને ખંડણી આપવાનું કબૂલ કર્યું. એ કબૂલત તેણે પાળી નહીં એટલે સસરા જમાઇ વચ્ચે યુદ્ધ થયું. પરમેશ્વર હાર્યો અને સીંગાપોરમાં ભરાઇ ગયો. સીંગાપોરના સુબા સાથે કાવતરું કરી સીંગાપોર લઈ લેવાની પેરવીમાં તેને સીંગાપોર છોડી મલાયા દ્વીપકલ્પના ઉત્તર વિભાગ તરફ ખસવું પડ્યું. ત્યાં તેણે મલાક્કા નગર સ્થાપ્યું અને એ શહેરનું મહત્ત્વ ઘણું વધી ગયું. પરમેશ્વરનો પુત્ર સીકંદર સુમાત્રાના એક મુસ્લિમ ઠાકોરની પુત્રી સાથે પરણ્યો. એ ઠાકોરે મુસ્લિમધર્મ તાજો અખત્યાર કરેલો. સીકંદર પણ પત્નીના આગ્રહથી મુસ્લિમ બન્યો. સીકંદર શાહની હિંદુ પત્નીના પુત્રો હતા તે હિંદુજ રહ્યા અને હિંદુ નામથીજ તેમણે રાજ્યનો વારસો મેળવ્યો. પરંતુ મુઝફ્ફર નામના તેમના એક મુસ્લિમ ભાઇએ તેમની પાસેથી રાજ્ય ઝુંટવી લીધું. પંદરમી સદીની શરૂઆતના આ બધા પ્રસંગો એક સદી વીતતાં તો પશ્ચિમની પ્રજા આવી અને પોર્ટુગીઝ આલબુકર્કે પોતાનું સ્વામીત્વ દૃઢ કરવા માંડ્યું. જેમ સુમાત્રામાંથી મુસ્લિમ ધર્મ આસપાસ ફેલાયો, તેમ મલાક્કાની એક સદીની આબાદીમાં વ્યાપારવણજની સાથે મુસ્લિમ ધર્મનાં મોજાં આગળને આગળ વધવા માંડયાં. આ બે સ્થળોએથી તેણે જાવામાં પ્રવેશ શરૂ કર્યો. જાવાનાં બંદરોમાં પણ મુસ્લિમ વ્યાપારીઓ અને મુસ્લિમ ધર્મગુરુઓનું પ્રાબલ્ય વધતું જતું હતું. મલાક્કાના સુલતાનને નસાવી આલબુકર્ક પાછો ફરતો હતો ત્યારે જાવાના હિંદુ રાજાએ તેના પ્રત્યે મૈત્રી દર્શાવી હતી. આમ છેક સોળમી સદીની શરૂઆત સુધી જાવામાં હિંદુ રાજ્ય હતું એની માહિતી પોર્ટુગીઝ અને સ્પેનીશ મુસાફરોની નોંધમાંથી મળી આવે છે. કિનારાનાં શહેરો મુસ્લિમ વ્યાપારીઓ અને ધર્માન્તર કરતા દરીયા કિનારાના ઠાકોરોના હાથમાં આવતાં ગયાં, અને તેમણે મજાપહીતના હિંદુ મહારાજ્યને ઉથલાવી નાંખ્યું. આ સંબંધી એક કથા એવી છે કે મજાપહીતના છેલ્લો રાજા બ્રવિજય ચમ્પા-કેમ્બોડીનાની એક કુંવરી સાથે પરણ્યો હતો. એ કુંવરીની એક બેન કોઇ મુસ્લિમ ધર્મગુરુની સાથે પરણી હતી. તેના બે પુત્રો રહેમન અને સંત્રી નામના હતા. બ્રવિજયની રાણી પણ મુસ્લિમ ધર્મ સ્વીકારતી બની ગઇ, અને તેણે પોતાના બંને ભાણેજોને બીલ્વતીકત અને આર્ય તેજના હિંદુ મંડલીકોની કુંવરીઓ સાથે પરણાવ્યા.

રહેમાન બાદશાહ હતો અને તેણે મુસ્લિમ ધર્મનો ખૂબ પ્રચાર કર્યો. બ્રવિજયને એક બીજી ચાઇનીઝ રાણી તેમજ એક રાક્ષસ જાતની પણ રાણી હતી. રહેમને એ રાણીઓના પુત્રોને પણ મુસ્લિમ ધર્મ પ્રત્યે સદ્ભાવશાળી બનાવ્યા. અંતે બ્રવિજયને પણ મુસ્લિમ ધર્મ સ્વીકારવાનું કહેણ આવ્યું. મુસ્લિમ રાણી અને મુસ્લિમ પુત્રોના હિંદુ પિતા બ્રવિજયે આ કહેણને તિરસ્કાર્યું, એટલે તેના જ પુત્રો અને ભાણેજો તેની સ્હામે થયા. ગજમદ નામના તેના સેનાપતિએ બહુ બહાદુરીથી મુસ્લિમ હુમલાઓ અટકાવ્યા. પરંતુ છેવટે બ્રવિજય હાર્યો અને માર્યો ગયો. તેની ચાઇનીઝ રાણીનો મુસ્લિમ પુત્ર આમ જાવાનો પ્રથમ સુલતાન બન્યો. હિંદુ ધર્મ પ્રત્યે મમત્વ રાખનારા બ્રવિજયના કુટુંબીઓ અને પુત્રપૌત્રો પૂર્વ જાવા તરફ સંતાયા, અને પાસેના બાલી ટાપુમાં જઈ રહ્યા, જ્યાં તેમણે હિંદુ ધર્મ માટે સંરક્ષણ મેળવ્યું.

આ દંતકથાઓ અને સત્યના મિશ્રણનો બનેલો ઇતિહાસ બતાવી આપે છે કે મુસ્લિમ ધર્મનો ફેલાવો એકલી તલવારથી થયો નથી. હિંદુ મુસલમાન ધર્મીઓનાં લગ્ન, લગ્ન ભાવનાને અંગે થતાં ધર્મ પરિવર્તન, અને ધર્મ પરિવર્તનમાંથી જાગતાં રાજકીય પરિવર્તન એ સર્વ મુસ્લિમ ધર્મના પ્રસાર માટે કારણભૂત છે. જાવાના હિંદુ રાજાઓ મુસ્લિમ કન્યાઓ, ચાઇનીઝ કન્યાઓ, ભીલ કન્યાઓ અને રાક્ષસીઓ પરણતા હતા, અને તેમનાં બાળકોને મન ગમતો ધર્મ પાળવા દેતા હતા. અલબત ધાર્મિક દૃષ્ટિએ પિતા પુત્રનાં યુદ્ધ થયાં છે, પરંતુ તેમાંથી પ્રજામાં Fanaticism–ધર્મઝેર વધતું ન હતું. હિંદમાં પણ તેમજ બન્યું છે. હિંદુ મુસલમાનોમાં ભારે વેર ઝેર હતાં એમ કહેવું અને માનવું એ સર્વાંશે ઐતિહાસિક સત્ય નથી. મને લાગે તેમાં વર્તમાન કલ્પના જ વેર ઝેર જુએ છે. ઈ. સ. ૧૫૨૨ થી ૧૫૪૮ સુધી જાવામાં હિંદુ રાજ્યો હતાં એ હકીકત પશ્ચિમના ગોરા મુસાફરોએ પણ નોંધી છે. રામરાજા અને બાહમણી સુલતાનો વચ્ચે તાલીકોટામાં યુદ્ધ થએલાં, તેની પહેલાંની સદીની આ બધી વાત છે. યુદ્ધની નજીક જાવાનું હિંદુ પતન પણ આવી જાય છે. હિંદમાં શિવાજી જન્મ્યા એજ અરસામાં. જાવાનો આજનો ધર્મ ઇસ્લામ છે, ન્હાનીમોટી મસ્જીદો ત્યાં જોવામાં આવે છે, એરેબિક શીખવાનો મોળો પ્રયાસ ત્યાં થાય છે, કુરાનનું વાચન કરનારા જુજબાજ મુસ્લિમો ત્યાં છે, અને હજ કરી આવનારા હાજીઓ પણ ત્યાં માનવંત સ્થાન ભોગવે છે છતાં ત્યાંની ઝનુન રહિત મુસ્લિમ સંસ્કૃતિ એ હિંદુ સંસ્કૃતિના અનેક અંગો પોતાના જીવનની સાથે વણી દીધાં છે. જાવા, સુમાત્રા, બોર્નિયો અને મલાયામાં લગભગ પંદરમી સદી સુધી હિંદુ ધર્મ હતો એ વાત જે તે પ્રદેશની વાણીમાં કે સંસ્કારમાં, રીતરિવાજમાં જડાઈ ગએલી છે. આ દ્વીપસમૂહની આર્ય સંસ્કૃતિની સાબિતી આપતો પ્રથમ સંસ્કૃત લેખ બોર્નિયોમાંથી મળી આવ્યો છે–જે બોર્નિયો Head hunters માનવ મસ્તકના શોખીન જંગલીઓનો–પ્રદેશ મનાય છે. ઇસુની ચોથી સદીમાં આ લેખ લખાયલો છે, અને તે અશ્વવર્મન મહારાજના પુત્ર મહારાજ મૂલવર્મનની કીર્તિ કથા કહે છે. ઇ. સ. ૧૪૧૦ સુધી તો હિંદુ મહારાજા કાલ પ્રભુની ચીન સાથેની સંધિ ઇતિહાસમાં નોંધાયલી છે. આમ ચૌદ, પંદર, સોળ અને સત્તરમી સદી સુધી મલય દ્વીપસમૂહમાં હિંદુ રાજ્યો હતાં, અને બાલીમાં તો સને ૧૯૧૧ સુધી એટલે આજથી છવીસ વર્ષ પહેલાં હિંદુ રાજ્ય હતું, અને હજી પણ ચાતુર્વર્ણ્યની આર્ય સંસ્થા અસ્તિત્વમાં છે.

(અપૂર્ણ.)

નથી પણ આ સિક્કાઓ ચાલી જમાનાથી આગળના નથી વળી તેમાંના કેટલાક પર મુહમ્મદશાહની ટંકશાળના ચિહ્ન પણ સ્પષ્ટ જણાય છે

## મહત્વનો શિલાલેખ

પણ આમણપોરથી મળેલા ઐતિહાસિક સાધનમાં તો તેનો એક મોટો શિલાલેખ એ છે આજથી આશરે ત્રણેક વર્ષ પર એ લેખ મળેલો અને તે વખતના પ્રાંતના એન્જિનિયર શ્રી ગોરધનદાસ પટેલે વડોદરાના શિલ્પ સંગ્રહસ્થાનમાં તે મોકલી આપેલો હાલ પણ એ લેખ ત્યાં મોજુદ છે

આ લેખ બે ભાષામાં લખાયેલો છે ફારસી અને જુની લખાણ પધ્ધતિ મુજબની ગુજરાતી ભાષામાં. ગુજરાતીમાં લખાયેલ મજકુરની લિપિ દેવનાગરી છે ફારસી મજકુર કુલ ચાર પંક્તિમાં છે ફારસી મજકુર નીચેના ચોકઠામાં ઉપરની રેખા નીચે જણાવેલા આકારની છે



આ લેખની જમણી બાજુના જ ખુણામાં બે પંક્તિઓમાં લખાણ છે પણ તે ઘણું ક્ષીણ છે એથી વાંચી શકાતું નથી તેમજ ફારસી લખાણવાળા ભાગમાં પણ ચારેક ઠેકાણે કેટલાક અક્ષરો બેસતા નથી

અક્ષર મેળની ગણત્રી કરતાં આ શિલાલેખ હીજરી સન ૧૦૦૬માં લખાયેલો હોવાનું ફલિત થાય છે.

સાગરના જળ ખેડી પૂર્ણાના પ્રવાહ માર્ગે આમણપુરને કાંઠે આવતાં વહાણોના મુસાફરોના વીસામા માટે બાંધેલા સ્થાનને-વિશ્રાન્તિ સ્થાનને-લગતો આ લેખ છે

ગુજરાતીમાં લખાયેલા લેખની કુલ નવ પંક્તિ છે પણ તેના નીચેના છેડાનો જમણી તરફનો ભાગ ખંડિત છે વળી તેની પંક્તિઓમાં પણ ઘણો ભાગ ખંડિત છે તેમજ માટી પડે તો તે લેખની માત્ર ફોટો કોપી સર ચાદોરીના સૌજન્યથી મળેલી હોવાથી તેનું સ્પષ્ટ વાંચન કરવામાં મુશ્કેલી છે તેમ છતાં તેનો જેટલો ભાગ મહેનતથી વંચાઈ શક્યો છે તેનો મજકુર રજુ કરું છું —

### ફારસી વિભાગ :

“અલ્લાહ

બદૌરે જલાલુદ્દીન મોહમ્મદ કે બાદશાહ અકબરશાહ x
આદીલ ગંજે (સુ) તાલીબખાન સયફુદ્દીન x ખાન
બીના કર્દ ઈ બીના બેહર x x x
અર્ઝ મારૂફ અનબાત કે શુદ તારીખ ઓ બીનખૈરૂલ મનાઝીન”[1]

---

[1] આ વાંચન માટે હું મારા મિત્ર શ્રી નસીરૂદ્દીન સાહેબનો આભારી છું

## ગુજરાતી વિભાગ :

સ્વસ્તિ શ્રીમંન્નૃપ વિક્રમાર્ક સમયાતીત પાતસાહાશ્રી અકર્ક ॥ ૧ ॥
બર જલાદીના મહનુદ વિજય રાજ્યે x x નત્રાંવર્ધાન ॥ ૨ ॥
શ્રી નિહિમદ કલીબધાંન હ તા x લે મીઆંશ્રી તાલબખાં ॥ ૩ ॥
નસદાર મલાંશ્રીમા x પિ (કિ) ક x બધાન સંવત ૧૬ ॥ ૪ ॥
૪૯ વર્ષે શાકે ૧૫૧૫ પ્રવર્ત x ને ઉત્તરાયનગતે શ્રી ॥ ૫ ॥
સર્જમાન્યેત વિશેષ સ હી x સોમેર ઉ x નક (ક્ષ) ત્રેહ ॥ ૬ ॥
રવણુ વહરાર કરણે કંન્યા x વં x x પંચાંગ શ્ર x ॥ ૭ ॥
નવસારી નાગમંડલે x x x x શ્રા x માકિ x ॥ ૮ ॥
મધેક x બાંધ્યુ x x X x ત્નગાતે ૦ જગતાય x ॥ ૯ ॥

પ્રસ્તુત શિલાલેખમાં નાગમંડળમાં આવેલા નવસારીનો ઉલ્લેખ છે. પણ આમણપુર ગામનો નિર્દેશ જોવામાં આવતો નથી પણ તેની આઠમી અને નવમી પંકિત ઘણી 'ખંડિત' છે અને એથી તેનો પાઠ બેસતો નથી. એટલે આમણપુરનો ઉલ્લેખ તેમાં થયો હોય તો કહી શકાય નહીં.

નણી શિલાલેખ જેવી વસ્તુ નવસારીથી નદી પાર કરીને આમણપુર સુધી જઇ શકવાનો સંભવ ઓછો છે. આ સંજોગોમાં જે બાંધકામ શહેનશાહ અકબરના સમયમાં વિ. સં.૧૬૪૯માં થયાનો ઉલ્લેખ છે તે આમણપુર ગામે થએલું એમ અનુમાન થાય છે અને તે અનુમાન વાસ્તવિક ઠરે તો આજથી લગભગ સાડી ત્રણસો વર્ષ પર પૂર્ણા કાંઠે આમણપુર નદી તટના બંદરી વિસામાનું સ્થળ હતું એમ નિષ્પન્ન થાય છે.

---

# સફળ શોધ

શ્રી. પંકજ

[ હિંદના દરિયાઇ ઇતિહાસને ગૌરવાન્વિત કરતી દક્ષિણ ગુજરાતના પ્રાચીન નાવિકોની એક સફળ શોધ. ]

૧

ભરૂકચ્છ (ભરુચ)નું સમૃદ્ધ બંદર આર્યાવર્તના ગૌરવનો વિષય હતું. ભરૂકચ્છના સાહસિક વેપારીઓ તથા કુશળ વહાણવટીઓ એ આર્યાવર્તની કીર્તિને દૂર સુદૂરના દેશોમાં ફેલાવી હતી. બાવેરૂ (બેબીલોન), તામ્રપર્ણી, પાતાલ (હિંદ મહાસાગરના લુપ્ત દ્વીપો) ઇત્યાદિ સ્થળોએ ભારતના એ મહાવીરોએ પોતાની પ્રતિષ્ઠા વધારી હતી. પુરાતત્ત્વવિદોએ એમ સિદ્ધ કીધું છે કે બાવેરૂમાં કાગડો અને મોર લઇ જનારા એ નાગમંડળના જ વીરો હતા. તે કીર્તિની વાત અતીતમાંથી આજે શોધવી પણ દુર્ગમ છે.

૨

'ભાગીરથ, તો શું તમે લોકો સમુદ્રયાત્રા માટે તૈયાર પણ થઇ ગયા ?'

'હા, પિતાજીનો આદેશ છે કે અમાવાસ્યાને દિવસે અહીંથી પ્રયાણ કરીશું. મેં તારે માટે પિતાજીને કહ્યું હતું. તેમણે કહ્યું કે જો જયદ્રથના પિતાની અનુમતિ હોય તો મારે વાંધો નથી.'

'તમે ક્યાં ક્યાં જવાના છો ?'

'કંઈ નિશ્ચય નથી કીધો. પ્રથમ તો હમે રક્ત સમુદ્ર (Red sea)ની પાસે એક સ્થાને ઉતરી ત્યાંથી બાવેરૂ જઇશું. પછી ત્યાંથી પાછા ફરતાં પારસ દેશમાં જવાનો વિચાર છે.'

'પરંતુ આ પ્રમાણે તો તમને આવતાં ઘણો સમય લાગશે.'

'હા. કદાચ આવતી વસંત ઋતુ સુધી પાછા ન પણ ફરાય.'

જયદ્રથ સ્હેજ થંભીને બોલ્યો, 'વારૂ હું પણ પિતાજીને પૂછી જોઇશ. આશા છે કે તેઓ ના ન પાડશે.'

૩

નર્મદાનાં નીરમાં કલ્લોલ કરતી અનેક નૌકાઓ ભરૂકચ્છની શોભા વધારતી હતી. નદીના તટ પર ભરૂકચ્છના વાસીઓ પોતાની પ્રવૃત્તિમાં દત્તચિત્ત હતા. વિદેશી તથા ભારતીય વેપારીઓ, નાવિકો, રાજકર્મચારીઓ ઇત્યાદિના ઘોંઘાટથી ભરૂકચ્છનો કિનારો ગાજી રહ્યો હતો. સમય સંધ્યાનો હતો. એક સ્ત્રી એક બાલિકા સાથે નિર્જન સ્થાનમાં બેઠી હતી. તેની આંખો દૂર સુદૂર નર્મદાનાં જળો પર સ્થિર હતી. રાત્રિની કાલિમા દૂરથી આવતી દેખાતી હતી. સ્ત્રીએ યામિનીની નિષ્ઠુરતા જોઇ એક નિશ્વાસ મૂક્યો અને તેની આંખોમાંથી આંસુ નિકળી પડ્યાં.

'મા, શું પિતાજીનું વહાણ આજે પણ ન આવ્યું ?'

'તૃષા, ભગવાન જાણે તારા પિતાજી ક્યારે પાછા ફરશે. રાહ જોતાં તો આજે વર્ષો વિત્યાં.'

'મા તું કહેતી હતી કે પિતાજી તામ્રપર્ણી ગયા છે ખરું ને?'

'હા.'

'પરંતુ, મને તો કાલે એ ત્રણ જણા કહેતા હતા કે તામ્રપર્ણી દ્વીપની અંતરાળમાં ગયેલા કોઈ પણ પાછા નથી આવતા.'

તે સ્ત્રીના અંગો એક અજ્ઞાત ભયથી કંપ્યાં, અને તે બોલી 'એનું કારણ શું છે?'

'ત્યાં અંદર વનોમાં યક્ષોનું રાજ્ય છે અને યક્ષિણીઓ મનુષ્યોને લઈ જઈ તેનું ભક્ષણ કરે છે.'

તે સ્ત્રી ચૂપ ઊભી રહી. થોડીવારે બોલી, 'ના, પુત્રી, એ બધી કપોળ કલ્પના છે. તારા પિતાજી તામ્રપર્ણી અનેકો વાર જઈને સહીસલામત પાછા આવ્યા હતા.'

'મા હવે ઘેર ચાલ. કાલે એક વહાણ તામ્રપર્ણીથી આવવાનું છે એમ નાવિકો કહેતા હતા. પિતાજીની ખબર મળશે.'

માતા અને પુત્રી ઘેર ગયાં.

૪

'ભાગીરથ, પિતાજી કહે છે કે જો આવતી વસંત સુધીમાં તમે અવશ્ય પાછા આવશો તો હું આવી શકીશ.'

'હા. હમે અવશ્ય પાછા આવશું.'

'વારુ, ત્યારે હું પણ તૈયાર થઈ આવી પહોંચીશ.'

જયદ્રથ ઘર તરફ જવા નિકળ્યો. રસ્તે કોઈએ બૂમ મારી.

'જયદ્રથ!'

જયદ્રથ ઊભો રહ્યો. પાછળ ફરી જોયું. 'તૃષા! રેવા ક્યાં?'

'હા. મેં સાંભળ્યું છે કે તું પણ ભાગીરથ સાથે સમુદ્રયાત્રા કરવાનો છે.' તૃષા બોલી.

'તમે ક્યાં જવાના છો?' રેવા બોલી. તેના મુખ પર જીજ્ઞાસાના ચિન્હો હતાં.

'બાવેરૂ, પારસ, કુશસ્થળી.'

'તામ્રપર્ણી નથી જવાના?' રેવાએ પૂછ્યું.

'ના. તામ્રપર્ણી તો વિદૂરથ કાકાનું વહાણ જવાનું છે. તમારે તૃષાના પિતાની ખબર કઢાવવી હોય તો હું તેમને કહીશ.'

'હા. અવશ્ય કહેજે' રેવા બોલી.

'જયદ્રથ, તમે પાછા ક્યારે આવશો?'

'તૃષા, બનતાં સુધી આવતી વસંતઋતુ સુધીમાં આવીશું.'

'તમે મારે માટે શું લાવશો?'

'તું જે માગે તે?'

'વારુ, મારે માટે કંઈ નવીન વસ્તુ લાવજે.'

'ઠીક, લાવીશ.'

૫

વિદૂરથની પાસે આવી જયદ્રથ બોલ્યો, 'કાકા, તમે તામ્રપર્ણી જવાના છો તો એક કામ કરશો ?

'શું છે ?'

'તૃપ્તાના પિતા ધનંજય આજે વર્ષો થયાં પાછા નથી આવ્યા, તેનું શું કારણ છે તે તપાસ કરશો ?'

વિદૂરથ હસ્યો અને બોલ્યો, 'અરે ? એમાં મોટું કામ શું છે ? હું ધારૂ છું તેમ ધનંજય તામ્રપર્ણીથી પણ આગળ સુવર્ણભૂમિ શોધવા ગયો છે. ત્યાર પછી તેની ખબર સંભળાઇ નથી. વારૂ, આ વખતે જરૂર ચાંપતી તપાસ કરીશ.'

'હું હોઉં કે ન હોઉં તમે કૃપા કરીને તૃપ્તાને એ બાબતની ખબર આપશો ?

'અવશ્ય 'તમે ક્યારે જવાના છો ?

'અમાવાસ્યાની રાત્રે.'

૬

અમાવાસ્યાની રાત્રે ભરૂકચ્છથી ભાગીરથ-જયદ્રથની નૌકા ઉપડી. વાયુ અને સમુદ્રની સહાનુભૂતિથી નૌકા ઉલ્કાના વેગથી ચાલી. નાવિકોમાં ઉત્સાહ હતો પરદેશથી લક્ષ્મી ખેંચી લાવવાની ઝંખના હતી. ભાગીરથ અને જયદ્રથના હૃદયોમાં અનેક પ્રકારના તરંગો ઊઠી રહ્યા હતા. જોતજોતામાં ભરૂકચ્છને કાંઠે દેખાતા દીપકો અદૃશ્ય થયા અને ટૂંક સમયમાં નૌકા સમુદ્રમાં દ્રુતગતિથી કુશસ્થળ (દ્વારકા) ને રસ્તે જવા લાગી. કુશસ્થળી પહોંચતા પહેલાં જ એક તોફાને એ નૌકાઓને ઘેરી લીધી.

૭

'મા, આજે વિદૂરથ કાકાનું વહાણ તામ્રપર્ણીથી આવવાનું છે'

'કોણે કહ્યું ?

'પ્રતર્દને કહ્યું છે. તને ખબર હશે કે નૌકાઓના આવવાના સમાચાર એ આગળથી પામે છે.'

'વારૂ, આપણે પણ કિનારે શીઘ્ર જઇએ.'

સાચે વિદૂરથનું વહાણ રાત્રિના સમયે ભરૂકચ્છને કાંઠે આવી પહોંચ્યું. તૃપ્તા તથા રેવા શીઘ્ર પાસે જઇ પહોંચ્યાં. વિદૂરથે તૃપ્તાને જોઈ. તેની આંખમાં આંસુ આવ્યાં. તૃપ્તાએ તે જોયાં. તે સ્તબ્ધ થઇ ગઇ.

'કાકા, પિતાજીની કંઈ ખબર મળી ?'

'તૃપ્તા, તારા પિતાજી જે અવસ્થામાં મળ્યા છે તે જોઇને મારું હૃદય પણ વેદનાથી ચૂર્ણ થઇ ગયું છે.'

'મને શીઘ્ર કહો પિતાજી કુશળપૂર્વક છે કે નહીં ?'

'તૃપ્તા, મારી સાથે આવ' વિદૂરથ બોલ્યો.

તૃમા ચાલી. વહાણની નીચેની ઓરડી પાસે આવી વિદૂરથ બોલ્યો. 'તૃમા, તારા પિતાજી આ ઓરડીમાં છે. પરંતુ તારે અંદર જવું ભયપ્રદ છે. તારા પિતાજી——વિક્ષીપ્ત થઇ ગયા છે અને માનસિક વ્યથાથી બોલતા પણ નથી.'

તૃમાએ બારી પાસે આવી જોયું. એક મનુષ્ય દાઢી તેમજ જટાથી વિકૃત થયેલો ઉત્તેજીત અવસ્થામાં ફરતો હતો. તૃમાને બારી પાસે આવેલી જોઇ, તેણે પ્રથમ ચિત્કાર કીધો, પછી ખડખડાટ હસ્યો અને છેલ્લે રડયો. તૃમા મૂઢ બની ઉભી રહી. તે એકાએક જોરથી બોલી ઊઠયો, 'શું હું જુઠો છું ? બોલ, બોલ, એ મૂર્ખ છોકરી શું હું ગાંડો છું ?——સુવર્ણભૂમિ——શું ખરેખર જગતમાં નથી ?

તૃમા ત્યાં વધારે સમય ઉભી રહી શકી નહીં. વિદૂરથે કહ્યું, 'તૃમા, તારા પિતાજીને હું તારે ઘેર પહોંચાડી દઇશ. પરંતુ તમે એમને સાવધાનીપૂર્વક સાચવજો. એમના લવારા પણ ધ્યાનપૂર્વક સાંભળજો. મને ખાત્રી છે કે જો એમનું મગજ ઠેકાણે આવશે તો કોઇ મહાન શોધનો ઇતિહાસ જડશે.'

ગાંડો જોરથી બોલી ઊઠયો, 'લવારા...........લવારા ! શું હું લવારા કરું છું ? સુવર્ણભૂમિમાં હું જાતે ગયો છું...........જાતે પોતે ! તમે ધારો છો કે હું ગાંડો છું...........હા......હા. હું ગાંડો ! સુવર્ણભૂમિ શોધનાર ગાંડો...........વાહ વાહ !

૮

સુવર્ણભૂમિ (આધુનિક મલયદ્વીપ પુંજ અને જાવા, સુમાત્રા)ની કલ્પના ધનંજયને થવાથી તે તામ્રપર્ણીથી પોતાનાં વહાણો સાથે આગળ ગયો હતો. સુમાત્રા પહોંચ્યા પછી ત્યાંની શોભા અને વાણિજ્ય વસ્તુઓ જોઇ સુવર્ણભૂમિ નામ આપતા અત્યંત આનંદ અનુભવવા લાગ્યો. પરંતુ પાછા ફરતાં એક પ્રબળ તોફાનમાં તેના વહાણો નષ્ટ થઇ ગયાં અને તે પણ મહામુશ્કેલીએ બચ્યો. એક નૌકાએ તેને તામ્રપર્ણીમાં ઊતારી મૂક્યો. તે ભયંકર આફતથી માનસિક શાંતિ ખોઇ બેઠો અને લોકોએ તેનું ગાંડપણને જગજાહેર કીધું. વિદૂરથ એની એ આકાંક્ષા જાણતો હતો અને જ્યારે તામ્રપર્ણીને કિનારે અકસ્માત ધનંજયને જોતાં તેણે તેની પાસે સુવર્ણભૂમિની હકીકત પૂછી પરંતુ ધનંજયની વાતો શૃંખલાબદ્ધ હતી નહીં. નિરૂપાયે તે વિક્ષીપ્ત ધનંજયને લઇને ભરૂકચ્છ પાછો ફર્યો.

ગાંડા ધનંજયે બૂમ પાડી, 'તૃમા ?'

'શું છે પિતાજી ?

'જો સાંભળ, મારી વાતને જગતમાં તું જ સાંભળે છે માટે તને કહું છું. સુવર્ણ ભૂમિમાં સુવર્ણ સહેલાઇથી મળી શકે છે. સુંદર વનો, સુંદર ખાદ્ય પદાર્થો, સુંદર પૃથ્વી બધું ત્યાં છે.'

'ત્યાં કયે રસ્તે જવાય છે ?'

'હા...હા...હા. કયે રસ્તે જવાય છે ? જાણીને શું કરીશ ? કોણ ત્યાં જવાની હિંમત કરવાનું છે ? કેવા જશે ? હા...હા. વિદૂરથ જશે...હા હા'

તૃપ્તા, તારા પિતાજી જે વાત કહે છે તે હું પણ માનું છું. હાય, જો તેઓ એ માર્ગને બતાવી શકે તો કામ કેટલું સરળ થઇ જાય!

'કાકા, એમને એ સવાલ પૂછતાં પૂછતાં તો હું કંટાળી છું.'

'પરંતુ એ જાણ્યા વગર સુવર્ણભૂમિ જવું દુર્ગમ છે.'

'વારૂ હું પુનઃ ચેષ્ટા કરી જોઇશ '

તૃપ્તા ચાલી. રસ્તે જયદ્રથ મળ્યો.

'જયદ્રથ!'

'તૃપ્તા!'

'કયારે આવ્યા ?'

'આજે, શું તને ખબર મળી ન હતી ?'

કંઇક વિચારી તૃપ્તા બોલી, 'હા મળી હતી પરંતુ મારા પિતાજીની સેવામાં હું બધું ભૂલી ગઇ છું.

'શું તારા પિતાજી મળ્યા ?'

'હા, પરંતુ વિક્ષીપ્ત અવસ્થામાં!

'શું કહે છે ?'

'હા, અને ફકત સુવર્ણભૂમિની વાતો કરે છે. વિદુરથ કાકા કહે છે કે સુવર્ણભૂમિમાં પિતાજી અવશ્ય જઇ આવ્યા છે પરંતુ વિક્ષીપ્તતાને લીધે માર્ગ બતાવી શકતા નથી. આજે મારે ગમે તેમ કરી એ પુછવો છે.'

જયદ્રથ બોલ્યો 'તૃપ્તા, હમારી યાત્રા પણ અધુરી રહી, એક જગ્યાએ નૌકા ડૂબી ગઇ અને યાદવોની નૌકાએ હમને બચાવી લીધા.

'જો તૃપ્તા, આ જમીન પર બનાવેલો નકશો જો ?'

તૃપ્તા નકશો જોવા લાગી. જયદ્રથ પણ પાછળ રહ્યો.

ધનંજય ફરી બોલ્યો, 'શું દેખાય છે ? જો...જો, ફરી જો.'

'કંઇ નહીં.'

'જયદ્રથ, તું તો નાવિક છે. તું જો.'

'કાકા' જયદ્રથ બોલ્યો, તામ્રપર્ણીની આગળ મહાસમુદ્રમાં આ દ્વીપપુંજે (આધુનિક અંડામાન નિકોબાર) તમે શાના ચિતર્યા છે. શું એજ સુવર્ણભૂમિ છે ?

ધનંજય હસ્યો અને બોલ્યો, હા...હા એ દ્વીપપુંજે આગળજ મારી નૌકાઓ ડૂબી હતી. સુવર્ણભૂમિ તો ત્યાંથી પણ આગળ છે. હા...હા.

'પરંતુ તમે આટલો બધો સાગર કેવી રીતિ વટાવી આવ્યા ?'

કંઇક ગંભીર થઇ ધનંજય બોલ્યો. 'જયદ્રથ, મારી એક નૌકા બચી ગઇ, એ તોફાનમાં હું ક્યાં ગયો તે મને પોતાને ખબર નથી. જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે એક વેપારીની નૌકામાં હતો. મારી વાતો ગાંડામાં ગણાઇ. કંઇક તેઓની વાત યાદ છે

કે સમુદ્રે મારી નૌકાને તામ્રપર્ણીને કિનારે આવવા પહેલાં ડૂબાડી દીધી. મત્સ્ય પકડનાર એક નૌકાએ મને ઉચકી એક વેપારી નૌકાને સોંપી દીધો.'

જયદ્રથ ચૂપ ઉભો રહ્યો. નકશો બનાવવાની તેની સુચના ધનંજયના મસ્તિષ્ક પર આટલી અસર કરશે એમ તેને ખાત્રી ન હતી તે બોલ્યો, 'કાકા, આપણે પુનઃ સુવર્ણભૂમિ જઇએ તો ?'

ધનંજય ભેદક દૃષ્ટિએ જયદ્રથને જોઇ રહયો. તૃપ્તા ચૂપ ઉભી રહી. એકાએક ધનંજય જોરથી બોલી ઉઠયો, ચાલ હમણાં જ તૈયાર થા !

જયદ્રથ બોલ્યો, ' કાકા, હું વિદુરથ કાકા પાસે જાઉં છું. આપણે અવશ્ય જશું.'

ધનંજય ઉન્મત્તની માફક નાચવા લાગ્યો, 'હા...હા...સુવર્ણભૂમિ ! તૃપ્તા સુવર્ણભૂમિ જવાના ! ચાલ તું પણ ચાલ !

તૃપ્તા પિતાને જોઇ રહી. દ્વાર પાછળ રેવા આ દૃશ્યને જોઇ ભવિષ્યના પ્રશ્ન પર વિચાર કરતી હતી.

૧૨

જયદ્રથ, તમે બધા સુવર્ણભૂમિ જવાના છો એ તો ખરું પણ હું અને મા પણ સાથે આવવા તૈયાર છીએ.'

તૃપ્તા, એ તો કંઇ ખાવાના ખેલ નથી. એ મહા ભયંકર કામને માટે પુરૂષોએ એકલા જ જવું સારૂં !

' અને હમે અહીં બેસીને રોજ નર્મદાના નીર જોઇએ કેમ ખરુંને ? પિતાજીએ તો કહયું છે કે તૃપ્તા તું જરૂર આવજે. મારા વગર તે પણ નહીં જાય. સુવર્ણભૂમિ જો શોધી કાઢશો તો એનું શ્રેય મને છે.'

તૃપ્તા, એમાં મૃત્યુ પણ થઇ શકે છે !

તો શું. ભરૂકચ્છમાં નથી આવવાનું ?

' તૃપ્તા, હું તારી સાથે વાત કરવા અસમર્થ છું.'

' જયદ્રથ, પિતાજીની માનસિક શાંતિ મારા વગર અસંભવ છે. તમારો પિતાજીનો તથા વિદુરથ કાકાની સાથ જ્યાં હોય ત્યાં મૃત્યુ વધારે સુંદર બની શકે છે.'

જયદ્રથની પાસે જવાબ જ ન હતો.

૧૩

વિદુરથ એક ગાંડા માણસની સલાહથી સુવર્ણભૂમિને શોધવા જાય છે જાણી ભરૂકચ્છના કૂપ મંડૂકો ખળભળી ઉઠયા. કેટલાકે ટીકા કીધી. અનેકોએ એ મૂર્ખતાપૂર્ણ કાર્યને પડતું મૂકવાની સલાહ આપી. પરંતુ ભરૂકચ્છનું ગૌરવ વધવાનું હતું. ભારતભૂમિની કીર્તિનો સૂર્ય મધ્યાકાશ તરફ ચઢી રહયો હતો. વિદુરથે એ ટીકાઓની અવગણના કરી અને એક દિવસે અગીઆર વહાણોનો કાફલો ભરૂકચ્છથી સુવર્ણભૂમિ જવા ઉપડયો.

આજે પિતાની રાહ દેખતી પુત્રી અને પતિની રાહ જોતી પત્ની નર્મદાના જળો પર દૃષ્ટિ કરતી ન હતી.

૧૪

ભરૂકચ્છના બંદર પર આજે અપૂર્વ માનવમેદની ભેગી થઇ હતી. વિદૂરથનાં વહાણો સુવર્ણભૂમિ શોધીને પાછાં ફર્યાં હતાં. લોકોના જયનાદે આકાશને પણ કંપાવી દીધું. ભાગીરથ શીઘ્ર વેગે જયદ્રથને મળવા માટે આવ્યો. વિદૂરથે તેને જોઇ મસ્તક નીચું કરી દીધું.

'કાકા, જયદ્રથ ક્યાં છે?'

'જયદ્રથ આવ્યો નથી.'

'કેમ?'

'ભગીરથ, તૃમાનો પિતા ગાંડો ન હતો. સુવર્ણદ્વીપ જતાં જે દ્વીપપુંજો ધનંજયે બતાવ્યા હતા ત્યાં પહોંચ્યા પછી ધનંજયને અત્યંત ઉગ્રરૂપે કાળજ્વર લાગુ પડયો. તાવની ઉગ્રતામા પણ ધનંજય તુતક પર ઉભો રહી હમને માર્ગ બતાવતો હતો.'

'પછી શું થયું?'

'સુવર્ણભૂમિ પર પગ મૂકયા પછી તેની અવસ્થા એકદમ ખરાબ થઇ ગઇ. તૃમા, જયદ્રથ અને રેવાને ઉદ્દેશી તે બોલ્યો, 'તૃમા, તારો પિતા ગાંડો ન હતો તેની ખાત્રી તો તને થઇ હશે. આ ભૂમિને શોધતાં મારો પ્રાણ જાય છે માટે હું તારી પાસે યાચના કરું છું કે આજ ભૂમિને હવે વાસસ્થાન બનાવજે.'

ભાગીરથ ચૂપ સાંભળતો હતો.

'ત્યાર પછી સમુદ્રના તરંગોના પર દ્દષ્ટિ નાંખતો ધનંજય ચૂપ બેસી રહયો. એકાએક ફરી બોલ્યો. 'વિદૂરથ, તું ભરૂકચ્છના અને આપણા નાવિકોને આ સ્થાનની ખબર આપજે આ સ્થાનની સમૃદ્ધિનો ખ્યાલ આપજે. બોલ કરશે?' મેં હા કહી અને ભરૂકચ્છના વીરોને લઇ ત્યાં પાછો જવાનો છું.'

ભાગીરથ બોલ્યો, 'ધનંજય કાકાનું શું થયું?'

'તેમનું મૃત્યુ ત્યાંજ કરૂણાપૂર્ણ રીતે થયું. તૃમા, જયદ્રથ અને બીજા સો માણસો ત્યાં મૂકી આવ્યો છું. ત્યાંની પ્રજા શાંત છે અને આપણી મિત્રતા ઇચ્છે છે. જંગલી અવસ્ય છે પણ માનવતા ભરેલી છે. તૃપ્તા ઇત્યાદિ ત્યાં સુરક્ષિત છે.'

ભાગીરથ વિચાર કરી બોલ્યો, 'કાકા, હું પણ તમારી સાથે આવીશ.'

૧૫

ભરૂકચ્છના બંદર પર આજે ઉત્સાહ હતો અને નરસમુદ્રને જોઇને વિદૂરથ અત્યંત ખૂશ થયો. આજે એકસોને આઠ વહાણોનો જંગી કાફલો સુવર્ણભૂમિ તરફ જઈ રહયો હતો. ભરૂકચ્છ અને સુવર્ણભૂમિના વેપારનું આ પ્રથમ પગલું હતું. સુવર્ણભૂમિનું આકર્ષણ પ્રબળ હતું અને ત્યાંની સમૃદ્ધિની લાલસા લોકોમાં જાગી હતી. ગાંડો ધનંજય ક્રમશઃ પૂજાવા લાગ્યો. આજે તે દિવસો શૂન્યમાં વિલીન થઈ ગયા છે. ફકત કોઇક વખતે 'જાવે જે કો નર ગયો નાવે મંદિર માંય' નો રણકાર અતીતના ઐશ્વર્યનું મનન કરવાને નાગમંડળના નાવિકોને અસફળતાપૂર્વક આવાહન કરતો સંભળાય છે.

---

# રૂપૈયાદેવને નમસ્કાર!



કવિશ્રી ન્હાનાલાલની ક્ષમાયાચના સહિત.

## શિખરિણી વૃત્ત.

પ્રભો અંતર્યામી. જીવન જીવનાં દીનદયાળુ,
પિતા, માતા, બન્ધુ, ભગિનિ, વધૂના હિતકરણા;
પ્રભા, કીર્તિ, કાંતિ, સુખવિભવ શ્રીમંત જનના,
નમું છું, વન્દું છું, રજતમુખ સ્વામી જગતના ।૧

સહુ અદ્‌ભુતોમાં તુજ સ્વરૂપ અદ્‌ભુત નિરખું,
મહાસિદ્ધિ જેવું, ઝગતું શશીને સૂર્ય સરખું;
દિશા ગાઉં જ્યારે, સ્મૃતિ તુજતણી ના વિસરતો,
ખરે સૌમાં તું છે પરપરમ ઉત્કૃષ્ટ ઠરતો ।૨

પ્રભો! તું આદિ છે, તું વિણ સહુ અજ્ઞાડી હું ગણું,
તું દષ્ટિ ઠારે છે, સુજનમનયે મુખ્ય તું ગણું;
અમારા ધર્મોને સહુ કરમનો પ્રાણ તું જ છે,
અપાપી પાપીનું યમસદન નિર્વાણ તું જ છે ।૩

પિતા તું એકકી જડભરતને બુદ્ધિમયતો,
ગુરુ ના, શંભુ છે જનકુળતણો નિંદ્ય તું ઘણો;
ત્રણે લોકે દેવાં બહુ બહુ કરી જન્મ પીનવ્યો,
વિભુરાયા, તુંથી અધિક હજી ના કોઈય જીવ્યો ।૪

વસે તિજોરીમાં, અમ કરતલે ક્યાં તું વસતો?
તું આઘેમાં આઘે, મુજ સમિપથી દૂર ખસતો;
નમું જોડા કાઢી ત્રણવીસ અને સાત વખતે,
કરું આરતી, દેવા! મુજ ભગતમાં ચાંપું મળતે ।૫

ગરીબાઇમાંથી સઘન દ્રવ્યાપે તું લઈ જા,
પડ્યો ભોંયે ત્યાંથી નૃપતિ ભવનોમાં તું લઈ જા;
તૃષા ક્ષુધામાંથી અમીમય શીખંડે તું લઈ જા,
તું હિણો હું છું તો તુજ સ્પરશનાં દાન દઈ જા ।૬

પિતા! પેલો આઘે ચકર ફરતો નાગ હિસતો,
મદારી પેલો જો, નિજ મુરલીથી દ્રવ્ય ભરતો;
અહો એવી રીતે વિનતિ સુણ મારી જીગરની,
મદારી થાઉં હું, મુજ અરજ તું ઉર ધરતી ।૭

થતું સૌ માયાથી, અદય દુઃખ ઘાણી તું પીલતો,
પ્રભો ઈંદ્રિયોથી અતિવ કરું, તું ના જ રીઝતો;
અભાવે બુદ્ધિથી શુભ અશુભ સૌ કાંઈક કરું,
દયા દષ્ટે જોને, તુજ મુદ્રિકારે શિર ધરૂ ।૮

નથી બ્રહ્મા, વિષ્ણુ, વળી શિવતણું કામ મુજને,
તું જો પાસે હો તો હું પ્રણમું અવિરામ તુજને;
તું છે સર્વવ્યાપી, ચરઅચરનું શ્રેય તુજ છે,
મહાબુદ્ધિદાતા, છળકપટનું ધ્યેય તું જ છે ।૯

વસે જ્યાં એરિકમો, વળી હબસી જ્યાં શ્યામ વસના,
યુરોપી જે ગોરા ચૂસણ નીતિએ રૂહેજ હસતા;
બધાને તું વ્હાલો, સકળ જગ સ્તુતિ તુજ વદે,
રૂપ.ળા રૂપૈયા! તુજ શરણ શોધું પ્રતિપદે ।૧૦

J. M. D.

# વઢિયારી વહુ

[લોકગીતોના કોપી ગબ્બટ સંબંધમાં 'અદાલતે જતાં' શ્રી. ઝવેરચંદ મેઘાણીને હમણાં ઠીક ઠીક તડાકો પડ્યો છે; તે ઉપરથી કોઈ જૂનાં લોકગીતને નવું કલેવર આપતા ત્હેનો બ્હોળો પ્રચાર ભવિષ્યમાં થાય તો મ્હને પણ કોઈ કોપી ગર્બ્ટ ન્યાયની દેવડીએ જઈ સાબિત કરવાની તક મળે એવો લોભ લાગ્યો છે. આ જાતના પ્રયત્નો અગાઉ થયા છે ખરા, પણ મ્હારો પ્રયત્ન એ બધાથી કેવો નિરાળો છે એ આ વાંચતા જણાશે: 'રઢિયાળી રાત'ના બીજા ખંડમા 'વઢીઆરી સાસુ'ના શિર્ષકથી એક લોકગીત સંગ્રહાએલું છે એ ઉપરથી આનો ઉદ્ધાર કર્યો છે એટલું અહીં સ્પષ્ટ કરવું ઉચિત માનું છું; બાકીના ભાષા ભાવ અને શબ્દ સંકલના જેમ જાય તેમ જવા દીધા છે] લેખક.

દાદા તે દીકરી વઢિયારની નવ લેગો જો,
વઢિયારી વહુવારુ દાદા વઢકણી;
દી'એ દબાવે મ્હને, ગતડિયે રોવરાવેજો,
પાછલે ને પ્હરોઢિયે પોતે પાણી પાડતી;

x x x

ઉડતા પંખી, મ્હારી મિસિસ ગઇ ન્હૈયરિયે જો,
એને જઈ સમજાવી વે'લેરી વાળજે;
પાણી આવે ન નળે, સિંચણિયું નકકામું જો,
ઉગીને આથમતાયે ગોળે ગંગા રહી.
ચૂનો પેરે ન મ્હારો, પ્રાઇમસ પણ પંપ વ્હોણો જો,
ધૂણીની ધમનારી, વ્હાલી કયારે આવશે!
હાથે ફાવે ન મ્હને, લૉજે મ્હું લાઘણિયો જો,
રંગમ્હૉ'લમા રંધનારી, રાણી કયારે આવશે!

x x x

ઉડતા પંખી, મ્હારો સંદેશો લઇ જાજે જો,
"મ્હારી સેલીને જઈ કે'જે કે મજનું કૂવે પડે;"
"કૂવે પડો તો વ્હાલા! છલછલ પાણીએ ન્હાજો જો,
આતમને સોમવારે સ્વારી મ્હારી આવશે;"

x x x

સ્વારી આવીને વ્હાયે દંડૂકો કર લીધો જો,
જાગીને જોયું ત્યાં પથારી માંહી પડ્યો.

ગજાનન વિ. જોશી

# પં. જવાહરલાલ નહેરુ

—શ્રી. શારદાપ્રસાદ વર્મા.

ઘરમાં એક નવું બાળક આવશે એ વિચારે એ ખૂબ ઉત્સાહમાં આવી ગયો હતો. એના આનંદનો પાર ન હતો. બીજા સૌને ભાઈ-બેનો અને એને એક પણ નહિ? પણ હવે તો ઘરમાં નાનકડું ભાંડુ આવશે; હવે રમવાની, લડવાની ને ભાગ પાડવાની મજા આવશે એ વાતથી એનો હરખ માતો ન હતો. એ નાચતો, કૂદતો ને વારંવાર પૂછતો, "બેન આવશે કે ભાઈ?"

એમ એ ભાઈ કે બેનની રાહ જોતો હતો, એટલામાં દાક્તર વધાઈ લઈ આવ્યો ને મજાકમાં કહ્યું, "તું તો ખરો નસીબદાર! બેન આવી છે, ભાઈ નથી તે ઈશ્વરનો પાડ! નહિ તો ભાઈ આવત ને તારી સાથે ભાગ પડાવત."

આ સાંભળી એ બાળકને બહુ માઠું લાગ્યું. બેન આવી હતી એથી નહિ, પણ કોઈ ભાંડુ પેદા થાય એથી હું દુઃખી થાઉં એવો હલકો વિચાર કેમ કોઈને આવી શકે? એ વાતથી એને ખૂબ દુઃખ થયું—એને મન ભાઈબેન સરખાં જ હતાં. બેન આવ્યાથી પણ એને તો હરખ જ થયો હતો.

એ એકલવાયો હતો. એને કોઈ સાથી ન હતો. એને નિશાળમાં મૂકવામાં આવ્યો ન હતો કે શાળામાં એ કોઈની દોસ્તી કરે. તેને બદલે એક પંડિત અને એક અંગ્રેજ શિક્ષક એને ભણાવતા. આ અંગ્રેજ શિક્ષકે એને વાચનનો રસ લગાડ્યો. ને એણે એટલું તો વાંચ્યું કે ન પૂછો વાત. એ દસ વર્ષના બાળકે વાંચેલી થોડીક ચોપડીનાં નામો માત્ર આપણે વાંચીએ તોયે આશ્ચર્ય પામીએ. વળી એણે જુદા જુદા વિષયો પર વાંચ્યું. વાર્તાને નવલકથા તો ખરી જ પણ તે ઉપરાંત કવિતા, વિજ્ઞાન, ધર્મ-શાસ્ત્ર વગેરે. વળી વિજ્ઞાનના પ્રયોગો પણ એ કરવા લાગ્યો.

પછી એના પિતાએ એને વિલાયતમાં ભણાવવાનો વિચાર કર્યો ને એને વિલાયત મૂકવા ગયા. ત્યાં એક સારી શાળામાં એને દાખલ કર્યો ને એણે અભ્યાસ શરૂ કર્યો પછી જ તેઓ પાછા ફર્યા.

એ એવો લાડીલો, એના માબાપનો એકનો એક પુત્ર હતો. એ અગિયાર વર્ષનો થયો ત્યાંસુધી ઘરમાં બીજું બાળક હતું નહિ. 'સુખી- ઘરમાં એકનો એક દીકરો મોઢે ચઢાવેલો જ હોય'—ને એ એટલો લાડકવાયો હતો કે એના જન્મદિને એની તુલા થતી. એ વિષે એ લખે છે: "......બધા ઉત્સવો કરતાં મને જેમાં વધુ રસ પડતો એવો તો વરસનો એક દિવસ હતો—જેમાં મારે જ મુખ્ય ભાગ ભજવવાનો રહેતો. એ મારી જન્મગાંઠ. તે દિવસે મારા જેટલું કામ કોઈને નહિ! સવારે વહેલો એક મોટા ત્રાજવામાં મને તોલવામાં આવે—એક ત્રાજવે ઘઉં અને બીજી ચીજો અને બીજે ત્રાજવે હું. ઘઉં

અને બીજી ચીજો ગરીબોને વહેંચ્યા પછી નવાં નવાં કપડાંમાં શણગારાઈને મારે વડીલો
પગે ભેટ લેવાની હોય. આજના તો જન્મ મીજમાની અપાય છે તો જાણે તે દિવસનો
રાજા. મને દુ:ખ ખાસ એ વાતનું હતું કે જન્મગાંઠ માત્ર વરસને એકાદ વખતે જ
આવતી, ને તો જન્મદિવસો વારંવાર ઊજવવામાં આવે એ માટે એક ચળવળ ઉઠાવવાનું
પણ કહેલું હતું. એ વખતે મને થોડી જ કલ્પના હતી કે એક દિવસ એવો આવશે
જ્યારે જન્મદિવસ એ જિંદગીમાંથી ઓછાં થયેલાં વરસોની દુ:ખદ સ્મૃતિરૂપ લાગશે.'

તે દિવસે સાંજે સભા ગોઠવવામાં આવી હતી. દૂરદૂરથી લોક એમનાં દર્શન કરવાને
અને એમને સાંભળવાને આવ્યા હતા. પણ કુદરતને જાણે કમોદી કરવી હોય એમ વાદળાં
પર વાદળાં ચડી આવ્યાં. મુશળધાર વરસાદ વરસ્યો. સભા ભરનાર મૂંઝાયા: શું કરવું
તે વિચારવા લાગ્યા. ગગન સુધી ભરવના લાડીના જવાહર આવ્યા પણ આવા વરસાદમાં
સભા શી રીતે ભરી શકાય? વળી એમને શરદી થયેલી એટલે એમને આવા ભેજમાં કેમ
લઈ જવાય? સભા ભરનાર, સ્થાનિક નેતા સભા બંધ રાખવાનું નક્કી કરતા હતા.
એવામાં બીજો કાર્યક્રમ પૂરો કરી એ આવી પહોંચ્યા. સભા ભરનારાઓએ કહ્યું, "આવા
વરસાદમાં સભા શી રીતે થઈ શકશે? સભા માટે વાળીએ. એ સંદેશો અમે
મોકલીએ છીએ."

"અચ્છા ત્યારે તો હું જ એ સંદેશો સભાસ્થાને જઈને કહીશ." સભા ભરનાર
આશ્ચર્યમૂઢ થઈ જોઈ રહ્યા ને કેઈ જવાબ આપે તે પહેલાં તો જવાહરલાલ જાણે
વીજળીની જેમ ઊપડ્યા ને પહોંચ્યા સભાસ્થાને.

સભાસ્થાનના દીવા પણ પવન અને વરસાદના સપાટામાં હોલવાઈ ગયા હતા.
ધોધમાર વરસાદમાં જવાહરની વાટ જોઈ, દીવા હોલવાઈ જતાં, અંધારામાં નિરાશ થઈ,
હજારો માણસો ચાલ્યા જતાં હતાં. એટલામાં વ્યાસપીઠ આગળ એક હાથબત્તી ઝબકી.
કોઈએ જવાહરનો જયનાદ કર્યો. પાછા ફરતા લોક આશ્ચર્યચકિત થઈ જોવા લાગ્યા. વ્યાસપીઠ
પરથી એ હાથબત્તીનું અજવાળું દેખાયું. જવાહરને સ્વર સંભળાયો. સરી જતા એમ
હજારો લોકો કાદવના સમુદ્રમાં બેસી ગયા ને એમનાં વચનામૃત ઝીલ્યાં.

લોકોને નવો ઉત્સાહ આવ્યો. નવી પ્રેરણા મળી.

મુકામે પાછા જોઈ એકેના લોક આશ્ચર્ય પામ્યા. એ સૌએ ધાર્યું હતું કે જગ બહાર
મરી શૂન્ય સભાસ્થાન જોઈ એ હમણાં પાછા ફરશે.

તેને બદલે? —

— તેને બદલે સભા ભરનારાઓને લાગ્યું હશે કે એક અમેલી તક ખેઈ!

એમણે વિલાયતની વિદ્યાપીઠોમાં શિક્ષણ લીધું ને એ બેરિસ્ટર થયા. એમના પિતા
મોતીલાલ નહેરુ અલહાબાદમાં વકીલાત કરતા ને કોઈ રાજા મહારાજાની જેમ રહેતા.
તેમણે પોતાનો મહેલ દેશસેવા માટે આપી દીધો હતો.

ને એમણે તો થોડા વખતમાં જ બેરિસ્ટરી છોડી, દેશની જુદી જુદી રીતે સેવા કરવા માંડી: બસ, દેશની આઝાદી, જન્મભૂમિની સ્વતંત્રતા, ખેડૂતો, કામદારો, ગરીબોની ઉન્નતી માટે બધો સમય આપવા લાગ્યા. ત્રણ ત્રણ વખત મહાસભાના પ્રમુખ ચૂંટાયા. એ ઉપરાંત અનેક મહત્ત્વની સભાઓને પરિષદના પ્રમુખ તો ખરા જ. વળી વર્ષો સુધી અલ્હાબાદ મ્યુનિસિપાલિટીના એ પ્રમુખ હતા. અને રાષ્ટ્રીય કાર્યની જેમ મ્યુનિસિપાલિટીમાં પણ એમણે એટલું જ મહત્ત્વનું કાર્ય કર્યું. શહેરી દાદાઓને એમનું કાર્ય અભ્યાસ કરવા યોગ્ય છે.

એમણે અનેકવાર જેલ ભોગવી છે. સાત સાત વાર સજા થઈ. પણ જેલમાં ગયા તો ત્યાં બેઠા બેઠા પોતાની પુત્રીને પત્રો લખ્યા. ને તે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયા. વળી બીજાં બે ત્રણ સુંદર પુસ્તક તૈયાર કર્યાં. એકમાં તો આખી દુનિયાના ઇતિહાસની વાતો કરી છે. Glimpses of the World History–જગતના ઇતિહાસનો આ મહાન ગ્રંથ સૌએ વાંચવા જેવો છે. એમાં ઇતિહાસકારની તટસ્થતા ભલે ન હોય, એમાં પ્રચારક કે રાષ્ટ્રિય નેતાને સ્વાભાવિક એવા કથનો નથી એમ નથી છતાં ગ્રંથ છે. વેલ્સના Outlines of the World History કરતાં આ ગ્રંથની એક વિશિષ્ટતા છે અને તે એની રાષ્ટ્રિય દૃષ્ટિ. હિંદુસ્થાનનું અને પૌર્વાત્ય દેશોનું, તેના ઇતિહાસનું, સંસ્કૃતિનું આવા ગ્રંથમાં થઇ શકે એટલું વિશદ્ આલેખન.

અને એમની 'મારી જીવનકથા' નામે લખેલી આત્મકથા તો અનેક રીતે મહત્ત્વનો ગ્રંથ છે. એની અંદર કરેલા નિડર વિધાનો, મ. ગાંધીજીથી માંડીને મુંબઇના બધી પાર્ટીમાં દેખા દેતા નેતા સુધી. એ સૌ પરની ટીકાઓ, છેલ્લા થોડા વર્ષોનો રાષ્ટ્રિય ઇતિહાસ–એના ભરતી ઓટ, એની ધડનર કથા અને કાશ્મીરના પ્રવાસ સમા રોમાંચક પ્રસંગો–સાહિત્યની દૃષ્ટિએ પણ એટલા 'રસવત્તા' ભર્યા. અને એ સાથે સંકળાયલો પેલો જાણીતો પ્રસંગ. પ્રસિદ્ધ– જોઇએ તે કાઢી નાંખો–રદ કરી શકો.

કર્તા પ્રકાશન કંપનીએ એની અનેક આવૃત્તિઓ પ્રસિદ્ધ કરી. ને એમને ચૂકવવાના 'રોયલ્ટી' માંથી વીશ હજાર આપ્યા. એટલાાં દેવાળું કાઢયું. આ સમાચાર એમને મળ્યા. આ સમાચાર એટલે એમને એંશી હજારની ખોટ! પણ એથી ન એમના રાષ્ટ્રપતિ તરીકેના કાર્યક્રમમાં જરાય ફેર પડયો કે ન એમનો ઉત્સાહ ઓસર્યો

[ પ્રકટનાર : ફોરમ લહરી ૧૨ મીમાંથી ]
થોડા સુધારા વધારા સાથે.

# અનિષ્ટ વર્તુલ

— શ્રી. પ્રફુલ્લચંદ્ર શાહ.

ભીમભાઈના પુત્ર છગલલાલને સાસરેથી એકસો પાંચ રૂપિયા, અને સોનાનું ઘડિયાળ વદામાં મળ્યા હતાં અને તે વિષે ભીમભાઇને સંતોષ હતો. છતાં ભીમભાઈને ગામ પાદરેથી ગાડીમાં બેસી પરગામ જતાં વેવાઇ મકનજીનો અચાનક ભેટો થયો, ત્યારે સમય સાધી વદા વિષે અસંતોષની લાગણી પ્રદર્શિત કરી. નિયમ પ્રમાણે સામાન્ય ખબરની આપલે થયા પછી મકનજીએ કહ્યું.

" છગન નાયકને થોડા દિવસ રહેવા મોકલોને ?"

" છગન તો તમારા પર જરા રીસમાં જણાય છે. "

" કેમ ?"

" તમારો જમાઇ. તમે જાણો. કંઇ વદાબદા ઓછી પડી હશે ! "

" મેં તો ફૂલ નહિ તો ફૂલની પાંખડી — મારી યથાશક્તિ — " મકનજીએ નરમાશથી કહ્યું.

" તમે પણ જબરા. મારવાડીની પડોશમાં રહો એટલે કંઈક અસર તો આવેજને ? ગાય કંઇ નહિ તો ઊંચું ડોકું કરતાં શીખેને ? હવે તમે પણ કેસરી તિલક કરો કે લોકો તમારાથી છેતરાઇ નહિ" ભીમભાઇએ તીવ્ર કટાક્ષ કર્યું.

ઉગ્ર સ્વભાવના મકનજીને આ વસમું લાગ્યું. ક્રોધાવેશમાં "ચાલો, તમને ઠીક લાગ્યું તે ખરૂં" કરી બળદને ડચકારી ગાલ્લી હાંકી મૂકી.

૨

જરા દોર ખેંચી રાખી બળદને શધાર કદાવતા રણકાના અવાજ સાથે મકનજી આગળ વધ્યા. ત્યાં રસ્તામાં કોઇ દુબળો બળદને ધીમે ધીમે હાંકતો મોટું ગાડું લઇને જતો હતો. ગરેડમાંથી એકદમ ગાડું બહાર કાઢી મકનજીની સવારીને તેણે માર્ગ ન આપ્યો, તેથી ક્રોધથી ક્યારનાંય ઉત્તેજિત્ત થયેલા મકનજી ભભૂકયા.

" એ-ઈ ખચ્ચર ! અને ખચ્ચરના હાંકનાર ! દેખાતું છે કે આંધળો છે ? "

" બહુ ઉતાવળ હોય તો જરા ગાડી કાઢીને આગળ જાઓ. "

મકનજીએ દુબળાને કૈંકે ' સરસ્વતી ' ભણી દાબ ધમકી કરી ગાડું બહાર કઢાવ્યું. દુબળો છેડાયો. તેને પણ ગાલિપ્રદાન કરવા ઇચ્છા થઇ. પણ એવી અણછાજતિ વૃત્તિને અંકુશમાં રાખી ગુસ્સે ભરાયેલાએ ગાડું બહાર કાઢયું.

૩

મનમાં ને મનમાં મકનજીને શાપ દેતો દુબળો ગાડું લઇ ગામના લુહારને ત્યાં આવ્યો. લુહાર ખુશમિજાજમાં કામ કરતો હતો ત્યાં દુબળાએ જરા દમમાં ને દમમાં જ તેને કહ્યું.

"અમારી કુહાડીમાં ખરૂં પૂંયું કે ?" એ દુબળો કંઇ સામન્ય દુબળો ન હતો. પટેલનો દુબળો ! પટેલની માફક કારીગરોને તે અમુક અંશે શા માટે ધમકાવી ન શકે ?

"કાલે સવારે આવીને લઇ જજે. હમણાં રતનજી કાકાના ઔજારો ટીપેરી આપવાનાં છે." લુહારે કહ્યું.

"આંવત લે છે કે કંઇ મફત કામ કરે છે? અમે શું નવરા કે તારે ત્યાં આંટા માર્યા કરીયે? મને પટેલને કહેવાદે."

દુબળાને આમ બોલતો જોઇ લુહારે તપીને જવાબ આપ્યો.

"જા, જા, મોટો આવતવાળો, તારે રસ્તે પડ. જોઇએ તો પટેલને કહે, અગર તો તેના કરતાં કોઇ મોટાને જઇને કહે."

એમ ખખડાવી લુહારે દુબળાને કાઢ્યો, પણ તેનો ખુશમિજાજ અદશ્ય થઈ ગયો.

૪

દુબળા ને પટેલ બન્નેનું બુરું ઇચ્છતો લુહાર કામ કરતો હતો ત્યાં તેનો ઇષ્ટ મિત્ર પડોશી સુથાર આવ્યો.

"મને મારા દશ રૂપિયા આજે આપશે ? મારે આજ જરૂર છે."

"તું જ મોટો શાહુકાર ? આ દશ રૂપિયા આપેલા તેની ઘડી ઘડી ઉઘરાણી ? તેંજ રૂપિયા જોયેલા અને બીજાએ નહિ ?"

"અરે, પણ આજે મારે બજારમાંથી નવો વાંસલો લાવવો છે."

"તું આ દશ રૂપિયા વગર જ બેસી રહેલો કેમ ? જા, તારા રૂપિયા નથી આપતો તારાથી થાય તે કર. કેસ માંડી લે.

૫

પોતાના પ્રિય મિત્રને આવી રીતે બોલતો જોઇ સુથારને બહુ માઠું લાગ્યું. તે ગુસ્સે ભરાયો, પણ કંઇ બોલ્યો નહિ અને ચુપચુપ પોતાની ઓસરીમાં જઇ બેઠો.

ત્યાં પેમલો ઢેડો આવ્યો. પેમલો સુથારને ત્યાં અવરનવર આવતો, તેનું કંઇ કામ કરતો અને સુથારની પણ પેમલા પ્રત્યે સારી લાગણી હતી. પેમલાને પોતાનાં ઘરમાંથી અથાણાં, પાપડ વગેરે અપાવતો એટલું જ નહિ, પણ બીડ અગવડે પૈસાની પણ મદદ કરતો.

પેમલાએ સુથારને કહ્યું. "ગોવન કાકા, બે બીડી તંબાકુ આપોને ?"

સુથારે ગુંગળાવી રાખેલો ક્રોધનો ઉભરો પેમલા પર ઠાલવ્યો. પેમલાની નિરૂપયોગિતા, તેનો લોભી સ્વભાવ, જાત વગેરે કંઈ કંઇ સુથારે સાંભર્યાં.

. . ઢીલે મુખે પેમલો રસ્તે પડ્યો.

૬

હમેંશ માયા રાખતા ગોવન કાકાએ આવી વર્તણુક કેમ ચલાવી તેની પેમલાને કંઇ સમજણ ન પડી. તેણે બહુ વિચારી જોયું, પણ એ ગુંચવણ ન ઉકેલી શક્યો. સુથારના શબ્દો તેને સે સરા ઉતર્યા, અને તે રીસે ભરાયેલો ગામમાં દાતણ વહેંચવા નીકળ્યો

કોઈ વાશી રોટલો આપે તો ઘૂંકતો એ કરતાં વધારે દાતણની મેંદી ગણિ ગો ફેરનો, દાતણ આપનો પેમનો બીમભાઈના ઘરે આવ્યો

બીમભાઈના વહુએ પૂછ્યું

"પેમના તું ગન્મેન કેમ ન લાવ્યો? મેં તને કાલે નહિ કહ્યું?"

એક અથાણું અગર બે પાપડની આશાએ ગામના સર્વ લોકનું કામ કરતો પેમલો આજે મન વિના અસ્વસ્થ હતો

"બા આજે મને બહુ કામ હતું"

"તું બહુ કામગરો લોકના કામ કરતો પરવારે તો અમારું કામ કરવા ફુરસદ મળેને?"

– "હા, હમણાં મને ફુરસદ છે, બીમા કાકાને કહોને શહેરમાંથી કીમન લઈ મગાવો હું હમણાં જ ખેતરોમાં જઈ તમને ગન્મેલ લાવી આપું

"તને બહુ બોલતાં આવડે—બે પગમાં ટેકો જા મોનાજીને ત્યાં જઈ કામ કર તે લોકો તારું પૂરું કરે કેમ?"

"હા, અમને ફાવે ત્યાં કામ કરીએ હું કોઈનો ગુલામ છું? ખાવા તો ભગવાન સૌને આપે' વગેરે કહી પેમલ ગરતો માપ્યો

૭

ઈશ્વર દેસાઈને આથી બહુ ખોટું લાગ્યું એ સલામો દેતો હવે નેમ બોલે મોનાજીને ત્યાંના જે કહે તે કામ કરવામાં તત્પરતા બતાવે, અને એવા કામમાં દીનતા? [illegible] જાણતા હતા કે પેમલો તેનો કઈ નેહ ન હતો, છતાં તેની આજની બોલવાથી ગીત-ભાનથી તદ્દન નારાજ થયા

બીમભાઈ ફરીને ઘેર આવ્યા રોજ મુજબ જ પડસાળમાં જોડા કાઢ્યા ત્યાં તો ઈશ્વર દેસાઈએ આવી બીમભાઈને સારી પેઠે ઝટક્યા "આ કાન્તવાળા જોયા પેમા? તમને તે કશું શીનભાન કે આવડત? ગણી તમારી ગરી ટેવ? આખો દિવસ ભટક ભટક કરી આવવું? છે ઘરની કંઈ ચિન્તા?" વગેરે કહી જૂના બહુના ભાર ભરી નવા ઉત્પન્ન કરી બીમભાઈનો ઉધડો લઈ નાખ્યો

બીમભાઈ જાણતા હતા કે ઈશ્વરને સામે જવાબ આપવાના કઈ શોભા રહે નહિ. વળી તેમને ખાત્રી હતી કે ઈશ્વરનો આજનો ક્રોધ તેમની કોઈ ભૂલને આભારી નથી તે સમજી ગયા કે ઈશ્વર કોઈન પરની રીસ તેમના પર ઉતારે છે *

* સુચિત

# વિદેશમાં વન્દેમાતરમ્

[ એક પ્રવાસી બંગાળીના લેખ ઉપરથી ]

શ્રી. તીર્થયાત્રી

વન્દેમાતરમ્ સામે વિરોધનો વંટોળ જગાડનારાઓને ખબર નથી કે વિદેશમાં એનું કેટલું મહત્ત્વ છે.

એક દિવસ તહેરાનના રાજમાર્ગ ઉપર સરઘસ નીકળ્યું હતું. ઇરાન દેશની રાષ્ટ્રિય ઘોષણાઓથી આખી શેરી ગાજી રહી હતી. અચાનક એ બધી ઘોષણાઓ થંભી ગઇ. બાજુ પરના મકાનના ચોથે માળના ઝરૂખામાંથી કોઇ 'વન્દેમાતરમ્' 'વન્દેમાતરમ્' પોકારી ઉઠ્યું વિદેશી ભાષાના એ શબ્દો ઇરાનીઓ અચરજ પામી સાંભળી રહ્યા. એ પોકાર કરનાર હતો લખનૌનો એક પાક મુસલમાન. ઇરાનનું રાષ્ટ્રિય સરઘસ જોઇ એને માદરેવતન હિંદુસ્તાન યાદ આવ્યું. અને એ યાદનું પ્રતિક બન્યું ઉલટભેર બોલી દેવાએલું 'વન્દેમાતરમ્.'

અસરા બગદાદમાં 'આરબોના માટે અરબસ્તાન'ની ઝુંબેશ ચાલી. ત્યારે ઘણાય હિંદી વેપારીઓને પેઢીધર પેઢીનો વેપાર છોડી દેવો પડ્યો હતો. એ વેપારીઓમાં શીખો હતા. હિંદુઓ હતા, વ્હોરાઓ હતા ને ગોવાનીઝ હતા. પરદેશીઓના બહિષ્કારમાંથી એમાંથી કોઇપણ બચ્યું નહિ. કારણ તેઓ આરબ ન હતા પણ હિંદીઓ હતા. પારકી પ્રજાની લપડાકે તેમની હિંદીપણાની અસ્મિતા જાગૃત થઇ. અને એ અસ્મિતાનું પ્રકાશક હતું 'વન્દેમાતરમ્.' શેરીમાં મળે કે છૂટા પડે ત્યારે તેઓ 'વન્દેમાતરમ્' કહી હાથ જોડતા. તેઓ રામરામ અને સલામઆલેકમ ભૂલી ગયા, કારણ તેઓ પોતે હિંદુ છે, ઇસ્લામી છે એ હકીકત ભૂલીને શીખ્યા હતા તેઓ હિંદી છે, ભારતવાસી છે. મક્કા અને મદીનાની રેલગાડીઓમાં હિંદી હાજીઓ પાસે હિંદી ફકીરોને 'વન્દેમાતરમ્' બોલી ભિક્ષા માગતા નિહાળીએ, ત્યારે કોને ખાતરી નહિ થાય કે વન્દેમાતરમ્ એટલે હિંદ, વન્દેમાતરમ્ એટલે હિંદીપણું, વન્દેમાતરમ્ એટલે પારકી ભૂમિમાં માડી-જાયાઓને જોતાં ઉલટતો અન્તરનો ઉમળકો.

તુર્કસ્તાનના આદાના નામક શહેરની વાત છે. તમે માનશો ? ત્યાંની હિંદી ઇસ્લામીઓની મસ્જિદની ભીંત ઉપર તુર્કી લીપિમાં મોટા મોટા અક્ષરે 'વન્દેમાતરમ્' લખવામાં આવ્યું છે. એ શહેરમાં આરબો અને તુર્કીઓ વચ્ચે મેળ નથી. આરબો ભણી દરેક તુર્ક કરડી નજરે જૂએ છે. એ કરડી નજરમાંથી હિંદીઓને બચાવી લે છે તે વન્દેમાતરમ્. હિંદીઓ સામસામી મળતાં આરબો પેઠે સલામઆલેકમ નથી કહેતા પણ કહે છે 'વન્દેમાતરમ્.'

પરદેશમાં અંગ્રેજો ખાણીપીણી પછી ગાશે "ગૉડ સેવ ધ કિન્ગ" અને જર્મન પ્રજા ગાશે "ડાઉટસલાન્ડ ઉબર આલ્લેસ" (જર્મન રાષ્ટ્ર સર્વોપરી છે,) પણ

હિંદીઓ? ઇસ્તાંબુલના હિંદીઓ જ્યારે દર રવિવારે ભેગા મળે છે ત્યારે જાતિય પતાકા સામે ઉઘાડા માથે ઉભા રહી તેઓ 'વન્દેમાતરમ્' પોકારે છે. એ પોકાર સાંભળી તુર્ક નરનારીઓ ટોળે મળે છે. એમને જોઈ બિસ્કિટ ખાતાં ખાતાં દરેક હિંદી 'વન્દેમાતરમ્ વન્દેમાતરમ્'ના પોકાર કર્યે જાય છે, જાણે તુર્કી પ્રજાને તેઓ સંભળાવવા માગે છે કે તેમને પણ એક પોતાનો દેશ છે અને એ દેશનો પ્રાણધ્વનિ 'વન્દેમાતરમ્' છે.

વિયેનામાં એક સભા છે. એક હિંદી પ્રવાસી સર્વ દેશીય શ્રોતાઓ આગળ ભાષણ આપે છે. ભાષણ પુરું થયું. અંગ્રેજીભાષી પ્રજા બોલી ઉઠે છે 'હુરરે હુરરે' હિંદીઓ તેમાં સુર પુરે છે 'વન્દેમાતરમ્' 'વન્દેમાતરમ્' 'વન્દેમાતરમ્' ના હોત તો સભ્ય હિંદના સભ્ય પુત્રો પણ અસભ્ય કહેવાત વન્દેમાતરમ્ હિંદની સભ્યતાનું સૂચક છે.

લંડનના કેનીંગ ટાઉનમાં એકવાર હિંદી અને અંગ્રેજ ખલાસીઓ વચ્ચે મારામારી થઇ હતી, બંગાળના મુસલમાન ખલાસીઓ 'વન્દેમાતરમ્'નો રણનાદ ગજવી મરણિયાઓ પેઠે ધસી ગયા ત્યારે અંગ્રેજોને પોતાના જ દેશમાં ભોંય ભારે પડી હતી. 'વન્દેમાતરમ્' હિંદ પ્રજાનો લડાઈ મંત્ર છે. 'વન્દેમાતરમ્'ના ઉચ્ચારે કાયરોના દિલમાં પણ કેસરિયાંનું શૂરાતન પ્રવેશે છે.

પૂર્વના આનંત શહેરમાં જુની ગદર પાર્ટીને સભ્ય હતો એવો એક વૃદ્ધ મુસલમાન મી: અલ્લાદિત્ય રહે છે. ચીનાઓના સરઘસ પૂઠે તે 'વન્દેમાતરમ્' પોકાર્યા કરે છે (હિંદ આવવાને તેના પર બંધી છે) દેશમાં આવવાની તેને ખૂબ ઇચ્છા થાય છે. પણ અફસોસ. એ અતૃપ્ત કામના તે 'વન્દેમાતરમ્'ની ઘોષણાથી તૃપ્ત કરે છે. 'વન્દેમાતરમ્' શબ્દમાં તે જનની જન્મભૂમિનાં દર્શન કરે છે. આનંતથી ટીનમીન સુધીમાં આવા સંખ્યાબંધ દેશનિકાલ રહેલા દેશબંધુઓ રમે છે. પોતાની અસહાયતા જ્યારે તેમને પાગલ કરી મૂકે છે, ત્યારે શાંતિ આપે છે 'વન્દેમાતરમ્' ઘોડિયામાં સુતેલા બાળકને માનું હાલરડું જેટલું વહાલું તેટલું જ આ ભારતપુત્રોને 'વન્દેમાતરમ્,' વહાલું છે.

નાનકિંગમાં પણ 'વન્દેમાતરમ્'નું એટલું જ પ્રચલન છે. એકવાર હૉંગકૉંગ શહેરમાં રહેતો એક હિંદી દારૂડિયો તો ગલીએ ગલીએ 'વન્દેમાતરમ્' બોલતો ફરતો હતો. પ્રવાસી હિંદીઓનાં જીવન જોડે 'વન્દેમાતરમ્' કેટલું ઓતપ્રોત થઇ ગયું છે તેની આનાથી ખાત્રી થશે.

વિદેશમાં 'વન્દેમાતરમ્' હિંદુઓનું માનીતું નથી, ઇસ્લામીઓનું અણમાનીતું નથી. એ હિંદી માત્રનું પોતીકું પ્રાણધન છે. એ ગરીબોનો આર્તનાદ છે, હતાશોનો દીર્ઘશ્વાસ છે, મરણિયાઓનો રણનાદ છે અને સુખીજનોનો સંસ્કારમંત્ર છે. બોલો 'વન્દેમાતરમ્.'

# કવિનો મહેશ

સંપાદક : શ્રી. મહાવીરપ્રસાદ દાધીચ

અનુવાદક

3

સંસ્કૃત ભાષામાં 'મન' શબ્દને 'મનસ્' નપુંસકલિંગ માનવામાં આવ્યું છે. એના ઉપર વિચાર કરતાં એક કવિરાજ કહે છે કે:—

नपुंसकमिति ज्ञात्वा प्रियायै प्रेषितं मनः ।
तच्च तत्रैव रमते हताः पाणिनिना वयम् ॥

એટલે કે મનને નપુંસક માની મેં એને મારી પ્રિયતમા પાસે મોકલ્યું, પણ એ તો ત્યાં જ રમી રહ્યું છે. ખરેખર મને તો વ્યાકરણકાર પાણીનિએ મનને નપુંસકલિંગી બતાવી ખૂબ ઠગ્યો. નહીં તો હું કદી મારા મનને પ્રિયતમા પાસે ન મોકલતે.

એક બીજા કવિ પોતાના મનને સંબોધી કહે છે કે:—

मनः कुत्रोद्योगः सपदि वद मे गम्यपदवीम्
नरे वा नार्यां वा गमनमुभयत्राप्यनुचितम् ।
यतस्ते क्लीबत्वं सकृदपि गतं हास्यपदवीम्
जनस्तोमे मागास्त्वमनुसर हि ब्रह्मपदवीम् ॥

ભાવાર્થ : હે મન! તારો શો વિચાર છે કહે તો ખરો આપણે ક્યાં જઈએ? તારે પુરુષ પાસે જવું છે કે સ્ત્રી પાસે? મારું તો માનવું છે કે તું નપુંસક હોવાથી પુરુષ કે સ્ત્રી, એકેની પાસે તારું જવું અનુચિત છે. કેમકે એ બેઉ, તને હસશે માટે પુરુષ અને સ્ત્રી પાસે ન જતાં તું તારા જેવા નપુંસક 'બ્રહ્મ' પાસે જજે. કેમકે તમે બેઉ નપુંસક હોવાથી તમારી ઠીક સોબત જામશે.

એવા મનને સુખ દુઃખનું કારણ માનવામાં આવ્યું છે.

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।

અને એ મનને વશ કરવાની કળા શ્રી ગીતાજીમાં નીચે પ્રમાણે છે:—

असंशयं महाबाहो मनोदुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥

અર્થાત્ એ મન એટલું બધું ચંચળ છે કે અભ્યાસ અને વૈરાગ્ય દ્વારાજ વશમાં આવી શકે છે.

એટલા માટે જ કબીર સાહેબ પણ મનકા મનકા માળા ફેરવવાની શિખામણ આપે છે. વળી એક બીજા સંસ્કૃત કવિભક્ત શ્રી કૃષ્ણને કહે છે કે:—

क्षीरसारमपहृत्य शंकया स्वीकृतं यदि पलायनंत्वया
मानसेममनितान्ततामसे नन्दनन्दन ! कथं न लीयसे ।

એટલે કે હે નન્દનન્દન ! માખણ ચોરીને તું ભયથી કયા અધાગમાં છુપાવાની ઇચ્છા ગમે છે તુ માન મે ઙ અને અજ્ઞાનના અંધકારથી ભર્યા મનમા કેમ નથી છુપાતો ?

એક બીજા ભકતકવિ કહે છે કે.—

रत्नाकरस्तव गृह गृहिणीच पद्मा, किं देयमस्ति भवते जगदीश्वराय ।
राधागृहीतमनसः मनसोऽस्ति दैन्ये, तन्मे गृहाण पदपंकजमर्पितं ते ॥

ભાવાર્થ—રત્નાકર સાગર પ્રભુ તમારૂ નિવાસ સ્થાન છે, સાક્ષાત્ લક્ષ્મી આપની ધર્મપત્ની છે તમે પોતે ત્રણુ લોકોના સ્વામી છો, ત્યારે હું આપનો ભકત-આપને શું આપી શકું ? પણ એક ચીજ આપની પાસે નથી તે હું આપને આપી શકું છું ગધાએ આપના મનને ચોરી લીધુ છે-માટે હુ આપને આપના ચરણોમાં મારૂં મન સમર્પિત કરૂ છું !

પ્રેમના પાઠ શીખવતા એક કવિરાજ અજબ ગુરૂ દક્ષિણાની યાચના કરે છે.

શીખચે ઉસકો શીખના હો તરીક પ્યારકે,
શીખનેકે દામ દો ઓસે ગુલે રૂખ સારકે

એક બીજા કવિ કોઇને હાથે ચોપડેલી મેંદી પાણીથી ધોતા જુએ છે અને એના દિલમા એવી શકા થાય છે કે એના હથે રતા ગે દીપતી મેંદીમા અગ્નિ છે અને એ પાણી જેવી શીતળ વસ્તુમા પણ આગ લગાડી શકે છે ત્યારે નેતાગના હૃદયમા કેમ અસર નહિ કરે.

હીનાઇ હન્તોમે મય મનક હનિયામા બહાતે હૈ,
ગીતમ કરતે, હો જાલીમ, આગ પાનીમે લગાતી હૈ.

વળી એક કવિનુ એવું માનવુ છે કે એની પ્રિયતમા કરતા એ પ્રિયતમાની છબીમાં જાદૈ ખુબી છે. કેમક એ છબીમા તેટલું જ લાવણ્ય અને સૌંદર્ય હોવા ઉપરાંત એ છબીને ગમે તેટના આલિંગનો આપો તો છબી કદી પણ પ્રિયતમાની માફક ન ઠપકો દેશે, ન ગાળો દેશે.

તુમારી તસવીરમેં કુછ બાતેં, તુમસેભી નિરાલી હૈ
ચાહે ઉનની ચિપટાયો ન ઝીડકી હૈ ન ગાલી હૈ ॥

પ્રીતમના વિયોગમા કોઈ સ્ત્રી અશ્રુધાર પોતાના ઉરોજ પ્રદેશ પર વહાવી રહી છે; એ વિષય પર ઉત્પ્રેક્ષા કરતા એક કવિ કહે છે કે—

अंगानि मे दहतु कान्तवियोगवह्निः,
संरक्षतां प्रियतमो हृदि वर्तते यः ।
इत्याशया शशिमुखीगलदश्रुवारि,
घाताभिरुन्नमभिषिञ्चति हृत्प्रदेशम् ॥

અર્થાત્ વિરહનો અગ્નિ ભલે મારા શરીરને ભસ્મ કરી દે, પરંતુ મારા હૃદયમાં વાસ કરતા મારા પ્રીતમનો હું, મારા ઉરોજ પ્રદેશ પર સતત અશ્રુધારા વહાવી, રક્ષા કરીશ મ્યુનિસિપલ બંબાવાળાનું અજબ ચિત્ર છે.

એવા પ્રકારની સરસ ઉકિતમાં એક ઉર્દુ શાયર, અશ્રુધારા દ્વારા ઉરોજ પ્રદેશને ભીંજાવતી એક વિરહિણી બાળાના બળતા હૃદય માટે કહે છે કે અજબ છે કે વર્ષામાં પણ ઘર બળી શકે છે. "વર્ષોમેં ભી ઘર જલતા હૈ."

મુગ્ધાવસ્થાનું ચિત્ર દોરતી એક સરસ કવિતા અમરૂશતકમાં મળી આવે છે તેમાં પણ હૃદયને પ્રીતમનું સ્થાયી નિવાસ સ્થાનમાં આવ્યું છે.

मुग्धे! मुग्धतयैव नेतुमखिलः कालः किमारभ्यते?
मानं धत्स्व धृतिं बधान ऋजुतां दूरे कुरु प्रेयसि।
सख्यैवं प्रतिबोधिता प्रति वचस्तामाह भीतानना,
नीचैः शंस हृदि स्थितो हि ननु मे प्राणेश्वरः श्रोष्यति॥

સખિ કહે છે કે હે મુગ્ધે! તું તારી યુવાવસ્થા આમ ભોળાપણામાં જ વીતાવા માગે છે? તારા પ્રિયતમ પ્રતિ આવું ભોળાપણું છોડી દઇ માનિની થા—હૈંક ગરજ કરવા દે. જ્યારે સખિ આવું બોલે છે તારી એ મુગ્ધા "भीतानना" ભયભીત બની કહે છે. સખિ! ધીમે બોલ તારા આ શબ્દો મારા હૈયે વિરાજતા મારા પ્રાણનાથ ન સાંભળી લે. આવાજ પ્રકારનો એક સુંદર દુહો વિખ્યાત વિહારી કવિએ લખ્યો છે.

સખી સીખાવતી માનવિધિ, સૈનન વરજતિ બાલ,
હરુએ[1] કહુ, મો[2]હિય,[3] વસત સદા વિહારીલાલ.

આ દુહામાં સંસ્કૃત શ્લોક કરતાં પણ વિશેષતા છે. એમાં મુગ્ધા શબ્દો બોલતી નથી પણ "सैनन बरजति" સંકેતદ્વારા ધીમે બોલવાની સૂચના કરે છે.

પ્રેમની વ્યાખ્યા કરતા એક કવિ કહે છે કે "ઢાઇ અક્ષર પ્રેમકા પઢેસો પંડિત હોય" પ્રેમના અઢી અક્ષર છે અને જે એ શીખે તે પંડિત બની શકે છે.

મુખને ચંદ્ર જેવું માની એક કવિ કહે છે કેઃ—

"ચાંદસા મુખ હૈ દુપટ્ટા આસમાની ચાહિયે" એટલે કે ચંદ્રમુખીના વસ્ત્ર—આકાશના વાદળી રંગનાં હોવાં જોઇએ.

ફકત બે ચૂંબનની યાચના કરતા કવિ—"દો" એટલે "આપો" અને "દો" એટલે "બે" એ શબ્દો સાથે રમી આઠ ચૂંબનો લેવાનો દાવો કરે છેઃ—

દેદો દોહી બોસે, લેકીન ઢંગસે દો,
દસ્તકે દો, જુલ્ફકે દો, ચુરમકે દો ઔર લબકે દો.

ફકત બે જ ચૂંબનો આપો પણ ઢંગથી આપો. હાથના—આપો—બે, જુલ્ફના—આપો—બે, આંખના—આપો—બે અને અધરના—આપો—બે.

(ક્રમશઃ)

---

1 ધીમે. 2 મારે. 3 હૃદયે.

# સનાતન ધર્મ

[ ગણપતિરામ ત્રિવેદી ઉચ્ચ કુળના ચુસ્ત સનાતની બ્રાહ્મણ છે. તેમને ઉત્તરાવસ્થામાં ઉમાશંકર પુત્રરત્ન સાંપડે છે. ઉમાશંકર બાલ્યાવસ્થાથી જ-ખંડખોર જીવન આરંભે છે. પુત્રને 'સુધારવાની' આશાએ પિતા તેને ગુરુકુળમાં અભ્યાસ અર્થે મોકલે છે. સ્નાતક થઇ ઉમાશંકર પિતૃઘરે આવે છે. રૂઢિચુસ્ત અંધમાન્યતાઓ નિહાળી ઉમાશંકરનું હૃદય કંપી ઉઠે છે. આભડછેટને અવગણી ઉમાશંકર અંત્યજોને સહાય કરે છે એવા 'ભ્રષ્ટ' જીવનમાંથી પુત્રને ઉગારી તેને શુદ્ધ સનાતની બ્રાહ્મણ બનાવવા પિતા યોજના ઘડે છે, ત્યાંથી નવલિકાનો ઉત્તરાર્ધ શરૂ થાય છે.]

'આમને આમ થોડા દિવસ જશે તો છોકરો વંઠી જશે.'

"મેં તો તે દહાડે બહુયે કહ્યું હતું કે દીકરાને આંખની કીકી આગળથી આઘો ના કરો પણ તમે કયાં માન્યું હતું. ત્યારે તો તમને દીકરાને ભણાવી ગણાવી પંડિત બનાવવો હતો."

'તે દહાડે ય એ કયાં હાથમાં ઝાલ્યો રહેતો હતો.'

'પણ હવે તો ને દોરડે તે સાંકળે બાંધ્યોય નહિ રહે. ભણીગણી તે ચાર આંખવાળો થયો છે'

'લે હવે લાંબી વાત મૂક અને સાંભળ.'

આવો વાર્તાલાપ તરવાડી અને ભટાણી વચ્ચે તે રાતે થતો હતો.

પેલા દીનમણિશંકર કહે છે, તમારે દીકરાને ઠેકાણે રાખવો હોય તો પરણાવી દો. વહુમા એને ઘર બહાર પગ નહિ મુકવા દે.'

'ઘરમાં વહુમા આવે એમાં મારી ના હોય જ નહિ પણ એ પણ એવી જ આવી તો? હાલ ઉમીઆને બે પગ છે ત્યારે ચાર થશે.'

'ના ! ના ! તે વાતની નિરાંત રાખ ! કરૂણાશંકરે એને માટે એવી તો સમજુ અને ડાહી છોકરી શોધી રાખી છે કે તે તારા ઉમીઆના પગમાં બેડી થઇ બેસસે."

'પણ એવી છોકરી જોડે ઉમીઓ પરણવા ના પાડશે તો.'

'બેસ ! બેસ ! ના પાડવાવાળી. એને પૂછવાનું જ છે કોણ. બધું રંધાઇ કરી ભાણે પીરસાશે ત્યારે જ તેને ખબર પડશે.'

'જો જો છેલ્લી ઘડીએ તમારી બધી ધારણાઓ ધૂળમાં ન મળે.'

'આ તરવાડીના આટલાં વરસ પાણીમાં નથી ગયાં. એ આજકાલના ઉમીઆનું શું ગજું કે મારો બોલ ઉથાપે.'

'તમારા મ્હોંમાં સાકર.'

માબાપના ઓરડામાં પુત્ર માટે સોનેરી બેડી ઘડાઇ રહી હતી. માબાપ માનતાં હતાં એ બેડી ન હતી પણ રાજકુંવરોને પગે આભુષણરૂપે શોભતો તોડો હતો. પુત્રની માન્યતા એથી ઉલટી હતી. એને આજે ઉંઘ આવતી ન હતી. જ્યારથી એને ગંધ આવી કે

કુટુંબી જનો સેના વેવિશાળની છુપી તૈયારી કરી રહ્યા છે ત્યારથી તેનું ચિત્ત ચગડોળે ચઢ્યું હતું. તેને લાગતું હતું એ બીજી દુનિયાનું પંખી છે. તરવાડીઓની તલાવડીનાં પાણી એને કડવાં ઝેર સમાં લાગતાં હતાં. એ સ્નેહિ જનોની માયારૂપ પિંજરમાંથી ઉડી જવા માગતો હતો. પણ સ્નેહીઓ તો એકલા પોપટથી ન તરપત થતાં મેનાદેવીને પણ આણું આપી રહ્યાં હતાં: એ મેનાદેવી આવે અને શુકદેવને પગે નાજુક વેલી પેઠે વિંટાઇ વળે તે પહેલાં શુકદેવને ચાલ્યા જવું હતું. તેને લાગ્યું હતું તેનું કુટુંબ એ ચાર તરવાડીઓના ઘર જેવડું નથી પણ આખા મુલક જેવડું છે. તેણે જોયું હતું તેનું હૃદય બ્રહ્મકુળના દુઃખોથી જેટલું દ્રવતું હતું તેટલુંજ સર્વે કોમોના દર્દો માટે રોતું હતું. તરવાડીઓના ખીલે બંધાઇ રહેતાં એ જનતા માત્ર ભણીની સહાનુભૂતિના વારિ ઓસરી રહયાં હતાં. તેથી તે છુટો થવા માગતો હતો. ચૈ.ડાંકનો મટી સર્વજન જનનીના વિરાટ પરિવારમાં ભળવા માગતો હતો. ગૃહસ્થાશ્રમની ચલણી છાપની સુરત જોઇ લીધા પછી એ છાપે છપાઇ ગાડરીયા ધરેડે ચાલતો સિક્કો થવા તેણે ના પાડી.

– એની એ ના હજુ મનમાં બોલી મનમાંજ સાંભળેલી હતી. તરવાડી તો ચેતવણી દેનારને કહેતા, ભાઈ એ તો જુવાનીના જુવાળ છે. સંસારરૂપી ઓવારે આવી એ આપો-આપ જ વેરાઈ જશે. મ્હેમાનો ભાણે બેસી પીરસનારને ના ના કહે છે પણ સાથે થાળીમાં પડેલી વાનગીઓ પર હાથ પણ ચલાવ્યે રાખે છે. તરવાડી માનતા સંસારના ઉંબરે ઉભેલા નુતન અતિથિ માટે તેણે સુંદરમાં સુંદર વાનગી ગોતી રાખી છે. સાચે જ એ વાનગી એટલી બધી મોહક હતી કે તેને જોઇ ઉમાશંકરના મ્હોમાં પણ પાણી છુટે ? તરવાડીઓએ ગોતી રાખેલી કન્યામાં ન હતી ખોડ કે ખાંપણ. વળી તે અભણ પણ ન હતી. તેના બાપનું ઘેર બ્રાહ્મણ જ્ઞાતિમાં મોભાદાર હતું. આ ગુણવાળી વહુ લાવવા તરવાડી તલપાપડ હતા. આટઆટલા ગુણો ઉપરાંત તરવાડીને સૌથી વધુ લલચાવનારી વાત બીજી જ હતી. કન્યા માબાપની એકની એક વારસ હતી. માબાપે માન્યું પુત્ર વિદ્વાન છે, ને વહુમા લક્ષ્મીવાન છે. સરસ્વતી અને શ્રીનો આવો સુંદર ભેટાનો સંભવ માબાપોને ગલગલીયાં કરાવતો હતો. પણ ઉમાશંકર તો એ રિગતો સાંભળી ઉભો ને ઉભો બળતો હતો.

ઉમાશંકરને સમોવડીઆઓ અભિનંદન આપતા. મુબારકબાદી સ્વાદે મીઠી ગણાય છે પણ કસમયે તે કમોસમના વરસાદ જેવી અળખામણી લાગે છે. પુત્રના સંસાર પ્રવેશ નિમિત્તે તરવાડીના આંગણે ગીતો ગવાતાં. એ સંસાર પ્રવેશમાં પુત્રે અંધકાર પ્રવેશ જોયો હતો. વિદ્યારણ્યનું મુક્ત પંખી લોકારણ્યમાં પોતાના ગીતો સંભળાવવા આવે તેને ભાગ્યે કોઇ એકાદી ઓરડીમાં પુરાઇ માલીકની મરજી મુજબ ગાવાનું આવે તો એનાં ગાનઝરણાં વેરાન સહરામાં શોષાઇ જતી નદીઓ પેઠે સુકાઇ જાય છે. એ આત્મઘાતની વેળા ઢુંકડી આવે એ અગાઉ ઉમાશંકરે નિશ્ચય કર્યો કે માબાપોના અંધારિયા કુવામાંથી નીકળી જવું. તેના મનમાં એક વાતનો ભણકારો થતો હતો. તે એ અંધારીયા કુવાને ઉગમતા આવ્યો હતો. થોડા દહાડાના જ અનુભવે તેની ખાતરી થઇ કે એ મેલાં પાણીમાં સૂર્યનારાયણનાં કિરણો પણ પેસી શકતાં નથી, તો ઉમાશંકર જેવા અલ્પશક્તિ પુરાનનું શું ગજું ?

પિતૃકુળના ઉદ્ધાર માટે તેણે અન્ય માર્ગ શોધ્યો તેને ભગીરથનો દાખલો યાદ આવ્યો જીવન તપસ્યાથી પતિતપાવની ભગવતીના પાણી ઘર આગળ લાવી જુગજુગના ગંધાતા કુંડોને સાફ કરવાની તેને પ્રેરણા થઇ પિતૃઋણ અદા કરવાનો એ માર્ગ તેણે પકડી લીધો ઉમાશંકર એક રાતે તરવાડીઓના ઘરમાંથી અનોપન થયો નેવાશુનો કચરો એમને હાથે અનેકવાર ધોવા છતાં દૂર થતો ન હતો તેથી તે મોભે ચઢ્યો મોભેથી ધસી આવતા નેવનાના પાણીથી એ કચરો એણે ધોઇ નાખ્યો હતો

ઉંબર બહાર આવતા જ ડગુમગુ થતા પગના સ્થિર થયા અંધારી રાતે એકલ દોકલ ચાલી નીકળ્યો કયાં જવું ? એને એકે જગા જવા જેવી ન લાગી ગલને કહાડો તેણે ચાલ્યા જ કર્યું રસ્તો જ તેનું વિશ્રામ સ્થાન થયો રસ્તો જ તેનું ધ્યેય બન્યું નહી, ડુંગર, ખાઈ, મેદાન જંગલ કે વેરાન વગડા એક એને અટકાવી ન શક્યા કે ડરાવી ન શક્યા તેણે અડસટ્ટે તીર્થની પગપાળા યાત્રા શરૂ કરી તેને સેવા કરવી હતી પણ કોની? દુનિયા પોતાની રીતે પોતાની સેવા કરાવવા માગતી હતી ઉમાશંકરને તે અનુકૂળ ન હતું તેમાં તેને પોતાનો આપઘાત દેખાતો હતો હા ! તે દેવાનું સર્વસ્વ ખરચી દેવા સેવા કરવા ઇચ્છતો હતો પણ તે પોતાની રીત પારખીને કહેવા કરાવવા મુજબ નહિ તેથી તે સેવાક્ષેત્રની શોધમાં ચાલ્યો તેના પગના હિમાલયના શિખરોની રજ ઉંચે ઉંચે મન્દિરોમાં દેખાવા લાગ્યા એ જ પગલા કન્યાકુમારીએ સમુદ્રની રેતીમાં પણ પડતાં હતા તેણે આગકાનના જંગલો જોયા બનુથી પ્રદેશના ટેકરાઓ જોયા પણ તેના જીવને ચાંજે પાડે એવું સેવાક્ષેત્ર તેને ના જડયું

સેવાક્ષેત્ર શોધ્યું જડતું નથી પોતાનું સેવાક્ષેત્ર પોતેજ ઉભુ કરવું જોઇએ આ સત્યની એને જ્યારે ખબર પડી ત્યારે એને અચંબો થયો અરે ! 'ગંગા તો મથુરાટમાં છે ને . શોતી વત્યો આખી દુનિયા ' એના એ મમવે નાદ૫ નના ગુરુએ એને શીખ મત્યો પણ ભણ્યા યા એ ભણતરમાં ત વે ઉપાંતિનું ભણતર ભૂલી ગયો અને શીખ્યો દેશમાં પોણી પ્રજા કાળા અક્ષરને કૂટી મારે એવા અજ્ઞાનમાં ડૂબી છે એ અજ્ઞાનના અંધારને અજવાળવા વેદો સમા સૂરજ નકામા છે એને માટે તો પ્રથમ નાના નાના કોડિયાના તેજની જરૂર છે જેમ બાળકોને ચાલણગાડી અને નહિ કે હાથીઘોડા કામના હોય છે એ પોતાના પગરખામાં રાખે આ તો હિમાલયથી ગંગા ઉતારી એણે છોડી દીધી જનશુષ્ક ઘરમાં પોતાના જ તપોબળે ઘર ઘરની ગંગા પ્રગટાવવાનો તેણે નિશ્ચય કર્યો પુરાણો કહે છે સતી અનસૂયાએ એક વેળા એ રીતે દુકાળે અતિશુષ્ક એવી ધરતીના પેટાળમાંથી પણ લાત મારી ભગવતી પ્રગટાવી હતી

પ્રજા સેવા ઇચ્છે છે કે તેઓ આશ્રમો શરૂ કરે અને પ્રજા દોડતી આવી એનો લાભ લે ઉમાશંકરે રખડપટ્ટી વેળાએ તોફાનમનો અભ્યાસ કર્યો હતો તેને ખાતરી થઇ હતી જે પ્રજા જુગોથી મોટાઓથી અપમાનિત થઇ છે, રગદોળાઈ છે તે એવા આશ્રમોમાં દોડી આવતી નથી દુ:ખોના ડુંગરો નીચે તેમના પગો એવા તો જકડાઇ ગયા હોય છે કે તેઓ ઇચ્છા છતાં પાધર બહાર આવેની નદી પર જઇ પાણી પી શકતા નથી ત મની

અસહ્ય યાતના છતાં તેઓ પાણી દેખીને માત્ર ટાંપ્યા જ કરે છે. એ યુગતરસ્યાંના શોષાએલા કંઠે અમૃત સિંચવાં હોય તો નદી ઝરણાંઓએ તેમની ઝુંપડી ઝુંપડીએ રખડવું જોઇએ. હિંદુસ્તાનભરમાં રખડી વળેલા ઉમાશંકરને એવા રખડવામાં મઝા આવી. તેણે ચાલતો આશ્રમ શરૂ કર્યો. સવારે અને સમીસાંજે બપોરે ને મધરાતે એ આશ્રમનું ઝુંપડું જુદે જુદે સ્થળે નજરે ચ્હડતું. ઉમાશંકરનો આશ્રમ એટલે તેનું ખડતલ શરીર અને તેનું લિનદયાળુ મન ને દલિત, હડધૂત અને અપમાનિત વર્ગોની વચ્ચે આંટાફેરા ખાવા લાગ્યો. જેના કોઈ બેલી ન થાય તેનો તે બેલી થયો. અરધુંપરધું તરતું જાણનારાં આજે નહિ તો કાલે પણ કાંઠે પહોંચશે. જેને જરા ય તરતું નથી આવડતું બલ્કે આવડે છે માત્ર ડુબકીઓ ખાતાં, તેને પાર ઉતારવાનો ભાર ઉમાશંકરે હસતે મ્હોડે સ્વીકાર્યો.

આ લોકોના કામ નિમિત્તે કહેવાતા સંસ્કારી વર્ગોમાં પણ તેની અવરજવર થતી ત્યાંના 'ધર્મનિષ્ટ' 'આચારનિષ્ઠ' સમાજ પ્રભુઓ એની વિદ્વતા ઉપર આફરીન થતા. સાથે જ ઉમાશંકરના મ્હોં ઉપર સાચી સંસ્કારિતાનું નૂર ઝળકતું. એનાં મ્હોં પર ઘણા ખરા શિક્ષિતોમાં હોય છે તેવી અર્ધ દગ્ધતાની છાયાની વાદળી કદાપિ દેખાતી નહિ તેથી એ નૂરની ઝલક જોઈ બધા અંજાઇ જતા. વિશાળ વડલાની છાયામાં આપોઆપ જ મુસાફરોનાં ટોળાં એકઠાં થાય છે. એ જ રીતે ઉમાશંકરની અડખેપડખે શ્રદ્ધાળુઓની ઠઠ જામવા લાગી. એઓમાંના ઘણા વગર માગ્યા ઉદ્ગારો કાઢતા.

" પરદેશી વાયરાની લૂએ ચીમળાએલી ધર્મવેલને એ સજીવન કરશે."

" અગતે ગયેલા પિતૃલોકો એના ધર્માચરણે સદ્ગતિ પામશે."

" અપવાસે અપવાસે અરધા મરવા જેવા વેદવાણના યજ્ઞદેવો તૃપ્ત થશે."

પણ આ હરખ ક્ષણભંગુર હતો. કારણ ઉમાશંકરના પારસમણિએ સજીવન થયેલા ધર્મે નવું સ્વરૂપ ધારણ કર્યું હતું. એનો નવો દરવેશ ટીલાંટપકાંવાળા ધર્મીઓ ઓળખી શકયા નહિ. ધર્મનું આદિસ્થાન પ્રથમવર્ણ બ્રાહ્મણ સમૂહે હોય છે. ઉમાશંકરે રોપેલા ધર્મવૃક્ષનાં મૂળ પંચમવર્ણ ભંગીઓના વાડામાં હતાં. ભૂદેવોની ઝોળીમાં પડેલાં ધનધાન્યે યજ્ઞદેવો તરપત થતા. પણ આ નવા ભૂદેવની ઝોળીમાં ધનધાન્યે સમાજે હડધૂતકરી અધમ ગણેલા વર્ગો સંતોષાતા.

સાથે જ ઉમાશંકરનાં પગમાં ચમત્કારમણિ હતો. એ વૈસ્થાવાડે ફરતો એટલે એ શેરીઓના રસ્તાઓ પર 'ધર્મનિષ્ટ' સમાજ ધણીઓની પદરજ પડની બંધ પડી. એણે વાઘરીવાસમાં જવા માંડયું એટલે જન્મથી જ ગુન્હેગાર ગણાતી કોમોના બરડા પર પડતા પોલીસદાદાના દંડાઓ દેખાતા બંધ થયા. એ મજુરોના ઝુંપડાંઓમાં ફર્યો એટલે મોટેરાઓના કામદારો વગર વેતનની વેઠ કરાવવા, દહાડીઆ તેડવા આવતા તે અટકી ગયા. એના ઉપદેશે દલિત પ્રજાનું સ્વમાન જાગૃત થયું. હાથીના પગ નીચે છુંદાતી પ્રજા તેજ હાથી પરના સોનાને હોદ્દે ચડવા તૈયાર થઇ.

" પ્રજાને બળવાખોર બનાવે તે બળવાખોર નહિ તો બીજું કોણ ? અને સ્થાપિત ધર્મ અને સમાજ સામે બળવો કરાવે તેના જેવો બીજો નાસ્તિક કોણ ? ઉચ્ચ વર્ગના ઘરેઘર આવાં વાકયો બોલવાની હરિફાઇ થવા લાગી.

બ્રાહ્મણ કોમ પોતાની જ કોમમાં પાકેના 'કપાતર' માટે લ
મહાજનો પોતાના શિકાર વિદાગનાં બારણાં બંધ થયેલાં જોઇ સ્હીકા·
દરબાર ભાવણપટુ મહાજનોની પડખે ચઢવા તૈયારી કરવા લાગ્યો.

ઉમાશંકરની આ 'બદનામી' વાતોના વિમાને ચઢી તરવાડીના
ઘણે વરસે પુત્રની ભાળ મળી જાણી પિતાએ તો હરખાવું જોઇએ :
માથા સુધી સળગી ઊઠ્યા. જે દિવસે પુત્રે તેનું આખી જાતિમાં ના
તેણે તેના નામનું નાહી નાખ્યું હતું. તે જ દિવસે તેણે કહ્યું હતું
તારવાને બદલે ડુબાડશે. પણ માનું હૃદય પિતા જેટલું નિર્દય નથી
ભાળ મળી જાણી ઘણી નાચવા લાગી 'ગમે તેમ પણ મારો ઉમીયે
તરવાડીને એવો એકે ઉમળકો ન આવ્યો જ્યાં ભટાણીના અ.ગ્રહથ
કાઢવા જવું પડ્યું.

પિતા અને પુત્ર વરસો પછી મળતા હતા. ચીઢ અને ક્રોધમાં
કે કેટલાં વરસો વીતી ગયાં. પુત્ર તો પોતાના નાનકડા ઘરને વિશ્વ
કરી તેમાં સમાવી દીધું હતું તેથી તેને મા-બાપ ઘર યાદ આવતું

'ઉમીઆ'—તરવાડી માટે તો જગ બત્રીશીએ ચઢેલ ઉમાશંકર હજુ ઉમીઓ જ હતો
'તારી માએ તને યાદ કર્યો છે.'

'પિતાજી માતાજીને કહેજો જ્યારે જ્યારે દુબળાં અને કંગાળોની માતાએ મને યાદ
કર્યો છે ત્યારે ત્યારે મેં માન્યું છે જે મને મારી પોતાની મા જ સાદ પાડે છે.'

'તને તેણે ઘરે બોલાવ્યો છે.'

'પિતાજી મારે માટે મારૂં અને પારકું એવા ઘર ઘરના ભેદ નથી રહ્યા. જે ઘરમાં
જાઉં છું ત્યાં મને જણાય છે કે હું મારા પોતાના જ ઘરમાં જઇ રહ્યો છું.'

'એટલે! તને ગાંડપણ તો નથી લાગ્યું ને?'

'પિતાજી વિશ્વપ્રેમથી દુનિયા માત્રને પોતીકી માનવી તે જો ગાંડપણ હોય તો હા!
હું ગાંડો છું.'

'તો કહે હું તારી માને શું કહીશ?'

"બાપુ કહેજો કે હું કરોડ કરોડ માતાઓનો પુત્ર થયો છું. મારા એક એક અંગ
તેમના એક એક ખોળામાં વાત્સલ્યના પાન કરી રહ્યાં છે. માટે માને કહેજો તેને બારણે
હવે હું ગર્ભના દુકડા જેવડો યે નહિ આવું."

એવામાં ગામમાંથી તરવાડીના કોઇ જુના સંબંધી આવી પહોંચ્યા. આવતાં વેંત જ
તેણે તોપના ધડાકા જેવાં વાક્યો છોડવા માંડ્યાં.

"તરવાડી આ તમારો દીકરો શું કરવા બેઠો છે? આખું બ્રાહ્મણકુળ એને માટે લાજ્યાઇ
મરે છે."

'ભાઇ એ હવે મારો દીકરો નથી.'

'બસ ! મારો દીકરો નથી કહી છૂટી જવા માગો છો ? તમને ખબર છે લોકવાયકા શી છે ?'

'શી છે ?'

'એ વેશ્યાવાડે અધરાતે મધરાતે હેરાફેરા કરે છે.'

પિતાજી ચોંકી ઊઠયા.

'પિતાજી સન્યાસી માટે બધાય વાડા સરખા છે.'

'એ દારૂડિયાઓની બગલમાં હાથ નાખી રસ્તાઓ પર રખડે છે?'

તરવાડીનાં ભવાં ઉંચાં ચઢયાં.

'પિતાજી ! સેવામાર્ગીઓને સર્વે જોડે દોસ્તી બાંધવી પડે છે.'

'એ ઢેડ ભંગીઓને ઘરે જઇ ખાણીપીણી કરે છે.'

પિતાજી બેઠા હતા તે એકદમ ઉભા થઇ ગયા.

'બાપુ ! પરિવ્રાજક કોઇની પણ ભાવની ભિક્ષા તરછોડતો નથી.'

'હાયરે બેટા ! તેં તો મારે મોંઢે કાળી મેંશ ચોપડી.'

'પિતાજી ! મારા કર્મોથી તરવાડીઓએ શરમાવાની જરૂર નથી. હું તો માત્ર તેમનો કુળ ધર્મ જાળવી રહયો છું.'

'એટલે !'

'હું પણ ગોરપદું જ કરું છું ?'

'હં ! ગોરપદુ !' પેલા પાસે ઉભેલા સંબંધી ફરી ત્રાડુકયા 'તેથી જ તને લોકો 'વેશ્યાવાડનો વૈદ' કહે છે.'

'ભલે કહે.'

'અરે ! તને તો લોકો 'ભીલવાડાનો ભુવો' પણ કહે છે.'

'એમાં ખોટું શું છે ?'

'ત્યારે તને તો 'ઢેડવાડાનો ગરૂડો' કહેવામાં પણ ન્હાનમ નહિ નડતી હોય ?'

'એમાં ન્હાનમ શાની ?'

તરવાડીથી મુગા ન રહેવાયું તે બોલી ઉઠયા ?

'આજ તારો ધર્મ ?'

'હા પિતાજી ! એજ ધર્મ અને સાચો ધર્મ. પિતાજી ધર્મ એટલે શરીર શુદ્ધિ હોય તો તેની વધારેમાં વધારે જરૂર ઢેડવાડે છે. પિતાજી ! ધર્મ એટલે મન શુદ્ધિ હોય તો તેની વધારેમાં વધારે જરૂર પતિતોની શેરીમાં છે. પિતાજી ! ધર્મ એટલે મૈત્રિ, દયા, કરૂણા હોય તો તેની સાચી જરૂર ભીલ-વાડે છે. એટલે જ હું ધર્મની ધજા લઇ એ અણખેડી દુનિયામાં જાઉં આવું છું."

'પુત્ર ધર્મને આ નજરે જોતાં તને કોણે શીખવ્યું ?'

'પિતાજી! આંખને કાન ઉઘાડો અને સત્યનાં દર્શન કરો. ધર્મનું એ સ્વરૂપ આપો-આપ જ દેખાશે.'

'પુત્ર પૂજાઓના અધર્મે અંકિત, યજ્ઞોના નૈવેદ્યે તરપત, અને વેદમંત્રોનાં ગાને પ્રશસ્ત વેદ ધર્મ ક્યાં અને આ ધર્મ ક્યાં?'

પિતાજી, વેદધર્મોથી પણ મોટો એક **સનાતન ધર્મ** છે. એ ધર્મ છે **દયાનો**, એ ધર્મ છે **સત્યનો** એ ધર્મ છે **ન્યાયનો**. એ **સનાતન ધર્મ** તેજ **સાચો ધર્મ**.

પિતાને એ ન સમજાયું. પુત્ર પિતાજીને જતાં જોઇ રહ્યો. ઘડીભર તેને તેની જન્મદાતા માતાની આંખનાં આસુ દેખાયાં. પણ તેની ધર્મદાતા લાખ લાખ માતાઓનાં આંસુમાં તે તણાઇ ગયાં.

---

# અલ્લામા ડૉ. સર મુહમ્મદ ઇકબાલ

જોઉં છું ત્યાં મને જણાય છે કે હું માગ ચાલ્યો...

'એટલે! તને ગાંડપણ તો નથી લાગ્યું ને?'

'પિતાજી વિશ્વપ્રેમથી દુનિયા માત્રને પોતીકી માનવી તે જો ગાંડપણ હોય તો હા! હું ગાંડો છું.'

'તો કહે હું તારી માને શું કહીશ?'

"બાપુ કહેજો કે હું કરોડ કરોડ માતાઓનો પુત્ર થયો છું. મારા એક એક અશ્રુ તેમના એક એક ખોળામાં વાત્સલ્યનાં પાન કરી રહ્યાં છે. માટે માને કહેજો તેને ભાગે હવે હું રાઇના ટુકડા જેવડો યે નહિ આવું."

એવામાં ગામમાંથી તરવાડીના કોઇ જુના સંબંધી આવી પહોંચ્યા. આવતાં વેંત જ તેણે તોપના ધડાકા જેવાં વાક્યો છોડવા માંડ્યાં.

"તરવાડી આ તમારો દીકરો શું કરવા બેઠો છે? આખું બ્રાહ્મણકૂળ એને માટે લજવાઇ મરે છે."

'ભાઇ એ હવે મારો દીકરો નથી.'

એમ. એ. માં પસાર થવા પછી તેજ વર્ષે અલ્લામા ઇકબાલને લાહોરની ઓરિએન્ટલ કૉલેજમાં ફિલસૂફી અને તત્ત્વજ્ઞાનના વ્યાખ્યાતા તરીકે નિમવામાં આવ્યા હતા. તે પછી ૧૯૦૦ની સાલમાં લાહોર ગવર્નમેન્ટ કૉલેજ એમની સેવાઓ મેળવવામાં સફળ થઇ હતી, જ્યાં ૧૯૦૫ સુધી અલ્લામા ઇકબાલ ફિલસૂફીના અધ્યાપક તરીકેની ફરજો બજાવતા રહ્યા હતા.

૧૯૦૫ માં ડૉ. ઇકબાલ વિલાયત ખાતે વધુ અભ્યાસ અર્થે રવાના થયા હતા. પ્રથમ કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયમાં દાખલ થઇ, ત્યાંથી નીતિ વિષયક ડિગ્રી સંપાદન કરી હતી અને તે પછી એઓ જર્મનીની મ્યુનિચ યુનિવર્સિટિમાં પ્રવેશ્યા હતા અને ત્યાંજ પોતાનું શિક્ષણ સમાપ્ત કર્યું હતું. મ્યુનિચ વિશ્વવિદ્યાલયે ડૉ. સર ઇકબાલના અધ્યાત્મના સંશોધનો માટે "ડૉક્ટર ઑફ ફિલોસોફી"ની ડિગ્રી આપી હતી. Ph. D. ની પદવી મેળવીને ડૉ. ઇકબાલ પુનઃ ઇંગ્લાંડ ખાતે આવ્યા હતા અને લિંકન ઇનના બેરિસ્ટર થયા હતા. એ વેળા લંડન વિશ્વવિદ્યાલયમાં અરબી ભાષાના અધ્યાપક તરીકે ડૉ. આર્નોલ્ડ હતા. તેઓ રજા ઉપર જતાં તેમની જગ્યાએ અલ્લામા સર ઇકબાલની નિમણૂક કરવામાં આવી હતી, અને ત્યાં એમણે ૭ માસ પર્યંત અરબીના અધ્યાપક તરીકેની ફરજો કુશળતાપૂર્વક બજાવી હતી, એ જ દરમિયાન ડૉ. ઇકબાલ લંડનના જૂદા જૂદા પ્રખ્યાત વિદ્વાનો અને અભ્યાસીઓના પરિચયમાં આવ્યા હતા, જેમાં ડૉ. મેક ટેગર્ટ (કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયમાં એઓ ફિલોસોફીના અધ્યાપક હતા), ડૉ. બ્રાઉન (કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયમાં એઓ ફારસીના અધ્યાપક હતા) ડૉ. નિકલસન (કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયમાં એઓ અરબીના અધ્યાપક હતા), અને ડૉ. સાર્લી (કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયના ફીલોસોફીના અધ્યાપક અને અનેક ગ્રંથોના કર્તા) ખાસ ઉલ્લેખનિય વ્યક્તિઓ છે, ડૉ. સર ઇકબાલ ૧૯૦૮ની સાલમાં ઇંગ્લાંડ ખાતેથી લાહોર પાછા ફર્યા હતા.

હિંદમાં હતા ત્યારે તો અલ્લામા ઇકબાલ કેવળ ઉર્દૂમાં જ કાવ્યો રચતા હતા પરંતુ ઇંગ્લાંડ ખાતેના નિવાસ દરમિયાન એમણે ફારસી ભાષામાં પણ કાવ્યો રચવાનું શરૂ કરી દીધું હતું. પોતાના ગહન વિચારોને સરળતાપૂર્વક ઉર્દૂ ભાષા દ્વારા રજૂ કરી શકાય એમ ન હોવાથી—કેમકે એ માટે ઉર્દૂ-ગિરાનો શબ્દ-ભંડોળ એમને સંકીર્ણ પડયો હતો—એમણે પોતાના વિચારોને પ્રકટ કરવા માટે ફારસીને પોતાનું વાહન બનાવ્યું હતું. ઉર્દૂ-રસિયાઓ એથી નારાજ તો થયા હતા, પરંતુ ફારસી ભાષા મુસ્લિમ-દુનિયાના દરેક ભાગમાં વત્તે ઓછે અંશે પ્રચલિત હોવાથી એઓનો સંદેશ બહોળી દુનિયાના કાન સુધી પહોંચી શકતો હતો. એમની "અસરારે ખુદી" નામની ફારસી કૃતિ યુરોપ ખાતે સન્માનની દૃષ્ટિએ જોવાઇ, અને તેનું અંગ્રેજી ભાષાન્તર "Secrets of Being" ના નામે ડૉ. નિકલસને લંડનથી પ્રકટ કર્યું. આ ભાષાન્તરના કારણે એમની ખ્યાતિ યુરોપ અને અમેરિકાની દુનિયા સુધી પહોંચી જવા પામી, અને ડૉ. સર ઇકબાલની ગણના જગતના મહાન કવિઓ અને ફિલસૂફોમાં થવા લાગી. ઠેર ઠેર 'Iqbal Societies" સ્થપાઇ અને તે દ્વારા એમની દરેક રચનાઓનો તલસ્પર્શી અભ્યાસ કરવાનું કામ યુરોપ અને

અમેરિકામાં શરૂ થઈ ગયું. અંગ્રેજી ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન, રશિયન વગેરે ભાષાઓમાં 'અસરારે ખુદી'ના અંગ્રેજી અનુવાદ ઉપર ઘણી નામી સમાલોચનાઓ પ્રસિદ્ધ થઈ અને હિંદમાં સર ટાગોરનો લઘુબંધુ પણ પેદા થઇ ચૂકયો છે એ વાત જગતના સાહિત્ય-રસિક અને ફિલસૂફીના અભ્યાસીઓને વિદિત થઇ. ઉપરાંત અરબી, ફારસી, ટર્કી, ઉર્દૂ, હિંદી, ગુજરાતી વગેરે એશીઆઇ ભાષાઓમાં પણ એમના કાવ્યોના અનુવાદ થવા લાગ્યા અને આવી રીતે ડૉ. મહંમદ ઇકબાલ બધેબધ પ્રસિદ્ધ થઇ ગયા.

૧૯૨૫ ની સાલમાં બ્રિટિશ સલ્તનતની આંખો ઉઘડી અને તેણે વિશ્વના આ મહાન કવિને નાઇટહુડથી નવાજ્યો. ૧૯૨૬ માં ડૉ. ઇકબાલ પંજાબની ધારાસભામાં બીનહરિફ ચૂંટાયા, અને ઠેઠ ૧૯૩૦ ની સાલ સુધી તેઓ પ્રજાની અને ઇસ્લામી કોમની સેવાઓ બજાવતા રહ્યા. ધારાસભાના કામકાજ દરમિયાન એઓ હમેશા પ્રજાને પક્ષે રહ્યા અને પિડિતો અને કચડાયેલાઓને રાહત આપવા માટે એમણે જોરદાર લડતો ચલાવી. ખેડૂતોની દિનહીન દશા એમને ભારે ખૂંચતી હતી અને તેમની આર્થિક સ્થિતિ સુધારવાના પગલાં લેવાના પ્રશ્નો ઉપસ્થિત થતા ત્યારે સત્તાધીશો અને ડૉ. ઇકબાલ વચ્ચે હમેશાં ટપાટપી થયા કરતી હતી. ૧૯૨૮ ના ડિસેમ્બર માસમાં ડૉ. ઇકબાલે દક્ષિણ-હિંદનો પ્રવાસ કર્યો હતો અને મદ્રાસ અને માઇસોરના વિશ્વવિદ્યાલયોમાં ફિલસૂફી ઉપર ભાષણો આપ્યાં હતાં. બેંગ્લોર, હૈદરાબાદ અને શ્રીરંગપટ્ટમ વગેરે સ્થળોની મુલાકાત લઇ એઓ લાહોર પાછા ફર્યા હતા. ૧૯૩૦ ની બીજી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ વેળા અલ્લામા ઇકબાલને પણ સલાહકાર તરીકે ચૂંટવામાં આવ્યા હતા. તે વેળા કેમ્બ્રિજ યુનિવર્સિટી તરફથી એમનું ભારે સન્માન કરવામાં આવ્યું હતું. ૧૯૩૩ ની સાલમાં અફઘાનિસ્તાનના મરહૂમ રાજા નાદિરશાહના આમંત્રણને માન આપી એઓ ગઝની વગેરે સ્થળોની મુલાકાતે ગયા હતા અને ત્યાંથી પાછા આવીને ઇંગ્લાંડ ખાતે રવાના થયા હતા. ત્યાંથી કોર્ડોવા, ગ્રેનેડા થઇ પેલેસ્ટાઇન ગયા હતા અને બગદાદને માર્ગે હિંદ પાછા ફર્યા હતા. એ વેળા ઠેકઠેકાણે આ મહાન ફિલસૂફ અને કવિને તેમના દરજ્જાને છાજતું માન આપવામાં આવ્યું હતું અને મોટા મોટા સાહિત્યકારો, ફિલોસોફરો અને ધર્મ-અભ્યાસીઓએ એમની મુલાકાત લીધી હતી. આજથી લગભગ વર્ષ પૂર્વે ઓક્સફર્ડ વિશ્વવિદ્યાલયના સત્તાવાળાઓ તરફથી એઓને રોહડસ મિટિઝના ભાષણો આપવા માટે નોતરવામાં આવ્યા હતા. ડૉ. સર ઇકબાલ આ માન મેળવનાર પહેલાજ ઇસ્લામી નથી, પહેલા જ હિંદી નહી [illegible] એશિયાટિક હતા. પરંતુ એમની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી એઓ એ ભાષણો આપવા માટે વિલાયત જઇ શક્ય ન હતા. **એમની કૃતિઓ**

(૧) અસરારે ખુદી ૧૯૧૬ ફારસી (૨) રમૂઝે બેખુદી ૧૯૧૮ ફારસી (૩) પયામે મશરિક ૧૯૧૮ ફારસી (૪) ઝબૂરે અજમ ૧૯૧૮ ફારસી (૫) જાવીદ નામા ૧૯૩૧ ફારસી (૬) મુસાફિર ૧૯૩૫ ફારસી. (૭) ઇલ્મે ઇકતેસાદ ૧૯૩૫ ઉર્દૂ (૮) બાંગે દરા ૧૯૨૪ ઉર્દૂ (૯) બાલે જિબ્રીલ ૧૯૩૫ ઉર્દૂ (૧૦) ઝર્બે કલીમ ૧૯૩૬ ઉર્દૂ (૧૧) ફિલસફએ અજમ ૧૯૩૭ ઉર્દૂ (૧૨) Reconstruction of Religious Thought in Islam અંગ્રેજી

અલ્લામા ઇકબાલની ઉર્દૂ અને ફારસી કવિતા આજે નૂતન પયગામ આપી રહી છે. નિર્જીવો અને નિષ્પ્રાણોમાં નવો આત્મા ફૂંકી રહી છે. અલ્લામા ઇકબાલની કવિતા પ્રગતિશીલ છે. એમના કાવ્યોમાં મર્મો અને સંકેતો છૂપાયેલાં છે. એમના કાવ્યોમાં થનગનતી ભાવનાઓ અને ઊર્મિઓ સંતાયેલી છે. એમના કાવ્યોમાં જીવનના રહસ્યો અને કરૂણાઓ જોઇ શકાય છે. એઓ પીડિતો અને કચડાયેલાઓના હિમાયતી છે. શાહીવાદ અને મૂડીવાદને તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે. દેશભક્ત અને વતનપરસ્તીના જબ્બર હિમાયતી છે પરંતુ સ્થળ અને કાળના બંધનોના કટ્ટા શત્રુ છે. આખા વિશ્વને એ પોતાનું વતન માને છે. અને બંધુત્વ-શાન્તિનાં ગીતો સંભળાય એમ એઓ ઇચ્છે છે. આજે ઇકબાલ-અભ્યાસીઓ આખા હિંદમાં જગતના આ મહાન કવિનો હીરક મહોત્સવ ઠેકઠેર શાનદાર રીતે ઉજવી રહ્યા છે, તે પ્રસંગે આપણે આ મહાન કવિ-ફિલસૂફની લાંબી જિન્દગી માટે પ્રભુ આગળ અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરવી જોઇએ.

---

# સાકરીઆ ચણા

મુનસફ-(ફરિયાદીને) તારે કોઇ વકીલ નથી ?

ફરિયાદી—ના સાહેબ.

મુનસફ—(ફરિયાદીનાં વસ્ત્રો જોઇ) લે આ બે રૂપિયા લે. અને વકીલના રૂમમાંથી કોઇ વકીલ કરી લાવ.

ફરિયાદી વકીલ રૂમમાં જઇ પાછો આવ્યો અને બોલ્યો. "સાહેબ, વકીલો કહે છે કે બે રૂપિયાવાળા વકીલો તો બધા મુનસફ થઇ ગયેલા. હવે કોઇ એવા વકીલ રહ્યા નથી."

* * * *

કોઇ એક ગૃહસ્થે રોકફેલરને કહ્યું, "મેં એક જણને દશ હજાર ડોલર આપ્યા પણ તેની રસીદ લેવી રહી ગઇ. શું કરું ?" રોકફેલર મહાશયે તેને સલાહ આપી. "તું તેના પર પત્ર લખ કે 'મેં તમને પચાસ હજાર ડોલર ઉછીના આપેલા, તે એકદમ પાછા મોકલશો. મને પૈસાની બહુ ભીડ છે.' તે જવાબ આપશે કે 'તમે બેઇમાન થઇ ગયા. મેં તો તમારી પાસે માત્ર દશ હજાર ડોલર લીધેલા' બસ તમારી રસીદ આવી ગઇ."

* * * *

એક ગૃહસ્થ કોઇ સાર્વજનિક સંસ્થા માટે ઉઘરાણું માટે ફરતો રોકફેલર પાસે ગયો. રોકફેલરે ટીપમાં ૧૦૦ ડોલર ભરી આપ્યા. આવો ધનિક આવી નાની રકમ ભરે તેથી નવાઇ પામી તેણે રોકફેલરને કહ્યું, "તમારા પુત્રે ટીપમાં ૧૦૦૦ ડોલર ભરી આપ્યા

આ મંડળ ચાર આશ્રમો અને ૩૮ શાખાઓ (નિ પૃ ૧૦-૧૧) બહેનોની કેળવણી માટે ચલાવે છે અને ૧૭૦૮ વિદ્યાર્થી તેનો લાભ લે છે આ ઉપરાંત બહેનોની સામાજિક અને આર્થિક સ્થિતિ સુધારવા માટે પણ પ્રયત્ન કરવામાં આવે છે તેમને પ ગુીના સાધનો પણ મોટે આપવામાં આવે છે

મંડળને માથે ૧૯૩૬-૩૭ના વર્ષમાં તો એક વિશેષ ફરજ પણ આવી પડેલી જણાય છે આ તે પંચમહાલમાં દુષ્કાળનું ગહન કાર્ય ઉપાડવાના નિવેદન જોતાં જણાઈ આવે છે કે ભરે જ'મન વચ્ચે મંડળના આનંદ મેન'એ આ કાર્ય પાર ઉતાર્યું છે નિવેદનનો આ ભાગ ખાસ વાચવા જેવો છે.

બીજા એવા મંડળની પ્રવૃત્તિઓ તથા સેવકોની સાધના ને શ્રમ, શ્રી શ્રીકાન્તભાઈ જેવાની લગની એ આખા ગુજરાતને માટે ગૌરવ લેવા જેવું છે

**૩ વાર્ષિક રિપોર્ટ.**

વ્યારા-સોનગઢ તાલુકાની સહકારી મંડળીઓની દેખરેખ રાખનાર મંડળનો વ્યારામાં આવેલી સહકારી સંસ્થાનો સન ૧૯૩૬-૩૭નું નિવેદન મળ્યું

આ નિવેદનની પ્રસ્તાવનાના પેરા ૭ થી ૧૨ વડોદરાના અમલદાર વર્ગે ખાસ ધ્યાનપૂર્વક વાચવા અને વિચારવા જેવા છે.

નિવેદનના પેરા પાંચ (પૃ ૫) તે મથાળે "સ્ત્રીઓની બચતફંડ કરનારી મંડળીઓ" એવું મથાળું છે. એ તરફ અમે રાજ્યના સહકારી અધિકારી શ્રી રમણલાલ દેસાઈનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ વડોદરાના રાજકારભાર માટે અનેક ગુજરાતી શબ્દો યોજાય છે એ અભિનંદવા જેવી બીના છે પણ આવી શબ્દયોજનામાં કેટલીકવાર ભદ્રંભદ્ર શાહી (જેમ 'ચર્મપાદત્રાણ' ખેતીવાડી જેવા સરળ શબ્દને બદલે 'કૃષિકનાયનશોધક પ્રવર્તક કચેરી') તો કોઈ વખત કિલષ્ટ કે શ્લેષ અર્થ નીકળે એવી રચના આવી જાય છે

સહકારની પ્રવૃત્તિમાં 'સ્ત્રીઓની બચત કરનારી મંડળી' કે 'સ્ત્રીઓની બચતફંડ .. મંડળી' એ આવી રચનાના નમુના છે શ્રી રમણલાલભાઈ ગુજરાતના પ્રથમ પંક્તિના સાક્ષર છે અને એથી આવી હાસ્યોત્પાદક શબ્દયોજના નિવારવા એમના વર્ચસ્વ નીચેના ખાતામાંથી દૂર કરાવી યોગ્ય શબ્દ યોજાવશે એવી વિનંતિ છે

નિવેદનના વર્ષમાં આ મંડળીનું કુલ ભંડોળ રૂ ૨,૦૯,૬૫૪-૭-૧ છે. મંડળીના કામકાજના હીસાબે તેનું ખર્ચ પણ કરકસરથી ચાલતું જણાય છે

**યૌવન તરંગ**

લેખક શ્રી મહાવીરપ્રસાદ દાધીચ શાન્તાકુંજ કિં રૂ એક

પર પ્રાન્તના જે કેટલાક ભાઈઓએ ગુજરાતી ભાષાને અપનાવી છે તેમાંના શ્રી મહાવીરપ્રસાદ ભાઈ એક છે. 'યૌવન તરંગ' જોતાં સહેજે જણાઈ આવે છે કે તેમણે ભાષાને માત્ર અપનાવી નથી પણ તે પર સુંદર અધિકાર મેળવ્યો છે અને યૌવનના સ્વાભાવિક તરંગો ગંભીર ભાવને સરળ અને વેધક ગુંથણીમાં તેમણે રજુ કર્યા છે.

આ નાના પુસ્તકમાંના 'એમાં શું હતું ?' અને 'ત્યાગ'ના પ્રકરણો ખાસ મનન કરવા યોગ્ય છે.

પુસ્તકની છપાઈ અને સુંદર બાંધણીની જેમ એની વસ્તુ પણ મનનીય છે. પુસ્તક યૌવનના ઉંબર ઓળંગતા હરેકે ધીરજથી વાચવા-વિચારવા જેવું છે.

—મ

# : નોંધ :

**સાક્ષરશ્રી ચંદ્રશંકરભાઇ**

ગુજરાતનાં સાહિત્ય ક્ષેત્રમાં એક જમાનામાં ડંકો વગાડનાર, રાજકિય ક્ષેત્રમાં પણ તેટલી જ નામના મેળવનાર અને પાછળથી આધ્યાત્મિક વાદના શાન્ત રસ ગામેગામ ફરી પાનાર નડિયાદ નિવાસી શ્રી. ચંદ્રશંકરભાઇના અવસાનની નોંધ આ સ્થળે લેવી રહે છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપે !

**ગુજરાતી લેખકનું અવસાન**

નવસારીના જાણીતા પારસી ગુજરાતી લેખક શ્રી. સોરાબજી મંચરજી દેસાઇએ પણ પારસી છતાં સરળ અને મોહક ગુજરાતી ભાષામાં થોકબંધ પુસ્તકો લખી સુંદર સેવા કરી છે. તેમના અવસાનની સખેદ નોંધ અત્રે લઇએ છીએ. વૃદ્ધાવસ્થામાં પણ તેમણે પોતાની કલમની દોસ્તી છોડી નથી અને વાચકોના હાથમાં "મારી આકાશની મુસાફરીનું" છેલ્લું પુસ્તક મૂકી તેમનો જીવનદીપ બુઝાયો છે. પ્રભુ એમના આત્માને શાન્તિ આપો.

—મ.

---

# કોંગ્રેસ સરકાર

પાણી ભરાઇ જવાથી ખેતરના પાકને નુકશાન થયું હોય, ત્યાં કલેક્ટરોએ રાહત આપવી એમ મુંબઇ સરકારે ઠરાવ્યું છે.

મજુરોની સ્થિતિની તપાસ કરવા બિહાર સરકાર એક કમિટી નીમશે.

અહમદનગરની બે મસ્જીદોમાં સરકારી કચેરીઓ હતી. મુંબઇ સરકારે એ મકાનો મુસલમાનોને તરત સોંપી દેવાં એવો હુકમ કાઢ્યો છે. બીજી ત્રણ મસ્જીદો પણ મુસલમાનોને સોંપી દેશે ૧૦૦ વર્ષથી જે બાબતમાં સરકાર કંઇ દાદ ન આપતી હતી, તે બાબતનો કોંગ્રેસ સરકારે મુસલમાનોનો સંતોષકારક નિવેડો તાત્કાલિક કર્યો છે.

મુંબઇ સરકારે થાણામાં તાડી છેદનારાઓને તાડીમાંથી ગોળ બનાવવાનું શીખવવાનું શરૂ કર્યું છે.

બિહારમાં ખેતીની આવક પર કર નાંખવામાં આવશે.

બિહારમાં સ્થાનિક સંસ્થાઓના નોકરોને મહાસભાના સભ્યો બનવા છૂટ આપવામાં આવી છે.

યુક્તપ્રાંતની સરકાર કેટલાક જીલ્લામાં દારૂબંધી શરૂ કરશે.

મધ્ય પ્રાંતની સરકાર રૂા ૪૫૦૦૦૦ નો મહેસુલમાં ઘટાડો કરશે.

મહાસભાની સ્વતંત્ર મંત્રીની પ્રતિજ્ઞા પર મૂકાએલો પ્રતિબંધ ઓરિસ્સા સરકારે ઉઠાવી લીધો છે.

ચિપલુણ મહાસભા સમિતિના જપ્ત થએલા રૂ. ૩૦૦ મુંબઇ સરકારે પરત કર્યા છે.

યુક્ત પ્રાંતમાં ફેબ્રુઆરી સુધીમાં માનદ મેજીસ્ટ્રેટોએ તેમનાં કામ આટોપી લેવાં એવી તેમને સૂચના કરવામાં આવી છે.

# પૂર્ણા

**'આદર્શ હિન્દ'**

મારો પ્રયત્ન એવા ભારતવર્ષને માટે હશે જે ભારતવર્ષમાં પ્રજાના વર્ગોમાં ઊંચાનીચાના ભેદો નહિ હોય, એ ભારતવર્ષમાં સૌ કોમો હળીમળીને રહેતી હશે, એ ભારતવર્ષમાં અસ્પૃશ્યતાના પાપને તથા કેફી પીણાં તથા પદાર્થોને સ્થાન નહિ હોય; સ્ત્રીઓ પુરુષોના જેટલા જ હક ભોગવતી હશે; આપણે બાકીની આખી દુનિયા સાથે શાન્તિથી રહેતા હઈશું, અને કોઈને લૂંટતા કે કોઈનાથી લૂંટાતા નહિ હોઈએ. એટલે આપણે નાનામાં નાનું લશ્કર રાખવું પડશે. મૂંગા કરોડોના હિત વિરોધી નહિ હોય તેવા તમામ દેશી કે વિદેશી હિતસંબંધો ચીવટપૂર્વક જાળવવામાં આવશે. મને પોતાને દેશી અને વિદેશી વચ્ચેનો ભેદ અકારો છે. આ મારા સ્વપ્નનું ભારતવર્ષ છે.

—ગાંધીજી

તંત્રી રણછોડજી પરાગજી મહેતા


: પૂર્ણા કાર્યાલય :
: મોટા બજાર :
: નવસારી :

પુ. ૧, અંક ૯
ફેબ્રુઆરી

# – સ્ત્રી ઉપયોગી પુસ્તકો –

| પુસ્તક | કિંમત |
|---|---|
| ૧ કંમનેશીબ કવિતા | ૦–૪ |
| ૨ કાંકી | ૦–૩ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦–૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦–૪ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦–૬ |
| ૬ પાંપણાં (લોકગીત) | ૦–૫ |
| ૭ બલિદાન (મિરકગીતો) | ૦–૫ |
| ૮ ભરાટવી | ૦–૪ |
| ૯ મા (વાર્તા) | ૦–૪ |
| ૧૦ જયાના પત્રો(સમાનં હકનું કસોટીમય લગ્ન) | ૦–૬ |
| ૧૧ પતિની પસંદગી | ૦–૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦–૩ |
| ૧૩ ફૌઇ | ૦–૪ |
| ૧૪ પારસી વાનીઓ | ૦–૬ |
| ૧૫ વિધવા (વાર્તા) | ૦–૫ |
| ૧૬ કોને પરણું ? (વાર્તા) | ૧–૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦–૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦–૮ |
| ૧૯ જીવનના ભડકા (વાર્તા) | ૧–૮ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧–૮ |
| ૨૧ હાસ્યકલાપ (રમુજી) | ૧–૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧–૮ |
| ૨૩ વીર રાજા | ૧–૦ |
| ૨૪ હાસ્ય ઝરણાં (રમુજી) | ૧–૮ |
| ૨૫ "જરા અહીં મુકજો" | ૧–૦ |
| ૨૬ રાસ રજની | ૧–૧૨ |
| ૨૭ જીવન પલટો (વાર્તા) | ૦–૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦–૩ |
| ૨૯ ભરત ગૂંથણ | ૦–૧૦ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦–૫ |
| ૩૧ રઝીયા બેગમ | ૦–૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦–૬ |
| ૩૩ સખીના પત્રો | ૦–૮ |
| ૩૪ રંધવનું શાસ્ત્ર | ૦–૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦–૩ |
| ૩૬ માતૃ પ્રેમ | ૦–૪ |
| ૩૭ પારસી લગ્ન ગીતો | ૦–૬ |
| ૩૮ દામ્પત્ય જીવન | ૨–૮ |
| ૩૯ વહેમી પતિ | ૦–૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦–૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦–૫ |
| ૪૨ રમુજી વાતો | ૦–૪ |
| ૪૩ ભલી ભાગી | ૦–૧ |
| ૪૪ પતિ પ્રભુ છે | ૦–૧ |
| ૪૫ માંદગી અને માવજત | ૦–૪ |
| ૪૬ વાતનું વતેસર | ૦–૧ |
| ૪૭ ઘરેણાંનો શોખ | ૦–૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦–૬ |
| ૪૯ એકાદશી | ૦–૧૨ |
| ૫૦ રાણક દેવી | ૦–૧૨ |
| ૫૧ શિવાજીની બા | ૦–૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦–૧ |
| ૫૩ કાયદાનું અજ્ઞાન | ૦–૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૧–૮ |
| ૫૫ નારીબિંદુ | ૦–૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦–૨ |
| ૫૭ નવા સાથીઆ | ૦–૨ |
| ૫૮–૫૯ વીર તારા (૨ ભાગ) | ૨–૪ |
| ૬૦ ગોરમાનાં ગીત | ૦–૧ |
| ૬૧ મેડમ ડેમોરા(ફિલોસોરોના પંજામાં) | ૦–૧૨ |
| ૬૨ સામાજિક વાતો (ભાગ ૨) | ૦–૩ |
| ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦–૧ |
| ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦–૧ |
| ૬૫ દક્ષિણી રાંધણ કળા | ૦–૩ |
| ૬૬ સતી જસમા | ... |
| ૬૭ સંસાર દર્શન | ૦–૬ |

સ્ત્રી શક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજે જ વસાવો. કુલ ૬૭ પુસ્તકો બહાર પડ્યાં છે. તેનો સેટ રૂા. ૩૪)નો થાય છે તે રૂા. ૩૦)માં મળે છે. પુસ્તકો છુટાં પણ મળી શકશે. નુર જુદું. લખો: સ્ત્રી શક્તિ, કેળાંપીઠ, સુરત

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ ફેબ્રુઆરી અંક ૭


## એ પડછાયો ન જોઈએ

ઇ. સ. ની પૂર્વે સદીઓ અગાઉ ગ્રીસમાં એન્ટીસ્થીનીસ નામનો એક મહાન તત્ત્વવેત્તા થઇ ગયો. તેણે તેના શિષ્યોને શીખવ્યું કે સદ્‌ગુણ એ જ ધર્મ છે, દેહને જેમ બને તેમ વધારે કષ્ટ આપવાથી જ સદ્‌ગુણી થઇ શકાય છે. સદ્‌ગુણ એજ પરમ સુખ છે.

એના એક શિષ્યનું નામ ડાયોજિનિસ હતું. તેણે ગુરુનાં સિદ્ધાંતો અક્ષરશઃ આચારમાં મૂકવા માંડયા. અર્ધ નગ્નાવસ્થામાં બેઢંગી રીતે કપડાં પહેરી તે શહેરમાં ભટકતો, કાદવની એક તદ્દન નાની ઝુંપડીમાં રહેતો. એ ઝુંપડી એટલી નાની હતી કે એથેન્સના શહેરીઓ તો એમજ કહેતા કે તે ગોળીમાં રહે છે. ઉનાળાના પ્રખર તાપમાં તે ધગધગતી રેતીમાં આળોટતો અને શિયાળાની કડકડતી ટાઢમાં તે હિમ સરખા ઠંડા આરસનાં પુતળાને ભેટી વળગી રહેતો. તેના માર્મિક વિનોદો અને હાજર જવાબો એટલા તો પ્રખ્યાત થયા કે વિશ્વવિજેતા શહેનશાહ એલેકઝાન્ડર તેને મળવા ગયો. સવારના ચઢતા પહોરે ડાયોજિનિસ 'ગોળી' બહાર બેઠો હતો. શહેનશાહ ત્યાં આવી ઊભો પણ તેણે તો તેના પર મીટ સરખી ન માંડી અને જે તે સ્થિતિમાં બેસી રહ્યો. એલેકઝાન્ડરે કહ્યું 'હું શહેનશાહ એલેકઝાન્ડર' તેજ સ્થિતિમાં રહયે રહયે ડાયોજિનિસે જવાબ દીધો, 'હું તત્ત્વવેત્તા ડાયોજિનિસ'. વાત ચીત કર્યા પછી શહેનશાહે ડાયોજિનિસ જે માંગે તે આપવા કહ્યું. 'ડાયોજિનિસ, તું જે કહે તે હું કરીશ.' ડાયોજિનિસે જવાબ દીધો, "શહેનશાહ, તું મારે માટે શું કરી શકે? તું અહીં ઉભો છે-ત્યાંથી ખસી જા. મારા દેહ પર પડતો તારા શરીરનો પડછાયો દૂર કર અને મારા પર સૂર્યનો પ્રકાશ આવવા દે. એટલું જ બસ છે."

પ્રશંસામાં નમન કરી એલેકઝાન્ડર ત્યાંથી ચાલી નીકળ્યો. અને કહ્યું. "હું એલેકઝાન્ડર ન હોત તો મને ડાયોજિનિસ થવા ગમતે."

સત્તાધિશો અને ધનિકોના 'પડછાયા'થી મુક્ત રહેવા ડાયોજિનિસના જેટલી ત્યાગ વૃત્તિ કેળવવી રહે છે.

— ૨.

# તારી આણ !

( ૧ )

જે જે કાર્ય કરું હું દિનભર,
જે જે ભાવો હૃદય સ્મરૂં;
જે જે વાકયો વદું નિરંતર,
જે અનુભવથી જીવન ભરૂં;
સૌ કાર્યોમાં, સૌ ભાવોમાં,
સૌ અનુભવમાં હે ભગવાન!
સદાકાળ વ્યાપો તલ અતલે,
તારી પાવક પ્રેમલ આણ!

( ૨ )

નિશા વિષે નિદ્રાવસ્થામાં,
શુભાશુભ સ્વપ્નો જે જોઉં;
સવાર સાંજે તવ સ્તવનોમાં
આંસુઓ માંગં જે ખોઉં;
સહુ સ્વપ્નોમાં, સહુ દર્શનમાં,
પ્રતિબિંબ તારૂં ભગવાન!
સદાકાળ વ્યાપો તલ અતલે;
તારી પાવક પ્રેમલ આણ!

( ૩ )

સ્ફુરે જેહ આનંદ વીચિઓ,
ધબકે દુઃખના ઉર ધબકાર;
દેહ પ્રાણના પૃથ્વી—વ્યોમે,
ઝાંખો ઝબકે જે ઝબકાર;
તે આનંદે. દુઃખ—ધબકારે,
તે ઝબકારે ઓ ભગવાન!
રોમરોમ નિશદિન વ્યાપી રહો.
તારી પાવક પ્રેમલ આણ!

૫–૪–૩૨
થાણા જેલ,

રતુભાઈ દેસાઈ

## સ્વતંત્રતા

સ્વતંત્રતા ! હે સ્વતંત્રતા !

સૂત્રો નહિ તો શાસ્ત્ર શેનાં, ગાયત્રી વિણ વેદ વૃથા,
તારા વિણ આખી સૃષ્ટિનાં જીવન જાણો એમ જુઠાં—સ્વ૦
આભલીએ દુધગંગા કોઈ ચંદ્ર. સુરજ, તારા રમતા
ભેગા તે જુદા પડીઆ કે જન્મ લીધો તેં સ્વતંત્રતા !—સ્વ૦
પાણી પણ પથ્થરે પૂરાયાં પાળ ઉખેડીને વહતાં,
બીયાં કેદ પડ્યાં ભુથરમાં માટી પડ ફોડી ફુટતાં—સ્વ૦
ચારો મન માન્યો નીરો કે કુવાનાં દો નીર મીઠાં,
તો પણ ઢોર રીઝે ના, રીઝે જો એ ચરવા થાય છુટાં—સ્વ૦
લાખો લોક અધોમુખ દુઃખે ગુલામીમાં સબડી મરતાં
તે તારાં પ્રેરક ગાણાંએ ફરીથી સંજીવન બનતાં—સ્વ૦
અમરાઇમાં કોયલ ઉડતી, ડુંગર પર મોરો ચરતા,
વનરાઇમાં ભમરા, ફૂલ પર મધમખો તુજને સ્મરતા—સ્વ૦
દરીઆમાં નદીઓ, નદીઓમાં નાનાં નિર્ઝરણાં ભળતાં,
એ સંગમનાં સાદાં જીવન વિસ્મૃતિના વનમાં મરતાં—સ્વ૦
પણ પેલી જમનાનાં કાજળ ગંગાના દુધમાં મળતાં
ભળી જતાં ના જુદાં વહતાં ત્રિવેણિએ તેં અમર થતાં—સ્વ૦

— ગ્ર,

---

## —ભૂંગળાંવાળાને[1]—

( 'વાંકી વાંકી મૂછડી વાળોરે'—એ લોકગીતના સૂરમાં )

ભૂંડા અલ્યા ભૂંગળાંવાળા રે ! કરે કેર કાળા કાળા રે !
લાખો કરોડોનાં લેખાં કરે તો એ લોભ તારો ન સમાય,
ત્રીશ રૂપરડીનો તુચ્છ અમારો ભાગ તુંથી ન ખમાય,
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦
મલબાર હીલની તારી મ્હેલાતો જ્યાં લક્ષ્મીની છોળાછોળ,
કાળી અમારી કોટડીઓની શાનો કરે તું ખોળ ?
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦

---

૧ કારખાનાંના માલિકો

અક્કેક તારા કૂતરા પાછળ નોકર ત્રણ ત્રણ હોય,
કૂબાં આમારાં બાલુડીઆં તો રોટલા કાજે રોય,
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦

જેઠ મહિને જ્યારે ધોમ ધખે ત્યારે દોડે તું 'મામલેસર'[1]
ધમધમતાં તારાં કારખાનામાં તૂટે અમ કલેવર,
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦

લાખો મજુરોની મ્હેનતનું ફળ એકલો ભરખી જાય,
ભોગ ભલભલા દઈએ તને પણ ખપ્પર તારૂં ન ભરાય.
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦

છૈયાં તારાં રમે રૂપેરી ઘૂઘરે, ખમ્મા ખમ્મા નીત થાય,
કારખાને અમે કામે જઈએ ત્યારે બાળ રડી સુકે હાય,
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦

મંગોખમ થાય જો તારી સ્ત્રીને તો ડોકટર કરે દોડાદોડ.
સુવાવડી અમ સ્ત્રીઓને થોડીક છુટ્ટી દેતાં આવે મોત !
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦

કાયા ગળે પગ હાથ ધ્રુજે ને ડોળા ડગમગ થાય,
તાર સુતરના સૂઝે કે ન સૂઝે, ભૂખે દા'ડા કેમ જાય ?
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦

મોટાં મોટાં પેલા ટોપાંવાળાને ઘડપણે પેન્શન સોય,
ઘડપણમાં અમ કાયા ન ચાલે દરિયે ડુબવું હોય,
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦

વીનવી વીનવી થાકીને આખરે પાડીએ અમ હડતાલ,
પીળી[3] પાઘડીવાળા મારે લાઠી બંદુકોના માર,
ભૂંડા અલ્યા ભૂંગળાંવાળારે૦

—સેવાનંદ

---

૧ મહાબળેશ્વર ૨ મોટા પગારદાર નોકરો ૩ મુંબઈની પોલીસ

# જાવા-બાલી અને તેની સંસ્કૃતિ

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ એમ. એ.

( ગતાંકથી ચાલુ )

જાવામાં ડચ સરકારના ખાલસા પ્રદેશ ઉપરાંત બે મુસ્લિમ સલ્તનતના પડછાયામાં હજી કેટલોક પ્રદેશ રાજસત્તાએ રહેવા દીધેલો છે જોગીયા કાર્ટો-યોગક્ષેત્ર અને સોલો-સુરાકાર્ટો-સૂર્યક્ષેત્ર એ બે સ્થળોએ પ્રાચીન સુલતાનોના વંશજો હજી ડચ દોરવણી નીચે રાજ્ય કરે છે. આ બન્ને સ્થળો પ્રાચીન સંસ્કૃતિનાં રક્ષણસ્થાન બની ગયાં છે એમ કહીએ તો ચાલે. પ્રાચીન સંગીત, નાટક, છાયા નાટક, નૃત્ય. કોતરકામ એ બધામાં ખરી પ્રાચીનતા જોવી હોય તો આ બે સ્થળે એ પ્રાચીનતા હજી જીવંત અર્વાચીન છે. આ મુસ્લિમ સુલતાનો પોતાને રાજા, પ્રભુ, ભૂપતિ, અધિપતિ, આર્ય વગેરે નામોથી ઓળખાવે છે. જાવાના કુલીન રાજકુટુંબીઓ અને અમીરોમાં સૂર્યપુત્ર-સૂર્યવિનત જેવાં નામ એરેબીક નામ સાથે રાખે છે. શાસ્ત્રવિદગ્ધ નામનો એક જાવાનીઝ મુસ્લિમ વિદ્વાન ડચ યુનિવર્સિટીમાં-હોલંડમાં આજ કામ કરે છે. જાવાના ગાંધી તરીકે ઓળખાતા એક આગેવાનનું નામ સુઉત્તમ છે. એ સુઉત્તમ થોડા માસ ઉપર હિંદની મુસાફરીએ આવ્યા હતા. એમનાજ ભાઇનું નામ ડૉ. સુશીલ છે. એ ડૉ. સુશીલ જાવામાં ભરાયલી રૂરલ હાઇજીન કોનફરન્સમાં જાવાના નિષ્ણાત તરીકે હાજર હતા. સ્ત્રીઓમાં દેવી, સુભદ્રા, સુવ્રતા વગેરે નામો આજપણ સાંભળવામાં આવે છે. જાવામાં જન્મેલા-જાવાને માતૃભૂમિ માનતા-પશ્ચિમની દૃષ્ટિએ Native તરીકે ઓળખાતા દેશીને જાવામાં ભૂમિપુત્ર તરીકે ઓળખાવાય છે. ચંપાનું ફૂલ ચમ્પક તરીકે ઓળખાય છે. નાગરેક-નગર એ તો કેંક ગામોનાં નામ સાથે જોડાયલાં છે. બાલીમાં ગામડાંને દેશ કહે છે; રાજાના મહેલને પુરી કહે છે; બ્રહ્માના વાહન હંસને હંસ કહે છે.

આ આખા દ્વીપસમૂહમાં ચાલતી મલય, જાવાનીઝ અને બાલી ભાષામાં કેટકેટલા શબ્દો આપણા ઓળખીતા નીકળી આવે છે એ જ્યારે જાણીએ છીએ ત્યારે આપણને આશ્ચર્ય થાય છે. શબ્દોમાં ઘણી વખત ઇતિહાસ સમાયલા હોય છે. શબ્દો જેમ નવા ઘડાય છે અને તેની પાછળ કોઈ પ્રબળ શક્તિ અને સંસ્કાર રહેલાં હોય છે તેમ એક ભાષામાંથી બીજી ભાષામાં ઉતારેલા શબ્દો પણ આવી જ કોઈ પ્રબળ શક્તિ અને સંસ્કારનાં સૂચક હોય છે. ગ્રીક અને લેટીન ભાષાએ પશ્ચિમની સર્વસંસ્કારી ભાષાને શબ્દ ભંડાર ખોલી આપ્યા છે. સંસ્કૃતભાષાએ હિંદુસ્તાનની પ્રાકૃત ભાષાઓ vernaculars ને કેટલી સમૃદ્ધ કરી છે એ આપણે જાણીએ છીએ. પરંતુ એજ સંસ્કૃત ભાષાએ ચીન, જાપાન, મલય, જાવાનીઝ અને બાલી જેવા પ્રદેશોની ભાષાને પણ ખૂબ શણગારી છે એમ આપણે જ્યારે જાણીએ ત્યારે એ ભાષાને બધે ફેરવનાર ફેરીઆઓની શક્તિનો ખ્યાલ પણ આપણને જરૂર આવે. સંસ્કૃત શબ્દોને જાવામાં રૂઢ બનતાં બનતાં જીભનાં-ઉચ્ચારનાં

રૂઢિનાં, ભાવનાનાં કેટકેટલાં પડ વીંધવાં પડયાં હશે એનો કયાસ કરવો એ ખરે મુશ્કેલ કામ છે. બાલીમાં ત્યાંની ભાષાની મુશ્કેલી ટાળવા અમારે એક ભોમીઓ અંગ્રેજી જાણનાર રાખવો પડ્યો હતો. એ ભોમીયો ક્ષત્રિય જાતિનો હતો, એણે જ્યારે 'પૂર્ણિમા' શબ્દનો ઉચ્ચાર કર્યો ત્યારે મને ખરેખર નવાઈ લાગી. અને લગભગ સવાસો જેટલા શબ્દોની મેં યાદી કરી લીધી જે યાદીને Raffles ના ઐતિહાસિક પુસ્તકનો ટેકો છે. આપણે થોડા જાવા અને બાલી ભાષાના શબ્દોમાં ખુલ્લી દેખાતી સંસ્કૃત છાપે જોઈ લઈએ :

| | સંસ્કૃત | જાવાનીઝ | બાલી |
|---|---|---|---|
| ૧ | જીવ–આત્મા... | ... ચેત્મો ... | ... જીવ–આત્મા |
| ૨ | દેવ ... | ... દેવ ... | ... દેવ |
| ૩ | જગત ... | ... જગત–ભુવન | |
| ૪ | સ્વર્ગ ... | ... સુવર્ગ ... | ... સુરગ |
| ૫ | આકાશ ... | ... આકાશ ... | ... અંકાશ |
| ૬ | સૂર્ય ... | ... સૂર્ય ... | ... સૂર્ય |
| ૭ | શશિ ... | ... શશિ ... | ... શશિ |
| ૮ | ઉત્તર ... | ... ઉત્તર ... | ... ઉત્તર |
| ૯ | ભૂમિ ... | ... ભૂમિ ... | ... ભૂમિ–ગુમી |
| ૧૦ | જલ–તોય ... | ... તોય ... | ... તોય |
| ૧૧ | સ્ત્રી ... | ... ઇસ્ત્રી ... | ... હીસ્ત્રી |
| ૧૨ | મુખ ... | ... | ... ... મુચ |
| ૧૩ | પંચેન્દ્રિય ... | ... પંચદરીય ... | ... પંચદ્રીય |
| ૧૪ | રસ ... | ... રસ ... | ... રસ |
| ૧૫ | રૂપ ... | ... રૂપ ... | ... રૂપ |
| ૧૬ | સ્વર ... | .. સોર–સુવર ... | ... સુઅર |
| ૧૭ | રંગ (વર્ણ) ... | ... વર્ણ ... | ... વર્ણ |
| ૧૮ | ગજ ... | ... ગજ ..., | ... ગજ |
| | | | ગોઆગજ–ગુહાગજ |
| ૧૯ | સિંહ ... | ... સિંગ ... | ... સિંઘ |
| ૨૦ | મધુ (honey) | ... મદુ ... | ... મદુ |
| ૨૧ | ઉપવાસ ... | ... પુઆસ–તપ ... | ... વ્રત |
| ૨૨ | દંડ–fine ... | ... દંડ ... | ... દંડ |
| ૨૩ | પ્રધાન–મંત્રી | ... મંત્રી ... | ... મંત્રી |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૪ | પવિત્ર | સુચીન | | સુચીન |
| ૨૫ | માલા | | | ગણીત્રી |
| ૨૬ | રવી | દીતી | | રદીતી (આદિત્ય) |
| ૨૭ | સોમ | સોમ | | સોમ |
| ૨૮ | મંગળ | | | અંગારક |
| ૨૯ | બુધ | બુદ | | બુદ |
| ૩૦ | બૃહસ્પતિ | રસપતી | | વરસ્પતિ |
| ૩૧ | શુક્ર | શુક્ર | | શુક્ર |
| ૩૨ | શનિ | | | શનીચર |

આમ જાવાનીઝ અને બાલીનીઝ ભાષાઓ સંસ્કૃત શબ્દોથી ભરપૂર છે એમ સહજ દેખાઇ આવશે. પ્રાચીન જાવાનીઝ ભાષાને ભાષાકવિ–કાવ્યમય વાણી તરીકે ઓળખાવવામાં આવે છે, અને હવે તો તે માત્ર કવિ–કાવિ તરીકે જ ઓળખાય છે. એ ભાષા વર્તમાન જાવાનીઝનું મૂળ છે, અને તેના પ્રવાહનું એક મૂખ્ય ઝરણું સંસ્કૃતમાંથી વહી આવે છે. રસતામ ગ્રંથ કવિ ભાષામાં લખાયલો છે તેમાં જોઇએ એટલા સંસ્કૃત શબ્દો મળી આવે છે. પાવક–ગીરી–શીલા–માણીક–મેધ–વર્ષા–તિર્થ–ગંગા–પવિત્ર પાણી–મીન–સાગર–સિંધુ–ભ્રમર–કુસુમ–કોકિલ જેવા શબ્દો તેમાં સ્થળે સ્થળે વેરાયલા પડયા છે.

એરેનીયા જાવાની રાજધાનીનું શહેર. એમાં ઉતરતા બરોબર આપણે જોઈ શકીએ છીએ કે ત્યાંની એક નદીની નહેર બનાવી આખા એરેનીયા શહેરને સ્નાનનું તેમજ હોડીઓ ફેરવવાનું સાધન આપવામાં આવેલું છે. અમુક અંશે શહેરની શોભા વધારતી આ નદીનું નામ કાલી છે. જાવાની મૂખ્ય નદી શરયુ નામે ઓળખાય છે. ત્યાં જંબુદ્વીપ છે, મલબાર છે, મુહુરા છે. ઇરીપી, સુમેરૂ, બ્રહ્મા, અર્જુન, ચિન્તામણી જેવા પર્વતો અને શિખરો છે. નાગરેક, સીંગપર્ણ, સીંધરાજા, નગર, સંઘ, કપાલ, કૌશામ્બી, કલીંગ, વૈશાખી, બાંગલી, જેવાં નગરો પણ છે. પુરગંગા, પુરઅર્ચા, પુરતિર્થ જેવાં પવિત્ર જળ મંદિરો છે.

આવા શબ્દોમાં, આવાં સ્થળનાં નામમાં ભૂલ થાય એમ નથી. આજ સુધી સ્થાન પામી રહેલાં નામ અને શબ્દ હિંદ સાથેનો એક સળંગ, વ્યાપક, દીર્ઘ અને રાજકીય તેમજ સંસ્કારિક સંબંધ સાબીત કરે છે. વારાફેરામાં ઘણાં નામો ભૂલાઇ ગયાં હશે પરંતુ આજ આવાં અનિશ્વર બોધવનાં સ્થાનો અને શબ્દો ધસારાથી પર રહ્યાં છે એનું એક જ કારણ આર્ય સંબંધ–ધર્મ, રાજ્ય, સંસ્કાર અને ભાવનાનો સંબંધ જાવા બાલી સાથે બહુ જ જીવંત હતો. તે એટલો જીવંત હતો–હજી પણ છે કે આ મલય પ્રદેશને–સુમાત્રાથી ફીજી ટાપુઓ સુધીના પ્રદેશને આપણે આર્યાવર્તના ટુકડાઓ કહીએ તો ચાલી શકે. પુરાણોમાં આપેલી ભૂગોળ આપણે હજી ઓળખી શકયા નથી. પરંતુ ખંડ અને દ્વીપની રૂપરેખાઓ આપણે ફરી વિચારી જવી પડશે, અને ચારે પાસ ફેલાયલા આર્ય સંસ્કારનો અભ્યાસ કરી આપણા પ્રાચીન ઇતિહાસને લખવો પડશે. જાવા આ સંબંધમાં ઘણાં સાધનો પૂરાં પાડે એમ છે.

ભાષાના શબ્દો સ્થળોનાં નામ, મનુષ્યોનાં ચાલુ નામ એટલું બસ થતું ન હોય તો એથી પણ આપણે વધારે ઊંડા ઉતરી શકીશું અને જાવા બાલીના સંસ્કાર જીવનમા- રસ જીવનમાં કલામાં આપણે પ્રવેશ કરીશું

જાવા અને બાલીનાં સ્ત્રીપુરૂષો આજીવન નૃત્યકારો છે એમ કહીએ તો ચાલી શકે. નૃત્ય એ માનવજીવનનું પ્રથમ કલાદર્શન, આનંદ, શોક, પ્રેમ, શૌર્ય વગેરે ભાવો અત્યંત ઉત્કટ બને ત્યારે તે માત્ર હૃદયને હલાવી બેસી રહેતા નથી તે આંખ, ભ્રમર, મુખને જીવંત બનાવે છે અને પોતાના વેગને હાથ, પગ કમર, ગ્રીવા અને અંગુલીમાં પણ ઉતારી દે છે. કંઠને તે Yells-ઉદ્‌ગાર-પુકાર અગર ગીત આપે છે. નૃત્ય, ગીત અને નાટક એ બહુ પાસે પાસે આવી ગએલી કળાઓ છે, અને તેમનાં સંગમસ્થાન એટલાં બધાં છે કે ત્રણેનું મિશ્રણ જ મ્હોટે ભાગે સમાજમાં વ્યક્ત થાય છે. આ કલાનો વિકાસ આત્મલક્ષી દૃષ્ટિએ-subjectively તેમજ સર્વાનુભાવ દૃષ્ટિએ Objectively વિચારવા સરખો છે. નૃત્ય અને નાટક જાવા બાલીના જીવનમાં ઓતપ્રોત બની ગએલાં છે એમા જેટલા ઉત્સાહથી નટ કે નૃત્યકાર ભાગ લે છે તેટલા જ ઉત્સાહથી પ્રેક્ષકો પણ ભાગ લે છે. થીએટરો, નાટ્યગૃહો હવે ધીમે ધીમે જાવામાં શરૂ થયાં છે, પરંતુ આ નાટકો તો મ્હોટે ભાગે સાર્વજનિક યોગાનોમાં અને મંદિરો પાસે જ ભજવવામાં આવે છે આપણી ભવાઈ કે રામલીલાની માફક એ નાટકો આખા ગામનો ઉત્સવ બની જાય છે. ગ્રામ ઉત્સવનો એ મહત્વનો વિભાગ છે જેમાં આબાલવૃદ્ધ બહુ કોઈ પ્રવેશ પામી શકે છે.

બાલીમાં તો સહુ કોઇ-ખાસ કરીને બાલકીઓને-નૃત્યનું શિક્ષણ મળે છે, અને નૃત્ય તથા નાટકના શોખમાં કેટલીક યુવતીઓ ઘણી મોડી પરણે છે. નૃત્ય કે નાટક દિવસના પ્રકાશમાં પણ થાય અને રાત્રીના દીવાઓમાં પણ થાય. એમાં ભાગ લેવાનું આમંત્રણ મળે એ મ્હોટું માન મળ્યા બરાબર ગણાય છે. રાજકુટુંબને પણ કવચિત્ નૃત્યમાં ઉતરવું પડતું. બાલીમાં નાટકો ધર્મની સાથે સંકળાયલા છે, અને જો કે જાવાનો મુસ્લિમધર્મ એ નાટકો સાથે પ્રત્યક્ષ સંબંધ નથી ધરાવતો, છતાં તે નાટક કે નૃત્યની ઉપેક્ષા કરતો નથી. એથી પણ વધારે વિરોધ અને ઉપેક્ષા બાજુએ રહી જાય છે, અને જાવાના મુસ્લિમો મૂળ હિંદુ ધર્મ સાથે જડાયલાં નૃત્ય નાટકોમાં બાલીના હિંદુઓ સરખા જ ઉત્સાહથી ભાગ લે છે. બન્ને ટાપુઓનાં નૃત્ય નાટકોમાં એક પ્રકારનું સામ્ય છે. ફેર એટલો જ કે જાવાનાં નૃત્ય નાટક Conventional રૂઢિબદ્ધ બની ગયાં છે જ્યારે બાલીમાં રૂઢિબદ્ધતા ઉપરાંત તે નવીનતા પણ ધારણ કરી શકે છે. જાવાના બન્ને સુલતાનો આવા ગાયક ગાયીકાઓ અને નટનટીઓને પોતાની નોકરીમાં રાખે છે. એ નૃત્યકારોના બે વર્ગ છે, શ્રીમ્પી અને બેડોઝ. શ્રીમ્પીએ રાજકુટુંબમાંથી ઉતરેલા નૃત્યકારો અને બેડોઝ સામાન્ય જનતામાંથી. એ બન્ને વર્ગ સુલતાનની આ નૃત્યો રાજમંદિરમાં ગોઠવે છે અને તેમને સામાન્ય બેનડાઓ માફક જીવન ગુજારવા ફરવાનું હોતું નથી. આ નૃત્યમાં સુલતાન જેને નોતરે તેને આવવાનું હોય છે. અમસ્ત તો સુલતાનો

આખા ગામને આમન્ત્રણ આપતા. જોગીયા કાર્ટોનામાં દસ દસ વર્ષે એક ઉત્સવ આવે છે, તેમાં થતાં નૃત્યમાં પાટવીકુંવર તથા અન્ય રાજકુટુંબીઓને ઉતરવું પડે છે.

આ નાટકો ભજવાતાં જોવા માટે લોકો કલાકોના કલાકો સુધી ચોગાનની ધૂળમાં બેસી રહે છે, અને નાટકના પ્રત્યેક ભાવ સાથે તલ્લીન બની જાય છે. નટ અને નર્તકના પોષાક એ ખરેખર આકર્ષક હોય છે. એ પહેરવેશ ઘણી વખત તો જરી કીનખાબ અને ઝીકની કલાના ઉત્કૃષ્ટ નમુનાઓ હોય છે. રંગ અનેક જાતના–ભરચક પુષ્પ માળાની રચના–સોનેરી રૂપેરી કિનાર, ચમકતી બંગડીઓ, વીંટી, માળા અને બીંદી, શોભાયમાન વર્તુળાકાર ચમકચમક થતા મુકુટ, દીપી ઉઠતાં કુંડળ અને નર્તકનર્તકીનો Make up મુખદીપન કલા–એ સઘળું આખા વાતાવરણને દિવ્ય બનાવી દે છે; સહુની દૃષ્ટિ સામાન્યતામાંથી–નીચે પથરાયલી ધૂળ, તડકો કે ટાઢ, ગરીબ ઘર એ સહુમાંથી નીકળી જઇ ભભક ભર્યા દૃષ્યતરફ જ ચ્હોંટે છે. વાદ્ય સમુહ orchestra ની દબદબા ભરી ગોઠવણ લગભગ વર્તુલ કે અર્ધવર્તુલમાં આવી દૃષ્યને Majesty ભવ્યતા અર્પે છે, અને પ્રેક્ષકોની તાલાવેલી વચ્ચે કોઈ દેવ સુંદરી સરખી યુવતી આવી નૃત્ય કરે છે, અગર મુખવટો ધારણકરેલો રાક્ષસ આવી ભયાનક રસ ઉત્પન્ન કરે છે, અથવા ચાળા કરતો વિદુષક આવી આખા સમૂહને હસાવે છે.

આ નૃત્યોમાં Footwork અંગુલી મુદ્રા, હસ્તની આકૃતિ, કંઠ મરોડ, કમરનું હલન એ સઘળું અમુક અંશે આપણને સુંદર લાગે છે. ઉત્તર હિંદના નૃત્ય સરખું લાસ્ય–Grace નાઝુકી એમાં સતત રહેતાં નથી. પરંતુ દક્ષિણ હિંદની–તાંજોર કે કર્ણાટક પદ્ધતિનું આપણને વધારે સ્મરણ થાય છે. ચોખ્ખી, સુરેખ પરંતુ સહજ વરવી લાગે એવી હાથપગ અને આંગળીની રમતમાં વેગ વધારે હોય છે, જોસ વધારે હોય છે, પ્રદર્શન વધારે હોય છે. સૌમ્યપણું ઓછું હોય છે. Orchestra–ગમેલન નામે ઓળખાતો વિપુલ વાદ્યસમૂહ એ નૃત્યને સહાય આપે છે.

આ ગમેલનમાં લગભગ બાર વાદ્યો હોય છે. દીલરુબા સરખું રહીબ, સૂર ગોઠવેલા બાર કાંસાના ઝાંઝ ગોઠવેલું લાકડાનું ખોખું જેને ગેન્ડર–ગાન્ધાર કહેવામાં આવે છે તે, ગમ્બાન્ગ નામની ચઢતા ઉતરતા સૂરની વાંસમાળા, મંજીરાને મળતાં કેન્નન, ત્રેમ્પોન્ગ નામનું મોટું ઢોલ, સુલીંગ નામની બે પ્રકારની વાંસળી અને ઘંટ આટલાં વાદ્ય મુખ્ય હોય છે. એ વાદ્યોની પૂર્તિ કરવાને માટે બાકીનાં ન્હાનાં મોટાં વાદ્યો રાખવામાં આવે છે. માત્ર સારોન્ગ–લુન્ગી તથા માથે સાફો વીંટી ખુલ્લે શરીરે બેઠેલા બજવૈયાઓ એક ભાત પાડે છે, જે દેહને કપડાંથી ઢંધી રાખવામાં સભ્યતા માનતા નવા યુગને કદાચ વિચિત્ર લાગે. ગમેલન શરૂ થાય ત્યારે જાણે એકતાન આપ્યા કરતાં ઢોલ અને ઘંટનું જ પ્રાધાન્ય આપણને લાગ્યા કરે છે. પરંતુ જરા સમય જતાં નૃત્ય નાટકની ચોરા વધતાં, આપણને સૂરાવલીની ટેવ પડતાં બીજાં વાદ્યોની ગમક લાગવા માંડે છે, અને ઘંટના હિંદુ મંદિરોમાં સંભળાતા નાદ સરખા ટીંગ ટેંગ ટીંગ ટેંગ નાદ વચ્ચે એક સરસ મોહક Haunting સૂરાવલી સાથે આપણે એક બનતા જઇએ છીએ.

આ મુરાવલી સાત અને પાંચ સુરની અંદર રમત કરે છે

કોઇ સંગીતવિદ્ જાવા બાલીના અને હિંદના સંગીતનો તુલનાત્મક અભ્યાસ કરે તો સુર રાગના બંધારણ, મુદ્રાઓના અર્થ, નૃત્ય અને ઢોલકના તોડા તથા બોલ એમાંથી ઘણી ઐતિહાસિક બાબતો ઉપર પ્રકાશ પાડી શકે.

નૃત્ય, દૃશ્ય અને નાટકના મિશ્રણમાં ગમેલનની શરૂઆત સાથે નર્તકીઓ અગર પાત્રો બાજુએથી વગર પડદાની ખુલ્લી રંગભૂમિમાં પ્રવેશ કરે છે. કાર્ય શરૂ કરતા પહેલાં તેઓ નમન કરે છે અને દૃશ્ય પુરું થતા પણ તેઓ નમનનો દેખાવ કરી અદૃશ્ય થાય છે. આ નમન આપણા હિંદુસ્તાનના નમસ્કાર સરખું બે હાથ જોડીને કરવામાં આવે છે; અને તેમાં દેવ આરાધનાનું સૂચન થાય છે. પાત્ર દેવ હોય કે રાક્ષસ હોય તો પણ તેણે આ ઉપાસનાની મુદ્રા સેવવી પડે છે. રાક્ષસ મૃત્યુ પામ્યો હોય તો પણ પ્રસંગ પૂરો થતાં તેણે ઊઠીને નમનનું નૃત્ય કરવું પડે છે. આપણા નાન્દિ અને ભરત વાક્યના એ પડઘા હોય એમ લાગે છે. કાં તો ગમેલનની સાથે આખું નૃત્ય થાય અગર નૃત્યના Pose-માં જ આખો નાટ્ય પ્રસંગ ભજવાય. નૃત્ય સાથે કદી કદી નર્તકીઓ ગીત પણ ગાય છે. રાગનું પારખું મને બીલકુલ ન હોવાથી, એ ગીતને આપણી કોઇ સરગીમામાં મૂકી શકયો નથી. મ્હારા અપરીક્ષક કાનને સારંગ અને દુર્ગાના કૈંક ભણકારા વાગતા સંભળાયા.

આવાં ચાર નાટકો અને નૃત્ય શ્રેણીઓ અમે જોઇ હતી. એક બાન્દુન્ગ શહેરમાં ત્યાંની સુધરાઈએ નાટ્યક્રમ કોન્ફરન્સના પ્રતિનિધિઓ માટે ગોઠવ્યો હતો. બીજો જોગીયા કાર્તામાં નર્તકીના મહોલ્લામાં જાહેર ક્રમ જોયો. બીજા બે બાલીમાં જોયા. આ ચારે નાટ્યક્રમ સરસ હતા, કલામય હતા. આપણી અલ્પસમજ અને ઓછી પીછાનને લીધે કદાચ કંટાળો ઉપજાવે એવી ક્ષણો પણ તેમાં આવતી હતી. પરંતુ એ બે સાગ ઉપર જ છીવંત જોયેલાં દૃશ્યોના વિષયો જોયા ત્યારે ખરેખર મને આશ્ચર્ય ઉત્પન્ન થયું. એ દૃશ્યોમાં હિંદનાં કથાનકો એક અગર બીજા સ્વરૂપમાં ઉતારેલાં હતા. ત્રણ ચાર દૃશ્યો અત્રે રજુ કરું છું.

દૃશ્ય ૧. અર્જુન અને દેવી સુભદ્રાનો એક પુત્ર અંકવિજય-અભિમન્યુનું બીજું આવું કાંઇ નામ છે કે નહી તેની મને ખબર નથી.

અર્જુન અને ઉલુપીનો એક પુત્ર ઇરાવાન-બભ્રુવાહનનો ઇશારો એમાં કદાચ હોય. એ ઇરાવાન રત્નકાંચન નગરીનો રાજા હતો. અંકવિજયની પત્ની મતિ સુંદરીનું હરણ કરી લાવવા ઇરાવાન પોતાના સેનાપતિ ગેન્ડીર પન્નલીન-ગાંધાર પાંચાળની સૂચના-ને મોકલે છે. સેનાપતિને અંકવિજય હરાવે છે. સેનાપતિ ઇરાવાનની સ્હામે થઈ જાય છે. બન્ને ભાઇઓ વચ્ચે યુદ્ધ થતાં ભાઈઓ પરસ્પરને ઓળખે છે. અને ઉદારતાથી એક બીજાને માફી આપે છે.

દૃશ્ય ૨. સમુદ્રથી રક્ષાયલા લંકાદ્વીપના કોટનું રક્ષણ કટાક્ષિની નામની રાક્ષસી કરે છે. લંકાના રાજા દશમુખ પ્રભુ રામવિજયની પત્ની રાની સીન્તાને લઇ ગયા છે.

ધવળીવાનરોના રાજા હનુમાનને રામ વીંટી આપી સીતા પાસે મોકલે છે. લંકા પાસે આવતાં કોટની રક્ષક કટાક્ષિની હનુમાનને અટકાવે છે. બન્ને વચ્ચે યુદ્ધ થાય છે. યુદ્ધમાં રાક્ષસી હારે છે. એ આખું યુદ્ધ નૃત્ય અને સંવાદદ્વારા રજુ થાય છે. રાક્ષસી અને હનુમાન બન્ને મુખવટા પહેરીને Masks પહેરીને પોતાના ભાવ ભજવે છે.

દશ્ય ૩ ઋષિ ભિષ્મે પોતાની સાળી દેવી અંબિકાનું અકસ્માત ધનુષ્ય બાણ છૂટવાથી મૃત્યુ નીપજાવ્યું. આકાશવાણી થઇ કે ઋષિ ભિષ્મનું મૃત્યુ ભારત-ભારત યુદ્ધમાં એક સ્ત્રીને હાથે થશે. વર શીખંડીમાં દેવી અંબીકાનો આત્મા પ્રવેશ પામ્યો. બન્ને વચ્ચે થતા યુદ્ધ અને સંવાદને આ નૃત્યમાં ઉતાર્યાં છે.

દશ્ય ૪–૫ અર્જુન સહસ્ત્ર બાહુ-આપણે ત્યાં સહસ્રાર્જુન તરીકે ઓળખીએ છીએ. તેના સમયમાં લન્કાનો રાજા દશમુખ અને તેના ભાઇ રાજા દાનરાજ વચ્ચે યુદ્ધ થાય છે.

વળી એ જ સમયમાં ઋષિ ગૌતમના પુત્રો સુબાલી અને સુગ્રીવ એક હીરાની પેટી માટે યુદ્ધ કરે છે. એ પેટી ગળીને એક સરોવર બની જાય છે, અને બન્ને સુંદર યોદ્ધાઓનાં મુખ બદલાઇને વાનરનાં બની જાય છે. પોતપોતાનાં મુખ બદલાયાની ખબર સ્વાભાવિક રીતે બન્નેને મોડી પડે છે.

આજનાં ભજવાતાં જાવા બાલીનાં નાટકોમાં એક પ્રકારનું સામર્થ્ય છે અને હનુમાન, કટાક્ષિની, સુબાલી અને સુગ્રીવનાં નૃત્યોમાં હૃદયને અસર કરે એવી વીર નૃત્ય છટા છે આપણે ત્યાં સ્ત્રીઓનાં નૃત્ય છે, પરંતુ પુરૂષોનાં ધમકભર્યાં મર્દાનગીસૂચક નૃત્યનો અભાવ છે. આપણે એ વીર નૃત્યો ભૂલી ગયા હોઇશું ?–કે જાવા બાલીના ઓછા સંસ્કારી –એટલે ઓછા કૃત્રિમ કલાકારોએ એ પુરૂષનૃત્ય મૂલાયદાજ ત્યાં ખીલવ્યું છે? આપણે ત્યાં તાંડવ-પુરૂષ શોભન નૃત્ય તો છે જ. ઉદયશંકરે તે પ્રસિદ્ધિમાં આણ્યું છે. એ તાંડવ અને જાવાબાલીનાં વીર નૃત્યો વચ્ચે પગહાથના ઉઠાવમાં કયું સામ્ય રહેલું છે એ શોધી કઢાવવા સરખું છે.

પરંતુ આ જીવંત નાટકોમાં હિંદના સંસ્કારની ગંગોત્રી જમનોત્રી સરખાં રામાયણ મહાભારતની વાતો ભરેલી છે. એ હિંદ અને જાવાના સુસંસ્કારને દીવા જેવા સ્પષ્ટ કરી મુકે છે. જાવાના એક સંગ્રહસ્થાનમાં વાયાન્ગ–છાયા નાટકનાં પૂતળાંનો સંગ્રહ મેં જોયો. ત્યાં પુતળાં નચાવવાની એક રંજનપ્રથા હતી. જાવાબાલીમાં ચામડાં અગર જાડા કાગળ ઉપર આકૃતિઓ કોતરી તેમના પડછાયા પડદા ઉપર નાંખી આખી વાર્તાઓ ભજવવાનો નાટ્ય પ્રકાર ચાલે છે. એ આકૃતિઓને વાયાંગ કહે છે. એ વાયાંગમાં નીચેનાં પાત્રોનાં નામ હતાં એમ હું કહીશ ત્યારે આપણને ખ્યાલ આવશે કે આપણી જ કથાઓ સહજ જુદાં સ્વરૂપ ધારીને જાવામાં સ્થિર થએલી આજ સુધી ચાલે છે

હનુમાન–વૃકોદર–જેદીરદીસ–દુર્યોધન–બલદેવ–નકુળ–સામ્બ–ઘટોત્કચ–કૃષ્ણ–અંજની રૂક્મિણી–સીતા–સરસ્વતી–દશમુખ–ત્રીવિક્રમ–દુર્ગા–શીખંડી–ભિષ્મ–શલ્ય–કર્ણ–વગેરે.

( અપૂર્ણ )

# સ્વતંત્રતા

હરિપુરા છંદ *

સ્વતંત્રતા! સ્વતંત્રતા!
અમારું ધ્યેય સ્વતંત્રતા!
આઝાદી-તમન્ના એ—
અમારું શ્રેય સ્વતંત્રતા!—ટેક

પચાસ દીવાળી ગઈ,
મુક્તિ ગદિયાળી નહીં
દીઠી રૂપાળી અહીં:
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
સદા અજેય સ્વતંત્રતા!
અમારું ધ્યેય સ્વતંત્રતા? —૧

મહાસભા માતા અમ,
દેવી સુખશાતા અમ,
એ પ્રેરણાદાતા અમ:
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
રટીએ અદ્વય સ્વતંત્રતા!
અમારું ધ્યેય સ્વતંત્રતા! —૨

વનપ્રવેશ આજે છે,
આનન્દ વિરાજે છે,
આરતી ગાજે છે:
અજબ નિર્ભય સ્વતંત્રતા!
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
અમારું ધ્યેય સ્વતંત્રતા! —૩

વરવાને મુક્તિને
ખરચી ધન, શક્તિને
હોમશું લખ વ્યક્તિને:
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
સૌનું અમીપેય સ્વતંત્રતા!
અમારું ધ્યેય સ્વતંત્રતા! —૪

વ્યાઘાતો આવજો,
આવેગ અમ તાવજો,
અંતે જયકહાવ જો:
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
કદિ ન હેય સ્વતંત્રતા!
અમારું ધ્યેય સ્વતંત્રતા! —૫

હિમગિર ઉખાડશું,
સાગર ઉપાડશું,
નવનિત અમ કાઢશું:
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
અપરિમેય સ્વતંત્રતા!
અમારું ધ્યેય સ્વતંત્રતા! —૬

મુંગો કંઈ વીતશે,
મુખીઓ મરી પીટશે,
ભારત ત્યારે જીતશે
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
દુર્જનજેય સ્વતંત્રતા!
અમારું ધ્યેય સ્વતંત્રતા! —૭

આકાશ પૂકારે છે,
ધરણી ઉદ્‌ગારે છે,
પડછંદ દિશ ચારે છે:
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
સિદ્ધિ આદેય સ્વતંત્રતા!
અમારું ધ્યેય સ્વતંત્રતા! —૮

જંજીર સહુ તોડીશું,
જૂલમો વખોડીશું,
ઐક્યે ઉર જોડીશું,
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
અરે અખેય સ્વતંત્રતા!
અમારૂં ધ્યેય સ્વતંત્રતા! —૯

પીલાશું ચકડીએ
સ્વાતંત્ર્ય વકડીએ,
મેળવશું નક્કી એ:
સ્વતંત્રતા! સ્વતંત્રતા!
અમારૂં પ્રેય સ્વતંત્રતા!
અમારૂં ધ્યેય સ્વતંત્રતા!
અમારૂં શ્રેય સ્વતંત્રતા! —૧૦

—જેહાંગીર માણેકજી દેસાઇ

* આ છંદ નવો રચ્યો છે. પંક્તિઓ સામાન્યતઃ ૧૨ માત્રાની

---

## ઉષાહ્વાન

( શિખરિણી )

ઉષા દેવી! ત્હારે લલિતવદને રંગ-ભભુકા
અહો સોહે કેવા! મુજ ઉર જગાડે શું ટહુકા?
કુંળી ત્હારી સ્પર્શ-ચમક મધુરી ચેતન સ્ફુરે,
દૃગોથી નિદ્રાએ ઉડી કંહિં જતી દૂર વિહૂરે!........(૧)
અને અંગોઅંગે અભિનવ શું આનંદ ઉભરે,
કુંળી જાગર્તિને તનમન મહીં સ્ફુર્તિ ઉઘડે,
હતી ઇચ્છાશક્તિ નિશિભર પડી મૂર્ચ્છિત હળી,
નવા શ્રદ્ધાનન્દે પ્રમુદિત રવે રમ્ય ઉછળી........(૨)
ફુટે આકાશે શું કિરણ કિરણે પ્રેમલ પ્રભા,
ફુટે એવી પાંખો મુજ તનમને-કોમલ વિભા,
નિશાની નિવૃત્તિ મધુર કુણી નિદ્રા લઇ ગઇ,
ઉષાની પ્રવૃત્તિ સતત શ્રમનાં દાન દઇ ગઇ........(૩)

( અનુષ્ટુપ્ )

ભરી જાગર્તિ સ્ફુર્તિ શું, ત્હારી સુવર્ણ છાબમાં,
ચેતનામાં આર્તિ આ શું, કાંટા ત્હારાં ગુલાબના?

# પૂર્ણા

## ભૌગોલિક દષ્ટિએ દિગ્દર્શન

શ્રી. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ એમ. એ. ઈ.

દક્ષિણ ગુજરાત એટલે પરશુરામ ભૂમિ–તાપી અને વાપી વચ્ચેનો ફળદ્રુપ પ્રદેશ. પૂર્વમા પ્રસરેલી છે સહ્યાદ્રિની ઉત્તર ગિરિમાળા–પશ્ચિમમા ઘુઘવે છે અરબી સમુદ્ર આ ચતુઃસીમામા આવેલી ભૂમિને ફળદ્રુપ બનાવે છે. સહ્યાદ્રિમાંથી આવતી નદીઓ, મીંઢોળા, પૂર્ણા, અંબિકા ને કાવેરી, ઔરંગા અને દમણગંગા અરબીસમુદ્રમા વહેતી આ પ પશ્ચમગામી નદીઓમા સૌથી મોટી છે પૂર્ણા, અને તે મુખ્ય ગગા હોઇ આપણા નવીન મમિકે તે નામ ધારણ કરી મંગલમત્ર ઉચ્ચાર્યો છે

पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मगलम् ।

માટે જે ગંગાના પ્રવાહથી આપણ જીવન પવિત્ર કરવા પ્રાર્થીએ છીએ તે ગગાનું ભૌતિક સ્વરૂપ જરા ઝીણવટથી તપાસીએ તો અસ્થાને થશે નહિ

જીવમાત્ર, વનસ્પતિ અને પ્રાણી તમામ, જલમાંથી ઉત્પન્ન થયાં છે જીવનો લગભગ ત્રીજો ભગ જલમય છે. એટલે જલ એ જીવોનુ મુખ્ય અગ પૃથ્વીતલ ઉપર હવામાનમાથી વરાળ ઠંડી પડી જલનો સમુદાય એકત્ર થયો ત્યારબાદ જીવની ઉત્પત્તિ થઇ છે. જલમાં જ્યારે જીવો વધી ગયા ત્યારે જીવો સ્થૂલ ભૂમિ પર આવીને વસવા લાગ્યા પણ તેનો મુખ્ય આધાર તો જલ તે કાયમ રહ્યો. સમુદ્રના પાણી સૂર્યના તાપે વરાળ રૂપે ઉંચા ચઢી વાદળાંઓ થઇ ગિરિ શિખરો સાથે અથડાઇ વર્ષા આપી પૃથ્વીતલને જલમય કરે છે. પર્વતોના કરાડોને ધોતો આવતો આ જલ પ્રવાહ ગંગાનું સ્વરૂપ ધારણ કરે છે અને નીચેની ભૂમિને ફળદ્રુપ બનાવી જીવોને વસવા માટે જાતજાતના વનઉપવનો સરજાવે છે આ પ્રવાહને આ માટે આપણા ઋષિઓએ પુણ્ય અને પવિત્ર ગગા પ્રવાહ કહ્યો છે.

આપણી આ પવિત્ર ગંગા પૂર્ણાનો ઉગમ થાય છે ડાંગ પ્રદેશમા સહ્યાદ્રિની ગિરિમાળામાં હિન્દના દ્વીપકલ્પનો સહ્યાદ્રિ પર્વત પૃષ્ઠદેશ (Backbone) છે ઉત્તરમા તાપી નદીના પ્રવાહથી સાતપુડાની પૂર્વ પશ્ચિમ હારમાળા જુદી પડી જાય છે, અને અહીંયાંથી સહ્યાદ્રિની હારમાળ દક્ષિણમા ઠેઠ કન્યાકુમારી સુધી આ દ્વીપકલ્પની પૂઠમા પ્રસરેલી છે આ પર્વતોની ઉત્પત્તિ આપણા ભૂમિખંડમાં ભૂસ્તરકાળના દ્વિતિય એટલે મધ્ય જીવમય (Mesozoic) યુગના અન્તકાલે થઇ છે. આ યુગમા આપણો આ દેશ પૂર્વમાં ઠેઠ ઑસ્ટ્રેલિયાથી માંડી હિંદી ચીનથી પશ્ચિમમા દક્ષિણ આફ્રિકા સુધી જોડાયેલો પૃથ્વીતલ ઉપરનો એક મોટો દક્ષિણ ખંડનો ભાગ હતો આ ખંડને ભૂસ્તરશાસ્ત્રીઓ ગોંડવન ખંડ એવું નામ આપે છે.ગોંડ લોકો એ હિંદુસ્તાનના દ્વીપકલ્પના મધ્યમાં વસતી રાની પ્રજા છે અને તેમના ઉપરથી આ નામ પાડવામાં આવ્યુ છે. આ યુગમાં ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર ઠેઠ પામિરિક

અને આટલાંટિક મહાસાગરને જોડતો હતો. આ મધ્ય યુગના અન્તકાલે પૃથ્વીના ગર્ભમાં મોટા ઉત્પાતો થઇ અંદરનો ઉષ્ણ લાવારસ ઠેકઠેકાણે ઉપરની પોપડીમાં ફાટો પાડી બહાર નીકળવા લાગ્યો અને તે લાવારસના થરો ભૂમિ ઉપર આવી બહાર ફરવા લાગ્યા અને એક પછી એક કાળાન્તરે આવા થરના પડ લગભગ પાંચથી સાતહજાર ફીટની ઉંચાઇ સુધી પસરાઇ ગયાં આ રસના ભારને લઇ પૃથ્વીનું પડ દબાયું અને દક્ષિણનો સમુદ્ર ઉત્તરમાં ધસી આવ્યો. ઉત્તર દિશામાં ભૂમધ્ય સમુદ્રની પોચી પોપડીમાં મોટમોટી કરચલીઓ પડી હિમાલય પર્વતની તૃતીય યુગની શરૂઆતમાં ઉત્પત્તિ થઇ. આ પ્રમાણે દક્ષિણ સમુદ્રે ઉત્તરમાં પ્રયાણ કરી લાવારસના ઉંચા આવતા થરોને ધોવા માંડયા, અને તે થરો એક પછી એક ક્રમવાર સપાટ થઇ પગથીયાના આકારમાં ગોઠવાયેલા થરો તે હાલનો સહ્યાદ્રિ પર્વત અને તે ઉપરથી તેને પશ્ચિમ ઘાટ પણ કહેવામાં આવે છે. આ પર્વત પશ્ચિમ દિશામાં ઉભી કરાડવાળો અને પૂર્વ દિશામાં ઢળતો પ્રદેશ હોઇ તેની મુખ્ય નદીઓ બધી પૂર્વગામી છે. ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે મહાનદીઓ સહ્યાદ્રિના પશ્ચિમ ભાગમાંથી નીકળી પૂર્વ તરફ બંગાળાના ઉપસાગરને મળે છે. આ પશ્ચિમઘાટની ઉત્તર બાજુએ અપવાદ જેવો પ્રદેશ તે માત્ર આપણો દક્ષિણ ગુજરાત છે. આ ભાગની સહ્યાદ્રિમાંથી નીકળતી નદીઓ પશ્ચિમગામી છે. કેમકે આ ભૂમિ ઉત્તર સહ્યાદ્રિના પશ્ચિમ ભાગમાં સમુદ્રના હટવાથી ઉત્પન્ન થયેલી છે આપણી પુરાણકથા પણ તેવી જ છે. મહાભારતના શાન્તિ પર્વમાં આખ્યાયિકા છે કે "જમદગ્નીના પુત્ર પરશુરામે ભૂમિને નક્ષત્રી કરીને કશ્યપ ઋષિને દાનમાં આપી હતી. છતાં પરશુરામે પોતે આ ભૂમિમાં રહી જ્યાં ક્ષત્રિ વસે છે એવી ખબર મળતાં તેનો વધ કરવા ચાલુ રાખ્યું એટલે કશ્યપ ઋષિએ પરશુરામને સુચવ્યું કે મને દાનમાં આપેલી ભૂમિમાં તેણે રહેવું યોગ્ય નથી અને મારા દેશમાં ક્ષત્રિયોને મારવા તે ઉચિત નથી. એટલે પરશુરામે સહ્યાદ્રિ પર્વત ઉપર ચઢી બાણ મારી પશ્ચિમનો સમુદ્ર હઠાવી નાખ્યો અને જે ભૂમિ નીકળી આવી તે આપણો દક્ષિણ ગુજરાત. અને તે માટે આપણે તેને પરશુરામ ભૂમિ તરીકે ઓળખીયે છીએ

આપણા પ્રદેશની પ્રાકૃતિક પરિસ્થિતિનો પુરો ખ્યાલ લેવા માટે ભૂપૃષ્ટ રચનાનું આ અવલોકન ખાસ આવશ્યક છે. સમુદ્ર અને પર્વતોના સાંનિધ્યને લઇ આપણું હવા-માન એટલું તો સૌમ્ય રહે છે કે વનસ્પતિ અને પ્રાણીના જીવનને ઘણું સાનુકૂળ હોઇ આ ફળદ્રુપ પ્રદેશમાં જોઇતો વરસાદ અને જોઇતી ઉષ્ણતા મળ્યા જ કરે છે. એટલે પરશુરામ ભૂમિમાં તાપી અને વાપી વચ્ચે દુકાળનું નામ જ નથી. અરબીસમુદ્રમાંથી વર્ષાવાયુ (Monsoon) સહ્યાદ્રિ પર્વતને અથડાઇ આપણી ભૂમિમાં નિયમિત વરસાદ વરસાવે છે. એટલે આ ભાગમાં ૪૦ ઇંચથી માંડીને ૧૦૦ ઇંચ સુધી વાર્ષિક વરસાદનું માપ નીકળે છે. જે ભાગ સહ્યાદ્રિની નજીક આવેલો છે ત્યાં વરસાદ પુષ્કળ પડતો હોય ત્યાં મોટમોટાં વાંસદા, ધરમપુર અને ડાંગના જંગલ આવેલાં છે અને સમુદ્ર પાસેના પ્રદેશમાં મધ્યમસર વરસાદ પડી ફળદ્રુપ બેડાણુ મરોડાનો પ્રદેશ આવેલો છે.

આ સહ્યાદ્રિ પર્વતનું ઊંચામાં ઊંચુ શિખર આપણા ભાગમાં સાલ્હેરનું છે. સમુદ્ર સપાટીથી આ શિખર ૫૨૬૩ ફીટ એટલે લગભગ એક માઇલ ઊંચુ છે.

અને દંતકથા પણ એવી જ છે કે આ શિખરના ટોચ ઉપર ઉભા રહીને પરશુરામે બાણ મારી સમુદ્રને હઠાવ્યો હતો અને આ શિખર ઉપર હજી પરશુરામના પાદુકાઓ છે આ ઊંચા શિખરની ઉત્તરમા અને વડોદરા રાજ્યના ખોબર વિહીર નામના ડાંગના ગામડાની લગભગ દોઢ માઇલ પૂર્વમા માલધારીઆના ડુંગરમાથી આપણી પૂર્ણા નદીનો ઉગમ થાય છે

સાલ્હેરનો કિલ્લો ઇતિહાસ પ્રસિદ્ધ છે. આપણા ઉત્તર ગુજરાતનો ઉત્ર્લ્યો ૧૪૬૬ નાજા કરણઘેલો અલાઉદ્દીનના ત્રાસથી નાશી છુટી આ વિકટ ડુંગરાળ પ્રદેશમા આવી આ કિલ્લામા સતાયો હતો. આ કિલ્લાની દક્ષિણ પૂર્વનો પ્રદેશ બાગલાણ નામે તે વખતે ઓળખાતો હતો. અને હજી પણ બાગલાણ એ નાશીક જિલ્લાનો આ બાજુનો તાલુકો છે સાલ્હેર-મુલ્હેરના કિલ્લાઓ મેળવના ઔરંગઝેબ શિવાજીને છતરા ખાનદેશમા પડી ગયો હતો ત્યારે અનેક પ્રયત્નો કરી માડમાડ ફતેહમંદ થયો હતો એમ જદુનાથ સરકારના ઇતિહાસ ઉપરથી જણાય છે પરંતુ આ કિલ્લો પાછો તુરત જ મરાઠાઓએ સર કર્યો હતો અને દાભાડે સેનાપતિ સાથે આવેલા શમશેર બહાદુર સરકાર દામાજીરાવ ગાયકવાડ આ કિલ્લો પોતાને કબજે કર્યો હતો અને અત્યારે પણ આ સાલ્હેરનો કિલ્લો શ્રીમંત ગાયકવાડ સરકારની હકુમતમા છે આ ઉચ્ચ સપાટીની હવા ઉનાળામા મહાબળેશ્વર જેવી ખુશનુમા હોઇ હવાખાનાનુ સ્થાન બનાવવાનો વિચાર ઘણા વખતથી ચાલ્યા કરે છે, પણ તે સ્થાને જવાના રસ્તાઓ વિકટ હોઇ હજી સુધી ફત્તેહ મળી નથી પણ હવે મોટરનો યાત્રિક યુગ આવેલો હોઇ આ રસ્તાઓ ઘણા સુધર્યા છે અને નાશીક કે ચીચપાડાથી ૭ સાત કલાકમા પહોચી શકાય છે આ ઊંચા કિલ્લા ઉપરથી પૂર્વમા ધૂળીયા, ખાનદેશ, ઉત્તરમા તાપી સુધીનો પ્રદેશ પશ્ચિમમા સુરત અને વલસાડ સુધીનો સમુદ્ર અને દક્ષિણમા નાશીક તરફના પચવટીના ડુંગરાઓ જોઇ શકાય છે, એટલે ચારેમેર ૮૦ થી ૯૦ માઇલ સુધી દૃષ્ટિમર્યાદા ફેલાય છે અને આ કારણને લઇને આ કિલ્લાની તે વખતમા ખરી કીમત હતી આની બાજુબાજુ અનેક ઊંચા શિખરોના પર્વતોની હારમાળ આવી રહી છે તેમા માગા તુગાના બે શિખરો અણીદાર પાસે પાસે આવેલા હોઇ તે બાજુના લોકો તેને પુતનાના સ્તનો તરીકે ઓળખાવે છે આ શિખર ઉપર જૈન લોકોના દેરા હોઈ દર સાલ જાત્રા ભરાય છે આ પર્વતમાળાની પશ્ચિમે શ્રીયુત મણિભાઇ દ્વિવેદીએ દક્ષિણ ગુજરાતનો કુબેર ભંડારી કહેલો ડાંગ પ્રદેશ આવેલો છે. અને આપણી પૂર્ણા અહીંયાથી ડાંગ પ્રદેશમા પ્રયાણ શરૂ કરે છે

આ ડાંગ પ્રદેશ આપણે ઉપર વર્ણવી ગયેલા લાવારસના જામેલા કઠણ ટ્રેપ પત્થરનો મુલક છે અને તેમા સૂર્યના તાપથી ખવાયેલા પત્થરના ભરોડામા અતિશય ભેજને લઇ મોટા જંગલો ઉગેલા છે અને તેમા ઉત્તમ પ્રકારના ઇમારતી લાકડાના ઊંચા ઝાડો પુષ્કળ થાય છે તેમા સાગ-સીસમ-ખેર અને વાંસ મુખ્ય ઉપયોગી ઝાડો છે અને આ ટીમરા બધા ડાંગી માલ ઘણો ખરો વલસાડ બંદરેથી નિકાસ થતો હોઇ તે બલસાડી તરીકે ઓળખાય છે

આ પ્રદેશનો ઇતિહાસ આ માસિકમા હમણા જ શ્રીયુત મણિભાઇનો લખેલો પ્રસિદ્ધ થયો છે તે ઉપરથી આ પ્રદેશના ખડતલપણાનો ખ્યાલ સારો આવી શકે છે

પૂર્ણા નદી આ પ્રદેશમાં ટ્રેપ પત્થરના કઠણ ભાગોને છેદતી છેદતી વાંકીચુકી સર્પાકારમાં ડાંગની ઉત્તર પશ્ચિમ એટલે વાયવ્ય હદના મ્હેસકાત્રી સુધીમાં ૨૪ માઇલની સીધી લંબાઈ લગભગ ૫૦ માઇલનો નદીતટ ફેલાવીને આવે છે. ઉત્તર દક્ષિણે તેને નાનાં મોટાં વહેણો મળ્યા જ કરે છે. આ પ્રવાહની ઉત્તરે સાત આઠ માઇલ ઉપર ગીરા નદી પણ આ પ્રદેશના ભાગમાં વાંકીચુકી ઘુમતી ઝાંખરી નદીને મળી છેવટે પૂર્ણાને જ મળે છે. ઝાંખરી પણ તેની ઉત્તરમાં લવચાલીના ડુંગરમાંથી નીકળી સોનગઢ તાલુકાના રૂપગઢ પાસેના ડુંગરોને વીંટળાતી જઇ ઢોલીયા ઉમર પાસેની ઊંડી ખીણમાં ગીરા નદીને મળે છે જે સ્થળનું સૃષ્ટિસૌંદર્ય ઘણું જ અલૌકિક છે. આ પ્રમાણે સહ્યાદ્રિ પર્વતની હારમાળાને છેદતી પૂર્ણા, ગીરા અને ઝાંખરી હવે વ્યારા તાલુકાના ઊંચા પણ સપાટ પ્રદેશમાં પ્રવેશ કરે છે. ઝાંખરી નદીનો પ્રવાહ આ સ્થળે ઝાંખરી અને મોગવાન ગામ પાસે બાંધી લઇ મોટું નહેર કામ કરવા શ્રીમંત સરકાર ગાયકવાડના રાજ્ય તરફથી યોજના કરવામાં આવી છે, જે હાથ પર લેવાય તો હજારો વીંઘાને પુરતું પાણી મળી ઉત્તમ પાક નીપજાવી શકાય એવી ગણત્રી છે.

પૂર્ણા નદી મ્હેસકાત્રી છોડીને વ્યારા તાલુકાના અંતાપુર ગામના પાદરે આવે છે. અંતાપુર એક વખત સુરત અઠ્ઠાવીશીનું પરગણું હતું. અત્યાર તો અહીંયાં જંગલની રમણિય ઝાડી છે. થોડી રાનીપરજ વસ્તી આસપાસ છુટી છવાઇ વસે છે અને જેવી તેવી ખેતી કરે છે. ડુંગરાળ મુલક અહીંથી લગભગ પુરો થાય છે અને પૂર્ણા નદી હવે Alluvium એટલે મરોડીના પ્રદેશમાં દાખલ થાય છે. આ મરોડું, આ પર્વતોની ઉત્પત્તિ થયા પછી તેના થએલા ધોવાણનું બનેલો હોઈ ખવાઇ ગયેલા ટ્રેપ પત્થરોનો જ ભાગ છે અને તેમાં વર્ષો થયાં ઉગેલા જંગલોનું કહોવાણ ભળી ઘણા જ ઉત્તમ પ્રકારની ખેતી લાયક ભોંય બને છે, આને Black cotton soil, એટલે કપાસને લાયક કાળી જમીન કહે છે. ટ્રેપ પ્રદેશમાં આ ભોંય વિસ્તરેલી છે. દક્ષિણમાં તેને તેલગુ શબ્દ રેગડા ઉપરથી "Regur" રેગુર પણ નામ આપવામા આવે છે, નવસારીના ઉત્તમ કપાસનું આ કાળી જમીન ખાસ સાધન છે. અને આ કપાસનો તાંતણો લાંબો હોઈ આખા હિંદુસ્તાનના કપાસમાં શ્રેષ્ઠ કપાસ તરીકે જાણીતો છે તેને Fine Broach cotton એવું નામ આપવામાં આવ્યું છે. આ પ્રમાણે આ પ્રદેશની ઉત્તમ ખેતીનું મૂળ કારણ આપણી આ નદીઓના વ્હેણથી આવેલા ધોવાણના કાંપથી વર્ષો થયાં જામી ગયેલી Black cotton soil ખેતીવાડી માટે સુપ્રસિદ્ધ છે.

વ્યારા તાલુકામાં ૧૨ માઇલ વહીને આ પૂર્ણા નદી બારડોલી તાલુકાના વાલોડ પેટામહાલમાં બુહારી પાસે એક મોટો વાંક મારીને આવે છે. બુહારી એક કસ્બો છે. અને જુના વખતમાં વલસાડથી ખાનદેશ જવાના રસ્તામાં મૂખ્ય મથક હતું અત્યારે રાનીપરજની સાથે ધીરધાર કરી માતબાર થયેલા મારવાડી વાણીયાઓનું મૂખ્ય રહેઠાણ છે. અહીંથી આશરે દશમાઇલ આગળ વધી મઢ્ઢી તાલુકાની ઇશાન સરહદે આવેલી

ટ્રેપ પત્થરની ટેકરીઓને ઘસાઈ ઉત્તરગામી અને પોતાની ઉત્તરની બ્હેન ઝાંખરીને મળવા વહે છે. ઝાંખરી નદી પણ વ્યારા તાલુકામાં બે કાંઠે વહી એકત્ર થઇ વાલોડ પાસે આવી પૂર્ણા નદીને કોમરખીઆ ગામ પાસે મળે છે. આ પ્રદેશ પાછો ડુંગરાળ હોઇ અહીં પાછાં જંગલ આવેલાં છે. અને બોરીયા દેવવાડાના જંગલ તરીકે આ ભાગ જાણીતો છે. આ સખત પત્થર આ બન્ને નદીઓ એકઠી થઈને કાપતી કાપતી ઠેઠ મહુવા કસ્બા સુધી આવી પહોંચેલ છે.

આ પ્રમાણે પૂર્ણા અને ઝાંખરી બન્ને નદીઓ ઉત્તર સહ્યાદ્રિનો પશ્ચિમ ભાગ ધોતી ધોતી કઠણ ખડકોમા વાંકાચુકી વહેતી હવે મોટાં ઊંડાં કગડવાળા મરોડીના પ્રદેશમાં બોરીયાના જંગલમા એકઠી થઇ ઉતરી પડી છે. હવે તેનો પ્રવાહ પૂર્વ પશ્ચિમ લગભગ સીધો વહે છે. જ્યાં કંઇ કઠણ ભાગ આવે છે ત્યાં સ્હેજસ્હાજ વાંક મારે છે. સમુદ્ર હટયા પછીનું લાખો વર્ષથી પુરાયેલું મરોડું હવે સ્વેચ્છા પ્રમાણે કાપી કાઢી વેગથી દરીયા તરફ વ્હેવાનું શરૂ કરે છે. મહુવા કસ્બાની પૂર્વે નદીના તળમાં આવેલા ખડકોની (બીનખડક) જગ્યા ઘણી રમણીય છે. હવે મહુવા તાલુકાનો સપાટ પ્રદેશ શરૂ થાય છે. અને આ ભૂમિમા પ્રાચીન હિંદુ રાજાઓના તામ્રપત્રો પરથી એક વખતે સુપીક ખેતી થતી હોઈ સારી આબાદ વસ્તી હોય એમ જણાય છે ખાનદેશમાં આવેલા રાષ્ટ્રકૂટોના ઇ સ. ૮૮૪ના તામ્રપત્રમાં કૃષ્ણરાજ રાજાના વખતમાં આ બાજુના ઢાંઢાવસા, (હાલનું ઢુંઢીમા) વડપલ્લી (વાલોડ) લીંગતડાલીકા (શંકરતલાવડી) અને પદ્મસ્થાન (પારસોણ) વગેરે પુરણી (પૂર્ણા) નદીના ભાગમાં આવેલા ગામોનો ઉલ્લેખ છે. મહુવાની પાસે પૂર્ણા નદીના દક્ષિણ કાંઠે કોસાડનું ગામ પણ જુનું પ્રસિદ્ધ છે. આગળ ચાલતાં ગણુત, આમચક, આમરોલી કવીઠા વગેરે ગામોની કરાડો તોડતી તોડતી પૂર્ણા નદી આગળ વધે છે.

મહુવા તાલુકાના મધ્ય ભાગની નળધરા ડુંગરી જેમાં ભીલ નાયકો વસતા હોઇ આ પ્રદેશનું એક વખતે પીંઢારાઓથી રક્ષણ થતું હતું તે ઉચાણના પ્રદેશમાંથી વહેતી ધુમાગી અને ટોકરવાના વ્હેણો હવે પૂર્ણા નદીને કુરેલ પાસે આવીને મળે છે. કુરેલ ગામ લેટરાઇટ પત્થરની કઠણ ટેકરી ઉપર આવેલું હોવાથી પૂર્ણા નદીને એક મોટો વાંક લેવો પડે છે. અને આ વાંકમા પાણીનાં વ્હેણ ઘણાં જોરદાર થાય છે. અને હોડીને ફરવા માટે બહુ મુશ્કેલી નડે છે. પરંતુ આ બાજુનું દશ્ય ઘણું જ સુંદર છે. કુરેલનો વાંક છોડયા પછી તુરત જ બારડોલી અને જલાલપુર તાલુકાની સરહદમાં પૂર્ણા દાખલ થઈ સુપા પાસે આવી પહોંચે છે પૂર્ણા કીનારે આર્ય ગુરૂકુલની સંસ્થાના મકાનો સુંદર દેખાવ રજુ કરે છે. હવે આગળ ચાલતાં સુપા અને પીસાડ પાસે દેવીયો દરો આવે છે. આ દરામાં એક વખતે ઘેરીયાઓ નદી ઓળગતાં ડુબી ગયા હોવાથી તેના ભુત હજુ નવરાત્રમાં ઘેરીયા રમે છે એવી દંતકથા આ તરફ ચાલે છે. પીસાડ મૂકયા પછી ઉત્તર બાજુની ગોઝારી ખાડી મળે છે. આ ગોઝારી ખાડીની નજીકમાં સરોણા ગામે એક અતિ પ્રાચીન સુંદર શિવનું મંદિર (કપિલેશ્વર) આવેલું છે. તે એક વખતનું બુદ્ધમંદિર હોઇ પાછળથી તે

શિવમંદિર થયેલું હોય એમ લાગે છે. તેનું શિલ્પકામ ઘણા ઉત્તમ પ્રકારનું છે એટલે પ્રાચીનકાળમાં આ તરફ સંસ્કૃતિ પામેલી આર્ય પ્રજાઓ વસતી હતી એમ ખાસ પુરવાર થાય છે.

આગળ ચાલતાં નદીનું પાત્ર હવે પહોળું થતું જાય છે અને તે પાત્ર મોટમોટી રેલમાં નદીની સ્વચ્છંદતા પ્રમાણે બદલાતું જાય છે. ઉત્તરબાજુનો આમલપુર–આમલી કસ્બાની સીમ ધોઇ નાખી નદી ઉત્તર તરફ ખસ્યાના પુરાવા તરીકે તે ભાગમાં ઊંધાણ પડી ગયેલા કુવાના ભુંગળાઓ એક વિચિત્ર દૃશ્ય રજુ કરે છે. દક્ષિણ બાજુએ મોલધરા, ધારાગિરિ, કબીલપુર, અને કાચ્છીઆવાડી તરફ ઉત્તમ ભાઠું બહાર કાઢી આપી પૂર્ણા નદી હવે વીરાવલ ગામ પાસે થઇ આપણા નવસારી શહેરની હદમાં દાખલ થાય છે, અને હવે તે સમુદ્રની પાસે આવતી હોઇ દરીયાઇ ભરતીના પાણી આ બાજુ વખતો વખત આવવાથી નદીનો પટ ઘણો પહોળો થતો જાય છે. નવસારી બંદર ઘણું પ્રાચીન છે અને ઇ. સ. પૂર્વે પણ તેની ખ્યાતિ હતી તે ટોલમીની ભુગોળ ઉપરથી સિદ્ધ થયેલું છે.

નવસારીની આગળ ચાલતાં સમુદ્રના મિલાપ થતાં સુધી નદીના બે ભાગ પડી જઇ વચમાં મોટો બેટ થઇ ગયો છે. નદીનો પ્રવાહ મોટી રેલના જોર પ્રમાણે આઘો પાછો થયા કરે છે. ઇ. સ. ૧૮૮૩માં જ્યારે મોટી રેલ આવી ત્યારે દક્ષિણ બાજુનો પ્રવાહ બદલાઇ જઇ ઉત્તર તરફ થઇ ગયો અને નવસારીની પાસેની નદીઓનો ભાગ ધીમે ધીમે પુરાઇ ગયો. બી. બી. સી. આઇ. રેલ્વેના બે પુલો આ રેલમાં તુટી ગયા હતા. અને ત્યારબાદ આ પુલોને હમણાં સીમેન્ટથી મજબુત બનાવ્યા છે. અને નદીનો પ્રવાહ તો ઉત્તરગામી જ રહ્યો છે, અને નવસારીનું બંદર બધું પુરાઇ ગયેલું હોઇ માત્ર ઘણાં જ નાનાં વ્હાણો તવડી બંદરે આવી શકે છે. દક્ષિણ બાજુએ જલાલપોરની પાસે નદીને મળતા એક કોતરડા ઉપર પ્રાચીન પૂર્ણેશ્વર મહાદેવનું પ્રસિદ્ધ સ્થાન છે. અને કરાડી. મટવાડની ખાંજણમાં થઇને દાંડીની ઉત્તર નદી અરબીસમુદ્રને મળે છે. ઉત્તર દીશાએ નદી તવડીની ખાંજણ ઓળંગી દેલવાડા પાસે થઇને વાંસી, ઓરસી પાસે સમુદ્રને મળે છે. ઓરસી પાસે એક કોતર મોટું થઇ જે ખાડી થાય છે તેમાં વહાણો રહેવાની સગવડ થવાથી આ જગ્યાએ જુના વખતમાં એક મોટું બંદર હતું. અને સુરત બારા ચોરાસી બંદરો પૈકીનું એકબંદર આ સ્થળે હતું અને પ્રાચીન વખતમાં કાઠીયાવાડ સાથેનો વ્યવહાર ઘણો ગાઢ હતો.

હાલમાં પાછું આ બંદર ઊઘાડવા માટે તજવીજ ચાલે છે. મીંઢોળા નદી પણ વાંસીની ઉત્તરે ઉભરાટનાં દાંતી ફળીયા પાસે મળે છે અને આ બે નદીના મુખ વચ્ચેનો દરીયા કીનારો સપાટ અને સરસ હોઇ હવાખાવાની ઉત્તમ જગ્યા છે. દક્ષિણ બાજુએ દાંડી પણ હવાખાવાનું સારૂં સ્થળ છે.

હિંદી મહાસાગરના વિશાળપટ ઉપર ચૈત્ર વૈશાખનો પ્રખર તાપ પડવાથી શ્રી સૂર્યનારાયણનાં કિરણો આ સમુદ્રનું પાણી શોષી વરાળ રૂપે વાદળાંના સમુદ્રને નૈઋત્ય દિશામાં

વહેતા વર્ષાવાયુ (Monsoon) સાથે ધસડી લાવી પશ્ચિમ સહ્યાદ્રિના ઉત્તર ભાગના ઉચ્ચ શિખર સાલેહ તરફ પ્રયાણ કરતાં આ વાંદળાંઓ આ તરફની પરશુરામ ભૂમિને જેઠ માસની શરૂઆતમાં ભીંજવતાં ભીંજવતાં પર્વતો સાથે અથડાઈ ઘણા ખરાં ખાલી થાય છે અને આ વરસાદનું પાણી આ પશ્ચિમગામી પૂર્ણા નદી વાટે ઉભરાતું ઉભરાતું લગભગ ૧૦૦ માઇલની યાત્રા કરતું પાછું સમુદ્રને મળે છે આ પ્રમાણે આ બાજુની ભૂમિને ફળદ્રુપ કરતો ગંગા પ્રવાહ આ અગાધ વિશ્વની પાર રહેલાં ગૂઢ સત્યનું રહસ્ય પરમબ્રહ્મમાં શોધતા પવિત્ર બ્રાહ્મણમાં અલૌકિક ધાર્મિક ભાવના પ્રદિપ્ત કરે છે. અને તે પ્રવાહમાં પ્રાતઃકાલે શ્રી સૂર્યનારાયણને ગાયત્રી મંત્ર વડે અર્ધ્ય આપે છે અને ઉપનિષદના મંત્રનો પુર્ણ રીતે સાક્ષાત્કાર પામે છે.

पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

તો પૂર્ણાનું નામ સાર્થક કરતી આ ગંગાનો પ્રવાહ વહેવડાવનાર શ્રી સૂર્યનારાયણનું વરેણ્ય આપણી બુદ્ધિને સદ્‌માર્ગે પ્રેરો અને આ પત્રનો મંગલમંત્ર કલ્યાણકારી થાવ એવી પ્રાર્થના છે.

पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ।

---

# અઢીસો વર્ષ પરની ઈતિહાસ નોંધ

—શ્રી મણિભાઇ દ્વિવેદી

આજથી લગભગ અઢીસો વરસ પર એક પરદેશી મુસાફરી ગુજરાતને કિનારે ઉતર્યો. સોદાગરીના તાકડા ગોઠવતો તે આ દેશને કિનારે આવ્યો હતો. ઘર સંસારના સંતાપ ટાળવા, મનનું સમાધાન શોધવા અને જ્ઞાન સંપાદન કરવા તે જગતની વાટોમાં ઘુમતો હતો. સન ૧૬૯૫ના જાનેવારીની આઠમી તારીખે તેણે આ દેશની ભૂમિ પર પગ મુકયો અને સન ૧૬૯૯ના ડિસેમ્બર માસમાં સ્વદેશ પાછો ગયો.

તેનું નામ હતું ડા. જહોન ફ્રાન્સીસ ગેમેલિ. ઈટલીનો તે વતની હતો અને ધારાશાસ્ત્રનો પંડિત હતો. એણે પોતાના પ્રવાસની વિસ્તૃત નોંધ લખી છે. એ નોંધમાંની કેટલીક જાણવા જેવી હકીકતો અત્રે રજૂ કરીશું.

ઇટલીના નેપલ્સ બંદરેથી નીકળી તે માર્ગમાંના દેશો ફરી ઇરાની અખાતમાંથી જહાજ પકડી કાઠીઆવાડના માંગરોળ[1] બંદરે ઉતર્યો.

"દૂર દેશમાં પડેલા ભાઈ ભાંડુઓને લાંબે કાળે મળતાં જેવો અપૂર્વ આનંદ થાય છે તેવો જ આનંદ આ સુવર્ણ ભૂમિમાં પગ મુકતાં આજે મને થાય છે. ભારતની ઉત્તમોત્તમ વસ્તુઓ માટે દૂર-દૂર રહીને મેં ઘણુંયે સાંભળેલું પણ આજે હવે હું એ સર્વને પ્રત્યક્ષ જોઈ શકવાનો એ વિચારો મારા આનંદની સીમાને વટાવી જવાના" આ શબ્દોમાં તે હિન્દની મુલાકાત અંગેની પોતાની લાગણીઓ વ્યક્ત કરે છે.

**આરસો વરસનો માનવી**

શ્રી. ગેમિલી પોતાની પ્રવાસ નોંધમાં જણાવે છે કે "માંગરોળમાં મેં એક માણસ જોયો તેની ઉમ્મર આરસો વરસની હતી. તેની દાઢી પ્રથમ સફેદ થઈ તે વાળ ખરી જઈ ફરી. વાળ આવેલા અને તે પણ બદલાઈને સફેદ થઈ ગએલા હતા. તેને ત્રણ વખત નવા દાંત ફૂટેલા."

**દમણ**

માંગરોળથી ગેમિલી દમણ ગયો. તે જણાવે છે કે:—

'દમણના રસ્તાઓ ઈટેલિયન પદ્ધતિ પ્રમાણે બાંધેલા હતા. ગામના રસ્તાઓ વિશાળ અને સ્વચ્છ હતા. પ્રત્યેક મકાનની સામે આંગણામાં નાનો બગીચો હતો. ગામમાં હિન્દુ-મુસલમાનોની વસ્તી હતી. પોર્તુગીજ લોકોની વસ્તી ગામની એક બાજુએ હતી. પોર્તુગીજ લોકોના કબ્જામાં આ શહેર આવ્યા બાદ તેમાંના પુષ્કળ લોકો અહીં કાયમી થયા અને સ્થાનિક સ્ત્રીઓ સાથે લગ્ન કરી રહેતા હતા. ઈ. સ. ૧૫૭૫માં માર્ટિન આલ્ફોન્ઝો ડિસોઝાએ આ શહેર પ્રથમ મોગલો પાસેથી કબજે કર્યું. આ પછી બિસોટા એસિસિનો નામના એક પોર્તુગીજે રાજા વિરૂદ્ધ બંડ કરી એ

1. પ્રભાસતીર્થની પાસે આવેલું હાલ માંગરોળ જુનાગઢને તાબે છે.

શહેરનો કબજો લીધો પણ તે ઝાઝો વખત ટકયો નહીં કોન્સ્ટનટાઈન નામના ગવર્નરે તે પાછું જીતી લીધુ. આ પછી મોગલ શહેનશાહ ઔરંગઝેબના વિરાટ સૈન્યને શહેર હસ્તગત કરવા ઘેરો નાખ્યો ૮૦ હજાર મોગલ સૈન્યના જંગ સામે પોર્તુગીઝો કમર કસીને લડયા અને મોગલોના અર્ધા લશ્કરનો નિકાલ કરી નાખ્યો જય મળવાની આશા ન જણાવવાથી મોગલો ત્યાંથી ઘેરો ઉઠાવી ચાલી ગયા.

આ શહેરમાં 'જેસ્યુઇટ' અને ઓગસ્ટીનીયન્સ' નામક બે ખ્રિસ્તી પંથોના દેવળો હતા અને આ બન્ને સંપ્રદાયના પુષ્કળ પાદરીઓ અહીં રહેતા હતા

દમણમાં પોર્તુગીઝોનો વૈભવ કોઇ અનેરો જ હતો. અને તેઓ ખૂબ ઠાઠમાઠથી રહેતા હતા તેઓ દરેક પુષ્કળ નોકરચાકર રાખતા અને મૂલ્યવાન આભૂષણો પહેરતા તેમનો અસબાબ પણ ભારે કીમતી હતો પાદરીઓ સુદ્ધા મેના અને પાલખીઓમાં બેસી ફરતા હતા તેમને શિકારનો બહુ નાદ હતો અને કોલ્હા સુદ્ધાંને તફડાવી પાડવામા ખાસ મોજ માનતા વાઘનો શિકાર, વાઘ જ્યાં પાણી પીવા આવતો હોય તેવી જગાએ જઇ પાસેના ખાડા કે ખાડામાં લપાઇ રહીને અગર તો બગદ ગાડીમાં જઇને કરતા."

દમણથી ગેમિલી સુરત ગયો, જગદ્વ્યાપારનું સુરત ત્યારે કેન્દ્ર હતુ અને પ્રત્યેક દેશના સોદાગરો સુરતના બજારોમાં ઉભરાતા. દુનિયાભરના સોદાગરી વહાણો સુરતને બંદરે આવતા. સુરતમાં પુષ્કળ મકાનો ત્યારે ભાડાના હતા.

આ ઉપરાત વિશેષ મહત્વની નોંધ એણે કરી નથી.

**ગુજરાતનાં વૈભવશાળી શહેરો**

સુરતથી નીકળી ડા૦ ગેમિલી ભરૂચ, ખંભાત અને અમદાવાદ ગયો તે સમયે તેને આ શહેરો પણ ભારે વસ્તીવાળા અને વેપાર–ઉદ્યોગથી ખળભળતા જણાયા

ગુજરાતના પ્રવાસની નોંધમાં તે જણાવે છે કે :– "અહીંના લોકો ચોક્કસ પ્રકારની બીમારીમાં શરીર પર ડામ દેવરાવે છે આથી ઘણા તો સારા થઇ જાય છે અને કેટલાક મરી જાય છે. આ પ્રદેશમાં પુષ્કળ સાધુબાવાઓ મારા જોવામાં આવ્યા. તેમાંના કોઇ કોઇ ઝાડે વરસો સુધી લટકી રહે છે તો કોઇ એક હાથ ઊંચો ગખીને જ ફર્યા કરે છે. આ સ્થિતિમાં તેમના તે અવયવો ગંઠાઇ જાય છે. વળી મારા જોવામાં કેટલાક નગ્ન સાધુઓ * આવ્યા. એમનો ઉપદેશ સાંભળવા પુષ્કળ સ્ત્રીઓ જાય છે"

એક ફ્રેન્ચ તેને પાંજરાપોળ જોવા લઇ ગયો. ત્યાં તેણે પુષ્કળ નિરુપયોગી પશુ–પક્ષીઓ જોયાં અને વધારેમાં તે લખે છે કે :– "આ સ્થળમાં એક કોટડીમાં પુષ્કળ કીડી મંકોડી, જુઆ, માંકણ હતા. આ કોટડીમાં એક માણસને હાથપગ બાંધીને આ જીવ–જંતુઓને પોષણ મળે તે માટે નાખવામાં આવેલો હતો. આવી રીતે નાખવામાં આવતા માણસને કલાકને કે આખા દિવસના પૈસા આપવામાં આવે છે."

* શ્રી ગેમિલીની નોંધ પરથી લાગે છે કે તે નગ્ન સાધુઓ દિગંબરી જૈન સંપ્રદાયના હોવા જોઈએ

## પંદર મૈલનો બગીચો

આ પછી ગેમિલી ફરતો ફરતો વસઈ પહોંચ્યો. તે વખતે વસઈ પોર્તુગીઝોના કબજામાં હતું. ઈ. સ. ૧૫૩૫ માં વસઈ અને તેની આસપાસના કેટલાક ટાપુઓ ખંભાતના નવાબ પાસેથી પોર્તુગીઝ સરદાર ડી અન્કુનાએ કબજે કર્યા. ગેમિલીના કથનાનુસાર આ શહેરનો ઘેરાવો ત્રણ માઈલનો હતો. અને તેને આઠ બુરજો હતા. શહેરમાં પ્રવેશવાના બે દરવાજા હતા. તેમાંનો એક દરવાજો ખાડી તરફ હતો. પોર્તુગીઝોના અમલ દરમ્યાન આ શહેરની ભારે ખ્યાતિ પ્રસરી હતી.

આ સ્થળમાં ક્યાસાઓ નામક એક પંદર મૈલ લંબાઈના વિસ્તારનો બગીચો છે. આ બગીચામાં અસંખ્ય ફળફૂલનાં ઝાડો ઉગેલાં છે. હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તીઓ મળી આ જમીનનો વહીવટ કરતા. તેમજ તેને પાણી મળતું રહે એવી વ્યવસ્થા હોવાથી ભર ગરમીમાં પણ આ સ્થાન લીલુંછમ લાગતું હતું.

ગેમિલી લખે છે કે "વસઈમાં મેં એક બજાણીઆને ખેલ કરતાં જોયો, તેણે કમરે બાંધેલા એક કપડામાં એક વાંસ રોપી તેના પર માણસ ચઢાવ્યો. માણસ ચઢતો હતો ત્યાં સુધી તો વાંસનો કપડામાં ખોસેલો છેડો તેણે પકડી રાખ્યો પણ તે ઉપર ચઢી ગયો એટલે હાથ છોડી દીધા અને પેલો માણસ પણ વાંસની ટોચે પહોંચી હાથ અને પગ વારાફરતી નચાવવાં લાગ્યો. આ જોઈ મને તો ભારે આશ્ચર્ય થયું. મને લાગ્યું કે કોઈ જાતની જાદુઈ શક્તિ વિના આ તે કેમ બને?"

આ શહેર ઉપર ફીરંગીઓ (પોર્તુગીઝોનો) બરાબર બસો વરસ સુધી કબજો રહ્યો. એ ગાળા દરમ્યાન તેમના જુલ્માટ ખૂબ જ વધી પડ્યા. આંધળા ધર્મ ઝનુનથી પ્રજા ત્રાસી ગઈ અને લોકોની સ્ત્રીઓ ફીરંગીઓ ઉપાડી જવા લાગ્યા. આવા જુલ્મોથી કંટાળી તેમાંથી છુટકારો મેળવવા વસ્તી પેશ્વા સરકાર પાસે પહોંચી. પેશ્વા સરકારે બાર હજારનું સૈન્ય વસાઈ સર કરવા મોકલ્યું. ઘણા દિવસો વીતી ગયા પણ કિલ્લો જીતાયો ન હોવાનાં સમાચાર આવ્યા.

એ વખતે પુનાના દરબારમાં તાપી કિનારે આવેલા માંડવીના રાજા દુર્જનસિંહ હતા. કોઈ ઇર્ષ્યાખોર દરબારીની કાન-ભંભેરણીથી પેશ્વા સરકારે દુર્જનસિંહજીને વસાઈનો કિલ્લો સર કરવાનું કામ સોંપ્યું. દુર્જનસિંહ પોતાનાં થોડાં માણસો અને એક વિશ્વાસુ દસોંદીને લઈને વસઈ પહોંચ્યા. એ પ્રસંગે ફીરંગીઓ એક વાણીઆની સ્ત્રીને ઉઠાવી ગયા હતા એથી કાળના બળેલા એ વાણીઆની મદદ તેમને મળી અને કિલ્લાની અંદર ગલોથી વાકેફ થયા. કિલ્લો સર કરવામાં આવ્યો પણ એ કિલ્લો લેતાં તેમનો વિશ્વાસુ દસોંદી લડાઈમાં ખપી ગયો.[૩] સન ૧૭૩૯.

---

૩ આ દસોંદીના વારસો હાલ નવસારી તાલુકાના મરોલી ગામે છે અને માંડવીના રાજા દુર્જનસિંહે તે પ્રસંગે આપેલું ગામ તેમને મળે છે. જો કે એ દાનમાંની ઘણી મિલ્કતો હાલ વેચાણ થઈ ગયેલી છે. મરોલીના દસોંદીઓને આ અને બીજે પ્રસંગે આપેલાં ગામ-વાંટા માંડવી તાલુકામાં આવેલા છે.

• ડા૦ ગેમિલીની પ્રવાસ નોંધ રજુ કરતાં આટલી હકીકત અત્રે જણાવી લેવાનું ઉચિત ધાર્યું. ગેમિલી વમાકથી નીકળી માહિ અને ત્યાંથી કેનરીનાં ગુફા મંદિરો જોઇ તે ગોવા પહોંચ્યો અને ત્યાંથી મુશ્કેલી ભર્યો માર્ગ વટાવી તે મોગલ શહેનશાહ ઔરંગઝેબને મળવા ગયો. શહેનશાહ તે વખતે દક્ષિણમાં હતા અને તેમના સૈન્યમાં કેટલાક ફિરંગીઓ પણ નોકર હતા. એ બધા સંબંધે ગેમિલી મહત્વની નોંધ કરે છે

**દારૂ માટે ફટકા માર**

"શહેનશાહની નોકરીમાં ફિરંગીઓને ભારે પગાર મળતો હતો. તેઓ જો લડાઇમા ન જાય, કે પહેરો ભરવામાં કાંઇ કસુર કરે તો તેમને સખત સજા થતી નહીં. માત્ર તે દિવસ પુરતે પગાર કપાતો.

પણ દારૂ માટે તો ભારે સજા કરવામાં આવતી. એક દિવસે બે મુસલમાનો દારૂ પીધેલા પકડાયા તેમને થાંભલે બાંધવામા આવ્યા અને આ ગુન્હા માટે ફટકા માર મારવામાં આવ્યો.

આ સમયે શહેનશાહનું કુલ સૈન્ય નીચે પ્રમાણે હતું :—

૧. ૬૦ હજાર ઘોડેસ્વાર
૨. ૧૦ લાખ પાયદળ
૩. ૫૦ હજાર ઉંટ—સામાન વિ. લઇ જવા માટે.
૪. ૩ હજાર હાથી.

આ ઉપરાં વેપારીઓ, કારીગરો, ચાકર નોકરો, બીજાં જનાવરો વગેરે તો જુદું, મોગલ શહેનશાહની છાવણી એટલે ચાલતું નગર. શાહી ખોરાક લઈ જવા માટે ૩૦૦ બળદોની પોઠ રોકાતી.

જે સ્થળમાં શહેનશાહ અને તેના શાહજાદાના તંબુઓ હતા. તેનો ઘેરાવો ત્રણ માઇલના વિસ્તારમાં હતો. આ સ્થળને ત્રણ દરવાજા રાખવામાં આવેલા હતા. આમાથી "આરામ" નામનો દરવાજો ફક્ત શાહીજનાના માટે જ વપરાતો.

શાહી કુટુમ્બના અને દરબારના તંબુઓ ભારે મુલ્યવાન હતા. જમીન પર સુદ્ધાં કિનખાબની બીછાયત કરવામાં આવતી.

શહેનશાહનું વય ત્યારે ૭૮ વર્ષનું હતું તેમ છતાં ચશ્માની મદદ સિવાય મહત્વના શાહી કાગળો પર સહીઓ કરતા.

તંબુમાંના દરબાર ખંડમાં શહેનશાહ માટે ખાસ સિંહાસન તૈયાર કરવામાં આવેલું હતું.. તે આશરે પાંચ છ હાથ ઊંચું હતું અને ચાંદીના સિક્કા ગોઠવી તે પર ચઢવાનાં પગથીયાં બનાવવામા આવ્યાં હતાં.

શહેનશાહ બહુ જ ઉદ્યમી હતા. તે પોતાની એક પળ પણ નકામી જવા દેતા નહીં. મોટી પરોઢે ઊઠી તે સ્નાન કરી નમાજ પઢી રાજ્યનું કામકાજ બે કલાક તપાસતા દરરોજ બપોરના જાહેર મુલાકાત આપતા. માત્ર શુક્રવારે જાહેર મુલાકાતનું કામ બંધ

રહેતું. એ કલાક ખાનગી ગૃહ જીવનમાં ગાળતા. શાહેનશાહ રાત્રે માત્ર એ જ કલાક ઊંઘ લેતા અને ત્યાર પછી ઊઠીને અજવાળું થતા સુધી દીવા આગળ બેસી કુરાન પઢતા. પોશાક અત્યંત સાદો પહેરતા."

આજથી અઢીસો વર્ષ પૂર્વના મોગલ વૈભવનું ચિત્ર ડા૦ ગેમિલીએ આ પ્રમાણે રજુ કર્યું છે.

મોગલ શહેનશાહની મુલાકાત લઇ આ પ્રવાસી પાછો ગોવા ગયો અને ત્યાંથી તે પરિભ્રમણ કરતો સ્વદેશ પાછો ગયો.

---

# પ્રેમનો પરાજય

શ્રી. પંકજ

પંચપાપાનું નામ શા પરથી પડ્યું એ કહેવું જટિલ હતું પરંતુ એટલું તો અવશ્ય માનવું પડશે કે તેના એ નામે તેના ખરા નામને ઢાંકી દીધું. તેના નર્તકી જીવનમાં વિવિધ પ્રકારના પુરૂષોની મનોવૃત્તિ જોતાં તેને પોતાના વ્યવસાય પર ઘૃણા ઉપજી. તે વિચારવા લાગી કે જો પોતે એક સુંદર અને સંતુષ્ટ કુટુંબની અધિકારીણી થઇને આનંદપૂર્વક જીવન વ્યતિત કરે તો કેવું સારૂં થાય. તેણે જોયું હતું કે પ્રેમનો સ્વાર્થી અભિનય અંતરની શાંતિ આપતો ન હતો અને બારીમાંથી દૂર નજર ફેંકતી તેની આંખોમાં એક ખરી પ્રેમિકાની પ્રતીક્ષા ન હતી. તેના હાવભાવમાં એક પ્રકારની અસ્વભાવિકતા હતી. તેને એમ લાગ્યું કે જો કોઇ યોગ્ય પાત્ર મળે તો તેને સ્વાર્પણ કરી એક ગૃહસ્થની પત્ની તરીકે જીવન ગુજારવું વધારે સારૂં છે. પરંતુ સુપાત્ર શોધવો ક્યાંથી તેનો સવાલ તેને મુંઝવવા લાગ્યો.

૨

"પંચપાપા, તારૂં આ નામ તો કોઇ વિદ્વેષીએ રાખેલું છે, તારૂં ખરૂં નામ તો પંચપુણ્યા હોવું જોઇએ.'

"વીરસેન, તમારૂં કહેવું મને માન્ય નથી. મારો વ્યવસાય જોતાં આ નામ કંઇ અસ્થાને નથી. હા હું પંચપુણ્યા બનવાની ચેષ્ટામાં છું. તમારા જેવાની સહાયતાની જરૂર છે.'

'તારૂં કહેવું હું સમજ્યો નહીં.'

'મારે આ ઘૃણિત વ્યવસાય છોડવો છે.'

'તો પછી શું કરીશ?'

'શું કરીશ? હાય આ સવાલ પણ કેવો મર્મભેદી છે? શું હું બીજું કંઇ પણ ન કરી શકું?'

'કરી શકે છે પણ તું શું કરવાની છે તે તો કહે?'

'હું એક મનજન સાથે લગ્નગ્રંથીથી જોડાવા માગું છું.'

વીરસેન મોટેથી હસી પડયો અને બોલ્યો, 'વાહ વાહ, તારે વળી લગ્ન કેવાં?

'શું મારે માટે લગ્ન નિર્માત નથી.' પંચપાપા દુઃખી થઇ બોલી.

'નર્તકી સાથે પરણવા તૈયાર થાય એવો વળી કોણ હશે! હા..હા. પંચપાપા એ ગાડપણ જવા દે. નાચ નૃત્ય તો બતાવ.'

પંચપાપા ક્રોધપૂર્વક ઊભી થઇ ગઇ અને બોલી, 'જો કોઇ પુરૂષ મારી સાથે લગ્ન કરવા તૈયાર ન થાય તો તે પુરૂષ જાતિને મારું નૃત્ય પણ જોવાનો અધિકાર નથી.'

પંચપાપા ત્યાંથી ચાલી ગઇ. વીરસેન નફફટ હાસ્ય કરીને બોલ્યો 'અરે, નર્તકીઓ પણ કેટલો ફાંકો રાખે છે. એને પરણવું છે હા...હા.' આસવનો પ્યાલો તેની પાસે હતો તે પીને તે બ્હાર નીકળ્યો અને નીકળતાં પણ બોલ્યો, 'ઉંહ, વેશ્યાને વળી આટલો બધો રોફ શાનો? પરણવું...છે.'

૩

પંચપાપા વિચારતી હતી કે સાધારણ રીતે પ્રત્યેક મનુષ્ય પોતાનો અધિકારી હોય છે, પરંતુ નર્તકીને પોતાના પર અધિકાર પણ ન હતો એને ત્યાં આવનાર ગૃહસ્થોએ જ્યારે સાંભળ્યું કે પંચપાપા નૃત્ય કરવાનું બંધ કરવાની છે ત્યારે તેઓ એકદમ અકળાઇ ઉઠયા. તે સમયે સામ દામ દંડ ભેદ ઇત્યાદિના પ્રયોગથી પણ તેને એ નિશ્ચયમાંથી ખસવાને ધમકીઓ આપવામાં આવી હતી. શું કરવું તેનો ઉપાય તે શોધતી હતી. તેને કોઇ ગૃહસ્થ તો પરણવા તૈયાર થાય એમ હતું નહીં અને ગૃહસ્થ મેળવવાની ચેષ્ટા કરવી એ પણ શક્તિનો વ્યર્થ વ્યય હતો. એક દિવસ તે પોતાની દાસીને લઇ પોતાને લાયક પુરૂષ શોધવા નીકળી.

૪

એક ગામમાં આવીને તેઓએ મુકામ કીધો દાસી અને ભૃત્યો ગામમાં રહેવાની વ્યવસ્થા કરવામાં પડયા પંચપાપા ગામમાં ફરવા લાગી. ફરતી ફરતી તે એક મંદિર પાસે આવી. ત્યાં અનેકો દરિદ્રો ભીક્ષા માંગી રહ્યા હતા. પંચપાપા તેઓને જોઇ રહી. એક સુંદર દેખાતો દરિદ્ર યુવક તેને ઘણો જ પસંદ આવ્યો, તે વિચારવા લાગી કે એ દરિદ્રને જો દરિદ્રતા ટાળવા માટે કહેવામાં આવે તો અવશ્ય દરિદ્રતા ટાળનારને તે પ્રેમ કરી શકે. પરંતુ દરિદ્રતા ટાળનારનો પરિચય પામીને પ્રેમ કરી શકે કે કેમ તેજ સવાલ હતો. તે પાછી આવી અને દાસીને દરિદ્ર યુવક પાસે મોકલી. દાસી ગઈ દાસીએ તે યુવકને જઇ પૂછ્યું, 'તારૂં નામ શું છે?'

'આનંદ.'

'તું ભીક્ષા કેમ માગે છે?'

'હું દરિદ્ર છું, સ્વજન વિહીન છું.'

'જો; તારી દરિદ્રતા ટાળવામાં આવે તો એ ઉપકારના બદલામાં તે વ્યક્તિનો થઇ રહી શકીશ.'

.. યુવક કંઇક થંભીને બોલ્યો, 'એમાં શી મોટી વાત છે. હું તૈયાર છું.'

દાસી બોલી, 'એમ ઉતાવળે હા કહ્યા પછી ખસી જવાની જરૂર નથી. ફરી વિચારી જો તારો ઉપકારી ગમે તેવો હોય તો પણ તું તેની સાથે પ્યાર કરીશ.'

યુવક કંઇક વિચારી બોલ્યો, 'હા.'

'જગતની દ્રષ્ટિએ તે નીચ પતિત અને અપાત્ર હોય તો પણ પ્યાર કરીશ.'

યુવક કંઇક મુઝાઇને બોલ્યો, 'હા.'

'જો તે એક નર્તકીનું શરીર હોય તો પણ પ્યાર કરીશ.' યુવક ચૂપ ઉભો રહ્યો. તે વિચારવા લાગ્યો. તેને કોઇ સગું વ્હાલું હતું નહીં...કોઇ સ્વજન હતું નહીં. તે જગતમાં ભીક્ષા માગી રહ્યો હતો અને એક નર્તકી તેના દારિદ્રયને ટાળવા તૈયાર હતી અને બદલામાં ફક્ત પ્રેમ માગતી હતી શું એ સોદો અસ્વભાવિક હતો? તેને લાગ્યું કે આનંદથી રહેવાનો સુયોગ ફક્ત એક શબ્દ પર નિર્ભર હતો માટે હા કેમ ન કહેવી.

'કેમ શું નિર્ણય કીધો?'

'હા તૈયાર છું.'

'તો ચાલ મારી સાથે. યાદ રાખજે કે પ્રેમ વસ્તુ કંઇ રમતની વસ્તુ નથી.'

૫

પંચપાપા આનંદને લઇ પાછી ફરી. તેના આવાસનું રૂપ ફેરવાઇ ગયું. નર્તકીના ઘરની બારીઓ પર ગૃહસ્થના ઘરનું સ્મિત ફરક્યું. આનંદ પંચપાપાના પર મુગ્ધ થઇ ગયો. પોતાનું સર્વસ્વ અર્પણ કર્યો છતાં પંચપાપા પોતાને તેની અનુચરી ગણતી હતી તે જોઇ. તે કિંકર્તવ્ય વિમૂઢ થઇ ગયો. દરિદ્ર આનંદના શરીરને પુષ્ટિકારક ખોરાક મળતાં તે વધારે સુંદર થયું. બહુ મૂલ્ય વસ્ત્રોથી સુશોભિત આનંદ ખરે પંચપાપાને અત્યંત આનંદનું પાત્ર થઇ પડયો.

પંચપાપાના જુના પ્રેક્ષકો અને ગ્રાહકો આ પરિવર્તનને જોઇ રહ્યા. કેટલાકોમાં પ્રતિહિંસાનો અગ્નિ પ્રજ્વલિત થયો અને કેટલાકે નર્તકીના આ નવા પ્રયોગ પર તિરસ્કાર સૂચક હાસ્ય કીધું વીરસેનને પંચપાપાના આ પરિવર્તનથી ઘણોજ ક્રોધ ચડયો. તેણે આનંદની સાથે મિત્રતા કરવાના વિચાર કરવા માંડયા. આનંદ ફક્ત સંધ્યા સમયે વ્યાયામને ખાતર બહાર નીકળતો હતો. અન્યથા તે કોઇને પણ મળતો નહીં. વીરસેન લાગ શોધવા લાગ્યો.

૬

વીરસેન આનંદની મૈત્રી મેળવવામાં ફળીભૂત થયો. પંચપાપા આનંદને પોતાનો સર્વપ્રકારે કરી ચૂકી હતી એટલે તેણે વીરસેનની મિત્રતાને પુરૂષ જાતિની પોતાના પ્રેમની કસોટી મારેની ચેષ્ટા સમજી. તે વિચારવા લાગી કે વીરસેનના આ આવાહનને પૂર્ણ પ્રકારે ધ્યાન રાખીને જોયા કરવું. આનંદને આ વાતની ખબર ન હતી કે તેને નિમિત્ત બનાવીને જગતમાં પુરૂષ અને સ્ત્રી જાતિની સ્પર્ધા એક બીજાને આવાહન આપી રહી હતી. પંચપાપાના હાવભાવ મોહક અને મુગ્ધ થતા ચાલ્યા અને વીરસેન પણ પોતાના દાવ ખેલવાની ચેષ્ટા કરતો હતો.

એક દિવસ નગરમાં એક સુંદર નર્તકી આવી. કળા અને સૌંદર્યના આલોચકો તેને જોવા તત્પર થયા. વીરસેન લાભ જોઇ બોલ્યો, 'આનંદ, આપણે આજે નૃત્ય જોવા જઇશું. એની કળા અદ્ભુત છે.'

'હું મારી પત્નીને પૂછી કહીશ.'

'એમા વળી પૂછવાનું શું?' આપણે ક્યાં ખરાબ દૃષ્ટિએ જોવા જવાના છીએ?

'ના, પૂછ્યા વગર જઇશ નહીં'

આનંદ ઘેર આવી પંચપાપા પાસે ગયો.'

'પ્રિયે, આજે એક બહારગામથી નર્તકી આવી છે અને સાંભળ્યું છે કે તે બહુજ સુંદર નૃત્ય કરે છે. મારે જોવા જવું છે.'

પંચપાપા કંઇક વિચારીને બોલી, હા તમે જાઓ પરંતુ આજે એકાએક નૃત્ય જોવાનો શોખ ક્યાથી થયો?'

'કંઇ નહીં' હું કળા અને અભિનયની દૃષ્ટિએ નૃત્ય જોવા માગું છું.'

આનંદ ગયો

૭

પંચપાપા વિચાર કરવા લાગી કે વીરસેનના આ દાવમાં ગૂઢ રહસ્ય હતું તેણે પોતાનો પાછલો ઇતિહાસ ઉકેલી જોયો. તેને ત્યાં પણ કળા અને લાલિત્યની દૃષ્ટિએ પ્રથમ આવનારા પાછળથી હમેશ આવનાર થયા હતા તેણે કંઇક વિચારી દાસીને બોલાવી અને પોતાના નૃત્યના વસ્ત્રો કાઢવા કહ્યું દાસી કંઇક વિચારમાં પડી. વર્ષો પછી આજે વસ્ત્રોના પર સ્વામિનીની દૃષ્ટિ કેમ ફરી તે તેને સમજણ પડી નહીં. પંચપાપાએ વસ્ત્રો પહેર્યા અને નૃત્ય કરી જોયું. રાત્રી અંધકારમયી થતી જતી હતી. તે બારી આગળ આવી દૂર દૃષ્ટિ નાંખવા ભગ્ન પ્રયત્ન કરવા લાગી આજે નર્તકીના વેષમાં તેનું હૃદય એક ગૃહિણીની માફક પ્રતીક્ષા કરતું હતું. તેને વિચાર આવ્યો કે એક વખત તેણે પણ અનેક ગૃહિણીઓને આ પ્રમાણે રાહ જોવડાવી હતી તેની આંખોમાં આંસુ આવ્યાં પોતાનો એ ઇતિહાસ તેને વ્યથા આપવા લાગ્યો

તે રાત્રીની કાલિમાને શ્રાપતી બારી પાસે દૂર સુદૂરના મનુષ્યોને ઓળખવાનો પ્રયત્ન કરતી ઉભી રહી.

૮

નુતન નર્તકીનો નાચ જોતા નગરના નાગરિકો બેઠા. વીરસેન નર્તકીના વખાણ કરતો હતો આનંદ પણ નાચ જોતો બેઠો. નાચ પૂરો થયો અને પ્રેક્ષકો વિખેરાયા. આનંદ પણ ચાલ્યો. માર્ગમાં એણે પ્રેક્ષકોમાં થતી વાત સાંભળી.

'ભાઈ નાચ સારો તો હતો પરંતુ પંચપાપાના નાચને તોલે તો નજ આવ્યો'

'પણ હવે તો પંચપાપાએ નાચ કરવો છોડી દીધો છે. એને પણ શું ગાંડપણ લાગ્યું છે?

આનંદ ઘેર આવ્યો. પંચપાપાને નર્તકીના વેશમાં ઉભેલી જોઇ વિસ્મિત થયો.

'પ્રિયતમ, કળા અને અભિનયની દષ્ટિએ તમે પેલો નાચ જોયો છે હવે આજે મારો નાચ પણ જુઓ.'

આનંદ બોલ્યો, પ્રિયે, તેં તો પુરુષ જાતિના શોખને પોષતું નૃત્ય બંધ કીધું છે એમ મેં સાંભળ્યું છે.

'પરંતુ આજે હું પુરુષ જાતિને નહીં પણ મારા પ્રિયતમને માટે નાચું છું.'

પંચપાપાએ નૃત્ય શરૂ કીધું. આનંદ ને લાગ્યું કે પંચપાપાનું નૃત્ય અને નુતન નર્તકીનું નૃત્યમાં કોઇ પણ રીતે સરખામણી ન હતી. પંચપાપાના નૃત્યે પ્રેક્ષક વર્ગની અલ્પતા બતાવી. આનંદ મુગ્ધ થઇ ગયો. પંચપાપા નૃત્ય કરતી આવી અને બોલી, 'પ્રિયતમ, કેમ કેવું છે મારું નૃત્ય?

આનંદ આગળ વધ્યો પતિ-પત્ની એક બીજાના બાહુપાશમાં આબદ્ધ થઇ ગયાં.

૯

પંચપાપાના આ વિજયે વીરસેનની ઇર્ષ્યા વધારે સતેજ કીધી. આનંદના ઉપર પંચપાપાનો અધિકાર પ્રબળ હતો એ જોઇ વીરસેન મુંઝવણમાં પડ્યો. તેને એક વિચાર સ્ફૂર્યો. એક વૈદ્યગજની સલાહથી આનંદને માદક દ્રવ્યોનો શોખ ઉત્પન્ન કીધો. પંચપાપા ને આ વાતની ખબર પડતાં તેણે આનંદને એમ કરતાં અટકાવવાની ચેષ્ટા કીધી. આનંદને માદક પદાર્થોની મોહિની પ્રબળ લાગી અને પરિણામમાં આનંદ જુઠું બોલતાં શીખ્યો. પંચપાપાની આગળ હંમેશ સત્ય ભાષણ કરતો આનંદ હવે પોતાને પણ ઠગતાં શીખ્યો.

એક દિવસ વીરસેન આવી બોલ્યો, 'આનંદ, આજે મેં નગરની બહારનાં મારા ઉદ્યાનમાં ઉત્સવ ગોઠવ્યો છે. ગાંધારથી સુંદર દ્રાક્ષોમાંથી બનાવેલો મદ્ય પણ મંગાવ્યો છે. સુંદર નર્તકીઓ છે. તારે આવવું પડશે.'

'હું મારી પત્નીને પૂછીને આવીશ.'

'અરે પૂછવા જઇશ તો ના પાડશે.'

'ના પણ હું તેને સમજાવી લઇશ.'

આનંદ ત્યાંથી પંચપાપા પાસે આવ્યો, 'પ્રિયે, આજે વીરસેન સાથે એક જગ્યાનું આમંત્રણ છે.' પંચપાપાએ આનંદના તરફ જોયું તે સમજી ગઇ કે આનંદ સત્ય વસ્તુસ્થિતી છૂપાવવા માંગતો હતો હતો.

'ક્યાંનું આમંત્રણ છે?

'નગરની બહાર એક જગ્યાએ જવાનું છે.' આનંદ મહાપ્રયત્ને બોલ્યો.

ઠંડે સ્વરે પંચપાપા બોલી 'જાઓ.'

આનંદ ગયો.

૧૦

આનંદના દિવસે દિવસે થતા પરિવર્તનમાં પંચપાપા પોતાનો પરાજય જોઇ રહી હતી. આનંદ અસત્ય ભાષણ કરતાં શીખ્યો હતો તે પણ જોયું હતું, તે પોતાના ચિરાતા

હૃદયને જેમ તેમ સંભાળતી હતી. આજે આનંદ ક્યાં જવાનો છે તે જાણવા તેણે એક દાસી ગુપ્ત રૂપે મોકલી. વીરસેનનો જય ધીમે ધીમે સ્પષ્ટ થતો હતો. પુરૂષ જાતિની અધમતા વધારે સ્પષ્ટ થતી હતી દરિદ્રતામાંથી વૈભવમાં લાવનારનો ઉપકાર પણ પુરૂષ જાતિએ માન્યો નહીં જાણી તેને અપાર દુઃખ થયું. દાસી આવી અને બોલી.

'બા, વીરસેનના બગીચામાં સ્વામી ગયા છે ત્યાં સુરાપાન ચાલે છે. નર્તકીઓ નાચી રહી છે અને માલિક તો મદ્યના ઘેનમાં એક નર્તકીની સાથે ભ્રષ્ટ અને વિકૃત હાવભાવ કરી રહ્યા છે'

પંચપાપા આ શબ્દે વિંધાઇ ગઇ. તેણે દાસીને કહ્યું. 'તું જા તો, તે બાગમાં જઇને કહેજે કે એમને આવવાની જરૂર છે.'

દાસી ગઇ. પંચપાપા—અતીતની નર્તકી—વર્તમાનની ગૃહિણી—ભવિષ્યની સતી શય્યા પર પડી રડવા લાગી. તેને લાગ્યું કે ગૃહિણી જીવન એક અપૂર્વ ત્યાગ માગે છે. હૃદયને ચૂર્ણ થતું જોઇ રહ્યા છતાં પણ મુખપર એક સ્મિતની અપેક્ષા રાખે છે.

૧૧

સુંદર અને સ્વચ્છ વસ્ત્રો પહેરી સર્વે આભુષણો ધારણ કરી પંચપાપા બેઠી. પાસે સુરા અને વાજીંત્રો હતાં. સુરાના શીશામાંથી તે ઉપરાચાપરી સુરા પી રહી હતી.

આનંદ આવ્યો. તે ઘેનમાં હતો. પંચપાપાને જોઇ તે વિસ્મિત થઇ ગયો તેનું ઘેન ઉતરી ગયું. પંચપાપા બોલી.

'પ્રિયતમ, જે વસ્તુના આકર્ષણ માટે ત્યાં જવું પડ્યું તેનો અભિનય મેં અહીં પ્રસ્તુત કીધો છે.'

આનંદ કંઈ સમજ્યો નહીં. તે મૂઢ બની રહ્યો.

'પ્રિયતમ, એ અભિનય મારે માટે નવીન વસ્તુ નથી. એ અભિનયના પ્રભાવે મેં કેટલાયે ધનિકોને દરિદ્ર બનાવ્યા હતા અને કેટલીય સતીઓના શ્રાપ લીધા હતા. ઇચ્છા રાખી હતી કે અભિનયને હંમેશને માટે તિલાંજલી આપી દઇશ પરંતુ તે સફળ થયું નહીં.'

આનંદ કંઈ કહેવા પ્રયત્ન કરવા લાગ્યો પરંતુ બોલી ન શક્યો, પંચપાપા આસવનો એક વધારે પ્યાલો પી ગઇ અને બોલી, પ્રિયતમ, આજે મારા જીવનમાં છેલ્લીવાર એ અભિનય કરૂં છું. સંતોષ માત્ર એટલો જ છે કે જે પ્રિયતમને જાળવી ન શકી તે પ્રિયતમને અંતીમવાર ખુશ કરી શકીશ.'

આનંદની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં.

પંચપાપા નૃત્ય કરવા લાગી અને અનેક પ્રકારના વિકૃત હાવભાવ કરતી આનંદને લલચાવવા લાગી. આનંદે જોયું કે પંચપાપાના મુખ પર ગ્લાનિ હતી તે બોલી, 'પ્રિયતમ. આનાથી પણ ભ્રષ્ટ નૃત્ય જોવું છે ? '

આનંદ ચૂપ રહી ન શક્યો. બોલ્યો, ' દેવિ, ક્ષમા કરો.'

પંચપાપા ખડખડાટ હસી અને ફરી નૃત્ય કરવા લાગી. એકાએક તેના પગ લથડવા લાગ્યા અને ટૂંક સમયમાં તે પડી ગઇ. આનંદ દોડ્યો. દાસ દાસીઓ દોડી આવ્યાં. પંચ-

પાપાનું મુખ ફેરવાઇ ગયું. તેના મુખ પર એક શાંતિ હતી. તે બોલી, 'પ્રિયતમ, તને રીઝવવા મેં મારૂં યૌવન, ધન સંપત્તિ સર્વે આપ્યું, હવે અંતિમ સમયે રીઝવવા મારો પ્રાણ આપું છું. પ્રિયતમ, તમે મુક્ત છો ખુશીથી તમે હવે ફાવે તે કરો. વીરસેનને કહેજો કે તું જીત્યો અને હું હારી. પરાજીત જીવન કરતાં મૃત્યુ સારૂં છે. મેં વિષ પીધું છે.'

આનંદ પંચપાપા ને જોઇ રહ્યો. પછી તે ઉન્મત્તની માફક તેને વળગી પડયો, 'પ્રિયે, બોલ ફરી બોલ. હું તારો જ છું. તું નથી હારી. વીરસેન હાર્યો છે. પરંતુ પંચપાપા નિશ્ચેષ્ટ થઇ ગઇ હતી મૃત્યુએ કોની શરમ રાખી છે. આનંદ રૂદન કરતો બેઠો.

એકાએક આનંદ ઉઠયો. વિક્ષિપ્તની માફક પોતાનો વસ્ત્રો ફાડવા લાગ્યો. દાસદાસી જોઇ રહ્યાં. સર્વે વસ્ત્રો ફાડયા પછી ફક્ત કૌપિન સાથે ઉભો રહી બોલ્યો, "આનંદ તું ભિખારી જ. દરિદ્રતા ટાળવા એક સુંદર રત્ન ઇશ્વરે તને આપ્યું હતું તે પણ તારાથી ન સચવાયું. અર્ધનગ્ન આનંદ—દરિદ્ર આનંદ—દુઃખી આનંદ નગરની શેરીમાંથી દોડતો દૂર નીકળી ગયો.

નિસ્તબ્ધ નિશામાં આ અભિનયને જોતાં ઉલુકો મનુષ્ય હૃદયની લોચના કરતાં કર્કશ સ્વરે શાંતિનો ભંગ કરતા હતા.

---

# હસતા નહિ Don't Laugh.

(આ 'નગદ ભલામણ'નો ઉપયોગ સ્ત્રીઓએ ન કરવો.)

દોડો બસ દોડો ગમે ત્યાં હો ત્યાંથી દોડો. કોટ મેલો હશે તો ચાલશે. ટોપી નહિં હશે તે પણ ચાલશે. ખમીસ ફાટેલું હશે તો ચાલશે. પણ દોડો. ન્હાના બચુને આંગળીએ લઈને ફરતા હો કે તમારી માનિતીની સાથે હિંચકે બેસી ઝુલતા હો પણ ત્યાંથી ઉઠીને દોડો. ઘરમાં હો કે બજારમાં, રસ્તા ઉપર લહેર મારતા હો કે બાગમાં મોજ મારતા હો, નદીની હવા ખાતા હો કે સ્ટેશન ઉપર ફરતા હો જ્યાં હો ત્યાંથી દોડો. ઉંઘતા હો તો ઉઠો, બેઠા હો તો ઉભા થાવ, ઉભા હો તો દોડો, દોડતા હો તો જુઓ. જુઓ કેથે કયાંઇ તકતો છે? પાનવાલાની દુકાન શોધો, વિશ્રાંતિગૃહ શોધો, ટોપીવાલાની દુકાનમા ઘુસો, નહિં તો પછી ફ્રેમ મઢવાવાળા આપણા સુલેમાનજીને ત્યાં જાઓ. તકતો ઝાલો અને જુઓ તમારો મુખચન્દ્ર કેવો લાગે છે. તમારા મુખારવિંદ ઉપર શાની છાપ છે? જો તમને તે ઉજ્વું લાગતું હોય તો આગળ ચાલો મારી સાથે નહિં તો આટલેથીજ પેલા કહે છે તેમ इति शुभम्.

તમે હાથમાં ચોપડાનો ભારો ઉંચકીને નિશાળે જતા ત્યારે તમારા શિક્ષકોએ તમને દિવસમાં દશવાર કહ્યું હશે કે Don't Laugh ત્યારે કે અત્યારે તમે કદી એ વિચાર કીધો છે કે "શા માટે?" નાનપણમાં તમારાં ભવિષ્યની કલ્પનાના ઘોડા છોડી મૂકતાં happy imaginations કરતાં–કદી તમે એ અમર શબ્દો યાદ કીધેલા? સંસારમાં પડતાં તેના વિકટ પ્રશ્નોનો પાર કાઢતાં "મોઢું હસતુ રાખવું કે ગંભીર" એ પ્રશ્ને કદી તમને મૂંઝવ્યા છે? ચોપાટી ઉપર પત્નીની જોડે હાથમાં હાથ ઘાલીને આનંદી ચ્હેરે ફરતાં દંપતીને જોઇને કદીએ તમને વિચાર આવ્યો છે કે આ પતિને કેટલું સહેવું પડતું હશે? કદી તમને એ શંકા થઇ છે કે આ સંસારની અડધી ઉપાધિઓ હસવાની ટેવ રાખ્યાથી ઉપજે છે?

તમારા શિક્ષકોએ, તમારા પૂજનીય ગુરૂએ હજારો વખત તમારા માથામાં ટકોરા મારી મારીને કહ્યું કે "Don't Laugh" પણ કુતરાં ભસે છે એમ ગણી તમે એ શબ્દોને ક્ષણભર પછી વિસરી ગયા હશો અને ગધેડાને ડીફાં મારવા છતાં પણ તે દોડે નહિ તેમ ખડખડાટ હસતા થઇ ગયા હશો. શિક્ષકોને આથી તમારી જીંદગીની ચિંતા થઇ હશે કે 'આ લોકો શું કરવાના'? કારણ કે તેઓ અનુભવી છે. તમારૂં હિત તેણે બહુ ચાહ્યું પણ તમે ન માન્યું. આજે તમે એ શિક્ષણ શોધો છો. પણ તમને તે મળતું નથી. પડેલી ટેવ છુટતી નથી પણ હજી કાંઇ વહી નથી ગયુ માટે આજથીજ ચેતો અને હું કહું તે સાંભળો Don't Laugh

જે બહુ હસતા નથી તેજ મારી રીતે હસાવી શકે છે, એ આજની દુનિયાને કહેવા જવું પડે એમ નથી. રમણભાઇને જુઓ કે ધનસુખલાલને, મસ્તફકીરને જુઓ કે તંત્રીના ભાઇ મંત્રીને, ઓથ્લા જોશીને જુઓ કે ઇન્સાનને જુઓ. તમે શું જોશો? એની કદી તમે કલ્પના કરી છે? તમે માનતાજ હશો કે હાસ્યરસના ઇજારદારો, બધાજ હસમુખા હશે. એ માન્યતા ભૂલભરેલી હોય એ સંભવિત છે.

આયનામાં તમારું મુખારવિંદ જોઇને તમે પાછા ફરો કે તરત જ ગંભિર મુખમુદ્રા ધારણ કરજો. એમ ન થાય તો પ્રયત્ન તો કરજોજ. ગંભીર મુખમુદ્રા ધારણ કરવી, ગંભીર દેખાવનો ડોળ કરવો એ આજકાલની એક કળા છે. કોઇ પણ કળા સહેલી નથી. અપવાદરૂપે રમણભાઇએ બતાવેલી 'તોછડાઇની કલા' પણ આ કલા બહુ સહેલી નથી. કોઇ નાકનાં ટેરવાં ઉંચા ચઢાવીને પૂછશે, ગંભીર મુદ્રા ધારણ કરવી એને કલાનું રૂપ કેમ અપાય પણ રમણભાઇ કહે છે તેમ ગજવાં કાતરવાની કળા છે, ધનવાનને એકાંતમાં જર્જરિત કરી ખત કરાવી લેવાની કલા છે, દાંત અડધો ખેંચ્યા પછી વધારે ફી માગવાની કળા છે, તો પછી આ કળા કેમ ન હોય? આનો ઉપયોગ ઘણા કરે છે પણ કોઈ ત્હેને બહાર નથી પાડતું—કલા તરીકે એ ભાવનું કોઇ પ્રતિપાદન નથી કરતું એ ખરે શોચનીય જ છે. પણ આ કલા શીખવી બહુ સ્હેલી તો નથીજ. ફાયદાકારક કાંઇ પણ સહેલું નથી. ઉધાર માલ નમનો મળતો નથી. સોંઘે ભાડે સિદ્ધપુરની જાત્રા થતી નથી. ભોગ વગર સુખની પ્રાપ્તિ નથી. પણ આ ભોગ તો નજીવો છે. માટે એટલા સાવચેત રહેજો કે ફરી તમારા મુખ ઉપર હાસ્ય ન ફરકે, સવેળા ચેતો અને છયાશી ડઝનને ચારસો વખત "Don't Laugh" એ શબ્દ ગોખો.

"અને કારણ?"

કારણ? કવિરાજ મટી પતિરાજ થયેલા મારા જુના મિત્ર રાજનની જરીપૂરાણી નોંધપોથીમાંનું આ એક પત્તું તમને સારાં કારણ આપશે.

'સમાજની અંદર જો તમારે માન પામવું હોય તો હસતા નહિ'. આપણાથી નાની ઉમ્મરના મિત્રપુત્રની સાથે આપણે હસતા શેરીમાંથી પસાર થતા હોઇએ તે જોઇને લોકો કહેશે. 'એ તો childish છે. આપણાથી મોટી ઉમ્મરના કોઇની સાથે આપણે હસીને વાત કરીએ તો કહેશે, 'એ તો તિતાલીઓ છે." આપણા સામોવડીઆ સાથે આપણે હસતા હસતા ફરવા જતા હોઇએ ત્યારે લોકો કહેશે, "ભાન વગરનો" અને જો આપણે ઘરમાં બેઠાંજ—બહાર નહિં, કે આપણી સ્ત્રીને જોતાં જરા સ્મિત કરીએ તો તરત જ 'ધાધરીઆ ફોજ ગોળીબાર' કરશે 'બૈરીનો ગુલામ છે!!"

પણ ગંભીર મુદ્રા કરીને આપણે ફરીએ 'હા' કે 'ના' એ બેજ શબ્દો બોલીએ અથવા તો ચાલતું હોય તો દશશેરો ધુણાવીએ, ઉંડો વિચાર કરતા હોય તેવો ડોળ કરીએ, બીજા બોલે તેની આપણને પરવા નથી એવો ભાવ ધરીને ફરીએ, અથવા એમાંનું કાંઈ ન થાય તો રમણભાઇ કહે છે તેમ ધુવડ જેવું મોઢું રાખી મૂકીએ, તો લોકો તેવા ગાંભીર્યથી કહેશે, "નહિં માણસ Real છે."

કહેવાય છે કે, "A laugh lengthens our life. પણ સાથે સાથે એમ પણ કહેવાવું જોઇએ કે It shortens the purse." સ્ટેશન ઉપરથી તમે હસતે મુખડે આવતા હો, તો જરૂર તમારી આગળ ભિખારી આવશે અને તમને કહેશે, मिठ मिखीला दिडफी द्या" જો તમે તેની દરકાર કીધા વગર તેની તરફ જોઇને હસીને આગળ ધસ્યા જશો તો પણ જ્યાં સુધી તમારા ગજવામાં હાથ ન જાય ત્યાંસુધી તે તમારો કેડો ન

છોડશે પણ જો તેજ વખતે તમને ગભીર મુદ્રા કરી નાખવાનો અભ્યાસ હશે હર્દના આધુને મકોચથી લેવાની જે તમારામા આવડ હશે અને દાવેવનો રેચ લીધો હોય તેનુ મોઢુ કરી નાખવામા જો મફળ થશો તો તત્તજ તે તમારી આગળથી ચાવતી પકડશે. અખતરો અજમાવી જોજો હાટલમા જઈને તમે મેઘ ચાકરને મેચાર બૂમ મારો તો તે ન આવશે પણ તમારી તરફ તે જુએ ત્યાર તેને આગળી કરી બોલાવશો તો તે જરૂર તેજ ઘડી આવશે એ તમારી ગભીર મુદ્રાનો પ્રતાપ

મારા મિત્ર રાજનને આવા અને બીજા ઘણા અનુભવ થયેલા પણ બધા નોધ પોથીમા ચીતરતા જતા શરમ લાગેની પહેના રાજન બહુ હસમુખો હતો તે હસતો પણ ખરો તે તો મારથી ન કહેવાય પણ મારા ભાભી ત્યારે મને એકાનાતેજ કહેતા એ તો ગધાની માફક હસે છે " પણ તેમની ટેવને લીધે એમને જે જે સહન કરવુ પડયુ હતુ તે તે સર્વ એમણે મારા આગળ, ' Don't Laugh એ વિષય ઉપર ભાષણ કરતા વર્ણવેલુ તેમાનુ જે યાદ છે તે નીચે આપ્યુ છે

તે કહેતા,

' જો ભાઇ પત્નીની આગળ મન્દસ્મિત કરવુ એનો અર્થજ એ કે તેના કાપડીઆનાં ચડેના બીલ ચૂકવી આપવા તેની આગળ સાધારણ હસવુ એટલે એકાદ સાડીને માટે ગજવામાથી પૈસા કાઢી આપવા અટ્ટહાસ્ય કીધુ એટલે જરૂર તે એકાદ મોહનમાળા કે નેકલેસની માગણી કરીજ લે એ બધા અનુભવ તારી ભાભીએ મને કરાવ્યા છે અને જો આજસુધી મે એજ વર્તણુક રાખી હોત તો જરૂર એ છડે ચોક મારો તિરસ્કાર કરતે માટે ડાહ્યો હોય તો અત્યારથીજ ચેતજે, હસવાથી જીદગી વધે એ વાત ખરી પણ એયે ખોટુ નથી કે એનાથી પૈસા ખુટે અને વીસમી સદીની પૈસા વગરની જીદગી દશમી સદીના નાસ્તિકની જીદગીના બરાબર છે બીરબલ કહે છે ' ખુદસે ગયા વો હાજસે નહિ આતા ' હુ મારા અનુભવથી કહુ છુ ' હોજસે ગયા વો ખુદસે બી આતા હય ' આતો હુ બધી અનુભવની વાત કરૂ છુ તારે એ અનુભવ લેવો હોય તો હસમુખો રહેજે પણ સાભળી લે હસે છે શુ ? હુ જે દિવસથી એની સાથે થોડુ જ બોલુ છુ ગભીરપણે વિચાર કરતો હોઉ તેમ આરામચેર ઊપર પડી રહુ છુ અને રજની પાછળથી કેટલીક વખત બબડે છે તેમ મગજમાથી ધુમાડા કાઢુ છુ ત્યારથી મને પાણીનુ પૂછવાની એની હિમત નથી ચાલતી તો પછી નાટક સીનેમા કે સાથે બેસી ફોટો પડાવવાની વાત તો થાય જ કેમ ? છતા પણ એમ કરવામા પહેલા તો વિઘ્ન નડેલુ હુ તને મળ્યો તેમ મને પણ એક ગુરુ મળ્યો હતો બીજે જ દિવસથી મે અખતરો અજમાવી જોયા ચ્હા પીતા પીતા પેટમા કઇ આમળો ચઢી આવ્યો હોય તેમ મોઢુ કટાણુ કરી નાખ્યુ તારી ભાભીનો સ્વભાવ ગભરાટીઓ છે તે એકદમ ગભરાઇ ગઇ ને અમને પૂછ્યુ કેમ આમ કેમ થયુ ? ચ્હામા માખી તો નથી આવી?" મે ધારણ કરેના ગાભીર્યને છાજે તેમ જવાબ દીધો, "નહિ રજની નહિ માખી નથી આવી '

" ત્યારે હમણાં ઉલટી થવાની હોય એવું મ્હોં કરવામાં શો ફાયદો ? " તેણે આંખમાં રહી ગયેલો પાંપણો કાઢતાં કાઢતાં પૂછ્યું.

"ફાયદો છે કે નહિ એની ખબર ત્હને ન પડે" એટલું કહી હું ઢોળાયલા દૂધના રેલા તરફ એકી નજરે જોઇ રહ્યો. આની અસર તો રજની ઉપર થઇ, પણ ધારેલી દિશાએ નહિ. મને રીસાયલો ધારી મનાવવાને તેણે ઘણાએ ઉપાય અજમાવી જોયા. પણ આ બંદાએ એકંત જવાબ ન દીધો. તેણે ગોભરો ચઢાવ્યો, બબડાટ ને ફફડાટ કીધો. વક્ર કારમી દૃષ્ટિ નાંખી રીસાઇ કુતરાને માર્યો અને આખરે રૂદન પણ કીધું. પણ મારું ગામ્ભિર્ય કોઇને પણ ન ગાંઠયુ.

બપોરે જમીને હું જરા બેઠો હતો. એટલામાં દાદર ઉપર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. રીસાવલી રજની એની મેળેજ મનાઇને પાન આપવા આવતી હશે. એમ ધારી ઠીકઠાક થઇ વિચાર કરતો હોઉં તેવું મોં કરી, ઉંડું હૃદયમન્થન કરતો હોઉં તેમ આવનારનાં મોં સામું ન જોતાં ખુરશી નીચે પડેલી ચૂંક ઉપર સ્થિર દૃષ્ટિ કરી બેસી રહ્યો, પણ રજનીને બદલે પાછળથી હરિવદને ખભા ઉપર હાથ મૂકતાં કહ્યું, "કેમ રાજન, કાલે સાહેબની ગેરહાજરીનો લાભ લઇ ફેંચલીવ પુરીસ મારીને નાશી આવેલો તે શું કહેશે તેનો વિચાર કરે છે કેમ ?

મેં ભવાં સંકોચી તેના તરફ જોઇ કહ્યું, "નહિ હરિવદન, એમ નથી, એમાં તું ભૂલ ખાય છે," આ વખતે મારા સ્વભાવ પ્રમાણે મારાથી હસાઇ જવાતું હતું અને રજની જો ત્યાં ન આવી હત તો હું હસી જ પડતે પણ તરત જ મેં પાછી ગંભીર મુદ્રા ધારણ કરી લીધી. આવી આવી ઘણી મુશ્કેલીમાંથી પસાર થયા પછી જ મારે માટે સુખનો માર્ગ ખુલ્લો થઇ ગયો છે. સાંભળ, ભિખારી રસ્તે પજવતો નથી, હજામ વધારે તડપીચ કરતો નથી, ભટ વ્હોણી માગતો નથી, ગાડીવાળાને જે આપું તે લઇ ચાલતો થાય છે, ટિકિટ કલેક્ટર ટિકિટનું પૂછતો નથી, સાહેબ ગભરાવતો નથી, રજની તરફની તો બધી ઉપાધિજ શાંત થઇ ગઇ છે, અને વધુમાં લોકો મને Gentleman ગણે છે અને માન આપે છે. મારી સાથે પડી મોકલવાની વાતતો સ્ત્રીઓ ભૂલી જ ગઇ લાગે છે. આ બધા હસમુખા ન રહેવાના, ગંભિર હેવાના અને થોડું બોલવાના પરિણામ માટે એતજે "

એક દિન રાજન સાથે એવી જ બીજી વાત કરીને પાછા ફરતાં અમને મારા એક જૂના શિક્ષક મળ્યા. તેમને મેં સલામ કીધી તે ઝીલી લઇને સ્હેજ હસીને ચાલ્યા ગયા. મારા મગજમાં તેજ વખતે 'Don't Laugh' એ શબ્દો તાજા થયા અને મને વિચાર થયો કે રાજનના જેવાજ, રજની કહે છે તેમ 'મારા ગુરૂના' જેવાજ કોઇ અનુભવ એમને થયા હશે. તેથી જ શિક્ષકની આખી આલમ પૂકારી પૂકારીને કહે છે:-Don't Laugh"

ડાહ્યુભાઇ દેસાઇ

# શાક્ય કુલની ઈતિશ્રી.

શ્રી અમૃતલાલ નાયક એમ. એ

ગોરખપુર જીલ્લામા બે વર્ષના નિવાસ દરમ્યાન મને "રામગઢનું સરોવર જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. અહીંઆં એક કિંવદન્તી છે કે આ સરોવરમાં શાકયોનો અભેદ્ય દુર્ગ "રામગઢ" હતો. એના નાશના સંબંધમાં જે કથા પ્રસિદ્ધ છે, તે ભારતવર્ષના ઇતિહાસની ચિરગાથા છે.–કુસુંપ કથા મનોરંજક યાને શિક્ષાપ્રદ હોવાથી વાર્તા રૂપમાં આલેખવામાં આવી છે.) જે સમયે ભગવાન બુદ્ધદેવ ધર્મચક્ર પ્રવર્તન કરતા કરતા નિર્વાણોન્મુખ થઇ રહ્યા હતા તે સમયે શાકયવંશના બે રાજ્યો હતાં. કપિલવાસ્તુ (ખરૂં રૂપ કપિલવાસ્તુ જ છે. કપિલવસ્તુ શબ્દ ખોટો છે. "બુદ્ધચરિત" મહા કાવ્યમાં પણ "કપિલવાસ્તુ" શબ્દ જ આપ્યો છે.) અને રામગઢ. રામગઢ શાકયોના રાજ્યોનો અન્તપાલ દુર્ગ સમજવામાં આવતો હતો અને તેના રાજા કપિલવાસ્તુનરેશના નિકટ સંબંધી, અને સામંત હતા. રામગઢનો કિલ્લો વર્તમાન ગોરખપુર નગરની નજીક હતો અને રાપતી નદીના કિનારાપર આવેલા એક વિશાલ સરોવરનાં મધ્યમાં બનેલો હતો. દુર્ગ પ્રાચીન કૌશલનો ઉત્તમ નમુનો લેખાતો હતો અને ભારતવર્ષના અભેદ્ય દુર્ગોમાં તેની ગણના હતી. જે સમયની આ ઘટના છે તે સમયે રાજા શત્રુજીત રામગઢના અધિપતિ હતા.

(૧)

રાજાનો દરબાર ભરાયો હતો. મંત્રીગણ અને પ્રજાજન યથાસ્થાન બેઠેલા હતા. એકાએક દ્વારપાલ વિશ્વસેને પ્રવેશ કરી રાજાને અભિવાદન કર્યા પછી કહ્યું "મહારાજ નગરરક્ષક દંડપાશિકે સમાચાર મોકલ્યા છે કે કાલ રાતે ભયાનક ઘટના થઇ. રાજકુમારી સુશોભનાની સખી સુજાતાના અપહરણની ચેષ્ટા કરતો એક નવયુવક પકડવામાં આવ્યો છે. સુજાતા પ્રમદવનમાં ફરતી હતી. વર્ષાગમનને કારણ ઉચિત સમયે પ્રાસાદમાં આવી ન શકી. તેને એકલી જોઇને તે નવયુવકે આવું ઘૃણિત કાર્ય કરવાની ચેષ્ટા કરી. અમે લોકો ઠીક વખતે પ્હોંચી ગયા પણ રુધિરપાત બચાવવામાં અસમર્થ થયા. ત્રણ ચાર રક્ષકો માર્યા ગયા પણ તે યુવક પકડાઇ ગયો. હમણાં બન્દીગૃહમાં છે. શું દંડ આપવાની આજ્ઞા થાય છે ?

મહારાજે અમાત્યની દિશામાં જોયું મંત્રી સુમતિએ કહ્યું, "રાજેન્દ્ર ! આપણા શાકય વંશમાં રમણી મર્યાદાની રક્ષા કરવી એ પરમ ધર્મ માનવામાં આવ્યો છે. મહિલાઓ પ્રતિ દુર્વ્યવહાર કરનારને પ્રાણ દંડ મળવો જોઇએ."

રાજા કંપી ઊઠ્યા, બોલ્યા, "મંત્રી ! આ દંડ ગુરૂતર છે, આના સિવાય શું બીજો કાંઇ દંડ નથી ?"

અમાત્ય બોલ્યો " દેશનિર્વાસન ! "

રાજા :–ઠીક છે પણ નિર્વાસિત કરવા પહેલાં હું અપરાધીને જોવા માંગુ છું સેનાપતિ ! બંદીને અહીં લઇ આવો.

કેદી લાવવામાં આવ્યો. મહારાજે જોયું કે કેદી બીજો કોઈ નહીં પણ રાજ્યનો ઉત્તરાધિકારી, તેમનો જ ભાતૃપુત્ર અરીંદજીત હતો. છદ્મવેશને લીધે રાતનાં તે ઓળખવામાં આવ્યો ન હતો તે નતમસ્તક દરબારમાં આવ્યો.

અમંગલની આશંકાથી કરતાં કરતાં રાજા બોલ્યા, "અરીંદજીત! તેં આવો અપરાધ શાથી કર્યો. સુજાતા રાજકુમારીની સખી છે અને તેથી તારી પણ ભગિનીસ્વરૂપ થઈ. ભગિનીના પ્રતિ આવો દુરાચાર? દંડની તને ખબર છે?"

અરીંદજીત: મહારાજ! આ વિષયમાં મારે કાંઈ પણ કહેવું નથી. આ કાર્ય મેં શા કારણે કર્યું તેનું સ્પષ્ટીકરણ હું કરીશ નહીં."

મંત્રીએ કહ્યું, રાજેન્દ્ર! શાક્યકુલ જેવું સમદર્શી કુલ ભારત વર્ષમાં મુશ્કેલીથી મલશે. અહીં ન્યાયની સન્મુખ રાજા પ્રજા બધા એક છે. તમે નિર્વાસનનો દંડ આપ્યો છે તે ઉચિત છે. પુત્ર વાત્સલ્યને કારણે ન્યાય પથથી વિચલિત ના થાઓ" રાજા સંકટમાં પડી ગયા. રાજ્યનો એકાકી ઉત્તરાધિકારી વીરપ્રવર અરીંદજીત અને તેને રાજ્ય બહાર મોકલવું એ કેમ બનશે એમ વિચારતા તેઓ મૌન બેસી રહ્યા. બંદી અરીંદજીત બોલ્યો, "નિર્વાસન? ઠીક છે. આ અપમાનનો બદલો ન લીધો તો મારું નામ અરીંદજીત નહીં. સુજાતા મારી છે. આજે નહીં તો કાલે પણ મારા હાથથી તે બચી શકે એમ નથી. પિતૃવ્ય! મારો અન્તિમ પ્રણામ સ્વીકાર કરો."

સેનાપતિ બંદીને બહાર લઈ ગયો. વાષ્પાવરુદ્ધકંઠ રાજા નિરુત્તર બેસી રહ્યા.

(૨)

સમ્રાટ વિરૂધક દેવ આ સમયે કોસલાધિપતિ હતા. પિતા પ્રસેનજીને મારીને તેઓ સિંહાસન પર બેઠા હતા. તેમણે પોતાના રાજ્યને બહુ બલશાલી બનાવ્યું ને કાશી, કૌશાંબી, અવંતી અને દશાર્ણ દેશો જીતીને ભારત વર્ષમાં સર્વોપરિ થઇ ગયા હતા. કાલેજ નુતન સેનાપતિ સમરકેતુ પાંચાલ દેશ જીતીને પાછો ફર્યો હતો આજે વિજય મનાવવામાં આવતો હતો અને સર્વત્ર જય જયકાર સંભળાતો હતો.

ભવ્ય દરબારની મધ્યમાં રત્નજડિત સિંહાસન પર સમ્રાટ બેઠા હતા. રાજકવિ અલંકારે અભિવાદન કરતાં કહ્યું, "દેવ! રાજા રામચંદ્રના વંશજ હોઇ તમે તેમના વાસ્તવમાં યોગ્ય ઉત્તરાધિકારી છો. તમારા પિતા પ્રસેનજીતના સમયમાં અન્ય રાજાઓ બલશાલી થઇ ગયા હતા. પણ તમે પોતાની વીરશ્રીથી સમસ્ત ભારત દેશને આ સમુદ્ર જીતી લીધો. ઇશ્વર તમારા રાજ્યને અચલ કરે!"

સમ્રાટ: "અલંકાર? તારું કથન વાસ્તવિક છે. મેં મારા પૂર્વજનું નામ રાખ્યું પણ હાય! રામચંદ્રને અમર કરનાર વાલ્મિકી હતા. મારો વાલ્મિકી ક્યાં છે?" મંત્રી કુબેરગુપ્ત બોલ્યો, "નૃપેંદ્ર! ધીરજ ધારણ કરો. તમારી કીર્તિ ગાથા ગાવાવાળો વાલ્મીકિ અવશ્ય નિર્મિત થઇ ચૂક્યો હશે!"

સમ્રાટે સેનાપતિ સમરકેતુની તરફ સ્નેહપૂર્ણ દૃષ્ટિ નાંખતાં કહ્યું, "કેમ સમરકેતુ તું કેમ ચૂપચાપ બેઠો છે. તારા મત પ્રમાણે શું હું રામચંદ્ર તુલ્ય નથી?"

સમસ્ત રાજસભાને ચકિત કરતાં સમરકેતુ બોલ્યો, "નહીં, મહારાજ! કદાપિ નહીં?" સમ્રાટનું મુખ રક્તિમ થઇ ગયું. ગર્જના કરતા બોલ્યા, "સમરકેતુ! બીજું કોઇ બોલત તો પ્રાણદંડ પ્રાપ્ત કરત. કઇ વાતમાં હું રામચંદ્રથી ઓછો છું?"

સમરકેતુ: "નાથ! મારા અધીશ્વર!! હું મિથ્યા સ્તુતિ નહીં કરું ભગવાન રામચંદ્રની આજ્ઞાનું ઉલંઘન દેવતા પણ કરી શકતા ન હતા. તમે પ્રબલ પ્રતાપી છો પણ તમારો પ્રતાપ તમને શાક્ય રાજકુમારી અપાવી નહીં શકે! હું તો તમને રામચંદ્ર ત્યારેજ માનીશ જ્યારે તમે રામગઢનું ગૌરવ સ્વરૂપ રાજકુમારી સુશીલાનું પાણિગ્રહણ રાજકુમાર યુવરાજ અરૂણેંદ્ર સાથે કરાવી શકશો! મારી ધૃષ્ટતા ક્ષમા કરો."

અટ્ટહાસ કરતાં કરતાં સમ્રાટ બોલ્યા, "સમરકેતુ! તું બાલબુદ્ધિ છે તેં પણ ખૂબ કહ્યુ." લે! બે દિવસમાં શાક્ય કુમારી અહીં ઉપસ્થિત થાય છે. પુરોહિત! આજે જ મારો પત્ર લઇ રામગઢ જાઓ અને રાજકુમારીને સન્માન સહિત લઇ આવો!!"

સમરકેતુ નિરત્તર રહયો તેનું મંદમંદ સ્મિત અને રહસ્યપૂર્ણ હાસ્ય કઇ વાતની સૂચના આપી રહ્યું હતું તે સભાજન નહીં સમજી શકયા!

(૩)

રાજા શત્રુજીત રાજસભામાં વિરાજમાન હતા. અરીંદ્રજીતના ગયા પછી રાજા હંમેશ ખિન્ન રહેતા હતા. તેમના સુંદર મુખ પર વિષાદની રેખાઓ આ વાતની સૂચના આપતી હતી પણ રાજાનું હૃદય જાણવાવાળું કોણ હતું? તેઓ મનમાંને મનમાં મુંઝાતા હતા.

પ્રતિહારીએ પ્રવેશ કરી કહ્યું, "દેવ સમ્રાટ વિરૂધક દેવનો રાજપુરોહિત એક પત્ર લઇ આવ્યો છે."

રાજા: "તેમને શીઘ્ર અંદર લઇ આવો."

જા... રાજપુરોહિતે પ્રવેશ કરી એક પત્ર મંત્રીના હાથમાં મૂકયો. વાંચી મંત્રીનું મુખ મા઼ર્યાં ગયી 'પણ' ત"શું૨, મૌનાવસ્થામાં તે બેસી રહ્યા.
આજ્ઞા થાય છે? ...અમ...

મહારાજે અમાત્યની દિશામાં જોયું મંત્રી સુમતિએ કહ્યું, "રાજેન્દ્ર! આપણા શાક્ય વંશમાં રમણી મર્યાદાની રક્ષા કરવી એ પરમ ધર્મ માનવામાં આવ્યો છે. મહિલાઓ પ્રતિ દુર્વ્યવહાર કરનારને પ્રાણ દંડ મળવો જોઇએ."
રાજા કંપી ઊઠયા, બોલ્યા, "મંત્રી! આ દંડ ગુરુતર છે, આના સિવાય શું બીજો કાંઇ દંડ નથી?"

અમાત્ય બોલ્યો "દેશનિર્વાસન!"

રાજા:—ઠીક છે પણ નિર્વાસિત કરવા પહેલાં હું અપરાધીને જોવા માંગુ છું સેનાપતિ! બંદીને અહીં લઇ આવો.

કુમારી સુશોભનાના વિવાહ કપિલવાસ્તુના કુમાર નંદ સાથે નક્કી થઇ ચૂક્યા છે. તમારા આદેશ પાલનમાં અમે અસમર્થ છીએ. લાચાર છે"

પોતાના સમ્રાટનું અપમાન પુરોહિત સહન ન કરી શક્યો. તિરસ્કારપૂર્વક તે બોલ્યો, 'અમાત્ય! સ્પષ્ટ કેમ કહેતા નથી કે શાક્ય કુમારી કૌસલ કુમારને નહીં પરણે! આનું પરિણામ ભયંકર આવશે. સમ્રાટના આદેશની આ અવહેલના!! કુમારી સુશોભના અવશ્ય કુમાર અરુણેંદ્રને પરણશે. હું રાજકુમારી લઇને જ જઇશ. અન્યથા નહીં.

અમાત્ય ડરી ગયા. એક બાજુ પરાક્રમી સમ્રાટનું અપમાન અને એક બાજુ કુલમાન ભંજન બેચાર દિવસમાં કોઇ યુક્તિ શોધી કાઢીશું એમ વિચારી બોલ્યા, "પુરોહિતજી! શાન્ત થાઓ. જો કપિલવાસ્તુ નરેશને કંઇ આપત્તિ ન હશે તો અમે શુભ મુહૂર્ત જોઇને કુમારીને તમારી સાથે વિદાય કરીશું. હા! દૈવ! હાય કુટિલ કાલ!!"
મંત્રીનું હૃદય ઉદ્વેલિત થઈ રહ્યું હતું.

રાજા શત્રુઘ્ન પોતાનું અસ્તિત્વ ભૂલીને બેઠા હતા!!

(૪)

ખિન્નવદન રાજા ઉન્માદવસ્થામાં પ્રાસાદમાં પાછા ફર્યા રાણી માલવિકાએ જોયું કે રાજાની દશા આજે વધારે શોચનીય છે. તેણે બ્હીતાં પૂછ્યું, "દેવ! તમને શું થયું છે? તમારી અવસ્થા મને અમંગલની સૂચના આપી રહી છે. કહો! તમને શું દુઃખ છે?"

રાજાએ બધો હાલ સવિસ્તાર સંભળાવ્યો. રાણી માલવિકા ક્રોધિત થઇને બોલી, "મારી પુત્રી કૌસલ કુમારને કદિ પરણશે નહીં. કૌસલ નરેશ સમ્રાટ છો-રહ્યા. તેથી શું? તેમનું કુલ આપણી તુલ્ય નથી."

રાજા બોલ્યા, "બીજો ઉપાય નથી. પ્રબલ સમ્રાટ અપમાનનો બદલો તો જરૂર જ લેશે. હા! રામગઢ!! હા! ઇશ્વર!! શું રામગઢના ભાગ્યમાં દુઃખ જ છે. દુઃખથી રાજા અધોમુખ બેસી રહ્યા."

રાણીએ કહ્યું, "એક ઉપાય છે. કુમારી સુજાતાને રાજકુમારી સુશોભનાની જગ્યાએ મોકલી દો. સુજાતા આપણી પાલક પુત્રી છે, તે પણ ક્ષત્રિયકુલસંભૂત છે."

ગંભીર મુખમુદ્રા બનાવી રાજાએ ઉત્તર આપ્યો, "દેવી, ઉપાય ઉત્તમ છે, પણ જો ભેદ ખૂલી ગયો તો મૃત્યુ અને રાજ્યવિનાશ અવશ્ય ભાવી છે." સંધ્યા સમયે મંદિરમાં પ્રાર્થના કરતાં કરતાં રાણી માલવિકાએ દેવી કાત્યાયનીને કહ્યું, "માતેશ્વરી! મારું સૌભાગ્ય અખંડ રાખો હું રાજ્યની ભૂખી નથી. ધનની ભૂખી નથી. પ્રશંસાની ભૂખી નથી. કેવળ સૌભાગ્યની ભૂખી છું. મા! મુજ હતભાગિનીને ધીરજ આપો."

દેવીની મૂર્તિનું સ્મિત ભયંકર હતું!!

(૫)

આજે શ્રાવસ્તીમાં મંગળ થઇ રહ્યો હતો. પુરોહિત દેવનાથ શાક્ય રાજકુમારીની સાથે આવ્યા હતા. પાણિગ્રહણ વિધિ કુશલપૂર્વક સમાપ્ત થઇ ચુકી હતી. આજે કૌસલ-રાજ પ્રથાને અનુસરીને રાજવધૂ સામન્તગણ અને સન્માન્ય વ્યક્તિઓને પાયસનો પ્રસાદ

વધૂની સૌભાગ્ય વૃદ્ધિની યાચના કરશે. સમ્રાટ, અન્ય રાજાગણ, તથા સામંતગણ ઉચિત સ્થાનપર વિરાજ્યા હતા. સમરકેતુ પણ સમ્રાટનો પ્રિયપાત્ર હોવાને કારણે હાજર હતો. આજે કઇ વિસ્મ થયાં તેનું વદન મ્લાન હતું.

અવગુંઠનવતી રાજવધૂ મરાલગતિથી પ.યસવિતરણ કરી રહી હતી. સર્વે પ્રસાદ લઇને આશીર્વા આપી રહ્યા હતા. સમરકેતુની વારી આવી. રાજવધૂ પાસે આવતાં તે કંપી ઉઠયો તેજ સમયે સહસા અનિલે રાજવધૂનું અવગુંઠન ખસેડી નાંખ્યું. સમરકેતુ ચકિત દષ્ટિથી રાજવધૂને જોવા લાગ્યો. સમ્રાટ ક્રોધિત થઇ જોવા લાગ્યા. સમરકેતુના હાથમાંથી પ્રસાદ પડી ગયો!

આવેશમાં સમ્રાટ બોલી પડયા, "તને શું થઇ ગયું છે. સમરકેતુ! ઉચ્ચ અને અભ્રાન્ત કુળમાં જન્મ લઇને પણ તે મર્યાદા નહીં શીખી!

એકાએક સમરકેતુ બોલી ઉઠયો, "કપટ! ભયંકર કપટ!! કોસલ દેશના અધિપતિ, ભારતના એકાકી સમ્રાટ, સર્વમાન્ય વિરુધક દેવ સાથે કપટ રમવાનું સાહસ એક શુદ્ર રાજાને થયું!!"

સમ્રાટ: "કેમ સમરકેતુ! અહીં કપટની વાતચીત કયાંથી આવી. તારી વાતોથી મને કષ્ટ થઇ રહ્યું છે. મારી શંકા નિવારણ કર."

સમરકેતુ: "સમ્રાટ! કોસલ કુળનું સત્યાનાશ થયું. કુળમાં અખંડ બટ્ટો લાગ્યો. એક દાસીને તમે રાજવધૂના રૂપમાં અંગીકાર કરી છે.

જો તે સમયે ત્યાં ઉલ્કાપાત્ થયો હોત તો પણ સમ્રાટને એટલું આશ્ચર્ય ના થાત. રોષાવેગથી તેઓ કંપવા લાગ્યા. "દુષ્ટ શાકયોનું આટલું સાહસ" બોલતાં તેઓ ઉભા થયા અને કહેવા લાગ્યા. "પ્રાણાધિક! સમરકેતુ!! તેં આજે મારી લાજ રાખી. તને શું પુરસ્કાર આપું? આ જન્મમાં ઉઋણ થઇ શકુ એમ નથી. આજેજ શત્રુઓને દંડ આપવા માટે સેના લઇ કૂચ કરવી પડશે. જ્યાં સુધી તેને ભૂમિશાયી અને ગામગઢનો નાશ નહિ કરૂં ત્યા સુધી હું શ્રાવસ્તી પાછો નહીં ફરૂં."

રાજવધૂ વાતાહતા કમલિનીની જેમ કંપાયમાન થઇ રહી હતી. સમ્રાટે તેની ... કહ્યું, "કુટિલે! તારૂં આવું દુઃસાહસ? પુત્ર અરુણ! આ દુર્વિનીત રમણીનો ...! શિરોચ્છેદ કર. જો કે ક્ષાત્રયોને એ ઉચિત નથી કે એક રમણીને પ્રાણદંડ ...ના અપરાધ ગુરૂતમ છે. પ્રાણદંડ આપવોજ પડશે. પણ પાણિગ્રહણ થઇ ... વધિકદ્વારા પ્રાણ લેવાની પ્રથા ઉચિત નથી. સ્વહસ્તે એનો વધ કર."

... નિશ્ચેષ્ટ વધૂને લઇ પ્રમદવન તરફ ચાલ્યા.

( ૬ )

...પમ વિહારમાં ભગવાન શાંતિધર બુદ્ધદેવ ચાતુર્માસ કરી રહ્યા ... ફરેલા એક ભિક્ષુએ કહ્યું, "દેવ! મહાન્ અનર્થ થયો. ...ષ્ણ કરશે. સાંભળ્યું છે કે રાજા શત્રુઓને એક દાસીને રાજ ...યો ઉપદ્રવ આને જ કારણે છે."

ભગવાન મંદ મંદ હાસ્ય કરી રહ્યા હતા. એટલામાં એક વૃદ્ધ ભિક્ષુએ પ્રવેશ કરી કહ્યું. "દેવ! કુમાર અરુણેંદ્ર તમને મળવા માગે છે. ઘણા ઉદ્વિગ્ન થઇ રહ્યા છે. ભગવાને તેને શીઘ્ર હાજર કરવા કહ્યું. કુમારે રડતાં રડતાં ભગવાનનાં ચરણોમાં નમન કરી કહ્યું, "હમે શાકયકુળનું કપટ સાંભળ્યું! મારું સર્વ નાશ કીધું. આજે એક દાસી મારી જીવન સંગિની? મારો ઉદ્ધાર કરો નાથ! આજે કોસલકુલ અપવિત્ર થયું."

અમૃતવર્ષણ કરતાં સુગતદેવ બોલ્યા, "અરુણ! શાંત થા. રાજવધુ અન્ય કોઇ નહીં પણ કુમારી સુજાતા છે. તે દાસી નહીં પણ રાજકન્યા છે. તારું કુળ અપવિત્ર નહીં પણ પવિત્ર થયું. તારું કલ્યાણ થાઓ! સુજાતા પ્રાપ્ત કરવી એ પરમ સૌભાગ્ય છે."

કુમાર પ્રણામ કરી પ્રમદવન પાછો ફર્યો.

(૭)

પ્રમદવનમાં જ્યારે સુજાતા એકલી ઉભી હતી, સમરકેતુએ અવસર જોઇ ત્યાં પ્રવેશ કર્યો ઉપહાસ કરતાં કરતાં તે બોલ્યો, 'સુજાતા! તું મારી નહીં તો બીજાની પણ નહીં તને હું બીજાની થવા દઇશ નહીં. આ દશામાં તારું મૃત્યુ મને ચિરશાંતિ આપશે. મને દુઃખ છે કે તને મારી નહીં બનાવી શકયો. પણ તારા પર મારો પ્રેમ પૂર્વવત્ છે. મને ક્ષમા કર."

સુજાતાએ અવગુંઠન સંભાળી કહ્યું, "અરીંદજીત! નરાધમ અરીંદજીત! દૂર થા! તારું મુખ જોવું પણ પાપ છે: દેશદ્રોહી! ઇશ્વરને સહસ્રો ધન્યવાદ છે કે હું એક દેશદ્રોહીની પત્ની નહીં થઇ. મારી ચિરકામના હતી કે પોતાના પાલક પિતાની સહાયના કરું. મને પ્રાણદંડની પરવા નથી. જો મારા પતિના હાથથી મારો શિરોચ્છેદ થાય તો એક આર્યનારીનું એના કરતાં વધારે સૌભાગ્ય બીજું શું? હું મારા પતિની રાહ સ્વર્ગમાં જોઇશ."

સમરકેતુ ત્યાં વધુ થોભી શક્યો નહીં. જતી વખતે તે બોલ્યો: "દેવી! હું આટલા શબ્દોને લાયક નહીં, તારા પ્રેમમાં હું અંધ બન્યો હતો. મેં જે કાંઇ પણ કીધું તે તારી પ્રાપ્તિ માટે. મને ક્ષમા કરજે. દેવી! હું આનું પ્રાયશ્ચિત અવશ્ય કરીશ."

સુજાતાએ કાંઇ પણ જવાબ આપ્યો નહીં. કુમાર અરુણેંદ્રે પ્રવેશ કરી કહ્યું: "દેવી, હું મૂઢ છું. તું રાજકન્યા છે. તારો વધ હું નહીં કરી શકું. ભલે પિતાનો કોપ-ભાજન બનીશ પણ તને છોડીશ નહીં જ. મહાભાગ્યથી મેં તને મેળવી છે. આ તલવારને પકડ. હું હમણા બે વેગશાળા ઘોડા લઇને આવું છું. દૂર, સુદૂર જઇને આપણે આનંદ કરીશું. મને શ્રાવસ્તીની જરૂરત નથી. તારો પ્રેમ એનાથી કેંક અધિક છે.

(૮)

ઘોડા લઈ કુમાર આવ્યા. જોયું તો સુજાતા મરણાવસ્થામાં છે. પાસે તલવાર પડી છે. વક્ષ:સ્થળમાંથી રુધિર વહી રહ્યું છે. તે એકાદ બે પળની મહેમાન હતી તેના મસ્તકને પોતાના ખોળામાં લઇ રડતાં રડતાં કુમાર બોલ્યો, પ્રિયે! આ શું? પોતાના પતિને એકલા છોડી ક્યાં ચાલી? મારો શું અપરાધ હતો?" તેની આંખોથી અશ્રુધારા વહેવા લાગી.

તેનો હાથ મસ્તકે લગાવી સુજાતા બોલી, "નાથ ! ઘણા દિવસની સાધના હતી કે તમારી સેવા કરૂં. પરંતુ આ વિધાતાને પસંદ ન હતું. મારે માટે પિતાનો વિરોધ કરશો મા. તમારી ગોદમા મારૂં મૃત્યુ થાય એથી વધુ સૌભાગ્ય શું હોઇ શકે ? હું સ્વર્ગમાં તમારી પ્રતીક્ષા કરીશ મારી એક પ્રાર્થના છે"

અવરૂદ્ધ કંઠથી કુમારે પૂછ્યું, 'તે શી છે ?'

અત્યંત વેદનાથી બોલતાં સુજાતાએ કહ્યું, "રામગઢનું પતન થશે. તમે માગ પાલક માતપિતા તથા સંબંધિઓની રક્ષાની ચેષ્ટા અવશ્ય કરશો."

કુમારે ગદ્‌ગદ કંઠે કહ્યું "અવશ્ય કરીશ દેવિ, પણ મને છોડીને ક્યાં જઇશ ?" સુજાતા ઠંડી થઇ ગઇ. તેના સુંદર મુખપર કર્તવ્ય પાલનના આનંદનું સ્મિત હતું. કુમારનું કલ્પાંત હૃદયદ્રાવક હતું. તે ઘણા સમય સુધી તેના મસ્તકને ગોદમાં લઇ બેસી રહ્યા. પછી તેની નિર્જીવ દેહને કંધ પર મૂકી ન જાણે કયા અંધકારમાં વિલીન થઇ ગયા!

આજે ત્રણ મહિના થયાં રામગઢ દુર્ગને ઘેરીને કોસલસેના ઉભી હતી પણ દુર્ગ હજી જીતી શકાયો નહીં. દુર્ગનિવાસી નગરરક્ષા પ્રાણપણથી કરી રહ્યા હતા પણ એ સિવાય કપિલવાસ્તુને બહારી મદદ મળી નહીં. રામગઢને કપિલવાસ્તુ સમાન ન્હાનાં રાજ્યો શ્રાવસ્તી સામ્રાજ્યનો મુકાબલો ક્યાં સુધી કરી શકે ? ભોજનસામગ્રી પણ ઘટી ગઇ હતી. હવે રક્ષાનો ઉપાય ન હતો લોકોનો ઉત્સાહ જેમનો તેમ હતો પણ કેવલ ઉત્સાહ શું કરી શકે ? રાજા શત્રુજીત ઉન્માદગ્રસિત થઇ ગયા હતા. તે વિક્ષિપ્તાવસ્થામાં કેવલ 'સુજાતા,' 'રામગઢ' તથા 'અરીંદજીત' આ ત્રણ શબ્દોનું રટણ કર્યા કરતા હતા. રાણી માલવિકાની દશા હૃદયદ્રાવક હતી એક બાજુ તે રાજાની સેવા કરતી અને બીજી બાજુ તે સેનાને ઉત્સાહિત કરવાનું પણ કામ કરતી હતી. તે સમજી ગઈ હતી કે વિનાશ અવશ્યંભાવી છે પણ તેને વિશ્વાસ હતો કે સમ્રાટ વિરધક દેવ આટલા ક્રૂર નહીં થાય

હા ! સરલ નારી હૃદય ! ! અંતરીક્ષમાં નિયતિદેવીનું શોકસૂચક હાસ્ય પાછાં ફરતાં પક્ષીઓના કલરવમાં ગુંજતું હતું ! !

(અપૂર્ણ)

# સાકરીઆ ચણા

આગરે પંદરેક વરસ ઉપરની વાત છે. બાબુ પુરૂષોત્તમદાસ ટંડન ટ્રેનમાં સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરી રહ્યા હતા. એક સ્ટેશને ગાડી ઉભી રહેતા એક મજુર જેવો લાગતો માણસ એમના કમ્પાર્ટમેન્ટમાં દાખલ થવા જતો હતો. બાબુ ટંડને તેને તેમ કરતો અટકાવ્યો. ને મજુરે ત્યાંથી ચાલી જતા જવાબ દીધો, "માફ કરજો, બાબુજી, હું શું જાણું કે આ જનાના ડબ્બો છે?'

... ... ... ..

સભ્યતાનો ઉત્તમ નમુનો : એક ધાંધા ધાંધલીઆ જજ આગળ સર ચાર્લ્સ મેથ્યુઝ કેસ ચલાવતો હતો, તેણે જ્હોનજોન્સ નામના સાક્ષીને બોલાવી ઉલટ તપાસ માટે પીંજરામાં ચઢાવ્યો. જજે કહ્યું, "એણે આપેલી જુબાની મળતી નથી" સર ચાર્લ્સે જણાવ્યું, "કાગળીયાંના બંડલના છેવાડે છે" જજે કહ્યુ, "મી મેથ્યુઝ, અનુક્રમ છોડી સાક્ષીઓને તમે આમ બોલાવો તે ઘણું અગવડ ભર્યું છે" સર ચાર્લ્સે કહ્યુ, "જ્હાન જોન્સ પીંજરામાંથી નીચે ઉતરો" પછી જજને પૂછ્યું, "માઇ લોર્ડ, તમે કહો તે સાક્ષીને બોલાવું." જજે કહ્યું, "તમારે કેમ કેમ ચલાવવો તે કહેવાનું મારૂં કામ નથી." સર ચાર્લ્સે જણાવ્યું, "માઇ લોર્ડ, હું પણ એમજ માની ચાલતો હતો. વારૂ, જ્હાન જોન્સ પીંજરામાં આવો."

... ... ...

ઇંગ્લાંડમાં વકીલોની ફીની ગણત્રી સોનાના સીક્કામાં જ થાય છે. વકીલ સર્જન્ટ ડેવિએ એક વખતે એક અસીલ પાસેથી ચાંદીના સિક્કામાં ફી સ્વીકારી આથી બીજા વકીલોએ ખળભળાટ કર્યો. 'ડેવિ આમ ફી લઇ ધંધાને હલકો પાડે છે.' ડેવિએ જવાબ આપ્યો. "મેં રૂપાના સિક્કા લીધા, કારણકે તેની પાસે સોનાના સિક્કા ન હતા, પણ તમે ધીરજ રાખો. એની પાસે જેટલા છ પેન્સના સિક્કા હતા તે મેં બધા લઇ લીધા છે. હું ધારૂં છું કે આને તમે ધંધો હલકો પાડવો નહિ કહો

... ... ... ...

મોર્મન પંથના લોકો એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવામાં ગુન્હો સમજતા નથી તે પંથનો એક માણસ એક દિવસ માર્ક ટ્વેઇનને એ રિવાજ નતિક છે એમ સમજાવવા કોશીષ કરતો હતો. માર્ક ટ્વેઇને કહ્યું, 'તમે તે હો, પણ આ રિવાજને અનુમોદન આપતું બાઇબલમાં એકે વાક્ય નથી મોર્મને કહ્યુ, 'છે. No man can serve two masters કોઇ પણ માણસ બે માલીકની ચાકરી ન કરી શકે. એ શું? એજને?"

... ... ... ...

નવલકથાકાર — દશ વરસે મને સમજાયું કે નવલ કથા લખવાની મારાંમાં કોઇ શકિત નથી.

મિત્ર— પછી તમે નવલકથા લખવી છોડી દીધી?
નવલકથાકાર—નહિ. એ દરમિયાન તો હું અતિ પ્રખ્યાત થઇ ગયો.

... ... ... ...

એક વખત સ્વામી દયાનંદ સરસ્વતી થાળીમાં પીરસેલું ભોજન જમતા હતા, તેટલામાં એક પૌરાણિક સંન્યાસી ત્યાં પધાર્યા. તેઓ સ્વામીજીને થાળીમાથી ભોજન કરતા જોઇ બોલ્યા, "મહારાજ, સંન્યસીઓ માટે ધાતુઓ સ્પર્શ વર્જિત છે. આપ થાળીમાં શા માટે ભોજન કરો છો?

ભોજન કર્યા પછી સ્વામીજી સન્યાસીના મુંડન કરાવેલા શિર પર હાથ ફેરવતાં કહેવા લાગ્યા, "જરૂર માથું તો જુતાથી સાફ કરાવેલું હશે કારણકે સન્યાસીઓને ધાતુનો સ્પર્શ વર્જિત છે.

... ... ... ...

કહેવાય છે કે એલેકઝન્ડર ડુમાના નામે પ્રગટ થયેલાં બધાં પુસ્તકો તેણેજ લખ્યાં તાં. નહિ, પણ કેટલાંક તેણે ભાડુતી લેખકો પાસે લખાવેલાં તેની એક નવી નવલકથા ર થઇ પછી તેણે તેના પુત્રને પૂછ્યું, "તેં મારી છેલ્લી નવલકથા વાંચી?" છોકરાએ યું, "નહિ, પણ તમે વાંચી?"

... ... .. ...

માથા ઉપર વીંટેલો દુપટ્ટો ઉતારી એક મજુર ખેતરમાં ખોદતો હતો. સૂરજનો તાપ સખત હતો. એવામાં કોઇ એક શહેરી ત્યાંથી જતો હતો તે થોભ્યો અને મજુરને કહેવા લાગ્યો, "ભાઇ, આમ માથુ ઉઘાડું રાખી કામ કરે છે, તો તારા મગજને હાની થઈ બેસશે." મજુરે જવાબ આપ્યો, "જાઓ ભાઇ જાઓ તમારે રસ્તે, મને મગજ હોત, તો આ ધધો કરતે શુ?

... ... ... ...

પ્રખ્યાત નવલકથાકાર ઇરવિંગ બૅચેલર એક ખેડુત સાથે રસપૂર્વક વાર્તાલાપ કરી રહ્યો હતો. ખેડુતને લાગ્યું કે નવલકથાકાર માને છે કે ખેતી ફરવી સ્હેલ છે. બૅચેલરે પૂછ્યું " તમે જમીન ક્યારે ખેડો?" "હમે જમીન ખેડીએ નહિ. વાદળ ગર્જે ત્યારે આ ખડકના પથરા ઉથલી પડે અને જમીન ખેડાય જાય?" બૅચેલર કાંઇ ગુચવાયો. "ત્યારે તમે વાવણી કયારે કરો" "અમારે વાવણી કરવી પડતી નથી. સાગ ઘરના આગરખાંમાં બેસી બંદુકમાં અનાજના કણ ભરી ફોડયા કરૂં. એટલે વાવણી થઇ જાય." બૅચેલરે પૂછ્યું "શું તમે આ સત્ય કહો છો?" "સત્ય?" ખેડુતે કહ્યું, " નહિ, આતો માત્ર વાતચીત. "

ભૈયાજી

# — નોંધ —

## નવું વીમા બીલ અને પોલીસી હોલ્ડરો

શેર હોલ્ડરોથી ઉભી થયેલી કંપનીના ડિરેક્ટરો શેર હોલ્ડરોજ ચૂંટી કાઢે છે, છતાં અત્યારે પણ કેટલીક કંપનીઓ પોલીસી હોલ્ડરો તરફથી ચૂંટેલો એકાદ ડિરેક્ટર રાખે છે. નવું બીલ કાયદો થશે, ત્યારે ડિરેક્ટરના બોર્ડ પર ચોથા ભાગના ડિરેક્ટરો પોલિસિ હોલ્ડરો તરફથી ચૂંટી કાઢેલા રાખવામાં આવશે. આવા ડિરેક્ટરો લઘુમતિમાં હોવાથી કંપનીનો વહીવટ તેઓ નિયંત્રિત તો નજ કરી શકે, પણ તેઓ પોલિસી હોલ્ડરોની અગવડો જરૂર જણાવી શકે અને કંપનીનીતિની માહિતિ પોલીસી હોલ્ડરોને આપી શકે. આ લાભ ઠીક કહી શકાય.

ત્રણ વાર્ષિક હપ્તા ભર્યા પછી પોલીસી રદ બાતલ ન થઈ શકે એવો ઉત્તમ લાભ આ બીલમાં દાખલ કરવામાં આવ્યો છે. વર્ષો સુધી પૈસા ભર્યા પછી પણ એકાદ હપ્તો ચૂકયે બાર માસમાં અરજી ન કરવામાં આવે તો કેટલીક કંપની ભરપાઈ કરેલી ઓછી રકમની પોલીસી પણ આપવા ના પાડે છે એવી અનીતિ આ કલમથી અટકશે. વળી બે વરસના હપ્તા ભરાયા પછી, ત્રીજો હપ્તો ન ભરાય ત્યારે કંપનીઓને પોલીસી રદ બાતલ કરતાં પહેલાં પોલીસી હોલ્ડરને તેની ખબર કરવી જરૂરી રહેશે.

વીમો લીધા પછી બે વરસની અંદર કંપનીએ પોલીસી હોલ્ડરે વીમો લેતી વખતે જે વિગતો રજુ કરી હોય; તેની તપાસ કરવી હોય તો તેમ કરી શકે છે. બે વરસ પછી એવી વિગતોની રજૂઆત વિષે વિરોધ કરી કંપની પોલીસી રદ ન કરી શકે. પૈસા ચુકવતી વખતે કેટલીક કંપનીઓ તરફથી થતી આવી તપાસથી જે મુશ્કેલીઓ વારસો અનુભવે છે તેનો આનાથી અન્ત આવશે. કેટલીય વીમા કંપનીની પોલીસીમાં આ ઉમદા શરત આજે પણ ચાલુ છે.

વીમો ઉતરાવતી વખતે પોલીસીના પૈસા કોને મળે તે વીમો ઉતરાવનાર જણાવી શકે અને તેને પૈસા પાકે ત્યારે કાયદેસર મળી શકે. આ 'નોમીનેશન' પોલીસી હોલ્ડર વખતો વખત ફેરવી શકે. એસાઇનમેન્ટ (પોલીસી બીજાના નામ પર કર્યા) સિવાય પોલીસીના પૈસા મરણ થતાં વારસને મળી શકે એ વ્યવસ્થા ઉત્તમ છે. કારણ કે પોતાની હયાતિ દરમ્યાન પોલીસી હોલ્ડર પોલીસી પર સર્વ હક્ક ભોગવતો રહે છે પોલીસી બીજાના નામ પર ફેરવ્યાથી તેના સ્વતંત્ર હક્કો મર્યાદિત થતા અગર મટી જતા તે આ યોજનાનો લાભ લઈ એ ખામી દૂર કરી શકાશે. જરૂર જણાયે પોલીસી બીજાના નામ પર ફેરવી શકાશે. તેમ કર્યાનું લખાણ કંપનીમાં રજીસ્ટર કરાવ્યું હશે, તોજ કાયદેસરનું ગણવામાં આવશે. આ નવા બીલથી શરતી એસાઇનમેન્ટ પણ કાયદેસરનું ગણાશે.

દાવાના પતાવટ સંબંધી અદાલતમાં કેસ જાય, તો તેમ થતા જ કંપનીએ દાવાના પૈસા અદાલતમાં અનામત આપી દેવા પડશે. આથી કંપનીને પણ ફાયદો છે. નહિ પતાવેલા દાવાની રકમ હિસાબમાં આગળ ખેંચી ખેંચી મોટા દેખાતા આંકડા મટી જશે.

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ | માર્ચ ૧૯૩૮ | અંક ૮ મો.

## સરહદની વીરાંગના !

રજપુતાના હિંદની વીરભૂમિ છે. સિંહણસમી ક્ષત્રાણીઓની કૂખે વીર ક્ષત્રીઓ પાક્યા છે. રજપુતોના વીરત્વનાં અમર કથાનકોમાં એવી કથાઓ પણ છે, જે ક્ષત્રીઓના શૌર્યના તલસ્પર્શી ને રોમાંચક પ્રસંગોથી વિશ્વને ચકિત કરી શકે છે. યુદ્ધમાં હારીને આવેલા કાયર રાજાની શૂરવીર રાણીએ દુર્ગનાં દ્વાર ન ઉઘાડ્યાં, એ પણ એક વીરાંગના ક્ષત્રાણીનો ઇતિહાસ મશહૂર પ્રસંગ છે. સરહદગાંધીએ સરહદની વીરાંગનાનો એક નીચેનો જ્વલંત કિસ્સો તેમના મિત્રને કહ્યો હતો. જે હમણાંજ બહાર આવ્યો છે.

ઉટમનજઈક નામનું એક ગામ સરહદ પ્રાંતમાં છે. ત્યાંના દેશભક્ત પઠાણો–ખુદાઈ ખીદમતગારો–અહિંસાત્મક લડતના યોદ્ધાઓ હતા. કોંગ્રેસના આદેશને અનુસરીને એમણે કારાગ્રહ સેવ્યાં હતાં. કોંગ્રેસની એ પ્રવૃત્તિને દાબી દેવા દમનના દોર ચાલ્યા હતા. રાજકીય પ્રવૃત્તિને તોડી પાડવાના દમામ પણ ત્યારે ચાલ્યા હતા. સત્તાવાળાઓની એક પાર્ટી એ ગામમાં કોંગ્રેસ વિરોધીઓની જમાત એકઠી કરવા મથતી હતી. ગામલોકોને બોલાવીને રાજકીય પ્રવૃત્તિમાં તેઓ ભાગ લેવા રાજી નથી એવી મતલબનાં લખાણ ઉપર ગામલોકોની અંગુઠાછાપની મંજુરી લેવામાં આવતી.

એક જણે પહેલ કરીને અંગુઠો આપ્યો ને મંજુર રાખ્યું કે હવે પછી એ રાજકારણમાં ભાગ લેવા ઇચ્છતો નથી. ચોમેર એની વાત ફેલાઇ ગઇ. એની પત્નીને એને ઘેર ખબર પડી ગઇ. એ ભલો માણસ ઘેર ગયો. ગામલોકની વિરૂદ્ધ જનાર એ કાયર પતિને જોઇને એ વીરાંગના સાક્ષાત ચંડિકા બની ગઇ. "આ ઘર કાયરનું નથી." એમ કહીને તે લાકડી લઇને એની સામે ધસી. બીરૂ પતિ ગભરાયો. આગળ એ અને પાછળ એની વીરાંગના પત્ની. એ એને જ્યાં ગામલોકો એકત્ર થયા હતા, ત્યાં લઇ આવીને પેલો અંગુઠાનો કાગળ એના પતિ પાસે રદ કરાવ્યો ને એકત્ર થયેલા ગામલોકોની પોતાના પતિની આ બીરૂતા માટે માફી માગી.

આ વીરાંગનાનું આ વીરત્વ જોઇને ગામલોકો સ્તબ્ધ થઇ ગયા અને જેઓ કંઇક ડગુપગુ હતા, તે પણ એ પછી મક્કમ બન્યા.

[પ્રતાપમાંથી]

# પતાળી દીવો

કાળાસુખા ક્રૂર કરાળ કાળે
ખોદી ઘણી ઘોર પતાળ પાળે;
એ ઘોરમાં ઘોર, અઘોર, ઘેરા
અંધાર ઘોરે ચિરરાત કેરા.
ત્યાં ચંદ્ર ના, સુર્ય ન, તારલા નથી,
દીવા ન, દીવાસળી ના, દીવી નથી.
ત્યાં કોયલાના ઠગ–ડુંગરો પડયા
જુગોથકી જે ન પ્રકાશને અડયા.
અદભત ત્યાં તું દુત તેજનો વસે,
કાળા રૂપે કોયલકંઠ શો દિસે;
રે ! રત્ન તું ચીંદરડી મહીં હસે,
તમિસ્રનાં વસ્ત્ર–સહસ્રની વિષે.
કારા સમાણી કબરે અમીર તું
દટાઅલાનું જીવતું ખમીર તું,
ઢંકાઅલા શ્યામળનું સુરૂપ તું
ના મેલના ઉકરડે કુરૂપ તું.
પાતાળ દીવા ! તુજ તેજ ધાર
ના આંચ લે અન્ય તણી ઉધાર;
તારી કને તોએ તમિસ્ર પુત્ર !
ઝાંખા પડે સર્વ પ્રકાશ પુત્ર.
લાવો ભલે લાખ બનાવટી હીરા
રંગે પહેલે અસલી થયા પૂરા;
છતાં હશે પારખ તે પ્રમાણશે
સાચી પ્રતિભા, નકલી ન ફાવશે,
સ્વયંભૂ તેજ છે તારાં જુગોના તપથી મળ્યાં
સાતે પાતાળ ભેદીને પૃથ્વીમાં મુગટે ચ્હડયાં.

# — પ્રતિજ્ઞા —

('ઘેલાં અમે ભલે થયાં રે !' — મીરાંના એ ભજનના સૂરમાં)

ગીતડાં નહિ રચું રે, રાણીજાયા રાજવીઓનાં — ટેક
પૃથ્વીપતિના પોષ્યા કવિઓ ભલે રાજ્યશ ગાયે,
લક્ષ્મી ને કીર્તિના લોભી મિથ્યા સ્તોત્ર સુણાવે.
ગીતડાં નહિ રચું રે રાણીજાયા રાજવીઓનાં.

રાજાઓને શ્રીમંતોના ભાટ ખુશામત ખોરા,
રાજ્યલોભી શઠ રાજાઓના જૂઠા યશ ગાનારા.
ગીતડાં નહિ રચું રે રાણીજાયા રાજવીઓનાં.

ભોળાં માનવીઓની મ્હેનતનાં ફળ ખાઈ માત્યા,
રાતામાતા લક્ષ્મીપતિની કદિ ન ગાઉં ગાથા.
ગીતડાં નહિ રચું રે રાણીજાયા રાજવીઓનાં.

ગરીબડી રૈયતને ચૂસી રસભીના રંગીલા,
પુરુરવા ને દુષ્યન્તોની લંપટતાની લીલા.
ગીતડાં નહિ રચું રે રાણીજાયા રાજવીઓનાં.

મહેલાતોના મદનોત્સવ ને વસંતનાં પૂજનીયાં,
કાદમ્બરીને માલતી કેરાં રચું નહિ ગીતડીયાં.
ગીતડાં નહિ રચું રે રાણી જાયા રાજવીઓનાં.

શૂરા સૈનિકગણના બળથી સમરાંગણ જીતનારા
સેનાપતિની રચું નહિ હું પોકળ કીર્તિમાળા.
ગીતડાં નહિ રચું રે રાણીજાયા રાજવીઓનાં.

પણ રણઘેલા લોહીભીના ને કેસરીઆં કરનારા
શૂરવીરોની રક્ત ટપકતી ગાઇશ હું રણગીતા.
ગીતડાં નહિ રચું રે રાણીજાયા રાજવીઓના.

ધરતીના ધણી તોએ ભૂખ્યા હળધારી ખેડૂતો,
સૌને ઢાંકે છતાંય નાગા વણકરનાં દુઃખગીતો,
ચમચમતી ચાબુકો ખાતા, ભાર નીચે કચડાતા,
ગર્દન ઉપર ગુલામી કેરી ઝુંસરીથી પીડાતા,
પૃથ્વીનાં પડ તોડી ચાંદી સોનું હીરા કાઢે,
છતાંય પેટે પાટા બાંધી દુઃખનાં દા'ડા ગાળે.

દુઃખમાં શૂરાં એ દુખીઆંના ગાવા મારે ગીતો,
ઝૂંપડીઓને કોટડીઓનાં સાચાં રેખાચિત્રો.

મેલા ઘેલા કાળાં કૂબડાં, ગુમડે ભરેલ કાયા,
તેની શોભિતતાની મારે રચવી છે ગીતમાળા.

ગીતડાં નહિ રચું રે રાણીજાયા રાજવીઓનાં.

સેવાનંદ

---

એક ઇચ્છા

પ્રભુ આપજો કોળિયો એક રોટી,
અને ભાંગ પીવા ભરી એક લોટી;
વળી વાંચવા ગીત ગોવિન્દ પ્યારૂ
નદી તીર બાંધુ મઢૂલીય ચારૂ.

વસું વાસ ત્યાં પ્રિયના પાશ સાથ,
પછી રાજ પ્રસાદના શા હિસાબ?
પ્રિયા ગાન ગાયે બનું બીન લીન,
પછી સુખ આનંદમાં ગાળું દીન.

# જાવા–બાલી અને તેની સંસ્કૃતિ

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ એમ. એ.

( ગતાંકથી ચાલુ )

આ જીવંતનાટકો અને જયાચિત્રોની વાત થઈ. લોકકથામાં પણ આપણા ભારતવર્ષમાં ભજવાએલા ઇતિહાસો જાવાએ સંઘરી રાખ્યા છે. એટલું જ નહીં, પરંતુ કેટલાંક કથાનકોનું સ્થાન પણ તેમણે જાવામાં જ કલ્પી લીધું છે. અસંભવિત નથી કે રામ, અર્જુનનાં પ્રવાસો–અગર પ્રવાસકથાનાં વર્ણનો જાવા સુધી ભારે ઝડપથી પહોંચ્યા હોય. દસ દિવસની સુખભરી આજની સમુદ્રમુસાફરી મહેલ જેવા ચોખ્ખા અને સુશોભિત વહાણમાં આજ આપણે કરીએ છીએ તેમાંથી બે ત્રણ દિવસનો Sea Sickness અનુભવીએ છીએ. આપણા પ્રાચીન પૂર્વજોને ચીન, જાપાન, જાવા અને સુમાત્રાની મુસાફરીમાં દરિયો ભાગ્યે લાગતો હોય. તેમનાં જીવન તેમના વર્તમાન વંશજોના જીવન કરતાં વધારે ઉદ્દીપક, સાહસભર્યાં, શૌર્યભર્યાં, અભિલાષા ભરેલાં હતાં. તેમને દરિયો ડરાવતો નહીં, અજાણ્યા પ્રદેશો મુઝવતા નહીં, શત્રુતાભર્યા રાક્ષસો તેમને રોકી શકતા નહીં. તેઓ સાહસિક વ્યાપારીઓ હતા, દંભરહિત વિશુદ્ધ ઉલ્લાસ ભરી ધાર્મિક વૃત્તિવાળા હતા. મોજાંને લગામ બાંધતા શૂરવીર નાવિકો હતા, મૃત્યુને ઘોળી પીજનાર એ બહાદુરો જગત સ્વામિત્વ શોધતા ભડવીરો હતા. એમણે ન્યાતજાતની અભેદ્ય દિવાલો બાંધી ન હતી. પરદેશી–પરધર્મીને પોતાનો બનાવી લેતાં તેમને આભડછેડ અડકતી નહીં. હિંદની માફક હિંદબહાર પણ મહારાજ્યો સ્થાપવાની શક્તિ તેમણે બતાવી છે.

જાવા–બાલીની ભાષા, ત્યાંના સ્થળો, ત્યાંના નામ, ત્યાંની કથાઓ, ત્યાંના નાટકો અને નૃત્યો આર્યસંસ્કૃતિની છાપ બતાવવા માટે પુરતાં જેને ન લાગતાં હોય તેને માટે પણ અખૂટ નિશાનીઓ જાવા–બાલી પ્રદેશમાં મળી આવે છે. બાલીમાં તો આજે પણ આર્યધર્મ પળાય છે. એને જોતાં, એને સમજતાં, એની વ્યાપકતા ઓળખતાં આપણને વાર લાગે એ સહજ છે. મેં ગાળેલા ચાર દિવસ મારે માટે પૂરતા ન હતા. વળી બાલીનો મોહ મુસાફરોને જુદી રીતે લગાડવામાં આવે છે. બાલીનું પ્રકૃતિસૌન્દર્ય, બાલીના નાચ અને બાલીની અર્ધનગ્ન સ્ત્રી એ ત્રણ વસ્તુ સામાન્યતઃ બાલીના આકર્ષણ તરીકે રજૂ કરવામાં આવે છે. બાલીનું પ્રકૃતિસૌન્દર્ય અદ્દભુત છે. જાવાનું પણ તેમજ છે. ડચ સરકારે બાલીમાં રેલ્વે દાખલ થવા દીધી નથી. જાવામાં રેલ્વે છે. છતાં એ બન્ને ટાપુઓમાં રસ્તાની એટલી બધી સગવડ વધારી દીધી છે કે મુશ્કેલમાં મુશ્કેલ સ્થળે પણ મોટર જઈ શકે. આઠ માસનો શીળો અનુકૂળ વરસાદ જમીનની ભૂખ જોઈને જ પડે છે. પાંચ દિવસ વરસાદ ઓછો વધતો આવે, પાંચ દિવસ રહી જાય. લોકોને કંટાળો ન આવે અને જમીન પણ અતુલ વનસ્પતિ ઉપજાવે. જાવા–બાલીની લીલોતરી ડાંગીઆવાડની નાઘેર અને નવસારી અબ્રુદેશીના બગીચા કરતાં પાંચ ગણી વધારે લીલી છે એમ કહીએ તો ચાલે. મોટાં વૃક્ષો, મોટા પહાડ, પહાડ ઉપરની લીલોતરી, ખજુરી, કેળ, નાળીએર, અને તાડ, અને મનુષ્ય

કૃત ડાંગે ના ખેતરો, ગેરડી, રહા, નગર અને કોરી અપ પ્રદેશો એક મગગ બગીચો માની દે કે તેમાએ તળેટીથી શિખર સુધી ખેડૂને બાંધેલા ડાંગેના ક્યારાઓના માળના-માળ–terraces upon terraces, તેમા ઉપ થી નીચે ખળખળ વહેતુ પાણી ઝુકતી કેરા અને ઝપબગી નાળીએરીના વણઅટક્યા વિસ્તૃત દરયો જોવા-મળીના કેટલાક પ્રદેશોને તો સ્વર્ગના બગીચનું જ સ્વરૂપ આપે છે ત્યા કુદરત ખુણે છોગે ગમે છે કુદરતને જ તત્ત્વ તરીકે સ્વીકારતા નાસ્તિકોને પણ એ કુદરતના દર્શન કોઇ જીવંત તત્ત્વનુ ભાન કરાવે એમ છે સ્થળે સ્થળે કુદરતના દેવ જીવતા જાગતા હસતા રમતા હોય એમ ભાન થાય તો તેમા આપણી બુદ્ધિનો દોષ ન કહાય આપણી બુદ્ધિ પણ એ કુદરતમા જીવંત તત્ત્વોની કલ્પના કરવા મંડી જાય એવી વનસ્પતિ સૃષ્ટિ ત્યા વિરાજી રહી છે કુદરતને મેકરો મને ગમતી જોતો હાય તો જરૂર જાવા સામોના પ્રદેશો જોવા જોઇએ

જાવા બાલીના નાચ સુંદર છે અને તેમા એ પ્રદેશના જીવનની મોજ પણ આપણે જોઇ શકીએ છીએ

પરંતુ બાલીની અર્ધનગ્ન સુંદરીઓને નીહાળવા ઇચ્છનારે કેટલીક નિરાશા અનુભવવી પડશે બાલીની સ્ત્રીઓ ઉરપ્રદેશને ઢાંકતી નથી એ સત્ય વાત છે પરંતુ માનવીની જીજ્ઞાસામા ચારે પાસ એનુ એ જ દ્રશ્ય જોઇને વિરામ પામે છે અને પછીથી સહજ કરાશે પણ છે એમા ખગ નવાઇ પામવાની જરૂર નથી યુરોપની સ્ત્રીઓ પણ એક અગર બીજે બહાનેથી શરીરના અંગોનુ પ્રદર્શન કરતા અચકાતી નથી સંકોચરહિત, કૃત્રિમતા રહિત છતા વિનીત અને હસમુખી બાલીની સ્ત્રીઓ પરદેશીઓના અનુકરણમા પડતી જાય છે, અને મને ભય લાગે છે કે દશ વર્ષની અંદર સ્ત્રીઓનુ અર્ધનગ્નપણુ અદશ્ય થઇ જશે પરિધાન એ જ સુધારાનુ ચિન્હ હોય તો બાલીની સ્ત્રીઓ ટુંક સમયમા સુધરી જશે

પરંતુ આ આકર્ષણોની પાછળ રહેતુ ઐતિહાસિક–સાંસ્કારિક આકર્ષણ ખરેખર અદ્ભુત છે કૃષિકાર દેવીશ્રી–દેવી લક્ષ્મીને પૂજે છે અને તેના માનમા ખેતરે ખેતરે મેરૂ-નદ.નાના મંદિરો સ્થાપે છે દેવીશ્રી વિષ્ણુની પત્ની લક્ષ્મી છે એ વિષ્ણુ અને ગરુડ આજે પણ ત્યા પૂજાય છે બાલીને ગામડે ગામડે દેવમંદિર છે, બાલીને ગૃહે ગૃહે દેવમંદિર છે એ મંદિરમા મૂર્તિઓ નથી હોતી ખાલીસ્થાન–ગોખજ રાખવામા આવે છે પરંતુ ગરુડ નાગ, સોમાસુર, કાલ વિષ્ણુ, શિવ, બ્રહ્મા દેવના ગહાસ એ સર્વની મૂર્તિઓ દેવગૃહના સ્થાપત્યને શણગારવા માટે વાપરવામા આવે છે દેવને ધૂપ ચઢાવાય છે, દેવને પ્રસાદ ધરાવાય છે, અને દેવની ઉજવણીઓ ઉજવવામા આવે છે દેવપૂજન એ આખા ગામનો મહુત્સવ બની જાય છે તેમા નૃત્યગીત થાય છે, અને મોટા વરઘોડા નીકળે છે સુંદર વસ્ત્રો પહેર્યા છતા ઉરપ્રદેશને ઢાંક્યા વગર માથે ફળના ફુલમય સમરો ગોઠવી સરઘસના રૂપમા મંદિરે જતી બાલીસ્ત્રીઓ એ ખરેખર નિહાળવા જેવુ દ્રશ્ય છે

બાલીમા બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવા ચાર વર્ણો છે એક બ્રાહ્મણને તો દૂર મળી આવ્યો આ તથ્ની બાલીનગર શાખએ સીતન તેલીનો એક મઠ બંધાવ્યો છે જેમા મરી પ્રદેશમા વપરાતા મસ્કૃત સ્તોત્રો પાઠ મંત્ર, સ્તવનો અને વેદોચ્ચાર આપવામા

બુદ્ધની મૂર્તિઓ ઉપર છત્ર ધરતાં શિખરોવાળી આ મંદિરની રચના જોનારને તેની દીપ્તિ અને વિગતથી ઝંખવી નાખે એમ છે. આખી રચના વિશિષ્ટ પ્રકારની છે, અને બૌદ્ધ ધર્મ પાળતા કોઈપણ પ્રદેશમાં આને મુકાબલે મુકી શકાય એવું બીજું બુદ્ધમંદિર અસ્તિત્વમાં નથી

આ ઉપરાંત બ્રહ્મા, વિષ્ણુ અને શિવની બહુ જ ઉત્કૃષ્ટ મૂર્તિઓવાળું પ્રમ્બાનનું દેવળ હિંદુસ્થાપત્ય કલાનો નમુનો છે. ચંડી, કુલ્મન, ચંડી મેંદુ વગેરે ખંડેરો પણ જાવાને હિંદુસ્તાનની બહુજ નજીક લાવી દે છે. જાવાના મહારાજાઓએ બુદ્ધગયામાં દાન કર્યાં હતાં તેના પણ ઉલ્લેખ થએલા છે. આ ઉપરાંત જાવા–બાલીના મંગ્રહસ્થાનોમાંની પથ્થર તથા ધાતુઓની મૂર્તિ આજ પણ જોનારને ઉપલબ્ધ છે.

આ હિંદના જાવાના પ્રાચીન સંબંધનો ઇતિહાસ એક જુદો જ અભ્યાસ માગી લે છે. શિવ–અગસ્ત્યની કથામાં જાવાની આર્યસંસ્કૃતિનો પડઘો પડે છે. અગસ્ત્ય અને તેના શિષ્યો આર્યધર્મને ઉત્તરમાંથી દક્ષિણમાં લેઈ ગયા હતા. પરંતુ તેઓ આર્યધર્મને હિંદની પણ બહાર લેઇ ગયા હતા એ વાત જાવાની કથામાંથી આપણને મળી આવે છે.

વાલ્મિકી રામાયણમાં જાવાનો ઉલ્લેખ છે. ટોલેમી પણ તેનો ઉલ્લેખ કરે છે. સુમાત્રા અને જાવાના રાજાઓએ બૌદ્ધમંદિરોને કરેલા દાન તો જાણીતાં છેજ. ચીનના ઇતિહાસકારો અને ફાહયાન સરખા મુસાફરો પણ જાવામાં છેક છઠ્ઠી સદી પહેલાં હિંદુ બૌદ્ધધર્મના પ્રાબલ્યની વાતો કરે છે. આમ જોતાં છેક ઇસવીસનની પહેલાંથી જ જાવા બાલી અને હિંદ વચ્ચે સંબંધ હતો એમ દેખાઇ આવે છે.

જાવા, સુમાત્રા અને બાલીના હિંદુરાજવંશોનો ઇતિહાસ પણ ઘણો શિક્ષણીય છે મહારાજ્યો સ્થાપી શકતા આર્યાવર્તનો અધુરો ઇતિહાસ પૂર્ણ કરવામાં તેમની મહાય જરૂરની છે એ ઇતિહાસ વાંચ્યા વગર હિંદનો ઇતિહાસ પુરો લખી શકાશે નહીં.

એક પ્રશ્ન ઉભો થાય છે. પ્રાચીનતાને પૂજવાથી શો અર્થ સરશે ? એકજ. પ્રાચીન અને અર્વાચીન સ્થિતિની સરખામણી હિંદી મહાસાગરની ઉર્મીએ ઉર્મી ઉપર અક્ષરો વંચાય છે કે સાગર ઉપર પાજ બાંધતા, સાગરને પી જતા, સાગરને ઉલ્લંઘી જતા આર્યો આજ તો પરદેશી વહાણોમાં લાસ્કર–ખલાસી કે ટેબલ–બોય તરીકે કામ કરી રહ્યા છે મહારાજ્યો સ્થાપનારના વંશજોમાં કંઈ ખામી આવી કે જેથી તેઓ જાવામાંથી, બાલીમાંથી, કામ્બોજમાંથી અને આફ્રિકામાંથી હંકાઇ રહ્યા છે ? અરે તેમના પોતાના દેશમાં પણ તેઓ સ્વતંત્ર નથી. એટલી હકીકત સમજાય તો જાવા–બાલીનો ઇતિહાસ વાંચ્યો સાર્થક થાય ગુજરાત, મદ્રાસ અને બંગાળ એમ ત્રણ ત્રણ માર્ગે આર્યો જાવા પહોંચતા. હજી ત્યાં શક–શાલીવાહનનો ચાલે છે. પણ વિક્રમ અને શાલીવાહનના વંશજો આજે ક્યાં છે ? મહારાજ્યો કરતાંએ મહાસંસ્કાર સ્થાપવા એ ઉત્તમ છે. આર્યાવર્તે એક સમયે તેમ કર્યું હતું હવે ?

જાવાનાં રૈલેન્દ્ર શ્રી વિજય–માતરમ–મજાપહીત વગેરે રાજ્યોના ઇતિહાસમાંથી કદાચ જગાએ અગર જાવામાં એકાદ શબ્દ આપણે ખોળી શકીશું. એ ઇતિહાસ એક નવલ કથા સરખો રસિક છે એમ મને લાગ્યું છે. આજને પ્રાચીન કાળની સાથે જોડની સાંકળો ઉકેલવાનું કામ વિદ્વાનોનું છે. મારૂં નહીં.

---

# નનામી નારી

'શ્રી. પ્ર.'

આશ્રમમાં આજે એક નવી મ્હેમાન આવી હતી. શરીરે સશક્ત, સ્વરૂપે સુંદર અને બોલવે ચાલવે સ્પષ્ટ એવા એ અતિથિએ આખા આશ્રમમાં ચમચાર જગાવી. સાથે એક અથવારો અને બીસ્તરા વગર તે એકલી જ હાથ હલાવતી આવી હતી. એની પગલીમાં અડગતાની પડઘી પડતી, એના નેત્રમાં વીજળીની ચેંધકના દેખાતી અને એના ચ્હેરા પર ક્ષત્રાણીનું શરાતન શોભતું હતું. એની પ્રતાપી પ્રતિભા કોને નહિ આકર્ષે ? દરેક એની જોડે ઓળખાણ કરવા ઉત્સુક થયું હતું.

આશ્રમ સંસ્થા જાણતી હતી હિંદુ સંસારની હવેલીમાં સ્ત્રીનું સ્થાન છેલ્લે પગથીએ છે. છોકરો જન્મે છે તો કુળની એકોતેર પેઢી ઉજળી થાય છે, કારણ તે વંશવેલી વધારતો આવે છે. છોકરી જન્મે તો 'પેટે પથરો પાકે છે,' કારણ કે તેઓ કુટુંબીઓ માટે કષ્ટો નોતરતી આવે છે. તે કુંવારી મરે છે તો પિતા કહેશે 'હાસ ! જમાઇ શોધવો મટયો' જમાઇ અને જમ સરખા મનાય છે; તે પરણેલી મરે છે તો પતિ કહેશે 'એક ગઇ તો બીજી' ગોળા હાંકણ ફુટે છે તો નવું લાવીએ જ છે ને; ? તે ઘરડે ઘડપણ મરે છે તો પુત્ર કહેશે 'કડકડ કરતી મટી.' "ઘરડા વિના ગાડું ન વળે" એ ઉક્તિ પુરૂષો માટે જ છે.

તે વિધવા હોય છે તો 'સાપનો ભારો' છે; ને વંધ્યા હોય છે તો તો 'પથરાનો ભારો' છે; એકને સાચવવો અઘરો છે, બીજાને ઉપાડવો અઘરો છે.

આવા ત્રાજવે તોળાતી 'નારી સમાજનું દુષણ નથી પણ ભૂષણ છે,' એ આ...... આશ્રમનું આદર્શસૂત્ર હતું ગૂજરાતભરમાં એ એક અજોડ સંસ્થા હતી. મુલકના પરગણે પરગણેથી અહીં છાત્રાંઓ ચાલી આવતી, એ છાત્રીઓમાં કુંવારી કન્યાઓ હતી, પતિ-ત્યક્તા યુવતિઓ હતી અને ભાગ્યફુટી વિધવાઓ હતી. તેઓ નાતજાત વા વય વર્ણના વાડાઓ વગરના આ આશ્રમમાં સગી આજણી બ્હેનોપેઠે રહેતી ગુલામીની સાંકળે સંકળાએલી એ બધીઓ સમાજમાં એકજ ખીલે બંધાય છે. પીડિતો વચ્ચેની એ સગાઇ લોહીમાંસના સંબંધ કરતાં વધુ નજીકની છે.

'નોધારાની આધાર,' 'નિર્બળોના બળ' જેવી આ સંસ્થાની કીર્તિ ઠેરઠેર ગવાતી હતી એનાથી આકર્ષાઇ આજની મહેમાન અહીં શિક્ષિકા થવા આવી હતી.

આવતાં વેંત તેણે ઓફિસનું ઠેકાણું પૂછયું.

ઓફિસની ઉપરી બ્હેને તેને આગળ આવી આવકાર આપ્યો.

'બ્હેન ! તમે મને ઓળખી ?'

'કેમ ના ઓળખું ? નડીઆદવાળાં જસુબ્હેને તમારી ઓળખાણ આગળથી જ આપી છે.'

'તો તમે જાણો છો કે હું અહીં રહેવા આવી છું.'

'હા ! અને હું એને આશ્રમનું સદ્‌ભાગ્ય માનું છું.'

ઉપરી બાઇએ પાસે ઉભેલી બીજી બાઇને કહ્યું.

'રાધા જા, અતિથિ બ્હેનનો સરસામાન ઉપરના ખંડમાં મુકાવ.'

'ભગવાં ધર્યાં છે છતાં નાસ્તિક છો કે શું ?'

'ભલી બ્હેન ! મારાં ભગવાં ભગવાનની સેવા માટે નથી, પણ નારી લોકની સેવા માટે છે.'

'દયાળુ દેવને યાદ કરશો તો તમારું કામ વધુ સરળ બનશે.'

'કોણે કહ્યું કે દેવ દયાળુ છે. એ દયાળુ હોત તો સૃષ્ટિને સરજતી શક્તિ—નારીની આવડી અવદશા ના હોત. દુઃખમાં ડુબેલી દીકરીઓએ 'માબાપના પણ માબાપને' જુગેજુગથી વિનવતી રહીછે. એ વિનવણીએ નારીનું દુઃખ એક રતી જેટલુંયે ઓછું થયું નથી. એનો રોષ તો જેને હાથપગ છે તેને મારે છે અપંગ મારે નથી. એની દયા ભરદરીએ વરસનાર વાદળ જેવી છે. જેની પાસે પાણીનો છાંટો પણ નથી તેઓને તો સદા માટે નિર્જળા રોઝા રાખવા પડે છે.

'એ ભગવાનમાં જો દયા હોત તો નારીની કાયા પુરુષો જેને ચપટીમાં ચોળી નાખે છે એવી સુકી હાડકાંની ઘડી ના હોત, તેને પતિરાજની એકજ ઘુરકીએ ગળગળું થઇ જાય એવું માખણ જેવું હૃદય દીધું ન હોતઃ અને રસ્તે ચાલનારાને પણ ચુંટી લઇ સુંઘવા લલચાવે એવું ગુલાબ જેવું મ્હોંડુ આપ્યું ના હોત.'

નનામીના શબ્દે શબ્દે દિલની સચ્ચાઇ હતી દર્દી જીવની હાય હતી. આશ્રમની ઉપરી બાઇ એને બગીચે બોલાવી ગઇ. તે એના જીગરની દરેક જવાળાને ઓળખવા માગતી હતી.

સાચે જ નનામીની ભગવી કંથા તળે લાખ લાખ નનામી નારીઓની હોળીના ભડકા લેવાયા હતા. એ ભડકાઓની પરનો પડદો ખસેડી નરમમાં નરમ નારી પ્રલયમૂર્તિ કેવી રીતે કેમ થઇ તે જાણવા કોને કુતૂહલ નહિ થાય ? આશ્રમની ઉપરી બાઇની સહાનુભૂતિ ભરી જીજ્ઞાસાએ પડદા હળવે હળવે ઉંચા થયા.

... ... ... ...

એ અમાસની કાળી રાત હતી. સાચે જ નનામી માટે તો એ કાળ રાત્રી હતી. ઘોડાપૂરે ઘુઘવતી નદીમાં તે તણાતી હતીઃ કાંસાખોળ રેલમાં ભલા ભલા તારાઓ પણ ભૂલા પડે છે તો એક નાજુક અબળાની તો વાત શી કરવી ઘડીમાં દેખાતી અને ઘડીમાં અલોપ થતી થતી તે વમળની ભમરીમાં ચડી રહી.

પતિદેવની લાત ખાઇ તે લુગડાંની ગાંસડી પેઠે ગબડી પડી હતી. મોતનાં મ્હોંડાંમાં માથુ દેવા પહેલાં પ્રાણી માત્ર જીવવા માટે છેલ્લાં વલખાં મારે છે. કરાડ પરના છોડવાઓ પકડી લઇ તેણે 'બચાવો બચાવો'ની બુમ મારી ધરતી વહુને જ્યારે ધરવાળો જ કુવામાં નાખે છે ત્યારે એ બુમ કુવાને તોડલે અથડાઇ અથડાઇને પાછી પડે છે. એકકાળે રાજાઓ અપરાધીને જયાં ટીપુંય પાણી ના હોય ત્યાં મોકલાવી જીવતાને જીવતા વટાવી નખાવતા. ધરધણીઓ પણ ધરવાળીને એટલી જ નિર્દયતાથી સજા કરે છે. એટલે નનામીની 'બચાવો બચાવો'ની બુમ અફળ રહી. અફાટ પાણીના પેટમાં તે મુંઝાતી હતી. જમલોક ટુંકડે દેખાતું હતું તેનો તેને શોક ન હતો. આવાં મરણથી પણ વધારે આકરાં એવાં કષ્ટો તેણે ડગલેને પગલે પામ્યાં હતાં. તેને દગાનો ભોગ થઇ મરવું પડતું હતું એ જ વસમું લાગતું હતું.

નિરાશ બની તેણે જ્યારે આખો ઉલ્લ્લીવારની બીડી ત્યારે જ કુદરતે તેના બેભાન દેહને બચાવી લીધો. એનું શબ જેવુ શરીર રેલમાં તણાઇ આવતા ઝાડઝાખરામા ભેરવાઈ ગયું જોતજોતામા ઝાખરાઓની કંટક પથારીમા ઝીલાઇ તે પાણીથી અદ્ધર થઇ ગયું. એ કુદરતી તરાપા પર તરવા લાગી શૂળ શય્યારૂપી નૈયામા સહેલગાહની મોજ માણવા જેટલું ચેતન નનામી ક્યારનીય ખોઇ બેઠી હતી એ તરાપો આડો અવળો ઘૂમતો ઘૂમતો એક કોતરમાં દોરવાઇ ગયો. ત્યા વાડવેલારૂપી દોરડાએ બધાઇ તે લંગરાઇ ગયો

ઘોડાપુર અણધાર્યા આવે છે અને અણધાર્યા ઓસરે છે, પારકે પાણીએ છલુછલું કોતરો ખાલી થઇ ગયો. નનામીની શૂળશય્યા તળીએ પહોચી કાદવમા ખૂટાઇ પડી. એજ પળે નનામીના શરીરમાથી એક ધ્રૂજારી પસાર થઇ ગઇ. જાણે કે પાણીમાથી બહાર નીકળી કોઇક વાળવાળું જનાવર દીલ ઉપર રહી ગયેલા પાણીના છાટા ખંખેરી નાખતુ હતુ. કોઇકિ ધાડપાડુના ધમારે ગભરાઇને ગરકતી કરવા જતો જીવ મગજના કોકડામા જ જકડાઇ ગયો હતો ધાડની ધાસ્તી નાબુદ થતા તે તે ફાસામાથી છુટો થઇ પાછો વળ્યો એનાં પગલાએ અઘોરીની ઉંઘે ઉડતુ કલેવર અકાળુ જાગી ઉઠયુ. ઉઠતા વેંત તે બેઠું થવા ગયુ પણ ત્યા તો ચારે કોરથી હજાર હજાર કાટાની શૂળો ભોંકાવા લાગી એજ કાટાએ અબવડી સુધી જડ શરીરને માચવવાનુ કામ કર્યું હતુ, જાણે કે રણ મેદાનમા બેભાન બનેલા હરીફનું શરીર સામાવળીઓ માચવી રહ્યો હતો, તેણે દુશ્મન જીવતો થતા તાજો હલ્લો શરૂ કર્યો. નનામીની સમજશક્તિ હજુ જડતાની મોડમા જ આળસ મરડતી હતી તેને નવાઇ લાગી 'આ કાયા જીવતી હતી ત્યારે શૂળીની અણીએ વારંવાર કાણી થઈ હતી મર્યા પછી પણ એને શાતિ નહિ મળે ?'

કોતર કહિની ઝાડીમા શિયાળવા રોઇ પડયા. નનામીના રૂવાટા કાદવથી ચોટી ગયેલા હોવા છતા ઉભાં થઇ ગયા પ્રથમ તો જમલોકના હાલરડાના ઘેનમા ઘેનાયલા તેના મને માન્યું એ ચીસ ક્યામતની રાહ જોઇ રહેલા દુખી જીવોના રૂદનની હશે. પછી તો એનું માનસ સરોવર હિલોળે ચ્હડયુ. રોવાના ભણકારે તેમા બાલ્યકાળના કેટલાક પ્રસંગોના સ્મરણો આગળ તરી આવ્યા.

નનામી બે વરસની હતી. તે વખતે એક અધરાતના ચોઘડીએ અત્યારે રોયાં હતા તેમજ શિયાળવા ઓચિંતા રડી ઉઠયા હતાં. ઝબકીને જાગેલુ બાળક બ્હીકનું માર્યું ભર શિયાળાની રાતે પરસેવે ભિંજાઇ ગયુ. માતાએ તેને ગોદમા ઘાલી છાનુ રાખ્યુ, શાત પાડયુ. બે વરસની બાળકી ઉપરના એ વ્હાલ તે બાર ઉપરની થતાં બદલાઇ જાય છે. ત્યારે માબાપ કસાઇ બને છે. હાળીના કુંડમા નરહોમ કરતા દેવી ભક્તો પેઠે તે કુમળી કાકડી જેવી કન્યાને કોઇક નરરાક્ષસની દાઢમા સોપી દે છે. પોતાના જ માસના લોચામાથી માએ દીકરીની દેહ ઘડ્યો છે, ને પોતાના જ લોહીમાથી નીચોવેલા દૂધે તેણે પુત્રીના પ્રાણને પોષ્યો છે, છતા તેજ મા તેને પારકે ઘરે વળાવતી વેળા એ સગાઇ વિસરી જાય છે. રૂદિયુ સ્ત્રી એ વેળા ખાપરખાઉ જોગણી જેવી જણાય છે.

'બા ! આખરે મારી હા, નાની તો તમો ચોકને કંઈજ પડી નથી ?

વિવાહના ચાંદલા થતા કન્યાશાળામાંથી ઉઠાડી આણેલી નનામી માતાને પૂછતી હતી.

'બ્હેન ! દીકરી અને ગાય એનો દોરે ત્યાં જાય.'

'કસાઇ વાડે સુદ્ધાં ?'

એનો જવાબ કેટલી માતાઓએ આપ્યો છે ? દુભાતી દીકરીઓના કાતિલ શબ્દબાણો સહન ન થતાં તેઓ બીજી વાત શરૂ કરે છે.

"બેટા ! લગ્ન એ માનવજીવનનો અમૂલો અવસર છે, એ વેળા આવા અપશુકનિયાળ બોલો શોભતા નથી"

"મા જે પ્રસંગ ગળા ઉપર ફાંસીની દોરીનો ફાંસો બાંધનાર છે તેને અમૂલો અવસર કેવી રીતે કહું ?"

"હમણાં તારી બ્હેનપણીઓ ગીતો ગાવા આવશે. માટે મ્હોં ધોઈ આવ."

ગુલામોના વાડામાં એક નવો ગુલામ ઉમેરાશે એ વાતથી કદાચ એ બ્હેનપણીઓ હરખાઈ હરખાઇ ગીતો ગાશે પણ ગીતોના સૂરમાં નનામીને આનંદ-મંગળ ન હતાં જડતાં. એને લાગ્યું માથે ભમતા મોતની જાણે બધાં રાજલી ગાઇ રહ્યાં છે.

માને દહેશત લાગી "જો આ દીકરીને આજથી નહિ દબાવું તો તે ભર મંડપમાં બધાને નીચું જોવરાવશે." તે ગુસ્સે થઈ ગઇ.

'તું કંઇ નવાઈની પરણે છે? પેલી ગંગાનો નાવલીઓ એની કેડે બેસે એવડો નાનો છે છતાં એણે ચું કે ચાં કર્યું નથી; પેલી અંબાએ દાંત વગરના ડોસાનો સંસાર માંડ્યો છે એની રાવ કે ફરીઆદ નથી, અને પેલી ગધા પરણીને તે જ દહાડે વિધવા થઇ છે છતાં પરણીને પસ્તાઇ નથી. તું એવા કયા લખપતિની દીકરી છે કે આવડું મોટું કૌભાંડ માંડી બેઠી છે ?

સૌ જણા આંખ મીચી કુવામાં પડે એટલે શું બધાએ કુવો પૂર્યો જ કરવો ? સંસારના ગાડરીઆ ગાડાં તળે ચગદાવા અગાઉ છુટા થવા ના પાડવી તે કૌભાંડ ? આવા વિચારના ઉંડા પાણીમાં ઉતરવા બહુ ઓછા લોકો ટેવાયા છે

"કુંવારા જ રહેવું હતું તો દીકરો થઇ જનમવું હતું ?

દીકરી જનમવું તે ગુન્હો છે? દીકરાઓ માનું દૂધ ધાવ્યા છે તો દીકરીઓ નથી ધાવી ? જેવો જીવ પુત્રના ખોળીઆમાં છે તેવો જ જીવ પુત્રીના ખોળીઆમાં પણ છે.

નનામી માટે નક્કી થએલો ગૃહસ્થીઓ વિધુર હતો. તે બબ્બે બાળાઓને ભરખી ચુકયો હતો. લોકો કહેતા એ નરરક્તનો ચાટો થયો છે. લોહી ચાખેલ બાઘ સાપ અને જેલીનાદમાં માણસના માંસ-વગર ચળ આવે છે તે રક્ત તરસ્યો વાઘ તો જંગલી જનાવર છે, તેમને તેમના શિકારશોખ માટે માફ કરી શકાય પણ નારીના લોહી ચૂસતો નાવલીઓ બુદ્ધિવાળું માણસ છે તેને ? સમાજે એનો જવાબ નથી આપ્યો. તેથી ધોળે દહાડે થતાં ખૂનોના પાપમાં સમાજ પણ ભાગીદાર છે.

એ ખૂનીને ઘેર ના જવા નનામીએ ઘણાં તરફડીઆં માર્યાં. બચવા માટેનાં એ વલખાં એળે ગયાં. કન્યા જોવાઇ ગઇ, વરને તે ગમી અને વેવિશાળના ચાંદલા થયા એટલે

થઇ ગયું. વગર સપ્તપદીએ પણ આઠ સાત પેઢીના સબંધ બંધાઇ ગયા. લાખો નનામી હડે ગડે કે માથા ફોડે તોયે તે તુટતા નથી. જે બ્રહ્મવાક્ય કહેવાય છે તે ફોક થઇ શકે પણ કુલીનોના વેવિશાળ નહિં. એક કાળે કન્યા વરના ખાંડાં જોડે પરણતી એટલે જેના છેડા હરિશ્ચંદ્ર પણ છોડવી શકે નહિ એવી વજ્જરની ધોડાગાંઠે તે પતિની સાથે બંધાઇ ચુકતી. આજે કુલીનોના ઘરમાં કન્યાઓ વેવિશાળ વેળાના સાકરના પડા અને શ્રીફળ જોડે જ પરણે છે. એ વિધિઓમાંથી છટકી શકવાની છટકબારી પુરૂષ માટે છે નારી માટે નહિ.

નનામી પિતાના પગે પડી. પિતાના પગની પાની આંસુઓએ ધોવાતી હતી.

'બાપુ આખો દરીઓ તર્યાં હવે દડીઆમાં ડુબી મરશો.' 'બેટા ઉપાય નથી.'

'એવુંજ કરવું હતુ તો મને ભણાવી શા માટે? ને ભણાવી તો મારૂં નરસું સમજી શકુ તેવડી મોટી શા માટે થવા દીધી?'

'બેટા! હું સમજયો હતો ભણેલા જુવાનીઆઓ ભણેલી છોકરીને પહેલી પસંદગી આપશે. મોટા બી. એ., એમ. એ થયેલા ભાયડાઓ પણ તારા જેવી મોટી ઝોટી કુંવારકાને છોડી આઠ આઠ વરસની ઢીંગનીઓને માદળીઆ જેમ ગળે લટકાવવા તૈયાર થશે એ હું માની શકતો ન હતો વાંકડાવગર વર શોધવો એ ઝાંઝવામાં પાણી શોધવા જેવું છે. મેં માન્યુ હતુ નાતવાળીઆઓ નગદ રોકડા નાણાં કરતા તારા જેવા રતનનું મૂલ્ય વધારે આંકશે. અફસોસ સમાજની માન્યતા જુદી છે.'

'બાપુ તો પછી છોડો એ સમાજને. હું, બા, ભાઈઓ ને તમે એવી કોઇક દુનિયામાં જઇ વસીશું કે જ્યાં લોકો દેખતી આંખે આંધળા નહિ હોય'

'એવી વાતો કરવી સ્હેલી છે અમલમાં મેલવી અઘરી છે. બાપદાદાના ખોરડાં અને સગાંસંબધીનો દેશ છોડી કયા જઇએ? જ્ઞાતિગંગાને ગમે એટલી ગાળો દઇએ છતાં એમાં નાહ્યા વિના ઉધારો નથી'

એ ગંગાના પાણી ગંદા હોય, ગંધાતાં હોય તોય તે બાપદાદાના ખાઓચીવા છે. એ છોડી જવાની હિંમત બધાનામાં નથી હોતી સમાજ સામે માથું ઉંચકે એવા બહાદુરો વિરલ છે.

'તો પછી જ્ઞાતિગંગાના તીરથમાં હવન કરી મને કુમળાં નાળીએર જેમ હોમશોજ. ખરૂંને?'

'બ્હેન વગર વાંકડે આથી સારો વર બીજો નહિ મળે.'

-- શેરીમાં રમતા છોકરાઓમાં કોઇ કોઇ વચ્ચે ઘટ્ટ ભાઇબંધી બંધાય છે નનામીને પણ આવો એક ભાઇબંધ હતો. બંને જોડે રમતા, પડતા, રીસાતાં અને આપ મેળે મનવાઇ જઇ નાચી પડતાં. પછી તો શેરી છોડી એક નિશાળમાં ગયાં, અને ઝાઝું ભણ્યાં એટલે બાગ બગીચે હવા ખાતાં શીખ્યાં એ બધી વેળા એઓની જુની દોસ્તી ચાલુ હતી હરતાં ફરતાં તેઓ પરણતાં, પરમનાતાં અને હસી પડતાં.- મોટપણે એ મુલાકાતો ઘટતી ગઇ પણ એઉનાં સ્નેહની સાંકળ ઘડાતી રહી. માબાપ પાસેથી નિરાશ થઈ નનામીએ કાગળ લખ્યો 'મારા મમણુંના અનિરૂદ્ધ તમારી ઓખાને બીજો કોઇ ઝડપી જાય તે

પહેલાં એનું હરણ કરો.' એ કાગળનો જવાબ વાંચી નનામીના આખા હરણના બધાં સમણાંની ખાખ થઇ ગઇ. તેના બાપુએ ના પાડી હતી. 'તું વગર વાંકડે વરઘોડો કાઢશે તો તારી બ્હેનો માટે શું ? તારા જેવા બધા ગાંડા નથી કે વગર વાંકડે ઘોડે ચ્હડવા હા પાડી દેશે.'

નનામીની નિશાળની એક શિક્ષિકાનું નામ જશુબ્હેન હતું. કન્યાકેળવણી પાછળ તેમણે ભેખ લીધો હતો. નનામી તેની માનીતી વિદ્યાર્થીની હતી. તેણે પોતાની શિષ્યાની અસહાયતાની વાત સાંભળીને એક કાગળ લખ્યો. 'બ્હેન તું અહીં ચાલી આવ મારા નાનાભાઇને તું ઓળખે છે. તારાં માબાપોને ખબર પડે તે અગાઉ હું તને તેની જોડે પરણાવી દઇશ. હિંમત હોય તો ચાલી આવજે. ભલે અમારી નાત નીચી છે. મારા નાના ભાઇ જેવો ભરથાર બહુ ઓછી છોકરીના ભાગ્યમાં હોય છે.'

અહીં નનામીના પગ પાછા પડયા. જુગજુગના સંસ્કારોએ તેને ડરાવી દીધી. બધાં પાછાં પડયાં તો બિચારી એનો શો વાંક ? એને ઘણુંય મન થયું જે પોતાની પાંખે ઉડી જાઉં. પણ એ પાંખો પાળેલા પોપટની પાંખ જેવી હતી. ઉડી નાસવાનો વિચાર થયો ત્યારે તેણે દગો દીધો. પગ હતા તે પણ પાંગળા હતા. સંસારે સ્ત્રીને પોતાના પગપર ઉભું રહેતાં ન હતું શીખવ્યું. એઓ છતી આંખે આંધળી છે. એમણે કદાચ ત્રણ ચાર વસ્તુજ જોઇ છે. પિયેરીયાંનાં ઝાડવાં, સાસરીઆનાં વાસનવાસ, મશાણુતી ચ્હે અને ઝેરનો કટોરો. અલબત નનામી ભણી હતી. પણ એ ભણતરે તેને સ્વાશ્રયી ન હતી કરી. ઘણી ખરી કન્યાશાળાઓ નાવલીઆઓ માટે ભણેલી ગુલામડીઓ જ પેદા કરે છે. નહિ કે નવીનારીને સર્જે છે.

નનામીએ રડતી કલમે જવાબ લખ્યો.

'બ્હેન એવું કરૂં તો બાપુજી જીવ આપે. અને મા ઝેર પીએ. માબાપની હત્યાનું પાપ વ્હોરવા કરતાં તો બહેતર છે કે મારાં અવળી ઘાણીએ તેલ પીલાંતાં રહે.'

... ... ... ...

માબાપને ખાતર કેટલીય બાળાઓ પોતાના માથાં વધેરવા દે છે ?

પૂર્વજીવનના આવાં સ્મરણો મગજની પાટી પર લખાતાં ભૂસાંતાં હતાં ત્યાં તો ખબર આવી, ઘુંટી આગળ કંઇક લીસું લીસું સરકે છે. કરાડાની બખોલમાંથી સાપોલિયાં રમવા નીકળ્યાં હતાં એઓ છોકરાઓ અને વેલાઓને વળગી હિંચકા ખાવા ટેવાયાં હતાં એ છોકરા અને વેલાઓ વચ્ચે સ્ત્રીના કેળ જેવા લીસા પગોએ તેમને તરતજ આકર્ષ્યાં. સ્ત્રીની સુંવાળી ચામડીને અડવા કોને નથી ગમતું ? એ સાપોલિયાંઓ નનામીના આખા શરીર પર દોડવા લાગ્યાં, ખાસ કરીને ગળા ફરતે વિંટાવું એમને ખુબ ગમી ગયું.

આ નાગચૂડના ભયથી કંપી ઉઠેલા અંતરના તંબુરાના તારો ઝણકવા લાગ્યા. ભયના થડકારે ચમકી ઉઠવા એ જીંદગીભર ટેવાતો રહયો હતો. આ નવા થડકારાએ પૂર્વજીવનના જુના થડકારો જે શુન્યમાં શમી ઊંઘી ગયા હતા તેને જાગૃત કર્યા.

લગ્ન મંડપમાં કાળીગાંઠીની વરમાળાના સ્પર્શોમાં નનામીએ આવીજ નાગચૂડની વેદના અનુભવી હતી. કાળીગાંઠી સુંવાળા સુતરની ગુંથેલી છતાં સ્ત્રીનું ગળું તે સાણસી

પડે પકડી લે છે એ સ્ત્રી જીવનની ગુનામીની હાંસડી જેવી છે એને એનવાર પહેરો તો ફરી ફરી દઈ શકાતી નથી એ નિયમથી સ્ત્રી પતિના ધનના ઘસરકા ઘસડતા ઘાંચીના બળદ પેઠે બંધાઈ ચૂકે છે એમાંથી એક જ જણ છોડવી શકે—એ મુક્તિદાતાનું નામ મોત છે પાનેતર પહેર્યે બે વરસ પણ પૂરાં ના થાય તેટલામાં મસાણની ચુંદડીઓ ઓઢતી વહુઆરુઓ એની સાક્ષી છે રુદ્ધીપન્નત માબાપે એ હકીકતમાં મીઠું મરચું ને ઉમેરો જોયો એટલે નનામીનો બધો નકારો નકામો ગયો એની પીપૂડી નગારાના અવાજમાં દબાઈ ગઈ સમાજે નનામીને કાયમની બેડી પ્હેરાવી દીધી

જાન ઘેરે આવી મીંઢળને છેડા છોડવાની રમત પૂરી થઈ વહુ જોવા આવેલી ડોસીઓએ અભિપ્રાયો આપવા શરૂ કર્યા

વહુ નસીબદાર નહિ તો આવા રાજનશી ઘરમાં એના પગલાં ક્યાંથી ? '
લાંબા ઘૂમટામાં નનામી બબડી 'એ હું હેત તો કેવું સારું ? '
'વહુ લાગે તો છે ગરીબ ગાય જેવી'

સાચે જ તે ગરીબ ગાય હતી તે જો નિફરેલી વાછડી હોત તો પરાણે નાથવા આવેલ એને શિંગડે ચ્હડાવત

એક બાજુ ડોસીઓ વહુના ઘરેણાં અને લુગડાં તપાસી રહી હતી બીજી બાજુ વરની બ્હેન ભોજાઈઓ વરની પહેલી રાત માટે ફુલશય્યા સજાવતી હતી

એ શય્યાની અત્તરોની સુગંધી સુંઘવા માટે કાંઈ ઘણા વરરાજા લગન લગને ફુવારા થતા હશે છત્તરપલંગનો શણગાર પૂરો થયો એટલે વહુની વારી આવી પણ તે રૂઈ ખાટલા ગોદડાં જેવી જડ ન હતી ? લાકડાની ઢીંગલી પેઠે પારકાના સજાવેલા સાજ સાજે આ સ્ત્રીઓના હૈયામાં પણ નથી દેખાતી એવી કેટલીય આગો ધુંધવાતી હશે છતાં તેઓ એવી જ આગોમાં સેકવા નનામીને હરખભેર દોરી રહી હતી પતિ પાછળ પત્નીને બાળી મુકવાના દિવસોમાં પણ તેને સોળે શણગારે સજાવવામાં આવતી કસાઈના દાતરડા તળે ગળું ધરાવવા જતા ઢોરને પણ રંગવામાં આવે શણગારે સુંદર થવા જતા નનામીને આવું આવું ઘણુંય યાદ આવ્યું અત્યાર સુધી નરમ ગોળ રહેતું મન ઘડીભર વિદ્રોહી થયું તેણે અબરની સાડીને સણકા સાથે ફેંકી દીધી ઘરેણાંના દાબડાને લાત મારી ફગાવી દીધો તે બોલી 'મારે તો હરખના ચોઘડીઆ આજથી બંધ થયા છે ને શોકના પંચક શરૂ થયા છે'

'વહુ ભાભીનો પારો તો ભારે લાગે છે'

'બાપ પાસે વાઢકો દેવા જતી પાઈનો હતી નહિ છતાં પણ એ નામે છે રાજકુંવરનો'
દીઅરજીના હાથનો પરસાદ પામશે એટલે આપોઆપ સીધી થઈ જશે'

શયનગૃહમાં જવા નનામીના પગો ઉપડતા ન હતા તે દાદરના પગથીઆ કેટલીયવાર ચ્હડી અને ઉતરી છતાં જવું કે ના જવું તે તે નક્કી કરી શકી નહિ હૈયું ડગમગે કે પગો આનાકાની કરે તોય નવોઢાને નાવલિયાના ઓરડામાં જવા સિવાય છૂટકો નથી નનામી એ જાણતી હતી જ્યારે ત્યારે વાઘના ગોહાણમાં પેસવું જ પડશે એ જાણવા છતાં તેણે પતિનું પાનેતર પ્હેર્યું હતું એટલે આ દ્વિધા નકામી હતી પતિ તો તે

પતિ તેને જુગરામાં છતી-લાવ્યો હતો. હવે તો ભર સભામાં એ પાંચાળીના ચીર ખેંચાશે તોયે તેને ચુંચાં કરવાનો અધિકાર ન હતો.

પતિરાજ કાગને ડોળે રાહ જોતા હતા. તેને ખબર હતી નનામી તેને રાજીખુશીથી નથી પરણી. પહેલી જ રાતે પૂરેપૂરો પરતાપ બતાવી દેવો કે જેથી તે તેની નીચી મૂંડીને કદિય ઊંચી ન કરે એવો ઠરાવ તેણે ઘણા દહાડાથી કરી રાખ્યો હતો. રખેને એ ઠરાવ ઢીલો પડે એની અગમચેતી તરીકે તેણે મદિરા દેવીને મદદમાં તેડી હતી.

નવોઢા દાદર ચઢે એટલે ઝાંઝરો રણકી ઊઠે છે, કાંડાપરની સોનેરી કાવરી ને કડાં નેમાં નાદ પૂરે છે. હીરની કસુંબલ સુંદરીએ અંધારા ઓરડામાંય જાણે ઉષા ઊગે છે. અંબોડલે ગુંથેલી ફુલવેણીએ આખું વાતાવરણ મઘમઘી ઊઠે છે. પણ નનામીને તો શણગાર માત્ર કરડવા આવતો હતો. એટલે તે તેને ઉતારીને આવી હતી. એ ઉતારવામાં તેના કપાળનું કંકુ પણ ભૂંસાઈ ગયું હતું તેની તેણે પરવા કરી નહી. પતિ પત્નીની એ આડાઇથી અવાક્ થઈ ગયો. તેનાથી બોલાઈ જવાયું.

'કોઇની કાણુ કરવા આવી છે?'

એના આદર્શોની – કૌમારની આજે કાણુ ન હતી મંડાઇ? નનામી મુંગી રહી.

'બોલની કેમ નથી મ્હોં સીવાઈ ગયું છે?'

સ્ત્રીઓને મ્હોડે કયે દિવસે તાળાં નથી હોતાં? નનામીની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ઉછળી પડયાં દેવલે જુગજુગથી મોરનાં આંસુઓ ઝીલી પીધાં છે. પણ દેવલનાં નારીનાં–આંખનાં મોતીની મોરરાજાએ પરવા નથી કરી. પતિરાજ ચ્હીડાઇ ગયા.

તારા રડવાથી હું નહિં ડરૂં સમજી? કહું છું તેમ નહિ કરે તો ચૌદમું રતન. તૈયાર છે.

પતિ કહે તેમ કરવાના કાંડા કાપી આપીને જ તો તે આવી હતી. પતિએ માન્યું ચોકાની ધાકે નારી પાંસરી થઇ ગઇ છે. પત્નીએ વિચાર્યું વાઘના મ્હોમાં માથુ મૂકી દીધું છે હવે વાઘ એ માથાને કટકે કટકે ખાય, આખું ને આખું ઓગાળી જાય કે રીંછની પેઠે ચાટયા કરે એ એની મરજીની વાત છે.

બન્નેનો સંસાર રથ શરૂ થયો.

વખત પાણીના રેલા માફક વહે છે. અને દુભાએલાં મનની કડવાશ ધોઇ નાંખે છે. નનામીએ ધણીના ઘરનો કારભાર ઉપાડી લીધો. એ કારભારને તેનો પોતીકો ન હતો થઇ શકતો છતાં મજૂર માલીકનું કામ પરાયું છતાં સમય પૂરતું પોતાનું જ માનીને કરે છે. રીસાયેલી વહુ વાસણો ફોડે છે કે વા જોડે વાત કરતી કરતી બબડયા કરે છે. તેમ એ ધણી ઉપરનો ખાર ઘર ઊપર નહતી કહાડતી. પતિ જોડે એનું મન એક થઇ ના શક્યું છતાં ઘરમાં બન્ને છોડછાં એકલાં જ રહેતાં હોવાથી બોલવાનો ને વાતો કરવાનો પગલે પગલે પ્રસંગ પડતો એટલે ઉપરઉપરથી બન્નેનાં મન મળી ગએલાં જણાતાં. ધુંધવાતા જ્વાળામુખીને ન ઓળખનારાં કહેતાં વહુ કેવી ડાહી થઇ ગઇ છે? બંને વચ્ચે ખટરાગતો ચાલતો જ હતો. એ ઘણીવાર ગંભીર પણ થતો.

'આપણા કુળ માટે શનિવાર સારો નથી. જેશીકાકા કહેતા હતા કે તું શનિવાર કરે તો સારું.'

'તમે પણ કશાને ?'

'મારાથી ભૂખ્યા નહિ રહેવાય'

'તો હમને ભૂખ નહિ લાગતી હોય ખરું.'

"તારી ભાભી હતી તે રવિવાર કરતી મંગળવાર કરતી મંદિરે જતી, તું નાપાકને તો ધરમ કરમમાં જરાય આસ્થા નથી."

વ્રત-પૂજા કરનારી સ્ત્રીનો ચૂડલો અખંડ રહે છે; પત્ની કપાળે કંકુ અમર થાય તે પતિને પણ અમર કરે છે. નનામીના ધણીએ એ વીશી વટાવી ન હતી. જીવા તેનું ખોળિયું અતિ વિષયના કીડાઓએ કોરી કોરી કાણું કરી મૂક્યું હતું. એ કાણી કોડીમાં જો જમરાજ પેસવા આવે તો સાવિત્રી જેવી સતિ પત્નીના પુને તેને હાંકી કાઢવાની તેની ખાહેશ હતી એટલે જ તે નનામીને વ્રતપૂજા કરવા રોકતો રહેતો.

નનામીએ બહારની દુનિયા જોડે સંબંધ ઘટાડી દીધો હતો. શેરીમાં ગામગપાટા હાકતાં મંડળમાં એ જતી નહિ. કારણ એ કોયલાના ઢગમાં તે હીરા જેવી જુદી તરી આવતી હતી. વળી એની હાજરી એ મંડળને રૂચતી નહિ. કારણ સોમાં નવ્વાણું વેળા એ સભાનો ચર્ચાનો વિષય નનામી જ બનતી હતી. પનઘાટે પાણી ભરતી પનિહારીઓના સુખદુઃખની વાતોમાં પણ એને રસ ન હતો. સાસરીઆના સીતમની મોટી મોટી વાતો કરતી એ સ્ત્રીઓનો ઉકળાટ પનઘટ પૂરતો જ હતો. ઘરે આવતાં તેઓ ડાહી ડમરી કુળવધૂઓ થઈ જતી. નનામી એકલી એકલી મૂંઝાયા કરતી એ મુંઝવણ અસહ્ય થતી ત્યારે એ એનો ઉભરો ઠાલવી જમુબ્હેન ઉપર કાગળો લખતી. એ કાગળોના જવાબ એ જ એનું એકનું એક આશ્વાસનનું ઠેકાણું હતું. મહેરના રણમાં એ જ એક વીરડી હતી. એ વીરડીનાં પાણી પણ અદેખા ધણીદેવે એક દિવસ ડહોળી નાખ્યાં.

તે જમુબ્હેનનો કાગળ વાચવા બેઠી હતી. અચાનક ફરવા ગયેલા પતિરાજ આવી પહોંચ્યા. નનામીએ કાગળ ચોળી નીચે સંતાડી દીધો. ધણીઆણી ઉપર ચોકી કરતી ધણીની નજર સમડીની નજર જેટલી લાંબી અને ઝીણી હોય છે. એ આંખને છેતરવી રમત નથી.

'કોનો કાગળ છે ?'

'બ્હેનપણીનો'

'લાવ જોઉં ?'

'ખાનગી છે.'

પતિથી કંઇ પણ ખાનગી રાખવાનો પત્નીને અધિકાર છે ? સ્ત્રી અર્ધાંગના થઈ તે દિવસથી પોતાના સ્વતંત્ર જીવનને શ્રાવણે સુપ્રત કરે છે. એટલે 'ખાનગી છે' એ શબ્દોએ નનામીના ધણીની આંખ ફાડી નાખી. બાજ સમડી પર તરાપ મારે છે તેવી તરાપ મારી તેણે કાગળ ઝુંટવી લીધો. વાંચ્યોને ફાડી નાખ્યો. હવે સમજ્યા? આ મહેનીએ જ તને ફટવી મારી છે.'

'મ્હેતી મ્હેની ના કહો તે મારી એક વખતની ગુરુ છે. જરાં માન રાખી બોલો.'
'જોઇ ના હોય મોટી ગુરુ થવા વાળી. લોકોની બૈરીને પતિદ્રોહ કરવા ઉશ્કેરે તે માનને લાયક નથી પણ જુતીઆને.'

ખારા મુલકમાં મીઠાં પાણીની કુંવારી સમા કાગળોના કટકા ઉકરડામાં મળમૂત્ર જોડે ભળી ગયા. નનામીને લાગ્યું તેની એકની એક મીલ્કત પણ ચોરાઇ ગઇ.

કાગળો પછી ચોપડીઓનો વારો આવ્યો. રખેને એ કોઠીમાં મ્હોં સંતાડી દહીં કે દૂધ ખાઇ જશે એવી ખરી ખોટી શંકાથી સાસુઓ વહુ ઉપર ખાડી આંખે ચોકી રાખે છે. એ જ રીતે રખેને એકાદી બળવાખોર નવલ કથા વાંચી જાય અને પત્નીની વફાદારી ઓછી થઇ જાય એવી ધાસ્તીથી પતિઓ જાતે જ પત્નીને વાંચવાની ચોપડીઓ લાવી આપે છે એ ચોપડીઓમાં નળ આખ્યાન હોય છે, સાવિત્રીની કથા હોય છે, રામાયણ ને મહાભારત હોય છે. નારીના આત્માનું અમંગળ કરનારી ચોપડીઓ વણી વણીને આઘી રાખવામાં આવે છે. સ્ત્રીઓને એકલી મંદિરે જવાની, કથામાં જવાની, અરે! ભવાઇને રાસલીલામાં પણ જવાની છૂટ છે. પણ એને લાયબ્રેરીમાં એકલી જવાની છૂટ નથી, સભામાં એકલી જવાની છૂટ નથી. એ એકલી એકલી અંધારાંમાં ડુબકી મારે તો કોઇને વિરોધ નથી પણ એ જો અજવાળાંમાં પગલાં માંડે તો માથે પતિના શિરછત્રની હાજરી અનિવાર્ય કહેવાય છે.

સાસરીયાંમાં સેકાઇ રહેલી વહુવારૂને પિયરમાં શાંતિ મળે છે. નનામીને તો પિયર પણ કરડવા દોડતું. મા બાપ માને છે કે ગમે એવી તોફાની છોકરી મંગળ ફેરા ફરે છે એટલે ડાહી ડમરી થઇ જાય છે. એ વખતે ચોરીના ધૂમાડે એની આંખો બંધ હોય છે. એ મીંચેલી આંખે જ કોરે પાને કાંડાં કાપી આપે છે. એટલે એને માટે ડાહી ડમરી થયા વિના બીજો એકે આરો રહેતો નથી. નનામીએ બાપની એ માન્યતા ધૂળમાં મેળવી હતી. 'નનામી ધણીના સામુ બોલે છે, તે પોતાના મનનું ધાર્યું કરે છે.' એવી એવી ફરીઆદો પણ પિયરમાં પ્હોંચી હતી. બધાં તેને આશ્વાસનને બદલે ઉધડી લઇ નાખતાં. પિતા કહેતા 'બેટા આવડી હોશિયાર છતાં તને પતિના પેટમાં પેસી જતાં ન આવડયું.' માતા કહેતી દીકરી તેં તો દુઃખના દરીઆ ડોયા છે.' બ્હેન રડતી રડતી ભાઇ પાસે ગઇ. તે ભૂલી ગઇ કે તે પણ તેના જેવી એક છોકરીનો પતિ થયો છે, અને પતિઓની જાત આખા જગતમાં એકજ આકારની હોય છે. 'નનામી ભલે તને ખોટું લાગે.' 'જીજાજી એવા હોય જ નહિં'. પંચતો પરમેશ્વર હોય છે. તે ન્યાતવાળાઓની અંદર અંદરની ફરિયાદ સાંભળે છે, ને ન્યાય તોળે છે. નનામીને એકવાર થઇ આવ્યું હું એ પંચને પગે પડી ખોળો પાથરૂં કે 'માબાપ' આ લગન ફોક કરો.' પાછળથી તેને સમજાયું 'પંચે જ તો કેટકેટલી કોમળી કેળોને થડમાંથી કપાવા દીધી છે. એ મને શો ન્યાય દેવાનું હતું ?"

પાંચ પાંચ વરસનાં વ્હાણાં વાઇ ગયાં છતાં ઘરમાં ઘોડીઉં ન આવ્યું. વાંકડો જતો કરીને પણ એ 'પગલીનાં પાડનાર' માટે તો પતિરાજ પરણ્યા હતા. કદાચ કુંવારી ધરતીમાં બીજ પડતાંવાર જ જમીનની અણુખરચી ફળદ્રુપતાએ ફણગી ઉઠશે. એ આશાએ એણે પોતે જેનો પતિ નહિ પણ પિતા થવા લાયક હતો તેનો હાથ પકડાયો હતો. એને ખબર ન

હતી કે કુલરડાંએ કુલનાર બાળ નજાને પોતે જ રીમાવી મૂક્યા હતા. આગલી બેઉ બાઇઓ ખાલી ખોળે ગઇ હતી. અને ત્રીજી બાઇનો ખોળો પણ ભરાયો નહિ. મા મરી જતાં માની ફરજ બજાવતી માસી ને મામી અફસોસ કરતી 'ભાણીઆ ! ભગવાને તારે માટે વાંઝણીઓ જ ઘડી મૂકી લાગે છે'. છોકરાં ન થાય એટલે સ્ત્રી જ વાંઝણી કહેવાય છે. 'સહવારમાં એનું મ્હોં જોઇએ તો આખો દહાડો ખરાબ જાય' એવી ગાળો પત્નીઓને જ સાંભળવી પડે છે. એ ગાળ દેનારને ખબર નથી કે ઘણીવાર એ દશાનો દોષ પતિ ઉપર જ ઢોળાવો જોઇએ.

છોકરાં ધણી ને ધણીઆણીને સ્નેહની સાંકળે બાંધે છે. એ સાંકળે પુરુષને બાંધી દેવા સ્ત્રીઓ જ વધારે આતુર હોય છે. નનામી એ સ્ત્રીઓમાં અળગી તરી આવતી. તે કહેતી 'મારે એ ઘુઘરાએ રમનારો નથી જોઇતો' 'એ આવશે તો મારી ગુલામીના દોરડાં અતૂટ થઇ જશે.' એણે એના પતિને કેવળ પોતાની કાયાનો જ ધણી માન્યો હતો, મનનો નહિ. એ એકલી એકલી ભગવાનને હાથ જોડતી કે 'મા બારણાં ઉઘાડો' બોલી તેની કુખનું બારણું ઠોકનારને જાણે તે ના મોકલે.

અડોશી-પડોશી નનામીને દેવળ દેરાસરે જવા કહેતાં. તેઓ ભગત ભુવાના દોરાધાગા પણ લાવી આપતાં. પતિ પણ છાપે છાપે ગવાયલી દવાઓ મંગાવી આપતા. મરજી અને આસ્થા ન હતી છતાં તેને લોકલાજે એવું એવું કરવું પડતું. દવાદારૂ અને વ્રતપૂજાની પહેલી જરૂર પતિને હતી. નહિ કે પત્નીને એવી નનામીની ખાતરી હતી. તેથી તેને નિરાંત હતી.

પતિ પિતા થવા તરફડીઆં મારતા હતા તેના મૂળમા માત્ર વંશવૃદ્ધિની જગજુની લાલસા જ ન હતી. શ્રીમતીને શ્રીમંત આવે તો વાંકડા વખતે છેતરી ગએલાં સાસરીઆંને બરાબર ચાપડામા લઇ શકાય શ્રીમંત પછી ઝિયારડું અને પછી મામેરૂ ? ત્રણે વખતે થઇને વાંકડાની ન લીધેલી રકમ ચક્રવર્તી વ્યાજ સાથે ઓકાવવાના તે સ્વપ્નાં સેવતો હતો.

નિરાશ થયેલા ધણીને કોઇએ છેલ્લો ઇલાજ દેખાડયો.

'લાલજી બાવાના ચરણામૃતનો પ્રતાપ ભારી છે. 'મારી આંખ આગળ કેટલીય વાંઝણીઓને ઘેર બાવાજીના પ્રસાદથી ઘોડીયાં બંધાયાં છે.' ડુબતા માણસ કાંટાની ડાંખળી પકડવા પણ પડાપડી કરે છે, ભલે એમ કરતાં હથેળી લોહીએ ખરડાઇ જાય. દહાડો બધો લાલજી મહારાજની સભા ભરનીગળ થયા કરતી એટલે મલાજો પાળતી મોટા ઘરની કુળવધુઓ એ પ્રસાદ લેવા સમીસાંજ પછી જ જતી. સમાજ એ પ્રસાદનો અર્થ ન સમજે એટલો ભોટ નથી છતાં એ અનાચાર સામે ભાવિક ભક્તોએ આંગળીય ઉચકી નથી. અડોશીપડોશીની ભોળી વહુઓ જે ઘોડીયાં બાંધવાની લાલચે એ ચરણામૃત પીવા ગઇ હતી તેની પાસેથી ખાનગીમાં નનામીએ બધી વાત સાંભળી હતી. તેણે મંદિરે જવાની ચોખ્ખી ના પાડી. ધણીનાં ઘુરકીયાં અને સગાંવ્હાલાંનાં દબાણ તે ઘોળીને પી ગઇ. શરીર એ કંઇ કળીનો લાડવો નથી કે જેને તેને ખાવા સોંપાય ?

પત્નીના શિયળનો સોદો કરીને પણ પિતા થવા માગતા પતિનું ઘર હવે નનામીને અકારૂં થઇ પડયું. હિંદુ નારી તેલની કઢાઇમાં ઉકળ્યા કરી છે કેવળ એકજ કુટેવ માટે

તો તે કેદખાનાની બહાર નીકળી જઇ શકે છે. છતાં એણે તે માટે મહેનત નથી કરી, બળતી ચિતાની બહાર ઉછળી પડતાં લાકડાને ડાઘુઓ પકડી પકડીને અંદર સેરવે છે. સાસરું છોડી છુટી થવા માગતી નારી માટે સમાજે એવા ડાઘુઓનું જ કામ કર્યું છે. એટલે મગજમાં ઘણી ઘણી માથાફોડ કરવા છતાં નનામીએ મુક્તિની એકે છીંડાબારી ઉઘડતી ન જોઇ.

કદાચ ભાગી જવાનું એકાદું બારણું ભોગેજોગે ઉઘડત પણ ખરું. નનામીએ એ બાબતમાં નડીયાદથી જસુબ્હેનની સલાહ મંગાવી હતી. એ કાગળ લખતી વખતે તે પોસપોસ આંસુએ રોઇ હતી. "વેવિશાળ થયું હતું તે વખતે જ જો મેં એની શિખામણ માની હોત તો આજે આ દશા ન હોત." એ કાગળનો જવાબ આવે એ અગાઉ જ એના પર ચોકી પહેરો મંડાયો. પતિને લાગ્યું મારી મા જીવતી હોત તો અને વહુએ સાસુનો સપાટો જોયો હોત તો તે આટલી માથે ચ્હડત નહિ તેણે તેની એક ઘરડી ફોઇને પોતાની વિધવા દીકરી જોડે તેડી મંગાવી. ભત્રીજાએ ફોઇ અને બ્હેનના કાનમાં મંત્ર ફુંક્યો. 'વહુને ઠેકાણે લાવવાની છે.

ઘરમાંથી નોકર ચાકરને રજા મળી. 'નોકરચાકર જ ઘર સંભાળવાના હતા તો તને શું કામ આણી છે?' ફોઇબાની વાત ખોટી પણ કયાં છે? કયે ઘરે વહુ વગર પગારની દાસી નથી? ઘરમાં વગર કચરાનો કચરો પડવા લાગ્યો. ઘસી ઘસી માંજેલા ઘડા વારંવાર મેલા થતા જણાયા. પૂરેપૂરી ચોકસાઇથી રાંધેલાં દાળભાત ફીક્કાં જતાં અગર ખારાં થઇ જતાં. એ મા દીકરીએ ચાલી ચેતી ઉભી કરેલી આવી દરેક ભૂલ માટે વહુને માથે ગાળોનો વરસાદ વરસતો. વહુના બધાજ કામમાં ભૂલ કાઢવાની સાસુને ટેવ હોય છે. તેની આંખે દોરંગી ચશ્મા હોય છે. વહુ વાસણો ઘસીને માંજે તો તે કાણાં થઇ જાય છે, ઘસીને ન માંજે તો કાળાં રહી જાય છે. વહુના હાથની રસોઇ મોળી લાગે છે. વહુનું બીજું નામ ધણીઆણી છે પણ આખા ઘરમાં તેના જેવી નધણીઆતી કોઇ નથી.

કામનો આવો ઘસરડો ઘસડવા નનામી ટેવાઇ ન હતી છતાં તે નીચી મૂડીએ કામ કરતી. એટલું કામ કરવા છતાં તેને સાંભળવું તો પડતું જ 'મોટા સોદાગરની બેટી ખરીને? મોટી રાજકુંવર હતી તો પિયરથી દાસીઓ લઇને આવવું હતું.' ફોઇબા જ્યારે વહુ હતી અને વિધવા નણંદ જ્યારે સધવા હતી ત્યારે તેણે આવાજ હોંસાટપકા ખાધા હતા. કદાચ આજ પોતાનો હાથ ઉપર હોવાથી તેઓ તેનું વ્યાજ સાથે વેર લેતાં હતાં

આટલા દિવસ નનામીનું મન જ માંદુ હતું. હવે શરીર પણ લથડવા લાગ્યું. ઘોડાને ગધેડાને પેઠે ભાર વહેવો પડે તો બળવાન શરીર પણું દગો દે છે. એક દિવસ પગ-તૂટું તૂટું થતા. બીજા દિવસે માથું ફાટી પડતું. તો ત્રીજે દિવસે છાતીની પાંસળીઓમાં ચસકા મારતા. આવા શરીરે ઘરકામ કરતાં કરતાં તો થાકીને લોથ થઇ જતી. એને કોઇની ઓથ ન હતી. બીજું કોઇ હોય તો તેણે ઝેરના કટોરા પી લીધા હોત, સાડીને સગડીએ અડાડી સળગી ગઇ હોત અગર છેલ્લે કુવો તળાવ કર્યાં હોત. નનામીને તેમ કરવામાં કાયરતા દેખાતી.

કાણી કોઠીમાં ઉંદરો દોડાદોડ કરે છે તેમ નનામીની કથળેલી કાયામાં રોગોએ પેસનીકળ કરવા માંડી. પતિની રગેરગમાં ગરમીનો રોગ હતો. નનામી દર ગને તેના ચેપની ભોગ થતી

આજ સુધી સશક્ત શરીરના પ્રાણવાન લોહીએ તેને પોષી પોષ્યો હતો. આજે એની કાયાનું નૂર ઘટયું હતું, હૈયાનું હીર સુકાયું હતું એટલે પતિના શરીરના જોરે પત્નિની દેહનો કબજો લીધો.

એને આખે શરીરે ચળ આવતી એ ચળમાંથી ફોલ્લીઓ થતી. એ ફોલ્લીઓમાંથી ધોળું પાણી નીકળતું પહેલે પહેલે તો નનામીને એ દર્દની ભયંકરતા ન સમજાઈ તેણે તેની ઉપેક્ષા કરી ઉપેક્ષા વિના બીજો આરો પણ ક્યાં હતો? આખા દહાડામાં એને એનો વિચાર કરવાની નવરાશ જ ન હતી પતિ તો એ ચૂસાએલી કેરીને વધુ વધુ ચૂસવા તૈયાર હતા ન[illegible] ફેરથી [illegible] નહિ

ધીમે ધીમે તે ખાટલે પડી કોઈ એના ખાટલા પાસે આવતું નહિ પાણી પાનાનોય દરકાર કરતું નહિ ત્યાં પટાવી ફોસલાવીને ખરડાએલા [illegible] કોને પડી હોય? સાસરીઆં વહુ ખાટલે ન પડે ત્યાં સુધી તેનો કસ કાઢી લે છે. પછી લીલા નાળીએરના તરોપાને પાણી પી લઈ ફેંકી દેવામાં આવે છે તેમ વહુને ફેંકી દે છે. આવી રીતે ફેંકાયેલી નનામી બિચારી એકલી તરફડતી અને નારી માત્રની કમનસીબી પર વિચાર કરતી કોઈ એને નિરાંતે વિચાર પણ કરવા દેતી નહિ, તે સાસરામાંથી ડોકાઉ કરી જતી અને સંભળાવતી જતી

"રાંડ ક્યાં છીનાળું કરવા ગઈ હતી કે આવો ગંદો રોગ વળગા લાવી".

એ રોગ તેના પતિએ જ આપેલી ભેટ હતી એ માનવા કોઈ તૈયાર ન હતું પતિ દેવ ઉંટ વૈદોની દવા લાવતા દવા તે એટલો માટે લાવતા કે આ પાપ જે તે પાપ એનો જલદી નિવાડો આવી જાય બહારથી બધો દોષ નનામી ઉપર ઢોળવા છતાં તેને ડર લાગ્યા કરતો હતો કે પોતાનું પાપ પ્રગટ થઈ જશે.

એકવાર તેને વિચાર આવ્યો નનામીને પીયર મોકલી દઉં. રૂપ વગરની, રોઢી વગરની માંદી વહુ પતિના ભોગવિલાસ માટે નકામી થાય છે એટલે જમાઈરાજા તેને ગાડીમાં ભરી પીયરમાં ઉતારી આવે છે પણ નનામીના પતિએ લાંબા વિચારે એમાં જોખમ જોયું 'એ રાંડ ત્યાં જઈ આડું અવળું ભસી મરે તો તો મારી ફજેતીના ફાળકા થાય' વળી પીયરમાં પિતા ગુજરી ગયા હતા માનું ઘરમાં ચલણ ન હતું જેનું ચલણ હતું તે ભાઈ ચેપી રોગથી પીડાતી બહેનને ઘરમાં ઘાલત કે કેમ તે પણ સવાલ છે.

નનામીની કાયા સડતી હતી તેને લાગ્યું હવે હું આ નરકમાંથી જલદી છૂટીશ. એની આખરી મુક્તિ ઢૂકડે આવેલી જોઈ તે આનંદ પામી પતિ પણ રાજી થયા કે હાશ આ વળગણમાંથી છુટીશ એ છુટકારા પછી ફરી નવી પત્ની લાવવાના તેને કોડ હતા. કોઈએ કહ્યું હતું કે ચોથી આવશે તો જરૂર ચોક પૂરશે એ વાત કોઈમાએ નિસ્વાર્થવૃત્તિથી ન હતી કહી. પોતાના જ સગાની એક છોકરીને ઠેકાણે પાડવાનો તે જશ લેવા માગતી હતી.

જશુબ્હેનને નનામીનો છેલ્લો કાગળ મળ્યો તેણે છેલ્લા નમસ્તે મોકલ્યા હતા એ કાગળ વાંચી ભલી જશુબ્હેનને કમકમાં આવ્યાં તે પહેલી ગાડીએ રવાના થઈ નનામીના પલંગ પાસે આવી ઉભા રહ્યા

'નનામી તારી આ દશા?'

જશુબ્હેન! તમે અહીં ?'

બધાં જશુબ્હેનના 'ઓ' આગળ ડગાઇ ગયાં. તેઓ હવે નનામીની સેવામાં લાગી ગયાં.

'બ્હેન! તમે આવ્યાં છો તે ઠીક થયું. વહુને કહી કહી થાકયાં પણ એ ચાંગળું દવા પણ પીતી નથી.'

કેઇબાનું આ વાક્ય હજુ તો અધુરૂં જ હતું ત્યાં તેનો ભત્રીજો ડોક્ટરને લઇને આવી પહોંચ્યો, તેણે ડાક્ટરને ગજવામાં મોટી સરખી નોટ સરકાવી દઇ કહી રાખ્યું હતું. સાહેબ બધું કહેજો પણ રોગનું નામ ન કહેતા.'

ડોક્ટરની દવા અને જશુબ્હેનની સતતની સારવારે નનામીને વાન વળ્યાં. જશુબ્હેનની હાજરી એ જ મોટામાં મોટી માત્રા હતી. જશુબ્હેન આવ્યાં ત્યારથી નાયંઢ દરદીનો ઓરડો છોડતી નહિ. સારવારના બ્હાનાં હેઠળ તે ચોકી રાખતી હતી. ભાભી ઘરનો ભવાડો ઉઘાડો ન પાડી દે તો સારૂં એવું તે ઇચ્છતી હતી. જશુબ્હેન ચકોર હતાં. એ સાધ્વીઓએ એની ઘણીઘણી શિષ્યાઓને રીબાવી હતી. નનામી કંઇ ના બોલી છતાં તેણે વગર સાંભળે જ ઘણું જાણી લીધું.

પખવાડીઆંક પછી ડોક્ટરે કહ્યું. 'બ્હેનને હવાફેરની જરૂર છે.' ખડે પગે હાજરી આપતા પતિરાજ ડોક્ટર જે કહે તે કરવા તૈયાર હતા. નનામી મરે કે જીવે તેની તેને પરવા ન હતી. પણ આ જશુબ્હેન જો અંદરનો ભેદ જાણી જશે તો ફજેત ફજેત કરી મૂકશે એવો તેને ભય હતો. 'સાહેબ! તમે જ કહો કયાં જઇએ?'

'કાળાઆંબાના જંગલમાં ગંધકના ઉન્હા પાણીના કુંડ છે. ત્યાં જાવ! એ પાણી આ રોગ ઉપર ખુબ ગુણકારક છે.'

બે ચાર દિવસમાં તૈયારી થઇ ગઇ. જશુબ્હેનની રજા પૂરી થઇ હતી તેથી તે સાથે જવાનાં ન હતાં.

'નનામી હું સાંજે જઇશ. હવા ખાઇ સાજી થઇ પાછી આવે ત્યાર પછી થોડા દિવસ મારે ઘરે આવજે.'

નનામી કંઇ ના બોલી. એ જો બોલવા જાય તો ફેશાની હાયવરાળ ઉઘાડી પડી જાય તેમ હતું. હવા ખાવા જવા એવું મન ના કહેતું હતું. છતાં પોતાના દુઃખો પોતે જ સહી લેવાની તેને ટેવ હતી 'ભલી જશુબ્હેનને શીદને સંતાપવી ?'

જશુબ્હેનને વળાવી પાછા આવેલા ભત્રીજાને ફેઇએ 'હાશ!' નો દમ ખેંચી પૂછ્યું. 'લપ ગઇ ને ?'

'હા' ગઇ.'

તો હવે આ બીજી લપ લઇને કયારે જાય છે ?

' કાલે. '

'લઇ જાય છે તો ખરો પણ તેને ડોકે વળગાડી પાછી ના લાવતો.'

'એ કંઇ કાંદા બટાકાનો ટોપલો નથી કે ગમે ત્યાં નાખી આવું.'

'મોટો ભાયડો થઇને આવું બોલતાં શરમાતો નથી. એ જંગલમાં કોઇ ખાડી, કોઇ કોઇ નદી કોતર તો હશે ને?'

પતિનાજ પત્નીને લઇ હવા ખાવા ગયા. પાછા આવ્યા ત્યારે તે એકલાજ આવ્યા, ને રોતા આવ્યા

ફળિયુ એકઠુ થઇ ગયુ. રોતા રોતા પતિએ બધાને ખબર કરી 'નનામી માંદગીથી કંટાળી કાળા આભાની નદીમા કુદી પડી હતી

પછી તો રાગ મંડાણી મોઇ બેનના વખાણ થવા લાગ્યા

કોઇબા ઠડો વાળતા 'દીકરા! તારા જેવી ડાહી કોઇ ના હતી?'

નણંદ ડુસકા ખાતી 'ભાભી તારા વિના મને કેમ ગમશે?'

પાંતગજ ડોકરીએ એમી આસુ લુછતા 'મારૂ નસીબ જ કાણુ છે.'

દુનિયા એને રોતા જોતી અને કહેતી આવા ભલા સાસરીઆઓને છોડી જતા વહુએ જરાએ વિચાર નહિ કર્યો હોય

રડતા રડતા નણે મેડીએ રહડતા અને હસી પડતા કોઇ કહેતી 'એટલ મહાદુર ખરો નાર એજ લાગતી હતી'

બહેન બોલતી 'ભાઇ હવે ભણેલી ભાભી ફરી લાવવાની ભૂલ ના કરતા'

પછી કેરકેરથી આવેલા માગાઓ પર ચર્ચા થતી

કોઇ કહતી 'મારા દીઅરની દીકરી આગળ બધી પાણી ભરે છે.'

બહેન કહેતી 'મા માન જોઇની છોકરીને જોઇ નથી. જોશો તો છક થઇ જશો'

એવામા ટપાલી આવ્યો નનામીના ભાઇનો કાગળ હતો

'બહેન ચાલી ગયા એ બહુ ખોટુ થયુ એની ખોટ થોડી જ પુરાવાની છે શોક ના કરતા, એ કાગળને છેડે તાજા કલમમા લખ્યુ હતુ 'અમારી નાની બહેન પણ હવે પરણવા લાયક થઇ છે ધ્યાન પર તો જવાબ લખવા કૃપા કરશો'

. . .

રાત પૂરી થઇ સૃષ્ટિની શોભા ઉપરથી કાળી પછેડી ખસી પડી ઝાડવે ઝાડવે અને પાંદડે પાંદડે મો મો મેઘના દીવાઓ સળગી ઉઠયા એની ગરમીએ ટાઢીએ ઠરી ગએલા નનામીના શરીરમા તારીને ફેર વળી શરીર સ્વસ્થ થતા મને શુદ્ધ સ્વસ્થતા માન્ય કરી ખોપરીની તમાથી ઝુનનો ચેતન દીવો હાની ઉડયો હતો તે થીર થયો ગયા જીવનનાં સ્મરણોની સીનેમાની શીલ્મ પૂરી થઇ બંધ પડી

નગ્રત નનામીએ આંખ ઉઘાડી કાયામા રૂવાટે રૂવાટે કાટા ભોકાયા હતા એમાથી છગ થવા તે બેઠી થવા ગઈ એનુ શરીર આઘુ પાછુ થતા દેહને અને તેમને જરાક છેડુ ની જવાથી માનન ફક્ત ન રાખી હોકેલા કાટાઓ ભાલની અણી જેવા દોડી આવ્યા શૂળીએ ચડતા કેદીની જેમ તેણે ચીસ પાડી જીંદગી ભરમા આવી ચીસોની એને નવાઇ ન હતી. સાસુઓ વહુને મનમાનતા છીગક ડામે છે, નણંદો બિલાડીના છુપા નખ જેવા નખથી ભાભીના ગાલ ચૂંટે છે અથવા ધણી નગર ધણિઆણીની ચુખ પકડી તેને આખી ને આખી ઉચકી પછાડે છે ત્યારે કઇ સ્ત્રીએ ચીસ નથી પાડી? એ ચીસો ભર વસ્તીમાં …ા અરણ્યરુદન રહે છે એ રીતે દેશમા આવતુ અન્ય વસ્તી જેટલુ બહેરુ નથી વન ભુવનમા પીડિત પ્રજાઓના ગ્રહણ છે એ પીડિતોએ પીડિત નનામીની ચીસ તરત જ સાંભળી

કોકની દુઃખે ભરી ચીસ સાંભળી પાસેની પગદંડી પરથી પસાર થતા દેવા ભીલના કાનો ઊભા થઇ ગયા. ભલે આભલામાં ઉડતું હોય છતાં પંખી વાઘરીના પથ્થરે ઘાયલ થયેલા પોતાનાં બચ્ચાંની બૂમ સાંભળી તરત જ વરતી જાય છે કે એ બૂમ કયાંથી આવી છે? ઝાડ ઉપરથી વાનર ઉતરી પડે છે તેટલી ઝડપથી દેવો કોતરના કરાડ ઉતરી નીચે આવ્યો. કાંટામાંથી ગુલાબનું ફૂલ ઉંચકી લીધું હોયની તેમ એણે નનામીને ઉંચકી લીધી. એ ફૂલને ઉદ્ધારવાનો અવસર જો કોઇ ઉજળી પરજને ભાગ આવ્યો હોત તો તે ઘડીભર પાંખડીઓની ખુબસુરતી અને ખુશબો ભણી તાકી રહ્યો હોત. સંસ્કારી એવા નિર્મળ સરોવરમાં નાની શી પથરી પડવાથી પણ મોજાનાં કુંડાળાં પેદા થાય છે. કદાચ ડહોળી તલાવડીનાં જાડાં પાણી એટલાં ચંચળ નથી હોતાં. દેવાના ગામડી મનમાં રૂપવાન, યુવાન નારીની નિકટતાથી એકે કૂડો વિચાર ન જનમ્યો.

જંગલોમાં હજી વૈદ કે દાકતરો નથી પેઠા, ત્યાં તો ઘરડી ડોસીઓનું ગામડી વૈદું જ સારે માઠે અવસરે વ્હારે ચ્હડે છે. દેવાની માએ તેના મેલાઘેલા નખે નનામીના શરીરમાંથી ખુંચી રહેલી શૂળો ચુંટી કાઢી. એટલામાં તો દેવો દોડતો દોડતો થોડોક ઝાડપાલો લઇ આવ્યો. એની લેપડી આખા શરીર પર થપેડી દીધી. દેવાની દીકરી જડીબુટીના મૂળીઆં ઘસી લાવી. એ ઘસારો પાઇ દરદીને ઉનના સુંવાળા ઓઢાડી દેવામાં આવ્યાં.

વગર ભાનમાં ને પછી અડધા ભાનમાં થોડાક દિવસો વીતી ગયા. ભાનમાં આવતાં આવતાં નનામીને પ્રથમ બધું નવું નવું જોઇ નવાઇ લાગતી. એને સમજાયું નહિ કે પોતે અહીં કયાંથી? ધીમે ધીમે એ દુઃખા ઓછી થઇ. બની ગએલા બનાવોની બધી કડીઓ એને યાદ આવી. તે પતિ જોડે હવા ખાવા આવી હતી. ગંધકના પાણીના કુંડમાં ન્હાવાથી એના શરીર પરના ગરમીનાં ચાઠાં ધોવાઇ ગયાં હતાં. પછી તે બન્ને પાસેની નદી પર મહાદેવનાં દર્શને ગયાં હતાં. એ દર્શન એનો કાળ બન્યું હતું. છળકપટથી નદીના કરાડે ફરવા લઇ જઇ પતિએ તેને નદીની મ્હડતી રેલમાં હડસેલી દીધી હતી.... પછી શું થયું તેની ગમ ના પડી. તે જાગી ત્યારે દેવા ભીલનાં ઝુંપડામાં હતી.

નદીમાં તણાતાં તણાતાં કરિકટે કાણી થયેલી કાયા અને સંસારમાં વહેતાં વહેતાં સીતમની શૂળોએ ચાળણી જેવું થયેલું મન એ બંને રૂઝ પર આવ્યાં. વગડાની હવા અને વીરડાંનાં પાણી જેવી શકિતવર્ધક દવા બીજી કઇ હોઇ શકે? ઠીકી પડેલી ફૂલપાંદડીઓમાં ફરી ખુશબો અને ખુબસુરતી તાજી થઈ. માંડવાઓ તળે કુંડાંમાં લાકડાંથી ઉધરવા શીખેલી વેલી અહીં વગડાના વેલા પેઠે ટાઢતડકા વેઠીને વધવા લાગી. અહીં જીંદગીને ઝેરી કરતી કુલીનતાના બંધનો ન હતાં, કુમળાં કાળજાંઓને કરડી કરડીને ડગરવા ટેવાએલી રૂઢિના પડછાયા ન હતા, અને મીઠાઇનાં ચકતામાં છુપાવેલા કાચકા જેવું સુધરેલાઓનું છળકપટ ન હતું.

અજવાળું આપતા સૂરજમાં ડાઘો નથી એમ આ લોકોના હૈયામાં મેલ નથી. અન્નદાતા ધરતી કદિ કંજુસ નથી એમ આ પ્રજા કૃપણ પેટભરી નથી. આખો ભીલવાડો નવા અતિથિ માટે પ્રાણ પાથરતો. "બ્હેનને જરાય ઓછું ના આવે" એની બધા તકેદારી રાખતાં.

અહીં નનામી સાદડી પર સુતી છતાં ધસધસાટ ઉંઘી શકતી. ધરતીના ખોળામાં જે હુંફ મળે છે તે માતાના સોડીઆમાં પણ નથી મળતી. જાડા જાર બાજરીમાં એણે જે મીઠાશ જોઇ તે ઘીએ ગળતી રોટલીમાં એણે દીઠી ન હતી. એ દૂધમાં સાકર ભળે તેમ ભળી ગઇ. નાત જાતની જુની આભડછેટ ભૂલી તે ભીલની છોકરીઓ સાથે ભીલડી જ થઇ ગઈ. બંધ ગટરનું ગંધાતું પાણી પણ એકાદી મોટી નદીના મુક્ત પ્રવાહમાં ભળી જતાં નિર્મળ થઇ જાય છે. તે નદીના નીર જોડે એકરસ થઇ જાય છે. તે યમલોકોના દરવાજેથી જ પાછી આવી હતી. એનાં પૂર્વજીવનને તે ત્યાંની મોતની ખાડીમાં મૂકી આવી હતી. હવે દેવા ભીલના હાથના પગના અડવાથી તે નવેરૂપે સજીવન થઇ.

ભીલ બાળાઓ અંદર અંદર વાતો કરતી 'મોટી બ્હેનતો સરગની પરી છે. વન-મુલકની ભોળી પ્રજા ઉજળી પરજને સ્વર્ગ માને છે. એમનેશી ખબર કે નદીના સામે કાંઠેનાં સુખી મુલકમાં ઘરે ઘરે નરકના કૂંડા છે.

એ બાળાઓમાંથી કોક પૂછતું. 'મોટી બ્હેન તમને આ જાર, બાજરાનાં રોટલા કેવી રીતે ભાવે છે? તમારાં પેટતો કંસાર ને સુંવાળી માટે ટેવાયેલાં હશે.

નનામી કહેતી ''બ્હેન મીઠાઇ મેવા ખાઇ ખાઇ ઓચેઈ ગઇ હતી એટલે જ તો જંગલનાં છોડવાઓ ખાવા આવી છું.' એ વખતે નનામી વિચારતી નારીની કાયા કોમળ છે, કાળજું કોમળ છે, ને કોઠાય કોમળ છે એટલે તો તેના જીવનમાં સોમલ ભળ્યો છે. આ વનબાળાઓ લોઢાના ચણા ચાવી શકે છે એથી જ તે સ્વતંત્ર છે.

'બ્હેન તમે ઘેર જશો ત્યારે મને લઇ જજો, મારે તમારા વરઘોડા જોવા છે. એ વખતે વાજાં વાગે છે, વાડીઓ લુંટાય છે, દારૂખાનાં ફૂટે છે.'

નનામીને હવે ઘર જેવું જ રહ્યું ન હતું છતાં તેનાથી બોલાઇ જવાયું 'જઈશ ત્યારે લઈ જઇશ.' એ ભીલબાળા થોડી જ સમજવાની હતી કે એ વાજાં વાગે છે તે કપાળફૂટી વિધવાઓના હૈયામાં ભાલાની પેઠે વાગે છે, કારણ મંગળ અવસરે વિધવાઓને ખુણો પાડવો પડે છે. વળી સમજુ લોકોએ પણ ક્યારે વિચાર કર્યો છે કે આ વાડી લૂંટાવે છે તે વરરાજા સાચે જ કુમળી કળી જેવી કુંવરીઓની વાડી લૂંટવા જાય છે.

જિજ્ઞાસુ ભીલડીઓમાંથી કોઈ એને પિયરીઆં માટે કોઇ સાસરિયાં માટે તો કોઇ નાવલિયા માટે પૂછાપૂછ કરતી. એ મોટી બ્હેનની રામકહાણીથી અજાણ હતી. તેતો માનતી બ્હેન મોટા ઘરની લાડકડી દીકરી હશે. લખમી જેવી કુળવધુ હશે. નનામીએ દેવાને જ પોતાની કરુણ કથા કહી હતી. તે જાણતો હતો પિયરીઆંએ એના નામનું નાહી નાખ્યું હશે, સાસરીઆંએ 'બલા ગઇ' કહી નિરાંત વાળી હશે અને નાવલીઓતો ફૂલવાડીના ભમરા પેઠે નવા ફૂલની શોધમાં હશે.

નનામી [illegible]ઓ જોડે વીરડે પાણી ભરવા જતી, વનમાં ગાયો ચરવા જતી, ને સીમમાં કામ કરવા [illegible] એ પોતાના શરીરને ભીલડીઓના જેવું કઠણ કરવા માગતી હતી. અહીં તેને ઘણી છોકરી[illegible] જોડે એકાંત મળતું. તે વખતે તે તેમના ખાનગી જીવન વિષે પૂછપરછ કરતી. એને એ [illegible] જીવનના ઊંડામાં ઊંડા પાતાળ સુધી પહોંચવું હતું.

'મઝ્લી તારો ગોપલો તને-મારતો નથી ?'

'મારો રોયો મારે તો ખરો ? જૂલચુકે હાથબાથ ઉપાડે તો પછી તેનો બરડો ને મારો સાવરણો'

નનામીએ જોયું કે ભીલ યુવતિઓ વખત આવ્યે ધણીઓ પાસે પણ હાથ જોડાવે છે.

'જમની તારો વ્હાલીઓ દારૂ પીએ છે ખરી વાત ? '

''કોણે કહ્યું ? દારૂને ન અડવાના એણે સમ લીધા છે. એ જો મેલેલા પાણી ઉપર પાણી ફેરવે તો એને ઘરમાં જ ગળવા ન દઉં."

એ ઝનુન જોઇ નનામી વિચારે ચડતી. 'નિશાળોમાં લાડી ફેરવતી છોકરીઓ જો આટલી ઝનુની થઇ હોત તો હિંદુઓનો સંસાર જુદો જ હોત."

'નાનકી તારો બાપો તને કોઇ ઘરડા ચોધરા જોડે પરણાવી દે તો તું શું કરે ?'

'શું કરે ? હું કંઇ વગડાનો વેલો નથી કે કોઇ કાંટાવાળી વાડ ઉપર વળગાડે તોય વળગી જાઉં. એ ઘરડો ખખ જો મને છાલી પહેરાવવા આવે તો તેના રોટાને એવો તો ચગદી ધરૂં કે બીજી ભીલડીનું નામ લેતો ભૂલી જાય"

એ સાંભળી નનામી મનમાં બોલતી 'દાત વગરનાં ડોસાનાં ઘર માંડતી ગભરુ બાળાઓમાં આવું શૂરાતન કયારે આવશે ?"

એક દિવસ નનામીએ એક રોમાંચક પ્રેમકથા સાંભળી. સુખલો ને સુખલી સામસામેની ઝાડીમાં ગાયો ચરાવતાં. ધણને પાણી પાવા જતાં તેઓ નદી ઓવારે એકઠાં થતાં. દરરોજના એ મિલને તેઓ ભાઇબંધ થયાં. બન્ને સાથે આંબા પીપળીએ બેસતાં. સુખલો વાંસળી વગાડતો, સુખલી રાસડો ગાતી. બંને એકબીજાનું ભાતુ ઝુટાવી ખાતાં નદીમાં ન્હાવા પડી તોફાન કરતાં; વગર બોલ્યે બન્નેએ હૈયાના કોલની આપલે કરી લીધી. એક દહાડો સુખલીએ સાંભળ્યું, સુખલાની જાન નીકળી છે. વિફરેલી વાઘણ જેવી તેણે જાનને રસ્તામાંજ રોકી. "સુખલા પછી મારૂં શું ?" 'હું શું કરૂં ?' બાપો ના પાડે છે. "રોયા બાયલા ! તો તે દિવસે હાથ શું જખ મારવા ઝાલ્યો હતો; સુખલી સુખલાને ખાડી કાંઠે ઘસડી ગઇ. તેણે તેને ઉંચે કરાડેથી ખાડીમાં હડસેલી દીધો.

નનામીએ વારતા સાંભળી ત્યારે તેને તેનો ભાઇબંધ યાદ આવ્યો. ભોળીઓ ને ભરમાવી દગો દેનાર જુવાનીઆ આવી સજાને લાયક નથી. ?

ચોપગાં પ્રાણી ચરવા શરૂ કરે છે ત્યારે ચર્યે જ જાય છે. નિરાંત મળતાં તે એ ખોરાકને ચાવી ચાવીને વાગોળે છે. એમ નનામી દિવસભરના જાતજાતના અનુભવો રાતે ચિંતનની ચાળણીએ ચારતી. વનમુલક એને- મારે જીવનની નવી નિશાળ થયો હતો. અહીં તે ઘણા બોધપાઠો શીખી. ભીલ ચોધરાની છોકરીઓનો સંસાર સુખી છે. કારણ એ ભીલડીઓમાં પોતાનું રક્ષણ કરવાની તાકાત છે. એમની ધાબળધીંગી દેહે જાણે ધરતી ધ્રૂજે છે અને ડુંગરો ડોલે છે. વાઘણોના બચ્ચાં જોડે રમી તેઓ વાઘણો જેવી થાય છે. તેઓ પિતા કે પતિ કે પુત્રના રોળા ઉપર જીવતી નથી. સમજણી થાય ત્યારથી તે મરે ત્યાં સુધી તેઓ સખતમાં સખત મજુરી કરતી રહે છે. એમનાં લગન મરજીનો

સોદો છે. 'લે તારી છાલી ને હું તો મારે ચાલી' એ કહેવત પણ એ લોકોમાં જ છે. ત્યાં ધણી એ માલીક નથી અને ધણીઆણી એ ગુલામ નથી. એ જોડી સરખે સરખાંની છે. સરખી ઉંચાઇ અને ચાલના બળદોનું ગાડું ખાડા ટેકરાઓ પર ઉંધું વળતું નથી.

નનામી દેવાની દીકરી થઇ નદીનાં પાણીમાં ઝરાના પાણી ભળીજાય તેમ ભીલોના જીવનમાં ભળી ગઇ એની કોમળ કાયાને કઠણ રહેણી કહેણીનો રહેવાસ પડ્યો. તે ભીલડીઓ જોડે ખેતર ખોદતી, લાકડાં વાઢતી, ચારના ભારા ઉપાડતી છતાં થાકતી નહિ. ગામડી ઘી, દૂધ ને છાસે તેનાં શરીરમાં તાકાત ભરી હતી. તેનાં કાંડાં બાવડાંમાં શરીર અને શિયળની રખેવાળી કરવા જેટલું કૌવત ભરાવા લાગ્યું.

આવું કષ્ટમય જીવન ન જીવવા દેવાએ ઘણો આગ્રહ કર્યો. 'મા તમે અંબાભવાની છો. તને ધૂળમાં રખડવા દઇ હું પાપમાં પડું છું તારી તો સાંજ સ્હવારે પૂજા થવી જોઇએ.

નનામી ભોળા દેવાની ભક્તિ જોઇ ઓછી ઓછી થઇ જતી. છતાં તે મન મજબૂત. કરી પોતની હઠ ન છોડતી. કારણ સ્ત્રીની અસહાયતા એવી પૂજા અને શૃંગારમાંથી જ જન્મી છે. તેણે બીજાનું ખવડાવેલું ખાધું છે, પીવડાવેલું પીધું છે. એટલે તો તે પરાશ્રયી બની છે. ભક્તજનો ભગવાનને ભલે ભાવે ભજે છે, પૂજે છે. પછી એમ ભજાતા ને પૂજતા ભક્ત આધીન ભૂધરાને માછલું થવું પડ્યું છે, રીંછ થવું પડ્યું છે. એ રીતે પુરુષોની હથેળીમાં ફૂલ પેઠે રહેલી નારીને અવશ બની મરદો નચાવે તેમ નાચવું પડે છે.

નનામીએ નક્કી કર્યું "નારીએ ફૂલની પેઠે રહેવું છોડવું પડશે. એ છોડવાથી સંસ્કૃતિની કહેવાતી સુગંધી ઘણી ઘટી જશે. ભલે એ સુગંધીમાં ઘણી દુર્ગંધી પણ ભળી છે તે પણ ઓછી થશે. ભૂલ્યા ત્યાંથી ફરી ગણવા માટે ભલે દશ બાર પગથીઆં નીચે ઉતરવું પડે, પણ તે પછીના વગર ભૂલના નેહડવામાં તેનું સારું વળી રહેશે."

આવા વિચારે અને આચારે નનામીનું નવું જીવન શરૂ થયું. પારકાના પછી તે પોતીકાના હો કે પ્રિયતમના હો પગે ઉભા રહેવાનું એણે છોડી દીધું. બે ચાર વરસમાં તો તેના પાંગળા પગો પર્વતને પાર કરવા જેટલા પ્રબળ થયા.

લકવાથી લુલું બનેલું શરીર ટટાર થાય કે કોઇ મોટા આઘાતે બંધ પડેલાં હૃદયની નાડી ફરી ચાલુ થાય તેમાં પુનર્જિવન પામવાની જે ઝડપ હોય છે તેવી ઝડપે નનામીની કાયાની ને કાળજાંની કોમળતા ઓસરી હતી. ફૂલોથી પણ મૃદુ એવી તે વજ્રથી પણ કઠોર થઇ-રડી રડીને હીર વિનાની થયેલી આંખમાંથી અમાસનાં અંધારાં ઓસરી ગયા, જાણે આસોની અમાસે દીવાળી પ્રગટી હોઇની. નારીના નયનમાં પુરુષોના ઓળા પડતા લજવાતી લજામણીની શરમ હોય છે. તેની જગા હવે પુરૂષાતને લીધી. લાંબી ઉંઘમાંથી આળસ મરડી મ્હોં ધુવો અને જે તાજગી અનુભવો છો તેવી જ તાજગી નનામીની રગેરગમાં સંચારિત [illegible] ને અંતરરૂપી આરસી સતત સંતાપના ધૂમાડે ડઘાઇ રહી હતી તે હવે કાચ ઉપર [illegible]ઇ જતાં નિર્મળ બની, એમાં નવી ભાવના અને આદર્શના દીવા ચમકવા લા-

એ દીવાએ હૈયાને તોડે અજવાળાં પથરાયાં છતાં નનામીના મ્હોં ઉપર કોક નવી વેદનાની છાયાતડકીએ સંતાગોગ રમવી શરૂ કરી. ચંદ્ર ઉપર આભલાના ઓળા પડે તે કોની નજરે ચ્હડતા નથી. દેવાએ એક દિવસ પૂછપરછ કરી.

'બ્હેન તારા જીવને કંઇક અસુખ હોય એમ લાગે છે.'

'કાકા અહીંથી મારાં અન્નજળ ઉઠયાં લાગે છે.'

'બ્હેન'—નનામી જંગલને છોડી જવાની છે એ વિચારે તે અવાક્ થઈ ગયો.

'બાપુ જીવ ન બાળો ! મને હવે અહીં ગોઠતું નથી.'

'પણ બ્હેન તું હવે કયાં જશે તારે માટે તો બધાં બારણાં બંધ થયાં છે.'

બીજા બધાને મોટી બ્હેનના આગલા જિવનની ખબર ન હતી, સિવાય કે દેવાને અણીથી માંડી પણી સુધીની બધી વાત કરી હતી.

'એ બંધ બારણાંઓને ઉઘાડવા જ તો મારે જવું છે.'

'એ આજે ઉઘાડવાના હોય તો તે દહાડે બંધ શું કામ થયાં હતાં ?

'તે દહાડે એ દરવાજા તોડી નાંખે એવી લાતાલાત કરવાનું મારામાં જોશ ન હતું.'

ધારો કે બારણા ઉઘડશે, પણ ત્યાં તો દવ લાગ્યો છે. એ દાવાનળમાં જાણી જોઇ હોમાવા જવાનું કારણ ?

'એ દવ મૂકનારાઓને ઝબે કરવા.'

'અહીં ! એમ છે તો મને કહેવું હતું ને ?'

'તમે શું કરત ?'

"બ્હેન અમારા બાપદાદા બ્હારવટીઆ હતા. તેઓ ધોળે દહાડે કોળાં કાપતા હોય તેમ આદમીઓનાં રાઇ રાઇ જેવા ટૂકડા કરતા. હું પણ એ જ માટીમાંથી ઘડાયો છું. મેં પણ એ જ ઘડાનાં પાણી પીધાં છે. બ્હેન રજા આપ તે જો મારો સપાટો. એ વાંકડાવાળાને ઉંધે માથે લટકાવી નીચે તાપણું કરીશ. એક પગ મસાણમાં છે છતાં બીજાને લગ્ન મંડપમાં લઇ કોડ રાખતા ડોસલાઓના બીજા પગને પણ હું મસાણમાં મોકલી આપીશ. તું કહે તેને ચોટલી પકડી અહીં ખેંચી આણું પણ બ્હેન તું એ ઉકળતી કડાઇમાં પડવા ન જા એ શક્ષસો તને પકડી જીવતીને જીવતી બાળી મૂકશે."

બાપુ તમારી મદદ બહુ લીધી. તમોને તો મારી ચામડીના જોડા સીવડાવી પ્હેરાવું તોય ઓછું છે, પણ હવે તો હું હાથપગવાળી થઇ છું. મને મારું ફોડી લેવા દો. કોની મગદૂર છે કે મને હાથ અડાડે, બાપુ તમે આવડી ઉમરે બ્હારવટું કરી શકો તો આ તમારી યુવાન દીકરી નહિ કરી શકે ?"

બ્હેન ! મને તારી બહાદૂરીમાં શંકા નથી, પણ હાથે કરી હોળીમાં હાથ નાખવા શું કામ જવું ?

બાપુ એ હોળીમાં બળતી લાખલાખ નારીઓ મને તેડી રહી છે. નદીની સામે પાળે મસાણું છે. ત્યાં બળતી ચિતાઓની જ્વાલા તેડી રહી છેનનામી લે આ સળગતું છાણું અને આગ મૂક આ સંસારમાં" "બ્હેન બીજું કંઇ નહિ પણ કદાચ તું જ એ આગમાં ભરમ થઇ જશે એવી બીક લાગે છે."

"આપ કહ્યા તેમ પણ બને. એ ઉજળા દિનો ક્યારે શું કરશે તે કહેવાય નહિ. પણ એ લોકોના હાથમાં આવ્યા પહેલાં તો હું મારા જેવી લાખ લાખ નનામીઓની સેના ઉભી કરીશ. અને પછી મારી શિષ્યાઓ શેતાનોના ભંડાર સામે જેહાદ ઉપાડી લેશે, અને ઘેર ઘેર લાક્ષાગૃહ ઉભું કરશે."

'એ સેનાને તું શું શીખવીશ ? તલવારના દાવ કે ધનુષબાણના ?'

'આપ ? એથી પણ વધુ ભયંકર એવી વિદ્યા એ લોકોને શીખવીશ. તમારા બીજ-વાળના જ એ જલદ વિદ્યા હું શીખી છું.'

'નરનારીઓનું એ જુદ્ધ જોવા જેવું થશે.'

'અલબત્ત! મારી શીખવણીથી અબળાઓ પ્રબળા બનશે. ઘરે ઘરે કુરુક્ષેત્રના ખેલ ખેલાશે. બધા વચ્ચે હું પાંચાલીની પેઠે છૂટે ચોટલે ઘૂમીશ.'

"કલુડી જેવી કુમારિકાઓ ત્યારે ગાયો પેઠે આંધળી બની નહિ દોરાય. પરણે દોર ઝોડવા આવનારને ખબર પડશે કે વાછરડીઓને પણ શીંગડાં હોય છે."

'ત્યારે સ્વયંવરે વરેલી શ્રીમતીઓ સતી સીતા પેઠે માત્ર 'રામ રામ' કહી રોયા નહિ કરે. ધણીરાજ જો ખોટા આળ ચઢાવશે તો પછી શ્રીમતી સીતાને નહિ, પણ શ્રીમાન્ રામને જ પાતાળે પેસવું પડશે.'

'ત્યારે વગર વાંકે વિધવા થએલી યુવતીઓ હાથેમાથે બોડી બની બેસી નહિ રહે. વિધુર જેટલો છૂટો છે તેટલી જ છૂટી વિધવાઓ પણ હશે.

'ત્યારે સ્ત્રીઓ ગોળાનું ઢાંકણું નહિ રહે. નવા ઢાંકણની લાલચે જુના ઢાંકણને ફોડી નાખનારો હાથ ધમતો રહેશે.'

ત્યારે મરદ નારીને પગ-લૂછણિયું નહિ ગણે. કોઈ તેમ કરવા જશે તેના પગે ભાલાની અણી જેવા કાંટા ભોંકાશે.

'ત્યારે નફફટ પુરુષ આઘે ઉભો લ્હેર કરતો રહે અને બિચારી પ્રકૃતિ સૃષ્ટિને જન્મ્યાની સુવાવડે પીડાયા કરે એ વ્યવસ્થા ચાલુ નહિ હોય. ઈશ્વર નરને પણ પિતા થતા પહેલાં સો સો વાર વિચાર કરવો પડશે.'

'એ વટોળના 'વા'માં બચી જશે તે જ ઝાડવું ઉભું રહી શકશે, ઝંઝાની સામે થનારો જડમૂળથી ઊખડી જશે. સામી રેલ તરવા જતા ભલાભલા તારાઓ ગોથા ખાશે.'

આ ભાષણમાં સાદા સીધા દેવાને વધુ સમજ નહિ પડી છતાં, એણે એની વાક્છટામાં ભગવાનની છાપ દીઠી. એના મ્હોં ઉપર જોહર જતી સતીનું તેજ જોયું, એના હાથના ચાળામાં જીવપર આવેલા જાનવરની ફનાખોરી પારખી. તે દિગ્મૂઢ બની તાકી રહ્યો. એની આંખ સામેથી નનામીની દેહ ઉડી ગઇ. તેને લાગ્યું કે દાનવોનો સંહાર કરવા આવેલી અંબા ભવાની સામે ઉભો રહ્યો છે.

તે પગે પડ્યો. 'પધારો માતાજી પધારો ને પાપી દુનિયાનો ઉદ્ધાર કરો.'

નનામી તાંડવ નૃત્ય કરવા ચાલી નીકળી.

---

# લોકકંઠે જીવતા ઈતિહાસનું પાનું

શ્રી. મણિભાઇ દ્વિવેદી

સ્થળનો અને માનવીનો કેટલો ય ઇતિહાસ વણલખાયલો કે અણઉકેલ્યો પડયો છે. કાળના ક્રમમાં તેમાંના કેટલા યનો લોપ થાય છે, કેટલો ય ભૂલાતો જાય છે; અને કેટલા યની પાછળ આકર્ષક દંતકથાઓ ગુંથાઈ મૂળ વસ્તુનું શોધનનું કામ કઠિન કરી મૂકતી હશે. પ્રત્યેક સ્થળમાં સ્થાનિક અગત્યતા ધરાવતી કેટલીયે મહત્ત્વની હકીકતો આ રીતે ભૂલાતી હશે !

નવસારી તાલુકાને સાગર કાંઠે મીઠાના અગર સીંચતા અને દૂર દૂરની વણજારો મીઠા માટે મગોબ-ભાઠાને પાદરે આવી પડાવ નાંખી પડતી, એ બીના સૈકા જુની નથી અને છતાંય આજ તેનું નામનિશાન નથી રહ્યું. દફતરી નોંધ તેની શોધી જડવી મુશ્કેલ થઇ છે. તો પણ લોકસ્મૃતિમાં હજીયે એ બીના જીવે છે. આવી આવી હજીયે લોકકંઠે જીવતી હકીકતોને એકત્ર કરવામાં આવે તો ઘણી ઉપયોગી માહિતીનો સંગ્રહ થાય, તેનું ગાળણ થાય અને પછી તેમાંથી સંગીન ઐતિહાસિક હકીકત એકઠી થઈ શકે એમ માની આ રીતે લોકકંઠે જીવતા ઇતિહાસનું માત્ર એક જ પાનું આ પ્રસંગે અત્રે રજુ કરૂં છું.

નવસારી તાલુકામાં બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના મરોલી સ્ટેશનથી પશ્ચિમે લગભગ ચાર માઇલ દૂર સીમળગામ કરીને એક નાનું ગામ આવેલું છે. આ ગામમાં હાલમાં કોળી, પાટીદાર, અનાવલા, અને બ્રાહ્મણોની મુખ્ય વસ્તી છે. કુંભાર વ. ઇતર કોમોની જુજ વસ્તી છે.

આ ગામના ટેકરાળ ભાગમાં મકાનના પાયા માટે ખોદકામ કરતાં કેટલેક સ્થળેથી જુની ઈંટો ઉંડાણમાંથી મળી આવે છે. અગાઉ કેટલાક તાંબાના જુના સિક્કાઓ પણ મળતા હતા. પણ આ ઈંટો તેમજ સિક્કાઓ શાહી જમાના કરતાં વધુ જુના સમયના મળી આવ્યાનું જણાતું નથી.

જુના વખતમાં આ ગામની બ્રાહ્મણ વસ્તીમાં કુશળ વૈદો હોવાનું કહેવાય છે આજે તેમાંનું કશું રહ્યું નથી અને જુજ કુટુંબ વૈદક પર નિર્વાહ કરે છે. આ વૈદ્ય કુટુંબમાં હાલમાં શ્રી. કાશીરામ શ્રી નરોત્તમ વ. ભાઇઓ છે. તેમના કુટુંબમાં ત્રીજી પેઢીએ એક ધીરજરામ કરીને પુરૂષ થઇ ગયા. એમની વૈદકિય શાસ્ત્રમાં પ્રવીણતા માટેની ઘણી વાતો આજે ગામે તેમ આજુબાજુમાં પણ પ્રચલિત છે. એ ભાઇઓના પિતા જદુરામ અને તેમના પિતા ધીરજરામ કે એવું જ કંઇ નામ હતું.

એમને માટે એમ કહેવાય છે કે કોઇ દર્દીને માટે આ વૈદરાજને બોલાવવા આવતું તો આવેલો તેડાગર તેમને જે કહે તેના શબ્દો અને અક્ષરો ગણી તેઓ બિમારી રહેલાઇથી કાબુમાં આવશે કે રોગ કષ્ટસાધ્ય કે અસાધ્ય છે તેનો ચોક્કસ નિર્ણય કરી શકતા.

એમના નિદાનની કુશળતા માટે પણ ઘણી વાતો પ્રચલિત છે. એ વાતોમાંથી એક પ્રસંગ અત્રે રજુ કરીશ.

એમની નિદાનશક્તિની બાબતનો એ પ્રસંગ છે. એક વખત એવું બન્યું કે આગરા-તવડી તરફથી કોઈ ઘરાક વૈદરાજને તેડવા આવ્યું. શિયાળાનો તે સમય હતો. આસપાસના ખેતરોમાં જુવારનો મોલ લ્હેરાતો હતો અને ઉંચે માળે ચ્હડી ટોયાઓ જુવારનું રખોપું કરતા, ગોફણને ગોળે અને બુલંદકંઠના હાકોટે ટોયાઓ પક્ષીઓને પોતપોતાના ખેતરમાંથી અળગાં રાખવા મહેનત કરતા.

આ પ્રસંગે વૈદરાજની સ્વારી દર્દીને તપાસવા જવા ગામથી નીકળી, રૂમઝુમ કરતા શીંગડી ડોલાવતા બળદો ઝડપી ગતિએ માર્ગ કાપતા જતા હતા અને ગાલ્લી પણ ઘરર અવાજ કરતી બળદને પગલે દોડતી જતી હતી એવામાં એક જુવારના ખેતરના માળા પર ચોકી કરતા ટોયાની ગોફણમાંથી છુટેલો ગોળો રૂમમ કરતો વૈદરાજની ગાલ્લીના ચાક સાથે આવી અથડાયો ને તેના ચૂરેચૂરા થઇ ગયા.

આ જોતાં જ વૈદરાજ ચોંકયા. દોડતી ગાલ્લી થંભાવી. ગોળો કયાંથી આવ્યો હતો તેની તપાસ કરાવી અને ગોળાની ગતિ પરથી વૈદરાજને લાગ્યું કે જે માણસે આ ગોળો ફેંકયો છે તે ચોક્કસ પ્રકારની અસાધારણ ઉન્માદ અવસ્થાથી આમ કરી શકયો. એટલી વધારે ઉન્માદ અવસ્થા અને લોહીનાં દબાણ વચ્ચે એ માણસ વધુ વખત જીવી ન શકે. જો તાત્કાલિક પગલાં એ માટે ન ભરવામાં આવે તો તે માણસ ચોવીસ જ કલાકમાં મરી જવો જોઇએ. એને બચાવવાનો માત્ર એક જ માર્ગ છે અને તે એને શકય તેટલું વધુ તાજું અને ચોકખા તલનું તેલ પાઇ દેવું જોઇએ. -

એમ કહેવાય છે કે માળા ઉપર એ લકુ માણસની એકંદર તંદુરસ્તી જોતાં વૈદરાજે આપેલી ધીમા સુરની ઉપયોગી સલાહ ગળે ન ઉતરી પણ એ માણસ બીજે દીવસે એકાએક ગુજરી ગયો.

વળી તેઓ માણસની ચાલવાની ગતિ વિધિ પરથી પણ તેના આયુષ્યની અવધની ગણત્રી કરી શકતા એમ પણ કહેવાય છે અને તે માટે એમ કહેવાય છે કે વૈદરાજે કાંઠા તરફના કોઇ ગામે એક જુવાનીઆને ધસમસતો જતો જોઇ તેની ચાલવાની ગતિપરથી ભવિષ્ય ભાખ્યું કે આ માણસ પોતાને મુકામે પહોંચી પાણી પીતાં જ ગુજરી જશે. એને તરત પાણી ન મળે અને તેલ જેવો સ્નિગ્ધ પદાર્થ પીવા માટે આપવામાં આવે તો જ બચે ! પણ તેમ થઈ શકયું નહિ. અને એ નવજુવાન પાણી પીતાં જ મરી ગએલો.

આમ એ વૈદરાજની નિદાનશક્તિની કુશળતા અંગેની ઘણી વાતો પ્રચલિત છે. આવી આવી હકીકતો મૌલિક ઇતિહાસની ગુંથણીમાં ભલે અગત્યવાળી ન જણાય તો પણ આપણે જે સ્થાનમાં વસીએ છીએ તે સ્થળની આસપાસની મહત્તા અને ગૌરવને કેળવવા માટે જરૂરની તો છે જ અને તેવી વાતો ભુલાય – વિસરાય ત્યાર પહેલાં લોકકંઠે સાંભળેલી એવી બીનાઓમાંથી આજને પ્રસંગે વાનગીરૂપે એમાંનું એક પાનું અત્રે રજુ કરી વધુ વિગતો આપવાનો મોહ આજે તો અટકાવું છું.

---

# ગ્રામ્ય ગીતમાં વધૂ

શ્રી. પંકજ

પશુપતિ કંઈક ગણગણતો હતો, મેં પૂછ્યું, 'અલ્યા, શું ગાય છે ?'

'અરે અમારી ગામડીઆ કવિતામાં તમને આનંદ નહીં આવે,' તે બોલ્યો. મેં આગ્રહપૂર્વક તેને તે ગીત ગાવા કહ્યું. થોડીક રકઝક કર્યા પછી તે ગાવા લાગ્યો.

કાગા નૈન નિકાસ દૂં, પિયા પાસ લે જાય
પહિલે દરસ દિખાય કેં, પીછે લીજૈ ખાય ॥ ૧

[ એક વધુનો પતિ પરદેશ ગયો છે. અનેક વખત સુધી તેની રાહ જોયા પછી તે કાગડાને કહે છે કે, હે કાગડા હું તને મારા નૈનો કાઢી આપું છું, તે મારા પતિ પાસે લઈ જઈ પહેલાં તેમને દેખાડી પછી તું ખાઇ જજે. ]

કાગા સબ તન ખાઇઓ, ચુનચુન ખાઇઓ માંસ
દો નૈના મત ખાઇઓ, પિયા મિલન કી આસ ॥ ૨

[ બીજી વધુ કાગડાને વિનવે છે કે મારા પ્રત્યેક અંગ વીણીને ખાજે, પરંતુ મારા બે નયનો ને રહેવા દેજે. મને હજુ પણ પરદેશ ગયેલા પ્રિયતમને મળવાની આશા છે.]

સજન સકારે જાયંગે, નૈન મરેંગે રોય
વિધના ઐસી રૈન કર, ભોર કભી ના હોય ॥ ૩

[ત્રીજી વધુનો સ્વામી આવતી કાલે પરદેશ જવાનો હોવાથી ચિંતા કરે છે કે સ્વામીના જવા પછી આંખો રડતાં રડતાં મરી જશે. માટે હે વિધાતા એવડી મોટી રાત્રિ બનાવ કે સવાર કદિ ન થાય. ]

સાજન હમ તુમ એક હૈં, કહન સુનન કે દોય
મન સે મન કો તોલિયે, દો મન કભી ન હોય ॥ ૪

[ પતિને પ્રાર્થના કરતી સ્ત્રી કહે છે કે આપણાં બેનાં મન એક છે, ભલે શરીર જુદાં હોય, મણથી મણનું વજન કરો તો બે મણ કદી ન થશે.]

હું કવિતા સાંભળી મુગ્ધ થઇ ગયો. પ્રથમ પંકિતઓમાં કેટલો સરસ ભાવ છે. કાગડાને લાંચ આપી પણ પ્રિયતમનાં દર્શનની અભિલાષા રાખતી વધુની વ્યથા કેટલી માર્મિક છે. દ્વિતિય પંકિતમાં પણ અજ્ઞાત સ્વામિની પાછળ ઝુરતી વધુના અંતરની વેદના કેટલી કરુણા ઉપજાવે છે. ત્રીજી પંકિતમાં એક વધુના વિરહની ઉપેક્ષા કરતા સ્વાભાવિક ઉદ્દગાર છે.

મને ચૂપ જોઇને પશુપતિ બોલ્યો, કેમ ગમ્યાં કે નહીં ?'

'અરે ભાઇ, આ તો ઘણાં સુંદર છે ?'

'હજુ એનાથીએ ઘણાં સુંદર ગીતો ભરેલાં છે. પણ તમે એને ખોળવા તરફી ક્યાં લો છો ?'

મેં તેને આગ્રહપૂર્વક બીજાં ગીતો સંભળાવવા કહ્યું. તેણે એક ગીત ઉપાડયું.

આજુ કે ગૈલા ભૌંરા કહિયા લે લૌટબે કતિક દિનોરે
જોહૌં તોરી બટિયા કતિક દિનોરે—૧

ગનત ગનત મોરી અંગુરી ભલ બિથાની ચિતવત રે મોરે
નૈનવાં દૂરે અંસુવા કિ ચિતવત રે—૨
એક બના ગઇ દૂસરે બના ગઇ હૈં તીસરે બનારે
મિલ્યો ગોરૂ ચરવ હવા તીસરે બનારે—૩
ગોરૂ ચરવ હવા તુહીં મોર સૈંયા કતહું દેખે રે
મોર ભવંરવા પરદેસિયા કતહું દેખે રે—૪

[ હે પ્રિયતમ ! આજ ગયા પછી પાછા કયારે ફરશો? કયાં સુધી હું તમારી રાહ જોઉં ? દિવસો ગણતાં ગણતાં મારી આંગળીઓ ઘસાઇ ગઇ છે. વાટ જોતાં જોતાં મારી આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. સ્ત્રી પોતાના પ્રિયતમને શોધવા એક વનમાં ગઇ બીજા વનમાં ગઇ ત્રીજા વનમાં ગાયો ચરાવવાવાળો મળે છે. સ્ત્રી તેને પૂછે છે—હે ગાય ચરાવવા વાળા ભાઇ તેં મારા પરદેશી પ્રિયતમને જોયો છે ?]

હું ચૂપ હતો. એકાએક પશુપતિ બોલ્યો, ભાઈ, હમારા ઉત્તર હિંદુસ્તાનમાં પડદાની પ્રથાએ વર અને વધુને હંમેશ માટે વિરહ ભોગવતાં કરી દીધાં છે. જો આ ગીત સાંભળ.

એક ફૂલ ફૂલૈ ખડી દુપહરિયા દૂસર ફૂલ ફૂલૈ આધી રાતિ
હો ગોરિયા—૧
ફુલવા બિનિ બિનિ મૈં રસા ગરાયોં હૌદા ભગ રસ હોય
હો ગોરિયા—૨
વહી રસા કા મૈં ચુનરી રંગાયો, ચુનરી ભઇ રંગદાર ગોરિયા—૪
ચુનરી પહિરિ મૈં ઓલાયો ઓમરવાં પિયવા કા મન લલચાય
હો ગોરિયા—૪
ચોર કી નૈયા પિયા લુકિ લુકિ આવૈં જો કરે મૈં બારી બિયાહી
તેઉ પખ ફેરવા—૫

[ એક ફૂલ બપોરે ખીલે છે. એક અડધી રાત્રે ખીલે છે. ફૂલો વણીને મેં રસ નીચોવ્યો. એક મોટું વાસણ ભરી રસ થયો. તે રસમાં મેં ચુંદડી રંગાવી જેઘણી મરસ રંગાઇ. ચુંદડી પહેરીને હું (પાછલા) ઓટલા પર સુતી. પ્રિયતમનું મન લલચાઇ રહ્યુ હતું. મારા પ્રિયતમ ચોરની માફક સંતાઇને આવે છે. હાય જેની હું વિવાહિતા છું તે ઘરધણી ચોરની માફક સંતાતા આવે છે.]

કંઈક ચૂપ રહયા પછી તે બોલ્યો, આપણા હિંદુસ્તાનમાં વધુ હંમેશ જ દુ:ખી રહે છે. વારૂ હું તમને ફરી બીજા ગીતો સંભળાવીશ.

પશુપતિ ગયો. હું ઉપલાં ગીતોના સૌંદર્ય પર મુગ્ધ થઈ ગયો. સાસુ, નણંદ ઇત્યાદિના ત્રાસથી વધુ પોતાના સ્વામીને પ્રત્યક્ષ રૂપે બોલાવી પણ નથી શકતી, વર પણ તેની પાસે સ્વાભાવિક રીતે જઇ નથી શકતો. આપણી સૃષ્ટિ પણ કેટલી વિચિત્ર હતી. સદાચાર અને મર્યાદાની ઢાલ નીચે આપણે કેટલાયે હદયોને કચડયાં હશે તેનો આપણને અત્યારે તો ખ્યાલ નહીં હોય પરંતુ જ્યારે ગ્રામ્ય ગીતોનું પુનઃ સંકલન થશે ત્યારે આપણાં એ મૂક પાપોનો ઇતિહાસ આપણી સામે સંપૂર્ણ રીતે રજુ થશે.

---

# — અરીસો —

શ્રી. ભા. વા. ધ્રુવલે બી. એ,

મહાભારતમાં એક કથા છે કે ધર્મરાજાએ એકવાર શૌર્યથી નહિ પણ ચતુરાઇથી પોતાના ભાઇઓના પ્રાણ ઉગાર્યા. તૃષાથી પીડાએલા ભીમ અને અર્જુનનાં શસ્ત્રો જેની સામે નિષ્ફળ ગયાં તે યક્ષે તેની બુદ્ધિ અનુસાર ધર્મરાજાને ઘણા ગહન પ્રશ્નો પૂછયા. પણ અન્ધકાર ગમે તેટલો ગાઢ હોય તો પણ સૂર્યનાં કિરણો તેમાંથી પોતાના માર્ગ કાઢે છે, તે પ્રમાણે ધર્મરાજાએ આંખની એક પલકમાં બધા પ્રશ્નોનો ઉકેલ કર્યો. આ યક્ષકથાનો ગમે તે અર્થ હોય તો પણ ધર્મરાજાના જ્ઞાન કરતાં યક્ષનું અજ્ઞાન જ વધારે દૃષ્ટિગોચર થાય છે, જવાબ આપતાં ભારે પડે એવો એક પણ સવાલ યક્ષને પૂછતાં આવડયું નહિં. હાલના જમાનામાં મેટ્રીક તો જવાદો પણ વર્નાકયુલર ફાઇનલની પરીક્ષા માટે પરીક્ષકની લાયકાત તે ધરાવી શકે નહિં. કોણ જાણે બિચારો કુબેરની અલકાપુરીની પાઠશાળામાં કેટલું ભણ્યો હતો! કુબેર ધનાધિપતિ હોવાથી કદાચ 'જમા અને ઉધાર' પાસાં કેમ રાખવાં તે સિવાય ત્યાં બીજુ કંઇ શીખવવામાં આવ્યું ન હોય! વેપારીઓ વિદ્વાન સાથે વાદ કરે એ તો 'અવ્યાપારેષુ વ્યાપાર જ' કહેવાય! હેન્રિ ફોર્ડ વેપારીદૃષ્ટિથી દુનિયા કેમ કબજે કરવી તે જાણતો હશે, પણ કોઈ સામાજિક વિષય પર જો તે બર્નાડ્ શો જોડે ચર્ચામાં ઉતરે તો તેને હાર જ ખાવી પડે એ નિ:શંક છે.

મહાભારતમાંના યક્ષની આવી જ સ્થિતિ થઈ. ધર્મરાજાને પૂછવા માટે તૈયાર કરેલી પ્રશ્ન પત્રિકા જો મને પહેલાં બતાવવામાં આવી હોત તો, 'યુવાનનો પરમપ્રિય મિત્ર અને વૃદ્ધોનો કટ્ટો દુશ્મન કોણ?' એ પ્રશ્ન મેં મૂકયો હોત. ધર્મરાજાએ આ પ્રશ્નનો ઉત્તર ઘણું કરીને 'મદન' આપ્યો હોત. મારો ઉત્તર મોઢે કરી ગએલો યક્ષ આનંદથી બોલત 'ખોટો, તદ્દન ખોટો જવાબ! અરીસો એ યુવાનોનો મિત્ર અને ઘરડાઓનો શત્રુ છે,' હું તે વખતે ન હતો એ ઠીક જ થયું નહિ તો યક્ષ વિજયી થાત અને ભીમાર્જુનાદિ મૃત પાંડવો સજીવન થાત નહિ! ભારતીય યુદ્ધ થાત નહિ! કદાચ આ પ્રશ્ન ઉત્તર યક્ષને સૂચવ્યા બદલ દુર્યોધને મને મંત્રીપદ પણ આપ્યું હોત.

ખરૂં જોઇએ તો અરીસાએ ઘરડાંઓનો શું ગુન્હો કીધો છે? યુવાનોને શણગારેલા હાથી ઉપર બેસાડી તેઓનું સરઘસ કાઢે એવું કંઇ થોડું છે? અરીસાની સામે કોઈ કુબ્જા ઉભી રહે તો તેની જુવાની પર મોહિત થઇ તે તેને કંઇ રંભા બનાવતો નથી. અગર ધનુષ જેવો વાંકો થએલો ઘરડો અરીસામાં તાડ દેખાય નહિ તેમાં તેનો શો દોષ? પણ યુવાનો પોતાના મુખ આગળથી અરીસો એક ક્ષણ પણ દૂર કરતા નથી અને ઘરડાઓ તેને એક ક્ષણ પણ મોઢાં આગળ ધરવા તૈયાર થતા નથી. યુવાની અને વૃદ્ધાવસ્થામાં બે ધ્રુવ જેટલું અંતર હોવું જોઇએ એમાં કંઇ શક નથી.

યુવાનોની કઇ બાબતો ઘરડાને રૂચે છે કે જેથી તેઓ અરીસાને પાસ કરે? યુવાનો નાટક-નવલકથા વાંચે છે, ત્યારે ઘરડાઓ ગીતા યોગવાસિષ્ઠ વાંચો એવો ઉપદેશ કરે છે. યુવતીઓ પોતાના કેશ જરા ચપચાપ કરી ઓળી તૈયાર કરે કે તરતજ વૃદ્ધ માતાજી અને

સાસુજીનાં માથાં ફરવા લાગે છે. વીસ વર્ષની અઢારની છોકરીએ જરા પણ વાળ અવળા વાળ્યા કે તરત જ સાઠ વરસની ડોસીને તે કુમાર્ગે પડી ગયેલી હોય એમ લાગે છે. યુવાન અને યુવતીઓ ખુલ્લી રીતે વાત કરવા લાગ્યાં કે તરત જ ઘરડાઓના કરચલીવાળા ચહેરા પર વધારે આંટીઓ દેખાવા લાગે છે. અને પછી 'આજ કાલના છોકરા' એવો ઉદ્‌ગાર કાઢતાં જણાય છે!

અરીસો એ આધુનિક શોધ ન હોય, તો પણ તે આજકાલનાં લોકોને વધારે પ્રિય છે એ ખરું છે. અસલના લોકોને તે કેમ રુચે? યુવાનોને અરીસામાં ચળકતા વાળ, મફરજન જેવા ઉપર આવેલા ગાલ, અને હીરાની કણી જેવા ચળકતા દાંત નજરે પડે છે, પણ ઘરડો અરીસા સામે આવે કે આખી સૃષ્ટિ પલટાઇ જાય છે. કાળા વાળ સફેદ બને છે, ગાલના મફરજનનું રૂપાન્તર મરાની છાલમાં થાય છે અને હીરાકણીની છોટી પેટી જોવા જતાં સત્તર ઠેકાણે દબાઇ ગએલું દાબડુ નજરે પડે છે. અરીસો સામે ધરતાજ સાક્ષાત્ મદન જ તેમા ખડો થયો હોય એમ યુવાનોને લાગે છે, પણ ઘરડાઓને તો જમરાજનું જ દર્શન થતુ જણાય છે. આવી સ્થિતિમા કયો ઘરડો અરીસા પર પ્રેમ કરવા તત્પર થાય? તેની દ્રષ્ટિએ અરીસા સાથેનો પ્રેમ મૃત્યુ જોડે મૈત્રિ કરવા જેવો છે

'દેખાય છે તેવું હોતું નથી' આ તત્ત્વ જો અરીસો સમજાવે તો તે પચાસ વરસના ઘરડાઓને ઘણો પ્રિય થઇ પડે પણ તેમ કરતા તે જરૂર યુવાનોના રોષનો ભોગ થઇ પડે આવી કફોડી સ્થિતિ હોવાથી યુવાનોનો આશ્રય લેવામાં અરીસાએ ઘણી દીર્ઘદ્રષ્ટિ બતાવી છે. ઘરડાઓ પ્રસન્ન થાય તો તેને સફેદ ફેટા, જુના કોટ, ફાટેલી ચંડીઓ, જાડી લાકડી અને અસલ ઢબના બેડોળ ઘરેણા તેને બતાવે, પણ જો જુવાનો ખુશ થાય તો એક મિનિટમાં ત્રિભુવનમાંની બધી સુંદર વસ્તુઓ એની સામે ખડી કરે. ૧૯૩૮ ની ફેશનના કપડાં, શણગાર, કેશરચના એ સઘળું જુવાન સિવાય તેને કોણ બતાવી શકે? તે અરીસાને તેની પત્ની સાથે અણબનાવ છે તેથી વખત પસાર કરવા તેને કંઇ સાધનની જરૂર રહે છે. યુવાનો તેના વેષ અને ભૂષણોથી અરીસાનુ મન રીઝવે છે.

ક્રમ અનુસાર હવે અરીસાની પત્નીની વાત આવવી જોઇએ. એ વિષે જણાવવાનું કે અરીસાની પત્ની આરસીને (ચ સા) તેના પતિ જોડે અણબનાવ ચાલતો આવ્યો છે આ દંપતી કલહની વિગત જાણવા સર્વ આતુર બને એમા નવાઇ શી? ઘણીની ચાલ ચલગત ખરાબ હોવાને લીધે તે તેને છોડી ગઇ કે તેણે છૂટાછેડા લીધા વગેરે પ્રશ્નોની પરંપરાના ઉત્તરો આપવા કરતાં તેની હકીકત જ સીધી કહી દઉં એ ઠીક કહેવાય. એના માબાપો ભાષાશાસ્ત્રીઓએ આ બન્નેનો જન્મનાં પહેલા જ વિવાહ કરી નાખ્યો. પછી વિવાહ સગોત્ર હોવાનો પ્રશ્ન ઉદ્‌ભવ્યો, ત્યારે તેઓએ આરસી (ચશ્મો)ને આંખના દાકતરને દત્તક આપી (દત્તક ઘરનું તેનું ઉપહાસાત્મક નામ આરસી છે). આ દત્તક પિતા તેને કોઇ દિવસ મર્યાદાની દીવે જવા દેતો નથી. આથી તેને હંમેશા માણસની જ આંખ ગમવા લાગી. ખ્યાલ નહીં હોય પરંતુ શિક્ષણ લેવા બહાર ગામ ગયો. ત્યાં તેની પાગ જોડે મૈત્રી થઇ પાપોનો પ્રતિહાસ આપણાં વિખૂટા ન પડવું' એવી તેઓએ પ્રતિજ્ઞા કરી પતિનો પ્રેમ ઉપર વધારે છે, એમ આરસીએ જાણ્યું કે તરત જ તે રોષે ઘેર ચાલી ગઇ. પિતાએ પણ જમાદનું લક્ષણ જોઇ આરસીને

પોતાને ઘેરે જ રાખી. અરીસો યુવાનોનો મિત્ર હોવાથી ઘરડાઓએ જાણે દોષ તેના શિરે મૂક્યો. પતિને છોડી જે પત્ની પિતાને ઘેર રહે તેને વિષે વૃધ્ધોનો સારો મત હોતો નથી. છતાં આરસી આ નિયમને અપવાદ રૂપ બની, તેને માટે જુદું ધગ (case) લઇ તેની કાળજી રાખનારા અને તેના હાથમાં પોતાના કાન સુપરત કરનારા ઘણા ઘરડાઓ જણાય છે.

અરીસાનું કૌટુંબિક જીવન દુઃખી હોવા છતાં તે કોઇ પણ દિવસ દુઃખી દેખાતો નથી. જ્યારે જૂઓ ત્યારે એ મહારાજ તો પોતાના કામમાં મશગુલ હોય છે. તેની સામેથી કોઇ પણ પસાર થાય તો તેના પર પ્રકાશ પાડયા વિના રહેતો નથી. પૈસાદાર, ગરીબ, ઉચ્ચ અને નીચ એવા ભેદો આ સાધુ પુરૂષ રાખતો નથી. રાજમહેલોના દીવાનખાનામાં જે પ્રમાણે તેના પર હાસ્ય ફરકતું હોય છે, તેજ પ્રમાણે તે હજામોના હેરકટીંગ સલુનોમાં તે પ્રફુલ્લિત દેખાય છે. હીરા મોતીના અલંકાર પહેરનારી મહારાણીની છબી એક પલકમાં કાઢી આપનાર આ ચિત્રકાર જંગલના ફૂલો માથામાં ધારણ કરનારી દાસીની છબી પણ તેટલી જ આતુરતા અને કુશળતાથી ચિતરે છે.

અરીસાના શિષ્યસમૂદાયમાં નિઃસ્પૃહ ટીકાકારોની પ્રમુખપણે ગણના કરવી જોઇએ. ટીકાકારે દર્શાવેલા દોષો સામાન્યતઃ ગ્રંથકારોને રૂચતા નથી. પણ આ અરીસાએ બતાવેલું પોતાનું રૂપ કેટલા જણ પારકાની દૃષ્ટિથી જોવા તૈયાર થાય છે? લલાટ લેખ લખવા માટે પાસે રાખેલી શાહી ઢોળાઇ જતાં તેમાં ભીંજાઇ ગએલા ઘણા લોકો અરીસા સામે ઉભા રહી અભિમાનથી મસ્તક ડોલાવતા જણાય છે. તેઓનું ડોલવું જોઇ પ્રતિકુલ ટીકામાંથી એકાદ અધુરા વાક્યથી ફૂલાઇ જનારા લોકો કોણે જોયા નથી?

ક્ષણભંગુર કાચ અને ચંચળ પારો એઓના મિલાપથી ઉત્પન્ન થએલા અરીસાની તુલના કોઇ કવિ મર્ત્ય શરીર અને ચંચલ મન—એઓના પેટે જન્મ લેનાર પ્રેમની સાથે કરે. વસ્તુ સામેથી દૂર જાય કે તરત જ તેને પૂર્ણપણે વિસરી જવાની અરીસાની શક્તિ જોઇ કોઇ ફીલસુફ તેને સ્થિતિપ્રજ્ઞની પંક્તિમાં બેસાડશે. કોઇ અરીસાની ગમે તેટલી સ્તુતિ કરે પણ મારા મનમાં તેને માટે એકજ કારણને લીધે પ્રેમની લાગણી ઉત્પન્ન થાય છે. વરાળ નીકળતી કીટલીમાંથી આગગાડીનો જન્મ થયો, તે પ્રમાણે બાહ્યસૃષ્ટિ આબેહૂબ બતાવનારા અરીસામાંથી ભવિષ્યમાં અંતઃસૃષ્ટિનું સત્ય સ્વરૂપ બતાવનારો અરીસો જન્મશે.

આ અરીસો ઘેર ઘેર થાય, ત્યારે દુનિયાનાં અડધાં દુઃખોને મોઢું કાળું કરવું પડશે. મોસમી (ચાલચલાઉ) દેશ ભક્ત વ્યાસપીઠ પર ચઢી બોલવા લાગે કે તરત જ આ નવો અરીસો તેના હાથમાં આપવો કે તેઓ એક પણ શબ્દ બોલ્યા વિના કુદકો મારી વ્યાસપીઠ પરથી નીચે આવશે. પ્રેમની યાચના કરતા યુવાનના હાથમાં આપશો તો તેના પ્રેમનો ઉગમ રૂપમાં, પૈસામાં અગર કોઇ બાહ્ય ઉપાધિમાં થએલો છે—કેમ તે તેના પ્રીતિના પાત્રને જણાઇ આવશે. આ અરીસાની શોધ થાય તો દુનિયામાં વકીલ અને સાક્ષીઓનો સદંતર નાશ થાય. આરોપી અને ફરિયાદીના હાથમાં આવો અરીસો આપી તેમાં પડેલા તેઓના હૃદયનું પ્રતિબિંબ જોઇ ન્યાયાધીશ કેસનો તરત જ નિકાલ કરી શકશે. આ નવા અરીસાથી આજની અપૂર્ણ સૃષ્ટિ નિઃસંદેહ આદર્શ બનશે. પણ આવા અરીસાની શોધ થઇ શકશે? આ પ્રશ્નોનો ઉત્તર કયો ધર્મરાજ આપશે?

(વિ. ગ. ખાંડેકરના એક મરાઠી લેખ ઉપરથી.)

# શાક્યકુલની ઇતિશ્રી.

( ઉત્તરાર્ધ )

શ્રી. અંમૃતલાલ નાયક એમ. એ.

(૧)

રાત્રિનો સમય હતો. રાજાજી પલંગ પર પડ્યા પડ્યા યદ્વાતદ્વા બકી રહ્યા હતા. દુર્ગની દશા હવે શોચનિય હતી. અન્નાભાવથી તે હવે વધુ વખત ટકે એમ લાગતુ ન હતુ. સેના પણ અર્ધી ઉપરાત મારી ગઇ હતી. રાણી માલવિકા પતિની દશા પર આંસુ ઢાળતી હતી. તે કહેતી "ઇશ્વર ! મારી સામે નગરની દુર્દશા ન થાઓ અને પતિનો વધ પણ ન થાઓ ! એ પહેલાં મારૂં મૃત્યુ થઇ જાય તો સારૂં !"

બાકી બચેલા પુરજનો કહેતા, "માતા ! આજે અપૂર્વ આનંદનો દિવસ છે. દેશ રક્ષા માટે અમે પ્રાણની આહુતિ આપીશું. અમારા રહેતાં રાજ પરિવારની દુર્દશા કોઇ પણ કરી શકશે નહીં."

સહસા તાંબૂલવાહિનીએ પ્રવેશ કરીને કહ્યું, "એક ભિક્ષુણી રાજાને જોવા ઇચ્છે છે. તે સેનામાથી માર્ગ કરીને આવી છે ! તે કહે છે કે હું રાજાને નગર રક્ષાનો ઉપાય બતાવીશ." રાણીએ આજ્ઞા આપી કે તેને સન્માનપૂર્વક લઇ આવો

એક ભિક્ષુણીએ પ્રવેશ કર્યો અને રાજાના પલંગ નિકટ જઇ બોલી' "દેવ ! મને ઓળખો છો ? સહસા રાજાની તંદ્રાવસ્થા દૂર થઇ. તેમનો ઉન્માદ ક્ષણભર માટે ન જાણે કયા લોપ થઇ ગયો ! તેઓ બેઠા થયા અને આવેગથી બોલી ઉઠ્યા, "વિનીતા ! શું હું સ્વપ્નું જોઇ રહ્યો છુ ? આવી વિપત્તિની વેળાએ તું કયાથી ?"

વિનીતા.— નાથ ! હું તમારી ધર્મપત્ની જીવિત છું મરી નથી. મૃગયા સમયે તમે મને કિરાતોથી બચાવી મારૂં પાણીગ્રહણ કર્યું હતું. મને ગર્ભિણી અવસ્થામા એક ભિક્ષુના આશ્રમમા મૂકી તમે પાછા આવ્યા હતા. પછી કોઇ તમને મિથ્યા સૂચના આપી કે મારો દેહાંત થયો. મારી કન્યા સુજાતા મારાથી વિખૂટી પડી ગઇ હતી ખબર મળી કે તે તમારે ત્યા છે. તેને મળવા આવી છું નાથ ! સુજાતા કયા ?

ચીત્કાર કરી રાજા પલંગ પર પછડાઇ પડયા, "પુત્રિ સુજાતા ! તેં માતપિતાની માનરક્ષા માટે પ્રાણની આહુતિ આપી ! હું જ તારો અધમ પિતા છું. પુત્રિ ! કયાં છો ? માલવિકા વધુ સહન કરી શકી નહીં. ભિક્ષુણીને ગળે વળગી બોલી, 'ભગિની ! હું જ તારી પુત્રઘાતિની છું. મને દંડ આપો પણ પતિની રક્ષા કરો ! તમારૂં આસન મેં જ અજ્ઞાનવશ લઇ લીધું હતું. આજે તમને સોંપીને કૃતાર્થ થાઉં છું. તમારા પતિ, તેમની આ દાસી અને નગરની રક્ષા કરો." તે વધુ બોલી શકી નહીં.

ઝંઝાનિલના આગમન પૂર્વ એ વાયુઆંદોલિત વલ્લરિયોની જયમ તે બન્ને ભેટીને અશ્રુપાત કરવા લાગ્યાં.

આ કરૂણ દશ્ય જોઇને પુરવાસી પણ ... રોકી શકયા નહીં !

વિનીતાએ દુર્ગમાંથી પાછા ફરી સેના નાયક સમરકેતુને કહ્યું. "તમે મને અરધા કલાક માટે અંદર જવાની અનુમતિ આપી હતી તે માટે સહસ્રો ધન્યવાદ. મારી એક અંતિમ પ્રાર્થના છે. તે તમારે અવશ્ય માનવી પડશે."

સેનાપતિએ કહ્યું, "તે શી છે ?"

"હું આ નિકટવર્ત પુષ્કરિણીમાં પૂજા નિમિત્ત પ્રવેશ કરું છું. જ્યાંસુધી પાછી ફરું નહીં, ત્યાં સુધી તમે દુર્ગને તોડશો નહીં. કિલ્લો તો હવે તમારા હાથમાં આવી ચૂકયો. અન્નાભાવથી દુર્ગના લોકો ક્ષુધાર્ત થઇ ચૂકયા. હવે તેઓ રક્ષા માટે અસમર્થ છે. મારી આ પ્રાર્થના સ્વીકાર કરો." વિનીતાનો કંઠ ગદ્ગદ્ હતા. આ તેની કાતરતા જોઇ સેનાપતિએ કહ્યું, "ભલે ?"

(૨)

બે દિવસ વ્યતિત થઇ ગયા. સમરકેતુએ ભિક્ષુણીની ઘણી પ્રતીક્ષા કરી પણ તે દેખાઇ નહીં. સૈનિકોએ પુષ્કરિણી પર જઇ જોયું તો વિનીતાનું શબ પાણી પર તરી રહ્યું હતું. તેના મ્લાનવદન પર નૈરાશ્યનો વિષાદ હતો !

શું હજી પણ સમરકેતુની પ્રતિહિંસાગ્નિ શાંત થઇ ન હતી ?

પુરવાસીઓની દુરવસ્થા જોઇ સમરકેતુએ મરણીઆ થઇ છેલ્લો હુમલો શરૂ કર્યો. સિંહદ્વાર હવે પડું પડું થવા લાગ્યો. પુરજનોએ રાણી પાસે જઇ કહ્યું, "માતા ! હવે કશો ઉપાય નથી. રામગઢનું પતન થશે. તે પૂર્વે અમે અગ્નિદેવને પ્રાણોની પૂજા અર્પણ કરીશું. દુર્ગપતનનું દુઃખદાયક દૃશ્ય જોવા માટે એક પણ શાકવીર રહેશે નહીં."

ગદ્ગદ કંઠથી માલવિકા બોલી, "મારા બંધુઓ ! આજે આપણે સૌ સાથે જ ઇહલીલા સમાપ્ત કરીશું. બધાં સાથે પ્રયાણ કરશું આવો આનંદદાયક અવસર પુનઃ કયારે પ્રાપ્ત થશે. કિલ્લાની ઉચ્ચતમ અટ્ટાલિકાપર અગ્નિ પ્રજ્વલિત કરો. હું પતિદેવને લઇ આવું છું."

પ્રાસાદમાં આવી રાણીએ રાજાને સૂચના કરી, "નાથ ! આજે આપણું સહગમન છે. ચાલો, ચિતા તૈયાર થઇ રહી છે. દુર્ગ પડવામાં હવે વાર નથી."

વિક્ષિપ્ત રાજા કેવળ "રામગઢ" અને "સુજાતા" એ શબ્દોનું રટણ કર્યા કરતા હતા.

એકાએક એક છદ્મવેશી પુરૂષે પ્રવેશ કરી કહ્યું, "માતા ! હું તમારા શત્રુ સમ્રાટ વિરૂધકદેવનો પુત્ર અને તમારો જામાતા અરુણેંદ્ર છું. મારી એક પ્રાર્થના છે. હું પાપી છું અને સુજાતાને લાયક ન હતો."

માલવિકા — વત્સ ચિરાયુ ભવ ! તે શી છે ?"

અરુણેંદ્ર — મેં એક ગુપ્તદ્વારનો પત્તો લગાવ્યો છે. આપણે આસાનીથી ભાગી શકીશું. ચાલો ! તમને નિર્વિઘ્ને લઇ જાઉં. અધિક વિલંબ ઉચિત નથી."

હસવાની ચેષ્ટા કરતાં રાણી બોલી, "અરુણ ! તારા પ્રયત્ન માટે સહસ્ર ધન્યવાદ. તું ચિરંજીવ થા અને કોસલની ગૌરવ વૃદ્ધિ કર. હું હવે અહીંથી કયાંય નહીં જઇશ. દુર્ગને શત્રુઓના હાથમાં સોંપી હું પતિની સાથે કલંકિત મોઢું કોને દેખાડીશ ? આજે

# શાક્યકુલની ઇતિશ્રી.

( ઉત્તરાર્ધ ).

શ્રી. અમૃતલાલ નાયક એમ. એ.

(૬)

રાત્રિનો સમય હતો. રાજુજીત્ પલંગ પર પડયા પડયા યદ્વાતદ્વા બકી રહયા હતા. દુર્ગની દશા હવે શોચનિય હતી. અન્નાભાવથી તે હવે વધુ વખત ટકે એમ લાગતું ન હતું. સેના પણ અરધા ઉપરાંત મારી ગઇ હતી. રાણી માલવિકા પતિની દશા પર આંસુ ઢાળતી હતી. તે કહેતી "ઇશ્વર ! મારી સામે નગરની દુર્દશા ન થાઓ અને પતિનો વધ પણ ન થાઓ ! એ પહેલાં મારૂં મૃત્યુ થઇ જાય તો સારૂં !"

બાકી બચેલા પુરજનો કહેતા, "માતા ! આજે અપૂર્વ આનંદનો દિવસ છે. દેશ રક્ષા માટે અમે પ્રાણની આહુતિ આપીશું. અમારા રહેતાં રાજ પરિવારની દુર્દશા કોઇ પણ કરી શકશે નહીં."

સહસા તામ્બૂલવાહિનીએ પ્રવેશ કરીને કહ્યું, "એક ભિક્ષુણી રાજાને જોવા ઇચ્છે છે. તે સેનામાથી માર્ગ કરીને આવી છે ! તે કહે છે કે હું રાજાને નગર રક્ષાનો ઉપાય બતાવીશ." રાણીએ આજ્ઞા આપી કે તેને સન્માનપૂર્વક લઇ આવો

એક ભિક્ષુણીએ પ્રવેશ કર્યો અને રાજાના પલંગ નિકટ જઇ બોલી' "દેવ ! મને ઓળખો છો ? સહસા રાજાની તંદ્રાવસ્થા દૂર થઇ. તેમનો ઉન્માદ ક્ષણભર માટે ન જાણે કયા લોપ થઇ ગયો ! તેઓ બેઠા થયા અને આવેગથી બોલી ઉઠયા, "વિનીતા ! શું હું સ્વપ્નું જોઇ રહયો છું ? આવી વિપત્તિની વેળાએ તું કયાથી ?"

વિનીતા :- નાથ ! હું તમારી ધર્મપત્ની જીવિત છું મરી નથી. મૃગયા સમયે તમે મને કિરાતોથી બચાવી મારૂં પાણીગ્રહણ કર્યું હતું. મને ગર્ભિણી અવસ્થામાં એક ભિક્ષુના આશ્રમમા મૂકી તમે પાછા આવ્યા હતા. પછી કોકે તમને મિથ્યા સૂચના આપી કે મારો દેહાંત થયો. મારી કન્યા સુજાતા માગથી વિખૂટી પડી ગઇ હતી. ખબર મળી કે તે તમારે ત્યાં છે. તેને મળવા આવી છું નાથ ! સુજાતા કયાં ?

ચીત્કાર કરી રાજા પલંગ પર પછડાઈ પડયા, "પુત્રિ સુજાતા ! તેં માતપિતાની માનરક્ષા માટે પ્રાણની આહુતિ આપી ! હું જ તારો અધમ પિતા છું. પુત્રિ ! કયાં છો ? માલવિકા વધુ સહન કરી શકી નહીં. ભિક્ષુણીને ગળે વળગી બોલી, 'ભગિની ! હું જ તારી પુત્રઘાતિની છું. મને દંડ આપો પણ પતિની રક્ષા કરો ! તમારૂં આસન મેં જ અજ્ઞાનવશ લઇ લીધું હતું. આજે તમને સોંપીને કૃતાર્થ થાઉં છું. તમારા પતિ, તેમની આ દાસી અને નગરની રક્ષા કરો." તે વધુ બોલી શકી નહીં.

ઝંઝાનિલના આગમન પૂર્વે બે વાયુઆંદોલિત વલ્લરિયોની જયમ તે બન્ને ભેટીને અશ્રુપાત કરવા લાગ્યાં.

આ દારૂણ દષ્ય જોઇને પુરવાસી પણ [illegible] શકયાં નહીં !

સમરકેતુની ભયંકર મુખમુદ્રા જોઇ વિરૂધકદેવ ડરી ગયા અને બૂમ પાડવા લાગ્યા, "દોડો!-કપટ!! વિશ્વાસઘાત !!!"

પૈશાચિક હાસ્ય હસતાં સમરકેતુ કહેવા લાગ્યો, "મહારાજ! તમારી બૂમ નકામી છે. મેં આ સભાના દ્વાર બંધ કર્યાં છે. કોઇ તેને ખોલવાની વિધિ જાણતું નથી. હમારી સેના તમારો અવાજ પણ સાંભળી શકે એમ નથી."

વિરૂધકદેવ હાહાકાર કરવા લાગ્યો, "તો શું તું મારો વધ કરીશ?"

"નહી" સમરકેતુ બોલ્યો, "આ દુર્ગની રચનામાં ઘણું કૌશલ છે શત્રુઓની ચેષ્ટા વિફલ કરવા માટે એક ગુપ્તકીલ (ખૂંટી) બનાવવામાં આવી છે. તેને દબાવતાં જ સમસ્ત દુર્ગ પાણીમાં ધસી પડશે અને ડૂબી જશે! શત્રુજીત ઉન્માદાવસ્થાને કારણે એનો ઉપયોગ કરી ન શક્યો. હું કરીશ. આવો! આપણે હસતાં હસતાં મૃત્યુનું આલિંગન કરીએ. "માતા માલવિકા! પિતા શત્રુજીત!! આ નરાધમ, પિતૃકુલઘાતી પુત્રને ક્ષમા કરજો! મારૂં આ પ્રાયશ્ચિત તમને સ્વીકૃત થાઓ! હા! શાકયકુલ! હા! કપિલવાસ્તુ રાજકુલ!!" કહેતાં કહેતાં સમરકેતુએ કીલ દબાવી દીધી.

સમ્રાટનો હાહાકાર હૃદય વિદારક હતો!

સહસા અંતક વજ્રપાત જેવો ભયંકર શબ્દ થયો. સરોવરનું પાણી ઉદ્વેલિત થઇ ઉઠયું. એક ભીષણ નિનાદ કરતો દુર્ગ સરોવરમાં વિલીન થઇ ગયો! સમસ્ત કોસલ સેના પણ જલમગ્ન થઇ.

પ્રાતઃકાલે નિકટવર્તી ગામોના બચેલા વાસીઓએ જોયું કે રામગઢનું નામોનિશાન પણ નથી! કેવલ સરોવર અને સરોવર જ દેખાતું હતું!

સરોવરની નિર્દોષ તરંગલેખાઓ પૂર્વવત જાણે કાંઇ બન્યુ ન હોય, એમ અનિલ સાથે મસ્તીમાં મશગુલ હતી. હાય, પ્રકૃતિની માનવપતિ સદાની નિરપેક્ષ ઉદાસીનતા!

(૪)

કુશીનગરની સન્નિકટ શાલવનની શીતળ છાયામાં ભગવાન બુદ્ધદેવ વિરાજમાન હતા. અનેક ભિક્ષુ પાસે બેસા હતા. એક પથિક ભિક્ષુએ ત્યાં પહોંચીને ભગવાનના ચરણોમાં નમન કર્યું. ગદ્ગદ કંઠે ને જેમતેમ બોલ્યો, "દેવ! રામગઢનું પતન થયું. શાકયોનાં રાજ્ય વિલીન થઇ ગયાં! રાજા શત્રુજીત તથા તેમના વેવાઇ કપિલવાસ્તુ નરેશ આ લોકથી સાથે પ્રયાણ કરી ગયા. લડતા લડતા સઘળા શાકયવીરો વીરગતિ પ્રાપ્ત કરી ગયા. પણ મરતાં મરતાં તેઓ શત્રુઓને પણ સાથે લેતા ગયા!"

ભગવાન ખિન્નવદન થઇ ગયા. ક્ષણેક પછી તે બોલ્યા, "દેશદ્રોહ! મતભિન્નતા સદા ભારતની દુશ્મન રહી છે. ભવિષ્યમાં યદિ લોકો ચેત્યા નહીં તો મતભિન્નતાની પુત્રી — માહોંમાંહેની લડાઇ — સર્વનો નાશ કરશે.

આનંદે નમ્રભાવે પૂછયું, "એનો પ્રતિકાર શો?"

પ્રશાંતવદન તથાગત ભગવાન બોલ્યા, "અવશ્ય છે. તૃષ્ણાનું દમન!"

તેમના સ્નિગ્ધ શબ્દોમાં વિષાદ છતાં આશાની ઝાંની હતી!!

---

## કોંગ્રેસ સરકાર

મુંબઇ સરકારે પારસી મહાજનને ફરી જુદો કરવા ઠરાવ્યું છે

મુંબઇ સરકારે અમદાવાદ શહેર અને આસપાસના ૨૭ ગામોમાં સંપૂર્ણ દારૂ નિષેધ કરવાનું જાહેર કર્યું છે.

સુકત પ્રાંતમાં દારૂ નિષેધ અંગે બે હજાર દારૂની દુકાનો બંધ કરવામાં આવશે.

મદ્રાસ સરકારે ૬૭ બીજા કેદીઓને છૂટા કર્યા છે.

યરોડા જેલના સ્ત્રી વિભાગમાં કાંતણ કામ શરૂ કરવામાં આવ્યું છે.

આવકના વધારા માટે સાધનો શોધી કાઢવા મું. સરકારે સમિતિ નીમી છે.

મુંબઇ સરકારની કેળવણી સમિતિ ભલામણ કરે છે કે દરેક પ્રાંતમાં કેળવણી માટે સલાહકાર બોર્ડ નીમવું. ઇન્સપેક્ટર પદ્ધતિમાં સુધારો કરવો, શાળાઓમાં સીણવટથી તપાસ કરવી, ફરજીઆત અને મફત કેળવણી ક્રમશઃ દાખલ કરવી, સ્થાનિક સંસ્થાઓ પાસેથી કેળવણી ખાતાઓ લઇ લેવાં.

ગાંધી–ઇર્વિન કરાર પ્રમાણે મીઠા સંબંધી છૂટો પાછી અપાય છે એમ મુંબઇ સરકારે જાહેર કર્યું છે.

સરહદ પ્રાંતની કોંગ્રેસ સરકારે ૧૨૪ અ, ૧૦૮, ૧૪૪ વગેરે કલમો અને દમનના બીજા કાયદાઓ રદ કરનારૂં બીલ તેની ધારાસભામાંથી પસાર કર્યું છે.

સુકત પ્રાંતની સરકારે અલ્હાબાદને બીજી રાજધાની બનાવવા ઠરાવ્યું છે. ધારાસભાની એક બેઠક ત્યાં મળશે એમ જણાય છે.

દાહોદ, ગોધરા અને કાલોલની તાલુકા બોર્ડો મું. સરકારે એપ્રિલ ૧લી રદ કર્યાના હુકમો કાઢયા છે.

મુંબઇ પ્રધાનમંડળે દેશી વૈદક અંગેનું બીલ અને હરિજન અલગ મતાધિકાર રદ કરતું બીલ મંજુર કર્યાં છે.

મુંબઇ સરકારે એક યાદી બહાર પાડી ઇલાકાના ખેડૂતોને આવતી મોસમમાં કપાસના વાવેતર પર અંકુશ મૂકવા સૂચના કરે છે.

મુંબઇ સરકાર નાશિકથી વલસાડની સડક બાંધશે.

મદ્રાસની કેટલીક પ્રાથમિક શાળાઓમાં કાંતણ કામ શરૂ કરવામાં આવ્યું છે.

મદ્રાસ સરકારે ગૌચરના દરમાં ૫૦ ટકાનો ઘટાડો કર્યો છે.

સરહદ પ્રાંતમાં ડેરા ઇસ્માઇલખાન જીલ્લામાં દારૂબંધી થશે.

સુકત અને બિહાર પ્રાંતની સરકાર ક્રમશઃ રાજકેદીઓ મુકત કર્યે જાય છે.

મુંબઇ સરકારે થાણા જીલ્લાની બધી તાલુકા બોર્ડો રદ કર્યાં છે.

રાજદ્વારી કેદીઓનો જૂદો વર્ગ રચી તેમને જૂદી સગવડો આપવા મધ્ય પ્રાંતની સરકાર એક બીલ લાવશે.

સુકત પ્રાંતની સરકારે ગ્રામ ઉદ્યોગ માટે ૧ કરોડ રૂપિયા કાઢયા છે.

મધ્ય પ્રાંતમાં માનદ મેજીસ્ટ્રેટોની પ્રથા નાબૂદ કરવામાં આવી છે.

મુંબઇ સરકારે મીલ મજુરો અંગે નીમેલી સમિતિએ મીલ મજુરોના પગારમાં ૧૨ ટકાનો વધારો કરવા સૂચના કરી છે.

મુંબઇ પ્રધાન મંડળે ખાસ્સે સ્પેશિયલ ઇમરજન્સી એક્ટ નાબૂદ કરવા નિર્ણય કર્યો છે.

સુકત પ્રાંતની સરકારે પ્રેમ મહાવિદ્યાલય સામેનો પ્રતિબંધ રદ કર્યો છે.

સરકારી નોકરોના પગારમાં કાપ મૂકવાની મુંબઈ સરકારની સૂચના હિંદી વજીરે નહિ સ્વીકાર્યાનું જણાય છે.

મદ્રાસ સરકાર પ્રજા હિત માટે પગલાં લેવા ૧૩૩ કરોડની લોન કાઢશે એમ જણાય છે.

સરહદ પ્રાંતની સરકારે અસહકારનો વિરોધ કરતો ઠરાવ તેની ધારાસભામાં પસાર કર્યો છે.

# મુંબઇ સરકારના બજેટમાંથી થોડુંક જાણવા જેવું

૧ મુંબઈ શહેરમાંના સરકારી પટાવાળાઓને રહેવાની મફત સગવડ.

૨ દેશી તમાકુની નિકાસ અને વેપાર ખીલવવા ૪૦ હજાર રૂપિયા.

૩ વીજળીના દીવા સસ્તા કરવા માટે તપાસ સમિતિ. ગામડેગામ વીજળી સસ્તી પહોંચાડવા સરકારી બે કારખાના કાઢવાં.

૪ કાનડામાંના જંગલોમાં આવેલા ગામોની પા માઈલ નજીકનાં જંગલો ખેતી કરવા માટે ગામ લોકોને સોંપવામાં આવશે

૫ ખેડી શકાય એવી અણખેડી સરકારી જમીન ઓછી ખેડવાળા ખેડૂતોને આપવી.

૬ ગામડામાં ગ્રામ્ય પંચાયત ઉભી કરવા માટે ચાર લાખ રૂપિયા. પડતર જમીન પંચાયતને આપવી. સરકારી જમીન એવી ન હોય ત્યાં ખરીદીને પંચાયતને આપશે તે માટે એક લાખ રૂપિયા ગામડાની શાળાઓના નિભાવ માટે શક્ય હશે ત્યાં સરકાર જમીન આપશે.

૭ ગામોમાં કુવા તળાવ માટે દશ લાખ.

૮ ગામડાઓમાં ૧૦૦ ફરતા વૈદો અને દર્દીઓ જઈ વસે તે સગવડ માટે રૂ ૨ લાખ વૈદો તબીબો મફત સારવાર કરશે.

૯ આયુર્વેદ શાળાની મદદ માટે રૂ ૨૦,૦૦૦

૧૦ દરેક ગામે એક પાકો રસ્તો થાય એવો સાત વરસમાં કરતા જવાનો કાર્યક્રમ.

૧૧ શાળાઓ મકાનની કચાશ પુરી કરવા આઠ લાખ રૂપિયા.

૧૨ શાળાઓ તેમના કાર્યક્ષેત્રમાં વધારો કરે તો તેની ગ્રાન્ટમાં વધારા માટે રૂ ૯ લાખ.

૧૩ બીજી શાળાઓ નવી ખોલવી.

૧૪ શાળાઓના મકાનો બાંધવા ૧ લાખ રૂપિયા.

૧૫ સ્થાનિક સત્તાથી નીકળતી પ્રાથમિક શાળાઓને મદદ માટે નવ લાખ રૂપિયા.

૧૬ શિક્ષક થવાની તાલીમ લેતા ઉમેદવારોને હિન્દીનું ફરજીયાત શિક્ષણ. તે માટે કોલેજોની મદદ.

૧૭ ગ્રામ્ય પુસ્તકાલય માટે ૫૦ હજાર રૂપિયા.

૧૮ ગામડાંમાં ગૃહ ઉદ્યોગની શાળા માટે દોઢ લાખ.

# પૂર્ણા

"દયા તણા ડંકા ગડગડતા, પ્રેમલ તાતાં તીર,
પરિધાનો પરમાર્થ તણાં, ને અળગાં મૂકો શીર,
ન્યાય તણી ધરી બેલ,
જીવનમુક્તિના ખેલ
ખેલો સંયમથી સ્હેલ,
ભેદીને તિમિર ફગલ !"

ર. વ. દેસાઈ

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

: પૂર્ણા કાર્યાલય :
. મોટા બજાર :
નવસારી . .

પુ. ૧, અંક ૯ :
એપ્રિલ ૧૯૩,

# અનુક્રમણિકા



---

## પૂર્ણા કાર્યાલયના નિયમો

દર અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે માસિક નિયમિત પ્રકટ થાય છે. તા. ૨૫મી સુધીમાં અંક ન મળે તો કાર્યાલયને સરનામે પત્ર લખી જણાવવાથી બીજી નકલ મોકલવા વ્યવસ્થા કરવામાં આવશે

૨ પોસ્ટેજ મોકલ્યું હશે, તો નહિ સ્વીકારએલા લેખો લેખકને પરત કરવા તજવીજ કરવામાં આવશે.

૩ લેખકના મંતવ્યો સાથે તંત્રી સમ્મત જ છે એમ માની ન લેવું.

૪ દરેક લેખકને તેમના છપાયેલા લેખોની પાંચ છૂટી પ્રતો તથા તેમનો લેખ છપાએ હોય, તે અંક મોકલવામાં આવશે.

૫ વાર્ષિક લવાજમ દેશમાં રૂ ૨-૮-૦ બર્મા માટે રૂ. ૩-૦-૦ અને અન્ય દેશો માટે ૭ શીલીંગ રાખવામાં આવ્યું છે.

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ | એપ્રિલ ૧૯૩૮ | અંક ૯ મો.


## સેતાનને નિષ્ફળ કરો

અંગ્રેજીમા એક એવી દંતકથા છે કે સેતાનના ફળદ્રુપ ભેજામાં એક દિવસ બુટ્ટો ઊઠયો કે "મારે સખ્યાબધ માણસોને ઝડપથી પકડી મારી મોહજાળમા સપડાવવા જોઈએ." તેથી તેણે તેના એક નોકરને કઈ સૂચના આપી એક રાજમાર્ગ ઉપર ઊભો રાખ્યો. તે નોકર રસ્તે જતા આવતા રાહદારીઓને રોકી કહેતો, "ભાઈ, તુ આટલો બધો દિલગીર કેમ? તું તદ્દન નિરાશ જણાય છે." વટેમાર્ગુ જવાબ દેતો, "નહિ, નહિ, હુ નિરાશ નથી" નોકર ભારપૂર્વક જણાવતો, "અરે, તારૂં મુખ કેવું મ્લાન છે! ખરેખર તું તદ્દન હતાશ છે" આ પ્રપચથી જેઓ હતોત્સાહ થતા તેને નોકર પકડી લઇ જઇ સેતાનને સ્વાધીન કરતો. પણ કેટલાકો ઊંચુ મસ્તક રાખી દ્રઢતાપૂર્વક કહેતા "નહિ, નહિ હુમે હતાશ નથી." આવા પુરૂષોને સેતાનનો નોકર ન તો પકડી શકતો કે ન તો કઇ કરી શકતો અને સેતાને પ્રસારેલી માયાજાળ નિષ્ફળ નીવડતી.

એક રશિયન તત્વચિંતકે કહ્યુ છે કે દુનિયામાં નિરાશા જેવુ બીજું કોઈ પાપ નથી. આશાવાદી બનતા માણસ સેતાનથી સહજ જ ભયમુક્ત બની શકે છે.

— ૨.

## ....બારણે....

કોણ આવી મારે બારણે ઉભો ?
મ્હેલ મૂકી કોને સાંભર્યો કુબો ?
અંધારી રાતમાં તારા તરે
એમ શબ્દ સરે,
મારા મનની ભીનમાં;
કોણ ટકોરા મારી રહ્યું હશે
અરધી નીંદરમાં ?
સેવક કો'ક બની ગયો સુબો
મ્હેલ મૂકી મારે બારણે ઊભો.
દૂરની હાકલ આવતાં ઓરી
અંતરને ચોરી,
મેં મૂકેલ ખોડિયામાં;
ઠરી જશે નહિ દીપક; છે હજી
દીવેલ કોડિયામાં:
તોય ધરીશ હું પ્રાણનો ખોબો
કોણ આવી મારે બારણે ઊભો ?
કોડિયાની જરા વાટ વધારી
હૈયું કરી ભારી,
નાખી આંગળી સાંકળમાં;
બારણું ઉઘડતાં પટકાયો
યાચક પથ્થરમાં,
યાચકને ઘેર યાચક ઊભો
ભીનો થયો એના લોહીથી કુબો.

ઇન્દુલાલ ગાંધી

# ....પૂર્ણા તટે....

## ( રોળા )

નદિની પૂર્ણા તટે ઊભી હું જનની, આજે,
ઊંડે ઊંડે છેક સ્મૃતિ જલદલમાં જાઉં;
વિમલ સ્મરણુ મૌક્તિક અમૂલાં ત્યાંથી લાવું;
જે મુજ જીવન-હાર મહીં દિનરાત વિરાજે.

તારી જીવનસરિતા પણુ આ પૂર્ણા પેઠે,
નિકળી કઠિન ગિરિથી, વિકટ વનોને કાપી;
કંટક, શૂલ, ખડક ભરિયા મારગને માપી,
વાંકી ચૂંકી જટિલ વીથિઓ એમ સમેટે.

સુખ દુઃખ ભરતી ઓટ મહીં જીવનજલ ખાટાં,
તારાં માડી થયાં ઘડીકભર કિંતુ પાછાં;
મીઠાં જલનાં વ્હેણુ ફૂટન્તાં આછાં આછાં;
જેમાં અંગ અબોળે તારાં બાલક પ્યારાં !

સુણું કલકલ નાદ સરિત પૂર્ણાનો આજે,
તેહ ધ્વનિના અર્થ ઉકેલનં કાજ મથું છું;
ગૂઢ અતિ ગંભિર પ્રશ્ન હું ચિત્ત રટું છું,
ઓ મા, કહે તું અર્થ હશે શો એહ અવાજે ?

કલકલ એહ નિનાદ સુણી મુજ અંતરવીણા,
જે છે કંપિત ઝંકૃત તારા નિધના વેશે;
તૂન તૂન તીણો નાદ કરી ઊઠે અવશેષે,
ને તે એમ અખંડ જગાવે શોકપ્રવીણા.

સુણવા તારા બોલ મધુર, મુજ અંતર ઝંખે,
ચક્રવાક ઝંખે જ્યમ સુર્યોદયને માટે;
એઠાં ઝુરે ઊભય સરિતને સુંદર કાંઠે,
શત શત વિરહ વીંછીઓ મમ અંતરને ડંખે!

ભસ્મરાશિ તવ દેહતણો લઈ પૂર્ણા વ્હેતી,
એના કલકલ સ્વરમાં શું તુજ સ્વર છે ભળિયા?
વા શું પડઘા એહતણા વાયુમાં મળિયા?
તારા સૌ સંદેશ જશે સરિતા શું કહેતી?

ગઇ અનંત અભેદે મળવા શું તું માતા
વા તું પૂર્ણાસંગ પ્રવાસે વિચરી વેગે?
આશ્લેષો અતિ ગાઢ અથવા ઉર ઉદ્વેગે:
રમવા રમ્ય ઉછંગ, જેહ છે જગનો ત્રાતા?

પૂર્ણા તટ સંચરતા સમીરણને હું પૂછું,
પૂછું તટ તરુવરને, પશુ, પંખી, માનવને
સુણીશ કયારે શબ્દ માતના મારા શ્રવણે?
ઉત્તર ના મળતો: રે, હું આંસુડાં લૂછું!

મારો વિરહ પૂજાપો તુજને પ્રેમે ધરવા,
આવ્યો તટિની તીર, સારતો અશ્રુ ઊન્હાં;
સરિત સલિલની સંગ મેળવ્યાં એહ દ્વિગુણાં;
આવે છે તે માત! તાહરે ચરણે ઠરવા.*

રતુભાઈ દેસાઈ

* લેખકની 'જનની' નામની અપ્રકટ શોકપ્રશસ્તિ (Elegy) માંથી ઉધ્ધૃત.

# ....દોરંગી....

ઝુગઝુની આંખડીનાં ઉતાર્યાં મોતીઓ
સોનાની આરસીમાં કાચ મેં દીઠા;
'ઉઘાં ચશ્મા' ઉતારી ઝુલટાવી પેટીઓ
સાકરના લાકડામાં કાચ મેં દીઠા. ૧

ભાગ્યું ભરૂચ, શ્હેર દીલ્હીનાં ડોલીઓ
દાગ કેરી કુરતાને ભાંડતા ઘણા,
કુળાં અંકુરીઆનાં ઉખેડી મુળીઆં
કોડભરી જીંદગાની ભાગતા ઘણાં;
તોય પાણી પેટનાં ન હાલતાં દીઠાં ૨

પથરાના પાળીઆના તૂટે જો હાથ પા
એ દેખી પોસ આંસુ પાડતા ઘણા;
જીવતા માનવી-મજુરીઆના હાથ પા
સંચાની દાઢમાં ચવાય છે ઘણા
તોયે ના 'દયાળુ દીલ' ડંખતાં દીઠાં ૩

ઇંદ્રપુરી બળેરે અલકાપુરી બળે
કલ્પનાની આગએ બુઝાવતા ઘણા;
આખી લંકા બળે રે પોતાના પાતળે
ઘેર ઘેર હોળીઓમાં દાઝતા ઘણા
હાય ! લોકો દાઝીયાને ડહામતા દીઠા ૪

લીલાં ચાકો ન ખાય, 'ભાઇનો જીવ જાય'
જૂ માટે જીવદાન આપતા ઘણા;
પોતીકા જાતભાઈ માનવ તેની સગાઈ
ભૂલીને લોહીમાંસ ચૂસતા ઘણા,
ફુલાવી ફુંદ એને ડોલતા દીઠા. ૫

પૂજાતા દેવદેવી પૂજાતા પોઠીઆ,
બોગો થાળે ન માય, ભક્ત છે ઘણા;
પૂજા પૂરી કરાવી ધર્માત્મ શેઠીઆ
ભૂખ્યાનો કોળીઓ ઝુટાવતા ઘણા,
ઉભે બજારે ધાડ પાડતા દીઠા. ૬

કંકુ જેવું કપોલ, ગુલાબી ગાલ ગોલ
ગોરી એવીના પાદ પૂજતા ઘણા,
કેરી મીઠી મધુરી ઘોળીને ચુસી પૂરી
ખાલી છોડીને દૂર ફેંકતા ઘણા;
ભમરા નવીન ફુલ શોધતા દીઠા ૭

રાજા રાણી મરે રે રાજાની માવડી
રોતા રોતા રચે છે રાજીઆ ઘણા;
નનામા દીન કેરી લાખ લાખ કાંદડી
ચોરે ચડી તમાંશો દેખતા ઘણા,
પત્થર જેવાં એવાનાં કાળજાં દીઠાં.

મ

# ૬૦ ગુજરાતના પુરાતન ઇતિહાસની કડીઓ

દક્ષિણ ગુજરાતના ઇતિહાસને લગતી જે માહિતી અત્યાર સુધીમાં એકઠી થએલી જોવામાં આવે છે એ ઘણી જ ઓછી છે એમ કહેવામાં વધારે પડતું કાંઇ જ નથી. વળી આ માહિતી પણ એક ગ્રંથમાં કે એક જ સ્થળે સંકલિત થએલી નથી. અને એથી આ ભૂ—કવચ પર દૃષ્ટિ ફેરવી તે સ્થળનાં પુરાતન શિલ્પના અવશેષો કે તાંબાના પતરા પર લિપિબદ્ધ થએલી હકીકતોને આધારેજ તવારીખી નોંધ તૈયાર કરનારને તો આ પ્રદેશમાં કદાચ નિરાશા સાંપડે અને ઉત્તર ગુજરાત કે કાઠીઆવાડમાં મળતી ઇતિહાસની ભવ્ય સામગ્રી જેવાં સાધનો પ્રાપ્ત ન થાય એટલે દક્ષિણ ગુજરાતના પુરાતન ઇતિહાસના નામે મીંડું મૂકી દેવાની ઉતાવળ કરે એ પણ શક્ય છે. પણ હું તો માનું છું કે ઇતિહાસનું સંશોધન એ પણ વિજ્ઞાનના સરખો તાત્વિક વિચારણાનો વિષય છે. કેવળ ગ્રંથોના હવાલા જ પોતાની શોધના આધારમા આપવાના હોત અને તો જ તે શોધ પ્રમાણિક લેખાય એમ હોત તો આચાર્ય શ્રી જગદીશચન્દ્ર જગતને પોતાની અણમોલ સામગ્રીઓની ભેટ કરી શકત નહીં.

ઇતિહાસનાં સંશોધનની બાબતમાં કાનાબી હવાલાના મહત્વને જરાયે ઓછું કર્યા સિવાય પણ હું એમ કહેવા માંગું છું કે એ સંશોધનની શરૂઆત જ્યાંથી માટીના કણ એકઠા થયા ત્યાંથી શરૂ કરી આજ ને દીને આવી લાગીએ ત્યાં સુધીની લંબાઈ શકે છે અને તેમાં જે વત્તી ઓછી સામગ્રી સાંપડે તે પ્રમાણે તે સ્થળના મહત્વનું કમી–જાસ્તીપણું નક્કી થઇ શકે.

આ દૃષ્ટિથી વિચાર કરીએ છીએ ત્યારે દક્ષિણ ગુજરાતની ભૂમિનું મહત્વ આ દેશની પુરાતન સંસ્કૃતિને જાળવનાર બીજી કોઇ પણ ભૂમિ કરતાં ઉતરતું નથી એમ લાગે છે.

દક્ષિણ ગુજરાતમાં આવેલી નર્મદા અને તાપી જેવી બે વિશાળ નદીઓના તટ-પ્રદેશને વિસરીને આ પ્રદેશના ઇતિહાસની સંકલના કરનાર ગોથું ખાશે. ઇતિહાસના યુગના પ્રારમ્ભમાં આ નદીઓના મનોરમ્ય રમાળ પ્રદેશમાં કેટકેટલી જાતિઓના વિસામા થયા હશે તેની ભાળ મેળવવી પડશે.

નાગ અને અસુર જાતિઓની બળવાન વસાહતો ગુજરાતની ભૂમિપર હતી એ વસ્તુ સ્વીકારાવા લાગી છે. સિન્ધુથી માંડી તાપી સુધીનો કાંઠો પુરાતન કાળમાં સાગર સાહસિક જાતિઓની વસાહત ભૂમિ હતો. સ્વ. કરંદીકર મહાશયે નર્મદાની ખીણનાં કેટલાક સંશોધન કરી તેના પ્રાચીનત્વના પુરાવા આપ્યા છે. તાપી ખીણ અને તેના દક્ષિણ તટો હજી શોધવા બાકી છે. અને તેમ છતાંય નવસારીની આસપાસના પ્રદેશમાં શોધખોળ થાય તો ઘણું પુરાતન જાણવા જેવું સાંપડવા સંભવ રહે છે.

કેટલીકવાર ન્હાના માણસની વાતો હાસ્યાસ્પદ લેખાય છે. એ હાંસીનો ભય દૂર રાખી ને કહું તો ટોલેમી ઇ. સ. ઇસુની સદીના શરૂઆતના ભૂગોળવિદો નવસારીનો 'નરસિપ્પા' નામથી ઉલ્લેખ કરે છે. આ નરસિપ્પા અને નરસપ્પા વચ્ચે ભેદ ખાસ નથી. હવે સિન્ધુ ખીણનું હડપ્પા, ગોદાવરીની ખીણનું કડપ્પા, તુંગભદ્રાના જગવિખ્યાત જળધોધ ગેરસપ્પા

એ બધાં નામો સમકાલિન અને એકજ જાતિએ પોતાના પરિભ્રમણના કાળમાં કેમ ન યોજ્યાં હોય? આ વસ્તુ મને તો વિચારમાં લેવા સરખી જણાય છે અને આ બાબત સ્વીકાર કરીએ તો સિન્ધુ ખીણની સંસ્કૃતિ અને તાપી ખીણની સંસ્કૃતિનો સમય સરખો આવી શકે. આજે સિન્ધુ ખીણમાંથી મોએન-જો-ડેરો અને હડપ્પામાંથી પુરાવા મળ્યા છે. ગેરસપ્પા જગવિખ્યાત છે અને કડપ્પા ભૂસ્તર-વિજ્ઞાનને પાને ચઢી ચુક્યું છે.[1] નરસિપ્પા (નરસપ્પા)-નવસારીના 'પેરીપ્લસ ઓફ ધી યુરિથ્રિઅન સી' કે ટોલેમીના દફતરોમાંના ઉલ્લેખ ઇસુની સદીની શરૂઆતના ગણાય.

નવસારીમાંથી બુદ્ધ-કાલિન શિલ્પની બે મૂર્તિઓ મળી છે. કામરેજમાંથી ઇસુની સદી પહેલાંના ઘણા સિક્કાઓ મળેલા છે અને વડોદરા રાજ્યના પુરાતન સંશોધક ખાતાના વડા ડા૦ હીરાનંદ શાસ્ત્રીને કામરેજમાંથી બુદ્ધ કાલિન કેટલીક મૂર્તિઓ મળી છે.[2]

આ જોતાં નવસારી અને તાપી ખીણના પ્રદેશના પુરાણાપણાની હકીકતો જાણવાનું સાધન પુરું પડે છે. વાયુ અને મત્સ્યાદિ પુરાણ તથા ભાગવત એમાં સહાયક નીવડે એમ છે.

હિંદુસ્તાનના પુરાતન ઇતિહાસમાં ઉદયન વત્સરાજનું નામ સુપ્રસિદ્ધ છે. આ ઉદયન અવન્તિનો રાજા હતો કે મગધનો એ વિવાદગ્રસ્ત હકીકતને બાજુએ રાખીશું. ઉદયન પોતાની વિજય યાત્રા દરમિયાન આ પ્રદેશમાં આવી ગયાનો ઉલ્લેખ મળે છે.

"यच्चक्रे लाट नारीणाम् उदश्रुकलुषा दृशः" ॥ १०४ ॥[3]

'તેણે લાટ દેશની નારીઓનાં નેત્ર અશ્રુથી ભરેલાં બનાવ્યાં.'

બૃહદ્ કથા અને તે આધારે લખાયેલ કથાસરિત્સાગરના ઐતિહાસિક હકીકતોપૂર્ણ ગ્રંથો મૂળ પૈશાચી લિપિમાં લખાયલા છે. બુદ્ધના ઘણા સૈકા પૂર્વે આ ગ્રંથો લખાયલા હતા. મહારાષ્ટ્રી જ્ઞાનકોશના સંપાદક સ્વ. ડો. શ્રીધર વ્યંકટેશ કેતકર મહોદયનો આ મત છે અને તેમના મત મુજબ ઉદયનનો કાળ ઇ. સ. પૂ. ૮૦૦ ની આસપાસનો આવે છે.

આ રીતે તેટલા પુરાણા સમયમાં આ પ્રદેશ લાટ નામથી પ્રસિદ્ધ હોવાનું નિષ્પન્ન થાય છે. ઉદયન મગધ જેટલે દુરથી પોતના સૈન્યના પગનો રસ ઉતારવા અરબી સાગરના કિનારા સુધી આવ્યો નહીં હોય તે કાળે આ પ્રદેશનું કાંઇ મહત્ત્વ હશે તો જ તેને પોતાની વિજય યાત્રા પશ્ચિમ સાગરને કાંઠે લાવવાના મનોરથ થયા હશે.

હિંદને દક્ષિણ કાંઠે આવેલું બૌદ્ધકાળમાં પ્રસિદ્ધ થયેલું શુર્પારક બંદર અને તીગ્રીસ-યુફ્રેટીસના જળપ્રલયના સમય પહેલાંનું સુમેરીઅન પ્રજાનું 'શુરપક્ક' નગર એ બે નામો વચ્ચેનું સામ્ય ગુજરાતના દક્ષિણ કિનારા અને હાલમાં મેસાપોટેમીઆના નામથી ઓળખાતા પ્રદેશ વચ્ચેના સંબંધનું સૂચક છે.

બાલ્ડિયન પ્રદેશમાંના ઉર નગરમાં હાલ અગત્યનાં સંશોધનો થયાં છે. એ ઉર નગરમાં ઇ. સ. પૂ. ૩૧૦૦ અને ઇ. સ. પૂ. ૨૬૦૦ વર્ષના ગાળામાં મેસ-અન્ની-પદ નામે રાજા થઈ ગયાનું ત્યાંથી મળેલી તક્તીઓના આધારે સંશોધકો ઠરાવે છે

૧ ભૂસ્તર વિજ્ઞાન, ઉત્તરાર્દ્ધ ગુ૦ વ૦ સોસાયટી.

૨ આર્કિઓલોજીકલ ડિપાર્ટમેન્ટનો રિપોર્ટ વડોદરા રાજ્ય ૧૯૩૫-૩૬.

૩ કથા સરિત્સાગર

'શરૂપક્ક' આ સમય પહેલા પાટનગર હતું. વળી ત્યાં રહેતી અને નગરરચનાનું કામ કરતી જાતિઓ સુમેરિયન પ્રજા ન હતી. ત્યારે દક્ષિણ ગુજરાતને શૂર્પારકને બંદરેથી આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે એ જાતિઓ ગઈ કેમ ન હોય ? અને તે સાથે પોતાના બાપોતી નિવાસ-સ્થાનનું નામે ન લેતી ગઈ હોય ? આ અનુમાન પણ વિચારવા જેવું છે.

ત્યાંથી આગળ ચાલી પુરાતન સંસ્કૃતિના ધામ સરખા મનાતા 'મિશ્ર'—મિસરના તરફ નજર વાળીએ તો એ પ્રદેશના પુરાણા રાજવંશ "મેનસ" ના પણ ઘણા કાળ અગાઉ ત્યાં 'બદરયણ'–બાદરાયણ સંસ્કૃતિનો યુગ આવી ગયો છે.

ભારતિય ધાર્મિક ઇતિહાસમાં બાદરાયણનું નામ સુપ્રસિદ્ધ છે. અને પશ્ચિમના પ્રદેશમાં જવાનું બારૂં ગુજરાતનો કિનારો હતો. દક્ષિણ ગુજરાતની તાપી–નર્મદાના મૂખો હતાં એ સરળ બીના છે, આ મુખદ્વારો મારફતે ગુજરાતને દક્ષિણ સીમાડેથી સંસ્કૃતિના વિનિમયો કેમ ન થયા હોય ?

ગરુડ, નદી, નાગ, ગજ, મેઘાદિની પૂજાઓ અને શ્રાદ્ધાદિક ક્રિયાઓનું પ્રાચીન સામ્ય જોતા પુરાતન કાળમા "આફ્રિકાના મોરક્કોના કિનારેથી માંડી વિંધ્યના પ્રદેશ સુધી અને સિંધુથી દક્ષિણ દેશ સુધી એકજ પ્રકારની સંસ્કૃતિ પ્રસરી રહી હતી." એવું સમર્થ ઇતિહાસવિદ શ્રી. ચાઇલ્ડ જણાવે છે. એ મતમાં ઘણું સાર્થક લાગે છે.[૪]

શ્રી. ચાઇલ્ડના ઉલ્લેખેલા વિસ્તારમાં દક્ષિણ ગુજરાતનો ભાગ સ્વાભાવિક રીતે જ આવી જાય છે.

વળી દક્ષિણ ગુજરાતમાં તાપી કાંઠે સોનગઢ તાલુકાના સેરૂલા ગામના વિભાગમાંથી, વ્યારા તાલુકામાંથી તથા કામરેજ તાલુકાના તાપી કિનારાની આસપાસથી ભૂસ્તરશાસ્ત્રી શ્રી. બ્રુસ ફુટને પાષાણ–યુગના કેટલાક હથિયારો મળી આવેલાં.

પાષાણ યુગમાં માનવી કેવળ અસભ્ય હતો એમ માનવાનું પણ કારણ નથી. સહરાના ગળગતા રણમાંથી મળી આવેલી ગુફાઓમાં તે કાળનાં કેટલાંક ચિત્રો માંપડયાં છે અને તેણે પુરાતન કાળમાં માનવી મનુષ્યાહારી કબંધ જેવો ભટકતો ફરતો હતો એ માન્યતાઓને ફેરવી છે.

તાપીને કાંઠે જે પાષાણયુગની માનવ વસ્તીના પુરાવા મળ્યા છે એ વસ્તીને સંસ્કારી માની લેવાની ઉતાવળ ન કરીએ તોપણ દક્ષિણ ગુજરાતનો કાંઠો હજારો વર્ષ પૂર્વે વસ્તી સુનો હતો એમ તો ન જ કહી શકાય

લોકમાન્ય તિલકના મત મુજબ આજથી લગભગ બાર હજાર વર્ષ પૂર્વે હિમોત્તર કાળનો પારમ્ભ થયો હતો ત્યારે ઉત્તરધ્રુવના પ્રદેશે તરફની ભૂમિ વસવાટને યોગ્ય ન રહી ને તે પ્રદેશમાં રહેતી વસ્તી દક્ષિણ કે પશ્ચિમના પ્રદેશમાં સરવા લાગી પણ એ રીતે ઘણોખરાં હિમસંપાત અને જ્વાળા મુખીઓના ભયંકર ઉત્પાતો પહેલાં આટલાંટિકનો પ્રદેશ યુરોપ અને અમેરીકાના મધ્યમાં વસ્તીનો એક પ્રચંડ ખંડ હતો ને અદરય થયો. તે

---

૪ New Light on the Most Ancient East

અગાઉ ગુજરાતના કિનારાને જોડીને આફ્રિકાને સાંકળતો અને દક્ષિણ તરફ ઑસ્ટ્રેલીઆની ભૂમિને પોતાનામાં સમાવી દેતો એક સળંગ ભૂમિ ભાગ હતો.[૫]

પ્રાકૃતિક ઉત્પાતોના સમયમાં આ સળંગ ભૂમિભાગ તુટતા ગયા અને સ્થળને ઠેકાણે ધરણી જળજળાકાર થઈ ગઈ. તેમ છતાંય આજે માડાગાસ્કર, માલદ્વિપના દ્વીપસમુહો અને ઑસ્ટ્રેલીઆના ભૂમિખંડો તથા દક્ષિણ ધ્રુવ સમીપની ભૂમિ એ પુરાતન સાંકળની એંધાણીઓ પુરી પાડે છે.

દક્ષિણ ધ્રુવને સાંકળતા પ્રદેશની લેમુરીઆ અને અતલ અંતિક (આટલાંટિક)ની સંસ્કૃતિઓની લોપ થયાને આજે દશ લાખ કરતાં વધુ વર્ષો થઇ ગયાં હોવાનું માનવામાં આવે છે.[૬]

પણ એ સમયના પુરાતન ભૂમિ ભાગોના તૈયાર કરવામાં આવેલા નકશા જોઈએ છીએ ત્યારે હિન્દુસ્તાનના બીજા ભાગ પર સાગર ઘેરતો જણાય છે. માત્ર ગુજરાતનો કિનારો તરતો છે.

વાયુપુરાણના ૪૮માં અધ્યાયમાં ત્રણ લાંબા અને મોટા પર્વતો સમુદ્રમાં ડુબેલા હોવાનો અને સંવર્તક નામક અગ્નિનો ઉલ્લેખ છે. દક્ષિણનો અને દક્ષિણ ગુજરાતના પ્રદેશનો મોટો ભાગ જવાળા મુખીના પ્રદેશથી બંધાયલો છે. એ બીના જાણીતી છે. પુરાણોનો ઉલ્લેખ હાલની શોધને પુષ્ટિ આપે છે.

આ રીતે દક્ષિણ ગુજરાતના પ્રદેશની હસ્તી અતિ પુરાતન છે. હિમાલયના ગિરિશિખરો સાગરના ગર્ભમાંથી બ્હાર ન હતાં આવ્યાં તે કાળે આ ભૂમિ જનરવ સુની ન હતી.

પુરાતન કાળમાં સંસ્કૃતિનાં વિકાસનાં ક્ષેત્ર સાગર કાંઠે કે નીલ, તિગ્રિસ-યુફ્રેટીસ અને સિન્ધુના વિશાળ જળપટો પર ખીલ્યાં છે. એ બીના સૂચક છે. આ સ્થળોનાં સંશોધન થયાં છે અને તેથી ત્યાંની ઐતિહાસિક વિગતો પર ઘણો પ્રકાશ પડયો.

નર્મદા અને તાપીની ખીણોના પ્રદેશમાંથી હજી આવી કાંઇ માહિતીઓ મળી નથી પણ એથી એ ખીણોનું મહત્ત્વ ઓછું છે એમ માનવાનું કારણ નથી. હું તો માનું છું કે નર્મદા અને તાપીનો પ્રદેશ પુરાતન યુગમાં સંસ્કૃતિની સંયોગીભૂમિ સરખો હતો અને એથી એ પ્રદેશની પુરાતન સંસ્કૃતિની કડીઓ જોડવામાં, એના અણખોળ્યા ઇતિહાસ શોધવામાં કાંઇક સહાય મળે તે દૃષ્ટિથી ઉપરની વિચારણા અહીં રજુ કરી છે.

**શ્રી. મણિભાઇ દ્વિવેદી**

---

૫ The Lost Lemuria.
—*Atlantis & Lemuria.*

૬ The Story of Atlantis.

# દૂબળો હાલી

ડૉ. સુમન્ત મહેતા

એક શ્રી. જે. બી. શુક્લ નામના વિદ્યાર્થીએ ઓલપાડ તાલુકાની આર્થિક તપાસ કરીને મુંબઇ યુનિવર્સિટીની એમ. એ. ડીગ્રી માટે લેખ લખ્યો હતો. એ ભાઇ સુરતની સહકારી મંડળીમા પગારદાર નોકર પણ હતા. લેખ હવે પુસ્તક રૂપે છપાયો છે (લાઇફ એન્ડ લેબર ઇન એ ગુજરાત તાલુકા) "ગુજરાતના એક તાલુકાનું પ્રજાજીવન અને ધંધો" આ ભાઇને વિષે વિગતો આપવાનુ કારણ એ છે કે હું બતલાવી આપવા ઇચ્છું છું કે એ લેખ કોઇ કોંગ્રેસવાળાએ કે રાજકીય પુરુષે કે સમાજ સુધારકે લખ્યો નથી, પણ કેવળ અભ્યાસની દૃષ્ટિએ અને પરીક્ષા પસાર કરવા માટે યુનિવર્સિટીના પ્રોફેસરોની દેખરેખ નીચે લખાયો છે.

એ લેખમાં દૂબળાઓ વિષે થોડી હકીકત લખી છે તે જાણવા જેવી છે. ખેડૂતો દૂબળાઓને હાલી તરીકે રાખે છે. તેને લીધે તેમને કેટલોક ખર્ચ થાય છે તેની વિગતોમાં ઉતરીને બતાવ્યું છે કે હાલીને રાખવામાં દર વર્ષે રૂ. ૧૧૨–૧૨–૦નો ખર્ચ થાય છે. ઓલપાડ તાલુકામાં રોજી કરનારને સરેરાશ પાંચ આના આપવા પડે છે. તેમ કરીને બતાવ્યું છે કે હાલી રાખવાથી ખેડૂતને ખાસ લાભ થતો નથી, ખર્ચ સરખો થાય છે. આ તો હજારો માણસોની પાસેથી મેળવેલી હકીકત એકઠી કરીને સાચી હકીકત તારવી કાઢી છે. પણ તે ઉપરાંત હું વર્ષો થયાં ગામડાંમાં સાંભળું છું કે હાલીઓ એવા હાડકાંના ભાંગેલા હોય છે અને તેમને રાખવાનો ખર્ચ એટલો બધો થાય છે કે હાલી રાખવાનું બીલકુલ પાલવે એમ નથી.

હાલી રાખવાનું પાલવે કે ન પાલવે તે છતાં આ ગુલામીની પ્રથા કાઢી નાંખવી જોઇએ; હાલીની પ્રથા કેવળ કલંકરૂપ છે એવું હું માનનારો હોઇ મને આ આંકડાઓ વિષે દરકાર નથી. તે છતાં આ આંકડાઓ પુરવાર કરે છે કે હાલીની પ્રથા કાઢી નાંખવાને લીધે સુરત જિલ્લામાં કોઇ પણ પ્રકારનો આર્થિક ધરતીકંપ થવાનો નથી, કારણ કે છુટક મજૂરે પાંચ આના અથવા તેનાથી ઓછા એટલે ચાર કે સાડાચાર આનામાં મળી શકે છે.

હવે પ્રશ્ન બીજો. જો હાલી રાખવાનું પાલવે એવું નથી તો કોઇપણ ખેડૂત માત્ર દયાભાવથી કે મનુષ્ય પ્રેમથી દોરાઇ હાલી રાખે છે? આ બાબતમાં ચોકખી ના નો જવાબ મળશે. હું રાનીપરજોમાં ખૂબ રહ્યો છું. મેં એટલે સુધી સાંભળ્યું છે કે કોઇ દૂબળાની બાઇ સાથે આડો વહેવાર રાખીને ખેડૂતે છોકરો પેદા કર્યો હશે તો તેનાપર પણ તે ખેડૂત રહેમ નજર રાખતો નથી પણ માત્ર બળદની માફક તેની પાસે તેનાથી લઇ શકાય તેટલું કામ લે છે. એટલે ભ્રાતૃભાવ મનુષ્યપ્રેમ, દયાભાવ કે વાત્સલ્ય ભાવનો પ્રશ્ન બીલકુલ ખડો થતો નથી.

ત્રીજી એક દલીલ એવી કરવામાં આવે છે કે હાલી હરામ હાડકાંનો હોય છે, પણ જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તેને બોલાવી શકાય છે, અને જ્યારે મોસમમાં રોજંદાં મજૂરો પોતાના દર વધારી દે ત્યારે આવા હાલીઓ વધારે મોંઘા પડે છે. આ દલીલમાં

સત્ય છે, કોઇપણ સરકાર, વિદેશી કે સ્વદેશી સરકાર, આવી રીતે ગુલામીની પ્રથા સહન ન કરી શકે. જેવી રીતે ડોકટરોએ ફી વધારી છે તેવી રીતે દૂબળા કે ભીલ પોતાની મજૂરી ન વધારે ? એ પ્રશ્ન ચોકખો જાત અને માંગતો છે. ઓલપાડ તાલુકામાં એક મજૂર આઠ આના માગશે કે સો માણસો આઠ આના માગશે, તે તેને કદી મળવાના છે ? ઉલટું એ માણસ અગર માણસો રોજી વિના ભૂખે મરશે અને તેમને પાંચ આના લીધા વિના છૂટકો નહીં થાય.

ચોથો સવાલ એવો છે કે આ અજ્ઞાન દૂબળા એવા આળસુ છે કે જો તેમની પાસેથી કામ લેવામાં નહીં આવે તો તે તાડી પીને પડી રહેશે. ધણીઆમાને ત્યાં રહેવાને લીધે જ એ લોકોને દરરોજ ખાવાનું મળે છે. દલીલ બહુ સારી છે, સ્વાર્થ રહિત નથી, અને હાલીને માત્ર સ્વાર્થ માટે જ રાખવામાં આવે છે એટલે તે નકામી છે.

દાલની બીજી બાજુ. હવે આપણે સામી બાજુ તપાસીએ. હાલીની પ્રથાથી આખા હિંદ દેશને કપાળે મોટું કલંક ચોંટે છે, આપણે ગુલામીની પ્રથાને ઉત્તેજન અને પોષણ આપીએ છીએ.

બીજું એ હાલીની આર્થિક સ્થિતિ કદી સુધરી શકતી નથી પણ એ દરરોજ બળદની માફક પશુવત્ જીવન ગાળે છે. પોતે ભણતો કે ગણતો નથી અને તેનાં બૈરી છોકરાં પણ તેટલાં જ અભણ રહે છે. તે ઉપરાંત તેમની સ્થિતિ એવી રીતે દયાજનક અને ભયંકર થઇ છે કે ગરીબમાંગરીબ ઢેડ, ભંગી, વાઘરી ભીલ કે કોળીમાં હિંદુ કે હિંદી સંસ્કારો છે પણ આ બિચારો હાલી તેવા સંસ્કાર પામતો નથી. એનાં સ્ત્રી છોકરાંઓને કોઇ દિવસ પુષ્ટિકારક ખોરાક મળતો નથી, અને તાડી અગર તમાકુ સિવાય એને આનંદ માટે પ્રસંગ ખડો થતો નથી. ભૂલ ન થાય તેટલા માટે હું સ્પષ્ટ કરવા ઇચ્છું છું કે બધા દૂબળાઓની સ્થિતિ આટલી ખરાબ નથી હું માત્ર હાલીઓને માટે જ લખી રહ્યો છું.

બીજા જિલ્લાઓ અને આખો હિંદ દેશ હાલીની પ્રથા વિના ખેતી કરી શકે છે એટલે સુરત જિલ્લાના ખેડૂતની દલીલો નકામી છે. બહુ થોડા સમય સુધી મુશ્કેલી પડશે એ હું કબુલ કરું છું પણ તે અનિવાર્ય ગણવું પડશે.

છેવટ એક ગુંચવાડાવાળો પ્રશ્ન એ ઉભો થાય છે કે હાલીઓએ જે પૈસા ઉપાડયા હોય છે તેનું શું ? અંગ્રેજ પ્રજાએ હિંદને ગુલામ બનાવ્યો અને પછી કરોડો અને અબજો રૂપીઆ હિંદ દેશમાં રેડયા તેનું શું ? રાજાઓ અંધાધુધીનાં જમાનામાં રાજ્ય પચાવીને બેઠા છે તેમનાં કોલકરારનું શું ? જે શાહુકારોએ ૭૫ થી ૩૦૦ ટકા વ્યાજ લઇને તથા ખોટા હિસાબો લખીને હવેલીઓ બાંધી છે તેમનું શું ? આ બધા પ્રશ્નોનો નિકાલ ન્યાયની દૃષ્ટિએ થવાનો છે પણ તે આજની કોરટોના કાયદાનો ન્યાય નહીં, પણ ખરો સાચો ઇશ્વરના દરબારનો ન્યાય. પણ તે ન્યાય આવે ત્યાર પહેલાં જો ધણીઆમા અને સારા મહાસભાવાદીઓ એકઠા મળીને લવાદ તરિકે રકમ નક્કી કરી આપે અને દેવું ફીટાડવાની યોજના રજુ કરે તો તેનો વિચાર કરવો જોઇએ. બાકી શું થશે તે વિષે મારા મનમાં જરાયે શંકા નથી. જગતના બીજા દેશોમાં થયું છે તે અહીં પણ થશે.

---

# સમીક્ષા

—શ્રી. પંકજ

૧

દેવમિત્ર—પાટલીપુત્રનો—પ્રખ્યાત સેઠી–પ્રવાસે નિકળ્યો હતો. તેનું નામ સર્વત્ર જાણીતું હતું. તેના ભૃત્યો અને કર્મચારીઓ સમસ્ત ભારતવર્ષમાં વેપાર કરતા હતા. પાટલીપુત્રના સિવાય કાશી, સાકેત, મથુરા, સાકલ, તક્ષશીલા ઇત્યાદિ સ્થાનમાં તેની દુકાનો હતી, પાટલી પુત્રમાં કોઇપણ વ્યક્તિને દરિદ્રતામાંથી ઉપર લાવવો એ દેવમિત્રને મન રમતની વાત હતી.

વારાણસી પાસે આવતા તેણે નગરની બ્હાર પડાવ નાંખ્યો. સંધ્યાનો સમય હતો. દેવમિત્ર કંઇક વિચાર કરતો પોતાની શિબિરમાં બેઠો હતો. ભૃત્યે આવીને કહ્યું, "એક સ્ત્રી બે ત્રણચાર વરસના બાળકને લઇ આવી છે.આપને મળવા માગે છે."

દેવમિત્રે તેને અંદર લાવવા કહ્યું. જીર્ણવસ્ત્રોમાં રૂપની પ્રતિમાસમ એક સ્ત્રી એક બાળકને લઇ અંદર આવી. તે દેવમિત્રને ક્ષણેક વાર સુધી જોઇ રહી. દેવમિત્ર પણ ચૂપ બેઠો. થોડીવારે બોલ્યો, 'તમારૂં નામ શું છે ? અહીં કેમ આવવું થયું ?'

સ્ત્રી અંતરની લાગણી છુપાવી બોલી, 'સેઠી, મારે આ બાળકને વેચવું છે.'

'વેચવું છે ? આ બાળક કોનું છે ? તમારૂં નામ શું છે તે તો કહો ?

'મારૂં નામ કર્મશીલા છે. આ બાળક મારૂં છે. યવનોની સાથેના યુદ્ધમાં મારા સ્વામીનું મૃત્યુ થયું છે. હું સાકલથી મથુરા, મથુરાથી સાકેત અને સાકેતથી વારાણસી જીવિકાની શોધમાં આવી છું. આજે ત્રણ દિવસની ક્ષુધાતુર મે એ બાળકને ખવડાવવાની અસમર્થતા જોઇ છે. મારે એને વેચવું છે. દાસ તરીકે ખરીદશો ?'

દેવમિત્ર અવજ્ઞાપૂર્વક બોલ્યો 'તમે માતા થઇને મુદ્રાને ખાતર બાળક વેચવા નીકળ્યાં છો એ ખરે આશ્ચર્યની વાત છે, તમને લજ્જા નથી આવતી ? ખરી માતા ભિક્ષા માગીને પણ બાળકનું પોષણ કરે !' 'સેઠી લજ્જા મારે મન ફક્ત ધનિકોને મારે છે. જ્યારે શરીરના અંગેઅંગ ક્ષુધાની જ્વાળાથી તપ્ત થતાં હોય છે, ત્યારે લજ્જાને પણ શરમાવું પડે એવાં કૃત્યો મનુષ્ય કરે છે. આતો સાધારણ વાત છે. બાળકને ખરીદવું છે કે નહીં તે કહો નહીં તો હું બીજો ઘરાક શોધું.'

દેવમિત્ર થોડીવાર ચૂપ રહી બોલ્યો, 'પરંતુ હું તો એને મારે બે મુદ્રાથી વધારે આપી શકું તેમ નથી.'

દુઃખી માતાએ વ્યવહાર કુશળ—સ્વાર્થી–વ્યવસાયીની મનોવૃત્તિ પારખી પણ બોલી 'વારૂ, મુદ્રા આપો. બાળક મેં તમને વેચ્યું.'

મુદ્રા લઇ તે બાળકને ચુંબન કરી ગઇ. બાળક રડવા લાગ્યું. દેવમિત્ર ઘૃણાપૂર્વક તે સ્ત્રીને જતી જોઇ રહ્યો. ભૃત્યને બાળક રમાડવાનું કહી તે બાળકને ત્યાગી દેનાર માતાને માતા કહેવી કે પતિતા કહેવી તેનો તર્ક કરતો બેઠો.

૨

દેવમિત્ર યાત્રામાં આગળ વધ્યો. ભારતવર્ષમાં મૌર્યનું શાસન ઢીલું પડ્યું હતું. મહાન સમ્રાટ ચંદ્રગુપ્ત અને અશોક તથા સમર્થ નીતિજ્ઞ કૌટિલ્યના સામ્રાજ્યના ટુકડા

થતા હતા. મગધરાજ તથાગતના અહિંસાના ઉપદેશનો મુર્ખતાપૂર્ણ ઉપયોગ શીખ્યો હતો. શ્રમણોથી ઘેરાયેલો મગધરાજ ભારત વર્ષને માટે નકામો થઇ પડયો હતો. ગ્રીક સમ્રાટ દિમિત્રની વિકટવાહિનીએ ગાંધાર અને પુષ્કલાવતીને પદદલિત કીધું હતું અને પંજાબ તરફ વળ્યો હતો. દેવમિત્રને પોતાની પેઢીઓની ફીકર હતી. મથુરા આવતાં તેને ખબર પડી કે યવનરાજે પંચનદ પ્રદેશને પોતાનો કરી લીધો હતો. દેવમિત્ર ત્યાંજ અટકયો. યવનસેના આગળ વધી રહી હતી. દેવમિત્ર પણ પાછા વળવાના નિર્ણય પર આવ્યો.

૩

દેવમિત્ર પાછો ફરતો હતો. એક સ્થાન પર તેના પડાવ પર એક યવન ટૂકડીએ આક્રમણ કર્યું. યવનોની એ ટૂકડી યવન સેનાની ઘણી આગળ નીકળી આવી હતી. દેવમિત્ર કેદ પકડાયો.

યવનસેનાની ટૂકડીના નાયકે કહ્યું, 'દેવમિત્ર, તમે મથુરા આવ્યા છો એ વાતની ખબર હમને ગુપ્તચરો દ્વારા મળી ચૂકી હતી. હમે તમનેજ શોધતા હતા. તમારૂં એક કામ છે.

'શું કામ છે?'

'તમે સમર્થ વેપારી છો. મથુરા, સાકેત, વારાણસી ઇત્યાદિ સ્થળોમાં તમારી શાખાઓ છે. તમારે હમારી ટૂકડીના પચાસ માણસોને છુપા વેશે સાકેત લઇ જવા પડશે. હમારૂં આક્રમણ સાકેત પર મથુરા પછી થવાનું છે. હમારા એ માણસો સાકેતને છતવામાં મદદ કરશે.'

દેવમિત્ર ચુપ ઊભો રહયો.

'ત્યાર પછી વારાણસી, પછી પાટલીપુત્ર અને ભારતવર્ષ હમારૂં થશે.'

દેવમિત્ર મહાપ્રયત્ને બોલ્યો, 'હું એ કરી શકું તેમ નથી.'

નાયક હસ્યો અને બોલ્યો, 'એવી મૂર્ખતા કરવાનું કંઇ પ્રયોજન નથી. સર્વ સમૃદ્ધિ ખોઇને મૃત્યુ પામવું હોય તો ના પાડજો. જરા વિચારી જુઓ મથુરાની તમારી લક્ષ્મી હમણાં જ વેડફાઇ જશે.

દેવમિત્ર વિચારમાં પડયો એક તરફ મૃત્યુ અને ધનસંપત્તિનો નાશ અને બીજી તરફ યવનોનો પુરસ્કાર અને આદર. મગધરાજે તેને શું આપી દીધું હતું. યવનોનો નાયક બોલ્યો 'શેઠ, તમને પુરસ્કાર મળશે. ઉપાધિ મળશે.—બીજી તરફ મૃત્યુ.'

દેવમિત્ર કંઇક વિચારીને બોલ્યો, 'વારૂ, હું તૈયાર છું.

નાયક બોલ્યો, 'તમારા જેવા વ્યવસાયી માણસોની પાસે આજ ઉત્તર હોવો જોઇએ. શેઠ, પરંતુ યાદ રાખજો હમારા માણસોને કંઇ પણ વિઘ્ન આવશે તો તે પહેલાં તેઓ તમારી હત્યા કરશે.'

દેવમિત્ર થડકતે સાદે બોલ્યો, 'નહીં તમે ચિંતા ન કરો. કંઇ વિઘ્ન આવશે નહીં.'

૪

વારાણસીમાં ખળભળાટ થઇ રહ્યો હતો. યવનોની સેનાએ મથુરાને જમીનદોસ્ત કીધું અને સાકેતને પણ છીનવાની અણી પર હતા યવન સેનાથી ત્રાસી ગ્રામીણો વારાણસીમાં

ટોળે વળ્યા. નગરના અધિષ્ઠાતાએ મુખ્યદ્વારો બંધ કરી બચાવની રક્ષા કરવા માંડી. શ્રમણોથી ઘેરાયેલો મગધરાજની ઊંઘ હજુ ઉડી ન હતી.

૫

કર્મશીલા— વારાણસીની પ્રસિદ્ધ વારાંગના થઈ ચૂકી હતી. રૂપ તો હતું જ અને સંગીતે તેને વધારે આકર્ષક બનાવ્યું. આજે તેના ભંડારો ભરપૂર હતા. ફક્ત ત્રણ ચાર વર્ષોની અંદર પોતાના જીવનમાં થયેલો ફેર તેને વિચિત્ર લાગતો હતો. તે પોતાના બાળકની ચિંતામાં હંમેશ ગ્રસ્ત રહેતી. જ્યારે તેણે સાંભળ્યું કે દેવમિત્ર પાછો ફરી રહ્યો હતો ત્યારે તેણે તેની પાસે જવાની ઇચ્છા કીધી.

તે ચાલી. રસ્તે બે ત્રણ નાગરિકોને વાત કરતા સાંભળ્યા.

'પણ ભાઇ દેવમિત્રને પણ નગરમાં કેમ ન આવવા દીધા ?'

'કંઇક કારણ હશે હું ધારું છું કે બધાં સાથે નાસતા દેવમિત્રનો કંઇ ખાસ અપરાધ હશે.'

એક ત્રીજો માણસ આવી બોલ્યો, 'અરે સુમિત્ર, તને ખબર પડી કે નહીં ?'

'શું ભાઈ ?

'દેવમિત્ર શેઠીએ સાકેતનું પતન વહેલું આણ્યું. તેની સાથે યવનોની એક ટુકડી આવી હતી. કોઇ ઓળખી ન શક્યું પણ અંગદ જેવા ગુપ્તચરને કોણ મૂર્ખ બનાવી શક્યું છે. ?'

અરે એ બને નહીં !'

'તો સાકેતમાં બધી દુકાનો લુંટાઇ ગઇ દેવમિત્રની કેમ ન લુંટાઇ ? અને દુકાન ન લુંટાઇ તો પણ દેવમિત્ર નાસે છે શું કામ ? તમે લોકો હજુ ગુપ્તચર વિદ્યામાં સમજતા નથી. દેવમિત્ર નાસવાનું બહાનું કરી વારાણસીમાં પ્રવેશ કરવા માંગે છે. દેવમિત્ર વારાણસીમાં પ્રવેશ પામી શકશે નહીં. તેની દુકાનો પર પણ પ્રહરી મુકવામાં આવે છે?' કર્મશીલા ત્યાંથી ચાલી નગરના અધ્યક્ષ પાસે ગઇ એણે બહાર જવા માટે માંગણી કીધી. નગરનો અધ્યક્ષ તેનો મહેમાન હતો તે બોલ્યો 'કેમ શું કામ છે ?'

'મારે દેવમિત્રની પાસે જવું છે' ।

'કેમ ?'

મારું બાળક પાછું લેવા. તમને સંદેહ હોય તો આવ્યા પછી ઝડતી લેજો' કર્મશીલા એ કટાક્ષપૂર્વક કહ્યું. કર્મશીલાની દૃષ્ટિથી અધ્યક્ષ મુગ્ધ થઇ ગયો. કર્મશીલા નગરની બહાર આવી.

૬

દેવમિત્ર શિબિરમાં ફરતો હતો. વારાણસીના દ્વાર તેને માટે બંધ થયાં હતાં. યવનો શું ધારશે તેની કલ્પના તેને ગભરાવતી હતી. ભૃત્યે આવી કહ્યું કે એક સુંદર સ્ત્રી તેને મળવા માંગતી હતી તેણે અંદર લાવવાં કહ્યું.'

કર્મશીલા અંદર આવી સુંદર વસ્ત્રોમાં કર્મશીલા ખરેખર ઘણી જ સુંદર લાગતી હતી. દેવમિત્ર તેને જોઇ ચકિત થઇ ગયો. તે બોલી 'શેઠી, આ અશો મુદ્રા લો અને આ મારું

બાળક પાછું આપો' તેના શબ્દમાં મક્કમતા હતી. પોતાની પાછલી દરિદ્રતા પર વ્યંગ હતો

દેવમિત્ર બોલ્યો 'આ લક્ષ્મી કયાંથી મળી ?

એક હાસ્ય કરી કર્મશીલા બોલી, 'વાણીજ્યમાં !

'શાનો વેપાર !'

'નીજ દેહનો ! આજે વારાણસીમાં મારા જેવી સુંદર નર્તકી કોણ છે ?'

દેવમિત્રે ઘૃણાપૂર્વક કહ્યું, 'તમે મારી નજરથી આઘા ખસો. તમારું બાળક તમને બહાર આપી દેવામાં આવશે.'

સેઠીના મુખ તરફ જોઇ કર્મશીલા બોલી, 'સેઠી, તમે વેપાર કરો છો તેમાં કંઇ નાનમ નથી. તમે વિશ્વાસઘાત, નિર્દયતા અને જૂઠું બોલી ધન ભેગું કરો તેમાં લજ્જા નથી. તમારી વસ્તુને તમે બજારમાં વિક્રયને માટે મુકો છો અને તેની મનમાની કીંમત લો છો મેં પણ મારા રૂપને, યૌવનને બજારમાં મૂક્યું છે. જેની ઇચ્છા હોય તે જોઇને ખરીદી લે. હું કોઇને કહેવા નથી જતી કે તમે જરૂર લઇ લો. એમાં તમારા મુખ પર ઘૃણા શાની ?'

'જગતમાં સુકર્મો અને દુષ્ટકર્મોનો પણ વિચાર હોય છે. તમારું કામ ઘૃણિત-પતિત છે.'

'તમારું કામ સુંદર છે ખરુંને ? સેઠી, મેં ક્ષુધાતૃપ્તિને ખાતર બાળક વેચ્યું હતું પરંતુ માતાનો આત્મા વેચ્યો ન હતો. તમારે ત્યાં વધેલું ખાઇને પણ તે જીવશે એમ ધારીને વેચ્યું હતું. આજે મેં સત્યાસત્યનો નિર્ણય કરી નાંખ્યો છે. મારૂં બાળક લઇ જઇ હું તેને મનુષ્ય બનાવીશ—પતિતોની ખરી વ્યથા સમજનાર પુણ્યાત્મા બનાવીશ. ધર્માત્મા સેઠી, જો તમને ધર્મનો આટલો બધો ખ્યાલ છે તો મને તે વખતે મુદ્રાની સહાયતા આપી શકતે પરંતુ તમે એક માતાના સંતાનને લેવામાં પણ તમારી વાણિજ્ય બુદ્ધિ ભુલાવી. શું તમે પાપી નથી ?'

દેવમિત્ર ચૂપ રહી બોલ્યો, 'એક પતિતા—જેણે પોતાના બાળકને વેચ્યું, દેહને વેચ્યો—અને લક્ષ્યહીન જીવનવાળી વારાંગના સાથે તર્ક કરવા નથી માંગતો.

કર્મશીલા ક્રોધપૂર્વક બોલી, 'પતિત સેઠી, તારાં સુકર્મોને અંગે મારા જેવી કુળ-વધુઓને વેશ્યા થવું પડ્યું છે. તારા પાપે મથુરાં પડયું. સાકેત ભૂમિ ધ્વંશ થયું અને સેંકડો નરોની હત્યા થઇ. તારે તો વારાણસીની પણ હત્યા કરવી હતી પરંતુ તારી વિઘા જણાઇ ગઇ છે. મથુરા, સાકેતના વાસીઓએ તારૂં કંઇ બગાડયું ન હતું. તારી સમૃદ્ધિને વધારવામાં ઉલટી મદદ કીધી હતી. તેં ફકત પોતાની લક્ષ્મીને ખાતર તેઓને વેચી દીધા છે. કર્મશીલાએ બાળક વેચ્યું હતુ દેહ વેચ્યો છે ફકત ઉદરપૂર્તિ અને નિર્વાહને માટે. તેં શું કીધું છે ? તારે કંઇ મણા ન હતી. તેં શું કામ મગધના રાષ્ટ્રને વેચ્યું છે ? શું તારૂં કામ મારા કરતાં ઘૃણિત નથી ?'

દેવમિત્ર બોલ્યો, 'તારો આ અપવાદ મિથ્યા છે.'

કર્મશીલા બોલી, 'સેઠી, સાંભળ હું તારી સાથે તર્ક કરવા નથી આવી. મારા પાપોનું પ્રાયશ્ચિત તો કદાચ મૃત્યુથી પણ થઇ જશે પરંતુ તારૂં પાપ તો કોઇ દિવસ

ધોવાવાનું નથી હજુ પણ ચેની જ મથુરા સાકેત તો ખપ્પરમાં લીધા વાનારસીને રહેવા દે તારા જેવા ધર્માત્માઓ કરતા તો મારા જેવી પતિતા હજાર દરજ્જે સારી છે મારે માર્ગે હું લઇ જાઉં છું'

કર્મશીના વીજળીના વેગે બહાર ગઇ દેવમિત્ર મૂઢ જેવો બેસી રહ્યો.

૭

વારાણસીમાં પ્રવેશ પામવાની અશક્યતા જોઈ દેવમિત્ર પાટલીપુત્ર તરફ વધવાનો વિચાર કરતો હતો પરંતુ કર્મશીનાના શબ્દોએ તેને મૂઢ બનાવી દીધો હતો શું તેના પાપોનું કોઇ પ્રાયશ્ચિત ન હતું? તેણે યવનોના સાકેત વિજયમાં ભાગ ભજવ્યો હતો અને તેથી મદોન્મત્ત યવન સેના વારાણસી તરફ વધી રહી હતી કર્મશીનાએ પ્રત્યક્ષ પાપ કીધું હતું અને પોતાને જગજાહેર રીતે વેચતી હતી અને પોતે પરોક્ષ રૂપે દેશવાસીઓના ગળા કાપ્યા હતા તે પોતાના કર્મો પર વિચાર કરતો હતો

ભૃત્યે આવીને કહ્યું, સાંભળ્યું છે કે કલીંગ ચક્રવર્તી ક્ષારવેલ પોતાની મહાન સેના સાથે યવનોને પરાસ્ત કરવા આવી રહ્યા છે પાટલીપુત્રમાં ક્રાન્તિ થઇ છે મગધરાજને સેનાપતિ પુષ્યમિત્રે સેનાના દેખતા વીંધી નાખ્યા છે તમારી લક્ષ્મી જપ્ત થઇ છે'

દેવમિત્ર ચૂપ સાંભળતો હતો

'આપણે પાટલીપુત્ર જવાની તૈયારી કરીએ?'

'ના અહીં જ થોભો'

૮

વારાણસીના વાસીઓને ખબર પડી કે કલીંગનો ચક્રવર્તી રાજા ક્ષારવેલ પોતાની સેના સાથે આર્યવર્તના ગૌરવની રક્ષા માટે આવી રહ્યો હતો નગરમાં આનંદની લહેરો દેખાવા લાગી સેનામાં સાહસ ઉત્પન્ન થયું. યવનો આ ખબરથી ચમક્યા હવે એક દૃઢ સેના સાથે યુદ્ધ કરવાનું જાણી તે વિચારમાં પડી ગયા

૯

ગંગા કિનારે દેવમિત્ર ઊભો હતો કલિંગરાજની સેનાએ યવનોને છિન્નભિન્ન કરી નાખ્યા અને ભારતવર્ષની ઉત્તર, પશ્ચિમ સીમા તરફ ભગાડી મૂક્યા તેને પોતાનું કર્મ ઘણું જ સાલતું હતું ફક્ત પોતાના જીવનને ખાતર તેણે સાકેતને દુશ્મનોના હાથમાં સોંપ્યું હતું જો તેણે ના પાડી હોત તો યવનો તેની હત્યા કરત પણ એથી સાકેત તો બચી જાત ને ચિરસ્થાને વિચારમાં ફરતો હતો પાટલીપુત્રમાં જવું અસંભવ હતું. વારાણસીમાં રહેવું નિરર્થક હતું, સાકેતને તે પોતે નષ્ટ કરી ચૂક્યો હતો હવે જવું ક્યાં તે સવાલ તેને મુંઝવવા લાગ્યો તેને સ્પષ્ટ થવા લાગ્યું કે પોતે જે અસહાય અવસ્થામાં હતો તેના કરતા પણ વધારે અસહાય અવસ્થામાં એક દિવસ કર્મશીના પોતાના બાળકને વેચવા આવી હતી અને તેણે તે બાળકને ખરીદવામાં પણ પોતાની પરીસીમા બતાવી હતી પાટલીપુત્રમાં તેને પગલાંને માટે પુરસ્કાર હતો

તેની લક્ષ્મી રાજકોષમાં જપ્ત થઇને બેઠી હતી તેના ભૂલો યત્રતત્ર ભટકતા હતા. તે એક શિલાપર બેઠો તેણે એક નૌકા આવતી જોઇ તેના પર સંગીત ચાલી રહ્યું

હતું. પાસે આવતાં તેણે કર્મશીલા અને બીજા બે ત્રણ સજ્જનો જોયાં. કર્મશીલા તેને જોઇ નૌકાને અટકાવવાનું કહેવા લાગી. દેવમિત્રે તે જોયું અને એકાએક ગંગામાં કૂદી પડયો.

૧૦

દેવમિત્ર જ્યારે ભાનમાં આવ્યો ત્યારે પોતાને એક સુંદર ગૃહમાં જોઇ બોલી ઉઠયો. 'હું કયાંથી આવ્યો છું ?'

'એક નર્તકીના ઘરમાં' કર્મશીલા બોલી.

દેવમિત્ર ચૂપ પડી રહ્યો કર્મશીલા બોલી, 'સેઠ્ઠી, આપઘાત કરવાનું કંઇ ખાસ કારણ?'

દેવમિત્રે મૌન સેવ્યું.

'જુઓ સેઠ્ઠી, તમારે કોઇપણ જાતની ચિંતા કરવાનું કારણ નથી. કર્મશીલાના ઘરમાં તમે સુરક્ષિત છો. મારા પુત્રને જીવન આપવામાં તમારો ફાળો છે. હું એ ઉપકાર કદી ન ભૂલીશ.'

દેવમિત્ર મહા પ્રયત્ને બોલ્યો, 'કર્મશીલા, મને જવા દે હું અહીં રહેવા માગતો નથી.'

'ના, આ અવસ્થામાં તો નહીં જ જવા દઉં. સ્વસ્થ થયા પછી જજો વારૂ, તમારે માટે દૂધ લાવું છું.'

કર્મશીલા ગઇ, દેવમિત્ર મહાપ્રયત્ને ઉઠયો. બારી પાસે આવ્યો. તે નીચે જોવા લાગ્યો. પાટલીપુત્રનો સેઠ્ઠી કરોડો મુદ્રાનો સ્વામી આજે એક નર્તકીના ઘરમાં નર્તકીને આસરે હતો. તેને પોતાની સ્થિતિ અક્ષમ્ય લાગી. તે બારીમાંથી કૂદવા પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ વણિક બુદ્ધિ આડે આવવા લાગી. પાછળ દૂધનું પાત્ર લઇને આવતી કર્મશીલાએ એ જોયું. તે દોડી પણ તે પહેલાં દેવમિત્રે તેને જોઇ સો વિંછી એક સાથે કરડતા હોય તેમ એકજ આંચકામાં કૂદી પડયો. કર્મશીલા મૂઢ બની ઉભી રહી.

૧૧

'એક વારાંગનાના ઘરની બારીમાંથી કૂદીને એક ધર્માત્મા સેઠ્ઠીએ આત્મહત્યા કીધી છે. એ ખબર સર્વત્ર ફેલાઇ ગઇ. કેટલાકોએ દેવમિત્રને પારખ્યો. પાટલીપુત્રના સેઠ્ઠી અને નર્તકીને શું સંબંધ હશે અને સેઠ્ઠીએ કયા પાપનાં પ્રાયશ્ચિત રૂપે આત્મહત્યા કીધી તે પ્રશ્ન પર જગત સમીક્ષા કરવા લાગ્યું.

દેવમિત્રે કેમ આપઘાત કીધો તેની સમજણ કર્મશીલાને પણ ન પડી.

# " તેજીના કણબી છે, " એ લોકગીત

પ્રસ્તુત લોકગીત મ્હને દિવસો પૂર્વે તા. ૨૨-૧૦-૩૪ને ગેજે મળેલું. અર્ધનગ્ન પછાત-વર્ગમાંનો એક શક્તિશાળી અશિક્ષિત છતાં સ્મરણશીલ વૃદ્ધાત્માએ બાવળની ડાળીમાં આવેલા મ્હારા ઘાસીઆંના વાડ ઉપરથી મ્હારા નોંધસંગ્રહમાં ઉતરાવેલું. લેન્ડરેવન્યુ-જમીન મહેસુલ પાછળ પણ દક્ષિણ ગુજરાતે ઇતિહાસ ઉભેલો છે. જુના ખતપત્રો, કે ફારસી દસ્તાવેજો શિલાલેખો કે બક્ષિસનામા જેમા વિચારીએ, તેમાંથી મ્હેસુલ ઘડતરના મૂળતત્ત્વો નીકળે જ નીકળે.

પ્રસ્તુત લોકગીતમા પરિસ્થિતિ અને સંજોગોનું કરૂણ વર્ણન છે. અને તે વખતની ખેડુતની હાલતનો ચિતાર આપણી સમક્ષ આબેહુબ રજુ કરે છે.

ઓગણીસમી સદીના પહેલા દાયકાની મહેસુલ પદ્ધતિ કેવી હતી? ત્યારે સુરત અઠ્ઠાવીશીની ગ્રામ્ય યોજના ત્રણ વિભાગે વ્હેંચાયલી હતી. જપ્તી, ભાગીદારી અને ઉપરવારીયુ. જો કે અમુક ગામડે પટેલ કે દેસાઇ નહોતા કિંવા સાધારણતઃ દરેક દરેક ગામમાં દેશાઇ અને પટેલ બેઉ હતા. એ લોકના વહિવટ તળે હવાલદાર, ઢેડા, ભંગી આદિ નોકર હતા, અને કોઇ કોઇ સ્થળે તલાટી પણ ખરા જપ્તી ગામો સ્થાયી ખેડુતોથી વસ્યાં હતાં અને વંશપરંપરાથી મળેલા ખેતરોના એ લોકો ધણી હતા. એમના ગામો વધારે આબાદ હતાં. ભાગીદારી ગામોની જમીન ગ્રામ્ય વહીવટદાર, દેશાઇ યા પટેલો વચ્ચે વહેંચી આપવામાં આવેલી, ને તેઓ ખેડુતને જમીનમાં ખેતી કરાવતા પાક પાકે યા ન પણ પાકે, છતાં ત્રી મહેસુલ ભરવાને એ લોકો બંધાયેલા હતા. ઉપરવારીઆં ગામો વસેલાં ન હતાં, ત્યાંના ખેડુતોને દેશાઇ યા પટેલ મરજીમા આવે તેમ ફેરવી મૂકતા, વધારાનાં પૈસાની માગણી કરતા, ન આપે તો કદાચિત ઘાસની ગંજી બાળી મુકતા, ખેડુતોને કેદ પકડી જતા, કોઇના અંગુઠા પકડાવી ઉપર વજન મૂકાવતા અને એવા એવા અસહ્ય જૂલ્મ ગૂજારતા. આવા જૂલ્મોને કારણે કોઇ સમયે ખેડુતો હિજરતે પણ નિકળી જતા.

એવા જમાનાનો ચિતાર દેતા, આ ગીતમાં માવજી પટેલ નામક કોઇ ઇજારદારી પટેલનો આ કિસ્સો છે. સુપા પરગણામાં કોઇ ગામડાનો એ નિર્દય ક્રુર પટેલ થયો હોવાનું હું સંભાવના માનું છું. કારણ કે મ્હને આ લોકગીત અચ્છગામ (તા. જલાલપોર) એક ઘેરિયાના કવિયા પાસેથી પ્રાપ્ત થએલું છે.

માવજી પટેલની વર્તણુક, કણબીની દશા એ બધુ લોકહૃદય વાસ્તવિકતાથી ધબકતુ દ્રષ્ટિગોચર થાય છે.

તેના કે ...પણ વધ.

આવી હતી અને તેણે ખરે! તેજીનો કણબી છે, તેના બે બળદ છે.

પાટલીપુત્રમાં તેને પકડનારે બળદ છે, રથે જોડે તેરા છે.

તેની લક્ષ્મી રાજકોષમાં ...ગનના સિપાહી બળદીઆ નાથો સાંહી.

હતા. તે એક શિલાપર બેઠો તે કાપ્યા દોર, કાળીઆ બલની કાઢી જોડ

કાળીઆ જગની કાઢી જોડ, રાત અંધારી મારી દેય.
અરે ! ભાઇ કાગળમાં રે માંડી દેય, દેડાને બોલાવી દેય.
અરે, ભાઇ માવજી પટેલે પૂછે એમ, દેડા ! રે તુ આવ્યો કેમ
સાંજ હું તો દેડો છઉં, મોકલ્યો પણ આવ્યો છઉં.
અરે ભાઇ ભૂખ્યો હોય તો ખીચડી ખા, ના'તો તારે ઘેર જા.
ખીચડી ખાઇને ઘેર જાઉં ? આ ક્યો કાગળ માંડી જાઉં ?
અરે ! માવજી ભાઇને લાગી રીશ, ખાસડાં માર્યાં દશ ને વીસ.
અરે ! ભાઇ કેડ કમ્મર બાંધી છે, કણબી તો તીયાર છે.
અરે ! ભાઇ માવજી પટેલ પૂછે એમ, કણબી રે તું રડે કેમ ?
અરે ! ભાઇ રડે નીં'તા શું કરે, સુકડી બોયના વરસ પડે.
અરે ! ભાઇ વાંકડા આંકડા હોળ ઘડાવો, પડોતના પોપડાં ખેડાવો.
અરે ! ભાઇ પોપડાંમાં તો ફૂગી ×ભાથી સાંથ રૂપિયા ભરું ક્યાંથી
અરે ! ભાઇ મારો લીલા વાંસનો માર, રૂપિયા તો કર તીયાર
અરે ! ભાઇ ન મારે તો તું મીર્યાં હેલી, રૂપિયા આપુ પુલે ભરી.
અરે ! ભાઇ પોપડાંમાં તો ઉગશે ચાર, સાંથ રૂપિયા ભરે કાલ.

વિનુ બ. દેસાઇ

---

× એક જાતનું ઘાસ

# કવિનો પ્રદેશ

સંપાદક : મહાવીરપ્રસાદ દાધીચ
બી. એ. એલ. એલ. બી.
શાન્તાક્રુઝ

યૌવન માનવ જીવનની મદભરી વસંત ઋતુ છે. એમાં, વસંત સમયે જેમ વનસ્પતિ-જગત પ્રફુલ્લિત બને છે તેમ–માનવદેહ અને વિચાર વિકસિત થાય છે.

આ યૌવનાગમનને થોડાક કવિઓ તો શૈશવ અને યૌવન વચ્ચેનું યુદ્ધ કલ્પી. પોતાની મનોભાવના વ્યક્ત કરે છે. બીજા કવિઓનું માનવું છે કે શૈશવ અને યૌવન વચ્ચે યુદ્ધ નથી થતું, પરંતુ યૌવનાગમન સમયે માનવ દેહના અંગ પ્રત્યંગો પોતપોતાના રૂપ અને ગુણોના વિકાસનું વિનિમય કરે છે. એ વિષય ઉપર નીચેનો વિખ્યાત સંસ્કૃત શ્લોક અતીવ સુંદર છે.

श्रोणीभागस्त्यजति तनुतां सेवते मध्यभागः।
पद्भ्यां मुक्तास्तरलगतयः संश्रिता लोचनाभ्याम्
वक्षः प्राप्तं कुचसचिवताम–द्वितियं तु वक्त्रं,
तद् गात्राणां गुण विनिमयः कल्पितो यौवनेन ॥

અર્થાત્ નવ યૌવનના આગમનથી રમણીના અંગો, એક બીજા અંગોના ગુણોનું વિનિમય કરવા લાગ્યા. નિતંબ પ્રદેશે પાતળાપણું છોડી દઇ ગુરુત્વ ધારણ કર્યું અને કટિ પ્રદેશે ગુરુત્વ છોડી દઇ પાતળાપણું સ્વિકાર્યું. પગોની ચંચળતા નયનોમાં આવી વસી અને વક્ષઃ સ્થળે સ્થુલતા ધારણ કરી ઇત્યાદિ.

એ વિષય ઉપર વિખ્યાત બિહારી કવિએ લખ્યું છે કે:—

પલપલ પર પલટન લાગે, જાકે અંગ અનૂપ, ઐસી છકઅજ બાલકે કેલકિ મકત મરૂપ.

શૈશવ યૌવન વચ્ચે થતું યુદ્ધ મૈથિલ દેશના કવિ વિદ્યાપતિ નીચે પ્રમાણે વર્ણવે છે.

શૈશવ યૌવન દરસન ભેલ,
દુહુ દલ બલે, દંદ પરિગેલ.

એક ઠેકાણે પદ્માકર કવિ કહે છે કે

એ અલિ, યા બલિકે, અધરનમે,
આનિ ચઢી કછુ માધુરઇસી—ઇત્યાદિ.

યૌવન પ્રાપ્ત થતાં ઉપર લખ્યા પ્રમાણે, શરીરમાં અંગોનું પરિવર્તન જ નથી થતું પણ સ્ત્રી પુરુષોમાં એક બીજાના સહવાસમાં વસવાની અતિ તીવ્ર ઇચ્છા પેદા થાય છે. એ ઇચ્છા એટલી બધી ઉત્કટ બને છે કે પ્રેમીજનો પોતાની પ્રિયા અને પ્રીતમના સંબંધમાં આસની જડ ચૈતન્ય વસ્તુઓની પણ પરવા કરતા નથી. એટલા માટે જ મેઘદૂતમાં કહ્યું છે કે—

कामार्ता हि प्रकृतिकृपणाः चेतनाचेतनेषु ।

કવિવર કાલિદાસનો દુષ્યન્ત, આશ્રમકન્યા શકુન્તલા સમીપે ગુંજાર કરતા ભ્રમરને ઉદ્દેશીને કહે છે કે—

बिम्बाधरं स्पृशसि चेद्भ्रमर प्रियायाः
त्वां कारयामि कमलोदर बन्धनस्थम् ॥

હે ભ્રમર ! તું પ્રિયાના બિમ્બાધરનો સ્પર્શ કરીશ તો હું તને કમલના અંતરપટનો બંધી બનાવીશ. શેક્સપીયરનો પ્રેમાન્ધ રોમિયો પોતાની પ્રેયસી જ્યુલિએટના કરકમળને કપોલપ્રદેશગામી નિહાળી બોલી ઉઠે છે કે:—

See! how she leans her cheek upon her hand,
O! that I were a glove upon that hand.
That I might touch that cheek.

અધર પર ડોલતા, નાક પર ધારણ કરેલા, મોતીને સંબોધીને વિખ્યાત બિહારી કહે છે કે:—

મોતી બેસર ધન્ય ! તૂં
કો પૂછત કુલ જાત;
પિયો કરત તિય અધરકૌ,
રસ, નિધરક, દિનરાત !
— બિહારી.

હે નથના મોતી તું ધન્ય છે કુલ અને જાતિ કોણ પૂછે છે ? તું તો રાત્રિ દિવસ બેધડક પ્રિયા-સ્ત્રીના અધરનું રસપાન કર્યા કરે છે !

પોતાના કરતલપર કપોલ ધરી વિચારમગ્નાનું આવું જ શબ્દ ચિત્ર નવીન કવિઓની કૃતિઓમાં મળી આવે છે—

"ઇન્દુ મનો અરવિંદ પૈરાજત,
ઇન્દ્ર વધૂ ન કે વૃંદ બિછાય કે."
— પદ્માકર.

એટલે કે (મુખ) ચન્દ્રમા ઇન્દ્ર વધૂઓના વૃંદને પાથરી કમળ પર વિરાજે છે.

શ્રીપતિ નામના કવિ કહે છે કે —

"માન હું રાહુકે ધાયલહૈત વિધુ
પૌઢો હૈ પંકજકે દલ આયકે."

જાણે (મુખ) ચન્દ્રમા-રાહુના ત્રાસથી ત્રાસ પામી પંકજના દલ ઉપર આવી વિશ્રામ લે છે.

એવાજ સંજોગોમાં બિહારી કહે છે—

કોમલ કંજ મૃનાલ પર,
કિયે કલા નિધિવાસ,

કબહુ ધ્યાન રહી મુખારિ પ્રિયા મિલનકી આસ.

એવાજ ભાવવાળો નીચેનો સંસ્કૃત શ્લોક છે.

सूर्चा मुखेन मकृदेव कृत व्रणस्त्वं,
मुक्ता कलाप ! लुठसि स्तनयोः प्रियायाः ॥
बाणैः स्मरस्य शतशो विनिकृत्तमर्मा,
स्वप्नेऽपि तां कथमहं न विलोकयामि ॥

હે મુકતાહાર ! તું કેવળ એકવાર સોયથી વીંધાઇને જ મ્હારી પ્રિયાના વક્ષઃ સ્થલ પર આળોટવા અધિકારી બન્યો છે ! અરે ! હું તો કામદેવના અનેક બાણોથી વીંધાએલો હોવા છતાં પણ, મ્હને એ સ્વપ્નામા પણ પ્રાપ્ત થતી નથી. એના વૃક્ષઃ સ્થલ પર આળોટવું તો દૂર રહ્યું ! એવાજ એક બીજા શ્લોકમાં કવિ 'मुक्तानां' એટલે મોતીઓની અને 'मुक्तानां' એટલે સંસારથી મુકત વિરકતજનોની સમાન અવસ્થા વર્ણવે છે.

हाराऽयंहरिणाक्षीणां लुठति स्तन मण्डले ।
मुक्तानामप्य वस्थेयं केवयं स्मर किंकराः ॥

અર્થાત્—મોતીઓની એ માળા એના વૃક્ષઃ સ્થલ પર આળોટી રહી છે: જ્યારે 'मुक्तानां' મોતીઓની અથવા મોક્ષને પ્રાપ્ત કરી ચુકયા છે એવા જનોની આવી દશા છે તો પછી આ મારી કામ દેવના ઉપાસકોની તો શી દશા કહેવી ?

નીચેનું આવાજ ભાવવાળું અંગ્રેજી કાવ્ય મનનીય છેઃ—

"Unless thou puttest thyself like the wood under
His saw and be sown into a comb,
How canst thou think of reaching her tresses?
Unless thou fain be ground like the collyrium
How canst thou think of reaching her eyes?
Unless the wine-sellers fashion thy clay into a cup,
How canst thou reach her lips?
Unless thou art a pearl stung into a thread
Unless thy heart is pierced by the arrow of her glance
How canst thou adorn her ear?
Unless thou fain be reduced to dust like the leaves of henna,
How canst thou dream of reaching & dyeing her palms?"

[ ક્રમશઃ ]

# હુંઠા-પુસ્તક

'કેમ ભીમભાઇ સાહેબ !'

'હા, પધારો, કાન્તિલાલભાઇ'

'કેમ મજામાં છો ને મુરબ્બી !'

'હાજી આજે વળી મારા જેવું કંઇ કામકાજ !'

'નહિ. અમસ્તોજ. મને થયું ચાલો જરા ભીમભાઈ સાહેબની મુલાકાત લઇ આવું.'

'કાન્તિલાલ આજે તમે બહુ સાહેબ સાહેબ કરો છો એટલે મને ધાક લાગે છે કે તમે કંઈ કામ કઢાવવાના હશો.'

'એ શું બોલ્યા મુરબ્બી !'

'ખરી વાત કાન્તિલાલ, તમારા જેવા શહેરી અમારા જેવા ગામડીઆને ચઢાવી વાત કરે ત્યારે હું જાણું કે અમારે કંઈ કામ કરવા અગર કંઇ ગુમાવવા તૈયાર રહેવું. જોઇએ.'

કાન્તિલાલ ખડખડ હસી પડયા. "ગામડીઆ અરે ગામડિયા તો શહેરીને કયાંયે ખાઇ જાય, દેખાય તેવા ભોળા ન સમજવા. ગયે વર્ષે પેલો કુંવરજી ખરાબ કેરી કેવી રીતે વેચી ગયેલો તે જાણોને ?"

'કેવી રીતે ?'

કુંવરજીના ખાસ મિત્ર મણિભાઇ શહેરમાં રહે છે. કુંવરજીને તેમને ગાઢ સંબંધ હોવાથી તેમને ત્યાં એમની અવારનવાર આવજા રહે છે એક વખતે કુંવરજી કાચી કેરી લઇ મણિભાઇના પાછળના મહોલ્લામાં ગયા અને ત્યાં પૂછયું કે મણિભાઇ કયાં રહે છે ? મહોલ્લાના લોકો કેરી વેચનાર મણિભાઇને ત્યાં કેમ જવા માગે છે તે જાણવા આતુર હતા. કુંવરજી કહ્યું કે "મણિભાઈએ ખાસ ઘેર ખાવા આ કેરી મંગાવેલી છે તે આપવા." આવી ખાત્રીની કેરી મણિભાઇના ઘર સુધી જવાદેવા મહોલ્લાવાસીઓને કેમ રૂચે ? એ શહેરીઓએ તો ગામડીઆ કુંવરજીને આઠ આના ભાવ વધારે આપી કેરી પડાવી લીધી. દિવસ જતાંએકે કેરીપાકી નહી. અને બધી કોહી ગઇ. મણિભાઇને ત્યાં તપાસ કરી તો કુંવરજી તેમને ત્યાં દર અઠવાડીએ આવે છે એમ ખબર પડી મણિભાઇનું ઘર કયાં આવ્યું એમ પૂછે જ નહિ, ત્યારે તેમને લાગ્યું કે આ ગામડીઓ બનાવી ગયો. ગામડીઆ તો એવા હોય."

અફીણ, ભાંગ, ગાંજા ને દારૂ કરતાં ખુશામતનો નશો વધારે ભારી છે, ગામડેના ભીમભાઈ નિવૃત થઇ શહેરમાં ઘર ભાડે રાખી રહેતા હતા. તેમને આ ખુશામત જરા ચઢવા લાગી. તે બોલ્યા "એમાં શું ? એ તો દરેક તેમના ધંધામાં કુશળ. પણ જો તમને અમારા ગામના ઝીણાભાઇની વાત કહું.'

કાન્તિલાલભાઇ બોલ્યા 'તમારે ગામડીઆના ચાતુર્યની ખાત્રી કરવી છે. ત્યારે સમજો, હું હરિભાઇકાકાની વાત કહું.'

કાન્તિલાલે શરૂ કરેલી વાત સાંભળ્યે જ છૂટકો.

"અંબિકા નદીના રમણીય કિનારાપર આવેલા એક નાનકડી ગામમાં હરિભાઇકાકા રહેતા. તેમની ઉમ્મર સાઠેકની થઈ હતી. વર્ષોનો બોજો લાગવાથી હરિભાઇ કમ્મરે સહેજ વાંકા વળ્યા હતા, છતાં તેમનું સ્વાસ્થ્ય ઉત્તમ હતું. કપાળ પ્રદેશપર કરચલી વળી હતી પણ તે ઉપર હજી ગુલાબી રંગ કાયમ હતો. વિશાળ આંખો સ્હેજ નીચી ઉતરી હતી છતાં હજી તે તેજમય ચમકાર કરતી.

હરિભાઇનું જીવન ખેતીવાડીમાં વ્યતીત થયું હતું અને હજી એ કામમાં એમની જુવાનીનો રસ જ કાયમ હતો. આ વર્ષે તેમણે વાડીમાં તરબુચો કીધાં હતાં. તરબુચનો ફાલ સુંદર થયો હતો. તેમાં ચાળીશેક તરબુચો તો અસાધારણ કદનાં અને ઉત્તમ પ્રકારનાં હતાં. જેમ ભરવાડ ઘેટાંઓને નામથી ઓળખે તેમ હરિભાઇ તરબુચોને ઓળખતા. સવાર સાંજ વાડીમાં આંટા મારી આવી આ સુંદર તરબુચો નિહાળવામાં આનંદ માનતા. કદીએ પાકી સડાય જશે એ ખ્યાલથી ખચિત તેમને ગમતું. પારકાઓ ખાશે એ વધારે ખટકતું. પણ આ ચાળીશ તરબુચોના સાઠ રૂપીઆ ઉપજશે એમ એઓ જાણતા. અને સાઠ રૂપીઆ હમણાં જરૂરના હોવાથી એ તરબુચો ઘેર ખાવા રાખવાનો વિચાર માંડી વાળ્યો. છેવટે એક દિવસે નક્કી કર્યું કે "કાલે સવારે એમને તોડી સુરત બજારમાં લઇ વેચવાં" કન્યાને સાસરે વિદાય કરવાના વખતે માબાપને થતી વ્યથા હરિભાઇએ અનુભવી.

સવારે તરબુચો લેવા ગાડું લઇને હરિભાઈ કાકા વાડીએ આવ્યા, ત્યારે તો વાડીનું દૃશ્ય જોઇ તેમનું ભેજું લગભગ ખસી ગયું. તેમનાં બીજાં તરબુચો તો વાડીમાં હતાં, પણ અનુપમ ચાળીશ તરબુચો કોઇ તોડી ચોરી લઇ ગયું હતું. હરિભાઇનો જીવ ઉદાસ થઈ ગયો. આખું વર્ષ પોતાની મહેનત આમ ગળિત થયેલી જોઇ નિરાશ થઇ ગયા. ગાડું ભરી અમલસાડના સ્ટેશન પર બજારમાં વેચાતાં તરબુચો પર નજર ફેરવી, પણ તેમાં એનાં પ્યારાં ચાળીશ તરબુચો જણાયાં નહિ.

ગાડી દુબળાને ઘેર હાંકી લઇ જવા કહી હરિભાઈ સુરતની ટીકીટ લઈ નવની ગાડીમાં બેઠા. તેમની ખાત્રી હતી કે ચોર કોઈ જાણીતો ગામનો જ હોવો જોઇએ. સવારની ગાડીમાં તરબુચ લઈ તેણે જરૂર સુરતની માર્કેટમાં વેચ્યા હશે. સુરત ભાજી માર્કેટમાં જઈ તપાસ કરી તો ઘણાં તરબુચો પડેલાં જોયાં પણ તેમાં તેમનાં તરબુચો ક્યાંય દેખાયાં નહિ. હરિભાઈ મનનો ઉત્સાહ જરા મંદ પડ્યો, પણ હજી હિંમત હાર્યા નહિ. ફળવાળાની દુકાને ફરવા માંડ્યું તો એક પરભુ ઘાંચી ફ્રુટવાળાની દુકાને એનાં પ્રિય તરબુચો દેખાયાં.

એક છલંગ ભરી હરિભાઇએ પરભુને નળચીમાં પકડી 'ચોર સાલા તરબુચ ચોરી લાવ્યો' કરી એક બે તમાચા ચોડી કાઢ્યા. પરભુ તો એકાએક હુમલાથી ચકિત થઇ ગયો. પણ જરા સ્વસ્થ થઇ ડોસા સાથે બાથ ભીડવા લાગ્યો અને પ્રહાર કરવા જતો હતો ત્યારે એક પોલીસ ત્યાં આવી પહોંચ્યો અને તેણે હરિભાઇ કાકા અને પરભુ બન્નેને ગળામાં એકેક મુક્કીનો પ્રહાર કરી વિખૂટા પાડ્યા.

'એ સાલા તરબુચ ચોરી લાવ્યો છે' હરિભાઇએ કહ્યું.

'આ તારાં છે એમ તું શા ઉપરથી કહે છે?' પોલીસે પૂછ્યું.

'કેમ ? મારાં તરબુચને હું ઓળખું નહિ ? આ ડમકું–આ ઠમકું–આ ગોળમટોળ આ તુંબી–આ..." એમ બોલી તરબુચો પર આંગળી મૂકી હરિભાઇ કાકા દેખાડવા લાગ્યા.

લોકોની ઠઠ જામવા લાગી એટલે માર્કેટના ઇન્સ્પેકટર સાહેબ આવતા હતા તેને પોલીસે કહ્યું, " આ તારી ચાલાકી ઇન્સ્પેકટરને બતાવ."

હરિભાઇ કાકાએ માંડીને સઘળી હકીકત કહી. પણ ઇન્સ્પેકટરે શંકા કરી, 'તમારાં તરબુચ છે તેની ખાત્રી શું ?" પરભુ ફૂટવાળો બોલ્યો 'સાહેબ, એ તો મેં આ કશન પાસે વેચાતાં લીધાં છે.'

હવે હરિભાઇ કાકાને સમજ પડી. બસ આ જ ચોર કસન જ એની અદેખાઇ કરતો. એજ ચોરી લાવેલો. ઠઠ જોઇને કસન ત્યાં આવ્યો પણ હરિભાઈ કાકાને જોઇને પાછો ખસી જતો હતો, તેને પરભુએ અને પોલીસે પકડી આગળ કીધો. કસનના પગ ઢીલા થઇ ગયા હતા, છતાં જરા સ્વસ્થ થવા યત્ન કરી કહ્યું "પણ હરિકાકા, તમારાં છે તેની ખાત્રી શું?'

હરિભાઈ કાકાનો મિજાજ હાથથી ગયો, "કસના ચોર. તને વળી ખાત્રી શું ? આ તરબુચ મારાં જ છે તે તું પણ જાણે છે. તને અહીં ઉભા રહી આમ બોલતાં શરમ પણ નથી લાગતી."

'અરે એ તો મારી વાડીનાં છે.'

'તારી વાડીનાં ? કોઇ બાપ જનમારે આવાં મોટાં તરબુચ તારી વાડીમાં જોયેલાં કે.?'

આ રકઝક અને હરિભાઇકાકાની માન્યતાથી લોકોને પુષ્કળ હસવું આવતું હતું. છેવટે ઇન્સ્પેકટર વચ્ચે પડી બોલ્યા, 'ડોસા તું ગમે તેમ બોલે તે નહિ ચાલે. પ્રત્યક્ષ પુરાવા જોઇએ. સાબિત કર નહિ તો કસનની બદનક્ષી કર્યા બદલ ભારે રકમ દંડ પડશે.'

'કસનની બદનક્ષી !' હરિભાઇની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. 'ખરું કહી ન્યાય માગું તો મને જ દંડ.'

'હા' ઇન્સપેકટરે કહ્યું.

'સાહેબ, હું પુરવાર કરું તો'

'તો તને તારા તરબુચની કિંમત મળશે. અને કસનપર ચોરીનો કેસ થશે.'

'તમે હુંડાં પુસ્તક જોયું છે. ?' હરિભાઇ પોતાના મોટાં કપડાંએ બાંધેલી પોટલી છોડવા પ્રયત્ન કરતાં પૂછ્યું. આ પ્રશ્નથી સર્વ કોઇને હસવું આવ્યું.

"તમે કોઇએ કર ભર્યા નથી ? કર ભરીયે ત્યારે કારકુન એક પાવતી આપે અને બીજો ભાગ ચોપડીમાં જ રાખી મૂકે. આ પાવતી ખરી છે કે ખોટી તે તેની જોડે સરખાવી કહી શકાય." હરિભાઈ કાઉન્ટરફોઇલ વિષે કહેવા માંગતા હતા એમ લોક સમજ્યા.

'ઇન્સ્પેકટરે હસી કહ્યું 'તેનું અહીં શું ?'

હરિભાઇએ પોટલું છોડી અંદરથી ડીચાં લઇ એક પછી એક તરબુચો પર ગોઠવવા લાગ્યા. અણુસરખા તૂટેલાં ડીચાં તરબુચનાં ડીચાં જોડે બધાં બંધ બેસતાં આવ્યા

ચાલ્યાં, તે જોઈ સર્વ આશ્ચર્યચકિત થયા અને સહુને ખાત્રી થઈ કે તસ્કરો હરિભાઈનાં જ હતા.

"સાહેબ, એજ મારું ફૂલ પુસ્તક" પરભુએ સાઠ રૂપીઆ તસ્કરના આપ્યા હતા. તે કમન પાસે હરિકાકાને અપાવી દીધા. મ્યુનિસિપલ ઇન્સપેક્ટર કમનને પોલીસગેટ પર ગેરરીના આરોપ પર મોકલવા માગતો હતો પણ હરિભાઈની વિનંતિથી જવા દીધો."

અભાગ ગામડીયા આટલા હુશિયાર હોય છે એમ જાણી ભીમભાઈ હર્ષમાં આવી ગયા. એજ તકે કાન્તિલાલે એમને પૂછ્યું. 'ભીમભાઈ સાહેબ, તમારું જરા કામ છે.'

'બોલો, બોલો ખુશીથી કહો.' ભીમભાઈનું મગજ ખુશામતથી હવે તો તદન ઉત્તેજિત થયું હતું.

કાન્તિલાલને થોડા રૂપીઆ ઉછીના જોઈતા હતા, તે ભીમભાઈએ ઘણીજ ખુશીથી આપ્યા.

પછી બીજા દિવસે સ્વસ્થ થતાં ભાન આવ્યું કે રૂપીઆ પાછા કઢાવતાં વખત લાગશે. વળી શહેરીઓની આવી ખુશામતભરી બોલવાની રીતથી ભીમભાઈએ વિચાર્યું કે હું ગામડીયો ક્યાંક સપડાઈ જઈશ માટે તે જ દિવસે ગામ સામાન ભરી ચાલ્યા ગયા. હવે ભીમભાઈ શહેરમાં આવે છે. કોઈ કોઈ વખત કાન્તિલાલ પાસ પૈસાની ઉઘરાણી કરવા.*

શ્રી. પ્રફુલ્લચંદ્ર શાહ

---

* સમાપ્ત.

# શાંતિની શોધમાં

શ્રી : અમૃતલાલ નાયક

૧

ગોધૂલિ વેળાએ અરુણ ભાસ્કરના કિરણોથી પ્રતિભાસિત સાગરની શોભા નિહાળતાં નિહાળતાં મેં સમુદ્રને પૂછ્યું 'દેવ ! આ તમારા મંદ્ર સનાતન મર્મર સંગીતનું રહસ્ય શું ? શેનો વિયોગ તમને દુઃખી કરી રહ્યો છે ? તમે રત્નાકર ! તમને શેનો અભાવ ? !

મૂકાં હાસ્ય સાથે સમુદ્રે કહ્યું " શાંતિની શોધમાં નિષ્ફળતા મળવાને કારણે હું દુઃખી છું. !

મેં કહ્યું 'પિતા તમારા શરણમાં આવ્યો છું શાંતિની શોધમાં ! આ ઉત્તરની આશા મને ન હતી.'

સંધ્યાના લાલ રંગથી રંગાયેલાં તરંગોના ઘુઘવાટમાં પ્રતિધ્વનિ સંભળાયો, 'જગતમાં શાંતિની આશા આકાશકુસુમવત્ છે !

૨

કલકલ વિલાપ કરતી સરિતા પોતાની હૃદયવ્યથા સંભળાવી રહી હતી. મેં કહ્યું 'દેવી ! તમારું કલ્પાંત કેમ અહોનિશ, એક જ સ્વરમાં, વિક્ષેપ વગર ચાલ્યા કરે છે? તમારી શીતલ વારિધારા બીજાને સુખ આપે છે, છતાં તમે કેમ ઉદાસ ભાવથી વિલાપ કરી રહ્યાં છો ?'

તરંગિણીએ ગળગળા સ્વરમાં જવાબ આપ્યો, 'બંધુ ! પતિસાગરને મારા જેવી સેંકડો પત્નીઓ છે. નિરંતર મારે સપત્નીથી બ્હીતાં રહેવું પડે છે. રખે હું અણમાનીતી થાઉં ! આ જીવનમાં મને શાંતિ ક્યારે મળશે ? !'

ચકિત થઇ મેં સાહસ કર્યું, 'દેવિ ! આ ક્ષુદ્ર માનવશાંતિ માટે તમારી શરણમાં આવ્યો છે, તમારો આવો નિર્મમ ઉત્તર ? !

વાયુના આઘાત દ્વારા આંદોલિત હૃદયથી સરિતાએ ઉત્તર દીધો, 'બંધુ ! શાંતિ ? આ જીવનમાં શક્ય નથી !'

૩

અશોકવન કોમલ વાયુ વેગથી મૃદુ ભાવે કંપાયમાન થઇ રહ્યું હતું. શાંતિની શોધમાં મેં ત્યાં પ્રવેશ કર્યો. જાણે બરફમાં પ્રવેશ કીધો ! સ્ફટિકગૃહની શીતલતા અનુભવ કરી. મન પોતાની ધુનમાં મસ્ત હતું. મેં સાહસ કરી અશોકરાજને પૂછ્યું, 'તાત ! તમે તમારું અશોક નામ સાર્થક કરો ! આ શાંતિપ્રાર્થી માણસને તમારી શીતલ ગોદમાં લઇ એના સંતપ્ત આત્માને તૃપ્ત કરો.'

અશોકરાજનું અટ્ટહાસ્ય વાયુલહરીમાં પણ સંભળાતું હતું. વનમાં પડઘો ઉઠ્યો, 'માનવ ! શાંતિ અહીં ક્યાં ? વટેમાર્ગુઓ જેને હમેશ ધાક રહે છે તેના ચિત્તને અવ્યવસ્થિત અવસ્થામાં શાંતિ મળે એમ નથી. જે પોતે હંમેશ સશોક છે તે બીજાને અશોક કેવી રીતિથી કરે ? મારું અશોક નામ એ મનુષ્યની કુંઠિત બુદ્ધિની ઉપજ છે !

હું સ્તબ્ધ ભાવે અવાક્ ઉભો રહ્યો ! શો ઉત્તર હોઇ શકે ?

૪

ગિરિરાજ હિમાલય સમાધિની અવસ્થામાં બરફનું આવરણ ઓઢી બેઠા હતા. ધડકતા દિલ સાથે મેં પાસે જઇને કહ્યું, 'ગૌરીગુરૂ ! આ અકિંચન પ્રાણી તમારી શરણમાં આવ્યો છે ! શાંતિ પ્રદાન કરો. આ જગતમાં મને આશ્રય સ્વરૂપ તમેજ છો !'

ગિરિરાજ સમાધિ ભંગ કરી કિંચિત્ ભ્રૂભંગ કરી બોલ્યા, વત્સ ! શાંતિની શોધમાં હું વૃદ્ધ થયો છું. એની પ્રાપ્તિ માટે શોચતાં મારૂં માથું ગરમ થઇ જવાથી મારે માથા પર બરફ રાખવું પડે છે !

'અદ્રિરાજ ! તમને શેનો અભાવ ! તમે અમોઘવર્ષ !'

'વત્સ ! પ્રકૃતિનો કાર્યક્રમ ચાલ્યા કરે છે. વર્ષા અને વાયુના આઘાતથી મારૂં આ શરીર ક્ષીણ થતું જાય છે. એક દિવસ એવો આવશે કે હું સમતલ સપાટ બની જઇશ એજ ચિંતા મને સતાવી રહી છે !'

હું નિરૂત્તર હતો. જેમ જેમ હું શાંતિની પાછળ જતો હતો તેમ તે મૃગતૃષ્ણાની સમાન દૂર દૂર જતી હતી !

૫

રાજાના પ્રમદવનમાં મસ્તીખોર મલયાનિલ માલતી પુષ્પો તથા સુવાસિત શેફાલિકા સાથે કલ્લોલ કરી રહ્યો હતો ! માલતી અને શેફાલિકા આ ક્રીડામાં મસ્ત હતાં. "હાશ ! હવે મને શાંતિ દેવીનું નિવાસ સ્થાન જડ્યું," એમ મનમાં ને મનમાં ખુશ થતો હું પાસે ગયો. નિકટ જવા છતાં તેમની કેલિમાં વિક્ષેપ પડતો ન હતો. મેં પ્રસન્ન ચિત્તે માલતીને પૂછ્યું, 'શોભને ! આ શાંતિના સ્થળમાં તમે એકલાજ શા માટે તેનું પાન કરી રહ્યાં છો ? મને પણ સાથી બનાવો !' તત્ક્ષણ બંને બોલી પડયા, 'અમારાં ક્ષણિક જીવનમાં તમને શાંતિનો આભાસ થયો ! કાલેજ માલી ફૂલ ચૂંટી લેશે અને અમારો આનંદ શોકમાં ફેરવાઇ જશે.' વધુ પૂછવાની મારી હિંમત ચાલી નહીં. મનમાં હું બોલ્યો, 'ઠીકજ કહ્યું છે.'

माली आवत देखकि कलियां करें पुकार। फूलि फूलि चुनि लई कालहि हमारि बार॥

( માલી આવતો જોઇને કલિકાઓ પોકારી રહી છે કે આજે ફૂલોનો વારો ને કાલે અમારો ! )

આ બંને નિર્દોષ લતાઓને શાંતિ માટે પૂછતાં મને પસ્તાવો થયો. નાનપણથી સાંભળતો આવેલો કવિનો દોહરો યાદ આવ્યો

'પીપળ પાન ખરતાં હસતી કુંપળીઆં; મુજ વીતી તુજ વીતશે; ધીરી બાપડીઆં !'

૬

શાંતિ પ્રાપ્તિની આશા હવે મારે ધીરે ધીરે નિરાશામાં પલટાઇ રહી હતી. નાગરિકોને તો શાંતિ સંભવેજ નહીં. નગરમાં શાંતિની આશા રાખવી એ અબોધતાની સીમા છે. સાંભળ્યા પ્રમાણે ખેડુતનું જ જીવન સુખી મનાય છે, ને એમ મનાતું આવે છે

સ્વતંત્ર ભાવે કોઇના આશ્રિત થયા વગર જે જીવન નિર્ગમન કરે છે તે જ ધન્ય ગણાય છે. ખેડૂતોની પાસે જઇને સ્હેલો પ્રયત્ન કરવાનો મેં નિશ્ચય કર્યો.

એકદા સંધ્યાકાળે જ્યારે ભાસ્કરકિરણો શસ્યશ્યામલા ખેતરોમાં આંખ મીચામણી રમી રહયાં હતાં; મેં ફરતાં ફરતાં જોયું કે એક ખેતરમાં એક ખેડૂત પોતાની પત્ની, માતા તથા બાળકો સાથે દિવસનું કામ પુરૂં કરી ઘરે પાછા જવાની તૈયારી કરી રહયો હતો. તેમનો ચહેરો ગંભીર છતાં સાધારણ ખુશદિલ લાગતો હતો. મેં બ્હીતાં બ્હીતાં ખેડૂતને પુછયું, 'ભાઈ! આ જગતમાં ખરી શાંતિ તું જ અનુભવે છે! મને પણ ભાગીદાર બનાવ!'

ખડખડાટ ખેડૂત હસી પડયો; બોલ્યો. "ભાઇ! તું ઘણો સરળ જણાય છે. એક વખત હતો જ્યારે ખેડૂત સુખી ગણાતો. પણ હવે સમય બદલાયો છે. દુકાળ, રાજ અને લ્હેણદારોના ત્રાસમાંથી તો પ્રભુ જ બચાવે. ભગવાન અમારા જેવું જીવન દુશ્મનને પણ ન આપે!"

ઉત્તર આપ્યા વગર હું મનમાં બબડયો, ઠીક જ છે ત્યારે જ હિંદી કવિએ કહ્યું છે કે **'भिक्षुक बनाते पर विधे! कृषक न करता था उन्हें।'** (ભીખારી બનાવત તો સારૂં ઇશ્વર! એમને ખેડૂત શા માટે બનાવ્યા?) છતાં પણ સહસ કરી મેં તેની માતાને પૂછયું, 'મા! તમે સુખી જણાવો છો!?'

સૂકું હાસ્ય હસી તે બોલી, 'પુત્ર! જેનો દીકરો દુ:ખી તે કંઇ સુખી કહેવાય!'

ખેડૂત પત્ની કૈં બોલી નહીં, પણ તેનાં નયન પોતાની વ્યથા પ્રકટ કરી રહ્યાં હતાં, 'જેનો પતિ દુ:ખી તે પોતે પણ દુ:ખી જ.'

એ સ્થાનમાં વધુ થોભવું હવે યોગ્ય ન હતું. જગતમાં શાંતિની આશા મૂર્ખતા છે ને તે દુર્લભ છે, એ કથન ધ્રુવ સત્ય છે. ખિન્નવદને હું દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

૭

બ્રહ્મદેશના ભ્રમણ સમયે હું પ્રકૃતિની શાંતછટા જોતાં જોતાં એકવાર દૂર નિકળી ગયો. ભાનુ અસ્તાચળની નિકટ હતો આકાશમાં સફેદ વાદળાં વિભાકરના વિયોગમાં હૃદયમાંથી રકત કાઢી પોતાનાં શરીર લાલ કરી રહ્યાં હતાં. સુંદર પેગોડા (બુદ્ધ મંદિરનું બરમીઝ નામ)ની શિખરસુંદરી વિભાકરના વિયોગનાં ભયથી લોહીનાં આંસુ ઢાળી રહી હતી. આ છબી જોતાં હું ગાનશૂન્ય બની ગયો હતો. સહસા પાસેના ભગ્ન પેગોડામાંથી મધુર ધ્વનિ સંભળાયો. કૌતુકવશ પાસે જઇ જોઉં છું તો ન્હાની ઘંટીઓની માળાઓથી પેગોડાનું છત શોભાયમાન હતું અને રચના એવી કુશળતાથી કરવામાં આવી હતી કે વાયુના મૃદુલ આઘાતથી પણ મેળે જ મધુર અવાજ નીકળતો હતો. ભગવાન બુદ્ધનું સ્થાન શૂન્ય હતું. કોક ભાવિકજન દેવળની જીર્ણ અવસ્થા જોઇ મૂર્તિને લઇ ગયું હતું. હું માનસ જગતમાં વિચરણ કરી રહયો હતો કે એકાએક એક સૌમ્યમૂર્તિ ભિક્ષુએ હાથમાં પદ્મપુષ્પ લઇ પ્રવેશ કર્યો અને ભક્તિની સાથે નમન કરી ખાલી મૂર્તિસ્થાનમાં તેને મૂકયું. ભિક્ષુની આ બાલિશતાથી મારાથી હસી જવાયું. ભિક્ષુએ નમ્ર ભાવે પુછયું, 'પથિક! તમારૂં હાસ્ય મને મશ્કરીની સૂચના આપે છે. તમારી શી શંકા છે?"

# —બુચ અને તેની બનાવટ—

શ્રી. પ્રફુલ્લચંદ્ર શાહ

બુચ ઝાડ પર જ બને છે એમ કહીએ તો ખોટું નહિ. જો કે કેરી માફક ઉપયોગ માટે તૈયાર જ ઝાડ પર ઉગે છે એમ ન કહી શકાય. બુચના ઉદ્યોગની હકીકત જાહેરમાં ઘણી જાણીતી નથી. દુનિયાને પુરા પાડવાને બુચો માત્ર એકજ પ્રદેશમાં—ભૂમધ્ય સમુદ્રના તટ પરના દક્ષિણ સ્પેન, પોર્ટુગલ, ઉત્તર આફ્રિકા, સાર્ડિનીઆ અને કોર્સિકામાં થાય છે. બુચનાં ઝાડના જંગલો એ સિવાય ભૂમધ્ય સમુદ્ર પાસે આવેલાં ઇટલિ અને એશિઆમાઈનોરમાં થાય છે. પરંતુ એ જાત દક્ષિણ સ્પેન બુચ કરતાં ઘણી હલકી છે. જાપાનમાં બુચના ઝાડો ઉગાડવાનો અખતરો કરવામાં આવ્યો હતો, પણ તે નિષ્ફળ ગયો.

'બુચનું' ઝાડ એક પ્રકારનું ઓક છે અને ઝાડની છાલ તે જ બુચ છે. ઝાડ વીસ વરસનું થાય ત્યાર પહેલો પાક લેવામાં આવે છે. એ પાક ઘણી હલકી જાતનો હોય છે. દશ વરસ સુધી એ ઝાડોને રહેવા દીધા પછી બીજો પાક લેવામાં આવે છે. એ ઉદ્યોગની અભિવૃદ્ધિ માટે સ્પેનની સરકારે કાયદો કર્યો છે કે નવ વરસના કે તેથી ઓછાં વરસોના ઝાડની છાલ ન ઉતારવી. પાકની જાત અમુક વરસો સુધી અનુક્રમે ચડતી આવે છે.

બુચના ઝાડો ઘણાં વરસ જીવે છે. કેટલાંક ઝાડો ચારસો પાંચસો વરસ સુધી જીવે છે. આફ્રિકામાં ઘણાં ઝાડો મળી આવે છે કે જે જમ્મો વરસમાં એક પણ વખત છાલ ઉતાર્યા વિનાના છે.

જ્યારે ઉનાળામાં નવપલ્લવિત થયેલાં હોય ત્યારે ઝાડો પરથી છાલ ઉતારવામાં આવે છે આ વખતે છાલ ઉતારવાનો ઉદ્દેશ એ છે કે અંદરની છાલને જરાપણ હાનિ કરવા સિવાય ઉપરની છાલ લઈ શકાય છે. બીજી વખતે જો તે છાલ ઉતારવા કોશિષ કરવામાં આવે તો આખી અણતૂટેલી છાલ ન ઉતારાય એટલું જ નહિ પણ અંદરની છાલને ઇજા થવાથી ઝાડો મરી જાય છે.

ઝાડની છાલ મજૂરો હાથથી જ ઉતારે છે અને સદીઓથી ચાલતી આવેલી આ પદ્ધતિમાં ખાસ કંઇ ફેરફાર થયા નથી. છાલ ઉતારનાર પ્રવીણ મજૂરો જ આ કામ કરી શકે છે.

થડના મથાળે અને શરૂઆતમાં બન્ને સ્થળે રતે વીંટી જેવા ગોળ કાપ મૂકવામાં આવે છે. એ સીધા કાપમાં એક ફાચર મારી પછી ઉપરની છાલ ગોળ ઘણીવાર કેટલી ટુકડાઓમાં અને ઘણી વાર આખી એકજ ટુકડામાં ઉતારવામાં આવે છે.

કારખાનામાં લઇ જઇ છાલને મોટા તપેલામાં થોડીવાર ઉકાળવામાં આવે છે. આ ક્રિયાથી છાલ સીધી થાય છે એટલું જ નહિ પણ ફુલે છે, છિદ્રો બંધ થઇ જાય છે, અને છાલ સાફ થઇ જાય છે. સારી જાતની છાલ આમ ઉકાળવાથી સુધરે છે, પણ હલકી જાતની છાલ ખરેખર નહિ પણ માત્ર દેખાવમાં જ સુધરે છે.

છાલને કાપી પછી પહેલા, બીજા, ત્રીજા અને કોઇવાર ચોથા ભાગમાં વર્ગીકરણ કરવામાં આવે છે. એ કરતાં પણ હલકા પ્રકારની છાલ રહે તે ભાગ્ય શણગાર

અને દ્રાક્ષ મૂકવા માટેની ટબ્બીઓ બનાવવાના ઉપયોગમાં આવે છે. ફરી બુચો માટેની છાલ ફરીથી ઉકાળી દશ પંદર દિવસ ઓરડામાં રાખી મૂકવામાં છે. આથી બુચો સુંદર અને સહેલાઇથી કાપી શકાય એવા થય છે.

બુચનો સર્વોત્તમ ઉપયોગ બાટલીઓના ઢાંકણ તરીકેનો છે અને દુનિયાની જ હતની નીપજનો અર્ધો ભાગ એ વપરાશમાં ખપે છે. ઉત્તમ જાતની છાલ જ ઉપયોગમાં આવે છે. આ જાતની છાલની કિંમત ૨૫૦ રૂ.થી ૭૦૦ રૂપિયે ટન પડે પડીથી તેમાંથી ૫૦ થી ૬૦ ટકા ભાગ બુચ માટે નિરૂપયોગી નિવડે છે. આવા કામને લાયનોલિયમ, નહાવા માટેની ગાદડી, બુચના ટાઇલ્સ, ડીપોટની બેઠક આવે છે.

હજારો સ્પેનીશ કુટુંબો બુચ કાપવાનો ગૃહઉદ્યોગ કરી તેમની વાર્ષિક ઉમેરો કરે છે. આખો દિવસ કારખાનામાં કામ કરી, ઘર આગળ તેઓ, બુચે કામ કરે છે. તેમાં સ્ત્રીઓ અને સંતાનો મદદ કરે છે.

પતરાના ઢાંકણની અંદરનો બુચનો ભાગ ઉત્તમ છાલમાંથી લેવામાં આવે છે. કારખાનું આવા બે કરોડ બુચ દરરોજ બનાવે છે.

બુચનો બીજો મહત્વનો ઉપયોગ બુચના પાટીઆં બનાવવાનો છે. બુચને દબાવી પાટીઆં બનાવવામા આવે છે. આવા પાટીઆં રિફ્રીજેરેટરોમાં અને એવી વાપરવામાં આવે છે. ઉષ્ણ દેશોના ઉત્તમ ગૃહોની અંદર આવા પાટીઆં દિવાલ રાખવામાં આવે છે જેથી બહારની ગરમી ઘરમાં ન આવે એટલું જ નહિ પણ ઘરની ગરમી બહાર ન જવા દે. બુચના પાટીઆંમાંથી અવાજ બહુ બહાર જતો તેથી ટેલીફોનની પેટીમાં બુચના પાટીઆં રાખવામાં આવે છે.

દર વર્ષે ૨૦,૦૦ ટન બુચના પાટીયાં બનાવનારાં કારખાનાં છે તે ઉપરથી ઉદ્યોગનું મહત્વ સહજ સમજી શકાશે.

થોડાં વરસ થયાં ઘર જડી લેવા માટે બુચના ટાઇલ્સ બનાવવામાં આવે છે હલકા, ફાયર પ્રૂફ ટકાઉ અને ઉપર ચાલીએ તો પણ અવાજ ન થાય એવાં છે આવા ટાઇલ્સો ઘણાં વપરાય છે. અખતરા કરી સાબિત કરવામાં આવ્યુ છે કે આ બુચના ટાઇલ્સ ૬૦ ટકા વધારે ટકાઉ છે.

ટાઇલ્સ બનાવવા માટે બુચને ફરી દબાવી સખત કરી ગરમ કરવામાં આવે બુચ કાપતાં પડેલા નિરૂપયોગી ભાગ તેમજ હલકી જાતની બુચની છાલને ટા-ના ઉપયોગમાં લેવામાં આવે છે.

બુચના ટાઇલ્સ દિનપ્રતિદિન વધારે લોકપ્રિય થાય છે. પગલાંનો અવાજ નહિ એટલું જ નહિ પણ તેથી અથડાતા અવાજને પણ તે પાછા ફેંકતું નથી. વળી ગરમી જવાનો ભય પણ હોતો નથી, તેથી આ ટાઇલ્સો હોસ્પિટલ, ન્યાયની કચેરી વાચનગૃહમા વધારે વપરાય છે

થોડા વરસ અગાઉ બુચનો બીજો ઉપયોગ શોધી કાઢવામાં આવ્યો છે. હવે બુચના કાગળ બનાવી સીગારેટ છેડે મૂકવામાં આવે છે. આ કાગળોની જાડાઈ ૧-૫૦૦ ઇંચ છે. તેમાં માત્ર સર્વોત્તમ બુચની જાત જ વપરાય છે. માટે તે ઘણા મોંઘા પડે છે. કાગળ અત્યારની નીપજનો નાનો ભાગ જ આ ઉપયોગમાં લેવામાં આવે છે પણ પ્રતિદિવસ આવા કાગળની વધારે માંગણી આવે છે કારણકે છેડે એવા કાગળવાળી (Cork tipped) સીગારેટ વધારેને વધારે લોકપ્રિય થતી જાય છે.

# ગૂઢ પ્રાણી

હું એક અતિ ગૂઢ પ્રાણી છું. જો કે સર્વ કોઇ મને ઓળખે છે, પણ મારી ખાસિયતો અને ખરૂં સ્વરૂપ જાણનાર પુરુષો માત્ર દુર્લભ જ છે. હું એક વિશિષ્ટ વ્યકિત છું; કવચિત એ વિષે વિરોધ દર્શાવવામાંઆવે તો પણ સમાજમાં મારૂં સ્થાન ઉચ્ચ છે. સમાજે જ એ સ્થાન મને આપ્યું છે, માટે અલબત્ત મારામાં એ લાયકાત હોવી જ જોઇએ, એમ મને પણ હવે લાગે છે. પંચ ત્યાં પરમેશ્વર માટે પ્રભુએ જ મારે માટે એ સ્થાન નિયત કીધું છે.

મારામાં કેટલીક અસાધારણ શકિતઓ રહેલી, જેનો મને ખ્યાલ પણ ન હતો; પણ સામાન્ય જનતા એ વાત મક્કમ પણે માને છે. તેમની એવી માન્યતાથી મને ઘણા લાભો થયા છે એ ખરૂં, પણ કેટલીકવાર હું હાસ્યાસ્પદ સ્થિતિમાં પણ આવી પડું છું. તેમની એવી માન્યતાથી મારો ધંધો ધમધોકાર ચાલે છે. પણ કેટલીકવાર મારે અશકય એવાં કામોમાં માથું મારવું પડે છે. ગવર્નરને આપવાનું માનપત્ર વાંચ્યા પછી હું જરા વિવેચન કરવા લાગ્યો, ત્યારે કેટલાક કોલેજીઅનોએ ગરબડ કરી મને બેસાડી દીધો. હવે તમને એમ લાગતું હશે કે મારાથી બોલાયું નહિ હોય. મારી જીભ તાળવે ચોંટી ગઇ હશે એ કલ્પના જ ભૂલ ભરેલી છે. મારી વાક્ધારા તો સતત ચાલતી હતી અને લોક આશ્ચર્યથી મારા તરફ જોતા હતા. પરંતુ અંગ્રેજી જાણનાર થોડા ગૃહસ્થો હસતા હતા અને કોલેજીઅનો મને બેસાડી દેવા ઘોંઘાટ પૂર્વક આગ્રહ કરી રહ્યા હતા. હવે હું શું બોલેલો તે મને આજ યાદ નથી, પણ ગવર્નરે કહ્યું કે એ ગૃહસ્થના ભાષણમાંથી પંચાણું ટકા બાદ કરી માનજો, ત્યારે ગૃહસ્થોએ અને કોલેજીઅનોએ તેમને તાળીથી વધાવી લીધેલા. પણ તેથી શું ? 'ગવર્નર આવેલા ત્યારે ભાષણ કરેલું' એવી સંજ્ઞાથી લોકો હજી મારી પ્રશંસા કરે છે.

અને લોકોમાં મારી પ્રતિષ્ઠા પોષાય છે તેમાં નવાઇ શું ? હું ગંભીર મુખમુદ્રા રાખી ફરૂં છું. કોર્ટ જતા આવતા ગાડી ભાડે કરી, બજારમાંથી એક સીગારેટ વેચાતી લઇ, મુખમાંથી તેમજ મગજમાંથી ધુમાડો કાઢતો જાઉં છું. પ્રતિષ્ઠા નહિ પોષાય ? અને મારે ત્યાં ઘરાક આવે ત્યારે જે તુમાખીથી વાત કરૂં ત્યારે જો કોઇ ટોપી ઉતારી લે તો તેમને મારા ચાતુર્યનો ખ્યાલ આવે, અલબત્ત આ વર્તણૂક ઘરાકના પ્રકાર પર આધાર રાખે છે. તમને લાગે છે કે આ બધી આત્મપ્રશંસા થાય છે. પણ ભલા, દુનિયા પોતપોતાનામાં એટલી મશગુલ છે કે તેને બીજાની સ્તુતિ કરવા વખત જ નથી. એટલે આપણે જો આગળ વધવું હોય તો આમ કર્યા સિવાય છૂટકો નથી.

ફી ? એમાં તો પૂછવું જ શું ? જાણીતી વાત છે કે વેશ્યાને વકીલ ઉધાર રહેતાં નથી. એમાં તો શું પણ મારાં સગાં-અરે જાતની સ્ત્રીનો કેસ પણ ફી લીધા વિના હું હાથ પર નહિ લઉં તો બીજાની તો વાત જ શી ?

અને મારૂં કાયદાનું જ્ઞાન તો એક અદ્ભુત વાત(fairy tale)છે કાયદાના જોરથી તો હું આડોશી પડોશીને અને ઉધરાણી આપનાર વેપારીને ગભરાવી નરમ કરી મૂકું છું.

તેને જજ મને કોર્ટમાં ધમકાવે તો નરમ થઈ જાઉં છું. પણ મારે માટે અસીલોને ખોટો ખ્યાલ નહિ આવે, માટે તેને સમજાવી લઉં છું કે 'સાહેબની મારા પ્રત્યે સ્નેહાળ વૃત્તિ છે, તેથી તેઓશ્રી મને પિતા મારફ શિખામણ આપે છે. ચતુરભાઈ વગેરે બીજા વકીલોને ધિક્કારે છે. મારા પ્રત્યે તેમનો પક્ષપાત કોઈ કળી જાય નહિ, તેટલા માટે સાહેબ ઉગ્ર સ્વરૂપના આડંબરથી કૃપાદષ્ટિપર આવરણ નાખે છે, જે થીથી સામાન્ય લોકો ખરી વસ્તુ સ્થિતિ નિહાળી શકતા નથી. સમજ્યા ?"

નહિતર ક્લબમાં સાહેબ કોને થેંક્યું કહે છે ? બોલ વીણનાર બોય હોવા છતાં, જ્યારે હું દોડનો જઈ ટેનીસ બોલ વીણી સાહેબને આપું ત્યારે તેઓ કેવા ઉમંગથી સહ થેંક્યું કહે છે ! બ્રીજ રમતાં પાનું ઉડી જાય તે લાવું ત્યારે સાહેબનું થેંક્યુ પ્રાપ્ત કરવા હંમેશા કોણ ભાગ્યશાળી થાય છે ? ભાગ્યશાળી નહિ ? તમને કંઈ ખ્યાલ નથી. મારી જાતનાં બીજાં પ્રાણીઓ પણ એ તકને માટે તત્પર થઈ ઉભાં હોય છે. તેમની અધાની હરિફાઈ વચ્ચે પાનું મેળવવાનું તમે ધારો તેટલું સહેલું નથી. એ તો નાના પ્રકારની રેશજ રમાય છે. પણ સાહેબને ખોટું ન લાગે માટે બહારનો દેખાવ જેમ અને તેમ ઓછો થવા દેવાનો અને પાનું મેળવવાનું એમાં જ બુદ્ધિબળની જરૂર છે. પડાપડી કરી લેવાનું હોય તો સમજ્યા. તો તો કોઈ પણ લાવે. વકીલ ભરતરામ જ્યારે આ શરતમાં મને કદાચિત્ હરાવે છે તે રાત્રે મને ઊંઘ પણ નથી આવતી, કોઈએ યથાર્થ જ ગાયું છે કે 'ચિન્તા ચિતા સમાન.'

મારો ધંધો ? તો આ બધું બેસે ભણવા જેવું થયું ? બધી જાહેર સંસ્થાની સભામાં જવું બને તો સેક્રેટરી, નહિ તો છેવટે મેનેજીંગ કે કોઈ સબ-કમિટિમાં પણ આવવું. આવી જાહેર સંસ્થામાં કામ નિમિત્તે ઓફીસરો સાથે ગમે ત્યારે પ્રસંગ પાડી શકાય, અને પરિચય ગાઢ કરી શકાય. હરકોઈ જાહેર સભામાં આપણી હાજરી સમજવી, અને તેમાં આપણે કંઈ ભાષણ આપવું જ. કોઈ પણ પક્ષે સમર્થન કે ખંડન કરવા તત્પર રહેવું. એમ કરવાથી આપણા વિશાળ જ્ઞાનથી લોકો ચકિત થાય. છે બુજેલો પાપડ પણ જેનાથી ભંગાતો નથી, જેઓ હંમેશા મુગા ઢોર જેવા બેસી રહી પોતાને વિદ્વાન માન્યા કરે છે એવા થોડા આપણા અસંબંધ ભાષણ પ્રત્યે ભલે તિરસ્કાર પૂર્વક હસે. પણ તાળીનું માન કોને મળે છે ? સમાજ અને વર્તમાન પત્રમાં કોનાં યશોગાન થાય છે ? ધંધો નહિ ચાલે ! બનાંડશોને કે તારે (જાહેર ખબર) Publicity ની (કળા) Art અને Stunt (ધમાલ) જાણવી હોય તો અહીં આવ.

અમારી મક્કમતા અજોડ છે. એક મુદ્દો પકડયા પછી અમે તેને ઘો મારફ વળગી રહીએ છીએ. મારા બે મિત્રો એક દાક્તર અને બીજા જમીનદાર જોડે કોઈ એક મરાઠી કંપનીનો આધુનિક રાજદ્વારી પ્રશ્નની ચર્ચા કરતો ' ચલતી દુનિયા 'નો હિંદી નાટક જોવા ગયા હતા. નાટકના પાત્રની સારી આલમ અસહકારી બની જાય છે. પણ માત્ર બેજ જણ વકીલ ને વેશ્યા આ ચળવળના પૂરથી નિર્લેપ રહે છે. તમે એને બ્રહ્મપણું કહેશો, લંગોટો ખેંચ્યો તો ખેંચ્યા જેવું કહેશો. પણ નહિ, આત્માનું કોઈ પણ ભોગે રક્ષણ કરવાનું કોઈએ મહાન સત્ય કહ્યું છે ને ? અમે એ માનનાર છીએ.

નાટક જોઈ ઘેર જતાં, અમારા જમીનદાર મિત્રે વકીલ-ડાક્તરની કરેલી વાત હું જણાવ્યા વિના રહી શકતો નથી; કારણ કે તે અમારું ચારિત્ર્ય જાહેર કરે છે. નાટકના વકીલને અસહકારથી અલિપ્ત રાખવા માટે લેખકની પ્રશંસા કરી અમારા મિત્રે કહ્યું. "પણ વકીલમાં લાગણી વશ થઈ પરિવર્તન થવા સંભવ જ હોતો નથી. દુનિયામાં કયો માણસ વકીલ થયો છે તે તમે જાણો છો? એક દરદી માણસ ઓપરેશન કરાવવા ડાક્તરને ત્યાં ગયો. ડાક્તરે તેનું શરીર ચીરી બધું ઠીકઠાક કરી, ટાંકા મારી દીધા, પણ આ ગરબડમાં તે માણસનું બહાર કાઢી મૂકેલું હૃદય પાછું અંદર મૂકવાનું ભૂલી ગયો. તમને નવાઈ લાગશે, પણ હકીકત સત્ય છે કે તે માણસ જીવતો થયો. પણ તે હૃદયશૂન્ય હોવાથી કોઈ પણ ધંધા માટે લાયક રહ્યો નહિ, ત્યારે તે કાયદાનો અભ્યાસ કરી વકીલ થયો." આ પ્રહારથી મારા ડાક્તર મિત્રને ખોટું લાગ્યું, પણ હું તો એ વાતમાં અમારી પ્રશંસા જ દેખું છું. દુનિયામાં હૃદયના દુઃખો અગણિત છે. પ્રેમનો શાશ્વત ત્રિકોણ જાણો છો ને? જિંદગીની યાં ચિન્તયામિની હકીકત સર્વત્ર બનતી આપણે જોતા નથી! પણ હું સગર્વ કહું છું કે અમે પ્રેમ ને લાગણીના દુઃખથી મુક્ત છીએ. એક હરિણ શિશુ માટે શાશ્વત સુખ નષ્ટ કરનાર ભરતની મૂર્ખતાને હમે વખોડીએ છીએ. એક પિંગલા માટે સારું રાજ ગુમાવનાર માણસને દિવાનો નહિ તો શું કહેશો! એક નહિ તો બીજી પિંગલા પણ એવું જ્ઞાન વકીલ-વિના બીજા કોને હોય શકે.

મારે દુશ્મનો નથી હોતા એમ નથી. કેટલાક વિઘ્નસંતોષીઓ મારે માટે ગપ ફેલાવે છે કે મારા અસીલના પ્રતિપક્ષી મને વેચાતો લઈ શકે છે. હવે આ સાવ જુદી વાત છે. વકીલોને અપાતી સૂચના Never identify yourself with the cause of your client—તમારા અસીલના કેસને પોતાનો કરી માનશો નહિ—એ મુજબ હું કદાચ કોઈ કેસ પ્રત્યે બેદરકાર બન્યો હઈશ પણ વિશ્વાસઘાત હું સમજતો જ નથી.

હવે તમે બધા જાણી ગયા છો કે હું કોણ છું! વકીલ. નહિ એ જ તમારી ભૂલ છે. ગાંધી વકીલ, દાસ વકીલ, નેહરુ વકીલ, સેનગુપ્તા વકીલ દેશના સ્વાતંત્ર્ય માટે સૌ અર્પવા તેનું સ્મરણ કરવા સતત લાગી રહે તે વકીલ. હું તો એક સામાન્ય વકીલ. એને માટે હું ગુજરાતીમાં diminutive word (લઘુતા વાચક) બનાવી કહું તો એક વકીલકમ છું. કોઈ ભાષાશાસ્ત્રી વકીલડું શબ્દ રૂઢ થવાનું કહે છે, પણ એ શબ્દનો પ્રયોગ ગૃહસ્થ કરી શકતા નથી, માટે વકીલકમ ઠીક થઈ પડશે.

[illegible] મહેતા

# સમાલોચન

(૧) બુદ્ધના બોલ : લેખક, શ્રી. પંકજ

પ્રકાશક : મેસર્સ દેસાઇ નાયકની કું. સુરત, કિં. રૂા. ૧-૪-૦ પૃ. ૧૫૪.

બૌધકાલિન જાતક કથાઓ અને ઐતિહાસિક પ્રસંગોને લઇ ગુંથેલી આ પુસ્તકમાંની હરેક વાર્તા વાચકને આદર્શયુક્ત સામગ્રી પુરી પાડે છે. શ્રી. પંકજે વસ્તુ સંકલના એટલી રોચક રીતે કરી છે કે એક વખત પુસ્તક હાથમાં લીધા પછી પુરૂં કર્યેજ ચેન પડે. આ પુસ્તકમાં રજુ કરવામાં આવેલી વાર્તાઓના વર્ગ પાડવાનું મુશ્કેલ છે. રૂચિ ભેદથી દૃષ્ટિ વિભિન્નતા આવે એથી એટલું જ કહીશું કે પ્રત્યેક વાર્તાની ગુંથણી પોતપોતાની દિશામાં સુંદર રીતે થએલી છે.

છાપ કામની થોડી અશુદ્ધિઓ બાદ કરીએ તો પુસ્તક આવકાર-દાયક અને સંગ્રહવા યોગ્ય છે. પણ આ પુસ્તકનું નામ 'બુદ્ધના બોલ' રાખવામાં આવ્યું છે એ બંધ બેસતું જણાતું નથી. વાર્તાની દિશામાં આ પુસ્તક નવીન જ સામગ્રી લેખકની ખાસ શૈલીમાં રજુ કરે છે.

(૨) ક્ષય એટલે શું ? લેખક અને પ્રકાશક : ડૉ. પ્રાણજીવન માણેકચંદ મહેતા જામનગર. કિં. ૦-૨-૦ પૃ. ૧૧૬

પુસ્તકનું નામ જ તેની વસ્તુનું અને ઉપયોગિતાનું સૂચન કરે છે. ક્ષય જેવા રાજ-રોગની બાબત તેની ઉત્પત્તિ, વિકાસ અને નિવારણ માટેના ઉપાયોની ઉપયોગી માહિતી આપવામાં આવી છે. શરીરને હરેક રીતે નિરોગી રાખવાના ઇચ્છાવાળાએ પુસ્તક જોઇ જવા જેવું છે. કિંમત પણ સસ્તી છે.

(૩) સમાધિ શતક મૃત્યુ મહોત્સવ. અનુ : શ્રી. ફત્તેહચંદ કપુરચંદ લાલન

પ્રકાશક : શા. ભોગીલાલ નગીનદાસ, ઊંઝા ફાર્મસી અમદાવાદ. કિં. ૦-૧-૬ પૃ. ૪૭.

જૈન તત્ત્વ-દર્શનના વિશાળ ગ્રંથ સમુદાયમાંનું આ પુસ્તક એક નાનો ગ્રંથ છે. આધ્યાત્મિક વિષયના જીજ્ઞાસુઓને માટે બહુ ઉપયોગી છે. આ નાના ગ્રંથમાં મૂળ પણ આપવામાં આવેલું છે.

(૪) SAMADHISHATAKAM. પ્રકાશક : ઊંઝા ફાર્મસી, અમદાવાદ

શ્રી પ્રભેન્દુની ચિન્તનશીલ જીન-વાણીને પાશ્ચાત્ય જીજ્ઞાસુઓ માટે અંગ્રેજીમાં ઉતારવામાં આવી છે. મૂળ સાથે જોતાં અંગ્રેજી અનુવાદ પણ યથાયોગ્ય થયો છે.

(૫) પ્રગતિ (માસિક) તંત્રી : પંડિત ચંદુલાલ રણછોડલાલ, અમદાવાદ વાર્ષિક લવાજમ રૂા. ૨-૦-૦

વર્ષ ૧લાનો અંક ૯ મળ્યો. અંક જોતાં ધાર્મિક વિષયોની ચર્ચા ઠીક પ્રમાણમાં કરવામાં આવી છે. ઇશોપનિષદ્ વાળો ચાલુ લેખ સારો છે. —મ.

(૬) Practice in English Part I, by Messrs K. N. Kavi & H. R. Desai.

માધ્યમિકશાળાના પ્રથમ ધોરણના વિદ્યાર્થીઓને અંગ્રેજી ભાષા શીખવામાં મદદરૂપ થાય એવા હેતુથી આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. દરેક મનોયત્ન બીજાથી ભિન્ન છે એથી તેમાં વૈવિધ્યતા છે એટલું જ નહિ પણ પૂરતાં ચિત્રો અને સુંદર મુદ્રણથી તે બાળકોને આકર્ષે એવું બનાવવામાં આવ્યું છે, શાળાએમાં Seatwork તરીકેના વપરાશ માટે અતિ ઉપયોગી પ્રકાશન છે. તેમજ ઘર આગળ મનોયત્ન કરવા માટે માબાપોએ તેમનાં બાળકોને ખરીદી આપવા જેવું છે.

# સાકરીઆ ચણા

પ્રખ્યાત ફ્રેન્ચ સેનાધિપતિ માર્શલ પીથટેન પોતે પરણ્યો, તે અગાઉ લગ્ન વિરુદ્ધ બહુ પ્રચાર કરતો. એક દિવસ તેના કેટલાક મિત્ર સમક્ષ લગ્ન કેવી ખરાબ વસ્તુ છે તે વિષે ઉગ્ર ભાષણ કરી રહ્યો હતો અંતમાં તેણે જણાવ્યું "બધાં પરણેલાં યુગલો કુતરાં બિલાડાંનું જીવન જીવે છે." તેના એક મિત્રે વિરોધ કર્યો. તેઓ બેઠા હતા તેજ ઓરડામાં એક કુતરો તથા એક બિલાડી શાંતિથી એક બીજા પાસે બેઠાં હતાં. તેને બતાવી મિત્રે કહ્યું, "જુઓ તમારૂં કહેવું કેવું જૂઠું છે. આ કુતરો અને બિલાડી કેવાં હળીમળી ગએલા છે ?" માર્શલે જવાબ દીધો, "એ તો છૂટાં છે તેથી. તેમને એક બીજા સાથે પૂંછડીથી બાંધો અને પછી જુઓ—તેઓ શું કરે."

... ... ... ...

કોઇને કદિ શિખામણ આપશો નહિ.

મારા એક મિત્રને મે એક દિવસ પૂછ્યું. "ઉમાશંકર જોષીનું 'સાપના ભારા' વાંચ્યું ? 'નહિ' 'આવું સુંદર પુસ્તક તમે હજી વાંચ્યું નથી ?' "વારૂ, ત્યારે વાંચીશ તમે વેચાતું લઇ મને ભેટ આપો, કારણકે આજે મારી વરસ ગાંઠ છે.'

... ... ... ...

એક ખેડૂતે અનેક પ્રકારનાં ફળફૂલો વાળી સુંદર વાડી બનાવી હતી. તે વાડી જોવા ખેતીવાડીના એક ગ્રેજ્યુએટ સાહેબ પધાર્યા. વાડીમાં એમ તેમ ફરતાં તેઓ એક ફળવૃક્ષ આગળ થોભ્યા અને તેને નિહાળવા લાગ્યા. એવામાં વાડીના માલીકનો બારેક વર્ષનો પુત્ર ત્યાં આવ્યો. કોલેજમા પ્રાપ્ત કરેલાં જ્ઞાનનો કંઈક લાભ આ બાળકને આપવાના આશયથી ગ્રેજ્યુએટ મહાશય બોલ્યા, 'જુઓ, આ જમરૂખીના ઝાડને વાચા થાય તો તે શું કહે ?' સ્કૂલમાં વનસ્પતિ અને જડ પદાર્થોની આત્મકથા વર્ણવતાં લખેલા નિબંધો યાદ આવ્યા હશે ! તે બાળકે પ્રત્યુત્તર આપ્યો, "સાહેબ, એ ઝાડ એમ કહે, સાહેબ જે અને હું કહું તે માટે માઠું ન લગાડશો. પણ હું જમરૂખી નથી પણ નામફળ વૃક્ષ છું." ગ્રેજ્યુએટ સાહેબે આગળ શું કહ્યું તેની કંઇ ખબર નથી.

... ... ... ...

એક વખતે ઇંગ્લાંડમાં એક છોકરાને રેલ્વેની આગગાડીનો ઝપાટો લાગ્યો અને તે પડી ગયો. તેના જમણા હાથને ઇજા થઇ તેના વાલીએ રેલ્વે કંપની પર નુકશાનીના બદલા માટે દાવો માંડ્યો. રેલ્વે કંપની તરફથી વકીલ તરીકે એફ. સ્મીથ (પાછળથી બનેલા લોર્ડ બર્કન હેડ) ઉભા રહ્યા. છોકરાને પાંજરામાં ઉભા રાખી તેમણે અતિ માયાથી પ્રશ્નો પૂછવા માંડ્યા. 'ટ્રેનનો તમને ઝપાટો લાગ્યો' 'હા.' 'તેથી તમે પડી ગયા ?' 'હા' તમને જમણા હાથ પર વાગ્યું ?' 'હા' 'જમણા હાથે વાગવાથી તે હાથ હવે વધારે ઊંચો થઇ શકતો નથી ?' 'હા' 'તમે કોર્ટને બતાવશો તે કયાં સુધી ઊંચો થઇ શકે છે ?' છોકરાએ ખભાના સમાન્તરે હાથ રાખી કહ્યું, 'અહીં સુધી' સાથે અને મૃદુતા ભરી વાણીમાં ...

સ્મીથે પૂછ્યું. 'અકસ્માત પહેલાં તે ક્યાં સુધી ઊંચે લઇ જઇ શકાતો તે બતાવશો ?' છોકરાએ માથા પર ઊંચો હાથ લઈ જઇ કહ્યું. 'અહીં સુધી.'

... ... ... ...

ગોલ્ડસ્મીથે દાકતરી પરીક્ષા પસાર કરી, દવાખાનું કાઢી પ્રેક્ટિસ શરૂ કરી. પણ કોઇ દર્દીજ ન આવે. એટલે નિરાશ થઇ તેને દવાખાનું બંધ કરવું પડયું. દવાખાનું ઉઠાવતાં તેણે કહ્યું. 'હું દાકતરનો ધંધો છોડી દઉં છું. પણ જરૂર પડયે દોસ્તારોની દવા કરીશ.'

સાંભળનારામાંના એકે પ્રત્યુત્તર દીધો. 'એતો તમે ખોટું કરો છો. તમારે તમારા દુશ્મનોની જ દવા કરવી.'

... ... ... ...

ઇગ્લાંડમાં એક ચૂંટણી વખતે ઘણી લાંચો આપ લે થયાનું જણાયાથી તપાસ કરવા માટે એક રોયલ કમિશન નીમવામાં આવ્યું. કોન્ઝર્વેટીવોને મત આપવા માટે ૨૫ પૌંડ લાંચ લેવા માટે એક માણસની તપાસ થતી હતી. ઉલટ તપાસમાં માલમ પડયું કે તેણે લીબરલો પાસેથી પણ ૨૫ પૌંડ લાંચ તરિકે લીધા હતા. તપાસ ચલાવનાર ન્યાયધીશ મી. મેથ્યુઝ આથી આશ્ચર્ય પામ્યા અને પૂછ્યું. 'તમે કહો છો કે કોન્ઝર્વેટીવને મત આપવા માટે તમે ૨૫ પૌંડ લીધા ?' 'હા, નામદાર' 'અને લીબરલોને મત આપવા પણ તમે ૨૫ પૌંડ લીધા ?' 'હા, નામદાર' 'ત્યારે અંતે તમે મત કોને આપ્યો ?' આ પ્રશ્નથી સાક્ષીને ઘણું માઠું લાગ્યું. તેના સ્વમાન પર પ્રહાર કરવામાં આવ્યો હોય તેવા ખિન્ન વદને પણ સત્યની ચીવટાઇ બતાવતાં બોલ્યો, 'નામદાર, મેં મારા અંતરના અવાજને ઓળખી મને ઠીક લાગતા પક્ષને મત આપ્યો.'

... ... .... ...

ઇગ્લાંડનો પ્રખ્યાત સેનાપતિ લોર્ડ રોબર્ટસ એક વખતે એક કલબમાં પાર્ટીમાં ગયો હતો. ત્યાં એક ઊંચો યુવાન સર્વની મશ્કરી ઠઠા કર્યા કરતો હતો. પ્રખ્યાત સૈનિક જોડે ઓળખાણ કરાવવામાં આવતા તે યુવાને મશ્કરી કરવાના ઇરાદાથી કહ્યું. 'મેં તમારે વિષે ઘણુંયે સાંભળ્યું છે.' એમ કહી લોર્ડ રોબર્ટસ પર એવી રીતે દૃષ્ટિ ફેરવતાં કહ્યું કે તેનું નાના કદનો જોનારને ખ્યાલ આવે અને આગળ ચલાવ્યું, 'પણ મેં તમને કદી જોયા ન હતા.' લોર્ડ રોબર્ટસે તરતજ પ્રહાર કીધો, 'મેં તમને ઘણીવાર જોયેલા, પણ તમારે વિષે કદી કંઇ સાંભળ્યું નથી.'

... ... ... —

કાનપુરમાં કોંગ્રેસ ભરાયેલી ત્યારની વાત છે. એ વખતે વિષય વિચારિણિ સભા ભરાઇ હતી. સભાના પ્રમુખપદે સરોજની નાયડુ હતાં. એક સ્થૂલકાય સભ્ય ઉભો થઇ બોલ્યો, 'સભા પતિજી, મૈં તો યહ ચાહતી હૂં...' એનાથી આગળ તેનાથી ન બોલાયું. આખી સભા અટ્ટહાસ્યમાં લીન થઇ ગઇ.

— ભૈયાજી

# કોંગ્રેસ સરકાર

મુંબઇ સરકારે નાના ખાતેદારોને રાહત આપનારૂં બીલ પસાર કરેલું તે ગવર્નર જનરલે મંજુર કર્યું છે.

યુક્ત પ્રાન્તમાં બધી કલબો, વ્યક્તિઓ અને વેચનારાઓ પર પરદેશી દારૂ પ્રાન્તમાં લાવવા માટે અંકુશો મુકાયા છે. તેમ કરનારાઓ માટે પાસ ચોક્કસ ચોક્કસ મર્યાદાઓ માટે લેવો પડશે. ઇટા અને મણીપુરી જિલ્લામાં દારૂ બંધી થશે.

મુંબઇ સરકારે ઇલાકામાંથી ૨૦૦ દારૂની, ૬૦૦ ભાંગની, ૭૨ અફીણની અને ૧૦ પરદેશી દારૂની દુકાનો કમી કરી છે હોસ્પિટલ, શાળા અને પ્રાર્થનાના સ્થળો નજીક આવેલી ૭૧ દુકાનો પણ ખસેડી છે.

સરકારના ખરચે મદ્રાસ ધારાસભાના સ્પીકર યુરોપ પાર્લામેન્ટરી પ્રવૃત્તિના અભ્યાસ અર્થે જવા માગતા હતા તેને તેમ કરતા મહાસભાની વર્કીંગ કમિટિએ અટકાવ્યા છે.

બિહારમાં પોલીસ અને બીજી નોકરીમાં લાંચ રૂશ્વતની તપાસ માટે કમિટિ નીમાઇ છે.

સતારા જિલ્લાના મી. એમ. વી. પંડિતની જપ્ત થયેલી જમીન મું. સ. પાછી આપી છે.

યુક્ત પ્રાન્તમા લાંચ તેમજ બક્ષીસની તપાસ માટે સમિતિ નીમી હતી. પરિણામે બે પોલીસ અમલદારોને બરતરફ કરવામાં આવ્યા છે.

મુંબઇ સરકાર રોયલ વેસ્ટર્ન ઇન્ડીઆ ટર્ફ કલબમાં હિન્દી સભ્યે.નું વિશેષ પ્રમાણ રહે એમ ચાહે છે. કલબે મેળવેલા પૈસાનો મોટો ભાગ દેશમાં જ ખરચાવો જોઇએ.

મદ્રાસ ધારાસભામા આંધ્રને જુદો પ્રાન્ત બનાવવાનો ઠરાવ પસાર થયો હતો.

મુંબઇ સરકારના તમાકુના કાયદાને ગવર્નરે મંજુરી આપી છે.

મધ્ય પ્રાન્તની સરકારે ફેડરેશનનો વિરોધ કરતો તેમજ માનચાંદની પ્રથા બંધ કરતો ઠરાવ કર્યો છે.

મુંબઇ ધારાસભામાં વેઠ હરામો સંબંધી આવેલું બીલ સીલેકટ કમિટિને સોંપાયું છે.

યુક્ત પ્રાન્તની ધારાસભામાં કારોબારી અને ન્યાય ખાતાં જુદાં પાડવાની યોજના રજુ થઇ છે.

ઉપયોગમા લઇ શકાય એ હેતુથી મું. મ. પડતર જમીનની યાદી કરી રહી છે. બેકારોને જમીન આપવાના પ્રયાસો થવા સંભવ છે.

મું. મ. ગાંડાની હોસ્પિટલના સુપરિન્ટેન્ડટને એવી સત્તા આપવા ચાહે છે કે તે દર્દીઓને થોડા સમય માટે છુટા કરી શકે છે.

મદ્રાસ સરકારે આંધ્ર અને અન્ના મલાઇ વિદ્યાપીઠોની ડીગ્રીઓને નોકરીની લાયકાત માટે માન્ય કરી છે.

મદ્રાસ સરકારે દીવાની જેલો નાબુદ કરવા નિર્ણય કર્યો છે.

મદ્રાસ ધારાસભાના રૂણ મોકુફીના બીલને વાઇસરોયે મંજુરી આપી છે.

સવિનય ભંગની ચળવળ વખતે સરકારે 'કર્મવીર' પ્રેસ જપ્ત કર્યું હતું. મુંબઈ સરકારે પ્રેસના વેચાણથી ઉપજેલા પૈસા મૂળ માલિકને આપવા હમણાં હુકમ કર્યો છે.

મુંબઈ સરકારે ૨૫ વરસથી જેલ ભોગવતા ત્રણ રાજદ્વારી કેદીઓ શ્રી. અબ્દુલ સમદ શ્રી. આલતફ હુસેન અને શ્રી. ઇલાહીબક્ષને મુક્ત કર્યા છે.

યુક્ત પ્રાન્તની ધારાસભામાં જવાબ આપતા મહેસુલ પ્રધાને જણાવ્યું હતું કે જમીનદારો જમીનના માલીક નથી; ફક્ત મહેસુલ ઉઘરાવનારાઓ જ છે.

મુંબઈ સરકારે નોકરોનેઃ પગાર ૨૦ નો હતો તેને બદલે ૨૫નો કર્યો છે. અને તેમને મેનિયલ ન કહેવા પણ ઉતરતા દરજ્જાના નોકર કહેવા એમ ઠરાવ્યું છે.

સંયુક્ત પ્રાન્તમાં એક સિવાય અન્ય સર્વે રાજદ્વારી કેદીઓ મુક્ત કરવામાં આવ્યા છે.

આકોલા જિલ્લામાં ખેડુતો પાસે મહેસુલ ઘણી સખ્તાઈથી ઉઘરાવવામાં આવ્યું હતું તેથી વસૂલ થયેલા મહેસુલમાંથી ૨૫ ટકા ખેડુતોને પાછું વળતર આપવામાં આવ્યું છે.

બિહારની સરકારે એક પરિપત્ર દ્વારા બધા સરકારી નોકરોને ખાદી પહેરવાને આદેશ કર્યો છે.

યુક્ત પ્રાન્તમાં ૧૦૦૦ નવા માનદ ન્યાયાધીશો નીમવામાં આવ્યા છે.

મુંબઇ ધારાસભામાં ઓન. લઠ્ઠેએ જણાવ્યું હતું કે ઇનામદારોએ ઇનામી જમીનના ભોગવટા માટે પૂર્વજોએ સરકારની સેવા કરી હતી એ સિવાય બીજાં યોગ્ય કારણો આપવાં જોઇએ. તેમણે પ્રજા સેવા કરવી જોઇએ. નહિતર સરકારને તેમને માટે કાયદો ઘડવા ફરજ પડશે.

મુંબઈ સરકારે યાદી દ્વારા જાહેર કર્યું છે કે જાહેર કૂવાને તળાવોનો હરિજનો ઉપયોગ કરી શકશે. તેમ કરતાં તેમને જે અટકાવે તેમની સામે સરકાર પગલાં લેશે.

મુંબઇ ધારાસભા કર્ણાટકને અલગ પ્રાન્ત બનાવવા સંબંધી ઠરાવ પસાર કર્યો છે.

સવિનયની ચળવળ વખતે રાજીનામા આપેલા નોકરોને પાછા નોકરી પર રાખવાનું મુંબઇ પ્રધાન મંડળે નક્કી કર્યાનું કહેવાય છે.

મધ્ય પ્રાન્તમાં જેલોમાં સામાન્ય કેદીઓને પણ ઉનાળામાં દાળ કે માંકુ ઓઢું ન મળશે. બે જોડ કપડાં આપવામાં આવશે. કેદીઓ પોતાના ખર્ચે વર્તમાનપત્રો અને બીડીઓ મંગાવી શકશે. જેલોમાં રેડીઓ મૂકવામાં આવશે.

સ્પેશિયલ ઇમર્જન્સી નાબુદ કરતું બીલ મુંબઇ સરકારે પસાર કર્યું છે.

---

# પ્રકીર્ણ

બોમ્બે યુનિવર્સિટીની સ્કુલ ઑફ ઇકોનોમિક્સ અને સોસીયોલોજીના આશ્રયે સ્થાપિત રીસર્ચ કલબ તરફથી શ્રી. મણિભાઇ દ્રીવેદીને ઐતિહાસિક સંશોધન કરવાનું પ્રમાણ પત્ર આપવામાં આવ્યું છે.

કોઇ પણ વેપારી કરાર વડી ધારાસભાની સમ્મતિ વિના સરકારે કરવો નહિ એવો ઠરાવ વડી ધારાસભાએ કર્યો છે. મધ્યસ્થ સરકારના ખરચે સરહદના પ્રાન્તમાં યુનિવર્સિટી

ખોલવાનો પણ ઠરાવ થયો છે.

માયસોરના દિવાન એક ભાષણમાં બોલ્યા કે પંડિત જવાહર માઇસોર આવે તો તેમને ૧૪૪ મી કલમ લગાડવામાં આવશે

આસામની સરકારે બધા રાજદ્વારી કેદીઓને બીન શરતે છોડી મૂક્યા છે.

જલગાવ આગળ એક સો વરસથી ગરમ પાણીનો ઝરો હતો તે હમણાં થઈ ગએલા ધરતીકંપથી અદ્દશ્ય થઇ ગયો છે.

૧૯૩૮ ના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કામ વડોદરાના શ્રી મંજુલાલ મજુમદારને સોંપવામાં આવ્યું છે

પાટણ મહાલ પુસ્તકાલય પરિષદની ચોથી બેઠકના પ્રમુખ સ્થાનેથી પ્રવચન કરતાં જાણીતા સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇએ જણાવ્યું કે "ગાંધીજીની કેળવણીની યોજનામાં ઓછામાં ઓછો ખર્ચ અને અંગ મહેનતની જે બે ભાવના રહેલી છે તેની ખરેખર હિન્દને જ નહિ પણ આખાયે જગતને જરૂર પડશે."

મુંબઇ ઇલાકાનો વિદ્યાર્થી સંઘ ઉનાળાની રજાઓમાં ડૉ. સુમન્ત મહેતાની આગેવાની હેઠળ નિરક્ષરતા સામે ઝુંબેશ ઉપાડવાની યોજના હાથ ધરનાર છે.

---

## શ્રી ગ્રીષ્મ વ્યાયામ વર્ગ અણામા

વ્યાયમમાં રસ લેતા વિદ્યાર્થીઓ અને શિક્ષકો, થોડે ખર્ચે ઉનાળાની, લાંબી રજાઓમાં વ્યાયમનો લાભ લઇ, હિંદને ગામડે ગામડે અને શહેરે શહેરે એનો પ્રચાર કરે તે માટે ઠેર ઠેર વ્યાયામ વર્ગો ખોલવાની જરૂર છે. અને જ્યારે પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણના અભ્યાસક્રમમાં પણ શારીરિક શિક્ષણને ખૂબ અગત્ય આપવામાં આવનાર હોય ત્યારે આવા ગ્રીષ્મ વર્ગો અનિવાર્ય બને છે, એ મંતવ્યને માન આપી ગયે વરસે પણ ઓનરેબલ શ્રી. મોરારજી રણછોડજી દેસાઇ મહેસુલી પ્રધાનને, શુભહસ્તે વસંત આશ્રમ અણામામાં મે વેકેશનની રજાઓમાં એક મહિના માટે વ્યાયામ વર્ગ ખોલવામાં આવ્યો હતો. વસંત આશ્રમ અરબી સમુદ્ર નજદીક આવેલો હોવાથી ઉનાળામાં હવા ખાવાના સ્થળ જેવું બની રહે છે, એટલે કુદરતી રીતે વ્યાયામ વર્ગ માટે અનુકૂળ છે, આ વર્ષે વધુમાં જાણીતા લોકસેવકોની વ્યાખ્યાનમાળા પણ ગોઠવવામાં આવનાર છે. વર્ગના અંતે વ્યાયામની પરીક્ષા લેવામાં આવશે અને તેમાં પસાર થયેલા ઉમેદવારોને 'કાઠીઆવાડ વ્યાયામ પ્રચારક મંડળ' ભાવનગર તરફથી પ્રમાણપત્ર આપવામાં આવશે.

વ્યાયામ વર્ગ વિષે વિશેષ હકીકત નીચેના સરનામે પત્ર વ્યવહાર કરવાથી મળી શકશે.

મણિભાઇ નાયક

મંત્રી : શ્રી ગ્રીષ્મ વ્યાયામ વર્ગ

વસંત આશ્રમ-અણામા (વાયા) વેડછા

બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે

# પૂર્ણા

"નહિ સૂરજના વિના ધરતી રૂપ ધારે નવું,
નથી રજની દીસતી મધુરવી વિના ચંદ્રિકા;
લીલોતરી વિના સુધા પ્રકૃતિમાં નથી ઊછળી,
નથી નૂર સ્વતંત્રતા વણ ટકી શકશે હિન્દનું"

# અનુક્રમણિકા



---

## પૂર્ણા કાર્યાલયના નિયમો

૧ અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે માસિક નિયમિત પ્રકટ થાય છે. તા. ૨૫મી સુધીમાં અંક ન મળે તો કાર્યાલયને સરનામે પત્ર લખી જણાવવાથી બીજી નકલ મોકલવા વ્યવસ્થા કરવામાં આવશે.

૨ પોસ્ટેજ મોકલ્યુ હશે, તો નહિ સ્વીકારાયેલા લેખો લેખકોને પરત કરવા તજવીજ કરવામાં આવશે.

૩ લેખોના મતવ્યો સાથે તંત્રી સમ્મત જ છે એમ માની ન લેવું.

૪ દરેક લેખકોને તેમના છપાયેલા લેખોની પાંચ છૂટી પ્રતો તથા તેમનો લેખ છપાયો હોય, તે અંક મોકલવામાં આવશે.

૫ વાર્ષિક લવાજમ દેશમાં રૂ ૨–૮–૦ બર્મા માટે રૂા ૩–૦–૦ અને અન્ય દેશો માટે ૭ શીલીંગ રાખવામાં આવ્યું છે.

---


પ્રકાશક : મનુભાઇજી પરાગજી મહેતા, પ્રકાશન સ્થળ : પૂર્ણા કાર્યાલય, મોટા બજાર, નવસારી
મુદ્રક : ગુલાબભાઇ ભીમભાઈ દેસાઈ, મણિ મુદ્રણાલય, નવસારી, તા. ૧૫–૫–૩૮

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ | મે ૧૯૩૮ | અંક ૧૦ મો.


## એ ચાંદીનું પડ ખસેડો

એક અતિ ધનાઢ્ય ખ્રિસ્તિ હતો. તે ધનમાં એવો રચ્યો પચ્યો રહેતો કે સામાન્ય સંસારીઓની ગરીબાઇનાં દુઃખની તેને ખબર ન હતી. એક દિવસ તે ધર્મગુરૂ પાસે આવ્યો. એના સ્વાભાવ અને સ્થિતિનો ધર્મગુરૂને સંપૂર્ણ પરિચય હતો. ધર્મગુરૂ એને કાચની બંધ કરેલી બારી પાસે લઇ ગયા અને તેમાંથી શેરીમાં જોવાને કહ્યું. પેલા ધનિકે તેમ કરતાં ધર્મગુરૂએ તેને પૂછયું, "તું મહોલ્લામાં શું જુએ છે ?" પેલાએ કહ્યું, "હું લોકોને જોઉં છું." પછી ધર્મગુરૂ તેને એક આયના પાસે લઇ ગયા અને તેમાં જોવા કહ્યું. પેલા ધનાઢ્યે તેમ કર્યું ત્યારે તેમણે પૂછયું, 'હવે તું શું જુએ છે?' તેણે જવાબ દીધો, 'હવે હું મારી જાતને જોઉં છું.' પછી ધર્મગુરૂએ તેને સમજાવ્યું, "ભાઇ પહેલાં તેં જોયું તે પણ કાચ હતો, હમણાં તું જુએ છે તે પણ કાચ છે. બન્ને કાચમાં અલ્પ માત્ર જ તફાવત છે. પેલા કાચને ચાંદીનું પડ (Silver) નથી, અને આને તેવું પડ છે. એ પડ ખસેડી તું જુએ તો તને વિરાટ જનતાનાં દર્શન થશે. પણ તું ચાંદીનું પડળ આગળ રાખશે, તો તને માત્ર તારૂં જ પ્રતિબંબ દેખાશે. જાઓ ધનનું પડળ ખસેડી સામાન્ય જનતાના દુઃખ નીરખો અને તેમને માટે તમારાથી બનતું યતકિંચિત્ કરો. પ્રભુ તમારૂં કલ્યાણ કરો."

ધન, મદ કે એવા બીજા સૂક્ષ્મ અંતરાયો આવતાં આપણને ખરી વસ્તુ-સ્થિતિનું દર્શન જ થતું નથી. 'તરણા ઓથે ડુંગરરે ડુંગરને કોઇ દેખે નહિ.'

# દીવાસળી

સોયા સમી, ના પણ મખ્ત તેવડી;
કાંટા સમી, ના અણીદાર છું ઘડી;
રની ઘડી આંગળ જેવડી સળી—
દીવેટ જેવી મૃદુ હું દીવાસળી ૧

ભારેલી આગની માથે નાની મેં સગડી ધરી;
દિસે દોરી લીંટી માથે મોંડાની પાઘડી કરી ૨

જાતે બળી હું જગને ઉજાળું,
અંધાર બાળું ઘનઘોર કાળું;
હુંફી બનું, ખાખ બનું, સતી બનું,
પરોપકારે મરવું મીઠું ગણું. ૩

તારા, શશી, સૂર્ય—પ્રકાશ દેવા;
એવા ઘણા સો મણ તેલના દીવા;
એને ઉપાડાય, અડાય ના અને
ખરી ભીડે વાપરવા ન એ કને ૪

હું તો તમારે ગજવે તમારી
સેવા વ્રતે તત્પર એકધારી;
દાસી તમારી તમ છાંયડા સમી
હજુર પૂંઠે દિનરાત હું ભમી. ૫

નારી જાતી થઈ નામે, નાની હું નારના સમી
મુગી મુગી કરૂં સેવા ગમી એ વાત છે ગમી. ૬

જતાં જતાં ચેતવણી છતાં સુણો
સદા મને ના તરણાં સમી ગણો.
ગરીબડી ગાય ગરીબ ના સદા,
જો જો થશે વાઘણ એય એકદા. ૭

જો જો સંભાળજો સ્વામી ! પુત્રી હું આગની જણી,
બાધવી વીજળી મારી, બ્હેની હું તણખા તણી ૮

# 'બાપુજી ! અમે તમારાં ઢેડ !'

અમે જીવીએ ખાઇને એઠાં,
અમે પીએ પાણી મેલાં,
તોએ હડધૂત હડધૂત થઇએ
બાપુજી ! અમે તમારાં ઢેડ !

અમે ગામ સફાઈ કરીએ,
અમે જોડા સીવી દઈએ,
તોએ હડધૂત હડધૂત થઇએ,
બાપુજી ! અમે તમારાં ઢેડ !

અમે 'બાપુજી !' 'બાપુજી' કરીએ,
અમે આઘાં ઊભાં રહીએ,
તોએ હડધૂત હડધૂત થઇએ,
બાપુજી ! અમે તમારાં ઢેડ !

અમે વેઠ તમારી કરીએ,
અમે કોદરા કણકી ખાઇએ,
તોએ હડધૂત હડધૂત થઇએ,
બાપુજી ! અમે તમારાં ઢેડ !

બાપુજી ! તમ મોટાની ગાળ,
ગણીએ ઘીની મીઠી નાળ,
તોએ હડધૂત હડધૂત થઇએ,
બાપુજી ! અમે તમારાં ઢેડ !

અમે પાય ઘસી ને મરીએ
હિંદુધર્મ છતાં નવ તજીએ,
તોએ હડધૂત હડધૂત થઇએ.
બાપુજી ! અમે તમારાં ઢેડ !

બાપુજી જેવાં કહીએ તેવાં
તોએ નાનાં ભાંડુ જેવાં,
અમને આઘાં કરીને રાખો.
બાપુજી ! અમે તમારાં ઢેડ !

સેવાનંદ

## હૈયાની મૂકતામાં

( હરણી )

જટિલ જગના રંગો ઢીઠા, દીઠીય અકુલતા,
કટુ રુરુદિષા વ્યાપી કૈ યે મુંગી સ્વહીનતા,
'કટુ જીવનમાં કારી ખુંચે અમંગતિ આર્પતા,
દલિતઉરની અશ્રુગાથા–કહું શું અનાથતા ?...૧
જગત ઘણું છે રુરૂં તીખે ભુકું વળી ભુખેરૂં,
જગત ઘણું છે ઝેરીલું ને ધને ત્યાં ઝાંખરૂં !
કુસુમ વળી ત્યાં કેવાં હૈયે ભચોભાચ કંટકો,
અનિમિષ દ્રગે ચાપું ચુમું–સહું સહુ સંકટો...૨
પરમ સુખી છું આ જવાળામાં કરૂં કિલકાર હું,
ઝણઝણી ઉઠે ગાચા તારો, ઝીણેરી સિતાર શું ?
મુજ હ્રદયની ગુંજે ગાનો મીઠું શું ટહૂકતી,
કરુણ રવની ધારામાંએ ઉડેરી ભભુકતી...૩

( અનુષ્ટુપ )

હૈયાની મૂકતામાં આ, જાગે દેવ હુતાશની,
જીહવાની શૃંખલામાં દ્યુતિ પ્રેમ પ્રકાશિની.

ऋतूनां कुसुमाकरः

## વાત્સલ્ય

પૃથ્વી ( સૉનેટ )

વહી જ દિન કૈં ગયા સ્મરણથી ન ત્હોયે ખસે
અતીવ વિરલાં અને સુભગ ધન્ય એ દર્શનો;
શકે, કંઈ અજાણમાં પુનિત કાર્ય કીધાં હશે
સુરમ્ય ફૂલ તેહનું જીવનમધ્ય આવી મળ્યું. ૧
પગાગભર વાયુ જો મૃદુલ શીત લ્હેરે વહે
અને દલિત ઊરમાં ધૃતિ ધરે સમાશ્વાસને;
તથૈવ ઉર પીડતા વિકટ જીવને વિગ્રહો
તહીં સ્મરણપુંજ પુણ્ય પ્રસરે દઈ ચેતના. ૨
નથી જ અણજાણ કો કૃતિ પરાગ આ વિસ્તર્યો
નથી સુભગતા નરી અનનુભૂત યત્ને મળી;
સુરમ્ય ફૂલ આ સખે નહિ અપૂર્વ આયાસનું
ગણું વિભુ ઉરે થકી ઝર્યું જ નેહનું નિર્ઝરું ૩
ધરે સકલ કાર્ય, કારણતણી પુરોગામિતા
છતાં નિયત ના કશા થકી વિભુકૃપા નિર્ઝરી.

વિવિત્સુ

# 'વાઘ આવ્યો રે વાઘ આવ્યો'

શ્રી. 'પ્ર.'

ભોં...ભોં...ભોં........

સ્ટીમરનું ભૂંગળું ભૂકી ઉઠયું.

અંધારાના ઓળાઓ ઓળખી શિયાળવાં હૂકાહૂક કરે. કુંભારનો ઘોડો જોઈ ગધેડાં ભૂકવા લાગે અથવા ચોરોનાં પગલાં પરખી કુતરાં ભસવા માંડે ત્યારે તે અવાજ સાંભળનારાઓના શરીરમાં ભયની કંપારી લાવે છે. ભર દરીઆમાં ભૂકતા ભૂંગળાનો અવાજ એવો જ દિલ કંપાવનારો હતો. તે જાણે બૂમ પાડી રહ્યો હતો. 'વાઘ આવ્યો રે વાઘ આવ્યો, ધાજો રે ધાજો.'

ઉતારૂઓ સફાળા બેઠા થઇ ગયાં ને હાંફળા ફાંફળા આંખો ચોળવા લાગ્યા. 'શું છે? શું છે?' એવા પ્રશ્નોની ઝડીઓ વરસવા લાગી. બધા જ અધીરા બની સવાલ કરતા હતા. ઠંડા મગજે જવાબ આપવા જેટલું કોઇ શાંત ન હતું.

ભૂંગળું ભૂકયે જતું હતું, દમ ખાવાયે અટકતું ન હતું. તે પડાય એટલા જોરથી હાક પાડતું હતું. 'સાવધાન! સાવધાન!'

પણ સાવધાન કોનાથી? દરીઆઇ જાત્રામાં ધાક હોય છે ચાંચીઆઓનો. તેમને તો અંગ્રેજી રાજે ઓગણીસમી સદીમાંથી વીસમી સદીમાં પેસવા જ દીધા નથી. હા! દુશ્મનના વિમાનો દારૂગોળા વરસાવી સ્ટીમરો ડુબાડી દે છે. પણ એવી ખુનખાર લડાઈ હિંદના દરીઆથી તો હજારો કોષ વેગળી છે. લોકોએ આકાશ ભણી મીટ માંડી. ત્યાં વા ન હતો, વાદળ ન હતાં, વીજળી ન હતી. ત્યાંથી પાછી વળી આખે લાંબે લાંબે નજર નાંખી; દરીઓ શાંત હતો, પાણીમાં તોફાની મોજાં ન હતાં. ગભરાએલા લોકોએ વિચાર ન કર્યો કે મૃત્યુ મોઢે ચ્હડીને વાજતે ગાજતે નથી આવતું. એતો ચોરોની છૂપકીદીથી જ પેસી જાય છે.

'આ ભૂંગળું શું કામ વાગતું હશે?' બધાના ચ્હેરા ઉપર એવાજ પ્રકારની છાપ હતી. નાટકમાં બંદુકનો બાર થતાં તખતા ઉપર નટો દોડાદોડ કરે છે; સિનેમામાં વીજળીના છેલ્લી ઘંટડી વાગે કે પડદા ઉપર પાત્રોના ઓળાઓ ધમાલ મચાવે છે, મોડી રાતે ખાલી થઇ ગએલા ડેક ઉપર અત્યારે ભૂંગળાની સાવધાન-ભેરી સાંભળી ઉતારૂઓ એ જ રીતે દોડાદોડ કરતા હતા, ઈસાઇઓના વાડામાં દેવળનો ઘંટ કવખતે વાગે ત્યારે આખી વસ્તી સમજી જાય છે કે એ મૃત્યુ ઘંટ છે. એ સાંભળી દરેકના ચ્હેરા ગમગીન બને છે. જો કે બધાને ખબર નથી હોતી કે કોણ રામશરણ થયું છે. એજ રીતે આ ઉતારૂઓના ચ્હેરા ભયભીત થયા હતા, જો કે કોઇનેય ભય શો છે તેનું ભાન ન હતું.

એટલામાં વહાણના પોલાણમાંથી 'ઓ બાપલિયા! બુડી મુવા બુડી મુવા' પોકારતો એક ખારવો ઉપર ચ્હડી આવ્યો. બધા તેને ઘેરી વળ્યા. તે કેપ્ટનની ઓરડી તરફ છટકી ગયો ને જતાં જતાં કહેતો ગયો 'વહાણ ખડક જોડે ભટકાયું છે, તળીઆમાં ગાબડું પડ્યું છે.' એ ગયો એટલે બીજો ખારવો એવી જ રીતે હોકારી કરતો આગળ આવ્યો, 'આગ.

જુવાનજોધ છે. એનો આખો જન્મારો કેમ વીતશે?' એવા ઉદ્દગારોનો આરો ન હતો. કોઇ એનો વેપાર વણસી જશે તેનો બળાપો કરતો હતો તો કોઈ તેની ઘર વખરી વીખરાઇ જશે તેથી છાતી કૂટતો હતો. ઘડી બે ઘડીમાં તો તેઓ મગરનાં મ્હોડાં ભેગા થવાનાં છતાં તેમની માયા છૂટતી ન હતી.

જરસેલુ આફતના ઓળામાત્રથી જ દુષ્ટ કરણીવાળા જીવો ભડકી ઉઠે છે. પાપમાં પગલાં માંડવા ગમે એવાં સાહસો કરવાં પડે તો તેઓ બહાદુરીથી કરે છે. પણ પાપના ફળો ભોગવવાની વારી નજીક આવે ત્યારે તેઓ કાયર થઇ જાય છે,—તેમની કમ્મર ભાગી જાય છે. આજે વહાણ ડૂબવા બેઠું હતું ત્યારે એવાના મનમાં દહેશત જન્મી હતી. 'અમારા પાપેજ વહાણ ડૂબે છે.'

પહેલા વર્ગના ઉતારૂ શ્રી. જાગીરદારને પણ એવોજ વિચાર આવ્યો હતો. કારણ એણે લોકોને સતાવવામાં ને દુનિયાને ઠગવામાં કોઇ દિવસ પાછું વાળી જોયું ન હતું. એક દિવસ જીવનનું જહાજને જરસેલુ જોખમ નડશે જ નડશે એવો એને વિચારે આવ્યો ન હતો. એ સુખી જનમ્યો હતો, સુખમાં ઉછર્યો હતો, મોટો થઇ એણે એ સુખમાં ઉમેરો કર્યો હતો, તેથી કદાચ તે માની રહયો હતો કે તેનું મરણ પણ સુખી જ હશે. એની એ આંધળી માન્યતા આજ જૂઠી પડતી હતી. ભયંકરમાં ભયંકર એવું મોત તેને આખો ને આખો ગળી જવા ડાચું ફાડી રહયું હતું. એ ડાચાની લોહતરસી દાઢને હાડકાં પાંસળાંના માળા જેવા વગર માંસના સુકલકડી ગરીબ ઉતારૂઓ કરતાં ભયો-ભયો રક્ત માંસે માતબર દેખાતી ફુંદવાળા ધાર્મિક ઉતારૂઓ જ વધારે ગમે છે. એવી કલ્પના સ્ફુરતાં શ્રી. જાગીરદારના હાજા ગગડી ગયા. તેના પગ ઢીલા થયા, શરીર પરસેવે ન્હાવા લાગ્યું ને ગાત્રો શિથિલ થયાં. હજુ ઢગલો થઇ બેસી જવા જેટલા તે લુલા ન હતા થયા. તેથી સુવાના કપડાંભેર તે કેબિનથી બહાર દોડી આવ્યા. કેબિનબોયે ક્યારનોય અગીઆરા ગણી ગયો હતો. સાથે રાખેલા પરાવાળાઓ પણ શોધ્યા જડયા નહિ, તેઓ ધણીને વફાદાર થવા કરતાં પોતાની પંડનેજ વધુ વફાદાર થયા હતા અને એ પંડને બચાવવાની ત્રેવડમાં પડયા હતા.

મૃત્યુની એકજ હાકલે બધાય વર્ગના ઉતારૂઓ એક હરોળમાં આવી ગયા હતા. આશમાની સુલતાની ઉંચા નીચાનો ભેદ માનતી નથી. જાગીરદારે ડેક ઉપર આવી જોયું. જાણે જાત્રાનો મેળો જામ્યો છે. બધા ધક્કામુક્કી કરતા હતા. ચાર પાંચ માળામાં આગ લાગે ત્યારે તેમાંથી નાસી છૂટવા દરેકે દરેક દરવાજા તરફ ધસારો કરે છે. એ ધસારામાં નબળાં હોય છે તે પાછળ પડી જાય છે તે વખતે વધારે ભાડું ભરનારા પહેલા જાય અને એકાદી જ ઓરડી રાખનારા પછી જાય એવો કાયદો કોઇ કાઢતું નથી. અને કોઇ તેમ કરવા જાય તો કોઇ તેને પાળતું નથી. જહાજનો કેપ્ટન પોકાર કરતો હતો. 'પહેલાં છોકરાં પછી બૈરી ને પછી મરદ.' એ નિયમનો છડેચોક ભંગ થતો હતો. જાગીરદાર તો પહેલા વર્ગના ઉતારૂને પહેલી જગ્યા મળશે એવી ઉમેદમાંને ઉમેદમાં દોડી આવ્યા હતા પણ તે સીડી ઉપરની ભીડ અને ધમાચકડી જોઈ થંભી ગયા. એ રોળામાંથી રસ્તો કાઢી હોડી સુધી પહોંચવું અશક્ય હતું.

જાગીરદારે હમણાં જ ઊંઘમાં એક સમણું જોયું હતું. કોઈ તેની પાસે ખરાં ખોટાં કર્મોના હિસાબ માગતું હતું. આજે પહેલાં તો તેને આવાં સમણાં યાદ આવતાં હસવું આવતું. 'મારો વળી કોણ હિસાબ લેવાનું છે !' ઠેઠ ઉપર જીવન મરણ વચ્ચે ઝોલાં ખાતી વેળા તે એ સમણાં પર હસી ન શક્યો. કહે છે ચાર્વાક જેવા નાસ્તિકે પણ જીવનની છેલ્લી ઘડીએ ભગવાનને યાદ કર્યા હતા. આજસુધી પાપ પુણ્ય અને સ્વર્ગ નર્કની વાતોને જાગીરદાર ભ્રમિત મનની પોકળ કલ્પનાઓ સમજતા હતા. આજે તેની દશા ચાર્વાકના જેવીજ થઈ ગઈ. તેને નર્કના દશ્યો આંખ આગળ દેખાવા લાગ્યા. તે બહાદુર કહેવાતો હતો. પણ એ બહાદુરી હમણાં શોધી જડી નહિ. ધાર્મિક માન્યતાઓને એણે આજ સુધી અવગણી હતી. પણ એ અવગણના સ્વાર્થ પરાયણતાના અંધાપામાંથી જન્મી હતી નહિ કે સાચા વિચાર-સરણી અને સ્પષ્ટ તર્કબુદ્ધિમાંથી તેથી તેને નર્કનાં દશ્યો દેખાવા લાગ્યાં. તે હજુ જીવતો જાગતો માણસ હતો છતાં તેને દેખાવા લાગ્યું કે તે નર્કની ઘાણીમાં પીલાઈ રહ્યો છે, ભઠ્ઠીમા સેકાઈ રહ્યો છે, કડાઈમાં તળાઈ રહ્યો છે. એ ભયંકર યાતનામાંથી મુક્ત થવા તેણે બળ-પૂર્વક આંખો ઉઘાડી. એ આંખોમાં પણ કમળાની આંખ બધે પીળું જ દેખે છે તેવા ભ્રમની જાળી ફરી વળી હતી તેને દેખાયું સ્ટીમર ડોલતી હતી, દરીઆ ઘર ઘર જેવડાં મોજાંને સાથે તેને ભેટી રહ્યો હતો. તેણે ઉંચે જોયું. નિરભ્ર આકાશમાં તેને ઘનઘોર મેઘાડંબર દેખાયો તેણે આગે જોયું ત્યાં પણ તેને વંટોળના ઘુઘવાટા સંભળાયા. એ બધાં દશ્યો ખોટાં હતાં છતાં ભયના માર્યા ભ્રમિત મનને તે સોએ સો ટકા સાચા લાગ્યાં. જાગીરદારના ગભરાટનો પાર રહ્યો નહિ. ચારે દોરથી થતા આવા હુમલામાંથી બચવાની તેણે આશા છોડી. તે ભાગ્યો અને કેબીનની ઓરડીમાં ભરાઈ ગયો. ગોદડું ઓઢી સુઈ ગયો. અપરાધી આત્મા મોતને ઉઘાડી છાતીએ ભેટી શકતો નથી. તેથી છેલ્લી ઘડીઓ ગણાવા લાગે ત્યારે તે માથે મ્હોડે ઓઢી લે છે.

મરણ પથારીએ અર્ધ ભાનની છેલ્લી ઘડીઓમાં માણસ અનેક ભ્રમણાઓ જુએ છે. અને ફાવે એવું આડુંઅવળું બકે છે. આપણે એને ત્રિદોષનો ચાળો કહીએ છીએ. દારૂના નશામા ચકચુર થયેલો આદમી જેમ ઘણીવાર પોતાનું જ પોકળ ઉઘાડું પાડે છે તેમ એ ત્રિદોષે ઘેરાએલો મૃત્યુગામી જીવ પણ ઘણીવાર સત્યવકતાની જેમ પોતાના પાપોનો પોકાર કરતો જણાય છે. એને આપણે ગાંડપણ કહીએ છીએ. છતાં એ ભ્રમિત મનની ભ્રમણા નથી હોતી, એ તો છેલ્લી ઘડીએ ઉઘડેલી આંખનું સત્યદર્શન હોય છે.

જાગીરદારનું મન આવી જ રીતે ચકડોળે ચ્હડયું. તેને પ્રથમ દેખાયું જમરાનું ટોળું તેને બાંધી લઇ જાય છે. પછી તો તેને આભાસ થયો તેને જમરાજાના દરબારમાં ઉભો કરવામાં આવ્યો છે તે કેદીના પાંજરામાં ધ્રુજી રહ્યો છે. જમદેવ તેની પાસે ખરાં ખોટાંના લેખા લે છે.

જમદેવ પૂછતા હતા. "જાગીરદાર ! આવી રીતે દરીઆમાં ડુબી તારે અહીં આવવું પડયું છે તેનું કારણ શું ?" જાગીરદારે માથું ખંજવાળવું શરૂ કર્યું......એવામાં પડદા પછાડીથી કોઇ બોલી ઉઠયું ?

"યાદ નથી ? મુનીમ કાકાની દીકરીએ કુવો પુરતાં પહેલાં તને શું કહયું હતું ?"

જાગીરદારની આંખ આગળ જુવાનીનો એ પ્રસંગ ખડો થઇ ગયો. ઝ્હેર મારી ગયેલી યાદદાસ્ત ઉપર જાણે કોઇએ થપ્પડ મારી અને તેણે આળસ મરડી બગાસું ખાધું. તેણે પોતાનાં કુકર્મોની આપવીતી શરૂ કરી

"જુવાનીના પહેલે પગલે જ મેં એક પરાક્રમ કર્યું હતું. એના પ્રતાપે મારા મુનીમની વિવાહિતા દીકરીએ કૂવો પુર્યો હતો. તેણે કલંકિત જીવન કરતાં મરણને મીઠું ગણ્યું હતું. એ સ્ત્રીહત્યાનું પાપ લોકોએ મારા પડોશીના દીકરાને માથે ઢોળ્યું હતું. એવું નામ આ ગોઝારા કાંડ જોડે જોડી આપનાર હું જ હતો. મારા નામની કોઇને ગંધ પણ ન હતી આવી. કારણ મારે તો ઘરમાં સોના જેવી સ્ત્રી હતી. છતાંય કોઇને કદાચ વ્હેમ આવે એ ભયે મેં સાવચેતી લીધી હતી. આવો પ્રસંગ આવે છે ત્યારે જેનું તેનું નામ જેની તેની સાથે જોડી દઇ નિંદાપુરાણ ચલાવવાની લોકોને ટેવ હોય છે તેથી મારા એકજ ઇસારે તેઓએ મારા મિત્રને પજવવા માંડ્યો. એ નિર્દોષ હતો, ખરો ચોર હું હતો છતાં એની ફજેતી થતી જોઇ મને મઝા આવતી. એ મારો સહાધ્યાયી હતો. તે હમેશાં પહેલે નંબરે પાસ થતો અને હું વારે વારે નાપાસ થઇ જાગીરદારનો પુત્ર માત્ર માસ્તરની મહેરબાનીથી જ ઉપર ચ્હડતો. એ નામોશી માટે મને એના પર ઘણો ગુસ્સો આવતો. આજે એ અદેખાઇને ટાઢક વળી. ભર નિશાળમાં મને નીચું જોવડાવનારને આજે આખી દુનીઆમાં નીચું જોવું પડતું હતું. હું એટલેથી જ અટક્યો નહિ. તેના માબાપ અને સગાવ્હાલાંઓની વચ્ચે જ મેં તેને એકવાર ઉધડો લીધો. "અલ્યા જરા તો વિચાર કરવો હતો કે મુનીમ તો આપણા કાકા અને કાકાની દીકરી........"

મુનીમની દીકરી મારા જેવી ઝેરીલી ન હતી. બાબાપે તેને વારી પારીને પૂછ્યું 'બેટા એ ચોર કોણ? ગભરાયા વગર ખરેખરૂં કહી દે. એ હરામખોરનાં શેઠને કહી ચામડાં ઉતરાવી નાખીશું." તે બોલી નહિ. બોલે પણ ક્યાંથી? તે લોકોની પેઠે ખોટા નામે આળ ચ્હડાવવા તૈયાર ન હતી. અને સાચું નામ...તે તો મારૂં કે જે ગુન્હેગારના ચામડાં ચીરી નાખવા વચન આપતા હતા તે શેઠના જ છોકરાનું હતું. ભોળી ભટાક જેવી મારી સ્ત્રી પણ તેને ખાનગીમાં સમજાવવા ગઇ હતી. તેને જોઇને તો તે પોસ પોસ આંસુએ રોતી. કારણ તેને મારી સ્ત્રીની દયા આવતી. તે મનમાં ને મનમાં બોલતી. "હું તો જાણે કૂવો પુરીશ ને સુખી થઇશ પણ આ બીચારી એને તો એ વિષથી કીડા જોડે આખા જન્મારાનું પનારૂં પડ્યું છે." એ પોતાના દુઃખને ભાભીના ભાવિ દુઃખો આગળ ભૂલી જતી. તે કહેતી 'ભાભી મારી જિંદગી તો ધૂળમાં મળી છે. બીજાનાં જીવનને પણ એવું કરવાથી મારી બદનામી ઓછી થવાની નથી. મારા બલિદાનથી જો એ સુધરશે તો મને મારૂં મૃત્યુ ખટકશે નહિ." છેલ્લી રાતે તે મને એકાંતમાં કાનમાં કહી ગઇ હતી. "હું જાઉં છું. તારે સાથેનાં વચનો સાથે લેતી જાઉં છું. હવે ભૂલ્યો સાથી ફરી ગણજે મારે ખાતર...અરે ભાભીને ખાતર..." તે આગળ બોલી શકી ન હતી, ગળે ડુમો ભરાઇ આવ્યો હતો. એકાદ બે ડુસકાં ભરી તે જતાં જતાં કહી ગઇ હતી. "મારા બોલ યાદ રાખજે નહિ તો તારેય મારી પેઠે કૂવા તળાવમાં ન મોતના મોતે મરવું પડશે."

એનાં શાપને મેં હસી કાઢ્યો હતો. પણ આજ તે સાચો પડતો હતો. મેં તેની શિખામણ એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખી હતી. શિખામણ એટલેજ આજે મારે દરીઆમાં

ડૂબી મરવાનો વારો આવ્યો લાગે છે. કૂવામાંથી તો દોરડાં નાંખી કોઈ કહાડે છે તળાવમાંથી જાળ નાખી કોઇ ઘસડી કહાડે છે પણ દરીઆમાંથી...? અહીંથી જીવતા નીકળવાની વાત આઘી રહી પણ મરેલું મુડદું પણ સગાં વહાલાંને હાથે બળવા પામતું નથી.

ત્રિદોષની દશામાં ને દશામાં જાગીરદાર તેની આખી આત્મકથા વિસ્તારી રહયો હતો. એ પિંજણ અને પાપોની કબૂલત કરવી તેને રૂચતી ન હતી પણ એની પાસે એને રૂચે કે ન રૂચે છતાં આખી રામકહાણી ઓકાવવાને ખાતર જ જાણે હોઇની તેમ સ્ટીમર હજુ ડૂબતી ન હતી, વહાણ પૂરેપુરૂં ડૂબે નહિ ને કેબિનમાં પાણી ભરાય નહિં, કેબિન પાણીએ છલકાય નહિ ને જાગીરદારનો જીવ જાય નહિ. પેસનીકળની રમત રમતો જીવ જાગીરદારને અકળાવી રહ્યો હતો એ અદ્ધર દશાની ત્રિદોષી ભ્રમણામાં તેને પોતાનાં પાપો એક પછી એક યાદ આવતાં હતાં. અને એમ તેની અધુરી જીવનકથા આગળ લંબાતી હતી.

"અમે જાગીરદાર હતા, કુલીન હતા, મોભાદાર હતા. એ વીરત્વ ને ત્યાગના બદલામાં અમને જાગીરો મળેલી—"

બરાબર એ જ વખતે જાગીરદારને પથારીમાંથી ચાંચડ અથવા માંકડ જેવા કોઇ જંતુએ ડંખ ભર્યો હશે તેનો અપરાધીએ અવળો અર્થ કર્યો. તે મર્મજ્ઞ ખોટી વાત કહેવા બદલ કોક જમરો તેની કૂખમાં ચુંટી ભરે છે.

"હા બાપજી હા ! એ જાગીરીના મનંદના પતરે પતરે દેશદ્રોહ ને ધણીભણીની બેઇમાની-ના લેખો લખાયા છે. જયશેખર પડયો અને અમે ભુવડને વધાવી લીધો, રજપૂતો રાજ વિનાના થયા ત્યારે અમે મુગલોને સલામ કરી, દિલ્હીની બાદશાહી ડોલી એટલે અમે મરેઠા-ઓને ચોથ ઉઘરાવી આપી અને મરેઠાનાં નસીબ અવળાં થયાં એટલે અમે ઊગતા સૂરજ જેવા અંગ્રેજને પગે પડયા. અમે પ્રજાદ્રોહ કર્યો એટલે રાજાઓના વહાલા થયા છીએ. બાપુ ! અમે એ વાત છુપાવી છે; દુનિયાને ઠગી છે, ને ભાટ ચારણોને સુપડે સુપડે દાન આપી ખોટી વાહવાહના ગમંડા રચાવ્યા છે.

એવા વડવાઓનો હું વારસ. પિતા અકાળે અવસાન પામ્યા એટલે કારભાર મારા હાથમાં આવ્યો."

પિતા અકાળે કેમ દેવલોક થયા એ વાત તેણે છુપાવેલી હતી પણ આજે એવી દગલબાજી માટે તેની હિંમત ચાલી નહિ. આજુબાજુ મોટા મોટા દંડા પકડી ઊભેલા જમરાઓ છળકપટની ગંધ પામશે તો ભર કોરટમાંજ ગોદા મારશે એવી એને ધાસ્તી હતી. તેથી તેણે ફેરવી તોળી સાચી વાત શરૂ કરી.

"પિતાજી હતા ત્યાં સુધી મારે માથે કરપ હતો. તે ઝાંઝી હતા એટલે ઝાંઝમાં ને ઝાંઝમાં કયે દહાડે શું કહી બેસશે તેના વિચારે જ હું કંપી ઉઠતો.પિતાજી હાથખરચીનો હિસાબ માગતા ને હું શું કરૂં છું કે કયાં ફરૂં છું તેનો જવાબ માગતા. એથી ન તો હું છુટે હાથે ખરચી શકતો કે છુટે પગે ફરી શકતો. એ ગુલામી હું ઝાઝો વખત ન સહી શકયો. તળાવ કાંઠે બેસી ટંચાઈ ટંચાઈ ચાંગળું ચાંગળું પાણી પીવું કોને ગમે ? જેમ જેમ બંધન કપરાં થતાં ગયાં ને સ્વચ્છંદે અપરો થતો ગયો તેમ તેમ મારો ક્રોધ પણ વધતો ગયો. એ

ક્રોધમાંથી બુદ્ધિ નાશ જનમ્યો. મારી બુદ્ધિના નાશે પિતાના નાશનાં બીજ વવાયાં. મેં પિતાને ઝેર દીધું.

હું જાગીરદાર થયો. એ વાતની થોડા જ દિવસમાં મેં બધાને ખબર પાડી દીધી. કારભારી, મુનીમ તલાટી અને ખેડૂત બધાય મારાથી ડરતા રહેતા. હું પિતાજી જેવો પોચો અને ભોળો ન હતો. તલાટીનો કાગળ આવતો "ઓણુ સાલ વરસાદ થયો નથી, ખેડૂતો કીસ્ત ભરી શકતા નથી." એવા ઢીલા તલાટીને તરત જ રજા મળતી. હું જાતે જ મોટરમાં બેસી પરગણે પહોંચી જતો. ગામે ગામ લોકોને ઉતારે—મેડીએ બોલાવી હું સંભળાવી દેતો 'મહેસુલ ભરી દો.'

"માલીક દાંત અન્નને વેર થયાં છે. કયાંથી ભરીએ ?"

"તે હું નહિ જાણું ? ઘર વેચો, ખેતર વેચો, ઢોર વેચો, કે પોતાની પંડને વેચો પણ નાણાં ભરી દો."

"સાહેબ આખા મુલક પર ભગવાન તો રૂઠ્યોજ છે. અને હવે તમે રાજાય રૂઠશો તો અમે કયાં જશું ?"

"જજો જહાનમની ખાડીમાં."

"માબાપ આટલીવાર દયા કરો."

"શું ? દયા કરું ? ના. ના. તમારે તો એક વરસ દુકાળ પડશે તો બીજે વરસ રેલ આવશે ને ત્રીજે વરસે હિમ પડશે. મારે તો કેટલીવાર દયા કરવી ?"

મને દયા કરવી કેવી રીતે પરવડે ? સાંજ પડે ને સો બસો રૂપીઆનો મારો ખરચ હતો. પિતાજીના વારામાં ઘોડા હતા; તેને ચંદી ના ખવડાવો તોય તે વફાદાર રહેતા. વડવાઓ માફે બેસીને ફરવા નીકળતા, માફાના બળદો ચારાપાણી વગર કોશોના કોશ કાપે જતા. પણ મેં તો મોટર રાખી હતી. તે વિલાતથી આવેલી હોઈ એ વિલાતી તેલ વગર એક ડગલું પણ ભરતી નહિ. પત્ની હતી તે જુના જમાનાની હતી. તેને પ્રેમ કરતાં આવડતું નહિ. પ્રેમ માટે મારે વેશ્યાઓના પગ ધોવા પડતા. એ હવસની પુતળીઓના ઘરમાં સોના મહોરોની થેલી એક જ રાતમાં ખાલી થઇ જતી. વળી જ્યારે મારા સરખા બે ચાર જાગીરદારોની મંડળી ઝામતી ત્યારે દેશદેશાવરથી મંગાવેલી છાંટાપાણીની જયાફત ઉડતી. એ બધા માટે ડગલે ને પગલે પૈસાની જરૂર હતી. વળી એ જાગીરદારીના મોભાને ખાતર જરૂરનું હતું, એટલે મને દયા કરવી પરવડતી નહિ. અને જ્યારે રાજાનાં કાળજાં કઠણ થાય છે ત્યારે પ્રજાની જમીનો ગીરવે મુકાય છે, ખેતરો હરાજ થાય છે ને બાળબચ્ચાં ભુખે મરે છે.

આવી રીતે લોકોની આંખમાં ધૂળ નાખી હું મારું કામ ચલાવ્યે રાખતો. વીઘે વીઘે દોઢી બમણી વીઘોટી વધારી દીધી છતાં મારું પેટ ના ભરાયું. મેં નવી તરકીબ લગાવી ને આખી જાગીરની નવી માપણી કરાવી. એ માપણીદાર આવ્યો હતો સરકારી કચેરીએથી છતાં મેં તેને મારો કરી લીધો. નિશાળમાં છોકરાઓ ગોખે છે કે 'વીસ વસાનું વીઘું.' મેં અને માપણીદારે તે નાનું બનાવ્યું. માપવાની સાંકળીમાંથી થોડા મંકોડા કઢાવી નાંખ્યા. સરકારી માપણી સામે કોઇ વાંધો લઇ શકયું નહિ. કોઇ કહેવા આવ્યા કે સાહેબ અમારાં

ખેતર બાપદાદાના વારાથી પાંચ વીઘાનાં જ હતાં તે બમણાં કેવી રીતે થઈ ગયાં તેને અને ધમકાવી કાઢયા. "આજુબાજુના સરકારી ખરાબા દબાવી બેઠા હતા અને હવે ડાહ્યા થવા આવ્યા છો? ડહાપણ કરવા જશો તો એ માટે વરસોનું તખારાનું મહેસુલ આપવું પડશે. સમજ્યા? લોકોએ વધુ ભાંજગડ કરવી છોડી દીધી.

ગામડે ગામડે મારા નામની કાણ મંડાતી. એ રોકકળાટ ને શાપથી હું ડરતો નહિ. માત્ર હું એક ડરતો છાપાંવાળાથી. તે લોકો રજનું ગજ કરી શહેરોમાં શોરબકોર કરી મુકતા. હું જ્યારે શહેરમાં જતો ત્યારે છાપાં વાંચનાર નગરજનો મારા ભણી આંગળી ચીંધતા. 'આ તેજ ભાઇ સાહિબ.' મને એ અ ગળી ચિંધામણુ બળદને આરનો ગોદો લાગે તેથી પણ વધુ આકરી લાગતી. હું મારા એકાદ ગોડીઆને એ છાપાંની ઓફીસમાં મોકલી આપતો. તે તંત્રી સાહેબના ખાલી ગજવાં ચલણી નોટોના થોકડાથી ભરી દેતો. ત્યારથી છાપાંને મ્હોડે ડુચો દેવાતો. સુપડે સુપડે મધુકરી મળે અને ભાટ જેમ ગામેગામ જજમાનની વાહવાહ ગાય છે તેમ એ છાપાંઓ પણ મારી જેજે પોકારતાં.

સગાં વ્હાલાંઓ પણ મને વારવા આવતાં. તેઓ પોચા ગાદી તકીઆ ભાવભર્યો આદરમાન અને ભાવતાં ભોજન પામી જે કહેવા આવતાં તે ભૂલી જતાં. હું આઘોપાછો થતો કે તેઓ અંદર અંદર કાન કરડતાં. "આવું ડાહ્યું મીઠું માણસ પ્રજા પર ઘાતકી થઈ જ ન શકે! લોકોને તો નકામી નિંદાની ટેવ પડી હોય છે." એમને ખબર ન હતી કે મારી એ મીઠાશ હોઠ ને ગળા લગીની જ હતી. મારા પેટમાં તો હળાહળ ઝેર ઉકળી રહ્યું હતું.

પિતાના વખતમાં માતા પ્રજાના સુખદુઃખમાં રસ લેતી. લોકો તેને મોટી મા કહેતા. મારા અત્યાચારો અસહ્ય થતાં પ્રજા એની પાસે રાવ ખાતી.

'મોટી મા હવે નથી ખમાતું. તમારી અને દેવલોક ગએલા બાપાની શરમે માર ખાધા કરીએ છીએ. અમારીયે ધીરજ એક દહાડો ખૂટી જશે માટે..."

મા રાત દહાડો તેના પૂજા પાઠમાંથી નવરી થતી નહિ છતાં તે વખત કઢાડી મને તેડાવતી ને એ બોલ કહેતી. બેટા! ગરીબોની આંતરડી ના કકળાવ! પ્રજાની દુવા ઉપર જ રાજાઓનાં રાજ નભે છે. મને માની શિખામણ ઉપર હસવું આવતું. એ અભાગિયાંઓનું પોતાનું તો ઠેકાણું નથી તે વળી મને શી દુવા દેવાનાં હતાં?

હું મોડી રાત સુધી બહાર પડયો રહેતો. બીચારી પત્ની સુવાના ઓરડામાં બળતી દીવી પેઠે ઊંઘ આવતી છતાં જાગતી પડી રહેતી ને મારી વાટ જોતી. સાંજે વાળુ કરી તેના ... હું બહાર જવા તૈયાર થતો ત્યારે તે બારણું રોકી ઉભી રહેતી. "આજે રોજ કયાં જાઓ છો?"

"હાથ મૂકે છે કે નહિ?"

"નહિ મુકું. વડીલોના દેખતાં મેં એ માયરામાં પકડયો હતો તે શું છોડી દેવા માટે?"

"તો લે લેતી જા."

હું લાત મારી ચાલતો થતો. તે ગબડી પડતી તે જોઇ છોકરાંઓ રડી ઊઠતાં. તે સાંભળી દાસદાસી દોડી આવતાં. શોરબકોર સાંભળી ભજન ગાતી માતાનું ભજન અટકી પડતું. તે કપાળે હાથ દેતી. છતાં હું કોઇનો વાર્યો વળતો નહિ. મારપીટ અને અપમાન ગળી જાઇ એજ પત્ની હું અડધી રાતે ગંધાતા મોંઢે, લથડતે પગે, અને છુટી છમે ઘરે આવતો ત્યારે મને સંભાળી સુવારી દેતી અને પગચંપી કરતી.

આમ જાગીરદાર આત્મકથા કહયે જતા હતા ત્યાં તેને વાઘના જેવી આંખો તેના તરફ ધસી આવતી દેખાઇ. ભયભીત જાગીરદારે તેને ઓળખી લીધી. એ આંખ પેલા માપણીદારની હતી. પ્રજાને દગા દેવાનું કાળું કામ કરી આપવા બદલનું ઇનામ તેણે તેને આગળથી કહયા છતાં આપ્યું ન હતું. તેની સ્થિતિ કફોડી થઇ હતી. એક બાજુ તેને જાગીરદાર ધમકાવતો, 'સરકારમાં રીપોર્ટ કરીશ કે માપણી ખોટી કરી છે.' બીજી બાજુ તેને પ્રજાના શાપ ઠરવા દેતા નહિ. તે ગાંડો થઇ અકાળે મરી ગયો હતો. એ આંખો તેનીજ હતી. જાગીરદારને આભાસ થયો ધડ અને માથા વગરની એ બે આંખો માત્ર ડોળાજ નથી કહાડતી પણ કંઇ બોલે પણ છે

"આવ! આવ! હું વરસો થયાં તારીજ વાટ જોઇ બેઠો છું. આપણે જોડે મળી દગલબાજી કરી છે એટલે એનાં પાપ પણ જોડે જોડે જ ધોઇશું. વળી તેં મને પણ દગો દીધો છે એનું વેર લેવાને મારી નસેનસ તલપી રહે છે. માટે આવ! ચાલ પેલા નરક કુંડમાં તું ડુબકાં ખા અને હું તને ત્યાંનો કીડો થઇ કરડવા મંડું. એ ગંદા કુંડની દુર્ગંધ ખમાતી ન હોય તો ચાલ પેલી કોઠારમાં. તું લે.ઢાં પેઠે ભઠીમાં તપી તપી પોચો થા એટલે હું સો મણનો ઘણ બની ટીપવા માંડું. ચાલ વિલંબ ના કર. એવાં કપરાં પ્રાયશ્ચિત વિના તારો ને મારો જીવ ઓધરવાનો નથી."

માપણીદારનો એ આવકાર જાગીરદારને અકારો લાગ્યો. તેણે બતાવેલાં પ્રાયશ્ચિત અને વેરના ચિત્રોથી તે ધ્રૂજી ઊઠયો. અને થયું "અણીથી માંડી પણી સુધીનાં બધાં પાપો કબૂલ કરી લીધાં છતાંય જો મારી નહિ મળે તો પછી આવડા એકરારનો અર્થ શો? આમ તો હું હાથે કરી કપરામાં કપરી સજાને તેડું કરી રહયો છું." તેણે ફેરવી તોળવા નક્કી કર્યું. ખુની ઘણીવાર વગર વિચારે પોલીસના દંડાથી ડરી જઇ ગુન્હો કબૂલી લે છે પણ જ્યારે તેની આંખ ઉઘડે છે કે એ ખૂન માટે તેને ફાંસી મળવાની છે ત્યારે તે નામક્કર જાય છે. તે ન્યાયાધિશને કહે છે, 'સાહેબ એકરાર પોલીસોએ બળજબરીથી લખાવી લીધો છે." આવું જ નાટક કરવાનો જાગીરદારે વિચાર કર્યો ને જમદેવને હાથ જોડયા.

'દેવ! મારી એક અરજ છે?'

'શી છે?'

"દેવ! અત્યાર લગીની કેફિયત મેં તમારા જમરાઓથી ડરી જઇને લખાવી છે. એ અક્ષરે અક્ષર ખોટી છે. દેવ અભયદાન આપો તો મારે એથી ઉલટી વાતો કરવી છે.

મારું ચારિત્ર્ય માત્ર કાળું જ નથી."

" કહે તારે બચાવમાં જે કહેવું હોય તે ખુશીથી કહે."

" સાહેબ મેં ગામમાં નિશાળ બંધાવી છે. દરવાજા ઉપર મારા નામની તકતી છે."

એ તકતીનો ઇતિહાસ જાણવા જેવો છે. ગામની સભામાં જાગીરદાર પ્રમુખ હતા. નિશાળનું ઉઘરાણું પચીસ હજાર રૂપીઆ લખાવી તેણે જ ચાલુ કર્યું. એની દેખાદેખી બીજાઓને પણ મોટી મોટી રકમ મૂકવી પડી. પણ પછી નિશાળનો મંત્રી જાગીરદાર પાસે ઉઘરાણીએ ગયો. જાગીરદાર હસતાં હસતાં બોલ્યા. " મુરખા એવડી રકમ કંઈ રસ્તામાં નથી પડી. મેં તો એ રકમ ઉઘરાણું ચાલુ કરવા લખાવી હતી નહિં કે રોકડે આપવા."

એ સાંભળી મંત્રી હેરત પામ્યો. તેણે છેલ્લો પાસો અજમાવ્યો. પણ સાહેબ દરવાજા ઉપર તમારા નામની તકતી મુકવાની છે તે...જાગીરદારે તેને આગળ બોલવા ન દીધો... "ભલે એથી નિશાળની આબરૂ વધશે. હું સરકાર પાસે ગ્રાંટ અપાવીશ."

પડદા પાછળનો આ ઇતિહાસ જમરાજાથી અજાણ્યો ના હોય એનું ભાન થતાં તેણે કન્યાશાળાની વાત ઉપાડી.

" સાહેબ કન્યાશાળાના ઉઘરાણામાં મેં એવી છેતરપીંડી નથી કરી. મેં એના માટે દરવરસે હજારો નગદ રૂપીઆ ખરચ્યા છે."

જાગીરદારને આભાસ થયો તેણે આ સોગટી આબાદ મારી છે જમરાજા પણ મુંઝાયા છે. નગદનાણાં હાથોહાથ ખરચ્યાં હતા એની કોનાથી ના કહેવાય ? આમ તે મનમાં ને મનમાં રાજી થતો હતો ત્યાં તો ચિત્રરથ તેનો ચોપડો લઈ ઉભો થયો.

"દેવ એ કન્યાશાળાની શિક્ષિકાઓ થોડે થોડે મહીને રાજીનામાં આપતી આવી છે."

જાગીરદાર વચમાં જ બોલી ઊઠયો. તેને લાગ્યું આ ચિત્રરથ જરૂર બાજી ઊંધી વાળશે.

" સાહેબ એ રાજીનામાંની નકલો મંગાવી જોઇ લો. એ રાજીનામાંના કારણો 'તબીઅત સારી નથી.' 'સંસારિક સંજોગો પ્રતિકૂળ છે.' 'પગાર ઓછો છે' વગેરે વગેરે છે.

એથી ચિત્રરથ અટકયો નહિ. તેણે આગળ ચલાવ્યું:

"દેવ એ કારણો તો દુનિયાને ઠગવાનાં બહાનાં છે. ખરી વાત એ છે કે જાગીરદાર કન્યાશાળાની કમિટીના પ્રમુખ છે. કેળવણીમાં સક્રિય રસ લેવાના ઓઠા હેઠળ તે વારે ઘડી શિક્ષિકાઓની મુલાકાત લે છે. એ ઉઘાડી મુલાકાતમાં ઢાંકેલી બદદાનતની ગંધ આવતાં શિક્ષિકાઓ આગળ જ ચેતી ચાલી જાય છે."

જાગીરદાર વિમાસણમાં પડયો. અરે અહીં તો કોઇને ઠગી શકાય એમ જણાતું નથી. એણે નવખંડમાં રાજ કરતી અંગ્રેજ સરકારને ઠગી હતી. એ અમલદારોને ખાણી.પીણી કરાવતો તેઓ ઉપરી કચેરી પર જાગીરદાર માટે ભલામણ લખતા. તેથી ખુદ રાજાના દફતરથી એને ઇલકાબ મળતા. સ્વરાજ્યની ચળવળવાળા બહુ ચકોર કહેવાય છે. ૧' પ્રજાની તેઓ કોઇતીય શરમ રાખી વ્હાર કરે છે. તેમને જાગીરદાર પોતાને ઘેર ઉતારો ર તેમના ફાળામાં નગદ નાણાં આપતા, દોડાદોડ કરવા પોતાની મોટર. એવાં ભાવ આતિથ્યથી તેઓ ભૂલાવામાં પડતા. તેઓ કહેતા "સાહેબ [illegible] ૮ છે.

પ્રજાની જમીનના ટ્રસ્ટી છે" આ અભિપ્રાય સભાઓમાં જાહેર થઈ છાપાંઓમાં છપાતો અને બધે જાગીરદારની વાહવાહ થતી.

આજ રીતે તે ધર્મના કામમાં પાછળ પડતો નહિ. તે મંદીરોના મહા-ભોગનો ખરચ ઉપાડી લેતો. તેને ઘેરથી સાધુ સંન્યાસી ભૂખે જતો નહિ. તેના ગુરુ લાલજી મહરાજ તેને હંમેશાં દુવા દેતા. "બેટા તારે સ્વર્ગના દરવાજે ખોટી થવું નહિ પડે. તને દૂરથી આવતો જોઇ અમે એ તરત જ ઉઘડાવી દેશું."

પણ આજે જાગીરદારને ન તો એ દરવાજા દેખાયા કે ન તો તે ગુરુ. એને તો અત્યારે જમપુરીના બીયણુ ઓરડાઓ જ દેખાઈ રહ્યા હતા. તે ગભરાવા લાગ્યો. ઝાડની ટોચ ઉપરથી ઉથલી પડેલો માણસ જાડી કે પાતળી, સુંવાળી કે કંટાળી જેવી ડાળી હાથમાં આવે તેવી પકડી લે છે. એક તૂટી તો બીજી અને તેય ફસકે તો ત્રીજી. તેણે પોતાનાં પુણ્યકર્મો જેમ યાદ આવ્યાં તેમ ગણાવવા માંડ્યાં. બચાવ પક્ષની એ દલીલો પાંગળી હતી. સામે પક્ષે *ચિત્રરથ તરત જ હુશીઆર વકીલની પેઠે તેના ચુરેચુરા કરતો હતો.*

'મારા ઘરમાં ઘણીય નિરાધાર વિધવાઓ પોષાય છે.'

'હશે. પણ તેં એનાં પહલાંના ઘરેણાં ગાળી હજમ કર્યાં છે.'

'મેં કેટલીય ગરીબ બ્રાહ્મણની દીકરીઓ પરણાવી આપી છે.'

'પણ તેં કેટલીય ગરીબોની વહુવારૂઓને રઝળતી કરી છે.'

'સાહેબ મેં કૂવાઓ ખોદાવ્યા છે.'

'તો તે વગર પાણીના હશે.'

'મેં પરબો મંડાવી છે.'

'એવી કેટલી પરબવાળીને તેં પુરા પગાર ચુકવ્યા છે?'

છપ્પનિયા દુકાળમાં મેં છુટે હાથે દાણો વહેંચ્યો છે.'

'હા! ને તેં છુટે હાથે લોકોની જમીન લખી લીધી છે.'

'વરસોથી મારે ઘેર સદાવ્રત ચાલે છે.'

'એ સદાવ્રતના કોઠારો ભરવા તેં ખેડૂતોની કોઠીઓ તળિયાઝાટક ખાલી કરાવી છે.'

'સાહેબ પૂડો ચલ્લાં, થીબરાં ને કબુતરોને મેં મુગાં પંખીઓને ચણ નંખાવ્યાં છે. પાણી પહોંચાડયાં છે.'

'અને ગોરા સાહેબોને મહેમાન તેડી એ પ્રાણીઓ ઉપર બંદુકો પણ છોડાવી છે.'

'હું નાતની પંચનો પટેલ છું.'

'એટલે જ તો તેં પારકાની પંચાત કર્યાં કરી છે.'

'હું ઓનરરી મેજીસ્ટ્રેટ છું'

'તેથી જ તારા અનાડીપણાએ આડો આંક જોયો નથી.'

દુનિયાએ આ બધાંને સારાં કામો માન્યાં હતાં. એને જોરે તેણે મોટા કિલ્લાઓ બાંધ્યા હતા એ હવાઇ મહેલો આજે ખેદાન મેદાન થઇ ગયા. ફળે ફૂલે ભરેલો બગીચો ઉધાડો પડતાં મળમૂત્રે ભરેલા ઉકરડા જેવો જણાયો. એ ઉકરડાની બદબોએ ખુદ જાગીરદારના ગળામાં ચકરી આવતા અગાઉ મોળ આવે છે તેવું થૂંક છુટવા લાગ્યું. પડીભરમાં તે

હતાશ થઇ ગયો. છતાં હાર્યો નહિ. અંધીઆર ભીંતો વચ્ચે પૂગવા છતાં તેણે દિવાલો ફંફોસવી શરૂ કરી તે એક છિદ્રની શોધમાં હતો. એકાદ મીંડામાંથી પોતાની ઊંટ જેવડી મોટી કાયાને પણ પસાર કરી જવા તે છીંડુ શોધતો હતો. આખરે ભર દરીઆમાં ડૂબતાને એક તરણું મળ્યું એ તરણે તરી જવાની તેણે હિંમત કરી.

'સાહેબ અમારા લોકમાં પત્ની પતિની અર્ધાંગના છે. સ્વામી સ્ત્રીના વ્રતપુણ્યનો અર્ધો ભાગીદાર છે. મારી સુશીલ પત્નીએ ઘણા ઘણાં પૂણ્યો ભેગાં કર્યાં તેમાંથી અર્ધાં મારે નામે જમા થયાં હશે. મને છેલ્લી સજા ફરમાવો તે અગાઉ હું તેનો હિસાબ માગુ છું.'

જાગીરદારને લાગ્યું આ છેલ્લું બાણુ આબાદ નીવડયું છે. આખો દરબાર સ્તબ્ધ થઇ ચઇ ગયો. એનો શો જવાબ દેવો તે જમને પણ ન સમજાયું. દુનિયાની કોરટોમાં આવી અટપટી ગુંચ ઉભી થાય થાય છે ત્યારે કોરટ ચા પીવાને બ્હાને અર્ધો કલાક મુલતવી રહે છે. જમરાજાએ પણ આ ગુચવણનો એવો જ ઉકેલ શોધ્યો

બરાબર એજ વખતે કોઇએ કેમીનનું બારણું ઠોકયું બારણા ઉપર થતી ધકકામુક્કીથી નર્કની ભ્રમણામાં ભમતો જાગીરદારનો જીવ જાગૃત થયો. એ જાગૃતિ આવતી હતી તે દરમિયાન જાગીરદારનું મન અર્ધઘેનમાં વિચારતું હતું. 'હાશ આખરે દમ ખાવાની ફુરસદ મળી હતી આ અરધા કલાકમાં મારે કોઇ નવો બચાવ શોધી રાખવો પડશે.'

જાગીરદારે બારણું ઉઘાડયું. હજુ તો અડધાઘેનમાં જ હતો જમલોકના ધાકે ધમી રહેલી રગો હજુ ઠંડી પડી ન હતી.

બારણું ઉઘાડતાં જ તેનો પાડોશનો જુવાન સહયાત્રી હાંફળો ફાંફળો દાખલ થયો.

'કાકા દુનિયા બધી તળે ઉપર થઇ રહી છે અને તમે હજુ ઉંઘતા હતા ?'

'હા ! ભાઇ હું ઉંઘતો જ હતો. ઉંઘ્યાં કર્યું છે એટલે તો આંજે મારે કમોતે મરવુ પડે છે.'

કાકા જાગ્યા હતા છતાં જમરાજાનો દરબાર તે ભુલી શકતા ન હતા. તે તો માનતા હતા આતો અચાનક અર્ધાંગનાના ધર્મની ઓથ મળી ગઇ છે એટલે ઘડી એ ઘડી મુકિત મળી છે. લાખ લાખ પાપોનાં પ્રાયશ્ચિત જ્યારે ત્યારે તો કરવાંજ પડશે. એ આકરી સજા માત્ર મુલતવી જ રહી છે. ચા પીવા ઉઠેલી કોરટ ફરી બેસશે ત્યારે તે જરૂર છેલ્લી સજા ફરમાવશે. એની ખાતરીને લઇ પસ્તાવાભર્યા અવાજે જ જવાબ આપતા હતા. જુવાન સહયાત્રીને કાકાના જવાબો બંધ બેસતા ન લાગ્યા. છતાં ઉપરાઉપરી સવાલ પૂછ્યે જતો હતો.

'પણ હવે તો જાગ્યા છો ને ? ચાલો જલદી કરો.'

'કયાં ચાલુ ? મારા જેવા માટે બધા રસ્તા બંધ થયા છે.'

'ખરું કહું છું કાકા હજુ ઉતાવળ કરશો તો એકાદ હોડકું મળી જશે અને બચી જશો.'

'ભાઇ મારી હોડી હું કયારનોય બાળી બેઠો છું. જે હોડીનું અણીની ઘડીએ કામ પડે છે તે જ હોડીનાં પાટીઆં કાઢી મેં તાપણું કર્યું છે.'

'કાકા તમે નાહકના ગભરાઇ ગયા છો. એકવાર બહારતો ચાલો હજારો લોકો જીવન મરણનો જંગ ખેલી રહયાં છે. તેમને પણ જોમ ચ્હડશે.

"એ લોકોને, જોઇ જોઇ મ્હારવાને બદલે મારા ટાંટિયા ઢીલા થઇ જાય છે. આટ આટલાં વરસ મેં એ પ્રજાને પજવવામાં પાછું વાળી જોયું નથી. આજે એમનો લાગ આવ્યો છે તો તેઓ વેર લીધા વિના નહિ રહે. વળી પારકાને ટેકે તે કયાં સુધી નભે ?"

"તો ભલે તમારી મરજી! હવે હું ખોટી થઇ શકું એમ નથી."

કાકા જુવાન યાત્રીને ચાલી જતો જોઇ રહે છે. એવામાં તેને યાદ આવી જાય છે કે ઘણા લોકો છેલ્લા શ્વાસની ઘડી આવે છે ત્યારે પૂન દાન કરે છે. તેને થયું હું પણ એવું કંઇક પુણ્ય કર્મ કરી જાઉં. " તેનું મગજ વાયુના વેગે કામ કરવા લાગ્યું." કોઇક એવું પુણ્ય કામ ન કરી શકાય કે જેથી આજ સુધીનાં બધાં પાપો ઢંકાઇ જાય અને કલાક અડધા કલાકની રજામાં સજા લખવા ગએલા જમરાજા ફરી દરબારમાં આવે ત્યારે તે ફરી અવાક બની જાય. કોઇ પણ ભોગે એ સજા હળવી થાય તોયે બસ હતું. તેને એનો ઉપાય સૂઝયો તરતજ તેણે ગલીમાંથી અલોપ થતા જુવાનને પાછો બોલાવ્યો 'એ ભાઇ જરા પાછા આવજો'.

કાકાની બૂમ સાંભળી જુવાન પાછો આવ્યો.

'શું છે કાકા.'

'ભાઇ મારો સંદેશો લેતો જા.'

'બોલો કોના ઉપર છે ?

'મ્હોડે મ્હોડે તને બધું યાદ નહિ રહે. અને એ છેલ્લા સંદેશામાં કાના માત્રાનોય ફરક પડે તે ઠીક નથી માટે લે આ કાગળ ને પેન્સીલ. હું બોલતો જાઉં છું ને તું લખતો જા.'

'હે પુત્ર!'

આજસુધી હું દેખતો છતાં આંધળો હતો. મને આજે એક નવી આંખ સાંપડી છે. આપણી જાગીરીના વીઘે વીઘાંના, વસો વસાના ખરા ધણી એના ખેડનારા છે. વાંઝણી ધરતીને એ લોકોએ જ પોતાને પરસેવે દૂઝણી બનાવી છે. આપણે આંબા ઉપરના વાંદા અને ભાછપાલા ઉપરના જીવડાં પેઠે માથે ચ્હડી બેસી એમનું લોહી પીધું છે. એવી રીતે હરામનું ખાવાનો કોઇનો અધિકાર નથી. બેટા એ જમીન એના સાચા પુત્રને હવાલે કરજે.

બેટા, લક્ષ્મી આપણને સ્વયંવરે વરી નથી. આપણે તેનું બળજબરીથી હરણ કરી લાવ્યા છે. વળી લાવીને આપણે ભોંયરે પૂરી રાખી છે. કારાગારે પડેલી ભગવતી લક્ષ્મીએ આપણને અનેક શાપો દીધા હશે. એ શાપો મને બાળી રહ્યા છે. તે તમનેય બાળશે. અને એકાદી આપણી આખી ઓલાદ ભસ્મ કરશે. માટે તારે બચવું હોય તો તેને બંધનમુક્ત કરજે. તે જનતાની જનતા છે. જનમાત્ર તેના પુત્ર છે. માતાને પુત્રથી અળગી રાખવી એ મહા પાપ છે. બેટા ભગવતી લક્ષ્મીને વાજતે ગાજતે મુક્ત કરજે.

બેટા આપણે હવેલીઓ છે, બગીચાઓ છે, વૈભવી રાચરચીલાં છે. હવેલીના ખરા બાંધનારાઓને રહેવા ઝુંપડી પણ નથી. એ સુગંધી બગીચાના ઉછેરનારાઓ ગંદકીના ઉકરડાઓ પર સડે છે. એ રાચરચીલાંના ઘડવૈયા પાસે લંગોટી સિવાય બીજી ઘરવખરી નથી. બેટા જેના ઉપર જેનો સાચો હક્ક છે તે તેને સોંપી દેજે. નહિ તો એ લોકોની હાય વરાળના વાદળાંઓમાંથી એવા ઉલ્કાપાત થશે કે તું અને તારી હવેલીઓ ખાખ થઇ જશે.

વધુ લખાવવાને વખત નથી. હું ઘડી બે ઘડીનો મ્હેમાન છું આ સંદેશો મારી પોતાની પ્રેરણાથી અને પુરી અક્કલ હુશીઆરીથી લખાવ્યો છે. સગાંવ્હાલાંઓ વાળવા આવે તો પાછો વળજે નહી. ધર્મગુરૂઓ આડાઅવળો ફોસલાવે તો માનજે નહિ. અમલદારો ધમકાવી આપે તો ડરજે નહિ. હું કહું છુ તે સત્ય છે અને સાચી વાત એક દહાડો બધાને સમજવી જ પડશે.

કાકા લખાવ્યા જતા હતા, જુવાન લખતો જતો હતો. કાકાના કાન જમરાજાના પગલાંનાં ભણકારા સાંભળી રહ્યા હતા જુવાનના કાન કેપ્ટનની છેલ્લી સીસોટી સાંભળવા ખડા થઇ રહયા હતા. ત્યાં તો કેબીન બોય અને પટાવાળાઓ આવી પહોચ્યા ઘડી પહેલાં જે મોઢા પરથી નૂર ઉડી ગયું હતું તે આનંદની છોળે હસુ હસુ થઇ રહયાં હતાં.

'માલીક! ગમ્મત બડી ગમ્મત.'

જાગીરદાર અને જુવાન બંનેને કઇ ના સમજાયું.

'જીવન અને મરણની વચ્ચે ઝોલા ખાતી વખતે વળી ગમ્મત કેવી ?'

'શેઠ જરા ડેક ઉપર તો ચાલો. તમેય પેટ પકડી પકડીને હસશો.' ઘડી પહેલાં મૃત્યુની છાયા તળે શેઠને નોકર સરખા થઇ ગયા હતા. એ ભાવ હજુ પટાવાળાઓમાથી ગયો ન હતો તેથી જ તેઓ આટલી છુટથી બોલતા હતા

બંને શેઠો ડેક તરફ વળ્યા. જયાંથી હાહાકાર અને કીકીઆરીઓ સંભળાતી હતી ત્યાંથી જ કાન ફાડી નાખે તેવાં મુકત હાસ્યો સંભળાતાં હતાં. ડેક ઉપર આવતા જ મારગમાં તેમનો કેપ્ટન જોડે ભેટો થયો.

જાગીરદારે તરત જ અંગ્રેજીમાં કેપ્ટનને સવાલ કર્યો 'લોકો ગેલમાં કેમ આવી ગયા ? સ્ટીમરનું ગાબડું પુરાઈ ગયું ? આગ બુઝાઇ ગઇ ?'

કેપ્ટન પણ હસી પડયો.

'મહેરબાન તકલીફ પડી હોય તો માફ કરજો. આગ કેવીને વાત કેવી ?'

'હેં! તો પછી શું થયું હતું ?'

'કંઇ થયું જ ન હતું. એતો આજ 'નૌકા ડુબી' નો નાટક હતો

'એટલે ?'

'શેઠ ન કરે નારાયણ ને વ્હાણને સાચો અકસ્માત નડે ત્યારે દરેકે શું શું કરવું તેની તાલીમ આવાં નાટકોથી જ આપી શકાય. અકસ્માતના આવા રીહર્સલો દરેક સ્ટીમર ઉપર થાય છે.'

'તો પછી અમને આગળથી ચેતાવવા હતા.'

'શેઠ ખોટું લાગે તો માફ કરજો. બાકી અકસ્માત અને મોત ચેતાવી ચેતાવીને આવતાં નથી. કહે છે કે 'મૃત્યુ તો માણસની ચોટલી પકડીને જ ઊભું છે.' માટે ચેતના નર સદા સુખી.'

અને સાંચે જ જાગીરદાર હોશકોશ વગરના ન થયા હોત તો તે પોતાના પુર્વજનમ માટે પરતાવો કરત ? મૃત્યુ મોં ફાડી ઉભુ હતું. એટલે જ તે બેભાન બની ગાંડા પેઠે ભ્રમણમાં પડયા હતા. પોતે અહીં સલામત છે એની ખાનરી થતાં જ તેમને પોતાની નબળાઈ ઉપર હસવું આવ્યું. તે તરત જ જુના અને જાણીતા જાગીરદાર થઇ ગયા.

સરકસમાં ચાબુકધારી ખેલાડી સામે સિંહ બકરીથી પણ ગરીબ બની જાય છે. એ જ સિંહ લોખંડી સળીઆઓની જાળીમાંથી છુટો થાય તો લોકમાં હાહાકાર વર્તાવે છે. એજ રીતે ગરીબ ગાય જેવો થઇ ગએલો જાગીરદાર આફતના વાદળો વિખરાઇ જતાં ભડકેલા સાંઢ જેવો બની ગયો. એક પળમાં તો તેના મગજમાં હજાર હજાર વિચારો આવી ગયા. 'મારે કંપનીના મેનેજર પર કાગળ લખવો પડશે. નાના એટલેથી ઝટ નહિ પતે મારે કંપનીને કોર્ટે ખેંચવી જોઇએ.'

એટલામાં પેલા જુવાન સહયાત્રીના હાથમાંના કાગળ પર તેની નજર પડી તેણે બાજની પેઠે તરાપ મારી. એ કાગળમાં તેની નબળાઇનું પ્રદર્શન હતું. તેમાં તેની જાગીરીનું જાહેર દાનપત્ર હતું. કાગળ ખૂંચાવી લઇ તેણે તેનાં રાઇ રાઇ ટૂકડા જેવડા કરી નાંખ્યા.

જુવાન બોલી ઉઠયો 'કાકા કાકા આ શું ?'

'મુરખ સમજતો નથી. નાટકનું રીહર્સલ પુરૂં થયું છે. હવે એ સંદેશાની જરૂર નથી.'

જાગીરદારે આલોકને છેતર્યું હતું. પુત્ર ઉપરના સંદેશામાં તેણે પરલોકને પણ છેતરવા તરકીબ કરી હતી.

પ્ર.

---

"હજાર સિક્કા ડીપોઝીટ તરીકે મોકલ્યું કિંમતી અવેજ,
'મુંજ મુખ્તમનનું તેજ,' મળી રહ્યાં મહેજ—
અજબ કરામાતી ! — સુણો૦

ચગાઉ ટકીમાં પણ દીની મોટી બુઝર્ગી મલ
બાલ-બાળક દે હમેશ, પુરષને વિશેષ
એ પર સુમન લહણી. — સુણો૦

સોક્રેટીસની લાંબી દાઢી ઉપજાવે બહુ માન,
આત્મ-જ્ઞાનની એ ખાણ, મહુ દેશ અભિમાન,
ગણાઈ મહાની. — સુણો૦

હજાર અફસોસ કરું હું આજે, મેંહ્યો મુજ કળિકાળ !
ન કોઈ લે મુજ સંભાળ, ફરીને હાલ—
પનોતી કયાની ? — સુણો૦

ફેશન દેવીએ આણીને મારો વાળ્યો કચ્ચરઘાણ,
ન પૂર્વ-પશ્ચિમે માન, કરે સૌ હેરાન —
એ શી નાદાની ! — સુણો૦

બળ્યો તમારો સુધારો એવો! પાડી આંસુધાર
હું રાતદિવસ મોઝાર, રડી બહુ અપાર,
પીવાઉં શોકપાણી ! —સુણો૦

મિસરના ધર્મગુરુની જેમ કે ભારત ઋષિઓ સમાન
બંધુ ! રાખો મુજપર ધ્યાન, ન પૈસાનું નુકસાન,
ખરો લાભ માની" — સુણો૦

J. M. D.

---

# પાંચસો વર્ષ પૂર્વની ઈતિહાસ નોંધ

શ્રી. મણિભાઈ દ્વિવેદી

શ્રીમંત ગાયકવાડ સરકારના પ્રાચ્ય વિદ્યામંદિરે પંદરમી સદીના એક અતિ વિદ્વાન ઈતિહાસકારની કૃતિનો પરિચય કરાવ્યો છે. એ ઈતિહાસકારનું નામ છે યહીયા બીન અહમદ સરહીન્દી. ઇસુની પંદરમી સદીમાં આ ગ્રંથકારે મહત્ત્વની ઐતિહાસિક હકીકતો એકત્ર કરી એક ગ્રંથ તૈયાર કર્યો. 'તારીખ-ઇ-મુબારકશાહી' એ નામથી લેખકનો એ ગ્રંથ ખ્યાતિમાં આવ્યો. દિલ્હીના પાયતખ્ત પર ફિરોજશાહ તુગલકની આણ વર્તતી હતી. ત્યારે આ લેખકે શાહી ઈતિહાસની ગુંથણી કરી. તુગલક રાજવંશની સંકલિત કરેલી તેની હકીકતો આથી કરીને ઘણી પ્રમાણભુત લેખાય છે. પણ 'તારીખ-ઈ-મુબારકશાહી'માં આ લેખક ઘોરી વંશની હકીકતોથી શરૂ કરે છે, અને હિંદમાં મુસ્લિમ આક્રમણોના સમયને પુરાં અઢીસો વરસ પણ થએલાં નહીં હોવાથી તેમજ આગળ થઇ ગએલા ઈતિહાસકારો તથા પરંપરાથી તાજી રહેલી હકીકતોના આધાર પર આ તવારીખનવેશ ઘણી મહત્ત્વની હકીકતો એકત્ર કરી મુકે છે. 'તારીખ-ઇ-મુબારકશાહી' માં ઘણી પ્રમાણભુત હકીકતો હોવાથી ગુજરાતના ઈતિહાસ વગેરેને લગતી લુજ વિગતો પૂર્ણાના વાચકો આગળ રજુ કરીશું. આ રહી તેમાંની વિગતો.

હિ. સ. ૫૯૩માં ગુલામવંશના બાદશાહ કુતુબુદ્દીને ગુજરાત પર ચઢાઈ કરી ગુજરાતના રાજા રાય ભીમદેવને પરાસ્ત કરી મુલકમાં લુંટફાટ ચલાવી.

હિ. સ. ૬૩૧ (ઈ. સ. ૧૨૩૩)માં સુલતાન શમ્સ-ઉદ-દીન ઇયલતીમશે માળવા પર ચઢાઇ કરી મહાકાલના દેવાલયને જમીનદોસ્ત કર્યું અને દેવાલયમાંથી સમ્રાટ વિક્રમાદિત્યનું ચિત્ર તથા અન્ય મૂર્તિઓને દિલ્હી લઈ જવામાં આવી દિલ્હીની જામે મસ્જીદના દ્વાર આગળ આ મૂર્તિઓ મુકવામાં આવી અને જનતાને તે સઘળાને પગ નીચે છુંદવાનું ફરમાન કરવામાં આવ્યું.[૧]

સન ૧૨૯૨માં સુલતાન અલ્લાઉદ્દીને દેવગિરિ પર ચઢાઇ કરી. એ વખતે ત્યાં રાજા રામદેવ રાજ્ય કરતો હતો. સુલતાને તેને હરાવ્યો અને ત્યાંથી ભારે લુંટ સંખ્યાબંધ હાથીઓ સાથે પાછો ગયો.

આ પછી સુલતાન અલ્લાઉદ્દીને પોતાના રાજ્ય કાળના ત્રીજા વર્ષમાં ઉલુઘખાન અને નસરતખાનને ગુજરાત પર ચઢાઇ કરવા મોકલ્યા.

એમ કહેવામાં આવે છે કે સુલતાન અલ્લાઉદ્દીનને અંગત મિત્રોની મિજલસ જમાવી દારૂ પીવાની ભારે લત હતી. એક વખત એવું બન્યું કે આ રીતે શરાબની મિજલસ જામી હતી તેમાં સુલતાનને નશામાં ચકચૂર થએલો જોતાં એકત્ર થએલી મંડળીમાં તોફાન જમાવવાનો ઇશારો થયો. સુલતાન કોઇપણ રીતે આ ઈશારો કળી ગયો, બંડ કરવાની

૧ તવારીખ નવેશ બદાઉની પણ ઉપર મુજબની હકીકત જણાવે છે. ફેરિસ્તાના કહેવા મુજબ સોમનાથ પાટણના સુપ્રસિદ્ધ શિવાલયના ઘાટ અને ઘડતર મુજબનું આ શિવાલય બાંધવામાં આવેલું. અને તેના બાંધકામ પાછળ ૩૦૦ વર્ષ ગએલાં.

ખાણી ધૂળમાં મળી. બીજે જ દીવસે સુલતાને કાછીને તેડું મોકલ્યું તો ખબર પડી કે આગલી રાત્રે જ તેમનું ખૂન થઇ ગયું હતું. આ બીનાની જાણ થતાંજ સુલતાને શરાબનાં બધાં વાસણો પોતાની નજર આગળ ભાંગીને ભુક્કો કરાવી દીધાં અને શરાબનો છાંટો સરખોય કદી પણ નહીં લેવાના શપથ લીધા એટલું જ નહીં પણ શરાબનાં વેચાણ સુદ્ધાંને બંધ કરાવ્યું અને ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ શરાબ પીશે તેને ગરદન મારવામાં આવશે.[૨]

પોતાના રાજ્યમાં વ્યવસ્થા સ્થાપ્યા પછી સુલતાને પોતાના સરદાર ઉલુઘખાનને સન ૧૨૯૮–૧૨૯૯ના ગાળામાં ગુજરાત પર ચઢાઇ કરી તેને ખેદાન મેદાન કરવાની સૂચના સાથે ભારે સૈન્ય સાથે મોકલ્યો. તે વખતે ગુજરાતના રાજા કર્ણદેવ વાઘેલા પાસે ત્રીસ હજાર અશ્વરોહી અને એંસી હજારનું પાયદળ લશ્કર તથા ત્રીસ હાથીઓ હતા. આમ છતાં ઉલુઘખાન આવી પહોંચતા કર્ણદેવ હીંમત હારી ગયો. યુદ્ધમા એ પરાસ્ત થયો અને ખાનના સૈન્યે આખો મુલક લુંટી ખેદાન મેદાન કર્યો; અને કર્ણદેવના વીસ હાથી લડાઇના મેદાનમાં કબજે કર્યા યુદ્ધભૂમિ પરથી કર્ણદેવ સોમનાથ પાટણ તરફ પલાયન કરી ગયો. ખાને સોમનાથ સુધી તેની પૂઠ પકડી. સોમનાથના દેવાલયને જમીનદોસ્ત કરવામાં આવ્યું તથા તે સ્થળે મસ્જીદ બાંધવામાં આવી. આ પછી ગુજરાતની ચઢાઇમાં તથા સોમનાથના હલ્લામાંથી મળેલી ભારે લુંટના માલ સાથે ખાન દિલ્હી તરફ રવાના થયો.

સન ૧૩૧૬–૧૭મા અલ્લાઉદ્દીનનું મૃત્યુ થયું. તેના પછી સુલતાન કુતુબુદ્દીન-મુબારકશાહ ગાદીએ બેઠો. સુલતાને સન ૧૩૧૮માં દેવગિરિ પર ચઢાઇ કરી ત્યાં પોતાના વતી યકલખીને નીમી સુલતાન પાછો દિલ્હી ગયો પ્રમાણભુત તવારીખનવેશ ઝિયાં બર્નીના જણાવવા મુજબ મલેક કાફુરનો દેહાંત થતાં દેવગિરિના રાજા રામદેવના જમાઇ હરપાલદેવે આ ગિરિગઢ પાછો કબજે કર્યો હતો. દેવગિરિમાં યકલખીનો પગ ઠરતાં જ તેણે બંડ ઉઠાવ્યું. એથી તેની સામે સુલતાને ખુશરૂખાનને બંડ શમાવવા મોકલી આપ્યો. ખાનના આવી પહોંચવાની ખબર મળતાં જ રાજમહેલમાં જે લોકો બંડ જગાવવા એકઠા મળ્યા હતા તેમણે યકલખીને પકડી મુસ્કેટાટ બાંધી ખાન પાસે લાવી હાજર કર્યો. ખાને તેને સુલતાનની હાજરીમાં રવાના કરી દીધો. ચાર વરસના સુલતાનના રાજ્ય અમલ બાદ તેનું ખૂન કરવામાં આવ્યું અને તેની જગાએ અલ્લાઉદ્દીનનો નાસીરૂદ્દીન ખુશરૂખાન નામનો ગુલામ સુલતાનની ગાદી પર બેઠો.

આ સુલતાનના વખતમાં ઘણા હિંદુઓ સમૃદ્ધ બન્યા તથા તેઓ વધારે જોર પર આવ્યા. નાસીરૂદ્દીનની તેમના તરફની રહેમ અને મીઠી લાગણીના સબબે હિંદુઓ મુસલમાનો પર ભારે જુલમ ગુજારવા લાગ્યા એટલુંજ નહીં પણ તેઓ જનાનામાંથી સ્ત્રીઓને પણ ઊંચકી જવા લાગ્યા અને અલ્લાઉદ્દીનના સમયમાં જે ખજાનો એકઠો કરવામાં આવ્યો હતો તે સુદ્ધાં તેઓ લુંટી જવા લાગ્યા. સન ૧૩૨૧માં નાસીરૂદ્દીનનો અંત આવ્યો અને તે સાથે ખીલજી વંશની પાદશાહી તુગલક કુળમાં ગઇ.

---

૨ સુલતાનના ખુનના આ રીતના નિષ્ફળ કાવતરાંની જાણ થતાં દિલ્હીના રસ્તાપર પંદર હજાર કમનસીબ માનવીઓની કતલ કરવામાં આવેલી એમ ફેરિસ્તા જણાવે છે.

આ તુગલક કુળની બાબતમાં ફેરિસ્તાના કહેવા મુજબ તુગલક એ પહેલા તુગલક સુલતાન ગ્યાસુદ્દીનનો બાપ હતો. બદમન રાજકર્તાઓનો તે તુર્ક-ગુલામ હતો. ઇબ્ન બતુતાના કહેવા મુજબ સિંધ અને તુર્કસ્તાનની વચમાં રહેતી આ એક જાતિ છે. માર્કો પોલોના જણાવવા મુજબ હિંદી સ્ત્રી અને તાતાર પુરુષથી ઉત્પન્ન થએલી આ ઓલાદ છે.

ગ્યાસુદ્દીનનો જન્મ તુગલક નામના એક પુરુષના જાટ સ્ત્રી સાથેના સંયોગથી થયો હતો. આ લોકો લાહોરમાં રહી ખેતીનું કામ કરતાં હતાં એવું ઇતિહાસકારનું કહેવું છે. ગ્યાસુદ્દીને ચાર વરસ રાજ્ય કર્યું. તે પછી તેનું અવસાન થતાં તેનો પાટવી કુંવર સુલતાન મુહમદ તુગલક ગાદીએ બેઠો.

સન ૧૩૨૬–૨૭ સુલતાન મુહમદ દેવગિરિ પર ચઢાઇ લઇ ગયો. ત્યાં જતાં સુધીનાં માર્ગમાં તેણે મજલે મજલે ખેપિયા બેસાડ્યા અને તેમને પસાયતાં બાંધી આપ્યાં. કોઇ પણ પ્રવાસી આવી પહોંચતાં આ ખેપિયાઓ તેને એક ચોકીથી બીજી સુધી પહોંચાડી આવતા. આ ચોકીઓ ઉપરાંત દિલ્હીથી દેવગિરિ સુધીના આ લંબાણ માર્ગ પર ચોકીઓ સાથે વિશ્રાંતિ ગૃહો અને સરાઇઓ બાંધી તથા ત્યાં અન્નક્ષેત્ર શરૂ કર્યાં. તેમજ તે સ્થળોમાં શિતળ જળનાં જળાશયો બાંધ્યાં. આવતાં જતાં હરેક મુસાફરને આ સ્થાનોમાં અન્નપાણી અને પાનસોપારી સુદ્ધાં મળે એની ગોઠવણ કરવામાં આવી તથા આ વિશાળ રાજમાર્ગની બન્ને બાજુએ વૃક્ષો રોપવામાં આવ્યાં. દેવગિરિનું નામ દોલતાબાદ રાખી સુલતાને તેને પોતાનું પાટનગર બનાવ્યું.

આખા શાહી રસાલા, અમીર ઉમરાવ, રાજકુટુંબની સ્ત્રીઓએ સર્વને આ નવા પાટનગરમાં આવી વસવાનું ફરમાન કરવામાં આવ્યું. શાહી ગુપ્ત ભંડારને પણ ખસેડીને દેવગિરિ લઇ જવામાં આવ્યો, અને નવી વસાયત માટે આવનારાઓને સારૂ મકાનો વગેરે બાંધવા માટે સુલતાને મુબલક હાથે દ્રવ્ય આપ્યું.

બદાયુની જણાવે છે કે આથી પુરાતન પાયતખ્ત દિલ્લીના રાજમાર્ગો સુના પડી ગયા. આ સ્થળ વેંધ્વસ્ત નગર જેવું બની ગયું. માનવીથી ખળભળતા તેના માર્ગો ભેંકાર લાગવા માંડયા. કેટલાય માયકાંગલા જેવા આદમીઓ, વિધવાઓ, નિરાશ્રતો તો દેવગિરિ જતાં માર્ગમાં જ પતી ગયાં. દિલ્લી ખાલી કરવા માટે શાહી ફરમાન બહાર પાડવામાં આવેલું. સુની પડેલી આ નગરીમાં ચોર-ડાકુઓ ભમવા લાગ્યા.

આમ દિલ્લીને ખાલી કરી દોલતાબાદ આબાદ કરવામાં શાહી ભંડાર ખાલી થયો. આવકના સઘળા માર્ગ બંધ થઈ ગયા. આથી કરીને તાંબાના 'ટંકા' (નાણું) ચલાવવાનો હુકમ કરવામાં આવ્યો અને તે સિક્કાઓની કિંમત પચ્ચીસ ઘણી વધારી મુકવામાં આવી. આ સિક્કા લેવાની જે કોઇ આનાકાની કરે તેને સખત સજા ફરમાવવામાં આવતી. આ તકનો લાભ લેનારાઓ તથા હિંદુઓએ ગામડે ટંકશાળો કાઢી 'તાંબાના 'ટંકા' પાડવા માંડયા અને તેને શહેરમાં મોકલી તેના બદલામાં સોનું, ચાંદી, ઘોડા, હથીઆર વગેરે કિંમતી વસ્તુઓ ખરીદી જવા લાગ્યા.

થોડા સમય બાદ દૂર મુલકના રહીશોએ આ તાંબાના સિક્કાઓ લેવાની ના પાડી. આથી તેના ભાવ બેસી ગયા અને તે એટલી હદે કે એક સોનાના સિક્કા બરાબર ૫૦–૬૦

તાંબાના ટંકા ગણાવા લાગ્યા. આથી સુલતાને મધળાજ તાંબાના સિક્કા શાહી તીજોરીમાં ખેંચી લેવાનું ફરમાન બહાર પાડયું અને તેના અવેજમાં સોનાના સિક્કા આપવાનું ઠેરવ્યું. આથી લોકોને ભારે ફાયદો થયો અને તેઓ માલમાલ થઇ ગયા પણ રાજભંડારમાંથી સોનું બહાર ઘસડાઇ ગયું તાંબાનું ચલણ બંધ થયું અને તેના ઢગ ગજભંડારમાં એકઠા થઇને પડયા

આજને પ્રસંગે તારીખ-ઇ-મુબારકશાહીમાંથી આટલી હકીકતો આપી અટકીશું.

---

# મૂક અભિનય

શ્રી. પંકજ

૧

'બહાર જા. મારે તારી વાત સાંભળવી નથી'

'પણ સાંભળો તો ખરા હું કંઇ તમારી પાસે ભિક્ષા માંગવા નથી આવ્યો. હું તો ફક્ત એક સહસ્ત્ર મુદ્રા ઉધાર માંગવા આવ્યો છું. તમે જે વ્યાજ માગશો તે આપીશ.'

'અરે ગાંડિયા તું વળી કઈ મુડી પર વ્યાજ આપવાનો છે. તારૂં ગાંડપણ રહેવા દઈ ને બીજા કામમાં લાગી જા. જો એવાં ચિત્રામણ ને કોઇ જોવાનું પણ નથી.'

'ચિત્રકાર ઘવાયો. સ્વમાન યાદ આવ્યું. કળા પર શુષ્ક હૃદયીએ કીધેલા કટાક્ષ પર કરૂણા આવી. તે બોલ્યો. 'મહાનંદ, હું તમારી પાસે મુદ્રા માગવા આવ્યો હતો. સલાહ લેવા આવ્યો ન હતો. મારી કળા તમારા જેવા માટે નથી. આજે નહીં તો સહસ્રો વર્ષો પછી પણ એને વખાણનારા મળશે તો મારો આત્મા પરલોકમાં ( સ્વર્ગમાં કે નરકમાં ) પણ શાંતિ અનુભવશે.'

મહાનંદ જરા ઝંખવાયો અને બોલ્યો, 'દેવગુપ્ત, મુદ્રા હું આપીશ પણ તેના બદલામાં તું થાપણું આપી શકશે ?

દેવગુપ્ત બોલ્યો, 'મારી પાસે ભગવાન બુદ્ધનું એક ચિત્ર છે. તે સિવાય કંઇ પણ નથી.'

મહાનંદ જરા હસીને બોલ્યો, 'ફક્ત એક ચિત્ર પર તને એક સહસ્ર મુદ્રા કોણ આપશે ?'

દેવગુપ્ત બોલ્યો 'હું જાઉં છું. મારે તર્ક કરવો નથી.'

૨

દેવગુપ્ત ઘેર આવ્યો. તેને માર્ગમાં વિચાર આવતો હતો કે જગતમાં લક્ષ્મીનંદનો પણ અદ્દભુત સ્વભાવના હોય છે, લક્ષ્મીનું વાહન ઘુવડ બતાવવામાં આવ્યું છે, ઘુવડ જ્યારે જગત જુએ છે ત્યારે આંખ બંધ રાખે છે અને જ્યારે જગત આંખ બંધ રાખે છે ત્યારે પોતાના શિકારમાં નીકળે છે. શું એમાં ધન કમાવાની રીત પર આલોચના નથી દેખાતી? તે વિચાર કરતો હતો કે ઘુવડને મૂર્ખતાને માટે પણ પ્રસિદ્ધ કહેવામાં આવ્યું હતું અને લક્ષ્મીનું વાહન હોઇ શું એ એમ પણ સૂચના કરે છે કે લક્ષ્મીની સાથે હું પણ હંમેશ રહું છું ? તે કંઇ પણ નિર્ણય કરી ન શક્યો જેમ ઘર પાસે આવતું હતું તેમ સંધ્યા સમયે જઠરાગ્નિના સજીવ દેવતા ને કેમ કરી તૃપ્ત કરવા તેની ચિંતામાં પડયો. તે એકલો હતો. જગતમાં માતા પિતા, ભાઈ બ્હેન ઇત્યાદિ સર્વે તેને એકલો મુકી ગયાં હતાં. જનતા તેને ગાંડો ગણતી. દરિદ્ર માણસમાં જ્યારે કળા પોતાને પ્રકટાવે છે ત્યારે તે માણસ ગાંડા તરિકે ખપવા લાગે છે. ધનિકોમાં મૂર્ખ અને અર્થહીન તથા વાસનાપૂર્ણ વસ્તુઓ પણ કળામય લેખાય છે.

કળાનો ઇતિહાસ જગતમાં જેટલો અવ્યવસ્થિત અને અસંબધ છે તેટલો જ કરૂણાપૂર્ણ પણ છે. કળાના ઉપાસકો દરિદ્રતાને ચિરસંગીની માનીને બેસવામાં નાનમ માનતા ન હતા. જ્યારે તેમની પાસે પ્રચુર લક્ષ્મી આવતી ત્યારે મૃત્યુ પણ આવતું અથવા વૈરાગ્ય પણ આવતો.

૩

દેવગુપ્ત ઘેર આવ્યો. કંઈક વિચાર કરી તેણે સ્થાન છોડવાનો વિચાર કીધો. પ્રવાસમાં કંઇક શાંતિ મળશે એમ ધારી તે ગ્રામ છોડી શ્રાવસ્તી અને મથુરા તરફ જવાના વિચાર પર આવ્યો. ગ્રામીઓની દયાથી ભોજન તો કદાચ માર્ગમાં મળી જશે પરંતુ ઘરની વસ્તુઓ કોને સોંપી જવી તેનો વિચાર કરવા લાગ્યો. ભગવાન બુદ્ધના ચિત્રને એક ક્ષણ જોઈ રહ્યો. તે પાછો પોતાના નિર્ણય પર વિચાર કરતો ક્ષુધાતુરજ સુઈ ગયો. રાત્રી પોતાનો અંધકાર જગત પર પાથરતી હતી. એ અંધકાર અનેકો સુકર્મો દુષ્કર્મોને નિરામકત ભાવથી અનાદિકાળથી ઢાંકતો આવ્યો છે.

૪

'વસુમિત્ર, તમારે આજે આ તરફ કેમ આવવું થયું ?'

મહાનંદ, પ્રિયદર્શી સમ્રાટ અશોકે એક અત્યંત સુંદર સ્વપ્નું જોયું છે. તેમાં તેણે ભગવાન બુદ્ધનું સુંદર ચિત્ર જોયું છે. તેમનું કહેવું છે કે તે ચિત્રની સુંદરતા અદ્વિતીય હતી. તેમણે તે ચિત્ર મેળવી આપવા આજ્ઞા કીધી છે. દશ સહસ્ત્ર સુવર્ણ મુદ્રા પણ તેનાં બદલામાં મળશે. હું તો બધાં બુદ્ધ ભગવાનના ચિત્રો ખરીદતો જાઉં છું. પરંતુ અત્યાર સુધી સમ્રાટને પસંદ એક પણ નથી આવ્યું. સાંભળ્યું છે કે શ્રાવસ્તીમાં એક જણ પાસે એક ચિત્ર છે. હું ત્યાં જાઉં છું.'

મહાનંદ આંખો પહોળી કરી,આ વાત સાંભળી રહ્યો હતો, તે બોલ્યો, 'આજે અહીં વિશ્રામ કરો. હું પણ આજે રાત્રે આ ગ્રામમાં કોઇ ચિત્ર છે કે નહીં તેની તપાસ કરી આપીશ.'

વસુમિત્ર સંમત થયો.

૫

'દેવગુપ્ત......દેવગુપ્ત ?'

અંધકારમાં આ શબ્દોએ દેવગુપ્તની નીદ્રા ભંગ કીધી.

'કોણ ?'

'હું મહાનંદ.'

'કેમ આટલી રાત્રે આવવું પડયું ?'

'દ્વાર ઉઘાડ હું બતાવું છું.'

દેવગુપ્તે દ્વાર ઉઘાડયાં. મહાનંદ અંદર આવી બોલ્યો :—

'દેવગુપ્ત, હું લજ્જિત છું. તું જો તારું ચિત્ર વેચતો હોય તો હું લેવા તૈયાર છું.'

દેવગુપ્તના મનમાં વિચાર થયો કે આટલી રાત્રે આ અધમ વ્યવસાયીમાં કળાને માટે

લાગણી ક્યાંથી પ્રકટી. તે બોલ્યો, 'મારે ચિત્ર વેચવું નથી.'એને થાપણ તરીકે રાખી મુદ્રા આપતા હોય તો આપો.'

મહાનંદને વિચાર સ્ફૂર્યો. તે બોલ્યો, 'ભાઈ આ ચિત્રને મારે વધારે મુદ્રા કોણ આપે?'

'તમારે કેટલી આપવી છે?'

'દશ મુદ્રા!'

'તો મારે એને થાપણ તરીકે પણ નથી મૂકવું.'

'પણ ભાઈ દશને બદલે બહુ તો પંદર મુદ્રા આપી શકાય!'

'જુઓ મહાનંદ, મારે મુદ્રાની ભિક્ષા નથી જોઈતી. હું કાલે પ્રવાસે જાઉં છું. આ ચિત્ર તમારે ત્યાં રક્ષાને માટે રાખશો તો પણ તમારો પાડ માનીશ. હું કદાચ મોડો પણ આવું.'

ભાવતું હતું અને વૈદે કહ્યું, મહાનંદ બોલ્યો, 'ભાઈ, તમને વળી ના કહેવાય. વારૂ પણ ભાઈ તમે પ્રવાસે જાઓ છો તો આ પંદર મુદ્રા રાખો. હું તમને ભાઈ તરીકે આપું છું. વારૂ ચિત્ર આપો હું સાચવીને રાખીશ.'

'વણિકમાં પ્રકટેલી ઉદારતાએ દેવગુપ્તને રહેજ ગદ્‌ગદ્ બનાવ્યો. તેણે ચિત્ર આપ્યું અને કહ્યું, 'મહાનંદ, હું જ્યારે પાછો આવીશ ત્યારે લઈ જઈશ.'

૬

'જુઓ મહાનંદ, આ ચિત્ર જો પસંદ પડયું તો તમને સમ્રાટ સમ્માનિત કરશે અને મળવાની મુદ્રા તો તમે જાણો જ છો.

'દેવમિત્ર, આશા છે કે આ ચિત્ર સમ્રાટને ગમશે.'

'પણ એ કોનું છે?'

'અરે એક ગાંડિયો જે ક્યાંઇ ચાલી ગયો છે તેના ઘરમાં હતું.'

'શું તે ખરેખર ગાંડો હતો?'

રહેજ શુષ્ક હાસ્ય કરી મહાનંદ બોલ્યો, 'હા...ગાંડો ખરેખર ગાંડો.'

દેવગુપ્ત ખરેખર ગાંડો હતો કારણ કે તેણે ઇશ્વરને ઓળખી મનુષ્યનો વિશ્વાસ કીધો હતો.

૭

'વસુમિત્ર, તમારો પ્રયાસ બરાબર ઉત્તમ છે. આ જ સુંદર ચિત્રને મેં સ્વપ્નમાં જોયું હતું. તમને ક્યાં મળ્યું.

'એક ગાંડાના ઘરમાંથી મળ્યું'.

'તે ગાંડો ક્યાં છે? શું એ ચિત્રકાર છે?'

'તેની તો ખબર નથી સમ્રાટ! પરંતુ એક મનુષ્યે મને એ ચિત્ર આપ્યું છે તેને તો પુરસ્કાર મળવું જોઇએ.'

'પરંતુ ગાંડો મળી આવે તો ધ્યાન રાખજો.'

'સમ્રાટ આપની ઇચ્છા પ્રમાણે તે ગાંડાને પણ પુરસ્કાર આપીશું.'

'વારૂ.'

'સમ્રાટ અશોક આજે ઉલ્લાસમાં હતા. ભગવાન બુદ્ધનું ચિત્ર—સુંદર ચિત્ર—સ્વપ્નમાં જોયેલું ચિત્ર—તેમની સામે આવ્યું હતું.

૮

શ્રાવસ્તીના રસ્તા પર જતા દેવગુપ્તને ખબર પડી કે સમ્રાટ અશોકે એક સુંદર ચિત્રને માટે દશસહસ્ર સુવર્ણ મુદ્રાઓ આપી છે. સુંદર ચિત્ર કોણે ચિતર્યું હશે તેનો તે વિચાર કરવા લાગ્યો. કંઈક વિચાર કરીને ચિત્ર કેવું છે તે જોવાની ઉત્કંઠાને તે રોકી ન શક્યો. તે પાછો ફર્યો.

૯

સમ્રાટ અશોકના એક સુંદર ઉદ્યાનમાં બનેલાં એક મકાનમાં તે ચિત્ર મૂકવામાં આવ્યું હતું. દેવગુપ્ત ચિત્રને જોઈ પત્થરની મૂર્તિની માફક નિશ્ચેષ્ટ ઉભો રહયો. રડવું કે ક્રોધથી આંસુ ને સુકવવાં તેનો વિચાર કરતો હતો. થોડી વારે તેના મુખ પર સ્મિત દેખાયું. આ જ ચિત્રને માટે મૂર્ખ મહાનંદે એક સહસ્ર મુદ્રા આપવા ના પાડી હતી. આ જ ચિત્રને માટે તેને લાંછન સહવું પડયું હતું. તે એકાએક જોરથી હસી પડયો અને ઉન્મત્તની માફક નાચવા માંડયો. તેને ખડખડાટ હસતો જોઇ લોકો વિચારમાં પડી ગયા. ઉદ્યાનનો રક્ષક આવી પહોંચ્યો. દેવગુપ્ત ખૂબ જોરથી ચિત્કાર કરીને બોલ્યો, 'અરે ઓ પ્રહરી આ ચિત્ર અધુરૂં છે. કોઈ ભૂલ પારખી નથી શકયું. મને સમ્રાટની પાસે લઈ જા. આ ચિત્ર કોઇ પુરૂં નથી કરી શકવાનું. ચાલ લઈ જા.'

રક્ષકે પણ દેવગુપ્તને સાધારણ ગાંડો સમજી તેને બહાર કાઢયો. જગતમાં ગાંડપણને માટે કોઇ ખાસ ટંકશાળ નથી.

૧૦

'મહાનંદ, મારૂં ચિત્ર તમે વેચી દીધું, કેમ ?'

'અરે ચિત્ર કેવું ને વાત કેવી ?'

'અરે પેલું ભગવાન બુદ્ધનું ચિત્ર જે મેં તમને રાખવા આપ્યું હતું તેનું શું થયું ?'

'ચિત્ર તો તેં મને વેચ્યું હતું.'

'શું ?'

'કેમ મેં તને પંદર મુદ્રા આપી હતી તે શું કામ આપી હતી.'

દેવગુપ્ત ખરેખર પોતાને ગાંડો સમજવા લાગ્યો.

બીજે દિવસે દેવગુપ્ત ગ્રામમાંથી અદૃશ્ય થયો.

૧૧

'મહારાજ, એક ભિક્ષુ આવ્યો છે. તે કહે છે કે તેની પાસે ભગવાન બુદ્ધના સુંદર ચિત્રો છે'

'તેને માનપૂર્વક અહીં લઈ આવ.'

ભિક્ષુ આવ્યો. સમ્રાટને નમન કરી બોલ્યો, 'સમ્રાટ, મારાં ચિત્રોમાં મૂક અભિનય છે. મુખથી એ વર્ણવતાં હું ગાંડો લેખાયો છું. કદાચ ચિત્રરૂપે તમે એમાં મારી વ્યથા સમજી શકશો.'

સમ્રાટ ચિત્રો જોવા લાગ્યા. પ્રથમ એક ક્ષુધાતુર અને જર્જર ચિત્રકારનું ચિત્ર હતું. દરિદ્રતાની એ મૂર્તિ કોઇને પણ કરુણા ઉપજાવે તેમ હતું. બીજું ચિત્ર તે દરિદ્રનું હતું પણ તેમાં તે ભગવાન બુદ્ધના ચિત્રની પાસે બેસી પ્રાર્થના કરતો હતો. સમ્રાટ ચમકયા. ચિત્ર તો તેમણે મેળવેલું તેવું હતું પરંતુ તેનાથી વધારે સુંદર અને આકર્ષક હતું. સમ્રાટ બીજાં ચિત્રો જોવા લાગ્યા. ભિક્ષા માગતો ચિત્રકાર જોયો. લાંછન સહતો ચિત્રકાર જોયો. રડતો ચિત્રકાર જોયો. એકાએક ચિત્રને માટે જીજ્ઞાસા બતાવતો ગામનો વણિક જોયો. ચિત્ર વેચવાની ચિત્રકારની અનિચ્છા જોઈ. વણિકને સાચવવા માટે અપાતું ચિત્ર જોયું. તે ચિત્રને પોતાના મહેલમાં આવતું જોયું. ત્યાં પાછો ચિત્રકારને જોયો. ચિત્રકારનો ઉન્મત્ત નાચ જોયો. ચિત્રમાં તેને રક્ષકે કાઢી મુકયો તે પણ જોયું.

સમ્રાટ ચૂપ બેઠા. ભીક્ષુ બોલ્યો, 'સમ્રાટ, મારું ચિત્ર તમને ગમ્યું એજ મારા ગૌરવનો વિષય છે.પરંતુ એ ચિત્ર અધુરૂં છે. પુરૂં કરવા આજ્ઞા આપશો.'

સમ્રાટ બોલ્યા, 'અવશ્ય !'

સમ્રાટની આજ્ઞાથી મહાનંદને પકડી લાવવામાં આવ્યો. તેણે કહયું, 'સમ્રાટ, એનું મગજ સ્થિર ન હતું માટે મેં મુદ્રા સાચવી રાખી છે. એ ગાંડો છે તેની ખાત્રી તમને પણ થશે.'

૧૨

દેવગુપ્તે ચિત્ર પુરૂં કર્યું. મહારાજ જોઇને પુલકિત થઇ ગયા. દેવગુપ્તને પુરસ્કાર આપવા માટે સભામાં બોલાવવામાં આવ્યો. રક્ષકે ખબર આપી કે દેવગુપ્ત અદ્રશ્ય થયો હતો. સર્વે વિચારમાં પડી ગયા. મહારાજ અશોક પણ એના એ કાર્ય પર વિચાર કરવા લાગ્યા. આને ગાંડો નહીં તો શું કહેવાય. ? એક પ્રહરી શોધખોળ કરી એક પત્ર લઇ આવ્યો. તેમાં લખ્યું હતું.

'પ્રિયદર્શી' સમ્રાટ,

હું ગાંડો છું કારણ કે જગત ડાહયું છે. મેં જગતમાં તિરસ્કાર, લાંછન સર્વે સહીને પણ ચિત્રકળાની સાધના આદરી હતી. પરંતુ મારે એમાં ઘણો જ ભોગ આપવો પડયો છે. અનેક રાત્રીઓ ક્ષુધાપૂર્ણ મેં પસાર કીધી હતી. મારે તમારી મુદ્રા અને પુરસ્કારની હવે ઇચ્છા નથી. જ્યારથી વૈરાગ્ય આવ્યો ત્યારથી લક્ષ્મી પાછળ પડી છે. દેવગુપ્તે બનાવેલું ચિત્ર અધુરૂં હતું એમ જગતના ચિત્રકારોમાં ન કહેવાય માટેજ હું તમારી પાસે આવ્યો હતો. ચિત્ર પુરૂં થયું છે. હું — તો ગાંડો છુ. મુદ્રાનું શું કરીશ ? શ્રવણને હૃદયમાં એક અવર્ણનીય શાંતિ પ્રાપ્ત થયેલી હોય છે. મને તે મળી ચૂકી છે. એ પુરસ્કાર અને મુદ્રા તમે મહાનંદને આપજો કારણ કે તે દરિદ્ર છે. અખૂટ લક્ષ્મી હોવા છતાં પણ તેનું હૃદય ખાલી છે. મને મારી કળાની કૃતિ એજ ઉત્તમ પુરસ્કાર છે. તમે જગતમાં જયાં ભગવાન બુદ્ધનો સંદેશો પહોંચાડશો ત્યાં મારી કળા પણ પહોંચશે. મને એમાંજ સંતોષ થશે. बुद्धं शरणं गच्छामि ।

પ્રિયદર્શી સમ્રાટ એ ગાંડાની શોધમાં દિવસો સુધી કેમ દુઃખી રહયા તેનો તર્ક કરતી પાટલીપુત્રની પ્રજા દેવગુપ્તને ટુંક સમયમાં ભૂલી ગઇ. હાય, ભગવાન બુદ્ધના ચિત્રોમાં ભારતના કેટલાયે દેવગુપ્તોનો મૂક ઇતિહાસ સમાયેલો છે.

# જનરલ ગોરીંગ

શ્રી. ગુલાબભાઈ મહેતા

જર્મનિમાં આજે બીજો અગત્યનો પુરુષ જનરલ ગોરીંગ છે. કોઇ પણ મગ્રુખત્યારે આવો નીમકહલાલપણાની ખાત્રીવાળો મદદનીશ નીભાવી લીધો નથી. તે હીટલરનો paladin અમીર સાથી અગર સ્વતંત્ર ઇચ્છાથી થયેલો આજીવન સેવક છે. આ બંને વચ્ચે હંમેશ સંપૂર્ણ સમજુતિ રહેલી જોવામા આવે છે.

હરમેન ગોરીંગ આ અધિકારયુકત પદ કેવી રીતે પામ્યો ? હીટલર પાસે તેના પર એટલો જ અનુરાગ રાખનારાં અને એટલા જ અન્ય વિશ્વાસુ સાથીઓ છે, છતા તેમાંના કોઇને ગોરીંગ જેવી સત્તા કે વિવિધ કામો કદિ સુપરત કરવામાં આવ્યાં નથી. કોઇને એવા ખાનગી કર્તવ્યો માટે નીમવામાં આવ્યા નથી, અને કોઇ બીજાની ગોરીંગના જેવી ખામીઓ નીભાવી લેવામા આવી નથી. ગોરીંગે હીલટરનો વિશ્વાસ સંપાદન કરેલો છે, અને આજે તે જર્મનિમાં બીજો પુરુષ ગણાય છે છતાં તે અગત્યમાં બીજો ગણી શકાય નહિ. હાલ તરત તે હીટલરના પદે આવે તો તે સ્થાન સાચવી શકે નહિ કારણકે તેણે હીટલરના જેટલી લોકપ્રિયતા મેળવી નથી. પણ ગોરીંગને કાર્યો સિદ્ધ કરવા ઉત્તમ ક્ષેત્ર છે, તે યોજનાઓ રજુ કરે છે જે સર્વ શકિતમાન હીટલર પાર પાડે છે.

ચોકખા આર્ય લોહી માટે મગરૂર વેસ્ટ ફેલિયન કુટુંબમાં તે ઈ. સ. ૧૮૯૩માં બાવેરિયાના રોઝેન હીમમા જન્મ્યો હતો. નેપોલિયનનો દુશ્મન અને પ્રખ્યાત સુધારક બેરન વૉન સ્ટીનના નકકર, ચીવટ અને ઉત્સાહી કુટુંબમ તે ઉતરી આવ્યો છે. ગોરીંગના જન્મ વખતે તેનો પિતા અમેરીકામા જર્મન એલચી ખાતામાં નોકરીએ હતો. બિસ્માર્કે તેને પછી સાઉથવેસ્ટ આફ્રિકામાં એલચી તરીકે મોકલ્યો. ૧૮૬૬ અને ૧૮૭૦ના યુદ્ધોમાં તે પાયદળમાં ઓફિસર તરીકે હતો. તેના પિતાના મુખથી હરમને સંસ્થાનિક અને યુરોપિય વિગ્રહોની ઘણી વાતો સાંભળી હતી. ગોરીંગ ૧૫ વર્ષની વયે તેના સાહસ કામોને માટે પ્રખ્યાત થયો હતો. એક વખતે તે ખાઈમાં પડયો અને ખણુ ઉતરી ગયું, તે અવસ્થામાં તે માઉન્ટ બ્લાંનું એક શિખર ચઢયો.

તેણે જર્મનિની પ્રખ્યાત કેડેટ સ્કુલમાં અભ્યાસ કર્યો. તેના એક પ્રોફેસરે તેના વિષે કહયું છે કે "અતિ માયાળુ પણ તોફાની, જન્મથી ક્રાન્તિકારક." ઇ. સ. ૧૯૧૪માં એલ્સેસમાં બીજો લેફટેનન્ટ હતો, ત્યારે પણ તેના સાહસ માટે પ્રખ્યાત થયો. એક દિવસે તેના સાથીને દુશ્મનોની હિલચાલ જોવા જવાનું હતું. તેણે ગોરીંગને સાથે આવવા કહયું, અને ગોરીંગ વગર રજાએ સાથે ગયો. તેના આ કૃત્ય માટે તેને કેટલાય દિવસ કેદમાં પુરાઇ રહેવું પડયું અને પાછા નોકરી ઉપર ચઢાવી લડાઇના મોખરે જવા તેને લગભગ ના પાડવામાં આવી હતી. આ પછી તરત જ આ બે મિત્રોને તેમની કીમતી સેવા માટે 'આયર્ન ક્રોસ' આપવામાં આવ્યો. ૧૯૧૫માં એરોપ્લેનમાં વાયરલેસ યંત્રની ગોઠવણ કરવામાં આવી અને ગોરીંગે પ્રથમવાર તોપચીઓની ટુકડીને હુકમ આપ્યો. "તોપનો મારો

બંધ કરો. તમે નિશાનથી ઘણે આડે માર્ગે ચાલી રહ્યા છો." આવી છૂટ લેવા માટે સરદારે ગોરીંગને બોલાવી લીધો, પણ ગોરીંગ તેના એક ગુણ માટે પ્રખ્યાત છે કે જેવું હોય તેવું પરખાવી દેવામાં તેના ઉપરીઓને પણ તે બેધડક કડવાં સત્ય વેણ કહે છે.

થોડા માસ પછી ગોરીંગ એરોપ્લેનના પાઇલોટ તરીકે પ્રખ્યાત થયો અને ૧૯૧૭માં એરોપ્લેનની ટુકડીને ઘણી જ ફતેહમંદ રીતે લડાઈમાં દોરી હતી. એક ઝપાઝપીમાં તે ઘવાયો. પાછળથી કયસરે તેને સૌથી મોટી લાયકાતનો ચાંદ આપી સન્માન્યો. એરોપ્લેનની અતિ પ્રખ્યાત બનેલી ટૂંકડી નં. ૩નો તે સરદાર નીમાયો અને લડાઈના અંત સુધી તે એ પદ ઉપર રહ્યો.

સંધિનો કાળ ગોરીંગ જેવા સ્વભાવવાળા માણસને મૃત્યુ કાળ જેવા જણાયો. સંધિની શરત પ્રમાણે તેણે તેના એરોપ્લેનોને મિત્રરાજ્યોને સ્વાધીન કરવા ના પાડી. જર્મન સરદારોને સંધિમાં આવી હરકતો ઉભી થાય તે રૂચતું ન હતું. તે ગોરીંગને તેમ કરવા ફરજ પાડવા માંગતા હતા પણ ગોરીંગ તેના એરોપ્લેનો લઇ નાસી ગયો. જર્મન સરદારોએ તેને પકડવા બીજા એરોપ્લેનો મોકલ્યાં, તેમણે આ ટુકડીને એક ખેતરથી બીજા ખેતરમાં પૂંઠ પકડી. કેટલાક વિમાનો ડાર્મસ્ટેડટમાં રહ્યાં. તે ટુકડી વિખેરાઈ ગઈ અને ગોરીંગે તેના વિમાનીઓને ઝનૂન ભર્યો છૂટી પડતી વેળા સંદેશો આપ્યો. હથિયારની લડાઇ બંધ થઇ છે, પણ સિદ્ધાંતની લડાઈ, જાતિની લડાઇ, અને નવા ઉત્સાહ માટેની લડાઇ શરૂ થાય છે. જનરલ ગોરીંગના મનમાં ન હશે પણ આ શબ્દો નાઝીવાદની આગાહી રૂપ હતા.

૧૯૨૦ની સાલમાં લશ્કરમાંથી છૂટા થયેલા જર્મનોને ભરણ પોષણ માટે અનેક વિટંબણાઓ સહન કરવી પડી. એક 'સ્વેન્સ્કાલફટ્રાફીક' નામની એક સ્વીડનની કુંપનીમાં તેને નોકરી મળી. આજ સમયે તેની જિંદગીનો એક મહાન પ્રસંગ ઉદ્દભવ્યો. એક રાત્રે તેને બરફનાં કરાંની હેલિમાં કાઉન્ટ રોઝીનના આલીશાન મકાનમાં આશ્રય શોધી રહેવું પડયું. ગૃહિણિ તેના શીત થયેલા શરીરને હુંફાળું કરવા માટે સગડીવાળા મોટા ઓરડામાં લઇ ગઈ. સગડી અને બળતણના ટેકાઓ ઉપર સ્વસ્તિકની ભાવી સૂચક નિશાનીઓ હતી. બંને વ્યક્તિઓએ સાથે પીણાં લઇ સહેરથી વાતો કરતાં સમય વ્યતીત કરતાં હતાં. ગોરીંગ ગૃહની માલીકને લડાઇના બનાવો સંભળાવતો હતો. એકાએક એ વિશાળ ખંડના દ્વાર ખુલ્લાં થયાં અને એક ઉંચા કદની અનુપમ સૌંદર્યવાળી બાળા દાખલ થઇ. તે કેરિન વાન કોક ગૃહ માલિકની નણંદ હતી. તેની આશમાની આંખ હરમન ગોરીંગની સ્પષ્ટ અને દ્દઢ નજર પર ઢરી. તેઓ પ્રેમમાં પડયાં અને થોડા મહીના બાદ મ્યુનિચમાં તેઓ લગ્ન ગ્રંથીથી જોડાયાં.

લગ્ન અતિ સરળતાથી ન થયું. તે યુવતિ એક સ્વીડીશ અમલદારને પરણેલી હતી અને તેનાથી તેને એક પુત્ર પણ હતો. તેને છૂટાછેડા મેળવવાના હતા, અને ગોરીંગને ખાતર સ્વદેશ છોડી પરદેશ રહેવા જવાનું હતું. નાઝીઓ સત્તા ઉપર આવે તેના એક વર્ષ અગાઉ કેરિન ગોરીંગ મરણ પામી. પણ ગોરીંગના કરોકટીના વખતમાં તે ગોરીંગને મોટા આશ્વાસનરૂપ હતી. એક બીજાના વિરોધી ગુણોથી આકર્ષાઇ તેમનો પ્રેમ ટકયો હતો. તે પતિપરાયણા, મધુર, અને તેના ધણીનાં સિદ્ધાંતોમાં અટલ શ્રદ્ધાવાળી હતી. તે ધર્મિષ્ઠ

અને નાજુક તબીઅતની હતી. તે આજ પર્યંત સુખચેનમાં રહી હતી પણ તેના પતિ ખાતર તેણે એશઆરામ ત્યજ્યા. ગેરીંગ મરણ પર્યંત તેની પત્ની પર અનુરકત હતો. અને તેને તેની પત્નિમા અમર્યાદિત શ્રદ્ધા હતી.

ઇ. સ. ૧૯૧૯મા જર્મન સૈન્યનાં અધિકારીઓને મિત્રરાજ્યને સ્વાધીન કરવા સામે મ્યુનિચમાં મોટો ખળભળાટ જાગ્યો, અને એ સંબંધી વિરોધ કરતું એક મોટું સરઘસ કાઢી હીટલરે એક જંગી સભા ભરી. ગોરીંગ આ સભામાં હાજર હતો. હીટલરના ભાષણની ગોરીંગ ઉપર એટલી ઊંડી અસર થઈ કે સભા પૂરી થતાં ગોરીંગે વકતાને શોધી કાઢયો અને તેને તેણે પોતાની સેવા અર્પણ કરી. હીટલર તે વખતે તેનો પક્ષ રચી રહયો હતો અને તેને તેના સૈન્ય માટે સારા સેનાપતિની જરૂર હતી. વીર તરીકે પ્રખ્યાત થયેલો ગોરીંગ આમ તેને આવી મળવા માટે તે તેની જાતને ભાગ્યશાળી માનવા લાગ્યો, ગોરીંગનો સ્વીકાર કરવામા આવ્યો, પણ ગોરીંગ નાઝીવાદમાં કયારથી માનતો થયો એ ગૂઢ કોયડો છે અને તે કોઇપણ ઉકેલી શકે એમ નથી પરંતુ એટલું તો મતજ છે ગોરીંગ વાયમર રાજ્ય સત્તાથી કંટાળ્યો હતો, સૈનિકોનું મહત્વ ઘટાડી દેતી નીતિ તેને ગમતી ન હતી. અને તે ઉપરાંત સૈનિક તરીકેનો તેનો આ નવો હોદ્દો તેને ઘણો આકર્ષતો હતો. તે રાજનીતિજ્ઞ ન હતો કે મુત્સદ્દી પણ ન હતો પણ તે જર્મનિને મહાન થયેલું જોવા માંગતો હતો. આ સામાન્ય સ્થિતિના પુરુષને સત્તા માટે આકાંક્ષા હતી, તેથી સમાજવાદમાં તેને ખાસ રસ ન હતો. તેના પક્ષે સરમુખત્યારીની જે અસ્પષ્ટ પદ્ધતિ જાહેર કરી હતી તે તેના સત્તાલોભી ને દઢાગ્રહી સ્વભાવને ઘણી પસંદ પડી.

મ્યુનિચ નજીક આવેલા નીફનબર્ગમાં ગોરીંગે તેનું કાર્ય ઉપાડી લીધું. બે વરસના સતત નજીકના સંસર્ગથી હીટલર અને ગોરીંગ વચ્ચે ગાઢ મૈત્રી જામી ઇ. સ. ૧૯૨૩માં મ્યુનિચ આગળ હીટલર, લુડેનડોર્ફ અને ગોરીંગે રાજક્રાંતિકારક પ્રયત્ન કર્યો ત્યારે તેમના પક્ષના અનુયાયીઓ પર ગોળીબાર કરવામા આવ્યો. આ બનાવથી તેમની મૈત્રી વધારે ગાઢ થઇ હીટલર છટકી ગયો, પણ તે થોડા દિવસમાં પકડાયો. ગોરીંગ સખત ઘવાયો પણ તેના અનુયાયીઓ તેને બાવેરીઅન આલ્પસ પર થઇ સરહદ વટાવી બહાર લઇ ગયા. પણ જર્મન સરકારે તેમની પૂંઠ પકડી તેની માલમિલકત જપ્ત કરી અને ઓસ્ટ્રીઆ સરકારને જણાવ્યું કે 'તમારે ગોરીંગને અમને સ્વાધીન કરી દેવો.' ગોરીંગ પાસે રાખવામાં એક પૈની પણ રહી ન હતી, તેની અવસ્થામાં તે વેનીસ નાસી ગયો. ત્યાંથી રોમ ઉપડી ગયો અને છેવટે તેની પત્નીના દેશ સ્વીટ્ઝર્લેન્ડમાં આશ્રય શોધ્યો.

ગોરીંગે તેની જિંદગીનો સૌથી ખરાબ કાળ અંહી વીતાવ્યો. તેને કોઇપણ નોકરી ન મળી. તેની પત્ની માંદી પડી. તેમની પાસેની માલકીની છેલ્લી વસ્તુઓ ગીરવે મુકી. ૧૯૨૬માં સર્વ અપરાધીઓને માફી આપતાં જાહેરનામાં જર્મનીમાં જાહેર થયાં ત્યાં સુધી આવું આપત્તિમય જીવન ગુજાર્યું, તે જર્મનિમાં પાછો ગયો પણ હીટલર કેદમાં હોવાથી તેનો પક્ષ અસ્ત વ્યસ્ત થઇ ગયો હતો. તેમાં તે પાછો પોતાનું અગાઉનું સ્થાન મેળવી ન શકયો. જીવન નિર્વાહ ચાલી શકે તેવી કેટલીક નોકરી ગોરીંગે કરી. હીટલરની

મુક્તિ. પછી તે તેની જોડે પ્રચાર કાર્યમાં સાથે ફરવા લાગ્યો. ૧૯૨૮માં જર્મન ધારાસભામાં બાર નાઝી સભ્યો ચૂંટાયા તેમાં ગોરીંગ પણ હતો. બર્લિનમાં હીટલરના પ્રતિનિધિ તરીકે તેનું ઘર રાજકીય ચળવળનું કેન્દ્ર બન્યું. ૧૯૩૦ પછીના બે વરસ દરમ્યાન ધારાસભામાં બહુમતિ મેળવવા નાઝીઓએ અથાગ પ્રયત્નો કર્યા. વિમાન અને મોટરમાં મુસાફરી કરી હીટલરે સેંકડો સભામાં ભાષણ કર્યાં. ગોરીંગ ઘણીવાર હીટલરની સાથેજ જતો. ૧૯૩૩માં હીટલર જર્મન ધારાસભાનો ચેન્સેલર થયો. હીટલરને આ સ્થાન અપાવવામાં ગોરીંગની અનન્ય સેવા હતી. ખાસ કરી સત્તાના દાદરના છેલ્લા પગથીઆ ચઢવામાં શક્તિ નિશ્ચય અને હિંમત જોઈએ તે સર્વ ગોરીંગે દાખવ્યા. ૧૯૩૩ માં ધારાસભાના મકાનને આગ લાગી તે બનાવનો લાભ લઇ ગોરીંગે સમાજવાદીઓનું નિકંદન કર્યું. પ્રુશિયાના ગૃહ સચિવ તરીકે અગાઉની સરકારનું સૈન્ય વિખેરી નાંખ્યું. અને તેના પક્ષના માણસો માંથી ભુરાં અને કાળાં ખમીશવાળા નાઝીઓનું સૈન્ય ઉભું કર્યું. તેણે આ લશ્કરને નવા રાજ્યનું સ્તંભ બનાવ્યું. ખાસ જાસુસોની એક સંસ્થા રચી જે નાઝીઆગેવાનોના દુશ્મનોને ખોળી કાઢતા. ગોરીંગ એ સર્વને કેદ કરતો. એક રાતમાં આ જાસુસોની મદદથી ગોરીંગે ચાર હજાર સમાજવાદીઓને પકડ્યા. ગોરીંગે માત્ર માર્કસવાદીઓનું નિકંદન કર્યું એટલુંજ નહિ પણ નાઝીવાદ સિવાયના સર્વ બીજા પક્ષને દબાવી દીધા.

૧૯૩૩ના એપ્રિલમાં ગોરીંગ કાઉન્સિલ ઓર પ્રુશિયાનો પ્રેસીડંટ થયો. લેન્ડરટેગ કાઢી નાંખી તેણે પોતે નીમેલા સભાસદોની કાઉન્સિલ સ્થાપી. કાઉન્સિલ પાસેથી તેણે સર્વ સત્તા લઇ લીધી. અને તેને માત્ર સલાહ આપવાનીજ સત્તા આપી. રીશમાં મધ્યસ્થ સરકાર સ્થપાતાં પ્રાંતિક સ્વરાજ્ય ભોગવતાં પ્રાંતો અદૃશ્ય થયા. હવાઇ ખાતાના પ્રધાન તરીકે ગોરીંગ જર્મન હવાઇ દળનો વિધાયક છે. હજારો નવા વિમાનો બાંધવામાં આવ્યાં છે, ઠેર ઠેર વિમાન ઉતરવા માટે ક્ષેત્રો બનાવવામાં આવ્યાં છે. હવાઇ કામકાજ શિખવનાર સુંદર શાળાઓ ઉભી કરવામાં આવી છે અને રક્ષણ માટે પ્રબળ હવાઇ દળ તૈયાર કરવામાં આવ્યું છે. વોર્સો, બેલગ્રેડ અને રોમમાં ખાસ મંત્રણા કરવાનાં કામ પણ ગોરીંગને સોંપવામાં આવ્યાં હતાં. ગોરીંગ મુસોલીનીને મળતો આવે છે તેનો ખાસ પ્રશંસક છે અને ઘણા ઇટાલિયનો સાદા હીટલર કરતાં દમામવાળા ગોરીંગને વધારે ચાહે છે. ચાર વરસની યોજનાનો ઉત્પાદક ગોરીંગજ છે અને તેની સામેના વિરોધો શમન કરવાનું મહાન કાર્ય ગોરીંગે જ કર્યું છે.

નાઝીરાજની અનેક શાખામાં પ્રાવીણ્ય બતાવતો ગોરીંગ દરેક ખાતામાં હકુમત ચલાવવાનો શોખ ધરાવે છે. તેને યુનિફોર્મ અને ચાંદ પહેરવાનો એવો શોખ છે કે તે માટે તેની મજાકો પણ થાય છે. તે તેની ધ્યાન બહાર નજ હોય; તેને એશ આરામનો શોખ છે. હિંડનબર્ગ મુસાફરી કરતાં માત્ર એક ખાનું જ રીઝર્વ કરતો ––ના આજે મળવા જતી વેળા આખી સ્પેશીયલ ટ્રેઇન લઇ ગોરીંગ ગયો હતો. – જોઇએ, કે કાયદા મેળાવડા અને ભોજનો આપવા પણ ગમે છે. ગોરીંગને સ્ત્રીઓ –ના વંઠેલા અને બાળવાવધારે આનંદ પડે છે. ગોરીંગ મોટો વક્તા નહીં કહી –નારું કહેવું. અરસપરસ સમાન

ક પહેલાં વપરાતું તે તો છત્ર અને

દલીલ રજુ કરી બોલનાર ગણાય છે. પ્રચાર ખાતાના વડા ગોબલ્સ જેવો તેનો અવાજ મધુર નથી કે હીટલર માફક માનવ મેદનીપર જાદુઈ અસર ન ઉત્પન્ન કરી શકે પણ જિવન્ત બોમ્બગોળા જેવી શક્તિથી પ્રચુર, પ્રેમ, ધિક્કાર અને સત્તાના લોભની અતિશયપણાવાળી સત્તાવાહી પુરૂષના વિચાર ભાષામાં ઉતરે છે ત્યારે તે ભયંકર નીવડે છે. પોતાના હેતુઓ બર લાવવામાં તે કંઇ પણ કરતાં અટકે નહિ એવો જણાય છે.

પોતાનો સલાહકારક ગોરીંગ નજીકમાં જ રહે એ ઇચ્છી હીટલરે તેને પોતાના નિવાસસ્થાન નજીકજ બંગલો બંધાવી આપ્યો છે. હીટલર અને ગોરીંગ અન્યોન્યના અરસપરસ પૂરક બળો વિના યુરોપની શાંતિને ગભરાવી મુકે એવા નિર્ણયો કરી જ નહિ શકે. તેના મહાન હોદ્દા અને હીટલરની મૈત્રીને લીધે તે હીટલરના વારસ જેવો જ છે. પણ હીટલરનું પદ એને મળે એવા સંજોગો જણાતા નથી. જો તે કદી હીટલરનું પદ પામે તો તે જર્મનિને ફરીથી રાજાસત્તાક બનાવે આજે તેની હીટલર, પ્રત્યેની વફાદારી વિષે રજ શંકા લાવવા કારણ નથી પણ જરૂર પડે તો તેનો દૃઢ ચ્હેરો, ઉન્માદક કડક શિસ્ત, શત્રુ પ્રત્યેની ક્રુરતા અને અમર્યાદિત અંહભાવથી તે લોકોનાં ટોળાંને ગાંડા તૂર બનાવી શકે.

---



તેના અપરાધીઓ ... આપત્તિમય જીવન
હોવાથી તેનો પક્ષ બરત
મેળવી ન શકયો. જીવન નિવા

# — છત્રી —

શ્રી. 'છત્રીવાળા'

હિંદી વર્તમાનપત્રો પરદેશી સામયિકોમાંથી ઘણાં અવતરણો ઉતારે છે, તેમાં તેઓ જોઈતો વિવેક ઘણીવાર નથી રાખતા. એવાં અવતરણો લેવા હું વિરૂદ્ધ નથી. તેમાંની ઘણીય બાબતો રસદાયક અને જ્ઞાનદાયક હોય છે. પણ આપણા વર્તમાન પત્રના અધિપતિઓએ ખ્યાલ રાખવો જોઈએ કે તેમાં ઘણીવાર સત્યની ખામી, અર્ધ સત્ય કે યુરોપીય દેશ પુરતી જ ખરી બાબતો હોય છે અને તે આ દેશમાં પ્રકટ કરતાં સાથે થોડાં વિવરણની આવશ્યકતા રહે છે.

હમણાં જ એક સુપ્રસિદ્ધ અંગ્રેજી વર્તમાન પત્રમાં એવું અવતરણ વાંચી હું નવાઈ પામ્યો. તેમાં એમ ઉલ્લેખ કરેલો હતો કે અઢારમી સદીમાં છત્રીની પહેલવહેલી શોધ થઈ. મને ધાસ્તી રહે છે કે આ અવતરણ વાંચી કેટલાંય માબાપો, શિક્ષકો તેમનાં બાળકને એ શોધની એવીજ માહિતી આપે. અધિપતિની ફરજ હતી કે પૂર્વમાં છત્રી પુરાણા કાળથી ચાલતી આવી છે એમ સાથે જણાવે. સર્વ વાચકો વિચાર કરી વાંચતા નથી, તેમાં ઘણાનો દોષ પણ નથી હોતો કારણકે એમને વખત પણ હોતો નથી. અને વર્તમાનપત્રનું એવું વાચન હળવું અને આનંદ માટેજ હોય છે.

ઘણીય શોધખોળો કેટલાય અંગ્રેજો દસ્સાબેર પચાવી પડે છે. અને કુશળ અંગ્રેજી વર્તમાનપત્રો તેમને પંપાળી અનુમોદન આપે છે. કોઈ હિંદીએ હિમાલયનું ઉચ્ચતમ શિખર ગૌરીશંકર છે એમ પ્રતિપાદન કર્યું કે કોઈ અંગ્રેજે જાહેર કીધું કે હિમાલયનું સૌથી ઉંચું શિખર એવરેસ્ટ છે અને તે ગૌરીશંકરથી પૃથક છે. કેઇ બંગાળીએ થોડાં જ વરસ પર સિંધમાં મોહેન્દ્જારોની શોધ કરી, તેનું માન તેનો ઉપરી ઓફિસર કોઇ અંગ્રેજ ખાટવા કરે છે અને અંગ્રેજી વર્તમાનપત્ર તેને ટેકો આપે છે! આપણા પત્રકારો શું કરે છે? વખત અને જ્ઞાનના પ્રચાર સાથે જો આપણા પત્રકારો પ્રગતિશીલ ન રહે, તો એઓ તેમનું કર્તવ્ય ચૂકતા કહેવાશે.

રાજચિન્હ તરિકે અસલના જમાનાથી વપરાતી આવેલી છત્રીનો શોધક અઢારમી સદીમાં ઇગ્લન્ડમાં પાકે એ જ્ઞાન કેવું અજુકતું! નેતરના સળીયાવાળી જાડા દાંડાની મોટી છત્રી, જેનાથી વરસાદની હેલિમાં સુરક્ષિત રહી શકાય તેને આજની નાની પાણી ટપકી નીકળે એવાં કપડાંવાળી છત્રી વાપરનાર તંત્રીએ છેક વિસારી મુકી.

રાજચિન્હ તરિકે વપરાતી છત્રી આજ તો સર્વ કોઇ વાપરે છે. માનસિંહ સરદારો સહિત રણવતમાં પ્રાણની આહુતિ આપીને, વંશજોને જે માન આપી શક્યા, તે છત્રી આજે તો હલકામાં હલકો માણસ પણ વાપરે છે. સ્થિતિચુસ્ત લોકોએ ભૂલવું નહિ જોઇએ, કે કાયદા સમાજ અને રિવાજોમાં ક્રાન્તિકારક ફેરફાર થવા પામ્યા છે. જમાનો વંઠેલા અને બળવાખોરોનો છે. તેમાં અમુક માત્રજ છત્રી ઓઢી શકે એવું તમારું કહેવું અરણ્યરુદન સમાન છે. એ કોણ સાંભળશે? પણ તેઓ અશ્વાસન લઈ શકે કે પહેલાં વપરાતું તે તો છત્ર અને

અને હાલ વપરાય છે તે તો માત્ર છત્રી. એ છત્ર તો હજી ગજા, વરગજા કે મહારાજ વાપરે છે.

કોઈએ કહ્યું છે કે 'તમે શું વાંચો છો તે મને કહો અને હું તમારું ચારિત્ર કહીશ.' અમે કહીયે છીએ કે તમારી છત્રી અમને જોવા દો અને તમે કોણ છો તે હમે કહીશું. ખાનદાની જણાવવા માંગતો રેશમી છત્રી લઈને, છેલબટાઉ થઈને ફરતો યુવક હાથી દાંતના કે રંગીન દાંડાવાળી છત્રી લઈને અને ખરો ગૃહસ્થ ટાંકેરાની ઉત્તમ પણ સાદી-છત્રી લઈને ફરતો જોશો. વરસાદમા ઉપયોગી વાંસના દાંડાની ઘટ કાપડની છત્રી શહેરમાંથી તો અદ્રશ્ય થઈ છે એટલું જ નહિ પણ ગામડામાં પણ જવલ્લેજ દેખાય છે.

ઉપયોગી વસ્તુ ભલે હોય પણ જો બાહ્ય સુંદરતાવાળી ન હોય તો તે વસ્તુઓ 'સુધરેલાઓ' ત્યજી દે. સુંદર અને ભલે નિરૂપયોગી હોય એવી વસ્તુ ગ્રહણ કરે છે. અને એઓ જો એમ ન વર્તે તો દુનિયાની દૃષ્ટિએ 'જંગલી' રહી જાય આવી ઘણી માન્યતાઓ ખોટી છે એમ ગાંધીવાદે વ્યવહારમાં આચરણથી સ્પષ્ટ કરી આપ્યું, પણ દિલગીરીની વાત છે કે છત્રીના સબંધમાં એ પ્રયત્નો શિથિલ હતા, ખાદીની છત્રી લઈ અસહકારી તાપથી બચી શકતા હશે, પણ વરસાદ માટે શું ? ઘણાઓ નવીનં પ્રિયમનઃ એ ન્યાયે અગર 'અસહકાર' જણાવવા જ એવી છત્રી લઈ ફરતા હોય.

છત્રીમાં સંગીન ફેરફાર ન થવા માટે ગાંધીજી કે તેમના અનુયાયીઓનો દોષ કાઢવામાં આવ્યો નથી. એ ફેરફાર માટે કોઈના જારી કે આગ્રહપૂર્વક પ્રયત્નો પણ ન થયા હોય. જ્યારે દેશની ઉન્નતિની શરૂઆત થાય છે, ત્યારે તે દરેક રીતે પ્રગતિ કરે છે. ધર્મ સાહિત્ય, રાજકિય અને સામાજિક સુધારા સાથે જ શરૂ થાય છે. ઇલિઝાબેથનું ઇંગ્લાંડ જોઈશું તો આપણને એ સત્ય સ્પષ્ટ દેખાશે. ગાંધીજીએ એવી મહાન ચળવળ શરૂ કરી કે તેની અસર ઉપર જણાવેલા પ્રત્યેક ક્ષેત્રમાં થઈ. છત્રી જેવી વસ્તુ પણ એ અસરમુક્ત ન રહી એવું અવલોકન કરવાનો ઉદ્દેશ છે, નહિ કે ગાંધીજીની ખામી કાઢવાનો. ગાંધીજી પર આડકતરી પણ ટીકા ન આવી જાય એવો ખ્યાલ દૂર કરવા આખો પેરેગ્રાફ લખવો પડે એ ઉપરથી અનુમાન થઈ શકશે કે એમના પર ટીકા કરતાં અમને કેટલો ડર છે વસ્તુત. તેઓ ટીકાથી પર છે. આર્નોલ્ડ શેક્ષપીયરને ઉદ્દેશીને જે વચનો કહે છે. તે આપણે ગાંધીજીને લાગુ પાડીશુ. Others abide our question. Thou art free.

છત્રી અપહરણમાં નિષ્ણાતો માટે જાનનો ઉતારો, લાયબ્રેરી અને ક્લબ એ ફળદ્રુપ ક્ષેત્રો છે. પરંતુ એટલાં જ સ્થળોમાં તેમની પ્રગતિ મર્યાદિત હોતી નથી. એ કુશળ પુરૂષો તો બે છત્રીમાથી પણ એક સારી છત્રી 'ભૂલથી' ઉપાડી નિરાંતે ચાલતી પકડે છે. પોતાની છત્રી લાવ્યાની 'સ્મૃતિ' રહી એકાકી છત્રી પણ લઈ જઈ શકે છે. એવા સંકુચિત સ્થળોમાં તેઓ વિજય પ્રાપ્તિ કરી શકે તેમાંજ તેમની વિશેષ કુશળતા પુરવાર થાય છે. સંખ્યાબંધ છત્રીઓમાંથી તો બાળક પણ સારી છત્રી ઉપાડી શકે. એવા છત્રી ચોરોથી સંખ્યા અલ્પ માત્રજ છે એમ નથી. કોઈએ કહ્યું છે કે "તમે શહેરના એકાદ મોટા રસ્તા પર ઉભા રહી બૂમ મારો કે 'એ છત્રી તો મારી છે' તો તમે દશ પંદર માણસોને ત્વરિત ગતિથી પલાયન કરતા નિહાળશો."

હિંદુઓ અને તેમના ધર્મ પર ઔરંગઝેબના સમયમાં જુલમની અવધિ થઇ હતી. એ શહેનશાહે તો કોઇપણ બીન મુસ્લિમને છત્રી ઓઢવાની, અરબી ઘોડા પર કે પાલખીમાં બેસવાની મના કરી હતી. રાજસિંહે લડીને રજપૂતોને એ પ્રતિબંધમાંથી મુકત કર્યા હતા, પણ અન્ય બીન મુસ્લિમો માટે તો એ મના ચાલુ જ હતી. લાલા લજપતરાયે યથાર્થ જ કહ્યું છે કે 'હિન્દુઓ કીડી માફક છવે ' જો તેમની રહેણી કરણી અને રિવાજોમાં ક્રાન્તિકારક ફેરફાર ન થાય તો તેમની ઉન્નતિ હજી દૂર સમજવી.

છત્રી એ સ્ત્રી જાત છે અને જાતિય સ્વભાવ પ્રમાણે ધારે તો સુખ કે દુઃખ આપે છે. સખત તાપ કે વરસાદમાં આપણું રક્ષણ કરી, પ્રસંગવશાત્ આપણા સ્ત્રી કે પુરૂષ મિત્રને તેના આશરા નીચે લઇ શકીએ છીએ, એજ છત્રી સખત પવનમાં ઉંધી વળી હાસ્યજનક સ્થિતિમાં મુકે છે. છત્ર એવી ફજેતી નહિ કરે, પણ ભારે હોવાથી આપણે છત્રી પસંદ કરીએ છીએ. હલકી છત્રી આપણને હલકા કરી મુકતાં જરા સંકોચ રાખતી નથી. દુનિયામાં સુખ અને દુઃખ સાથેજ મળેને ?

તાડ અને નાળિએરી પત્રના ગુંથેલાં ભુંગળાનું સ્થાન છત્રીએ લીધું છે. અને વોટર પ્રુફ કોટો છત્રીને સ્થાન ભ્રષ્ટ કરવા કોશિષ કરી રહ્યા છે. ચક્રનેમિક્રમેણ સર્વના ઉદયાસ્ત થાય છે. વોટરપ્રુફ કોટોની અગાધ મહેનત છતાં તેઓ છત્રીને સદન્તર ખસેડી શકે નહિ. વોટર પ્રુફ કોટવાળાઓ છત્રી રાખી ફરતા દેખાય છે, બે મિનિટ વરસાદમાં જવાના પ્રસંગે કોટ ચડાવવા જેટલી તસ્દી કોઇ ન લે, વળી કોટમાં કોઇ મિત્રને વરસાદમાં આશરો નહિ અપાય. વળી કોટો તાપ માટે નિરૂપયોગી છે. માટે એનાથી છત્રીને ડર રાખવા બીલકુલ કારણ નથી.

ઇંગ્લંડમાં છત્રીનો પ્રચાર કરનાર માણસને ગાડીવાળાઓ તરફથી ઘણુંજ વેઠવું પડયું હતું. એમ તો આપણે ત્યાં પણ ગાડીવાળાઓએ પણ, મોટર બસના માલીકો અને હાંકનારાઓને સતાવવામાં કયાં બાકી ગખ્યું છે ? મોટર સર્વીસ કાઢનારાને ગાડીવાળાઓએ માર માર્યાની કેટલીય વાતો પેપરમાં આવી-છે. સુધારાની શરૂઆત કરનારા કયા સુધારકોને દુઃખ નથી પડયાં ? આવા સુધારા કરનારાની જાહેર હિંમત કંઇ ઓછી નથી, માત્ર તેમાં તેમનો સ્વાર્થ હોવાથી તેમને સુધારકોની મહત્તા મળતી નથી.

પી. જી. વુડહાઉસનો પ્રખ્યાત સ્મીથ કલબમાંથી નીકળતાં વરસાદનાં ઝાપટાંમાં સપડાએલી એક યુવતિને જોઇ, બીજાની છત્રી લઇ જઇને આપી સહાય કરે છે કેટલીક મિનિટ પછી છત્રીના માલીકને એની ખબર થતાં સ્મીથને ત્યાં તડકાવવા જાય છે, ત્યારે સ્મીથ એક આખ્ખું લાંબુ ભાષણ કરી પસાર થઇ જાયછે. શરૂઆતમાં સ્મીથ કલબમાં સામાન્ય પંકિતના માણસો સભ્ય તરિકે ધુસી ગયા વિષે રૂદન કરેછે, "યુવતિને આપવા લાયક સુંદર છત્રીજ ન મળે. અમીર ઉમરાવોની કલબમાં સામાન્ય માણસો દાખલ થઇ ગયા. તેમની છત્રી તો જુઓ ! મિત્ર, ઘણી છત્રીઓ રૂમમાં છે, પણ તેમાં સર્વોત્તમ તરિકે તમોની છત્રી તરતજ આગળ નીકળે આવેછે." છત્રી ગુમાવેલો ગૃહસ્થ એકાદ શબ્દ બોલે એટલે સ્મીથ તેને

ત્યારે અહીં એવો કંઇ ભેદ રાખવામાં આવતો ન હતો. ૩૪ ની સાલમાં હિન્દીઓને અન્યાય કરતાં જમીન અને લવંગ સંબંધી બીલો પસાર કરવામાં આવ્યાં. કોઇ પણ હિન્દી ત્યાંના આરબ કે આફ્રિકનની જમીન વેચાતી રાખી ન શકે એમ ઠરાવવામાં આવ્યું. સરકાર આ કાયદા માટે એવાં બ્હાનાં બતાવતી કે મૂળ વતનીઓની જમીન હિન્દી શાહુકારો પાસે જતી અટકાવવા તે એમ કરે છે. સરકારે એક કમીશન નીમ્યું. તે કમીશને સત્ય વિગતો જોયા વિના જાહેર કીધું કે અર્ધી જમીન હિન્દીઓ પાસે ચાલી ગઈ છે અને બાકીની અર્ધી જમીન હિન્દીઓને ત્યાં ગીરવે છે. હિન્દીઓના સતત પ્રયાસ પછી એક બીજું જવાબદાર કમીશન નીમવામાં આવ્યું. તેણે વિગતો તપાસી જોયું તો માલમ પડયું કે હિન્દીઓ પાસે માત્ર ૬½ ટકા જ જમીન છે.' પણ સરકારને ભેદનીતિ જ ચાલુ રાખવી છે કોઇ પણ હિન્દી વેપારીએ આરબ કે ઝાંઝીબારવાસી પાસેથી અગાઉ પણ જમીન વેચાતી લીધી હોય છતાં અત્યારે તે માત્ર જાહેર કરે કે આ સોદો દેવા અંગે હએલો તો તેમને જમીન પાછી અપાવવામાં આવે છે. આ માટે ખત પત્રો કંઇ જોઇના નથી. માત્ર મોંની હકીકત પુરતી છે. એક અગત્યની બીના જાણવી જરૂરી છે, "ઝાંઝીબાર વાસીની મિલ્કતની કીમ્મત પર માત્ર ૩ ટકા જ દેવું છે આજે જગતભરમાં આના કરતાં ઓછા દેવાવાળી કોઇ જાત છે કે? દુનિયાના રાજ્યો જ્યારે દેવામાં ડુબેલા છે ત્યારે ઝાંઝી-બારમાં સરકાર પાસે પૈસા છે.

છેલ્લા ત્રણ વરસથી હિન્દીઓની આપત્તિ વધી ગઇ છે. વેચાતી રાખેલી જમીનો પણ આરબો અને ઝાંઝીબારવાસીઓ દેવા પેટે આપેલી કહી પાછી મેળવે છે, હિન્દીઓ કોર્ટમાં જાય પણ ત્યાં તેમનું શું વળે?

યુરોપિયનોએ લવગ ઉગાડનારાઓનું મંડળ સ્થાપ્યું, એ મંડળોમાં બધા સરકારી અમલદારો મભ્ય હતા. એક લવંગનો પાક કરનાર ખેડૂત તેમાં ન હતો. આ મંડળને સરકારે કરો માફ કરી, ઓછા કરી અને પૈસાની મદદ કરી ગહતો આપી. તેથી આજ પર્યન્ત હિન્દી વેપારીઓએ ખીલવેલો તેમનો લવંગનો નિકાશ વેપાર આ મંડળના હાથમાં ચાલી ગયો. ૧૯૩૬ માં સરકારે એક કમીશન નીમ્યું. હિન્દીઓએ આશા રાખી કે તેમની આપત્તિઓ ઓછી થશે. પણ કમીશને તો પેલા મંડળને વધારે પગભર કર્યું. હિન્દીઓના કડક બહિષ્કારને લઇને લવંગની નિકાશ ઘટી. સરકારે પાક ઓછો કરવા માટે વ્યવસ્થા કરી. કારણકે નિકાસનો ૪૦ ટકા ભાગ હિન્દમાં ખપતો. હિન્દી વેપારીઓની માગણી તદન વ્યાજબી છે અને તેઓ ત્યાંના લવંગના ખેડુતોને જે કંઈ ફાયદો કરવામાં આવે તેમાં સમ્મત છે.

લવંગના સંબંધમાં સમજુતી થયાનું જણાય છે. વિગતો હજુ મળી નથી.

**કેન્યા** :—ક્ષેત્રફળ ૨૧૯૭૩૦ ચો. મા. વસ્તી યુરોપિયન ૧૬,૮૧૨, હિંદી ૩૯૬૪૪ મૂળ વતની ૨૯,૬૬,૯૯૩ કેન્યાની ધારાસભા ૩૮ સભ્યની બનેલી છે તેમાં પાંચ હિંદી સભ્યો છે.

કેન્યામાં આજ મહત્વનો પ્રશ્ન હાઇલેન્ડ સંબંધી છે. ઇ. સ. ૧૯૧૦ પહેલાં યુરો-પિયનો હિન્દીઓ વચ્ચે કડવાશ ન હતી. યુરોપિયનો અલ્પ સંખ્યામાં હતા. પહેલાં તો

હિન્દીઓ જોડે જ એક જ ઘરમાં રહેતા. આજે એજ યુરોપિયનો હિન્દીઓને શહેરમાં જુદા એકજ લતામાં રાખવા માંગે છે? આજે યુરોપિયનોની કલબ કે સંસ્થામાં હિંદી પ્રવેશી ન શકે. કેન્યામાં ખેતી માટે દક્ષિણ આફ્રિકામાંથી ગોરા આવી વસ્યા છે.

લોર્ડ ડેલમેરના પ્રમુખપણા હેઠળ યુરોપિયનોએ હિંદી વિરૂદ્ધ ચળવળ શરૂ કરી. આર્થિક સ્થિતિ સંબંધી એક કમિશન નીમવામાં આવ્યું. તે કમિશને શોધ કરી કે કેન્યાના સર્વ દુઃખો હિંદીઓને આભારી છે. તેમને અહીં આવતા અટકાવવા જોઇએ. કમિશને તહોમત મૂક્યું કે હિંદીઓ નીતિવિષયક નબળા છે. રે. એન્ડ્રુઝે યુરોપિયન અને આફ્રિકન સાક્ષીઓ તપાસી સાબીત કર્યું કે આ આરોપ બીન પાયાદાર છે એટલું જ નહિ પણ વસ્તુ સ્થિતિ તદન ઉલટી જ છે.

યુરોપિયનોની સખત ચળવળનો પ્રતિકાર કરવા હિંદી પ્રતિનીધિઓ ઇંગ્લન્ડ ગયા. કેન્યામાં હિંદીઓને દાખલ થતા અટકાવવા એવી યુરોપિયનોની માંગણી સ્વીકારવામાં ન આવી પરંતુ હિંદીઓએ માગેલો સામાન્ય મતાધિકાર અને હાઇલેંન્ડમાં હિંદીઓને જમીન ખરીદવાની છૂટ એ આપવામાં ન આવ્યું. હિંદીઓને કેન્યામાં દાખલ થતાં અટકાવવા કરતાં ત્યાં વસેલા હિન્દીઓ તરફ એવું વર્તન રાખવામાં આવે કે બીજા હિન્દીઓ આવતા અટકે એટલું જ નહિ પણ ત્યાં રહેલા હિંદીઓ પણ કેન્યા છોડી જાય એવી નીતિ યુરોપિયનોના મગજમાં રમી રહેલી હોવાનું મનાય છે. હાઇલેન્ડમાં હિંદીઓ જમીન ખરીદી કરી શકતા નથી. લીગ ઓફ નેશન્સના પ્રેસીડંટ ખુદ આગાખાનને ૧૦ એકર જમીન વેચાતી જોઇતી હતી. તે ન મળી. ત્યારે તેમણે તે જમીન તેમની પત્ની જે યુરોપિયન છે તેના નામે વેચાતી રાખી. જર્મનો સામે હિંદીઓએ લડતમાં પ્રાણ ગુમાવ્યા. જર્મનો આજે ત્યાં જમીન ખરીદી શકે છે પણ હિંદીઓને તે હક્ક નથી.

**ટાંગાનાયિકા:**—અહીં ૮૨૦૦ હિંદીઓ છે. આ સંસ્થાન બ્રિટિશ અંકુશમાં લડાઇ પછી આવ્યું છે. એ મેન્ડેટેડ પ્રદેશ છે. એટલા ત્યાં ભેદ નીતિ નહિ હોવી જોઇએ. છતાં તે નિયમનું પાલન થતું નથી. અહીંની ધારાસભા ૩૨ સભ્યોની છે, તેમાં હિંદીઓ માટે ત્રણ બેઠકો છે. અહિંના હિંદીઓને ખાસ કંઇ ફરિઆદ કરવા જેવું નથી. છતાં તક મળતાં સરકાર ભેદ નીતિ અખત્યાર કરે છે. મૂળ વતનીઓ પાસે હિંદીઓ મોટા ભાગે પાક ખરીદ કરતા. સરકારે ખાસ માર્કેટ બાંધી ત્યાં મૂળ વતનીઓએ જઇ માલ વેચવો એમ ઠરાવ્યું. આથી દૂરદૂરથી માલ વહી ત્યાંના વતનીઓને જવું પડતું એટલો તેમને શ્રમ અને ખરચ વધ્યો અને પ્રમાણમાં ખરીદનારને કંઇ ફાયદો થયો નથી.

અહીં મૂળ વતનીઓના સરદારો બ્રિટિશ હકુમતમાં રહી ત્યાંના વતનીઓ પર રાજ કરે છે. સરદારો પાસે દિવાની અને ફોજદારી સત્તા છે. તેઓ ત્યાંના વતનીઓ પરજ તે સત્તા ભોગવી શકે છે છતાં ઇ. સ. ૧૯૩૩માં સરકારે એક એવો કાયદો કર્યો કે તેના આધારે એ સરદારો ત્યાંનાં વતનીઓ પાસેના માલ ખરીદનારાઓ (મોટે ભાગે હિંદીઓ) પર સત્તા ચલાવી શકે. વળી ૧૯૩૨ માં મૂળ વતનીઓ પાસે માલ ખરીદનારાઓએ લાઇસન્સ લઇ તે કામ કરવાનું ઠરાવ્યું. હિંદીઓ ધારે છે કે જતે દિવસે આમ આડકતરી રીતે હિંદીઓને આ ધંધામાંથી હાંકી કાઢવામાં આવશે.

વળી સરકારે ૧૯૩૨ માં સહકારી મંડળીઓ કાઢી તે સામે વિરોધો કર્યા છતાં સરકાર તેની જક્કમાં મક્કમ રહી. ત્યાંના વતનીઓએ બડ કર્યા. છેવટે સરકારે ઠરાવ્યું કે ત્યાંના મૂળ વતનીઓની કોરીની નિપજ સરકાર મારફતે જ ખરીદી શકાય. એમાંથી ઓછા અનિષ્ટ તરીકે એનો હિંદીઓએ સ્વીકાર કર્યો. ઝાંઝીબાર લવંગનો સખત બહિષ્કાર જોઇ અહીંની સરકારે મૂળ વતનીઓની પેદાશ ખરીદવા સંબંધી બીલ પડતું મૂકયું કહેવાય છે.

આ પ્રદેશની રેલ્વેના માથે મોટું દેવું છે રેલ્વેને ફાયદો કરવા માટે સરકાર મોટરોથી માલની લાવ લઇજા પર કામચલાઉ પ્રતિબંધો મૂકયા. એ પ્રતિબંધો ઉઠાવી લેવાની ભલામણો થઇ છે સરકારે એ ભલામણો સ્વીકારી છે. પણ મોટરોને લાઇસન્સ આપવામાં કડક બનતી જાય છે. મોટરબસ અને ટ્રોલીઓના માલિક ઘણે ભાગે હિન્દીઓ છે. તેમને આ સખ્તાઇથી ઘણી હાનિઓ થવા લાગી છે.

સરકારી નોકરીમાં ઘણા હિન્દીઓ છે. તેમને સરકાર જુજ પગાર આપે છે, જ્યારે યુરોપિયનોને પેટ પૂર પગારો મળે છે. ત્યાંના મૂળ વતનીઓને આપવામાં આવતો અલ્પ પગાર જ હિન્દીઓને આપવો એવું સરકાર યોગ્ય ગણે છે. તેથી દિવસે દિવસે હિંદીઓ નોકરીમાં કમી થતા જાય છે. આ ધોરણથી મૂળવતનીઓ સમજી શકે કે હિંદીઓ તેમના કરતાં કંઈ સારા નથી એવો સરકારનો આશય છે.

આવા સંજોગોમાં હિંદીઓ વધારે જમીન ખરીદી શકે અને તેમના ઉદ્યોગોની અભિવૃદ્ધિ થાય એવાં પગલાં લેવાવા જોઈએ.

યુગાન્ડા :—અહીં ૧૩૦૨૬ હિંદીઓ છે. અહીં ધારાસભામાં સરકાર બે હિંદીઓ નીમે છે. અત્યાર સુધી યુરોપિયનોએ અહીં હિંદીઓને કંઇ ખાસ કનડગત કરી નથી. કારણ અહીના હવાપાણી યુરોપિયનોને માફક આવતાં નથી. તેઓ અતિ અલ્પ સંખ્યામાં છે. અહીં માત્ર બે હજાર યુરોપિયનો છે આ પ્રદેશમાં કપાસ મોટા પ્રમાણમાં થાય છે. તેની ખેતી અને વેપારમાં હિંદીઓની ઘણી મદદ છે વળી અહીંની રેલ્વે બાંધવામાં હિંદીઓની ઘણી મદદ છે વળી અહીંની રેલ્વે બાંધવામાં ને ચલાવવામાં હિંદીઓએ મોટો ફાળો આપ્યો છે. ખૂણામાં આવેલા જંગલોમાં ખરાબ ભીની હવાવાળા ભાગોમાં હિંદીઓએ દાખલ થઇ આ દેશની અભિવૃદ્ધિ અર્થે મહાપ્રયત્નો આદર્યા છે. ૧૯૦૬ માં હિંદીઓને કપાસના વેપારમાંથી હાંકી કાઢવા પ્રયત્નો થયા પણ હીંદીઓની ચળવળથી તે નિષ્ફળ થયા. અહીં હિંદીઓના ઘણાં જીનો છે. સરકારે અહીં સ્વતંત્ર વેપાર રાખ્યો હતો પણ ૧૯૨૪ થી સરકારે એ પદ્ધતિ બંધ કરી. જીન માલિકોએ મંડળ સ્થાપી કપાસ પીલવાના ભાવો વધારી દીધા ઉપરે સરકારે કપાસના ઓછામાં ઓછા ભાવો કરતાં હલકી કીંમતે કોઇ ખરીદી ન શકે એમ ઠરાવ્યું, તેમજ જીનમાં કપાસ પીલવાના વધારેમાં વધારે ભાવો કેટલા લઇ શકાય તે નક્કી કર્યું. એટલે ખેડૂત તેમજ જીન માલેકો બંનેને સંતોષ થયો છે. હવે માત્ર કપાસના વેપારી (તેઓ મોટે ભાગે હિંદી છે) તેઓ ફરીઆદ કરે છે કે સરકારે તેમનું હિત જાળવ્યું નથી.

પોર્ટુગીઝ ઈસ્ટ આફ્રિકા: અહીં ૪,૪૮૪ પોર્ટુગીઝ હિંદીઓ અને ૩,૯૨૦ બ્રિટિશ હિંદીઓ વસે છે કેટલીક હિંદી પેઢીઓ તો ૧૫૦ વરસથીય જૂની છે. અહીં

હિંદીઓ તરફ ભેદભાવ નથી. બ્રિટિશ સરકારે શરમાવું જોઈએ કે પરદેશમાં હિંદીઓને સમાનભાવથી રાખવામાં આવે છે, ત્યારે તેમની શહનશાહતના ભાગોમાં તેમને અપમાનવામાં આવે.

૧૯૩૨થી આ પ્રદેશમાં હિંદીઓ દાખલ થાય તેની સામે કડક નીતિ રાખવામાં આવી છે. દરેક દાખલ થવા ઇચ્છનારને ૪૫૦ રૂ. અનામત મૂકવા સરકારને આપવા પડે છે. હિન્દુસ્તાનની અંદર આશરે ત્રણ લાખ પોર્ટુગીઝ માણસો રહે છે. જો આ પ્રદેશમાં દાખલ થવા માટેના ધોરણમાં કંઇ ફેરફાર ન કરવામાં આવે, તો હિંદી સરકારે પોર્ટુગીઝ માણસો સામે એવીજ સખત નીતિ અખત્યાર કરવી જોઇએ. ×

---

## સાકરીઆ ચણા

પ્રો. રામમૂર્તિ યુરોપમાં તેમનું સરકસ લઈ ફરતા હતા. તે વખતે પારિસમાં તેમનાં ખેલો જોઇને એક અંગ્રેજ કહેવા લાગ્યો, 'એમાં શું ? એ તો હું પણ કરૂં.' આમ દરેક ખેલ વખતે તે બૂમ મારતો.

જ્યારે પ્રો. રામમૂર્તિએ ઘોડાને તેના સવાર સાથે પોતાના દાંતથી ઉચકી લીધો, ત્યારે પણ એ અંગ્રેજ બૂમ મારી ઊઠ્યો. 'એમાં શું ? એ તો હું પણ કરૂં !' પ્રોફેસરને ખૂબ ગુસ્સો ચઢ્યો અને તેમણે એને બોલાવ્યો અને તેમ કરી બતાવવા કહ્યું. અંગ્રેજ રૂવાબભેર માંચડા પર ચઢ્યો. નીચે ઘોડેસ્વારને લાવવામાં આવ્યો અને મજબુત રસી તેના દાંતમાં આપવામાં આવી. (પ્રો રામમૂર્તિ ખેલ કરતાં લેતા તેમ) પેલો દમામભેર રસી મ્હોંમાં લઇ જોરથી ખેંચવા લાગ્યો. સવાર કે ઘોડો કોઇ પણ ઉચકાયા વિના પેલાના દાંતની સાથેજ રસી નીચે જઈ પડી !

... ... ... ...

મુસ્લિમોના સુપ્રસિદ્ધ નેતા સ્વર્ગીય સર સૈયદ અહમદ સાહેબે સ્વામીજી દયાનંદ સરસ્વતી આગળ હોમથી થતી હવાશુદ્ધિ માટે શંકા કરી. સ્વામીજીએ પૂછ્યું, 'આપને ત્યાં કેટલાં માણસો માટે ભોજન રંધાય છે ?' સર સૈયદ અહમદે જણાવ્યું, '૫૦ માણસો માટે' 'તેઓ માટે કેટલી દાળ રાંધો છો ?' 'લગભગ ૭ શેર.' 'એ દાળમાં વઘાર માટે કેટલી હીંગ વાપરો છો ?' 'લગભગ એક માસા જેટલી.' 'શું એટલી હીંગથી બધી દાળ સુગંધિત થઇ જાય છે ?' 'જરૂર' 'એજ પ્રમાણે નાના સરખા અગ્નિહોત્રથી ઘણો સરખો વાયુ સુગંધિત થાય છે.' સર સૈયદ સ્વામીજીનાં કથનથી સંતોષ પામ્યા.

... ... ... ...

પંડિત રામનારાયણ મિશ્ર એમના કેટલાક મિત્રો સહિત ઇ. સ. ૧૯૨૯ના જુલાઇમાં ઇંગ્લંડથી પેરિસ જતા હતા. ઇંગ્લીશ ચેનલ પસાર કરવા તેઓ ફોકસ્ટોન આગળ સ્ટીમરમાં બેસ્યા. પોર્ટરો તેમનું સામાન લાવી ત્યાં મૂકતા હતા. તેવામાં પંડિતજીની નજર 'Bew-

---

× શેઠ ગોવિંદદાસે મહાસભાને રજૂ કરેલા રિપોર્ટમાંથી આ લેખની વિગતો લીધી છે.

a10 of pickpockets' 'ચોરોથી સાવધ રહો' એવી સૂચના આપતાં પાટીઆં પર પડી. તેમણે એક પોર્ટરને બોલાવી પૂછ્યું, 'આ શું? આ સભ્ય કહેવાતા દેશમાં પણ ચોરો હોય છે?' પોર્ટરે હમના હસનાં જવાબ આપ્યો, 'સાહેબ એ સૂચના આ પાર માટે નથી પણ સામેના કિનારા માટે છે.' અર્થાત ઇગ્લંડમાં ચોરો નથી ફ્રાન્સમાં હોય તો કોણ જાણે?

- ભૈયાજી

# સમાલોચના

## આનંદમઠ

પ્રકાશક : શ્રી સાહિત્ય મંદિર, સુરત

'ભૂમિમાતા' "આનંદમઠ અથવા કલ્યાણીનું મહાસ્વપ્ન" એ ત્રણ નામે પ્રસિદ્ધ થયેલું આ પુસ્તક બંગીય ઉપન્યાસ સમ્રાટ સ્વ૦ બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયની આર્ષદ્રષ્ટિ ભરી નવલકથાનો અનુવાદ છે. અત્યાર સુધીમાં આ પુસ્તકની બે આવૃત્તિઓ પુરી થઇ ગઇ છે અને આ ત્રીજી છે.

હળવી નવલકથા વાંચવાના શોખીનોને આ પુસ્તક રસપ્રદ લાગવાનું પણ આનન્દમઠ કેવલ નવલકથા જ નથી. આ પુસ્તકની સુવર્ણી નવલકથાના પાયા પર હોવા છતાં એની પાછળ કવિની ભાવિ સર્જન દૃષ્ટિ રહેલી છે. રાજકારણના અસાધારણ ફેરફારોમાં જનતામાં આવી પડેલી કંગાલાવસ્થામાંથી આનન્દમઠનું સર્જન થાય છે. ને નવ-રાષ્ટ્ર-ધર્મની ભાવનાનું સીંચન કવિ કરે છે. દેશ, જન્મભૂમિને એક જડવસ્તુ ન માનતાં ચેતન શકિત પ્રકટાવવામાં આવે છે અને પછી તેમાંથી જાગ્રત થતી ભકિત ભરી રાષ્ટ્રોપાસનાના પ્રબળ બોધ તેના પાને પાને ભરેલા છે. ગ્રંથના અંત ભાગમાં રાષ્ટ્રભકિતના પ્રતિષ્ઠાન પાછળ રાજબિક શકિત પર એવા સાત્વિક અનુષ્ઠાનના ગૂઢ રહસ્યમય પાઠ એક મંત્ર દૃષ્ટાતી જેમ લેખકે આપેલા છે.

જીવનની પ્રતિતા પાછળ ભાવનાના બળને વિચલિત કરનાર આંતર જીવનના વિવિધ પ્રવાહો અનેય રીતે કાર્ય કરી રહેલા છે એનું સુંદર વિશ્લેષણ કવિએ ભવાનંદ અને કલ્યાણીના સંવાદમાં કરેલું છે.

આનંદમઠે બંગીય નવ જુવાનોમાં રાષ્ટ્રધર્મની તમન્ના જગાડી અને કુરબાનીની વેદી પર હસ્તે મુખે બલિદાન આપવા પ્રેર્યા અને એથી જ બંગભંગના અને ત્યાર પછીના ક્રાન્તિવાદી ચળવળના દીવસોમાં કોઈ જુવાનની પાસેથી આ પુસ્તકનું મળી આવવું સરકારના પોલિસ ખાતાની શંકાશીલ નજરમાં ભયના ઘાંભલાની જેમ ખુંચતું હતું.

આવી પ્રબળ ભાવનાથી તરબોળ નવલકથાને ગુજરાતી જનતા સમક્ષ રજુ કરનાર-પ્રકાશકને ખરેખર ધન્યવાદ ઘટે છે. અનુવાદ સરળ અને મૂળ ગ્રંથની ભાવનાને સંરક્ષિત રાખીને કરવામાં આવ્યો છે. પ્રત્યેક પુસ્તકાલય, પ્રત્યેક ઘરમાં આ પુસ્તક હોવું અને તેનું મનનપૂર્વક વાચન જરૂરી છે.

—મ.

# કોંગ્રેસ સરકાર

મુંબઈ સરકારે જિલ્લાના ગામડાના તલાટી જોગ પરિપત્રમાં જણાવ્યું છે કે તેમણે પોતાના ઉપરી અધિકારીની પરવાનગી વિના ગામ ન છોડવું અને ગામમાં રહી લોકોનાં સુખ દુઃખ જાણવાં.

મુંબઈ સરકારે ૫૦ લાખના ખર્ચે મુંબઈના પરા માટે અંબરનાથ વોટર વર્ક્સ પુરું કરવા નિર્ણય કર્યો છે.

કુનુર મ્યુનિ.ની ચુંટણીમાં કેટલાક યુરોપિયનો કોંગ્રેસ ટિકીટ પર ઉભા રહેલા છે. અલ્હાબાદના એક કોટવાલ સામે ઘણી ફરિયાદો આવવાથી વડા પ્રધાને તેને અંદામાન મોકલવા નિર્ણય કર્યો છે.

યુક્ત પ્રાંતમાં જ્યુડીશ્યલ અને એક્ઝીક્યુટિવ ખાતાઓ જુદા કરવાનાં પ્રયોગો અજમાવી જોવામાં આવશે.

યુક્ત પ્રાંતમાં સવિનય ભંગની ચળવળ વખતે જે કિસાનોની જમીનો જપ્ત થઈ હતી તેને લગતી સવિસ્તર માહિતી તૈયાર કરે છે. તે મૂળમાલિકોને સોંપવા વિચાર કરી રહી છે.

મુંબઈ સરકારે ગાંડાઓને લગતું બિલ પસાર કર્યું છે.

મદ્રાસ સરકારે કેટલીક સ્કૂલોના નીચલા વર્ગોમાં હિંદી ફરજીયાત કરી છે.

યુક્ત પ્રાંતની સરકારે બધાં છાપાંઓની કોમી ઉશ્કેરણી થાય એવાં લખાણો માટે સખત ખબર લેવા માંડી છે.

મુંબઈ સરકારે બધા ખાતાઓના વડાને જણાવ્યું છે કે સરકાર ગૃહ ઉદ્યોગને ઉત્તેજન આપવાની તરફેણમાં હોવાથી સરકારી નોકરો ખાદીનાં કપડાં અને ખાદીની ટોપીઓ કોઇ પણ જાતનાં પ્રતિબંધ વગર પોતાને યોગ્ય લાગે તો પહેરી શકશે.

ખાસ સત્તાઓ રદ કરતાં તેમજ જીલ્લા મ્યુ. અને લોકલ બોર્ડ એક્ટ સુધારવા માટેની મુંબઈ સરકારનાં બીલોને ગવર્નરે મંજુરી આપી છે.

મુંબઈ સરકારે કલેક્ટરો પર પરિપત્રદ્વારા જણાવ્યું છે કે સરકારી નોકરો ગામડાંની મુલાકાતે જાય ત્યારે ગામ લોકોના ખર્ચે તેઓ માટે ખાણીપીણી ન ઉડે તે માટે ખાસ ધ્યાન આપવું.

મુંબઈ સરકારે કોઇ પણ અમલદારને કોંટ્રાક્ટ પદ્ધતિએ ન રાખવા ઠરાવ્યું છે.

મુંબઇ ધારાસભામાં મુંબઇની સરકારી લૉ કૉલેજને પુરા વખતની સંસ્થા બનાવવાનો ઠરાવ પસાર થયો છે.

મુંબઇ ધારાસભામાં ૭૫,૦૦૦ના ખરચે બનાવટી રેશમ બનાવવાનો ઉદ્યોગ દાખલ કરવાના પ્રયોગો માટેનો ઠરાવ પસાર થયો છે.

મુંબઇ પ્રાંતની આર્થિક અને ઔદ્યોગિક પરિસ્થિતિની તપાસ કરવા માટે સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસના પ્રમુખપણા હેઠળ એક સમિતિ નીમવામાં આવી છે.

ખેડા જિલ્લામાં સત્યાગ્રહ દરમ્યાન રાજીનામા આપનાર ૧૧ તલાટીઓને પાછા નોકરીએ રાખવામાં આવ્યા છે.

નાના ખેડુતોને સહાય મળે અને દેવાળું ન નીકળે એવી યોજના સહકારીખાતાના અધિકારી શ્રી. ભણશાળીએ ઘડી કાઢી છે.

બીજા માલ કરતાં વધુ ભાવ આપીને પણ દેશી માલજ વાપરવાનું મદ્રાસ સરકારે બધાં ખાતાઓને ફરમાન કર્યું છે.

મુંબઇ સરકારે નીમેલી વોકેશનલ ટ્રેઇનીંગ કમિટીએ મેટ્રીકની પરીક્ષા કાઢી નાંખવા ભલામણ કરી છે. કોલેજોએ પ્રવેશ પરીક્ષા લેવી એમ તે જણાવે છે. દરેક વિભાગમાં ધંધાદારી શિક્ષણ આપતી સંસ્થા ખોલવી તેમજ સરકારે એ અંગેના જરૂરી પુસ્તકો પ્રકટ કરવાં.

મુંબઇ સરકારે શારીરિક કેળવણી માટે એક બોર્ડ નીમી છે.

મદ્રાસ સરકાર અ. હિ. ચરખા સંઘને દુકાળીઆઓને રાહત આપવાના કાર્યમાં વાપરવા માટે ૨૦,૦૦૦ રૂ. આપશે.

મુંબઇ ધારાસભાએ મુંબઇ મ્યુ. એકટ સુધારનું બીલ પસાર કર્યું છે.

મુંબઇ સરકારે મુંબઇ પોલીસ એકટ સુધારકનું બીલ પસાર કર્યું છે.

મધ્યપ્રાંત મજૂર તપાસ સમિતિ એ પોતાના હેવાલમાં મજૂરોના પગાર માટે નવી યોજના રજૂ કરી ટૂંક સમયમાં સરકાર અમલમાં મૂકશે.

મુંબઈ ધારાસભામાં રેઈસકોર્સને લગતું બીલ પસાર કર્યું છે.

સ્કૂલ બોર્ડના એ. ઓ. સરકાર નીમશે. અને તે સરકારી ઓફિસર ગણાશે એવા સુધારા સાથે મુંબઇ ધારાસભાએ પ્રાથમિક કેળવણીનું બીલ પસાર કર્યું છે.

આગ્રાની મશહૂર દયાળબાગની સંસ્થાની શાખા મદ્રાસમાં ખોલવામાં આવશે, તે માટે મદ્રાસ સરકાર ૩૦૦ એકર જમીન મફત આપશે

અમદાવાદમાં ગાયકવાડની હવેલીમાં આવેલી મસ્જીદ મુંબઇ સરકારે મુસ્લીમોને પાછી આપવા ઠરાવ્યું છે.

સરકાર કાઠિઆવાડમાં વેરાવળ બંદરને નૌકા મથક બનાવવાની યોજના વિચારતી કહેવાય છે.

મુંબઇ સરકારે અમદાવાદ, મુંબઇ ને સોલાપુરમાં વસતા કામદારો તેમજ મધ્ય વર્ગના ભાડાનાં અંગે એક તપાસ સમિતિ નીમી છે.

મુંબઇમાં વસતી ૧૦ થી ૧૨ વર્ષની મુસ્લીમ બાળાઓને ફરજીઆત કેળવણીમાંથી મુક્ત રાખવાની છુટ સરકારે મુંબઈ કોર્પો.ની જવાબદારીથી પાછી ખેંચી લીધી છે.

મુંબઈ સરકારે નીમેલી નહેર સમિતિએ નહેરો માટે પાંચ વરસમાં ૭૫ લાખ રૂ. ખરચવાની ભલામણ કરી છે.

મુંબઇ ધારાસભાએ ગુંડા બીલ પસાર કર્યું છે.

મુંબઇ સરકાર ગોવા લોટરી ટીકીટનું વેચાણ બંધ કરવા કાયદો કરશે.

મુંબઇ સરકાર તાલુકદારોના ત્રાસમાંથી ખેડૂતોને મુક્ત કરવા આવતા વરસમાં કાયદો કરશે.

---

# પૂર્ણા

“ડાળે ડાળે ઉતારી કલમ લઈ ગયા, તાડ જેવો થયો છે
આંબો; એમ હજારો લઘુ નવજીવને હા; કૃતાર્થ હસે છે.
આકાશે વાદળાં પણ તડિતની તલવારે કપાઈ બને છે
રાઈના બુંદ જેવા, પણ જલકણુને રૂપ આનંદ એને.

× × ×

ઉત્ક્રાંતિને મહાપંથે વિકાસેચ્છુક માનવી
મરીને જીવવાં એવાં કેમ ના તુંય માંગતો ?”

—પ્ર.

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા


: પૂર્ણા કાર્યાલય :
: મોટા બજાર :
: નવસારી : :

પુ. ૧, અંક ૧૧
જુન, ૧૯૩૮

# અનુક્રમણિકા



## પૂર્ણા કાર્યાલયના નિયમો

૧ દર અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે માસિક નિયમિત પ્રકટ થાય છે. તા. ૨૫મી સુધીમાં અંક ન મળે તો કાર્યાલયને સરનામે પત્ર લખી જણાવવાથી બીજી નકલ મોકલવા વ્યવસ્થા કરવામાં આવશે.

૨ પોસ્ટેજ મોકલ્યું હશે, તો નહિ સ્વીકારાએલા લેખો લેખકોને પરત કરવા તજવીજ કરવામાં આવશે.

૩ લેખોના મંતવ્યો સાથે તંત્રી સમ્મત જ છે એમ માની ન લેવું.

૪ દરેક લેખકોને તેમના છપાયેલા લેખોની પાંચ છુટી પ્રતો તથા તેમનો લેખ છપાયો હોય, તે અંક મોકલવામાં આવશે.

૫ વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૨-૮-૦ બર્મા માટે રૂ. ૩-૦-૦ અને અન્ય દેશો માટે ૭ શિલિંગ રાખવામાં આવ્યું છે.


પ્રકાશક : અમુલકજી પગારજી સદના, પ્રકાશન સ્થળ, પૂર્ણા કાર્યાલય, મોટાબજાર નવસારી
મુદ્રક : ગુલાબભાઇ ભીમભાઇ દેસાઇ, મણિ મુદ્રણાલય, નવસારી, તા. ૧૫-૬-૩૮

# પૂર્ણિમા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ | જૂન ૧૯૩૮ | અંક ૧૧ મો.

## પ્રતિજ્ઞા લો તો આવી જ લેજો

"હં ! હં ! સબુર ! પૂર્વની પ્રજાને એ ન શોભે.

જપાન ! ચીન તો તારી સંસ્કારમાતા. તેનાં જ ગળા પર છુરી ચલાવીશ ! ":

લોકો વિરોધ કરતા રહ્યા. દુનિયા દંગ થતી રહી. ત્યાં તો જપાની જહાજોએ ચીનના દરીઆને ખળભળાવી દીધો.

જહાજોમાંથી આગ વરસી, વિમાનોમાંથી ઉલ્કા વરસી, બંદુકોમાંથી ગોળીની ધાણી ફૂટી. એ દાવાનળ લાખ લાખ ચીનાઓને ડગરવા લાગ્યો.

એક બોલતાં તો પેકીંગ પડ્યું. બે કહેતાં શાંગહાઇ પર જપાની ધજા ફરકી અને ત્રણના ઉચ્ચારે તો નાનકીંગમાં મીકાડોની છડીઓ પોકારાવા લાગી.

એ જુવાળ ચઢતો જ રહ્યો. કોઈ ઘોડાપૂરને ખાળી ના શક્યા.

ચીનાઇ સરદારો માથું ખંજવાળવા લાગ્યા. 'હવે ?'

તેજ ટાણે વાદળમાંથી વીજળી આવે એમ બે સેનાપતિઓ આગળ આવ્યા.

બન્નેએ લોહી ઝરતી આંગળીએ લેખ લખ્યા.

લખી રાખોઃ देहं पातयामि वा मर्थं साधयामि। અમે એ ઘોડાપૂરને ખાળવા વગર જીવતા પાછા આવીએ તો અમને ફાંસી દેજો અને મુવેલા મળી આવીએ તો વાઘને મ્હોંડે ધરજો. "

બન્ને મારતે ઘોડે રણાંગણ ભણી કેશરીઆં કરી ગયા.

બે ચાર દિવસમાં વાવડ આવ્યા.

ઘોડાપૂર અટક્યાં છે. પાછો વાળેલો જુવાળ ઓટને પંથે પડ્યો છે. જપાનીના પગ ઢીલા થયા છે. ચીનાઇ કટકો આગળ વધે છે.

જે પૂરને ન તો ચીનાઇ દિવાલ ખાળી શકી કે ન તો પીસતાળીસ કરોડની પ્રજા રોકી શકી તે પૂરને બે શૂરાના કેશરીઆંએ અટકાવી દીધાં.

પ્રતિજ્ઞા લો તો આવી જ લેજો.

## મનુકુલની પંગતમાં

વસંતતિલક.

તું જો બધે જયમેં પ્રભુ નિરખે છ તૂંને
આનંદપૂર્ણ કરુણાની પ્રભા પ્રસારીઃ
ઉદ્દેશહીણુ ભ્રમણો. રૂપલાલસાદિ
માં, કેમ તું જીવનને ધસડે છ બાપુ ?
તું જા પ્રબુદ્ધ અધિવાસીગણોની વચ્ચે
દાસત્વભિક્ષુ પ્રભુતા પણુ આણુ હૈયે·
તું દાસ થા, દીનદરિદ્રની પ્રેરણા થા
તારી ક્ષણેક્ષણુ બનો દૃઢકાર્યદીક્ષા,
તુ યુગનાં અવનવાં પરિવર્તનોનો,
સિદ્ધાર્થ—સર્જક મહાન સુકાનધારી
થા સૃષ્ટિનો. પરમ–શાંત પ્રવીણુ દ્રષ્ટા
કલ્યાણુની સ્વચ્છ મનોહર કલ્પના થા.
ચૈતન્ય જ્યોતિર્મય તું સશરીર શોભા
ચૈને, મનુકુલની પંગતમાં ભળી જા.

ઈન્દુલાલ ગાંધી

## હિન્ડોળે ઝુલતાં કિલ્લોલ કરતાં, પોણું જીવાઇ ગયું.

(શાર્દૂલવિક્રીડિત)

વાઇ રમ્ય અગમ્ય કાળલહરી, કાંઇ પુંક્યા વાયરા,
વીણ્યાં પુષ્પ, ભયોભયે ઉરમંહી, વાગ્યા કંઇ કંટકે,
ઉગાડી સ્મિત–છોળ મર્વ સમયે, છુપું રડ્યો સંકટે,
ચાલે છે ઘટમાળ આમ જીવને, ધાર્યો ગણે કાપગા! (૧)
હું તો માત્ર ગણીશ પુષ્પકલિકા, વીણી રહ્યો કેટલી,
હું તો માત્ર ગણીશ અંજલિ મહીં મ્હેકી રહી કેટલી,
મુક્તા થાળ ધરી વિધાત્રિ કરમાં, વેરી ગઈ કેટલાં,
મૌક્તિકો વિધિ યોગમાં મુજ કરે, આવી પડ્યાં કેટલાં ? (૨)
ઊંચે જોઉં સુધાકરે મલકતો, જ્યોત્સ્ના કટોરી ઝમે,
નીચે શું પ્રતિબિમ્બ એ લહરીમાં ને ચાંદનીમાં રમે,
કર્મોનાં કિરણો તણું જીવનનું "ઝભ્ભુ" શીવાઇ ગયું,
હિન્ડોળે ઝુલતાં કિલોલ કરતાં, પોણું જીવાઇ ગયું. (૩)

(અનુષ્ટુભ્)

ઉંચે ચન્દ્ર, નીચે સન્ધ્યા, ચાંદલિયાં જળે રમે,
પાસે મ્હેકે પગગેને, જીવવું આવું ના ગમે?

# — સંસ્કૃતિ —

હતી એકાકિની અટુલ ભમતી વિશ્વવનમાં;
હતી નાની, નાગી, કપટ પટ ના બાળમનમાં.
ન પોતે જાણે એ વતન, કુળ, મા, જાત નિજની,
કળા ઉગી જાણે ગગનવનમાં ચંદ્રબીજની. —૧

કળી એ સૃષ્ટિવેલીની, ઉષા આદિ પ્રભાતની,
'થવું' સભ્ય, સુગંધિત' ધૂન છે એક વાતની. —૨

એ ધૂનમાંથી જનમે લીલોતરી,
લીલા વને જંતુ જનાવરે ફરી
લીલા, પીલાએ ફણગે નવા પીલા;
ખીલી ઊઠે પૂર્ણ વસંતની કળા. —૩

હજારી મોગરે ખીલે, પામે જીવન ધન્યતા;
કોડપૂર્ણા થઈ ગણી—માતા સંસ્કૃતિ-સભ્યતા. —૪

સંસારિણી સુંદર ચીર ધારતી,
વિલાસ ઉલ્લાસ રચી પચી જતી;
પાંખો બીડી જાદુઇ લોકની પરી
ઉડી ઉડી સુંદર મ્હેલમાં ઠરી. —૫

લચારાં ગોડમા ઘાલી વાગોળે બકરી સુતી,
લોકો બોલે તથા સુખી સભ્યતા માત લાગતી. —૬

× × ×

શંકા મને ત્યાં પણ ડંખ દેતી;
માથે લઇ ગોમણ બોજ જાતી
આ કોણ જેનાં પગલાં પડુ પડુ
નીચી મુડીએ મુખડું રડુ રડુ ? —૭

ભરેલી કોઠીમાં બહુ વરસથી અન્ન સડતું;
હતો હાથે દીવો, ફરફર થતાં ચીર બળતું,
લડે ભાઇ ભાઇ જનની ઉર રોતું, કકળતું;
બિચારી બુઢ્ઢીનું શરીર નિજ ભારે લથડતું. —૮

એણે ચણાવી દરિયા સમાણી
તલાવડી સૌ ખરચી કમાણી;

## પૂર્ણા

આશાઃ પીશે નીર મીઠાં મુસાફર,<br>ખારા ભરાયાં જલ તે સરોવર. —૯

રચે જાળું કરોળીઆ તારોને હિંચ હિંચવા,<br>ફસાઈ જાળમાં તેઓ ફાંફાં મારત છૂટવા. —૧૦

એ તીર્થગામી અમરાવતીની<br>ભૂલી પડી કો કુરુક્ષેત્રભૂતી<br>કે કાસઘેરી ભૂલની ભૂલામણી<br>મહીં ભમે, વૃત્તિ બની લડાકણી. —૧૧

દૈવી ઈર્મો થઈ મેલી વિદ્યા રાક્ષસ કુળની<br>યુગ પાને કપાતી શું વેલી જાદવ કુળની. —૧૨

× × ×

આકાશવાણી સમ ગુહ્ય તારે<br>અવાજ આવે "ન નિરાશ થારે !"<br>આ તાંડવી નાશ પછી નવોતરી<br>સૃષ્ટિ રચાશે ખીલશે લીલોતરી. —૧૩

"કાશીએ કર્વતો માથે મેલાવે, હાડ ગાળવા<br>હિમાળે જાય જાણીને સંસ્કૃતિ મુક્તિ પામવા —૧૪

"વૈધવ્ય ધારે તરુઓ વસંતવા,<br>અંકોરવા બી ડરતા ન ફાટવા;<br>છરી મૂકાવો શરીરે અપંગવા<br>કે ગૂમડાં કોહત તે રૂઝાવવા ?" —૧૫

"આજે આ સંસ્કૃતિ એમ ખેલે છે જાદવાસ્થળી,<br>કપાવે કાંચળી જેવાં કોહેલાં અંગ આકળી" —૧૬

"લુલી થશે તો ઉગશે પગો નવા,<br>ઠુંઠી થશે તો ફુટશે કરો નવા,<br>નાગી થશે તો મળશે નવાં ચીર,<br>નવી જુવાની ધરશે શરીર. —૧૭

"ભલે ડુબે અહીં સૂર્ય થશે અન્યત્ર તે ઉષા;<br>સંસ્કૃતિ ઉજળી થાતી ખેલી ખેલ ઉષા–નિશા." —૧૮

—પ્ર.

# તવારીખી ટાંચણ—સુરત અઠ્ઠાવીસી

શ્રી. મણિભાઈ દ્વિવેદી

અઢારમી સદીના પાછલા ભાગમાં ગુજરાતમાં ગાયકવાડ સરકારની સત્તા બળવાન બની હતી. પુનાની પેશ્વાઈનો સીતારો ઝાંખો પડતો જતો હતો અને સન ૧૮૬૦ પછી મહારાષ્ટ્રીય સત્તા બ્રાહ્મણોની પેશ્વાઈ અને મરાઠા એ બે છાવણીઓમાં વ્હેંચાઇ ગઈ હતી. મરાઠાઓનો આગેવાન મહાદજી શિંદે હતો અને પુનાના પાયતખ્તમાં નાનાસાહેબ ફડણવીસની મુત્સદ્દીગીરીની દુહાઇ બોલતી. પેશ્વાઈના આ દૂરદર્શી મુત્સદ્દીનું સન ૧૮૦૦માં અવસાન થયું અને તે સાથે પુનાની પેશ્વાઇનું પુણ્ય પરવારી ગયું. મધ્ય હિંદમાં બેસી દિલ્હીના પાયતખ્તને શિકસ્ત આપનાર શિંદેના અવસાનથી રણક્ષેત્ર નિર્જીવ બન્યું.

ગુજરાતમાં એ સમય અંધાધુંધીનો હતો. ગાયકવાડ સરકારનાં ઘોડાંઓની બ્હીક સૌને લાગતી અને તેમનું વર્ચસ્વ ગુજરાત, કાઠીઆવાડમાં સ્વીકારાયું હતું તેમ છતાં એ સત્તા એમની ઘરઘરની ઇર્ષાને કારણે અંદરથી ખવાતી જતી હતી અને કંપની સરકારની હૂંફે, હૂંફે ટકાવ કરી રહી હતી.

સુરતના બંદર પર સૌની નજર ત્યારે ઠરતી હતી અને જગદ્વ્યાપારના આ સાગરદ્વારાની ખાનાખરાબી બ્હારના હલ્લાઓ કરતાં ત્યાંના કિલ્લાની અંદર સુરતની સત્તા હાથ કરવાની સ્પર્ધાએ વધારે કરી મુકી હતી. અંગ્રેજ, વલંદા કે ફ્રેન્ચોની કોઠીઓનાં સલામત વિસ્તારો બાદ કરતાં સુરતની શેરીઓમાં એકાએક બખેડા જામી જતા અને દુશ્મનોને મહાત કરવાના મૂર્ખાઇભર્યા રણચાતુર્યમાં શહેરના વિસ્તારોને આગ લગાડવામાં આવતી, તોપોના ધડાકાથી શહેર ધમધમી ઊઠતું અને ધગધગતા ગોળાથી માર્ગો છવાઇ જતા. આમ વારંવાર વેપારની સલામતી ભયમાં આવી પડતી. રૂસ્તમઅલીખાનથી માંડી સૈયદ અચ્છન સુધી કિલ્લેદારીનાં વેર-ઝેરે આ રીતે સુરતની ખૂબ ખાનાખરાબી કરી. અને મરાઠાઓની નજરમાંથી તો બ્હારગામથી ખેતીનો માલ લઇ આવતા ખેડૂતો પણ છટકી શક્યા ન હતા. સુરતની આસપાસના રસાળ પ્રદેશનો સઘળો દાણો ત્યારે વેચાણ માટે સુરતની પીઠમાં આવતો. આખરે સુરતની આવકમાં મરાઠા-ગાયકવાડને ત્રીજા હિસ્સાના ભાગીદાર બનાવવામાં આવ્યા.

આ અંધાધુંધી અને બખેડાઓનો લાભ ઉગતી મરાઠી સત્તાને મળ્યો અને પેશ્વાની સાથે સાથે તેઓ પણ સુરત અને સુરત અઠ્ઠાવીસીના માલેક બન્યા. પણ તેમના આંતર કલહોએ તેમને ખર્ચના ખાડામાં ઉતારી મુક્યા હતા અને પેશ્વાઇને અદા કરવાની રકમો પણ તેઓ આપી શક્યા ન હતા. સને ૧૭૮૯માં ફત્તેહસિંહરાવ ગાયકવાડનું મૃત્યુ થયું ત્યારે માનાજીરાવને પેશ્વાએ મુતાલિક નીમી સવાજીરાવને ગાદીના માલીક ઠરાવ્યા તે વખતે પેશ્વા સરકારે પોતાની બાકી ખંડણી અને નજરાણાની ચઢી ગએલી રૂ. છત્રીસ લાખની રકમ પેટે કુલ રૂ. ૧ કરોડ ૨૦ લાખ અને તાપી નદીની દક્ષિણનો બધો મુલક તથા સુરતની જકાતમાં હિસ્સો આપવાનું નક્કી કર્યું. પણ કંપની સરકારને ગાયકવાડનું પીઠબળ હતું એથી આ શરતોનો અમલ થઇ શક્યો નહી.

આ અગાઉ પણ ગોપાળ કેશવ, કેશવ ભટ, ભુખણજી હરિદત્ત તથા બીજા શાહુકારો પાસેથી ગાયકવાડે રૂા. ૮,૪૦,૦૦૦નો ઉપાડ કરેલો તેના અવેજમાં નીચેની ઉત્પન્નનાં પરગણાં સુરત અઠ્ઠાવીસીમાંથી સાનમાં આપેલાં:

| | | |
|---|---|---|
| (૧) | વમરાઇ | રૂા. ૫,૫૦,૦૦૦ |
| (૨) | બલેસર | ,, ૧,૫૦,૦૦૦ |
| (૩) | ચીખલી | ,, ૬૦,૦૦૦ |
| (૪) | કામરેજ | ,, ૫૦,૦૦૦ |
| (૫) | મહુવા | ,, ૩૩,૦૦૦ |

આ કરાર સન ૧૭૫૪ના નવેમ્બર માસની ઓગણીસમી તારીખે થએલો.

આ પ્રમાણે સુરત અઠ્ઠાવીસી અને સુરત બંદરની હકુમતોના ફેરફાર થયા કરતા હતા પણ તે સમયે એ પરગણાં કે બંદરી નાકાંઓ, કિલ્લાઓના ખરા કર્તાહર્તા તો તે પરગણાના ઇજારદારો, જાગીરદારો કે સરકારના કમાવીસદારો હતા. તેમના હાથમાં સ્થાનિક પ્રજાના નસીબ બંધાયલાં હતાં અને તેઓનો કારભાર કેવો હતો તે પણ ગાયકવાડ સરકારના રાજ દફતરખાનાની નોંધોમાંથી આપણને જાણવાને મળે છે. એથી તેના જુજ નમુના આ પ્રસંગે આપણે જોઇશું.

સન ૧૭૮૧ના જુલાઈ માસમાં બીલીમોરાના ફીકા નમલા નામના એક માછી વેપારીનાં કેટલાંક વહાણ સુરતના બંદરેથી માલ ભરીને મુંબઇ જતાં હતાં તેવામાં માસા[1] આગળ ખાડીમાં લાધી ગયા એટલે પારચોલના કમાવીસદારે તેના પર હલ્લો કરી વહાણોમાંનો સઘળો માલ લુટી લીધો.

આ વખતે બીલીમોરાના બંદર અમલદાર તરીકે જયરામ આપાજી કરીને હતા. સને ૧૭૮૨ના જુન માસમાં માલ ભરેલું એક વહાણ પારચોલના કિનારા આગળ ઘસડાઇ આવેલું તેનો કબજો લઇ વહાણનો બધો માલ બીલીમોરા ઉઠાવી લઇ ગએલા. આ બાબતની ખબર સયાજીરાવ ગાયકવાડને પડતાં તેમણે તે માલનો કબજો જે સ્થળેથી લીધો તે સ્થળના અમલદારને અગર તો હોડીના માલિકને આવા પ્રસંગમાં કયી રીતરસમથી કામ લેવામાં આવે છે તે તપાસી ઘટતું કરવા હુકમ ફરમાવેલો. વળી તે જ વરસમાં બીલીમોરાના શાહુકારનો માલ ભરીને એક વહાણ મુંબઇ જતું હતું. દૈવવશાત્ તે દરિયામાં તોફાનમાં સપડાયું ને ગણદેવીની ખાડીમાં ઘસડાઇ આવ્યું એટલે પારચોલના કમાવીસદારના માણસો બળજબરીથી તેમાંનો માલ ઉઠાવી ગયાં આથી તકરાર જામી. આખરે ગણદેવીના જાગીરદાર વગેરેનું પંચ નીમી તે ઝઘડાનો નિકાલ કરવામાં આવેલો.

સન ૧૭૯૩માં ગાયકવાડ સરકારે બીલીમોરાના સરકારી અમલદારોમાં કેટલોક ફેરફાર કર્યો એ પ્રસંગે ગણદેવીમાં લક્ષ્મણ યેસવંડે કરીને કમાવીસદાર હતા એના માણસો બીલીમોરાના વેપારીઓ પાસે જઈ ભારે તગાદા કરતા અને ફિસાદ જમાવતા હતા: બીલીમોરાના બંદરનો વેપાર નિર્ભય રીતે ચાલે અને વ્યાપારી તેમજ લોક-આબાદી જળવાઇ રહે તે

---

[1] પારચોલ તે વખતે ગણદેવી પરગણાનું ગામ ગણાતું. માસા ગામ તો આજ પણ ગણદેવી તાલુકામાં જ છે.

માટે એ વખતે ગાયકવાડ સરકારે ચાંપતા બંદોબસ્ત માટે ગણદેવી-બીલીમોરાના અમલદારો જોગી યાદીઓ લખી અને તે વખતે બીલીમોરામાં આગેવાન ગણાતા શેઠીઆઓ રૂસ્તમજી નથુ, માણેકજી બરજોર, અને જીવણ જીજી વગેરે ઉપર પણ નિર્ભય રહેવા અને કામકાજ પૂર્વવત જારી રાખવા યાદીઓ મોકલી સંરક્ષણ માટે સધ્યારો આપેલો.

એ જ સાલના જુલાઈ–ઓગસ્ટ મહિનામાં સચીનના નવાબ, થોડાક ગેરાસીઆ અને મોગલોએ ચોર્યાસી તાલુકાના કેટલાક ગામ ભાંગ્યાં આ ઉપરથી ગાયકવાડ સરકારે તેમને જેર કરવા પોતાના લશ્કરમાં એક સો વધુ સિબંદીઓ રાખી પરગણાની પ્રજાને નાકીદે રક્ષણ આપવા તજવીજ કરી. આ સિબંદીઓને માસિક રૂ. ત્રણનો પગાર આપવામાં આવતો.

સન ૧૭૭૪ના ડિસેમ્બરના માસમાં દમણના કોઈ શાહુકારના ચોખા લઈ ફિરંગીઓનાં વહાણો સુરત જતાં દરીઆમાં લાંગરેલાં હતાં. આ વહાણો પાસે પરવાનો ન હોવાથી બીલીમોરાના બંદર અમલદારે વધિ લીધો ને ઝગડો જામ્યો. ફિરંગીઓનાં વહાણો પર તોપ–બંદુક વિ. લડાયક સામાન પણ હતો અને નદીમાં ભરતીનાં પાણી આવતાં તેઓ બીલીમોરા તરફ આગળ ધસ્યા. કરવામાં આ ખબર આવતાં જ ત્યાંના શેઠ શાહુકારો ભયના માર્યા ખસીને ગણદેવી જઈ ભરાયા. નવસારીમાં ત્યારે લશ્કરી બરાખો હતી. બીલીમોરાના બંદર અમલદારે ત્યાં કુમક માટે ખબર મોકલી. તેમજ તે વખતે સોનગઢ અને વ્યારામાં પણ ગાયકવાડ સરકારની પાયગા અને બરાખો હતી ત્યાંથી મદદ તાકીદે મળે એવી વિનંતિ વડોદરા સરકારને કરી. ફિરંગીઓનાં વહાણો પાણીના ચઢાવ સાથે બીલીમોરા બંદર તરફ આગળ ધસતાં હતાં તે સાથે તેના બંદર અમલદારે પુરી તકેદારી રાખી તેમનો સામનો કરવાની તૈયારી કરી લીધી. દરમિયાન નવસારીની બરાખમાંથી અબદુલ રહેમાન તુરકી અને સાલેહઅલી પણ પોતાનાં સુનંદાં સાડેક માણસ લઈ કુમકે પહોંચી ગયા અને બીલીમોરાના બારામાં ફિરંગીઓ સામે લડાઈના મોરચા માંડ્યા. પણ એટલામાં ભરતીના પાણી ઓસરવા લાગ્યાં એટલે ફિરંગીઓ પાછા નાઠા. વહાણોમાં ભરેલો માલ બંદર અમલદારે કબજે કરી લીધો.

---

# પ્રાચીન ભારતમાં વાયુયાનો

શ્રી. ઈશ્વરલાલ નાયક, બી. ઈ.

ભારત વર્ષની સભ્યતા ઘણી પુરાતન છે. એ સભ્યતાના ઉત્થાનના દિવસોમાં પ્રાચીન આર્યોએ અનેક પ્રકારની આધ્યાત્મિક, વૈજ્ઞાનિક અને આયુર્વેદિક શોધખોળ કીધી હતી. મહાન ઋષિઓ ફક્ત ધર્મનું શિક્ષણ આપતા ન હતા પરંતુ અનેક પ્રકારના કલ્યાણકારી અન્વેષણો પણ કરતા હતા. નિયતિની કઠોર પરીક્ષાએ ભારતને ક્ષતવિક્ષત કરી નાંખ્યું. આપણા પ્રાચીન ગ્રંથો લુપ્તપ્રાય થઇ ગયા આપણી સંસ્કૃતિ વિકૃત થઇ ગઇ અને આજે આપણે આપણા પૂર્વજોના ઉત્કર્ષની વાતો પર પણ સંદેહ કરવા લાગ્યા. પશ્ચિમી સભ્યતાએ આપણને આપણી પૂર્વ સમૃદ્ધિનો કંઇક ખ્યાલ આવ્યો અને હાલ તુરત પ્રકટેલાં દેશાભિમાને આપણને આપણા અમૂલ્ય ગ્રંથોની શોધખોળ કરવા પ્રેરણા આપી અને હવે ભારતની ઘણીએ લુપ્તવિદ્યાને સંજીવની બુટી પિવડાવવાની ચેષ્ટા થઇ રહી છે.

ભારતમાં અગસ્ત્ય મુનિનું નામ ઘેર ઘેર ગવાય છે. ભૃગુ અને વશિષ્ઠે પ્રથમ તરલ પદાર્થોના ગુણોનુ અવલોકન કીધું અને જળ અને વાયુને લગતી અમૂક વિદ્યાઓનું અન્વેષણ કીધું. વહાણોને બનાવવાની વિદ્યા એજ મહાન આત્માઓની પ્રેરણાથી થઇ હતી અને સુદૂર બાલી (જાવા) અને પશ્ચિમમાં મિશ્ર સુધી ભારતના વહાણો ફરતાં હતાં. અગસ્ત્ય મુનિને વાયુયાનોની કલ્પનાનું શ્રેય છે તથા વાયુયાનોના બનાવવામાં પણ એમનો સૌથી મોટો ફાળો છે. એમનાં પુસ્તકો અલભ્ય છે પરંતુ ઉજ્જૈનમાં મળેલા કંઇક પાનાંઓ પરથી એમના પુસ્તકની ઉપયોગીતાની ખબર પડે છે. એમના કહેવા પ્રમાણે નીચે લખેલી વસ્તુઓ વાયુયાનોના નિયંત્રણ માટે ઘણી ઉપયોગી છે.

૧ ભૃગુ ઋષિના કહેવા પ્રમાણે જલમાં સ્થિરતા હોવાને જે પ્રમાણે ઉપયુક્ત પ્રમાણ જલનું વજન અને વસ્તુનું વજન બરાબર હોવું જોઇએ તે પ્રમાણે વાયુમાં પણ છે.

૨ વાયુ જેમ ઉપર જઇએ તેમ પાતળો થતો જાય છે.

૩ આતાપિ નામના એક પતંગ જેમાં દિવસે દર્પણો અને રાત્રે દીવાઓ લગાવવામાં આવતા, તે વડે અગસ્ત્યે વાયુના વેગ ઇત્યાદિનું અધ્યયન કરી જોયું અને તે વડે ભારી વસ્તુઓ હવામાં ઉંચકી જોઇ. પરંતુ એમાં આતાપિના વેગનું નિયંત્રણ કરવું જટિલ લાગ્યું. ત્યારબાદ અગસ્ત્યે છત્રીના આકારનું વાતાપિ નામનું યાન બનાવ્યું પરંતુ તેમાં પણ વેગના પર અંકુશ મુકવામાં ફળીભુત થયા નહીં. જો કે વાતાપિ પ્રથમ યાન કરતાં વધારે વજનદાર વસ્તુઓ ઉંચકી શકયું.

૪ અંતિમ નિર્ણય એજ થયો કે એક મોટો દડો સામાન્ય કરતાં પણ હલકો વાયુ ભરેલો હોવો જોઇએ. દડાના વાયુનું નિયંત્રણ થઇ શકે એવું હોવું જોઇએ. વિશાળકાય પક્ષીઓની સહાયતા વડે વાયુયાન યત્ર તત્ર ભ્રમણ કરવું જોઇએ.

સામાન્ય વાયુ કરતાં હલકો વાયુ (Hydrogen) મેળવવા માટે અગસ્ત્યે વિદ્યુત વડે જલભંગ (Electrolysis) કરવાનો નિર્દેશ લખ્યો છે.

संस्थाप्य मृण्मये पात्रे ताम्रपत्रं सुसंस्कृतं ॥
छादयेत् शिखिग्रीवेन चार्द्राभिः काष्ठपांसुभिः ॥
दस्ता लोष्टो निधातव्यः पारदाच्छादितस्ततः ॥
संयोगाज्जायते तेजो मित्रावरुणसंज्ञितं ॥
अनेन जलभंगोस्ति प्राणोदानेषु वायुषु ॥
एवं शतानां कुंभानां संयोगः कार्यकृत्स्मृतः ॥

(अगस्त्यसंहिता)

ચીનાઇ માટીના પાત્રમાં તાંબાનું એક સ્વચ્છ કીધેલું પતરૂં મુકો. એ પતરાના ઉપર ગંધક અને તાંબાનું લવણ (Copper sulphate)ની ભૂકી પાથરો. તેના ઉપર ભીંજાયેલું કાષ્ટ ઉન (Wood wool) પાથરો. તેના ઉપર પારો (Mercury) લગાવેલું જસત (Zinc)નું પતરૂં મુકો. જો તાંબાના પતરાંને અને જસતના પતરાંને તાર વડે જોડવામાં આવે તો मित्र (Positive elctricity) वरुण(Negative elctricy) ઉત્પન્ન થાય છે. વિદ્યુતનો એ પ્રવાહ જળને બે વાયુમાં વિભક્ત કરે છે. प्राण (Oxygen) उदान (Hydrogen) ઉપલા પ્રકારના સો યંત્રો કાર્યસિદ્ધીને માટે યથેષ્ઠ છે.

અગસ્ત્યે જે દડામાં उदान ભરવાનું લખ્યું છે તેને માટે પણ વિવેચના કીધી છે. દડાનું કપડું રેશમી હોવું જોઇએ અને એના પર ત્રણ જાતનાં લેપ કરી (જેનાથી તે વાયુને સફળતાપૂર્વક સંગ્રહી શકે ) કામમાં લેવું જોઇએ. દડાની પહોળાઇ ઉંચાઇ કરતાં બમણી અને લંબાઇ પહોળાઇ કરતાં બમણી હોવી જોઇએ. જે લેપનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે જેથી કપડું વાયુને સફળતાપૂર્વક રોકી શકે (Airtight) તે નીચે પ્રમાણે છે.

कौपेयछत्रं कर्तव्यं सारणा कुंचनात्मकं ॥
छत्रं विमानाद् द्विगुणमायामादौ प्रतिष्ठितम् ॥
क्षीरद्रुमकदंबाम्रा मयाक्षत्वग्जलैस्त्रिभिः ॥
त्रिफलोदैस्ततस्तद्वन्माषयूषैस्ततस्ततः ॥
संयम्य शर्करायुक्ति चूर्णमिश्रितवारिणा ॥
सुरसं कुट्टनं कृत्वा वासांसि स्रवयेत्सुधी. ॥

(अगस्त्यसंहिता)

[આના અર્થની વિવેચનાની આવશ્યકતા છે ?]

બેસવાને માટે લાકડાંના આસનો બનાવવામાં આવતાં. આ પ્રકારનું વાયુયાન વાયુમાં સ્થિર રહી શકતું અને એને ખેંચીને લઇ જવાનું કામ મોટાં પક્ષીઓ કરતાં.

गरुत्मद्हंसैः कंकालैरन्यैः पक्षिगणैरपि ॥
आकाशे वाहयेद्यानं विमानमिति संज्ञितम् ॥

(अगस्त्यसंहिता)

(વિમાન ખેંચવામાં ગરૂડ, હંસ અને ગીધ કામમાં લેવાં જોઇએ.)

પ્રાચીન ભારતમાં શકુંત વિદ્યા એક મુખ્ય વિદ્યા ગણાતી અને પક્ષીઓને કેળવ્યા પછી વિમાનો ખેંચવાના કામમાં લેવામાં આવતાં. કૃષ્ણના વાહન ગરૂડને માટે પણ એમજ હોવું જોઇએ. રામનું પુષ્પક વિમાન લંકાથી અયોધ્યા જતાં રોજના સો માઇલના વેગથી

જતું હતું. દેવતાઓ હંસના વિમાનમાં બેસીને આવતા એમ આપણે વાંચીએ છીએ. એ જોતાં એમ માલમ પડે છે કે વિમાનો બનાવવાની કળામાં પણ પ્રાચીન આર્યોએ અન્વેષણ કરી જોયું હતું જો કે આધુનિક 'રીતિના વાયુયાનોના તરફ' તેમનું લક્ષ્ય ગયું હતું કે નહીં તે વાત હજુ શોધી શકાઇ નથી. એ માટે પુરાતન પુસ્તકોમાં હજુ શોધ ખોળ કરવાની જરૂર છે.

---

# "વનકેરો મોરલો"

ખુડવેલમાં મ્હારો નિવાસ હતો, ત્યારે પછાત વર્ગના સુડોળ યુવાને લહેકાભરી બાનીમાં—રમઝટ સ્વરે સુણાવેલું 'રાણીના મોરલા' તરિકે સમજાવેલી લોકગાથા અત્રે ઉતારું છું.

એક રાજાની રાણી કોઇ– વરલ માનસ ધરાવતી હતી. બીજું કશું નહિ, પરંતુ એને વનનાં પંખીડાં બહુ પ્યારાં લાગે–ખુબ ગમે, ને તેમાંયે મોર તરફ તો એની પ્રીતિ અપ્રતિમ હતી. નદી પેલે પાર આવેલો વનનો મોર તેનો હૃદયસાથી બન્યો. નદીનાં પાણી ઓળંગી એ ત્યાં પ્હોંચી ગઇ. લોકગાથાની પ્રથમ બે પંક્તિઓ ઉપડે છે કેઃ

રાજાની રાણી રે ! પાણીલાં જાય
મોર સાથે હસે રમે !

બીજી બાજું ઢોરાં નીચી મુડી ઘાલી ચરી રહ્યાં હતાં. એકાદ ઝાડની ઝુંડમાં ગોવાળીઆની ટોળકી હસ્તી કૂદતી ખેલન ખેલી રહી હતી; ત્યાં તો તેમની નજર રાણી અને મોર ઉપર પડી. ગોવાળીઆ અહિંઆ આવ્યા, કે રાણી ચમકી ગઈ. બેઉ હાથ જોડી આજીજી કરવા લાગી. એનો અર્થ આપતી લોકલીટીઓ કહે છે, કેઃ

હસ્તાં રે રમતાં ભાઈ ગોવાળીઆએ દીઠાં જો
ભાઈ, ગોવાળીઆઓ કોઈને રખે કે'તા!

અને ફીકરમાં પડેલી રાણી ગભરાઈ ઉઠી. રાજાની ડરામણી મૂર્તિ એના ખ્યાલમાં ઉભી, કે તૂર્ત રક્ષણ કાજે એના મુખમાંથી લાંચ આવી પડીઃ

તમને પગમાંના ઝાંઝર આલશું !

અને ગોવાળીઆ સમજ્યા, કે હવે તેમને રાણી કરતાં શ્રેષ્ઠતા મળી. એમનો વારો આવ્યો–સત્તા મળી,ને એના તોરીલા મદમાં એકે પાણીમાં ઝંપલાવ્યું ને મહેલમાં દરબાર આગળઃ

ભાઈ, ગોવાળીએ રાજાજીને જાહેર કીધાં જો !

રાજા એકદમ ઉભો થઈ ગયો–દરબાર આખું ખડું થઈ ગયું. રાજાના ગુસ્સાએ સર્વ સૈનિકના મુખ પર ચેતન પ્રગટાવ્યું. ઘડી ભરમાં શું થઇ ગયું? લેહકાભર્યા અભિનયમાં લોક ગાયકે ગાયું કેઃ

બારસેં રે ! બંદુક તેરસેં રે તરવાર,
રાજાજી ચાયલા રે ! શિકાર ખેલવા.

સૈનિકોની આખી હારની હાર, રાજા સહ ઓવારે ખડી થઈ. પછી વહાણના વહાણ ઉલ્લરાયાં. રાજાએ, સત્તાશિલ અવાજે હુકમ ફેંક્યોઃ

અલ્યા, માછીડા હોડી હલકાર;
અમારે જાવું બસ, પેલા કાંઠડા.

આખી મહામંડળી જોતજોતામાં રાણી પાસે પુગી ગઇ. રાજાનો ગુસ્સો અધિકતર પ્રજ્વલિત હતો. મોરલાનો વધ થાય, કાં તો રાણીનું ખુન વહે. એવા સંજોગો વાતાવરણ માંહે સમાયા હતા. પણ આ તો બીજું બનવાને નિર્માયું. રાણીનો મોરલા પ્રત્યેનો પ્રેમ હવે શબ્દોમાં વ્યક્ત થયો. પંખી જગતને ચહાનારી આ રાણી પોતાના વ્હાલા સમાજને બચાવવા પશુ સમાજને ભોગ આપવા પણ તૈયાર થઇ.

આંખોમાંથી આંસુધાર સાથે, એ રાજાને પાય લાગણું કરતી કહેવા લાગીઃ

મારજો રે ! મારજો, હરણીને કળિયાર જો !
રખે ! મારો વન કેરો મોરલો.

રાજાએ રાણીને હડસેલી કાઢી. રાજાએ આટલું લાંવ લશકર આણ્યું તે શાને ?' એક બાજુ હારબંધ લશકર ઉભું છે. ને પ્હણે નદીનાં નિર્મળ પાણી પીતો મોર છે. હુકમ મળી ચૂક્યો.

માર્યો રે ! માર્યો પાણીલાં પીતાં,
રે ! વન કેરો મોરલો !

મોર મરતાં રાણી ઢળી પડી, ને લશ્કરમાં હોહા મચી રહી. રાજા બેબાકળો બની રાણીના મોઢા તરફ અનિમિષ નયને, પ્રગાઢ શાંતિમાં જોવા લાગ્યો. રાજાથી પછી સ્વભાવતઃ બોલાઈ ગયું; 'રાણી' ! રાણી બોલી નહિં. રાજાએ રડતે ચ્હેરે દર્દભરી વાણીમાં મોટેથી મરસીઓ ગાયો.

કહે તો રાણી, મહેલો રે ! બંધાવું,
અગાડી ચોઢાવું વન કેરો મોરલો !
કહે તો રાણી, કુવાડીઆં ખોદાવું,
તોડે તો જડાવુ વન કેરો મોરલો !
કહે તો રાણી વાવડીઆં ખોદાવું
પગથારે બંધાવું વન કેરો મોરલો !
કહે તો રાણી સાડીઓ લઇ આવું,
પાલવે મુકાવું વન કેરો મોરલો.
કહે તો રાણી ચોરી રે ! સીવાડું
ઝુલરે ઝબલાવું વન કેરો મોરલો !
કહે તો રાણી ઝાંઝરીઓ ઘડાવું,
તેણે તો છણણાવું વન કેરો મોરલો.

રાજાની દુઃખગીતા અટકી ચૌધાર આંસુની નદી મુખડેથી વહી ગઈ. પણ રાણી સમજી નહિ—ઉઠી નહિ—અને લોકગાયકે પણ આ લોકકથા આટલેથી સમાપ્ત કીધી.

બીલીમોરા
તા. ૨૪–૫–૩૮

વિનુ. બ. દેસાઈ

# બૃહત્તર લાટ

લે. પંકજ

૧

આધુનિક સુરત જિલ્લો અને થાણા જિલ્લાનો કંઇક ભાગ પુરાતન સમયમાં લાટ દેશ કહેવાતો હતો. લાટ દેશ આર્યાવર્તના ઇતિહાસમાં એક ગૌરવમય સ્થાન ભોગવે છે. લાટની પ્રજા વહાણવટામાં કુશળ હતી. શુર્પારક, (સોપારા) સુરત, નવસારી ઇત્યાદિ બંદરો પર દેશાવરનો માલ આવતો અને આર્યાવર્તનો માલ દેશાવર જતો. લાટની પ્રજા ફક્ત વેપાર કુશળ ન હતી પરંતુ અન્ય સ્થાનોએ લાટની કિર્તિને વધારવા પણ પ્રયાસ કરતી. લાટ તો પોતાનો દેશ હતો જ પરંતુ બૃહત્તર લાટ અન્ય સ્થળે બનાવવાની લાલસા પણ તેઓમાં પ્રબળ હતી. એ લાટ પ્રદેશને પાતાળ (હિંદ મહાસાગરના લુપી દ્વિપપુંજો ક્રમે અતલ, વિતલ સુતલ, ઇત્યાદિ) પ્રદેશની સાથે પણ સારો સંબંધ હતો અને પાતાળ પ્રદેશના નાગલોકો પણ સારી સંખ્યામાં લાટમાં વસ્યા હતા. લાટનો એક પ્રદેશ નાગમંડળ નામે આજે પણ કંઇક એ-પૂર્વ ગૌરવનો આભાસ આપે છે.

૨

'તો પછી શું થયું?'

'થવાનું શું હતું! આખરે મેં કહ્યું કે મારે એ સલાહની જરૂર નથી.'

'પણ કૌંડિન્ય એમ ઉતાવળો કેમ થાય છે. જરા વિચાર કરી જો. આપણે દૂર સુદૂર દેશોમાં જવાની વાત કરીએ તે સ્વભાવિક રીતે આપણા વડિલોને ઉચિત ન લાગે.'

'પરંતુ આ પ્રમાણે તો ઘરડાઓની સલાહ લીધા વગર કામ ન કરીએ તો આપણે પશુ થઈ જશું.'

'પણ ભાઇ એ અજ્ઞાત દેશમાં જઇ ત્યાં આપણે શું કરશું?'

'શું કરશું? તું પણ વાગ્ભટ ખરેખર વિચિત્ર છે. મારે એ નાગોના દેશમાં જઇ રાજ્ય કરવું છે.'

વાગ્ભટ હસ્યો અને બોલ્યો, 'વાહ રાજા, તમે જાઓ હું તો જવાનો નથી.'

કૌંડિન્ય આ શબ્દો સાંભળી બોલ્યો, 'જાઓ ત્યારે તમે જઇને વૃદ્ધોના ચરણ ચાંપો.'

બંન્ને મિત્રો છુટા પડ્યા.

૩

નાગમંડળના વીરોએ સુવર્ણભૂમિ (મલાયા, સ્યામ, જાવા, સુમાત્રા)ને શોધી કાઢી હતી. યત્રતત્ર નાવિકોના ટોળાંઓ ત્યાં જઇ અનેક પ્રકારની સમૃદ્ધિ ઘસડી લાવવા માટે તૈયાર થતા હતા. નાવિકો અને વેપારીઓ ...ધનંજયની ઝંખના હતી પરંતુ એક બ્રાહ્મણ યુવક કૌંડિન્યમાં ત્યાં સામ્રાજ્ય સ્થાપિત કરવાની મહત્ત્વાકાંક્ષા હતી. તેણે પોતાની એ મહત્ત્વાકાંક્ષા વૃદ્ધોને કહી અને પરિણામમાં મૂર્ખ કહેવાયો. સર્વ ચેષ્ટા કરી રહયા પછી નીરાશ થઇને તે એક નાવિકની નૌકામાં સુવર્ણભૂમિ જવા શુર્પારક બંદરથી ઉપડયો.

એ નૌકામાં લાટનું ગૌરવ બહાર ફેલાવનાર વીર જતો હતો.

૪

નાગની મૂર્તિની પૂજા કરતી રાજકન્યા સોમા બેઠી હતી. તેની એક સખી આવીને બોલી, 'આજે તો ભારતવર્ષથી અનેક નૌકાઓ આવી છે. સુંદર વસ્ત્રો અને સુંદર આભૂષણો પણ વેચાવાને આવ્યાં છે

'નૌકાઓ ક્યાંથી આવી છે ?'

'શુર્પારક, તામ્રલીપ્તી, કુકુહાર, તામ્રપર્ણી' ઇત્યાદિ નામો તો મને ભામાએ ગણાવ્યાં છે.'

'કંઈ ખાસ જાણવા જેવી વાત છે ?'

'તમે ચાલો તો ખરાં.'

૫

નાગોના પ્રદેશમાં આવીને નૌકાઓ પોતાનો માલ ખાલી કરવા લાગી તથા એ પ્રદેશની વસ્તુઓ ભરવા લાગી. કૌડિન્ય ચુપચાપ ફરવા લાગ્યો ફરતાં ફરતાં એક સુંદર સ્થાને તે આવી પહોંચ્યો. પ્રકૃતિનુ સૌંદર્ય જોવામા તે તલ્લિન થઈ ગયો. એકાએક પોતાની વાંસળી યાદ આવી. તેણે તે વગાડવા માંડી. મધુર શબ્દે તે વનના પશુ પક્ષી આકર્ષાયાં. આ સંગીત અત્યાર સુધી એ ભૂમિમા અજ્ઞાત હતું. એક મણીધર આ સંગીતને સાંભળતો તલ્લિન થઇ ગયો. બે ચાર નાગો (સુવર્ણ ભૂમિના વાસી) આ દૃશ્ય જોઇ આશ્ચર્ય પામવા લાગ્યા. પોતાના આરાધ્ય વિષધારી નાગને પણ જે મનુષ્ય મંત્રમુગ્ધ કરી શકે તે તેમને દેવ લાગ્યો. તેઓ દોડી રાજાને ખબર કરવા ગયા.

૬

સુવર્ણભૂમિમાં ખળભળાટ મચી ગયો. એક દૈવાંશિ પુરૂષ આર્યવર્તથી આવ્યો છે જેની આગળ વિષધર નાગ પણ પોતાની હાર કબૂલે છે જાણી લોકો કૌડિન્યને જોવા આતુર બન્યા. સુવર્ણભૂમિમા નાગપૂજા મુખ્ય ધર્મ હતો અને તેને લીધે વાસીઓને પણ આર્યો નાગ કહેતા હતા. વિષધર નાગોની અધિકતા હતી. નાગના વિષની પ્રચંડ અસરને લીધે એ પ્રબળ દેવ ગણાતો હતો અને સુવર્ણભૂમિના વાસીઓ તેનાથી બ્હીને તેની પૂજા કરતા હતા. કૌડિન્યના વાદ્યથી નાગ પણ મુગ્ધ થઇ જાય એ કંઇ નાની વાત ન હતી. રાજ-સભામાં જ્યારે કૌડિન્ય આવ્યો ત્યારે લોકો મંત્રમુગ્ધ બની તેને જોઇ રહ્યા.

'યુવક તમારૂં નામ?' નાગવંશીય રાજાએ પૂછ્યું.

'કૌડિન્ય.'

'તમે ક્યાંથી આવો છો ?'

'આર્યવર્તથી. મારો વિચાર આ ભૂમિને જોવાનો હતો.'

'આ ભૂમિ આપને પસંદ પડી ?'

'હા, પ્રકૃતિ અહીં ઘણી જ પ્રેમાળ છે.'

'તમે પાછા ક્યારે જવાના છો ?'

'મારી ઈચ્છા થોડો સમય અહીં રહેવાની છે.'

'અસ્તુ, આપ હમારા અતિથી તરિકે અહીં રહી શકો છો.'

૭

'પરંતુ નાગરાજ, આ પ્રમાણે તો તમારી શક્તિ ક્ષીણ થઈ જશે.'

'કૌંડિન્ય, તમારૂ કહેવું હું સમજુ છું પરંતુ ઉપાય શું છે?'

'જુઓ નાગરાજ, તમે વેતનભોગી સેના રાખવાની વ્યવસ્થા કરો. કોઈ પણ સામંત કે સેનાપતિને જમીન ન આપો. તેમનું પણ વેતન નક્કી કરો.'

'પણ બધી મુદ્રા લાવવી ક્યાંથી?'

'તમે પરદેશ જતા માલ પર જકાત નાંખો. હમારા અંદરે પણ એમજ થાય છે. ખેડુતોને સમૃદ્ધ બનાવો. તેમની વેદનાના તરફ દૃષ્ટિ કરો.'

'કૌંડિન્ય, તમારી વાત પર હું વિચાર કરી જોઇશ.'

૮

'કૌંડિન્ય, તમે વાંસળી વગાડતાં કયાં શીખેલા?'

'એક ગુરૂ પાસે.'

સોમા હસી અને બોલી, 'ગુરૂ પાસે તો બધા વિદ્યા શીખે છે. પરંતુ તમારો ગુરૂ કોણ હતો.'

'એક માણસ.'

સોમા ફરી ખડખડાટ હસી અને બોલી, 'તે તો હું પણ કલ્પી શકું છું, તેનું નામ?

'વાગ્ભટ!'

'તે કયાં છે?'

'નાગમંડળમાં.'

તે તમારા કરતાં પણ સારી વગાડતો હશે?

'ના.'

'કારણ.'

'કારણકે ગુરૂથી શીષ્ય હમેશ વધારે આગળ જાય છે. મારા કરતાં તમે પણ સારી વગાડો છો.'

'હવે તમારૂં વિવેચન રહેવા દો. શું હું કોઈ પણ દિવસે એ વગાડી શકીશ નહીં?'

'કેમ નહીં. પણ તમે ગુરૂદક્ષિણા આપ્યા વગર શીખવા માગો છો તે વિદ્યા કેમ ફળે?'

'તમે શું દક્ષિણા આપી હતી?'

'તે જાણી તમે શું કરશો? તમે શું આપશો?'

સોમાનું મસ્તક લજ્જાથી નીચુ વળ્યું તે એકાએક જોરથી 'બોલી, તમે માગોં તે!'

કૌંડિન્યે સોમાને પલાયન કરતી જોઇ. તે એ નાગકન્યાના સૌંદર્યને જોઈ રહ્યો.

૯

નાગરાજની પ્રજામાં ગભરાટ ફેલાવાને કારણ પણ હતું. પાસેની અગ્નેયપર્વતી પ્રજાનું

આક્રમણ થવાની વાત સભળાતી હતી નાગરાજ સેનાને દઢ કરવામા પડયો અને કૌડિન્ય ની સલાહથી શત્રુઓના આવવાના માર્ગો બધ કરી દીધા કૌડિન્યે આર્યાવર્તથી ઉચા અને મજબૂત ધનુષો તથા લાટ દેશથી સુદર અને તીક્ષ્ણ ખડગો નાગરાજને મગાવી આપ્યા હતા જ્યારે નાગરાજની સેનાએ જોતજોતામા એ આક્રમણકારીઓને હઠાવી દીધા ત્યારે નાગરાજના આનદનો પાર રહ્યો નહી નાગરાજે સામ્રાજ્ય વધારવાના સ્વપ્ના જોવા માડયા પરતુ નાગરાજને પુત્ર હતો નહી એટલે એ સામ્રાજ્યનો વારસ કોણ થશે એની ચિતા હતી

'કૌડિન્ય, તમે ઉચ્ચવશીય બ્રાહ્મણ છો અને હમારા દેશને સમૃદ્ધિવાન બનાવવાની ઉત્કઠા રાખો છો પરતુ'

'પરતુ શુ ?'

'શુ તમે હમારા ન થઈ શકો ?'

'એનો અર્થ ?'

'તમે એક નાગકન્યા સાથે પરણી તમારો પ્રેમ આ રાષ્ટ્ર પર ન બતાવી શકો ?'

કૌડિન્ય ચૂપ ઉભો રહ્યો થોડીવારે બોલ્યો, 'હા નાગરાજ, હુ નાગકન્યા પરણવા તૈયાર છુ પરતુ તે પણ ઉચ્ચવશીય હોવી જોઇએ'

'સોમા સાથે તારા લગ્ન થાય તો ?'

કૌડિન્ય શરમાયો અને બોલ્યો 'મારે વાધો નથી'

૧૧

નાગરાજ ના મૃત્યુ પછી કૌડિન્ય એ સામ્રાજ્યનો સ્વામી થયો અને એનો વશ એની પત્નિના નામની પાછળ સોમવશ કહેવાયો કૌડિન્યના સ્થાપેલા સામ્રાજ્યની કીર્તિ અને સમૃદ્ધિ આજે પણ ચીનાઈ લેખકોના લેખોમા સભળાય છે ચીનાઓ એ રાજ્યને ફુનાન કહેતા અને કહેવાય છે ફુનાન રાજ્ય પાસે વહાણોનો એક મજબુત બેડો હતો, અને સમુદ્ર યુદ્ધમા એ રાજ્ય અજેય હતુ લાટના વહાણવટીઓએ લાટની કીર્તિ બહાર પણ સારી ફેલાવી હતી, અને ફુનાનના નાવિકોને યુદ્ધ શિક્ષણ આપનાર લાટના વીરો હતા

૧૨

આજે કોણ એ વાત માનશે ? સુરત, નવસારીના જર્જર વહાણો શુ એ વાતનો ખ્યાલ આપશે? લાટ જીવતુ હતુ જ્યારે લાટવાસીઓ જીવતા હતા હાય અતીતનો ઇતિહાસ પણ કેટલી વેદના ભાવુક હૃદયને આપે છે.

# કવિનો પ્રદેશ

શ્રી. મહાવીરપ્રસાદ દાધીચ
બી. એ. એલ. એલ. બી.

દુનિયામાં રહી સર્વને ખુશી રાખી પોતાનું મનગમતું કરવાની રીત, બતાવતી નીચેના ધૂર્ત-ચાલાક પ્રેમીજનોની રીતિ અનુકરણીય છે.

અમરૂશતક નામના કાવ્યમાં કવિ આપણી સમક્ષ-બે પત્નીઓના પતિ પ્રેમીનું અનુપમ ચિત્ર ઉભું કરે છે. એ કહે છે કે બેઉ પ્રિયતમાઓને એકજ આસન પર બેઠેલી-જોઇ પ્રિયતમ પાછળથી આવી-જેને ઓછી ચાહે છે તેની આંખો હાથવતી-પ્રેમ ક્રીડાના બહાને બંધ કરે છે; પાસે બેસેલી બીજી પ્રિયા-જેને વિશેષ ચાહે છે તેના કપોલ પ્રદેશ પર ચૂંબનની રસ લ્હાણ લુંટે છે.

दृष्ट्वैकासनसंस्थिते प्रियतमे, पश्चादुपेत्यादराद् ।
एकस्या नयने पिधाय विहित क्रिडानुबन्धच्छलः ॥
ईषद्वक्रितकन्धरः सपुलक: प्रेमोल्लसन्मानसाम् ।
अन्तर्हासलसत्कपोलफलकांधूर्तोऽपरां चुम्बति ॥

દુનિયાની પણ આનીજ દશા છે. જે ધૂર્તતા સફળતાથી અજમાવી શકે છે તે જગતના હૃદય જીતી શકે છે.

આવાજ ભાવવાળા કાવ્ય હિંદી-ભાષાના કવિઓની કૃતિઓમાં મળી આવે છે. પ્રત્યેક કવિએ જુદી જુદી કળાની યોજના કરી છે.

કવિવર દેવનો નાયક તો અમરૂશતકના નાયકની માફક પ્રેમક્રીડાના બહાને-નયન નથી ઢાંકતો પણ નયન પર અબીર ગુલાલ-ફેંકે છે. ગુલાલને ઉડતો જોઇ નાયકા પોતાના નેત્રો પોતેજ હાથવતી ઢાંકે છે. ત્યારે નાયક બીજી પ્રિયતમાને આલિંગન આપે છે.

ખેલુત ફાગુ ખેલાર ખરે,
અનુરાગ ભરે બડે ભાગ કન્હાઈ,
એ કહી ભૌનમેં દોઉન દેખિકે,
'દેવ' કરી ઇક ચાતુરતાઇ
લાલ ગુલાલ સોં લીન્હી મુઠી ભરિ,
બાલ કે ગાલકી ઓર ચલાઇ,
વાદગ મૂંદી ઉતૈ ચિતઇ
ઇન ભેંટી ઇતૈ વૃષભાનુકી જાઇ
— દેવ૦

મહાભાગ કાન્હો અનુરાગ ભરી ફાગણ મહીનામાં હોળી ખેલે છે; બેઉ પ્રિયાઓને એકજ ભવનમાં નિહાળી એ ચતુરાઇ વાપરે છે. પોતાના હાથમાં લાલ ગુલાલથી મુઠી ભરીને એક બાળાના ગાલ તરફ ફેંકે છે; કુદરતી રીતે એ બાળા આંખો હાથવતી ઢાંકે છે

એટલામાં કાન્હો નૃપ ભાનુજને ભેટે છે. ભાનુ નામના બીજા કવિ એવાજ સંજોગોમાં—

'ભાનુ' સુગધ સુંઘાય એકે મિસ,
એકકે નૈન કપૂર લગાયો.

સુગંધ સુંઘાડવાના બહાને એકની આંખો પર કપૂર લગાડી દે છે અને બીજીને આલિંગન આપે છે.

આ કવિઓની પ્રેમ ગીતિ ક્રૂર છે એક બીજા કવિ ધીમે અંજન આંજતી બાળા માટે અદ્‌ભૂત ઉત્પ્રેક્ષા કરે છે. તીક્ષ્ણ કટાક્ષથી ડરી ગએલા કવિ કહે છે કે—ધીમે અંજન આંજવાનું કારણ એ કે કટાક્ષ ચલાવનારી એની આંખોથી એની આંગળી, કદાચ કપાઇ જાય!

કહા કરૌ જો અંગુ રીન અની ધની ચુભી જાય,
અનિયારે ચખ લખિ સખી કજરા દેત ડરાય.

ચંચળ નયનોની ચપળતાથી કંટાળી એક કવિ કહે છે કે આ નયનોનું કાજળદ્વારા રોજ કાળું મોઢું કરું છું છતા એ ચંચળતા નથી છોડતાં!

શ્રી ગીતાજીમાં "पर धर्मो भयावहः" નો જે ઉપદેશ આપવામાં આવ્યો છે તેવાજ પ્રકારનો ઉપદેશ એક કવિ નીચેની પંક્તિઓમા આપે છે.

જે છોડત કુલ આપનો, તે પાવત બહુ ખેદ,
લખ હુ બાંસ તજી બાંસરી, લહૈ લોહસો છેદ!

એટલે કે જે પોતાના કુળને છોડી દે છે તે ખેદને પ્રાપ્ત થાય છે. જેવી રીતે લાખો વાંસોને છોડીને બાંસરી લોખંડથી વિંધાય છે! એક ઉર્દુના શાયર સુણાવે છે કે

સમ્હાલા હોશ તો, મરને લગી હસીનોં પર,
મુઝે તો મોત હી આયા, શીબાબ કે બદલે!

એટલે કે જ્યારે મ્હારામાં સમજણ અને યુવાની આવી ત્યારે તો હું પ્રેમીઓ માટે મરવા લાગી—ખરે! યુવાનીને બદલે મ્હને તો મોતજ આવી!

બીજા ઉર્દુના શાયર ફાયર કરે છે કે:—

દિલદો, મઝલ, મસલ, દર, જરા, હાથ, સુંઘીએ,
મુમકીન નહીંકી ઈસમેં મોહબ્બતકી બુન હો!

એક ત્રીજા શાયરને આંખમાં આંજેલો શ્યામરંગી સુરમો—બીમારને અંધારી રાત્રિ જેવો ભારે લાગે છે.

યોં નજાકતસે ગર્રાં, સુરમા હૈ ચશ્મે યારકો
જીમ તરહ રાત ભારી, મર્દુ મે બીમારકો!

મદિરાપાન કરવા વ્યાકુલ બનેલા એક શાયર પોતાની પ્રેયસી—સાકીને કહે છે કે સાકી! મ્હને દારૂડિયાને તો, દારૂના શીશાના તળીમાં, જે દારૂ બાકી રહ્યો હોય તેજ બસ થશે; માટે મ્હારી અંજલીમાં જ એ મ્હને ભરી આપજે કે રહી હોય બાકી સાકી! હું મસ્ત છું અને દુનિયાનું ભાન નથી, કેમકે મ્હેં તો મ્હારી આખી જીંદગી ત્હારી પાસે જ ગુજારી છે સાકી!

મુઝ બલા નોશકો તલ છૂટ હી હૈ, કાશી સાકી !
ભરદે ચુલ્લુમેં જો શીશેમેં હો બાકી સાકી !
મસ્ત ક્યા જાને કિધર દૈર હૈ કાબા હૈ કિધર ?
ઉમર સારી તેરે પાસ હી ગુજારી સાકી !

એક અંગ્રેજ કવિ કહે છે કે: — પૂર્વકાળમાં તો

Men with powder on their guns, Went-forth to hunt a deer;

પણ ચાલુ જમાનામાં તો:—

Dear with powder on her face Goes forth to hunt a man.

એક સાહેબના બંગલાની પાસે એક સાધુની કુટિર હતી. સાધુ શિવ પૂજા કરી બમ બમ મહાદેવની ઘોષણા કરતો. 'બમ બમ' (Bomb Bomb) શબ્દ સાંભળી સાહેબ અને મડમ ધબરાટમાં પડ્યાં. અને ફોન કરી પોલીસ સહીત લૈનના કપ્તાનને તેડી બોલાવે છે. એ આવી સાધુની કુટિરની તપાસ લે છે. અને બીલ્વપત્રની પાંદડીઓમાં ગોળ ગોળ કૈંક ચમકે છે ! ત્યારે સાધુ ખુલાસો કરે છે કે ભાઈ આ બમ ભોળા મહાદેવનું લિંગ છે બમનો ગોળો નથી !

બમ બમ કી શોર સુન બંગલેકે પાસહીમેં,
ચીખ ઉઠી મેમ સિર સાહબકા, તમકા,
ફ્રોન કિયા લૈનકો તો 'વચનેશ' કૌન્ત હી,
પુલીસ સમેત કપ્તાન આય ધમકા !
ઘેર કર બાબાકી કુટીકી લી તલાસી વહાં !
છીપા પત્તીયોમેં કુછ ગોલ ગોલ ચમક !
હાથમે ટટેલા તબ, જાના બમ, બોલા સાધુ
લિંગ હૈ યહ ભોલાકા, ન ગોલા યહાં બમકા !

(ક્રમશઃ).

# ....શોભા....

— શ્રી. પ્ર.

'અરે ! અરે ! રે !'

'બીચારો છુંદાઇ ગયો !'

'મોટરવાળાઓને તે કંઇ આંખ છે ?'

'જાણે એમના બાપનું જ રાજ છે.'

આજે કુંભ મેળો હતો. ઠેર ઠેર જાત્રાળુઓની ઠઠ જામી હતી. નદી તરફ જતી બધી શેરીઓ ભરનિંગળ થયા કરતી હતી. કોઈ ન્હાવા જતું તો કોઈ દર્શને જતું; કોઇ કથા કયાં થાય છે તેની શોધમાં હતું તો કોઈ પાલખીને વરઘોડો કયાંથી નીકળવાનો છે તેની પૂછપરછ કરતું; ભક્તજનો રામ ગમ સીતારામની ધૂનમાં મસ્ત હતાં ને દાનેસરીઓ પાઇ પૈસા આપી પુનની પોટલીઓ બાંધતાં હતાં. કંગાલ ભીખારીઓએ પાઇ પૈસા માટે પડાપડી કરતાં. એ પડાપડીની દોડાદોડમાં એક ગરીબ છોકરો મોટર તળે અટવાઇ ગયો.

છોકરો ઘાયલ થઇ, ધક્કો ખાઇ ગટર ભણી ફેંકાયો. તેની ફરતે જોનારાઓનું કુંડાળું જામ્યું. એ ટોળામાંથી કોઇકે મ્હોડાની મીઠાશ વાપરી તો કોઇએ ગાળોના ફૂલ વેર્યાં.

'જોની બીચારો કેવો લોચો વળી ગયો છે !'

'બીચારો ચૈતરના તડકામાં ફીસ્લાંની પેઠે તરફડેછે.'

'જુઓ ! જુઓ ! એને ખેંચ આવે છે.'

'એને હાથે પગે વંઠ આવતા લાગે છે.'

એ બોલનારાંના ગળા ગળગળાં થયાં હતાં, આંખો ભીની થઇ હતી. છતાં તેઓ તેનાથી જાણે નવ ગજ જેટલે આઘે ઉભા રહ્યા હતા. કોઇએ એને ઉઠાડી બેઠો કર્યો નહિ, કોઇએ એને ઉંચકી લોહીના ખાબોચીઆમાંથી અળગો કર્યો નહિ તથા કોઇએ એકાદો ઘરો પાણી પણ એના પર રેડયું નહિ. આવડા મોટા ટોળામાથી ન તો કોઇને એની સાચી દયા આવી કે ન તો કોઇએ એના પર મમતા બતાવી.

કારણ એ સમાજનું કલંક હતું. એનું કોઇ સગુ ન હતું એ નબાપો હતો, નમાયો હતો. હડકાયા કુતરાં પેઠે રસ્તા વચ્ચે રવડી રખડી એ મોટો થયો હતો. એ ફેંકી દીધેલું એઠુંજુઠું અને સડેલું ખાતો અને ઢોરના હેરે પાણી પીતો. એવા છોકરાને કોણ અડે ? તેમાં વળી આજે તો જાત્રા હતી. આજે તો સુપડે સુપડે દાન ધરમ કરવાનો દિવસ. એવા મપરમે દહાડે ચિંથરેહાલ અને ગંધાતા ગરીબને અડીને કોણ અભડાય ? એ હરામખોર મરી જશે તો લોકોની આંખમાં ખુચી રહેલી એકાદી કાંકરી ઓછી થશે અને નહિ મરે તો કાલે સાજો થઇ બેઠો થશે. એને ખાતર વરસે બાર વરસે આવેલો આવો મપરમો દહાડો કોણ બગાડે ?

એ મોટરની અડફટમાં આવ્યો અને રસ્તા વચ્ચે રડવા લાગ્યો એટલે ન છુટકે તમાસો જોવા ટેવાએલા લોકોને ઉભા રહેવું પડયું. એનો તરફડાટ જોવો પડ્યો, ધર્માભિમુખ

મનને કલેશ પામવો પડ્યો. એથી ઘણા એના પર ગુસ્સે થયા.

'વચમાં શું કામ આવ્યો હતો ?'

'હોર્ન વાગ્યું ત્યારે કાને શું ગરવા ગયા હતા ?'

'હરામખોર એ જ લાગનો છે. વખત જોતો નથી, કવખત જોતો નથી અને જ્યારે ત્યારે સામે ફરી વળે છે. 'શેઠ દયા કરો ધરમ કરો.'

'આપણને જ્યારે ત્યારે અભડાવી મારે છે. આપણે તો ગમ ખાઇ આઘા ખસી જતા પણ મોટર કંઈ થોડીજ એમ એનાથી ડરી જવાની હતી.'

'આજે બરાબર ચીસ પાધી છે. હવે એ કોઇની સામે ફરી વળતાં વિચાર કરશે.'

'આપણે ધરમદાસ શેઠનો ઉપકાર માનવો જોઇએ કેમકે એમણે મુજપાવને બરાબર સજા કરી છે.'

ખાટકીવાડમાં હરવા ફરવા ટેવાએલા લોકો ગળે છરી પડતાં બકરી કરૂણસ્વરે બેં બેં કરતી હોય તોય જરાએ આઘાત પામ્યા વિના પોતાનું કામ કર્યે જાય છે. એટલી જ નિષ્ઠુરતાથી જાત્રામાં આવેલા ધર્મીઓ સામે એક જીવ મૃત્યુની વેદનાથી તરફડતો હતો છતાં નિર્વિકારી ઉપેક્ષા બતાવી રહ્યા હતા. આઘે ઉભેલા એક કોલેજીઅનથી એ જોયું ન ગયું. કારણ તે પરદેશીઓએ આપેલું વિધર્મી શિક્ષણ પામ્યો હતો. તે જપતપ કરતો ન હતો. તેને સ્નાન સંધ્યા કે કથા હવનની પડી ન હતી. તેથી જ તે આવા સુપરમે દહાડે ગંધાતી ગટરમાં હાથ નાંખવા તૈયાર થયો.

ભીડમાં માથું મારી તે આગળ આવ્યો તે માત્ર તમાસો જોવાજ આગળ ન આવ્યો. તેણે તો ઘાયલ જીવને બને તેટલો મદદરૂપ થવાનો નિશ્ચય કરીને જ ડગલું ભર્યું હતું. તે મેલા ઘેલા રસ્તા પર બેસી ગયો. તેના ધોબીનાં ધોએલાં લુગડાં મેલાં થશે અથવા તો તેના પર લોહીના ડાઘ પડશે તેની તેણે પરવા ન કરી. તેણે છોકરાંને હળવેથી ઉંચકી બેઠો કર્યો. અને તેને બરડે હાથ ફેરવી તેને ઠંડો પાડવા પ્રયત્ન કર્યો. એ સો બસો લોકોમાંથી જે કોઇએ ન કર્યું તે એણે કરવા માંડ્યું. તેથી ઘણાને કંઇ કંઇ થઇ ગયું.

'એ મીસ્ટર રહેવા દો બહુ દયાળુ થવામાં સાર નથી. નાહકના પોલીસ કેસમાં સંડોવાશો વગર લેવેદેવે પારકી પંચાતમાં શું કામ પડો છો ?'

આવી નિષ્ઠુર શીખામણને રોકડું પરખાવવાનો કોલેજીઅનને વિચાર આવ્યો. પણ તે ગમ ખાઇ ગયો. તે શહેરમાં નવોતરોજ આવ્યો હતો એ ઝાઝું કોઇને ઓળખતો ન હતો. એણે માન્યું ડાવકાઇથી કામ લઇશ તો આ લોકો જરૂરની મદદ કરવા લાગશે. એણે ઠંડે કલેજે જવાબ આપ્યો.

'કોણ કહે છે કે મારે લેવાદેવા નથી. એ મારો ભાઇ છે.'

કોલેજીઅન કોલેજમાં સામ્યવાદ અને સમાજવાદના પાઠો ભણ્યો હતો. એ ભણતરને તે અમલમાં મૂકતાં પણ શીખ્યો હતો. ભાઇચારો અને વિશ્વબંધુત્વની તે માત્ર વાતો જ ન હતો કરતો. તેના ઘણા મિત્રો આવી કસોટીની વેળાએ જાણે પોતે કંઈ જોયું જ નથી એવો ઢોંગ કરી ચાલ્યા જાત તે એમના જેવો દેખીતો આંધળો ન હતો, અને એથી જ તે એક ચિંથરેહાલ કંગાલને બેધડક ભાઇ કહી શક્યો.

એ સગાઈની વાતે લોકો નાખુશ થયાં. ઘણાંએ મ્હોમાં આંગળાં નાંખ્યાં.

'એ ગંધાતો ભીખારી ને કલંકિતા માતાનું એમનું ધાર્યું તે તમારો ભાઇ!'

હાજી મારો એકલાનો જ નહિ પણ તે તમો બધાનો પણ ભાઇ છે.'

આવી સગાઈ ન ઓળખવા ટેવાએલા લોકોના ચ્હેરાઓ પર મોટે મોટે અક્ષરે લખાઇ ગયું. 'એટલે?'

એટલા મે દેખાવે ફરેલ પણ સ્વભાવે તીખાં મરચાં જેવા સજ્જનો એવા મુગા સવાલથી જ ન અટક્યા.

'છોકરા વગર વિચારે ગમે તેમ બક ના તને ખબર છે એ 'રતન' કોણ છે?'

'હા કાકાજી ખબર છે. એ કુતરૂં નથી, બીલાડી નથી, પણ જીવતું જાગતું માણસ છે. એને મારી તમારી જેવાજ હાથ છે, પગ છે, આંખ છે, જીવ છે.'

એ વાક્ય વધુ લાંબુ થાય તે પહેલાં તો કપાળે ત્રિપૂંડ અને ખભે જનોઇવાળા એક સદ્ગૃહસ્થ બબડી ઉઠ્યા.

'મીસ્ટર એવું ભાષણ કોલેજમાં કરજે ત્યાં તારા જેવા વંઠેલા છોકરાઓ તે માટે ખુશ બની તાળીઓ પાડશે. અહિં તો અમારા હાથો એવું અબ્રહ્મણ્ય ભાષણ કરનારના મ્હોઢા ઉપરજ થાપટની તાળીઓ પાડશે.'

એ સાંભળી આખું ટોળું ખડખડાટ હસી પડ્યું.

કોલેજીઅન સમજી ગયો આ લોકો જોડે તર્ક કરવો ફોકટ છે. બુદ્ધિને જે લોકો હજાર બે હજાર વરસની જુની ધર્મ પેઢીઓને ઘેર ઘરાણે મૂકી આવ્યા છે તેઓને સમજાવવું એટલે રેતીમાંથી તેલ કાઢવા બરાબર છે. તેને લાગ્યું જો હું આ છોકરાને ઇસ્પીતાલમાં લઇ જાઉં તો ત્યાં તેની બધી સેવાજત થશે. આ ભર વસ્તી છે છતાં તે હલકી વરણ માટે નિર્જન રણ છે. રણમાં ગરીબડું હરણું પાણીના એકાદ ટીપાં માટે તરફડે તો કોઈ તેના જેમાં કાટા પડ્યા છે તેવા કંઠમા પાણીનો છાંટો મૂકતું નથી. અહીં પણ એવું જ છે. બલ્કે આ છોકરો ટળવળી ટળવળી મરે કોઇ તેને પડખે ઉભું રહેશે નહિ.

કોલેજીઅનને થયું આટલા બધામાંથી કોઇ મને આ છોકરાને ઇસ્પીતાલે લઇ જવામાં મદદ નહિ કરે? તેણે આજુબાજુ ઉભેલાઓને વિનંતિ કરી જોઇ.

કોલેજીઅનની આંખ જેના જેના પર પડી તેણે તેણે બ્હાનાં બતાવી ચાલવા માંડ્યું.

એક હાથમાં ફુલની છાબ અને બીજે હાથે પાણીનું કમંડલ હતું એવા એક સજ્જન બોલ્યા. 'હું તો પૂજા કરવા જાઉં છું. મોડું થાય તો રાધાગોવિંદ રીસાઇ જાય.'

એ પૂજારીને ન સમજાયું કે પથ્થરના રાધાગોવિંદ કરતાં આ જીવતા જાગતા માનવદેહી રાધાગોવિંદની પૂજા વધારે અગત્યની હતી.

માથે પાઘડી, ખભે દુપટ્ટો અને બગલમાં પોથીવાળા એક વિશાળદેહી સદ્ગૃહસ્થે જવાબ આપ્યો. 'ભાઇ શું કરૂં? લાચાર છું. મારે શ્રાદ્ધ કરાવવા જવાનું છે. જજમાનના પિતૃઓ ક્યારનાય નોંધ્યું મારે રાહ જોતા હશે.'

એ પુરોહિત ન જોયેલા ન જાણેલા એવા કોક પિતૃદેશોના જીવોને તર્પણ આપવા જતા હતા. પગ આગળ એક જીવને સાચે જ તર્પણની જરૂર હતી. પણ તે તેને દેખાયું નહિ.

ત્રીજી એક વ્યક્તિ ટુંકી પોતડી, પગમાં પાવડી ને હાથમાં લોટી લઈ જતાં જતાં કહેતી ગઈ. 'એ પાપીના લોહીના છાંટા પડ્યા છે એટલે મારે ફરી ન્હાવું પડશે. હાય! હાય! આજે દર્શને જવાનું કેટલું મોડું થશે.' એને વિચાર ન આવ્યો કે પોતે નાહી ધોઇ પવિત્ર થશે તેથી વધુ પવિત્ર એ ઘાયલની સેવા કરતાં લોહીથી ખરડાવાથી થતે.

બધાએ કોલેજીઅનને મદદ કરવા ના પાડી છતાં તે નિરાશ થયો નહિ. એણે આજુબાજુ નજર કરી. બંને પડખે મોટી મોટી હવેલીઓ હતી. તેને શ્રદ્ધા હતી આમાંથી એકાદ હવેલીના ઓટલે તો જરૂર આ બિચાગને આશ્રય મળશે. તેને કોકને ઓટલે સુવાડી તે ઇસ્પિતાલમાં ખબર આપવા દોડી જવા માગતો હતો. તેણે એકલે જ છોકરાને હળવેથી ઉપાડી લીધો. તે ચાલ્યો તેની પૂંઠે લોકોનું ટોળું પણ ચાલવા લાગ્યું.

સામેના ઓટલા ઉપર એક કિશોરી તેના નાના ભાઇને આંગળીએ વળગાડી ઉભી હતી. કિશોરીઓનું હૃદય દયાળુ હોય છે, તેનાં મનને દુનિયાની દુષ્ટતા હજુ સ્પર્શી હોતી નથી. એવી સમજણથી ઉત્સાહપૂર્વક મ્હોડું મલકતું રાખી કોલેજીઅને પૂછ્યું.

બ્હેન! આ છોકરાને થોડીવાર તમારે ઓટલે સુવા દેશો. થોડી મિનિટમાં પાછો આવી હું એને તેડી જઇશ.

છોકરીએ મ્હોં મચકોડ્યું. તે જોઇ કોલેજીઅનનું મલકતું મ્હો ફીકું પડી ગયું.

'નારે ભાઇ એવી હલકી વરણને કોણ આશ્રય આપે.'

'બ્હેન તમારા ભાઇને જ આટલું વાગ્યું હોત તો તમારૂં હૈયું કેવું વલોવાઇ જાત?' એ છોકરો પણ તમારા ભાઇ જેવડોજ છે.

'વાગે ને મારા દુશ્મનને' એટલું કહી તેણે પાસે ઉભેલા ભાઇના ઓવારણા લીધાં 'વળી એ ક્યાં ને મારો ભાઇ ક્યાં? જેને તમે ઉંચકી લાવ્યા છો તે તો અમારા રસોડાની કુંડીમાંથી એંસામણ ચાટી ચાટી મોટો થયો છે એની મારા ભાઇ જોડે તુલના? જરા વિચાર કરીને તો બોલો.'

કિશોરીએ વધુ બોલવા જેવું રાખ્યું જ ન હતું. કોલેજીઅન આગળ ચાલ્યો.

શેરીમાંનો શોરબકોર સાંભળી એક સ્ત્રી પોતાને ઉંબરે આવી ઉભી હતી. તેના હાથમાં પારણાની દોરી હતી. તે હાલરડું ગાતી ગાતી તમાસો જોતી હતી. કોલેજીઅનને આશા આવી. દરેક માતા બાળકના કષ્ટને ઓળખે છે. તે આ બીચારાના ઘા જોઇને જરૂર પીગળશે.

'બ્હેન! તમે આ છોકરાને તમારે ત્યાં એકાદ ઘડી સાચવશો હું અબઘડી ઇસ્પીતાલની ગાડી લઈ આવી પહોંચું છું.'

'ભાઇ એ વાત ન કરો.'

'બ્હેન દુખીઆને મદદ કરશો તો તમને દુવા લાગશે. દુઃખી બાળકની સેવા કરશો તો તમારૂં બાળક સો વરસની આવરદા પામશે.'

'તો કેમ નહિ ! દુવા અને તે આ અભાગિયાની ! એવાના પડછાયે તો મારો દીકરો કાલે મરતો હશે તો આજે મરી જશે.'

'બ્હેન ! એક ગરીબ બાળક ઉપર આટલો રોષ કરવો શોભતો નથી.'

'ભાઈ તને એનાં ચરિતની ખબર નથી. એ લોકોએ થુંકી નાંખેલા પાનના કુચા ચાવતો ફરે છે અને બીડીનાં એઠાં ઠુંઠાં ફુંકતો ફરે છે'

એ પુરાણ સાંભળવા કોલેજીઅન ઉભો ના રહ્યો. તે માત્ર એટલું જ ગણગણ્યો. 'કલાકે કલાકે બબ્બે પાનના બીડાં ચાવતા અને વખતે કવખતે સીગારેટોના ધુમાડા કરતા સમાજને શી ખબર કે એઠા પાનને બીડી પીનારાઓ કયે દુ:ખે એમ કરતા હશે ?'

કોલેજીઅન મુંઝાઇ ગયો. તે આગળ ચાલ્યો. પતિપત્નીનું એક જોડું હિંડોળે ઝુલતું હતું. બંને મજાકે ચ્હડેલાં લાગતાં હતાં. પતિએ પત્નીની મશ્કરી કરી. 'દીકરો દીકરો કર્યા કરે છે તો લે આ આવ્યો. લઈ લે ખોળે.'

પત્નીથી એ મશ્કરી ન ખમાઇ.

'એવા અભાગિયાને ખોળે લેવા કરતાં તો ભવોભવ વાંઝણી રહીશ'

કોલેજીઅનની ખાતરી થઈ ગઇ આ લોકોમાં કયાંય ઘાયલ છોકરાને સ્થાન મળે તેમ નથી. તેણે ચાલતાં ચાલતાં પાછળ પાછળ આવતા એક વૃદ્ધને પૂછવા માંડ્યું.

'કાકા ! પેલું સામે ઉભેલું કુતરૂં લુવેટાઇ તમરી ખાઇ પડે તો તમે લોકો તેના પર ઘડો ભરી પાણી નથી રેડતા ?

'રેડીએ છીએ'

'એજ કુતરૂં પેલે ઉમરે ઉભેલી બીલાડીને ચીખી નાંખવા દોડે તો તમે બીલાડીને બચાવતા નથી ?

'બચાવીએ છીએ'

અને એજ બીલાડી પેલા તોડલે બેઠેલા કાગડા ઉપર તરાપ મારે તો તમે તેને ઘરમાં ભરાઇ જવા નથી દેતા ?

'દઇએ છીએ'

'તો પછી આ છોકરે શો ગુન્હો કર્યો કે તમે તેના પડછાયાથી પણ આઘા ભાગો છો ? એ હલકી વરણનો છે. તો કુતરાં કે દહાડેથી કુલીન થયાં ? એ સ્વભાવે લુચ્ચો છે તો બીલાડી કયારથી ભગતાણી બની છે ? અને એ ગદ્દો ને ગંધાતો છે તો કાગડા શું હંસ જેવા ચોકખા છે ?'

એ આવી દલીલો કરતો હતો એ વખતે બાજુ પર ઉભેલી એક મોટરનું બારણું ઉઘડ્યું. એક જુવાન બાઇ આગળ આવી.

'ભાઇ ! લાવો એ છોકરાને હું સાચવીશ.'

નિરાશ કોલેજીઅનને અજાયબી થઇ. એ બાઇએ છોકરાને વગર સંકોચે ઉપાડી લીધો મોટર તરફ જતાં જતાં તેણે કહ્યું 'હું એને મારે ઘેર લઇ જાઉં છું.' 'તમારૂં ઘર ક્યાં'

'ચોકને નાકે'

એ ટોળામાંથી ઘણા લોકો હસવા લાગ્યા. 'એના વિના બીજું કોણ સંઘરે?'

ગામના લોકોથી અજાણ્યુ કોલેજીઅન એ હસવાનો ને તે પછીના વાક્યનો અર્થ સમજી શક્યો નહિ. તે ઇસ્પીતાલમાં પહોંચી જવાની ઉતાવળમાં હતો તેથી વધુ વિચાર કે પૂછપરછ કર્યા વિના તે ચાલી નીકળ્યો.

+ + +

ચકલેથી નીકળેલી મોટર સડસડાટ કરતી ચોકને નાકે આવી ઉભી રહી. મોટરનો અવાજ ઓળખી બે ચાર દાસદાસીઓ દરવાજા સુધી દોડી આવ્યાં. તેઓ શેઠાણીનો પડ્યો બોલ ઝીલી લેવા ખડે કાને ઉભાં હતાં. શેઠાણી નીચે ઉતરી. દાસદાસીઓએ જોયું બાઈ કોઈ બાળકને ઉંચકીને ઉતરી છે. તેઓ તે ભાર લઈ લેવા આગળ આવ્યાં. શેઠાણી જે ભાર ઉચકી લાવી હતી તે પારકા ઉપર લાદવા માટે ન હતો. રેશમી ચિરે બાંધેલી પોટલી કે વિલાયતી ચામડાની સુટકેસ ઉપાડવા જ્યાં પડાપડી કરે છે. ગંધાતી ને ફાટેલી ચીંદરડીએ બાંધેલું પોટલું ઉંચકી લેતાં નોકરો પણ નારાજ હોય છે. શેઠાણી એ વાત સમજતી હતી. એથી નોકરો હાથ લંબાવતા રહ્યા અને તે જાતેજ ઘાયલ છોકરાને લઇ દાદર ચડી ગઇ.

એક તો છોકરાનું શરીર મેલું હતું જ તેમાં ધુળ અને લોહીએ ઉમેરો કર્યો હતો. રેશમનાં લુગડાં પહેરનારી, મોટરમાં ફરનારી અને મખરની તળાઇ પર સુનારી શેઠાણી આજે બધી સ્વચ્છતાનું ભાન ભૂલી ગઇ હતી. તેને ઘાયલ છોકરાનો મલિન અને દરિદ્ર વેશ જાણે કે નજરે જ પડતો ન હતો. તે એની ધબકતી છાતી અને દમ લેતા નાક ભણીજ તાકી રહી હતી. એની મુગી વેદના જોઇ એ પણ સમવેદના અનુભવી રહી હતી.

તેણે લાવી તેવોને તેવો છોકરાને પોતાના પલંગ પર સુવાડી દીધો. તે તેને પંપાળવા લાગી. એના મીઠા આળપંપાળે ગભરાઇ ગએલા જીવને શાતા વળતી હતી.

દર્દીની પીડા દર્દીજ સમજી શકે છે. એ જાણતી હતી જેને કુળ નથી, ધન નથી, માબાપ નથી તેને દુનીઆમાં કોઇ સંઘરતું નથી. જ્યારે બાળક હતી ત્યારે તેણે આ છોકરાની પેઠે જ લોકોની લાતો ખાધી હતી. તેની વિધવા માતાને કોઇ અભાગી પળે કોઇએ ફસાવી હતી. ફસાવનાર ફસાવી નાસી ગયો હતો પછી તો સાસરે કે પીયરે કોઇએ તેને સંઘરવા ના પાડી. તે રઝળતી બની. રખડતાં રખડતાં તે માતા બની અને પુત્રી અને માતા ભીખ માગી ખાતાં અને ગમે ત્યાં સુઈ રહેતાં. પહેલાં તો ભીખારણને લોકો હોંશે હોંશે ભીખ આપતા. પણ એ ભીખ આપનારની આંખો દાનનો બદલો માગતી. ભીખારણ એવી આંખોથી આઘે આઘે નાસતી. તે પુત્રીને બગલમાં ઘાલી શેરીએ શેરીએ ફરતી ફરતી પણ પોતાને ધર્મ એકવાર ઠોકર ખાધા પછી જીવની સાટે સાચવતી. સમાજને તે ગમ્યું નહિ. તેની ભીખ બંધ થઇ. કુળવંતીઓ તેને ગાળો દેતી, કુલીનો તેને હડહડ કરતા. છોકરાંઓ તેની પુઠે તાળીઓ પાડી માદીકરીને પજવતાં. એકવાર તે ચાર પાંચ દિવસની ભુખી હતી. તેજ વખતે કોઇએ પત્થર માર્યો. માદીકરીને લુએ લુએ લ્હેર આવતા હતા તેમાં આ પત્થરે ઉમેરો કર્યો. એ પત્થરે ગમે એ ઓમે ધર્મ જાળવી રાખવાની ભીખારણની ટેક ઢીલી પડી. તેણે નક્કી કર્યું કે જ્યારે ધર્મ મુકવો જ છે તો પછી આ ખપ્પ કુલીનો ને પગે પડવું એવી રીતે જ મૂકીશ. ભીખારણ વેસ્યા બની અને સાચેજ તેણે આખા શહેરને પોતાની આંગળીએ નચાવ્યું. તેણે આવો ધંધો કર્યો. પણ

તેનું મન મલિન ન હતું થયું તેથી જ તે મરતી વખતે પોતાની જુવાનજોધ દીકરીને કહી ગઇ હતી.

'બેટા તું આ ધંધો ના કરતી.'

'તો શું કરીશ? સંસારે આપણા માટે બધા મારગ બંધ કર્યા છે.'

'બેટા એવું ના બોલ. હું તારા માટે અઢળક ધન મૂકી જાઉં છું એને અને તારી વિદ્યાને બળે તું નવા મારગ ખુલ્લા કરજે. તું તારી નવી દુનિયા રચજે. સમાજના સંસારમાં લાખો જીવો જે વગર સ્થાને રઝળતા ફરે છે તે બધાને તું ભેગા કરજે. અને તેમની નવી નાત રચજે.'

માની આ શીખામણ દીકરીએ બરાબર પાળી હતી. દુનિયાના હીન, દીન, પતિત, દુઃખિત સર્વેની તે સર્વસ્વ થઈ રહી હતી.

પલંગે પોઢેલા છોકરાએ ધીમે ધીમે આંખો ઉઘાડી. એણે જોયું કોઇ એને પંપાળી રહ્યું છે. એ સ્પર્શથી એને એની મા યાદ આવી. તે પણ એને એવાજ ભાવથી પંપાળતી, તેણે બોલવા યત્ન કર્યો. ચોંટી ગએલા દાંતો એના અવાજને બ્હાર આવવા દેવા ખુલી ગયા. એ અવાજ હતો. 'મા! મા!' માણસ જન્મીને મા શબ્દથી બોલતાં શીખે છે. બેભાન થતાં પણ તેનાથી 'ઓ મા' બોલાઈ જાય છે. ભાનમાં આવતાં ફરી તે માને જ યાદ કરે છે.

એમ તો આ છોકરાની મા કંગાળ ભીખારણ હતી. સુકો પાકો રોટલો ખાઇ જીવતી હતી છતાં દીકરા માટે તો તે સ્વર્ગથી પણ વધુ હતી. છોકરે બાપનું મ્હોં જોયું ન હતું. તે બાપને ઓળખતો ન હતો. તેની મા પણ એનો બાપ કોણ હશે તે નક્કીથી કહી શકતી નહિ. તે મનમાં મનમાં પૂછતી 'એ કોણ હશે? રોન ફરતો સીપાઈ હશે? બીલાડી જેવી આંખવાળો મવાલી હશે કે કોકવાર દયાએ ઉભરાઈ જઈ ખુબ ખવડાવી પીવડાવી ઘરના એકાદ ઓરડામાં સુવા દેનાર એકાદો શેઠીઓ હશે?'

ચાર પાંચ વરસથી એ મા મરી ગઈ હતી. એથીજ પડખે કોઈ બાઇને બેઠેલી જોઇ તેને મા યાદ આવી.

'મા! મા!' ની કરૂણ બૂમ સાંભળી પડખે બેઠેલી બાઇને કંઇ કંઇ થઇ ગયું. 'બીચારાની મા હશે? કયાં હશે? તે જીવતી હશે?' તરત જ તેને બીજો વિચાર આવ્યો. 'એ મરી ગઈ ના હોય તો પેટના દીકરાની આવી બૂરી દશા થવા ન દે. ભલે એ ગઇ છે. પણ હું તો જીવતી જાગતી પડખેજ છું ને? હું એની મા ન થઇ શકું?'

'બેટા [illegible] છે? બહુ બોલતો નહિ હો બહુ બોલશે તો કષ્ટ થશે.'

'મા! મા [illegible] તું કયાં છે?' છોકરે હાથ લંબાવવા માંડ્યા. તેની અને માની વચ્ચે વર્ષોનાં અંતર પડ[illegible] હતાં.

'આ રહી મારા [illegible] દીકરા આ રહી હું તારી પડખે જ બેઠી છું.'

પડખેજ બેઠી છું [illegible]સાંભળી છોકરો તાજુબીથી તાકી રહ્યો. કદાચ તે વિચાર તો હતો કે એ મારી મા હોય ત[illegible] આમ બેઠી બેઠી વાતો ન કરે, તે તો મને ઝોડીયામાં ઘાલી બગીઓથી ન્હવરાવી દે. તું જ મા[illegible]ી મા.'

' હા બેટા ! મને ના ઓળખી? લે ડાહ્યો થઇને સુઇ જા '

'સુઇ જાઉં તો તું પાછી મૂકાને નાસી જાય. આટલા દિવસ ક્યાં ગઇ હતી?'

'ભાઇ ! બહુ બોલ બોલ ના કર. ઉંઘી જા.'

' તું પણ મારી પડખે સુઇ જાને. કેટલાય દહાડાથી હું તારા સોડીઆને શોધી રહ્યો છું. "

રખડી રખડી જ્યારે એ શેરીમાં સુઈ જતો ત્યારે તેનો છેલ્લો વિચાર તેની ખોવાઇ ગએલી મા વિષેનો જ રહેતો. એથી તે રાતે સમણાં જોતો. તે માને તેની પડખે બેઠેલી જોતો. તેના હાથ હવા જોડે બાથ ભરતા અને હવાને જ મા સમજી તે ઉંઘમાં ને ઉંઘમાં બચીઓ કરતો.

એવીજ રીતે તેણે આજે મા માટે હાથ લંબાવ્યા.

એવી રીતે લંબાવેલા હાથ જો સ્ત્રીમાં માતૃપ્રેમનો એકાદ પણ છાંટો હોય તો તે તરછોડી શકતી નથી. તરત જ દયાળુ દેવીની બધી અતડાઈ ઓસરી ગઇ. તે ભૂલી ગઈ કે પોતે હવેલીઓમાં વસનારી લખોપતિ શેઠાણી છે. અને એ બાળક તો ગંધાતી ગટરનો જીવડો છે. તે બાળકની બાજુમાં સુઇ ગઇ. અને તેને ઉમળકાભેર છાતીએ દાબ્યો. બાળકે હાથ પછી હોઠ લંબાવ્યા. માએ હોઠને ચુંબનોથી ન્હવરાવી દીધા.

એવામાં ડૉકટરને તેડવા ગએલી દાસી તેને લઇ આવી પહોંચી દાદર ઉપરની પડઘીએ માની પ્રેમ સમાધિમાં ભંગ પડયો. બાળક તો વરસોથી ના મળેલી મીઠી હુંફ પામી ઉંઘી ગયો હતો. તેની ઘા અને આઘાતની બધી વેદના ઓસરી ગઇ હતી. બાઇ બાળકના હાથને હળવે રહી આઘા કરી પલંગ પરથી ઉતરી ડૉકટરની સામે ગઇ. નમસ્કાર કરી તેણે તેને પલંગ પર પડેલો દરદી આંખના ઇસારે જ બતાવી દીધો. ડાકટર એ ઇસારો સમજ્યો છતાં તે તો એ ઇસારો કરનારી આંખ તરફ જ જોઇ રહ્યો. કદાચ તે માત્ર દરદીને જોવા ન હતો આવ્યો. બ્હાને બ્હાને આ સુવાન બાઇનાં દર્શન કરવા પણ આવ્યો હતો. ડાકટરની આંખ દરદી તરફ નથી વળતી પણ પોતા તરફ જ ચોંટી રહી છે એ જોતાં તેણે ઠસ્સાભેર આંગળી કરી ખાટલો બતાવ્યો અને તે પાસે જોરથી એક ખુરસી ખેંચી આણી. ખુરશીના અવાજે ફરજ ભૂલેલા ડાકટરની સાન ઠેકાણે આવી.

દરદીને અડકવા જતાં તે ચોંકયો. તેણે પ્રશ્ન કર્યો. ' એ કોણ છે ? '

' મારો છોકરો ? '

ડૉકટર નવાઇ પામ્યો. ' તમારો છોકરો ? ' ડૉકટર મનમાં ને મનમાં બબડયો. ' હોય ભાઇ ! સ્ત્રી ચરિત્રને પહોંચાય નહિ ' છતાં તેનાથી પૂછાઇ જવાયું.

' આટલા દહાડા તો ન હતો દેખાયો '.

' ખોવાઇ ગયો હતો. ' ' તો આજે ક્યાંથી મળ્યો ? '

' ગટરમાંથી '

' તો મને બોલાવ્યા અગાઉ જરા ન્હવરાવી ધોવરાવી સાફ તો કરાવવો હતો. '

' અરે તેતો હું ભૂલીજ ગઇ તમે મલમ પટા તૈયાર કરો ત્યાં તો હું એને ધોઇ લાવું છું '.

× × ×

આ બાજુ કોયેજીઅને ઇસ્પીતાલનો રસ્તો પકડયો હતો. પગલે પગલે તેને અવનવા વિચારો આવતા હતા એ ભલી બાઇએ અણીની વેળાએ ઠીક મદદ કરી. પણ આખરે તો તે મોટરની ફરનારી છે. દયાના આવેશમાં તે છોકરાને લઇ તો ગઇ પણ એનો એ આવેશ ઝાઝો નહિ ટકે. અને એ વખતે તેને પણ મેલા ઘેલા ચિંથરેહાલ પર સુગ આવશે. ધારો કે એ પોતે તો મન મારીને બેસી રહેશે પણ એને સગાં હશે, વડીલો હશે તે એનો જીવ લેશે. " આવી પારકી પંચાત શું કામ ઘરમાં ઘાલી ? '

એ છોકરો મેલો છે, લોહીએ ખરડાએલો છે, કદાચ અત્યાર લગીમાં તો તેણે ઝાડો પિશાબ પણ કર્યો હશે. અજાણ્યા એવા ગરીબનાં એવાં કામો કોણ કરે ? એક કરે પોતાની જનેતા અને બીજી કરે ઇસ્પીતાલની નર્સ. તેથી જ તે થાય તેટલી ઉતાવળથી ઇસ્પીતાલ તરફ ધસી ગ્યો હતો.

અકસ્માત થયો છે સાભળી ડૉકટર પણ જમવા બેઠા હતા તે હાથ ધોઇ કોટ પાટલુન પહેર્યા વગરજ ઓફીસમા આવી બેઠા.

' લો મીસ્ટર આ ફારમ જલદી જલદી ભરી આપો એટલે હું એમ્બ્યુલંશની ગાડીની વરદી આપું છું. '

' જ્યારે ફારમ ભરાઈ ડાકટરના હાથમાં આવ્યું ત્યારે તે ઘડીભર નવાઇ પામેલા જણાયા.

' દરદીની નાત અને નામ નથી લખ્યાં ? '

' નાજી ! મને તેની ખબર નથી. '

' તો દરદી છે કોણ ? '

' કોક ભીખારણનો છોકરો '.

' તો તો ભાઈ દીલગીર છું. આ ઇસ્પીતાલ ઉચ્ચવરણના હિંદુઓ માટેજ છે. '

' સાહેબ હું તો સમજું છું કે દર્દીમાત્રની એકજ નાત છે '

' તમારી દલીલ ખોટી નથી. તમારી લાગણી પણ હું સમજી શકું છું છતાં લાચાર છું. ટ્રસ્ટીઓએ જે નિયમો ઘડયા છે તેની વિરૂદ્ધ મારાથી નહિ જવાય. ગમે તેમ તો પણ હું એ લોકોનો નોકર છું. '

નિરાશ થયેલો કોયેજીઅન બ્હાર નીકળ્યો. ઘડીભર તેણે મન મનાવવા મહેનત કરી. ' એક નહિ તો બીજી, ઇસ્પીતાલોનો કયાં તોટો છે ? '

પણ એ જ્યાં ગયો ત્યાંથી એને નકારોજ મળ્યો. એક સ્થળે માત્ર મુસલમાનો જ લેવામાં આવતા હતા, તો બીજે સ્થળે માત્ર ગોરાઓની જ સારવાર થતી હતી, અને ત્રીજે સ્થળે પારસીઓ સિવાય કોઇ બીજાને દાખલ કરતા ન હતા. બધે ધર્મ, રંગ અને મોટાઇએ પોતપોતાના વાડા બાંધી રાખ્યા હતા. સરકારી ઇસ્પીતાલમાંથી પણ નકારો મળશે એવી તેણે આશા ન હતી રાખી.

' ડૉકટર હમણાં જ ચાલી ગયા, કાલે આવજો '

' પણ દર્દી કાલે આવવા જીવતો નહિ હોય. '

' તો તેમાં અમે શું કરીએ. '

આ રેખડપટ્ટીમાં કોલેજીઅને ધરમદાસ શેઠનો બંગલો જોયો. નિરાશ હૃદયને કંઇક સાંત્વના મળી. 'શેઠ દયાળુ છે. રોજ દર્શન અને દાન કર્યા વગર જમતા નથી. એ જરૂર એકાદી ઇસ્પીતાલ પર ચીઠ્ઠી લખી આપશે તો કામ સરળ થઇ જશે.' કોલેજીઅને શેઠની મુલાકાત લીધી.

'કેમ ભાઇ કોણ છો?' વામકુક્ષિમાં ભંગ પડવાથી શેઠ મ્હોં કટાણું કરી બગાસાં પર બગાસાં ખાતા હતા.

'વિદ્યાર્થી.'

'સ્કોલરશીપ જોઇતી હશે, નહિ? તો પછી આવડા બળતા બપોર વગર બીજે વખત ના મળ્યો?'

'શેઠ માફ કરજો. હું સ્કોલરશીપ માટે નથી આવ્યો. ન છુટકેજ તમને તસ્દી આપી છે.'

'તો શું કામ છે? કહી નાખો.'

'શેઠજી આજે ચકલા ઉપર મોટર અકસ્માત થયો. 'હેં કયારે?' શેઠ ચોંકેલા જણાયા.

'કુમળા બપોરે'

'મોટર કોની હતી? કોઇને વાગ્યું કર્યું તો નથી ને?'

'લીલારંગની મોટર હતી. પણ કોની હતી તેની ખબર પડી નહિ. વાગવામાં તો બીચારો એક ગરીબ છોકરો લોહીલુહાણ થઇ ગયો છે.' મોટર ઓળખાઇ નથી એ વાતે શેઠને તાઢક વળી. તેઓ દયાળુ ગળે કહેવા લાગ્યા.

'બહુ ખોટું થયું. લોકોને પૈસા મળે છે એટલે તેમને કોઇની તમા રહેતી નથી. એ છોકરો તમારો કોઇ સગો થાય છે?'

'નાજી'.

'ભલે કહો. એમાં હું શું મદદ કરી શકું? પોલીસ એને ઇસ્પીતાલે લઇ ગઇ નથી?'

'નાજી! એટલે જ તો હું તમારી પાસે આવ્યો છું. એકાદી ઇસ્પીતાલ પર ચીઠ્ઠી લખી આપો.'

'ચીઠ્ઠીનું શું કામ? સીધા ઇસ્પીતાલે જ જવું હતું ને?'

'ઇસ્પીતાલવાળા કહે છે અહીં તો ઉચ્ચ વરણના હિંદુઓને જ દાખલ કરવામાં આવે છે.'

'હા એ તો ખરી વાત, એવો નિયમ હોય તો પછી મારી ચીઠ્ઠી પણ નકામી જશે. લો આ દશ રૂપીઆ આપું છું તેને એકાદા ખાનગી ડાકટરને ત્યાં લઇ જઇ મલમ પટા કરાવજો.'

શેઠ દિવાનખાનામાંથી અંદર ગયા અને કોલેજીઅન દશ રૂપીઆની નોટ હાથમાં અવળાસવળા કરતો કરતો નીચે ઉતર્યો.

બારણામાં જ એક મોટર ઉભી હતી. તેને જોતાંજ કોલેજીઅનને વીજળીનો શૉકની તેવો આચકો લાગ્યો.

'અરે આતો તેજ મોટર '.

તેનું મગજ વંટોળીઆના વેગે ઘૂમવા લાગ્યું. 'આજ શેઠે અકસ્માત કર્યો છે છતાં તે જ કેવો ઢોંગ કરી શકે છે.!' તેને નવાઇ લાગી. 'બીજા બધા શેઠીઆઓ આવું કરી શકે પણ ધરમદાસ શેઠ તે પણ એવાજ.!'

કોલેજીઅને સંસાર ઓળખ્યો ન હતો. પોતે અપરાધી હોય ત્યારે તેના ગુન્હામાંથી છટકી જવા બધા શેઠીઆઓ એકજ પાટલે બેસે છે. એ જો એ બાબત શેઠ જોડે દલીલ કરત તો તેને સાંભળવા મળત.

'છોકરા એમ તો અમારી મોટર તળે હજારો કીડી મંકોડીઓ છુંદાઇ જાય છે. બધાનો હિસાબ કયાં રાખ્યા કરીએ. એવાં જાણે અજાણે થયેલાં પાપોના નિવારણ માટેજ તો અમે ચલ્લાં ચીબરાંને ચણ અને ગાયભેંસને ચારો નંખાવીએ છીએ. વળી ગરીબો માટે સદાવ્રતો પણ અમે એટલાજ માટે ચલાવીએ છીએ.'

શેઠના સાચા સ્વરૂપની ઓળખ પડતાં કોલેજીઅનને દશ રૂપીઆની નોટ કરડવા લાગી. તેને શેઠના બારણામાં જ ફેંકી દીધી. તે ખુલ્લા મેદાનમાં ઉભો હતો છતાં તેને લાગ્યું કે તે ચારે બાજુથી ભીંસાઇ રહ્યો છે. તરત જ તે દોડવા લાગ્યો. આવા ધરમદાસોથી હજારો કોશને વેગળે રહેવામા જ તેનું ભલું હતું.

× × ×

'રમેશ: એક મહીનાથી તારાં વ્હેન બદલાએલાં લાગે છે.'

'એમ કેમ બોલો છો મામા !'

કોલેજીઅન મામાને ઘરે રહી ભણતો હતો. તે દિવસના અકસ્માત પછી તેની ચોકના નાકાવાળા દયાળુ બાઇને ત્યાં અવરજવર વધી પડી હતી. બધી ઇસ્પીતાલોથી નાકારો પામી રમેશ જ્યારે ત્યાં આવ્યો હતો ત્યારે તેણે જોયું હતું કે એ બાઇનાં ઘરે અનાથોનો આશ્રમ હતો, ભુખ્યાઓનું સદાવ્રત હતું, તરછોડાએલાઓનું સાંત્વન હતું. ત્યાં લક્ષ્મી હતી પણ તે ગરીબોનાં દળદર ફેડવા. ત્યાં વૈભવ હતો પણ તેમાં શરણાગત માત્રને સરખો ભાગ મળતો હતો. ત્યાં સ્વચ્છતા હતી, સંસ્કાર હતા, પણ એની જોડે જન્મતાં ઘમંડ અને મોટાઇ ન હતાં. એ બધું જોઇ કોલેજીઅનને પોતાના પર જ ગુસ્સો આવ્યો હતો. 'આવી સાચી ઇસ્પીતાલ મૂકી હું ઝાંઝવાની માયામાં મિથ્યા ફાંફાં મારી રહ્યો હતો શા માટે ?"

પછી તો રમેશને એ ઘરની માયા લાગી હતી. સમાજના ખોટા પૂર્વગ્રહોથી જેનું મન કાળું થયું ન હોય તેને એ ઘર પાણી ભરી તલાવડી તરસ્યાને આકર્ષે તેમ આકર્ષતું હતું. એથી જ આજે મામાએ રમેશને પૂછ્યું હતું.

"રમેશ જવાબ ન દેવાનો ડોળ ના કર. તું દરરોજ મોડી રાત સુધી ઘરે આવતો નથી. આવે છે તો ઢાંકી રાખેલું જમતો નથી," છતાં કહે છે કે એમ કેમ ?"

'મામા પેટ ભરેલું હોય તો ફરીથી વાળુ કરવું કોને ગમે ?'

'તો પછી તું કયાં જમી આવે છે ? આટલા વરસો પછી ગામમાં કોઇ નવી સગાઇ જડી આવી છે કે શું ?'

'હા મામા ! મારી મોટી બ્હેન અહીં છે.'

'કોણ રમા ! ક્યારે આવી ? શું તેના વરની અહીં બદલી થઇ છે. ?'

'નારે ! હું કંઇ રમાબ્હેનની વાત નથી કરતો '.

'તો પછી ?'

'એ મોટી બ્હેનની જોડે મારે સહોદરની સગાઇ નથી પણ સ્નેહની '.

'સ્નેહની ? કોણ છે ? અને ક્યાં રહે છે ?'

'કોણ છે તે તો જાણતો નથી. એનું નામ શોભાબ્હેન છે અને તે ચોકના નાકે હવેલી છે તેમાં રહે છે.'

'હં ! ! ! હવે સમજ્યો જોયાં ન હોય મોટાં શોભા બ્હેન ! એ તો 'શોભા' છે કે 'કલંક' ?'

'ના મામા એમ ના બોલો ! શોભા બ્હેન માટે એક પણ કડવો બોલ બોલશો તો તમે દોષમાં પડશો.'

'તો કેમ નહિ ? તને ખબર છે એ જાતની કોણ છે !'

'ના ખબર નથી. ખબર કાઢી નથી ને કાઢવી પણ નથી. મામા ! જેની પાસે પોતાનું પોતીકાપણું-પ્રતાપી વ્યક્તિત્વ ન હોય તેને જ નાતજાતથી ઓળખાવાની જરૂર પડે છે.'

'એમાં ભાષણ કર્યે ખરી વાત ખોટી થવાની નથી. એક વાતમાં સમજી જા કે કુલીનોના છોકરા એ કુલહીનાને ત્યાં જતા નથી.'

'નહિ જતા હોય તો તેમના કમભાગ્ય.' એવામાં રમેશને એક બીજો વિચાર આવ્યો. તે ગણગણ્યો. " એણે જો માની પરંપરા સાચવી હોત તો કુલીનોના છોકરાઓ તો શું તેમના બાપો પણ એને ઘેર પગાપડી કરત. એ શોભા રહી એટલે અસ્પૃશ્ય થઇ પણ કલંકિત થાત તો લખોપતિઓની આરાધ્ય દેવતા બનત."

એ વિચારે ઉત્તેજીત બની તેણે મામાને એક ભાષણ સંભળાવ્યું "મામા કુલીનતા એટલે જો સંસ્કારિતા કે તેજસ્વિતા હોય તો માનજો કે આખા સમાજના કુલીનોને એક પોટલીમાં બાંધો તોય તેઓ એના ચળકાટ આગળ ચંદ્રમાની તોલે આગીઆ જેવા ઝાંખા પડી જશે."

રમેશનું આ ભાષણ માત્ર ભક્તિની અતિશયતાને લઇને ન હતું એ હકીકત હતી કે શોભાની એક આંખમાં સૂરજની આગ હતી તો બીજીમાં ચંદનાં અમી હતાં. શોભા વૈશ્યાપુત્રી છે તેમ માની જે બે ઘડીનો લ્હાવો લૂટવા તેના ઓટલે ચ્હડતા તે શિવની એક જ નજરે અનંગદેવ ભસ્મ થઇ ગયો હતો તેમ બળુંબળું થઇ તોબા પોકારતા. પણ જે તેને સમાજની શોભા સમજી પૂજવા જતા તે માનસ સરોવરમાં સ્નાન કરી પવિત્ર થઇ નીકળતા.

મામા જુના વિચારના હતા તેના રગેરગમાં નાતજાતને આભડછેટના વિષ પચી ગયાં હતાં. તે ભાણજના ભાષણે બોલતા બંધ ન થયા.

'રમેશ તને ખબર છે કે એ કોની પુત્રી છે.'

'મારો સંબંધ શોભાબ્હેન જોડે છે નહિ કે તેના માબાપ જોડે. જેને ને મને સંબંધ નથી તેના વિષે પૂછપરછ કરવી મને ગમતી નથી."

ક્યાંથી ગમે ? એ કામણગારીએ તારા ઉપર બરાબર ભુરકી નાંખી લાગે છે. એની મા એવીજ કામણગારી હતી તેથી જ તો વિધવા હતી છતાં તેણે કુળનું નામ બોળ્યું."

'મામા તમે ને તમારા સમાજે તેને દોષિત ઠેરવી હતી તે પહેલાં વિચાર કર્યો હતો કે તાળી' એક હાથે પડતી નથી. એ કાળીમેશ ચોપડવામાં કોઇ પુરૂષે પણ ભાગ ભજવ્યો હશે. તેને તમે શું કર્યું હતું ?'

'ભાઇ એ તો જે છીંડે પકડાય તે જ ચોર ને તે જ સજા પામે.'

'એ અન્યાય છે.'

'અન્યાય અન્યાયની વાત જવા દે તું એ વિષવૃક્ષના વેલાની વાત છોડી દે.'

'પણ એ વેલો અમ્મર ફળના વેલા જેવો છે તે હું ભૂલી ન શકું.'

'એ તારો ભ્રમ છે. વિષવૃક્ષને અમ્મરફળ આવે જ નહિં.'

'મામા! ખારા દરિયામાથી મીઠાં વાદળાં જન્મે છે ને કાદવની તલાવડીમાં કમળના ફૂલ પાકે છે ભૂલી ગયા.'

'તારી જોડે જીભાજોડી નહિ થાય. તારે જો એ પાપી પગથીયાં ચ્હડવાં હોય તો મારો ને તારો સંબંધ તૂટશે'

"પણ મામા કહેશો એ પગથીયાં પાપી કોણે કર્યા છે? પેલા ધરમદાસ, ભુખણદાસ વગેરે શેઠોએ જ તેને પાપી બનાવ્યાં છે, તેમની જોડેનો સંબંધ પહેલો તોડો."

'મુરખા નકામી કોઇની બદખોઇ ના કર એઓ તો સમાજનું નાક છે. 'શોભા' છે.'

'મામા! ભલે હું મુરખ રહ્યો પણ કહેવા દો કે એ નાક સડેલું છે.'

'ના ના ના એવા પુણ્યાત્માઓના આધારે તો હિંદુસમાજ ટકી રહ્યો છે.'

'મામા! એવા ઢોંગી મહાજનોએ જ સમાજને અધોગતિમાં ડુબાડયો છે. કોઇ એને બચાવતું હોય તો તે શોભાબ્હેન જેવી દેવીઓજ છે. મામા! એઓને ઘેર આશરો પામી હજારો અનાથો ખોજા કે ખ્રિસ્તી થતા બચી ગયા છે, હજારો ગરીબો ગળે ફાંસો ખાતા રહી ગયા છે. હજારો હડધૂતો ગટરમા ડુબી મરતા બચી ગયા છે. શોભાબ્હેન જેવી એક તો દાનેસરી બતાવો."

'એ દાન અનીતિના પૈસાનાં છે.'

"તો કયો દાનેસરી શેઠ નીતિના માર્ગે કમાઇને દાન કરે છે? ગજાના ભંડારો ને લખોપતિના ખજાના અનિતિના પૈસાએ જ ભરાએલા છે.'

મામા ભાણેજ આગળ હારી ગયા તેણે છેલ્લો દાવ અજમાવ્યો "ભાઇ તું તારી બ્હેન, માને ભાભી આગળ શું મ્હોં બતાવશે? તેઓ જાણશે કે તું વેશ્યાની પુત્રીને ત્યાં જાય છે ત્યારે લજવાઇ મરશે."

'તેમને હું કહીશ વેશ્યાની પુત્રી વેશ્યા નથી. કોયલાની ખાણમાં પણ હીરા પાકે છે, હું માને કહીશ 'મા,! જે માતૃપ્રેમના મેં તારામાં દર્શન કર્યાં તેવોજ માતૃપ્રેમ શોભાબ્હેનમાં પ્રાણીમાત્ર ભણી છે. હું બ્હેનને કહીશ બ્હેન પોતીકા માજણ્યા ભાઇની તો બધી બ્હેન થઇ શકે છે પણ પારકા જણ્યા અજાણ્યાઓની જે બ્હેન થઇ શકે છે તેજ સાચી બ્હેન છે. મારી શોભાબ્હેન એવીજ બ્હેનોની પણ બ્હેન–મોટીબ્હેન છે.'

"એ વંઠેલીના ઘરનું અન્ન ખાઇ તારી મતિ ભ્રષ્ટ બની છે. તું ગમે એમ બકશે તેથી દુનિયા તને સાચો નહિ માને."

"ભલે ન માને. દુનિયા શું માને છે અને શું નથી માનતી તે છેલ્લા બે મહીનામાં મેં જોઇ લીધું છે, હું આજ સુધી દેખતો આંધળો હતો. મોટીબ્હેને મારી આંખ ઉઘાડી છે. તેની અગાસીએથી મેં દુનિયાનું સાચું સ્વરૂપ જોઇ લીધું છે."

'તો.પછી તારે મારે રામરામ.'

'જેવી તમારી મરજી. ગૃહત્યાગથી મને જરાયે ખોટું નથી લાગતું. માત્ર જતાં પહેલાં મને તમારી ને તમારા સમાજની દયા આવે છે.'

પ્ર.

# શક્તિના સાધનો

ડૉ. યશવંતરાય ગુ. નાયક

એમ. એસ. સી., પી. એચ. ડી.

જગતમાં પ્રાણીની ઉત્ક્રાંતિમાં મનુષ્યે વિશિષ્ટ સ્થાન મેળવ્યું છે, તેનું મુખ્ય કારણ તેણે સંપાદન કરેલી શક્તિ છે. અનાદિ કાળથી મનુષ્યને પોતના બાહુબળની શક્તિથી અસંતોષ થયો હતો, તેની ઇતિહાસ સાક્ષી પૂરે છે. પાષાણયુગના મળી આવતા અવશેષો ઉપરથી આપણી ખાતરી થાય છે, માણસે હાથ પગના ઉપયોગ ઉપરાંત પત્થરના ઓજારો વાપરી વધુ શક્તિ પેદા કરી છે. એ ઉપરાંત પુરાણોની કલ્પિત કથાઓમાંથી પણ આપણને મનુષ્યની ઝંખનાની કંઇક ખાતરી થાય છે. પૌરાણિક વાર્તાઓમાં આપણે અથાગ બળવાળા રાક્ષસો, અનેક કળાસિદ્ધ મંત્રસાધકો, જાદુગરો અને જાદુઇ વસ્તુના વર્ણનો વાંચીએ છીએ. મહાભારત અને રામાયણમાં પણ શક્તિને વિપુલ કરવાનાં સાધનો, અનેકઘણું બળ ધરાવનાર વ્યક્તિઓ વગેરે વાતો જાણવાની મળે છે. શક્તિને વિપુલ કરવાની વૃત્તિ એ સર્વ વાતોનો મુખ્ય સાર છે. અલ્લાદિનના જાદુઇ ફાનસ વડે પ્રાપ્ત થતી શક્તિનો ખ્યાલ આજે આપણને બેહુદો લાગે છે, પરંતુ એ વાર્તામાં કલ્પેલી જાદુઇ શક્તિને આપણે કેટલી સફળતાથી અનેકવિધ રીતે પ્રાપ્ત કરી છે તેના વિચાર કરીએ ત્યારે આપણને લાગે છે કે આવી વાર્તાએ પણ જાણે અજાણે આપણી શક્તિ સંપાદન કરવાની પ્રવૃત્તિમાં ઘણો વેગ આપ્યો છે.

હજારો માણસો પણ ખસેડી ન શકે તેવી શિલાઓ, વિજળીના બળથી અગર જલસારાળયંત્ર વડે એક માણસ શેર બશેર વજન ઊંચકતો હોય તેમ ઉંચકી ફેંકી દઈ શકે શકે છે. એકજ વિજળીની ચાંપ વડે મનુષ્ય અનેક મીલ અને કારખાનાના અસંખ્ય યંત્રોને ચાલુ કરી શકે છે હજારો ગાડાં ખેંચે તેટલો ભાર એક વરાળયંત્રનો એક હાથો ફેરવી માણસ સેંકડો માઇલ ખેંચાવી શકે છે. આ પ્રમાણે આજે એવી અનેક શોધોની આપણે ગણતરી કરી શકીએ છીએ કે જે માત્ર સો વર્ષો પહેલાં અશક્ય અને હાસ્યાસ્પદ લેખાતે.

ઘણા પ્રાચીન કાળમાં જ્યારે મનુષ્યને કોઇપણ યાંત્રિક મદદ ઉપલબ્ધ નહતી ત્યારે શક્તિ પ્રાપ્ત કરવા માટે તેણે પ્રથમ આયુધોની શોધ કરી. એ આયુધો શરૂઆતમાં પત્થરના હતાં અને કાળ ક્રમે ધાતુના આયુધો બનાવ્યાં. એ આયુધોની મદદથી જંગલી પશુઓનો શિકાર કરી ખોરાક પ્રાપ્ત કરવાની શક્તિ પેદા કરી. ખેતી કરી ખોરાક, કપડાં વગેરે મેળવવા માટે અનેક જંગલી પ્રાણીને આયુધોના બળથી વશ કરી તેમનો ઉછેર કરવા માંડ્યો. જેમ જેમ માણસોની વસ્તી વધતી ગઇ અને મનુષ્યને રહેવાના, ખાવાના અને પહેરવાનાં સાધનોની જરૂરિયાત વધતી ગઈ તેમ તેને શક્તિ પેદા કરવાના નવીન સાધનોની શોધ કરવી પડી. યાંત્રિક સાધનોની શોધ થઇ તે પહેલાં હજારો વર્ષ સુધી મનુષ્યને માત્ર

સાદાં આયુધો, શરીરબળ અને પશુબળ ઉપર જ આધાર રાખવો પડ્યો. એ લાંબા કાળ દરમિયાન માણસને જળપવને હવાના વંટોળો વગેરે બનાવોથી પાણીની તેમજ હવાની શકિત વિષે કંઇક ખ્યાલ આવ્યો, પરંતુ એ બળને ઉપયોગમાં લેવાની કોઇપણ યુકિત તેમણે રચી નહોતી. હજાર કે દોઢ હજાર વર્ષો પહેલાં હિંદુસ્તાન, મીસર અને ગ્રીસ દેશોમાં સંસ્કૃતિનો ઉદય થવા લાગ્યો અને તેને પરિણામે કંઇક યાંત્રિક શોધો પણ થવા લાગી. એ સર્વ શોધોએ મૂર્તસ્વરૂપ પ્રાપ્ત કર્યું તે પહેલાં કદાચ ઉચ્ચાલન, ગરગડી જેવાં સાદાં યંત્રોનો ઉપયોગ શરૂ થયો હશે એમ માનવાને કારણ મળે છે.

હવાની શકિતને ઉપયોગમાં લેવા પવનચક્કી શોધાઇ અને તેના વડે કૂવામાંથી પાણી ખેંચવાનું, દળવાનું વગેરે કાર્ય સહેલાઇથી થવા લાગ્યું. આમ છતાં હવાના બળનો સંપૂર્ણ ઉપયોગ થતો નહિ. કાર્યની જરૂર હોય તેટલો સમય જ પવનચક્કીનો ઉપયોગ થતો હતો. એ ઉપરાંત વહાણવટાનો ઉદ્યોગ પણ ધીમેધીમે વધુ પ્રગતિમય થયો અને સઢની શોધ થવાથી પવનનો ઉપયોગ વહાણ ચલાવવામાં થયો. નદી, સરોવર અને સમુદ્રમાં મોટે ભાગે હવાની શકિત વડે જ મુસાફરી થવા લાગી. આ શકિતનો ઉપયોગ આજ સુધી. થતો આવ્યો છે.

નદીના અને વહેળાના પાણીના બળનો ઉપયોગ કરવા તરફ પણ મનુષ્યનું ધ્યાન દોડ્યું. નદીના પાણીદ્વારા દૂર જંગલના લાકડાંને સમુદ્ર તરફ ધસડી લઇ જવાનું કાર્ય અદ્યાપી પર્યંત કરાવવામાં આવે છે. એ ઉપરાંત જલચક્કી ચલાવવામાં પણ એ પાણીનો ઉપયોગ થવા લાગ્યો. નદીમાં પડતા ધોધના પાણીનો થોડો ઉપયોગ આ પ્રમાણે શકિત ઉત્પન્ન કરવામાં થવા લાગ્યો. આ સિવાય પાણીના પ્રચંડ બળનો ઉપયોગ થવો હજી બાકી હતો.

સૂર્યના તાપનો અને અગ્નિના બળનો હજી જોઇએ તેટલો ઉપયોગ થયો ન હતો. કહેવાય છે કે આર્કિમીડીસે અંતર્ગોળ આરસા વડે સૂર્યના કિરણો કેન્દ્રિત કરી દુશ્મનોના વહાણો સળગાવી મુકવાની વાત જાણીતી છે.

આશરે બે હજાર વર્ષ ઉપર એલેકઝાંડ્રિયામાં હેરો નામનો એક વિજ્ઞાનિક થઇ ગયો હતો. તેણે અગ્નિની શકિતનો ઉપયોગ કર્યો હતો એમ માલમ પડે છે. ગરમીથી હવા વિસ્તૃત થાય છે તે ગુણનો ઉપયોગ કરી એક મંદિરનો દરવાજો માત્ર અગ્નિ સળગાવવાથી ઉઘડે અને ઠંડક થવાથી બંધ થાય એવી યાંત્રિક રચના કરી હતી. ત્યારપછી લાંબા કાળ સુધી અગ્નિના બળનો ઉપયોગ થયો ન હતો. હવાના દબાણની શકિતનો ઉપયોગ કરી કૂવામાંથી પંપ વડે પાણી કાઢવાની શોધ ગૅલિલિયોના સમય અગાઉ થઇ હતી. ગૅલિલિયો ના સમય (ઈ. સ. ૧૫૬૪–૧૬૪૨) પછી જ વિજ્ઞાનની અને શકિતના સાધનની શોધની ઝડપી પ્રગતિ થઇ. ગૅલિલિયોની અનેક દિશામાં થએલી શોધમાં ટૉરિસિલી, હાયગેન્સ, ગ્યુરીક અને પાસ્કલે ૧૭મી સદીની શરૂઆતમાં ઘણો ફાળો આપ્યો હવાના પ્રચંડ દબાણ અને શૂન્યાવકાશ (Vacuum)ના બળનો ખ્યાલ ગ્યુરીકના અર્ધગોળાના પ્રસિદ્ધ પ્રયોગવડે થયો. ગ્યુરીકે બે અર્ધગોળા લઇ તેમને સુસ્ત જોડી અંદરની હવા ખેંચી લીધી અને બે બાજુ

ચચ્ચાર ઘોડા જોડી અર્ધગોળાને છૂટા પાડવાનો પ્રયત્ન કર્યો અને હવાના દબાણની પ્રચંડ શકિત વિષે લોકોને ખ્યાલ આપ્યો. હવા અર્ધગોળામાં દાખલ કરતાં જ આપ મેળે બન્ને અર્ધગોળા છૂટા પડી ગયા. સંકોચેલી હવા તેમજ શૂન્યાવકાશની શકિત આજે અનેક રીતે ઉપયોગમાં આવે છે. આગગાડી, ટ્રામ વગેરેને અટકાવવા વેકયુમ-બ્રેક (શૂન્યાવકાશ-બ્રેક) ઉપયોગમાં આવે છે. રસ્તા પૂરવા માટે વપરાતાં ડ્રિલ અને પેટ્રોલના કુવામાંથી તેલ બહાર કાઢવા માટે સંકોચેલી હવાનો ઉપયોગ કરવામાં આવે છે.

દારૂગોળા વડે પણ મનુષ્યે ઘણી શકિત પેદા કરી છે. લડાઇમાં, જંગલી જાનવરોને મારવામાં, બોરીંગ કરવામાં, ટનલો ખોદવામાં, પર્વતો તોડવામાં દારૂગોળાનો ઉપયોગ વિસ્તૃત પ્રમાણમાં થતો આવ્યો છે. બંદુક, તોપ વગેરે લડાયક શસ્ત્રો ૯૦૦ વર્ષ પહેલાં ઉપયોગમાં આવ્યાં છે. હિંદુસ્તાનમાં બૌધ સંસ્કૃતિના કાળમાં અનેક ગુફાઓ કોતરાઇ હતી તેમાં પણ દારૂગોળાનો ઉપયોગ થયો હશે એમ ધારવામાં આવે છે. આજે બોમ્બ, ટોર્પેડો વગેરે વિનાશક સાધનોમાં પણ 'એક્ષ્પ્લોઝીવ' ( ઝટ ધડાકાબંધ સળગી ઉડે તેવા પદાર્થો ) નો ઉપયોગ થઇ રહ્યો છે પુના જતાં પર્વતો કોરીને બનાવેલી ટનલો દારૂગોળાના બળની સાક્ષી પૂરે છે. આવી રીતે રસાયણિક ક્રિયા વડે થતા ફેરફારોમાંથી પણ માણસે અનેક શકિતના સાધનો ઉત્પાદન કર્યાં છે.

વરાળયંત્ર અને તેલયંત્રો (પેટ્રોલના) વડે શકિતના સાધનો એકદમ વધી ગયાં. વરાળ-યંત્ર વડે યાંત્રિક શકિતમાં ઘણો જ વધારો થયો. અનેક મોટાં મોટાં ઉદ્યોગનાં કારખાનાં પણ વરાળયંત્ર વડે ચાલુ થયાં. માત્ર શકિતનો વધારો થયો એટલું જ નહિ પરંતુ કાર્ય કરવાની ત્વરા (ઝડપ) પણ તેટલી જ વધી. વરાળયંત્રના ઉપયોગથી સમુદ્ર માર્ગે અને જમીનમાર્ગે વાહનના સાધનોના બળ અને ઝડપ અનેકગણાં વધી ગયાં. જગતના વિસ્તૃત ખંડોના અંતરો સંકોચાતાં ગયાં અને એજ યંત્રોને પ્રતાપે સંસ્કૃતિનો સમન્વય થવા લાગ્યો. ૧૯મી સદીમાં વિજ્ઞાનિક ક્ષેત્રમાં જે પ્રગતિ થઇ તે હજારો સૈકા આગળની પ્રગતિ કરતાં અવિશેષ હતી. બીજી અનેક શોધ કરતાં વરાળયંત્રની શોધે જગતભરમાં મહાન વિપ્લવ કર્યો પરંતુ એથી યે વધુ વિપ્લવકારક શોધ એક સૈકા ઉપર વિદ્યુતની શોધથી થઇ. આજે દુનિયાના સમગ્ર ભાગોમાં વિજળીની મદદથી જે મહાન ફેરફારો થયા છે તે આપણને ખ્યાલમાં આવતા નથી. આજે અલાદિનના જાદુઇ ફાનસની વાતો ખરી પડી છે. માત્ર એક જ ચાંપ દાબી મોટા શહેરના દરેક રસ્તા ઉપર અને ઘરોમાં પ્રકાશ ઉત્પન્ન કરી શકાય છે. એક જ ચાંપ દાબી મોટી મોટી આગગાડી, ટ્રામ અને મિલનાં યંત્રો ચાલુ કરી શકાય છે. વિજળીથી શકિત ઉત્પાદન કરવાનું અને તેની વહેંચણી કરવાનું ઘણું સહેલું પડયું. વિજળીથી માણસની શકિતમાં વિરાટ ફેરફારો થયા છે. એ શકિતના બળથી મનુષ્ય ધારે તે કાર્ય પાર પાડી શકે છે. વિજળીના બળથી અતિશય ઠંડા પ્રદેશના ઘરોમાં મનુષ્ય વાતાવરણ ઉષ્ણ રાખી શકે છે. અને એના જ બળથી અતિશય ઉષ્ણ પ્રદેશમાં જોઇએ તેટલી ઠંડી પેદા કરી શકે છે. વિજળીની મદદથી ચાલતાં સુખસંપની અને શકિતના સાધનોની ગણતરી કરવાનું આ નાના લેખમાં શકય નથી.

પેટ્રોલના તેલથી મોટર, એરોપ્લેન વગેરે સાધનો હસ્તગત થયાં. તેલ યંત્રો (આંતરદાહક યંત્રો—Internal combustion engine) વડે બીજાં પણ અનેક કારખાના ચાલી શકે છે. આજે વરાળયંત્ર, તેલયંત્ર અને વિજળીની મદદથી મનુષ્યની શક્તિ જાણે સર્વ સંપન્ન થઇ હોય તેમ લાગે છે. ત્યારે ભવિષ્યમાં શું ?

આ સર્વ શક્તિમાં પાણીના ધોધ અથવા પહાડોમાં ઊંચે સ્થળે બાંધેલા તળાવમાંથી પડતાં પાણીની શક્તિ શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે. વરાળયંત્ર માટે કોલસાનું બળતણ આવશ્યક છે. કદાચ એક કાળે એ બળતણ ખૂટે પણ ખરું ત્યારે કદાચ વરાળયંત્રનું ક્ષેત્ર મર્યાદિત પણ થઇ જાય ! એજ પ્રમાણે તેલયંત્રોનો આધાર જમીનમાંથી નીકળતાં ખનિજ તેલો ઉપર રહે છે. એક કાળે એ તેલનો જથ્થો પણ ખૂટી જાય તો નવાઇ નહિ. ત્યારે આપણે શક્તિના કયાં સાધનો ઉપર આધાર રાખવો. જ્યાં સુધી સૂર્યનો તાપ પડે છે ત્યાં સુધી વરસાદ વરસશે. વરસાદના પાણીથી હાઇડ્રોઇલેક્ટ્રિક કારખાના (hydroelectric works) પણ ચાલુ રહેશે અને વિજળીનું ઉત્પાદન ચાલુ રહેશે. આમ પાણીનું બળ ઘણા લાંબા કાળ સુધી આપણું શક્તિનું સાધન રહેવાનું છે એ નિશ્ચિત છે.

આ ઉપરાંત પરમાણુને છેદન કરવાનાં કેટલાક પ્રયોગો, તેમજ રેડિયમ જેવી સ્વયં-વિભાજી તત્વો (radioactive elements)ની અતુલ શક્તિનો અત્યારે અત્યારે કંઇક ખ્યાલ આવ્યો છે જગવિખ્યાત વિજ્ઞાનિક આઇન્સ્ટાઇને પૂરવાર કર્યું છે કે દ્રવ્યના પરમાણુને વિચ્છિન્ન કરતાં શક્તિ મળે છે; એટલું જ નહિ પરંતુ દ્રવ્ય એ શક્તિનો સંચય જ છે અને યોગ્ય સાધનો વડે દ્રવ્યનું શક્તિમાં રૂપાંતર થઇ શકે એમ છે. જો પરમાણુના છેદન વડે શક્તિ ઉત્પન્ન કરી યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો મનુષ્યને અમાપ શક્તિ મળી શકે એમ છે. કહેવાય છે કે એક ગ્રામ કોલસાનું સંપૂર્ણ શક્તિમાં રૂપાંતર થાય તો બ્રિટનના સર્વ યંત્રો એક વર્ષ ચાલી શકે. આ ઉપરથી આપણી પાસે શક્તિનો કેટલો વિપુલ સંગ્રહ છે. તેનો કંઇક ખ્યાલ આવશે.

હિંદ જેવા ઉષ્ણ પ્રદેશમાં હવાના પ્રચંડ પ્રવાહોની શક્તિ વેડફાઇ જાય છે. એ સિવાય નદીઓના પૂરોની શક્તિ મોટે ભાગે નકામી જાય છે. નહેરો વડે પાણીના પૂરોનો ઉપયોગ થાય છે. તે સિવાય બધું પાણી નાહકનું સમુદ્રમાં વહી જાય છે. સમુદ્રમાં થતી ભરતી અને ઓટ શક્તિનો અખૂટ જથ્થો છે. પરંતુ એનો ઉપયોગ કરનાર દેશ બહુ થોડા છે કોલસા અને તેલની શક્તિનો જથ્થો ખૂટે છે એટલે મનુષ્યને હવે સૂર્યના તાપનો, ભરતીઓનો, નદીઓના પાણીનો ઉપયોગ કરવો ઇષ્ટ છે. વિજ્ઞાન આજે પરમાણુંની શક્તિને ઉપયોગમાં લેવાના પ્રયત્નોમાં મંડયું છે, એટલે ભવિષ્યમાં શક્તિનાં નવાં સાધનોનાં ઉત્પન્ન થવાનાં જ છે.

# છાપાં

(વસંતરાય ટેબલ પાસે કંઇ લખતા, વાંચતા બેઠા છે. એમની પાસે પ્રવીણ રમે છે. એવામાં ટપાલવાળો આવી બે પાંચ છાપાં, માસિકો, પત્રો, અઠવાડિકો આપે છે. પ્રવીણ તે લઇ ટેબલ પાસે પડેલી ટીપાઇ પર મૂકે છે અને એમાંથી એક પછી એક ઉપાડી જુએ છે.)

પ્રવીણ — (જુદા જુદા અક્ષરોમાં લખાયલા સરનામાં જોતો) ઓહો, બાપાનું નામ કેટલા બધા લોકો જાણે છે, આટલા બધા લોકો રોજ કાગળો લખે છે ને છાપાં મોકલે છે!

(છાપાંમાંથી એને ગમતું એક ઉકેલી) આ કેવું સુંદર છે...(પાનાં ફેરવે છે.)

(આ દરમિયાન વસંતરાય છાપાં લે છે, જુએ છે. એક બે નીચે પડી જાય છે.)

લોકો આવાં પત્રો શા સારૂ કાઢતા હશે! નથી પૂંઠા પરના ચિત્રનું ઠેકાણું! નથી અંદરના લખાણનું! અને એ પણ ઠીક...પણ...(અંકના પાન ફેરવતાં) આ આવું ગંદુ શે લખતા હશે?

પ્રવીણ — (બાપાએ મુકેલું Times, Weeekly લેતો) આ કેવું મોટું છાપું છે! નાના છોકરાથી તો ઊંચકાય પણ નહીં. તે બાપા! આ આટલું બધું કોણ લખતું હશે? બાપરે! આખો દિવસને રાત માણસ લખલખ કરે તો પણ પુરૂં લખી નહીં રહે.

તારા — પણ તને ક્યાં ખબર છે કે દેશમાં તો આવાં બીજાં કેટલાં છાપાં છે, ને દુનિયામાં તો...

પ્રવીણ — તે એટલાં બધાં છાપાં લોકો શા માટે કાઢતા હશે, તે આ બધાં વાંચી પણ શકાય ક્યારે?

(એવામાં બે ત્રણ ચોપાનિયાં જોઇ, વસંતરાય મૂકે છે.)

પ્રભા — જો, આ તારા બાપાએ તો આ વાંચી પણ લીધાં.

પ્રવીણ — એમ તે વંચાય? બાપા, બાપા! એટલામાં શું વાંચ્યું?

પ્રભા — એમ નહીં, છાપામાંથી તો બધું થોડું થોડું પહેલાં જોઇ જવાનું ને પછી ગમે તેટલું વાંચવાનું.

તારા — હા. હું પણ એમજ કરૂં છું. ચોપડીમાંના ચિત્રો પહેલાં જોઇ જાઉં છું. પણ બાપાજી તો મને આખી જ ચોપડી વાંચવાનું કહે છે.

પ્રવીણ — બા, હવેથી હું એવી જ રીતે મારા પાઠ કરૂં ને?

તારા — તો માસ્તર તને મારશે. (હસે છે.)

પ્રવીણ — પણ બાપા તો એમજ વાંચે છે. બા કહે છે કે દુનિયામાં ઘણા લોકો એમજ વાંચે છે. તેને તો કોઇ મારતું નથી. તો પછી મને શા માટે માર પડે?

પ્રભા — પણ એ બધાને કંઇ પાઠ કરવાના નથી. એ તો અમસ્તા વાંચે છે.

પ્રવીણ — પણ તું તો મને અમસ્થી વાર્તાની ચોપડી પણ એમ વાંચવા નથી દેતી. બસ, પુરી જ કરવાની, ને વળી પાછી અંદરથી પૂછે.

તારા — એ તો આપણે નાનાં ને તેથી.

પ્રવીણ — એમ ! શું નાનાંને મોટાં માટે કાયદા જુદા ! એ કેવી વાત !

તારા — હાસ્તો.

પ્રવીણ — તે અમને તો આ બધું સમજાતું નથી. આ આવા ઝીણા ઝીણા અક્ષરો, ઊભા, આડા, તે બધાંજ અમને સમજાય એમ લખતા હોય તો !

તારા — તોયે બા, હું તો એ બધું નહીં વાંચું. આ આવું આવું તે કોણ વાંચે ?

પ્રભા — કેમ ? બહુ મોટી થઇ ગઇને.

તારા — હા, મને મોટી તો થવા દે...

પ્રવીણ — મને મોટો તો થવા દે...

પ્રભા — તો પછી–તો તમે શું કરશો ?

વસંતરાય — તો પછી પ્રવીણતારાનો કાયદો થશે કે બધાં સરખાં ને એક પણ છાપું નહીં એમને ?

તારા — ના, છાપું તો ખરું પણ મોટાં નાનાં સૌ સરખાં.

પ્રવીણ — ને છાપાં—

પ્રભા — તે છાપામાં આવું કેવું છે ? જુઓને, આ સત્યતેજ આમ લખે છે તો સત્યપ્રકાશ બીજું કહે છે.

પ્રવીણ — બાપા, એમ કેમ ?

તારા — એ તો જેને જેટલી ખબર હોય તેટલું લખે, જેમ નિશાળમાં જેને જેટલું આવડે એટલો જવાબ આપે.

પ્રભા — તે તો ખરું. પણ આ એક કહે છે આપણે બધાંને અડકવું જ્યારે બીજું કહે છે કે એમ અડકવાથી તો પાપ લાગે.

તારા — એમાં ખરું શું ?

પ્રભા — હા એતો એવું જ છે. આ એક કહે છે કે આમ કરવાથી પુણ્ય થશે ત્યારે બીજું કહે છે કે આમ કરવાથી પાપ લાગશે. આમ જુદું જુદું લખી આ લોકો કેવો ગોટાળો કરે છે.

તારા — ને વળી નામતો એકજ છે. જુઓને સત્યતેજ અને સત્યપ્રકાશ.

પ્રવિણ — તે બાપા સત્યતેજથી સત્યનો પ્રકાશ જુદી જાતનો હોય છે ?

વસંતરાય — ના.

તારા — ત્યારે આ લોક આવું કેમ લખે છે ?

વસંતરાય — કેમ, મેં કહ્યું જેને સૂઝે તેવું તે લખે.

તારા — અને તે પ્રમાણે કરે કે ?

વસંતરાય — કરે પણ ખરા.

પ્રવીણ — ઓ બાપરે આટલું બધું લખે તે પ્રમાણે ક્યારે કરે ? સવારથી સાંજ સુધીમાં એ પૂરું પણ નહીં થતું હોય.

(બધાં હસે છે.)

તમે કેમ હસો છો ? તમેજ કહેતા હતાને કે વાંચવું તેમ કરવું.

પ્રભા — (જરા શરમાઇને) હા તેનું શું છે ?

પ્રવીણ — કેમ તે દિવસે તેં પેલી વાર્તા કહી હતીને ભૂલી ગઇ ?

પ્રભા — કઇ વાર્તા ?

વસંતરાય — એ વાર્તા અમને કહી સંભળાવશો ?

પ્રભા — હા, હા, મને યાદ નથી.

તારા — લો ત્યારે સાંભળો મારો ભાઇ વાર્તા માંડે છે.

(પ્રવીણ વાર્તા કહે છે)

"યુધિષ્ઠિર નામે એક રાજા હતા. રાજા પણ મોટા સતવાદી. એ કદીજ જુઠું બોલતા નહિં. નાના હતા ત્યારે પણ–ભલેને ગમે તે દુઃખ આવે, લોકો મશ્કરી કરે અને માર પડે તોયે જૂઠું બોલે જ નહીં.'

"એ નાના હતા ત્યારની એક વાત છે. એ નિશાળે બેઠા ને પહેલો પાઠ આવ્યો, "સાચું બોલવું." માસ્તરે પહેલે દિવસે પાઠ શિખવ્યો, બીજે દિવસે પાઠ લેતી વખતે પૂછ્યું, "બોલો બધાને પાઠ આવડે છે ? ન આવડે તે ઉભા થઇ જાય"

"એમ તો રાજકુંવરોની શાળા એટલે બધાને જ આવડે, અને નહિ આવડતું હોય તો યે કંઇ કોઇ એમ ઉભું થઇ જાય છે ? મારની બીક લાગે અને હોઠ કહેવાય ને. કોઇ કાંઇ બોલ્યુ નહી એટલે માસ્તરે તો લીધી નેતર, લાંબી બધી હોં, ને પછી મંડ્યા પાઠ લેવા."

'એ પાંચના પાઠ લીધા અને યુધિષ્ઠિરને ઉભા કર્યા. 'ચાલો, પાઠ વાંચો, અર્થ કરો.' યુધિષ્ઠિર જરા ઊભા રહ્યા. માસ્તરે ધારો તાણ્યો પણ એ તો એમને એમ ઊભા જ રહ્યા, કોઇની જેમ જ તો. માસ્તર સોટી વીંઝતા પાસે આવ્યા, 'તમે તો મોટા કુંવરને પાઠ કેમ નથી કર્યો.?' ધીરે ધીરે અચકાતા યુધિષ્ઠિર બોલ્યા,' 'સાહેબ, પાઠ કર્યો છે પણ

પ્રવીણ — અડધો જ આવડ્યો છે.' આ સાભળી માસ્તરે તો બે ચાર સડાક સડાક

પ્રભા — એમ ?

તેટલું, કુંવરોના પાઠ લેવા માંડ્યા. પાઠ લેતાં લેતાં માસ્તરને થયું, અરે !

તારા — હા. 'આવી પણ મોટા કુંવરને આમ મરાય ? હવે શું થાય ?

બાપુ. કરતા હતા ત્યાં તો વખત પૂરો થયોને છોકરાઓ ઉઠવા મંડ્યા.

પ્રવીણ — બા, બોલાવ્યા. ધીમેથી પૂછ્યું, 'પાઠ આવડ્યો.' "

તારા — તો માસ્તર

પ્રભા — પણ આપા 'હા, હા, આવડી ગયો. ત્યારે સહેજ કાચો હતો.–હવે તો બરાબર

એવામાં યુધિષ્ઠિર બોલી ઉઠયા, "સાહેબ, તમારા પાઠમાં વાંચવાનું તો શું હતું? આ 'સાચું બોલવું એટલું જ ને. પણ હું તો સમજ્યો કે એમ કરવાનું. એટલે કાલનો આખો દિવસ ગયો પણ સાચું બોલવા જેટલી હિંમત બરાબર નહોતી આવી. હવે આવી ગઇ."

માસ્તરને આ જરા વિચિત્ર લાગ્યું. એમને તો કુંવરને મારેલા તેજ વિચાર આવ્યા કરે. એમણે તો ફરીથી પૂછ્યું.

"જુઓ, ત્યારે સાહેબ કહું? તમે સોટી લીધી, ત્યારનું મને થતું હતું કે આમ સોટી લે તે માસ્તર કેવા? એમને તો રાજાજીને કહી રજા અપાવીશ. જુઓ હું આ સાચું બોલી શક્યો. ત્યારે મારાથી એ બોલાતું નહોતું. હવે મને પાઠ આવડી ગયો."

માસ્તર તો જોઇજ રહયા. "પણ હું કાંઇ એમ કહેવાનો નથી; હ."

પ્રભા — પણ તેનું શું છે ?

વીણુ — કેમ એ પ્રમાણે જેટલું વાચવું તેટલું કરવું અને ન થાય તે ન વાચવું-
ન લખવું.

પ્રભા— વાહ, ભાઇ, વાહ.

તારા— હા માણસે એમજ કરવું જોઇએ. સાચું હોય તે શોધી કાઢવું જોઇએ.
એ માટે વાંચવું એટલું જ વિચારવું.

વસંતરાય— ને એટલું જ લખવું ને એ પ્રમાણે કરવું.

પ્રભા— એમ? એમ તે થાય?

તારા— એમ ન થાય? જોને, અમે મોટાથઇશું ત્યારે એમજ કરીશું.

પ્રભા— કેવી રીતે? બધાથી એ તે થાય?

વસંતરાય— તેમ થાય તો?—તો. આજની દુનિયા કેવી થઇ રહે!

શારદાપ્રસાદ વર્મા

# કોણ ભણ્યું ?

શ્રી. મણિભાઈ દ્વિવેદી

તંત્રીજી, મારા આન્તર મન્થનની એક વાત કહું ? સાંભળશો ? એક જમાનામાં હું વિદ્યાર્થી હતો. અને શાળામાં ભણતો. મારી સાથે નાનુ, ભાનુ, વિનુ, કેનુ બધા ભણતા અને શું ભણ્યા ? લેખાં ભણ્યા, હિસાબ ભણ્યા, પાઠ ભણ્યા, ઇતિહાસ ભૂગોળ ભણ્યા અને કશું ય ન ભણ્યા. મારૂં કહેવું વિચિત્ર લાગશે પણ હું સાચું જ કહું છું કે અમે ભણ્યા અને કશુંજ ન ભણ્યા.

અમે લેખાં ભણ્યા પણ શાકભાજી; અનાજ અને તેલ–ઘી–ગોળના હિસાબમાં ગુંચવાયા. અમને એ લેખાંના ઉકેલ ન જ આવડયા. હિસાબ ગણવા–ત્રિરાશી અને બહુ-રાશી બહુ બહુ માંડી વળ્યા. શાળામાં હિસાબની પાટી પહેલી નાંખીને અમે રાચવા લાગ્યા. અમે આ રીતે હોંશીઆર વિદ્યાર્થીઓમાં ખપ્યા પણ કાપડીઓ ગજ, કાતર ચલાવતો તસુ કાપડના પૈસાનો હિસાબ મોઢે મોઢે કરી નાંખે, વાણીઓ આંગળીના વેઢે અટપટાં વ્યાજ ગણે તે જોઇ અમે ગુંચવાયા. અમારા ગુણાકાર–ભાગાકાર–પૂર્ણાંક–અપૂર્ણાંક એ ગુંચોની ઉકેલ ન કરી શકયા. એવું ભણ્યા.

શાળામાં પાઠ ભણ્યા, કવિતા ભણ્યા પણ હાથના અક્ષર ઉકેલતાં ન આવડયા, હાથની લખેલી ભારતકથા વાંચવાનું કહે ત્યારે ડસકાં ખાધા સિવાય અમે આગળ ન વધી શક્યા. 'ભુરો ભાસ્યો ઝાંખો, દૂરથી ધુમસે પહાડ સરખો' એ કવિવાણી આજ પણ યાદ રહી છે. પણ એ વિરાટ–કાય વટવૃક્ષનાં દર્શને જવા જેટલી ઘેલછા કોઇએ ન જગાવી.

"અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઈજા,
ઉંડાં અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈજા "

એ ઋષિવાણી શિક્ષકે ગોખાવી અને અમે ગોખી, તેના અર્થ કર્યા પણ અમે અંધકારમાં છીએ એ જ્ઞાન ન થયું, સત્યની ઘેલછા ન લાધી એવી રીતે કવિતા શીખ્યા ને શિખવી.

ભૂગોળમાં દેશ દેશાન્તરની નદીઓ અને ગામો ગોખી વળ્યા પણ ગામનાં ગોંદરનાં ખેતરો ભૂલ્યા, ઇતિહાસ ભણ્યા હિન્દી પ્રજાની કાયરતાનો અને પાને પાને શીખ્યા – આ પરગજુ અંગ્રેજ સોદાગરો પેટે પાટા બાંધી સાત સાગર ઓળંગી આપણી વચમાં આવી ન ઉભા હોત તો આ દેશની પ્રજાના ભુક્કા થઇ જતે ! બસ આટલું.

ભારતની પુરાતન વિદ્યાપીઠો, વાણિજ્ય, સાગર સાહસો, ધર્મપ્રચાર, બુદ્ધની અનુ-કમ્પા અને મૈત્રી, શંકરનો દિગ્વિજય, રજપુત–શીખોની કુરબાનીઓ, મરાઠાઓના સાહસ, મોગલોની કલા–પ્રિયતા એમાંનું કાંઇ ન શીખ્યા.

મસ્ત કવિ હાફેઝ શિરાઝી, ઉમ્મર ખય્યામ, ચીરદોસી તુરી, શેખ સાદી એમની મસ્તીનો પરિચય ન થયો, ભારતીય સાધકોને ન ઓળખ્યા, ન જાણ્યા. મનસુરની ગજન નિરમારી, અરબની ભૂમિ પર ખુદાઇ ખીદમતમાં પ્રજાતંત્રવાદના મંડાણ, શૂલિપર દેહ

નિર્માન કરતાં ઇસસ કે સિદ્ધાન્તને, ખાતર ઝેરનો કટોરો ગટગટાવનાર સોક્રેટીસ કે વીર રમણી કૃષ્ણકુમારી, ગ્રીકનું તત્વચિન્તન, સ્પાર્ટા-રોમની વીરતા, જર્મનીના વૈજ્ઞાનિક જગતની કુચ, ઇગ્લેન્ડના સાગર સાહસો, ચીનની એકાગ્ર ઉદ્યોગપ્રિયતા, સ્વાધીનતા રક્ષા માટે મેકિસ્કો-પેરુની કુરબાનીઓ, રશિયાના મહામન્થનો એમાંનું કાંઈ ન ભણ્યા અને જે ભણ્યા તેમાં અમને બાયલા કર્યા.

અંગ્રેજી ભણ્યા અને મા-બાપ કહેતાં શરમાયા. ફાધર મધરથી કામ લેવા માંડ્યું. દેશથી આઘે જવા લાગ્યા. શ્રમમાં બણુચકતા લાગવા માંડી, સાદાઈમાં જુનવાણી જણાઈ, જાપાનનાં સસ્તાં મોજાં, અંગ્રેજી ટાઇ, ફ્રાન્સના 'ઓટો - ડ - રોઝે' ફ્રામેલની ફોટી ભુલાવી, અમદાવાદની અતલશમાં જુનો જમાનો જણાયો, પાટણનાં પટોળાં અને બનારસી અંબરમાં કાબરચીતરાપણું લાગવા માંડ્યું, રંગની તરતી કહોર માંડવીની ચુંદડીઓ ભિનાષાના અસબાબ જેવી લાગવા માંડી, દેશી તેલોમાં માથાને ચીકણું કરી મુકવાની ચીડ ભરાવા માંડી. પરદેશ સાથે સંબંધ બાંધી ફાંકડા તકલદી બન્યા, બીજાને બનાવ્યા, અને જુવાનીમાં માથાં ધોળાં કર્યાં એવું તો અંગ્રેજી ભણ્યા.

શરીર-રચના અને હાઇજીનનાં મૂળ તત્વો ભણ્યા ત્યારથી ઊલટીમાની કડવાટની પોટલી ભૂલ્યાં અને સ્હેજ સ્હેજમાં દવાખાને જઈએ, ત્યારે તબીયતનું ઠેકાણું પડે એવું જ્ઞાન લીધું. શાળામાં ડ્રીલ શીખ્યા અને પડઘમ સાથે પગલાં માંડી ધ્રાણીઓને આકર્ષવા લાગ્યા-આ રીતે. જવાંમર્દ બનવાની તાલીમ લીધી. પણ એક દિવસ રાતના માળીઆ પર કંઈ ખખડાટ થતાં હું જાગ્યો ત્યારે મારી પત્નીને ખાટલા પાસેથી નહીં ખસવાની હીંમત આપી સડાક દઈને હું શેરીમાં નીકળી અર્ધું ક ડઝન લોક જગાડી લાવ્યો, ત્યારે ઘરમાં પેઠો, અને આઠ વરસનાં માણેકકોઇ હાથમા દીવો લઇ માળીઆ પર આગળ ચઢ્યાં ત્યારે નીચે ઉભા રહી હું તેમને હીંમત આપવાની હામ ભીડી શક્યો. અમને મળેલી મર્દાનગીની તાલીમે ઉજળે દહાડે કે વિજળીની રોશનીમાં લોક એકઠું કરવાની તરકીબ શીખવી પણ રાતના અંધાર ઢાંકણે તો ગામડે ઘડાયલી અને જમાનાથી પાછળ લાગતી મારી પત્નીની હુંફે હું મર્દ કહેવાતો.

આગળ વધ્યા અને ત્રિકોણમિતિ, ફિઝીકસ, કેમસ્ટ્રી એવું કંઇ કંઇ ભણ્યા, કંઇ કંઇ ગણ્યું, પાણી અને બરફ એવું કંઇ તોડી વળ્યા પણ વાસ ગદીયાંણામાં ગુંચવાયા અને વીધાં વીસવાસીમાં મુંઝાયા.

ઉગ્ર—ભાષા ભણ્યા—શીખ્યા. મહાકવિ બાણની સારીયે કાદંબરી ઉથાપી ગયા, અને દુનીયામાં મહાશ્વેતાઓનાં મુખડાં પારખતી પ્રવૃત્તિમાં પડ્યા પણ પ્રતાપી હર્ષવર્ધનના સુગના સન્મદેશ આ દેશના વૈભવની યાદ ન રહી, એ બીનાનો સ્પર્શ ન થયો, દષ્ટિએ ન ગઇ. રઘુવંશ અને કુમારસંભવ ભણ્યા અજવિલાપ અને રતિવિલાપ વાંચી હૃદય હૃદયમંથ્યાં. વિના પરણ્યે કલ્પનામાં ઇન્દુમતિઓ ઉભી કરી વિરહના ધ્વનિ ગોકરવા લાગ્યા.

क नु [illegible] मां - त्वदधीनजीवितं

विनिकीर्य क्षणभिन्नसौहृदः ।

नलिनीं क्षतसेतुबन्धनो
जलसङ्घात इवासि विद्रुतः ॥

મહાકવિ કાલિદાસની આ અત્યંત કરુણ વાણીએ ખૂબ ખૂબ મન ઓગળ્યું અને રાતે મદનની મૂર્તિઓ ખડી કરવામાં ગુંથાયા પણ—

સીમને શેડે તલાવડી, માંખણે બાંધી એની પાળ
માખણ તવાયાં ને નીર વહી ગયાં—હાય રાજવી હાયે હાય.

ગામને પાદરે ધખતા મધ્યાહ્નની ઉદાસીનતામાં ઉચ્ચાગતા રાજિયાના આ વિલાપમાં આ વિશાળ જગતમાં કાયાની સરવરીઆની પાળો ક્ષણમાં નષ્ટ થઇ જાય એવા મુલાયમ માંખણથી બાંધવામાં આવ્યાની વાસ્તવિક કલ્પના કરવામાં આવી છે, મહાકવિની કલ્પના કરતાં પણ વધુ વાસ્તવિક અને તાદૃશ ચિતાર રજુ કરતી કલ્પના છે, અને આ રીતે લોક-વાણીમાં શરીરની ક્ષણભંગુરતાનો જવાબ અપાયો છે તેની તુલના કરવા તરફ તો કોઇ દીવસ દૃષ્ટિ ન જ વળી.

મેઘદૂત ભણ્યા અને બહુ મુંઝાયા. કેટકેટલી અલકાપુરીઓ ખડી કરવા લાગ્યા અને શાળામાં જ કોઈ રાજહંસ સદેશાના સાથીદાર મળે એની શોધમાં પડ્યા, પણ—

"धूमज्योतिः सलिलमरुतां सन्निपातः क्व मेघः"

એ એક જ ચરણમાં તો મહાકવિએ મર્ત્ય અને અમર્ત્ય અંતરીક્ષની સામગ્રીનો સમન્વય કરી જીવન્ત મૂર્તિ ખડી કરી, જગના માનવીને વ્યોમનો વિગટનો સાથી, મિત્ર બનાવ્યો તે સૂઝ ભણતરમાંતો ન જ પડી.

કવિકુલગુરૂ વાલ્મિકીની પ્રગલ્ભવાણી રામાયણમાં ન વાંચી, ભારતકથા જમાનાને પ્રતિકૂળ થોથું લાગ્યુ. પુરાણો હિન્દુઓની મૂર્ખતાઇના નમુનાનો સંગ્રહ હોવાનું મેકોલેએ કહ્યું અને વિના વાંચ્યે અમે તે માન્યું. વેદોને માટે પણ બ્હારનાઓએ કહ્યું અને અમે પણ તેમના સૂરમાં સૂર પુરી ભરવાડાના ભટકની જાતિઓનાં ગીતો ગણી આગળ વધ્યા.

**Tale of Two Cities** ભણવા માંડી અને ફ્રેન્ચ ક્રાન્તિના ચિતારે કંઇક રંગાયા ત્યાં રોમીઓ-જુલેટ અને મનોહરની સુંદરીની પ્રણય કથાએ એમને પણ 'રોમેન્સ' તરફ વાળ્યા. આવું આવું ભણ્યા અને ઘણું ઘણું ભણ્યા, શિક્ષકોએ, વિદ્યાની પીઠોએ ભણાવ્યું અને અમે ભણ્યા. અમે કેળવણી પામેલા ગણાયા, સુધરેલા બન્યા અને ભણેલા કહેવાયા. પણ આજીવિકા માટે અરજીનો મુસદ્દો તો જગા કાકાએ ઘડી આપો ત્યારે અમે તેની નકલ કરી શક્યા.

શાળામાંથી બ્હાર આવીને જેયું તો કાના-માત્રા વિનાનું લખવાનું ભણીને જોધપુર તરફની ગાડીમાંથી એક ગોદડામાં સરસામાન લઇ ઉતરેલો મેઘો મારવાડી એજ વરસમાં મેઘજી શેઠ બની ગયો અને સુરતના સરાફ બજારમાં તેના રૂક્કા સ્વીકારવા લાગ્યા. ધોરાજી તરફથી બાપુની ગાડીમાં બેસી આવેલો અને જંગલના પાલીઆં પાણીની ધારે દુકાનની ધુણી માંડી બેઠેલો, ફક્ત નામ લખવાનું ભણીને આવેલો ગની મેમણ થોડા વખતમાં ગની શેઠ બની ગયો.

શિયાળામાં જુના ડગલા વેચતો અકબરખાં પઠાણ, સવાર સાંજ ભેંસના ટોળામાં ભમતો માધુ રબારી, સાંજને છેડે સીમ સંભાળતો ભાથી બારૈયો અને ગમહીન ભૈયો, બોર, જમરૂખ, જાંબુડાં અને ચીભડાના વેચાણના ટપાટપ હિસાબ કરતો અભરા બાપુડીઓ વાઘરી એ સૌ પૈમાની પોટલીઓ બાંધતા અને અમે ભણેલા માટે અરજીનાં કાગળીઆં લઇ અહીં તહીં પડાપડી કરતા, ભલામણો શોધતા.

અમે ભણ્યા આજીવિકા માટે અરજી કરવાનું! દેશની પ્રીતિ છોડી પરભોમ પર ઓવારી જવાનું, શ્રમ કરવામાં અનઘડપણું માનવાનું, સાહસ કરતાં ફૂલફટાક બનવાનું. અને તેમ છતાંય બધા કહે છે ભણો અને ભણાવો. શાળામા નહીં જાઓ તો દંડને પાત્ર થશો. અને શાળામા જઇએ ત્યારે પરાધીન જીવન જીવવાના જે પાઠ શીખી, સ્વભાવ બાંધી બહાર આવીએ છીએ તેય કયાં ઓછો દંડ છે? શીખવું તો જોઇએ પણ કયાં શીખવુ? શાળામા કે સંસારમાં અને શું શીખવું? પુસ્તકના પાઠ કે સ્વાધીન જીવન વિકાસના પાયડા? સમાજના શિક્ષકો આનો ઉકેલ કેવી રીતે કરશે? તે પણ અમારી જેમ જ ભણેલા ને!

બાળ અને કુમારના હૃદયપટ કોણ ઉકેલશે? એને કોણ કહેશેઃ પુત્ર, સંસારમાં મનુષ્ય બન! આ તારૂં જગત એ મિથ્યા નથી. દુનીઆમાં તારી હરતી છુટવા માટે નથી. આ અનન્ત બ્રહ્માંડનો તું પણ એક ભાગ છે. તારી હયાતી તું સાર્થક કર! પ્રકૃતિનાં અવિરત ધમસાણ નિરખ અને તું પણ સિંહગર્જન કરતો આગળ વધ!

ગુરૂ વિના એ પ્રેરણા કોણ આપશે? અને ઠરેલા ધોરણ મુજબ કામ કરવા નિમાયલા શિક્ષક-ગુરૂઓ બાળકને ભણાવે શું ને ભુલાવે શું?—પણ ત્યારે તંત્રીજી, હાલ નિદાન એટલું તો કહોઃ કોણ ભણ્યું?—અમે કે પેલો મેંઢો માગ્યારી અને ગની મેમણ?

---

## શાકરીઆ ચણા

પ્રખ્યાત ક્રિકેટર ડબલ્યુ. જી. ગ્રેસ એક વખતે એક ગામ ગયા હતા. ત્યાં તેમણે એક ક્રિકેટ ઇલેવન ઉભી કરી પાસેના ગામમાં મેચ રમવા ગયા. હરિફ સ્કવાયરે ઇનામ જાહેર કર્યું, કે કોઈ પણ ગ્રેસને આઉટ કરે, સ્ટમ્પ કરે કે કેચ કરી આઉટ કરે તેને હું એક બૅટ ચાંદીથી મઢીને આપીશ. ગ્રેસ ટોસ જીતી દાવમાં ગયો. આ સામેની ટીમ મહા આફતમાં આવેલી જણાઇ તેમનો આગેવાન બોલર ગેરહાજર હતો. તેઓ મુંઝવણમાં આવી પડ્યા. પહેલી બોલીંગ સ્કાવયરે ગામના કડિઆને આપી. કડિયાએ બોલ કરી પહેલી જ બોલે ગ્રેસની વિકેટોનું વચ્ચેનું સ્ટંપ ઉડાવી દીધું. સર્વ આશ્ચર્યચકિત થઇ ગયા માનભંગ થયેલા ગ્રેસને જાણે વધારે અપમાન કરતો હોય તેમ કડીઓ બોલ્યો, 'આટલા જલદી એને આઉટ કરવા મારો વિચાર ન હતો.

... ... ... ....

પ્રખ્યાત ક્રિકેટર એ. ઇ સ્ટોડાર્ટ એની વિરૂદ્ધ જતી એક વાત કરે છે. એક વખતે તે ઘણી મજબુત ટીમ લઇને એમ. સી. સી. સામે લોર્ડઝની ગ્રાઉન્ડ પર રમવા ગયો.

એમ. સી. સી. ની ટીમનાં નામ તેને આપવામાં આવતાં તેણે સખત ફરીઆદ કરી. એ અગિયાર નામમાં કોઈ પણ જાણીતા ખેલાડી ન હતા. આવી નબળી ટીમ સામે તેને રમવા શા માટે બોલાવ્યો ? એમ. સી. સી. ના મેનેજરે તેની માફી માગી તેને શાંત પાડ્યો. સ્ટોડાર્ટે ટોસ જીતી દાવ લેવાનું પસંદ કર્યું. હેમ્પસ્ટેડના રમનારાઓ જેટલી ઝડપથી દાવ લેવા ગયા તેટલી જ ઝડપથી એમ સી. સી. ના એક એ. એન આર્થર નામના બોલરે તેમને પાછા કાઢ્યા. આથી હેમ્પસ્ટેડ ૬૮ રનમાં ખતમ થઇ ગઇ. એમ સી. સી. દાવમાં ગઈ ત્યારે આજ બોલર એકલો ૧૭૦ રન કરી નોટઆઉટ રહ્યો. હેમ્પસ્ટેડને બીજા દાવમાં ૧૦૦ ઉપર થોડા રનમા આજ બોલરે પાછી કાઢી નાંખી. આ બોલરે એકંદરે ૧૮ વિકેટ આ મેચમાં લીધી. આ બોલર બીજો કોઇ નહી પણ આલ્બર્ટ એડવર્ડ ટ્રોટ–મિડલસેક્સ માટે રમતા ચાહનો ઑસ્ટ્રેલીયન હતો.

... ... ... ...

સ્વર્ગસ્થ પંડિત મોતીલાલ નેહરુ ઘણા હાજર જવાબી હતા પણ એક વખતે તો તેમને પણ કંઇ ઉત્તર ન સૂઝયો હતો. વડી ધારાસભામાં કોઇ મુદ્દા પર ભાષણ કરતાં પંડિતજી બોલતા હતા. "સૂતાં, જાગતાં મને સ્વરાજની ધૂન લાગી રહે છે, સવારના, બપોરે, સાંજના, રાત્રે સદા હું સ્વરાજ વિષે વિચાર કર્યા કરું છું. એ વખતે કોઇ બોલી ઊઠ્યું. ત્યારે આપ રેંટિયો ક્યારે ફેરવો છો ?"

આ સાંભળી સર્વ હસી પડ્યા, પંડિતજી પણ એ હાસ્યમાં ભળ્યા.

... ... ... ...

એક વખતે મુંબઇની કોઇ સંસ્થાને શેઠ છોટાણીએ કંઈ રકમ દાન કરી. એ વખતે તે સંસ્થાના મંત્રી મહારાવ સભામાં ઉભા થઈ દાતારનો આભાર માનવા લાગ્યા. "મને આનંદ થાય છે કે અહીંના મોટા મોટા લોકો અમારી-સંસ્થાને મદદ કરવા તૈયાર છે. આપણા શહેરના પ્રતિષ્ઠિત છોટ શેઠાનીએ અમને દાન આપી આભારી કર્યા છે. જનતા 'છોટ–શેઠાની' પર હસી પડી.

... ... ... ...

ભોજન પુરૂં થયું. બધા મિત્રો વાર્તાલાપના આનંદમાં સમય વ્યતિત કરતા હતા. લોર્ડ સેલિસબરી રમૂજ વાત કરી મંડળીને હસાવી રહ્યા હતા. એમની વાતોનો ન તો તાંતણો તૂટતો કે ન તો સાંભળનારા હસતા અટક્યા. એકાએક લોર્ડ શાન્ત થઇ ગયા. ચહેરાપર ગભરાટ માલમ પડ્યો મિત્રો ફીકરમાં પડ્યાને પૂછ્યું. 'તમને શું થયું ?'. લોર્ડ સેલિસબરીએ જવાબ દીધો 'છેલ્લી ઘડી આવી ચૂકી!' મિત્રો બીકથી ચિંતાતુર થયા. "મને ડાક્ટરે દશ વરસ પર કહ્યું હતું કે તમે લકવાથી મરી જશો. હવે તો મારો અંતકાળ નજીક આવ્યો એમ દેખાય છે." મિત્રોએ પૂછ્યું 'તમને કેમ માલુમ પડ્યું' 'પાંચ મિનિટ થયા મારા પગપર હું ચૂંટી ખણી રહ્યો છું, પણ મને રજ પીડા થતી નથી! કે તે જણાતું નથી. એની પાસે બેઠેલા એક મિત્ર હસી બોલ્યા, 'વાહ સાહેબ એ પણ ઠીક! તમે ખુબ કર્યું તમે તો ક્યારના મને ચૂંટી ખણી રહ્યા છો, પણ હું સંકોચથી કંઇ બોલતો ન હતો.

... ... ... ...

# કોંગ્રેસ સરકાર

મુંબઇ સરકારે મલબાર હીલ પરના સરકારી-બંગલાઓ વેચી સારી ઉપજ કરી છે. હવે પ્રધાનને રહેવા માટે બેકબે રેકલેમેશન ઉપર મકાનો બાંધવામાં આવશે.

મદ્રાસ સરકારે શાળા કોલેજોના વિદ્યાર્થીઓ માટે નિયમ કર્યો છે કે કોઇ પણ ગુન્હા માટે સજા પામેલાને શાળા કોલેજોમાં બંધી કરવામા આવશે નહિ. વિદ્યાર્થીઓ કોઇ પક્ષ કે કોમી સંસ્થામાં સક્રિય ભાગ ન લે.

મુંબઇ સરકારે પુનાની ખેતીવાડી કોલેજમા જુનની ૧૦મીથી ફોરેસ્ટ રેન્જર માટેની તાલીમ આપવાની વ્યવસ્થા કરી છે.

શહેનશાહ અને મહાત્મા ગાંધી સિવાય કોઇની પણ છબીઓ શાળામાં મૂકવા માટે સ્થાનિક સંસ્થાઓએ ખરચ કરવો નહિ એવો મદ્રાસ સરકારે હુકમ કર્યો છે. મુંબઇ સરકારે શારીરિક શિક્ષણ માટે ટ્રેનીંગ કોલેજ ખોલવાનો ઠરાવ કર્યો છે. અભ્યાસક્રમ નવ માસનો રખાયો છે. તાલીમ મફત મળશે. ૧૦ ટકા વિદ્યાર્થીઓને રૂ ૨૫ની માસિક શિષ્યવૃત્તિઓ આપવામાં આવશે. ગ્રેજ્યુએટ શિક્ષકોને પ્રથમ પસંદગી આપવામાં આવશે.

બારડોલી તાલુકાનાં વગડ ગામના જપ્ત થયેલા બે તળાવો પાછાં સુપરત કરવામાં આવ્યાં છે.

ઘોડાસગાંઉના જંગલોનાં જંગલી રીંછો અને ભૂંડ માટો જે પાકને નુકશાન કરે છે તેમનો શિકાર કરવાની બંધી હતી તે મહેસુલી પ્રધાન ઓન. શ્રી દેસાઇએ દૂર કરી છે.

ઇલાકાના જંગલોમાં લોકો પોતાના ખર્ચે ઝાડો વાવી તેનો ઉપભોગ કરી શકે એવી મું. સ. છૂટ આપી છે. એ પરત્વે કેટલાક નિયમો પ્રકટ કર્યા છે.

મુંબઇ સરકારે 'વર્નાક્યુલર' શબ્દનો ઉપયોગ કરવાનું બંધ કર્યું છે. એટલે હવે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા તે પ્રાઇમરી સ્કુલ લીવીંગ સર્ટિફિકેટ પરીક્ષા, એંગ્લો વર્નાક્યુલર સ્કુલ તે માધ્યમિક શાળા- મીડલ કે હાઇસ્કુલ, વર્નાક્યુલર સ્કુલ કે કલાસને પ્રાઇમરી સ્કુલ કે કલાસ અને વર્નાક્યુલર લેંગ્વેજને રીજીનિયલ લેંગ્વેજ કહેવામાં આવશે.

મું. સ. એ ઇલાકાની સ્થાનિક સંસ્થાઓ પર એક પરિપત્ર મોકલી પ્રાન્તમાં કાપકુપ થશે એમ જણાવ્યું છે. કર નાખવાના સાધનોનો પુરો ઉપયોગ કરવા સૂચવે છે. સુરત જિલ્લામા સરકારે તાલુકાવાર નીચેના ગૃહસ્થોની સમાજ સેવકો તરીકે નીમણુંક કરી છે. આમ રસ્તાને કૂવા તળાવોનાં થતાં કાર્યોમાં પ્રજાનો સહકાર મેળવવાનું કામ તેમણે કરવાનું છે ને થતાં કાર્યો પર સામાન્ય દેખરેખ રાખી કોઇ જગ્યાએ કઇ ખામી હોય તેની કલેકટરને ખબર આપવાની છે. હોદ્દો લેનાર સેવકે પોતાના પ્રવાસનો કાર્યક્રમ અગાઉથી કલેકટરને મોકલી મંજુરી મેળવવાની છે. વાલોડ મહાલ શ્રી. વલ્લભભાઇ હરખાભાઇ. શ્રી. ધનજીભાઇ નારણભાઇ (હથુંકા). ઓલપાડ શ્રી. અંબેલાલ જોગીભાઇ દીહેણુ, શ્રી. નવરોજી રૂસ્તમજી (કરંજ). બારડોલી ખા. સા. નસરવાનજી, શ્રી. કપિલરામ વ્યાસ (બારડોલી). માંડવી શ્રી. નરોતમ એન. ધાયલ (માંડવી) શ્રી. મુસા યુસુફ (તડકેશ્વર). વલસાડ શ્રી. નાથુભાઇ ગુલાબભાઇ દેસાઇ (વલસાડ). જલાલપુર શ્રી. વસંતરાય દેસાઇ (અબ્રામા). ચીખલી શ્રી. મણિભાઇ હરિભાઇ (અટગામ)

શ્રી ચીમનલાલ ભગવાનજી (ગનકુવા) શ્રી ગોવિંદજી કીકાભાઇ (એંધળ) શ્રી. હરિભાઇ પગુગજી દેસાઇ (ચીખલી).

જે મ્યુ. ઓ કેળવણી પાછળ એક લાખ કરતાં ઓછા રૂપિયા ખરચે છે તેમણે તેમની શાળાઓ જિલ્લા બોર્ડને સોંપી દેવી એમ મું. સ. જણાવે છે.

બારડોલી તાલુકામાં ૧લી ઓગસ્ટથી દારૂતાડીની સદંતર બંધી થશે. તે માટે ૪૩ પુરૂષ અને ૭ સ્ત્રી કોન્સ્ટેબલ રાખવામાં આવશે.

મધ્ય પ્રાંતમાં ધંધાદારી કર નાખવામાં આવશે.

મું. મ. ભાટકર બંધથી ૧૯ માઇલ દૂર નીરા નદીની વચ્ચે એક બંધ બાંધવા માગે છે. તેનો ખરચ રૂા. ચાલીશ લાખ થશે. ગ્રામ વિભાગને વીજળી તથા પાણી મળે તે સંબંધી આ યોજના છે.

મું. મ. હુંડિયામણ વિષે એક યાદી તૈયાર કરી હિંદી સરકાર પર મોકલે છે એમ જણાવે છે.

મું મ. સુધારેલો પ્રાથમિક કેળવણીનો કાયદો તા. ૧લી જુલાઇથી અમલમાં આવશે.

જે ગામે હરિજન બાળકો પ્રાથમિક કેળવણીનો લાભ ન લેતા હોય તે ગામની શાળાની ગ્રાન્ટ પર સરકાર કાપ મુકશે.

મદ્રાસમ કેળવણી અમલદારે એક પરિપત્રદ્વારા શિક્ષકોને જણાવ્યું છે કે વિદ્યાર્થીઓને શારીરિક શિક્ષા ન કરવી. જે બીજાને ગુમાવશે તેને પણ શિક્ષા કરવામાં આવશે.

મું. મ રોજગારના કામકાજ માટે નવા કાનુનો કર્યા છે. તેના નામમાંથી પણ 'નેટીવ' શબ્દ કાઢી નાખવામાં જણાવ્યું છે.

મુ. સ. હરિજન મંદિર પ્રવેશ બિલને વાંધાવિગયે મંજુરી આપી છે.

શારીરિક તાલીમ પાછળ થતા ખર્ચ પર સરકાર શાળાઓને ગ્રાન્ટ આપશે.

યુક્તપ્રાંતની સરકારે વ્યાયામ અંગે શાળામાં એરગન વાપરવાની છૂટ આપી છે

વર્ધા યોજના માટે શિક્ષકો તૈયાર કરવા બિહાર સરકાર એક શાળા જુલાઇમાં શરૂ કરશે.

મદ્રાસની જનરલ હોસ્પિટલમાં ગોરાકાળાનો ભેદ નાબુદ કરી સૌને સરખી સગવડ આપવાનો ત્યાંની સરકારે હુકમ કર્યો છે.

બિહારની સરકારે જાહેર કર્યું છે કે મુકત થયેલા રાજ કેદીઓને પબ્લીક વર્કસના ખાતાના કોન્ટ્રાકટો આપવામાં પહેલી, પસંદગી આપવામાં આવશે.

મુંબઇ અમદાવાદ સુધીની પાકી સડકની યોજનાના અંગે મું. સ. વાપી પાસે રૂ. ૨૩૦૦૦ આપી જમીન ખરીદી સડક બાંધવાનું કામકાજ શરૂ કર્યું છે.

મું. સ. એક યાદીમાં જણાવ્યું છે કે જે વતનદારો નોકરીમાં નથી તેઓ રાજકીય સંસ્થાના સભ્ય થઇ શકે.

મદ્રાસ સરકારે પોલીસ અમલદારોને સારાં કામ બદલ કદર તરિકે રોકડ રૂપિયા આપવાની પ્રથા બંધ કરી છે.

મદ્રાસ સરકારે ગામડાઓની દેશી રમતને ઉત્તેજન આપવા નિરધાર કર્યો છે.

# પૂર્ણા

"પુરૂષાર્થ તો પામરને મહા કરે,
મહાનને ઇશ્વર જેવડો કરે.
નિર્જીવ સજીવન થાય, ખોખડો,
પ્રિય વદે, બાહુક કુબડો બને
રૂપે ભર્યો, બણંર બુદ્ધના ગમો
કવિ – કલાકોવિદ પોરૂષે."

— મ.

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

: પૂર્ણા કાર્યાલય :
: મોટા બજાર :
: : નવસારી : :

પુ. ૧, અંક ૧૨
જુલાઇ ૧૯૩૮

# અનુક્રમણિકા



---

## પૂર્ણા કાર્યાલયના નિયમો.

૧ દર અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે માસિક નિયમિત પ્રકટ થાય છે. તા. ૨૫મી સુધીમાં અંક ન મળે તો કાર્યાલયને સરનામે પત્ર લખી જણાવવાથી બીજી નકલ મોકલવા વ્યવસ્થા કરવામાં આવશે.

૨ પોસ્ટેજ મોકલ્યું હશે, તો નહિ સ્વીકારાએલા લેખો લેખકોને પરત કરવા તજવીજ કરવામાં આવશે.

૩ લેખકોના મતવ્યો સાથે તંત્રી સમ્મત જ છે એમ માની ન લેવું.

૪ દરેક લેખકોને તેમના છપાયેલા લેખોની પાંચ છૂટી પ્રતો તથા તેમનો લેખ છપાયો હોય, તે અંક મોકલવામાં આવશે.

૫ વાર્ષિક લવાજમ દેશમાં રૂ ૨-૮-૦ બર્મા માટે રૂા ૩-૦-૦ અને અન્ય દેશો માટે છ શિલિંગ રાખવામાં આવ્યું છે.

---


પ્રકાશક : રમણીકલાલ પરાગજી મહેતા, પ્રકાશન સ્થળ, પૂર્ણા કાર્યાલય, મોટાબજાર—નવસારી

મુદ્રક : ગુલાબભાઇ ભીમભાઇ દેસાઇ, મણિ મુદ્રણાલય, નવસારી, તા. ૧૫-૭-૩૮

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૧ જુલાઈ ૧૯ ૮ અંક ૧૨ મો

## એ 'ખૂન' અને 'આપઘાત' ન કરો.

મહાભારતના યુદ્ધના પ્રથમ દિવસે વૃદ્ધ ભીષ્મ પાંડવોને મ્હાત કરે છે. રાત્રે છાવણીમાં પાંડવો વિમાસણમાં બેઠા છે. યુદ્ધની યોજનાની ચર્ચા કરતાં યુધિષ્ઠિર રોષમાં એકાએક અર્જુનને મ્હેણું મારે છે 'એક બુઢ્ઢો તો તને લડાઇમાંથી ભગાડી મૂકે છે. તારું ગાંડીવ હવે મૂકી દે. જોયું તારું બળ?" આ વાક્પ્રહારથી અર્જુનની આંખમાંથી ક્રોધાગ્નિ વરસે છે. કોઇ તેને ગાંડીવ મૂકી દેવા કહે તો તેનો ઘાત કરવો એવી તેની પ્રતિજ્ઞા છે. અર્જુન ગાંડીવ ઉઠાવી યુધિષ્ઠિરની હત્યા કરવા તત્પર બને છે. શ્રીકૃષ્ણ વચ્ચે પડે છે, પણ અર્જુન પ્રતિજ્ઞાભંગ થવા માગતો નથી ત્યારે શ્રીકૃષ્ણ તોડ કાઢે છે કે વડીલોને તું કારી બોલાવવા એ તેમનો ઘાત કરવા સમાન છે. માટે તું યુધિષ્ઠિરને 'તું' કહીને બોલાવ એટલે તેમની હત્યા કરી કહેવાશે. ત્યારે અર્જુન યુધિષ્ઠિરને કહે છે, 'તારે જુગાર રમવો છે અને તેની સજા અમારે ભોગવવી પડે છે. તારે રાજ કરવું છે અને લડાઇ અમારે લડવી પડે છે' વગેરે વગેરે.

યુધિષ્ઠિરને આમ કહ્યા પછી અર્જુન ગાંડીવ હાથમાં લઇ પોતાની છાતીમાં બાણ મારી આપઘાત કરવા તત્પર બને છે. વળી શ્રીકૃષ્ણને સમાધાની કરવી પડે છે. "આ નવું કૌતુક શું છે?" અર્જુન કહે છે "મેં વડીલનું ખૂન કર્યું માટે પ્રાયશ્ચિત તરીકે મારે આત્મહત્યા કરવી પડશે." શ્રીકૃષ્ણ આનો પણ યોગ્ય નિવેડો લાવે છે. "તું તારી જાતનાં વખાણ કર—એ આપઘાત કરવા બરાબર છે." અર્જુન કહે છે "મેં મત્સ્યવેધ કર્યો' વગેરે કહી આત્મશ્લાઘાભર્યું આખું એક લાંબું ભાષણ કરે છે.

આવા ખૂન અને આપઘાતના પાપમાંથી ઉગરવા કાળજી રાખવી અતી જરૂરી છે.

— ર.

# ભૂતનો ભાઇ

ઠંડી હિમાળા તળની ભેરી લઇ
આવ્યો શિયાળો, દુનિયા ફરી ગઇ;
ચોટી ઠર્યા, અંતર ખોરડાં ઠર્યા;
વૃદ્ધો ખર્યા, વૃક્ષથી પાંદડાં ખર્યાં.

બારીને બારણાં ઢાંકી ચેતાવે સગડી ઘણા,
પાંજેયા સાપના જેવો અગ્નિ ત્યાં ફુંકવે ફણા.

શું દ્વાર ઢાંકુ ? ઘરબાર ક્યાં છે ?
શું હુંફ ઝંખુ તન નગ્ન જ્યાં છે ?
ચેતાવવી શી સગડી ન લાકડાં ?
રૂવે રુવાં ધ્રૂજત દીન બાપડાં.

ધ્રૂજે રૂવાં, ધ્રૂજે દાઢી, ધ્રૂજે બે નખ–આંગળાં,
થતી શંકા 'નક્કી મારાં થયાં છે અંગ પાંગળાં.'

ટુકા થયા દી, તડકા ટુકા થયા,
દાનેસરીના હ્રદયે ટુકા થયા.
ઠોકી વળ્યો દ્વાર ન કોઈ ઉઘડયા,
શરણે ગયો એબીજનો ન કો જડયા

ભૂતના ભડકા દીઠા ત્યારે મેં હાડપીંજરે
મશાલે દીપમાળા શા થોડે થોડેક અંતરે

"જરાક ચેતે ફરી જાય બુઝી,
આઘે ફરી આગ જણાય બીજી,
તપાવવા હાથ ધરો મહી તહી
નાસી જતા એ ભડકા દૂરે કહી "

માથે, હાથે, નખે, શીખે, ડંફાશે ઉન ધાબળે
ડાહ્યા દે શીખ 'હે મુર્ખા એ તાપે ટુંક ના મળે '

પૂર્ણા

# *'શપઇડાં'ના સોટા

ઘામ વાઢીને ખેતરથી આવી'તી,
શેર બાજરો દળવા બેઠી'તી,
તહિં આવ્યો મુઓ એક 'શપઇડો
'અમે તમે' કરીને પીટયો એ બોલ્યો
'લાવ્ય ચદી થોડીની, નહિ ચાલે,
મોટા આવ્યા હવાલદાર આ ગામે'
'મુઆ ! ક્યાંથી દઉં તને આપવાને ?
છૈયા મારા રૂએ છે રોટલાને !'
લાલ આંખો કરીને એ ગાજ્યો,
હું તો મૂંઝી ને બાવરો વેરાયો.
ગાળ મ્હોમાંથી બેફામ બહુ બોલ્યો,
ઝાલી ચોટલો ને બ્હાર ગહલી લાવ્યો
ઢીકા પાટુ મારીને અધમોઈ કીધી,
મારાં ગડદા ને ધૂળ ભેગી કીધી,
છૈયુ મારૂ સૂતેલું તે જાગ્યું,
વળી ઉઠયું ને હાય !"રોવા લાગ્યું !
છોકરાં બીજાં હતાં ફળીએ રમતાં,
દોડી આવ્યાં તે બાપડાં સૌ રડતાં
મુઓ ગરબડ મને જેમ જેમ મારે
છૈયાં મારાં ચીસાચીસ તેમ પાડે.
તોય હૈયું પાપીનું નવ હાલે,
લાવ્ય ચદી ફરી ફરી તે બોલે
દોડી આવી પડોશણ એક મારી,
તેણે કોઠી ફફોડીને દાળ કાઢી,
ભરી સૂપડું ને ડામ તેને દીધો
ત્યારે 'પાપીએ ઝટ રસ્તો' લીધો
તોય પાછો વળી વળી બહુ બોલે,
ગાળ ભૂંડી અઢી મણની તોલે

*૧૯૨૪ના જૂન મહિનામાં લેખકે પંચમહાલના એક ગામડામાં નજરે દીઠેલી ઘટનાના સ્મરણોને આધારે પંચમહાલના ભીલ સરકારી નોકરને 'શપઈડું' અથવા 'તગડું' કહે છે

હાથ ઝાલીને ભેગેથી ઉપાડી,
ઘેર લાવીને ખાટલે સૂવાડી
પછી પોહનિ હાથ દેબરૂ આપી
બની મારી પડોશણ ગઇ ચાલી

મારો વાલો ,ને પાસગા ઓ દૂખે,
શ્વાસ લેતા તો છાતીએ શૂળ નાખે
રોઇ હનકુ દેવુ પણ ના થાતુ
સૂતા બેસા ઘડી ના રહેવાતુ
છૈયા મારા ગયા જ્યારે ઊંઘી
રડી રડીને રાતડી વીતાડી

સેવાન'૬૭

## સ્વપ્ન — રમણ કે ભ્રમણ !

( શિખરિણી )

અરે સ્વપ્નાના એ રમણ ભ્રમણે એ જ પુરી,
ફરી વૃત્તિઓની ખસતી લસતી — રંગચુ દડી,
ન સ્વચ્છન્દે કાઇ લલિત વનમા મસ્ત ઘુમવુ–
ઝમી ઇન્દ્રજાળે —
ઘુમી ઇન્દ્રીજાળે ઉપશયન પામી વિરમવુ (૧)
ન ઇન્દ્રિયાતીતે પરિભ્રમણ એ જ્ઞાનરમણા,
ન સ્વપ્નોના ભર્ગે અભિસરણ વાસ્તવ્યભ્રમણ,
અટારી આદર્શે અભિનવ ન પામો પ્રમરણા,
અરે સ્વપ્નો – જાળા – અમરફળ કે ઇન્દ્રવરણા ? (૨)
વિરામે વૃત્તિઓ ! સત અમિ ન ભેમ્પાન બનશે ?
વિરામે, ઇન્દ્રીઓ નહિ અગ્રગે રે રમકશે !
અરે ત્યા સુધી તો ,ઘરર ઘુમ ચક્રે શુ ચડવુ,
ફરી, એની એ રે ! ભમરડી ભમી વક્રે શુ પડવુ ? (૩)

[ અનુષ્ટુભ ]

સ્વપ્ન દારિદ્ર જેવા અરે રે ! સ્વપ્નવૈભવો
કીર્તિની શ્રૃંખના હીણો — નહી કો સ્વપ્ન ચન્દ્રવો ! (૪)

આતુના કુસુમાકર

# અમેરિકાને સાગર તીરે મય-સંસ્કૃતિ

શ્રી. મણિભાઈ દ્વિવેદી

આ જગતના ઇતિહાસની બાબતમાં પુરાતન વસ્તુ સંશોધકોના એકનિષ્ટ પરિશ્રમોને આપણે આભારીએ છીએ. એક સદીના તેમના અવિરત પ્રયાસોએ ઘણી ભુલાયલી જાતિઓ અને સંસ્કૃતિઓનો આપણને મેલાપ કરી આપ્યો છે. સાઇબેરીઆના હિમપાથર્યાં પ્રદેશો કે ગેન્ડીનેવીઆની હિમાળુ પવનથી મેવાતી ભૂમિથી માંડી દક્ષિણ ધ્રુવની 'સુવર્ણ ભૂમિ' (પુરાણોની કલ્પના મુજબ) સુધીના પ્રદેશો તેઓ ખુંદી વળ્યા છે. ધરતીનાં કઠણ પેટાળો કોડી અજાયબીમા ગરકાવ કરી નાખે એવો ઇતિહાસ યુગો પહેલાંની સામગ્રીઓ તેમણે આપણી સામે મુકી છે અને આ મહાણું માનવ-સંસ્કૃતિના એકધારા પ્રવાહનો તુલનાત્મક અભ્યાસ કરવામા આપણને ખૂબ મદદગાર થઇ રહ્યું છે.

અમેરિકાને માટે આપણે માનતા અને સામાન્ય લોકમત તો હજુ પણ એ જ ધારણા સેવે છે કે ગતી ચામડીવાળા પીંછાના મુગટને પહેરનાર જંગલી પ્રજાથી વસેલા અમેરિકાના ભૂમિખંડની ભાળ કોલંબસની ભૂલને આભારી હતી. પુરાતન વસ્તુ સંશોધકોએ આપણો એ ભ્રમ દૂર કર્યો છે અને આપણાં પુરાણો-વિ. મા આ દુનિયાનાં સાત ખંડોમા એ પ્રદેશોનો પણ સમાવેશ કરવામાં આવેલો છે એ વસ્તુ આપણે હવે સ્વીકારવા લાગ્યા છે. જગતની પ્રાચીન જાતિઓને આ દૂરના પ્રદેશોનો પરિચય હતો અને એ પ્રદેશમાં પણ હજારો વર્ષ અગાઉથી આદમની ઓલાદ વસતી હતી એ બીના સિદ્ધ થઇ ચૂકી છે.

અમેરિકાના સંયુકત રાજ્યોના સુપ્રસિદ્ધ લક્ષ્મીનંદન કાર્નેગી સ્થાપિત, સંશોધન સંસ્થાના પ્રમુખ ડૉ૦ જ્હોન મેરીઅમ ઉત્તર અમેરિકામા ચીરોડી[1] (જીપ્સમ) માટે શોધ કરતા હતા તે દરમ્યાન નેવડાની ગુફાઓ તેમને મળી આવી અને ત્યાં માનવીના હાડપિંજરો જડ્યા. આ પરથી તેમણે બારીક વિચારણા પછી બે મુદ્દા તારવ્યા તેમના મત મુજબ:—

(૧) છેલ્લા હિમસંપાત પહેલાં એટલે આજથી પંદરથી ત્રીસ હજાર વર્ષ પૂર્વે અમેરિકાની ધરતી પર કોઈ આઝાદ માનવ-પ્રજા વસતી હતી.

(૨) એ કાળની માનવ જાત તે સમયનાં રાક્ષસી પ્રાણીઓના જેવી મહાકાય અને ખડતલ હતી.

આમ અમેરિકાની ભૂમિ પર ઘણા પ્રાચીન કાળમાં માનવ વસવાટનો પુરાવો મળ્યો એટલુ જ નહી પણ એ જ કાર્નેગી ઇન્સ્ટીટયુટના અન્ય સંશોધકોએ તો મધ્ય અમેરિકાની ભૂમિમાં વિકસી, લોપ પામેલી એક જબ્બરદસ્ત સંસ્કૃતિના પુરાતન અવશેષો શોધી કાઢ્યા છે અને તે જોઇને એ સંસ્કૃતિના વિકાસનાં અંગો તરફ ત્યાંની પ્રજા તાજુબીની નજરે નીહાળી રહી છે. The wonders of lost Empire એ નામે તેની પ્રસંશાઓ થાય છે.

---

[1] આ માટીમાથી પ્લેસ્ટર ઑફ પેરીસ બને છે.

અન.માની મામુદ્ધુનિની ઉત્તરે બ્રિટિશનો હોન્ડુરસ નામનો મુલક છે. આ પ્રદેશ અને મેકસીકોના અખાતમાં અણી કાઢી પથરાયેલો મેકસીકોને યુકાટન દ્વીપકલ્પ એ બંની વચ્ચેના ગાળામાં ગ્વાટેમાલના પ્રદેશમાં એ પુરાતન સંસ્કૃતિનું મહાગન્ધ ખીલ્યું હતું પશ્ચિમના પુરાતત્ત્વવિદો એ સંસ્કૃતિને મય સંસ્કૃતિને નામે ઓળખાવે છે.

ગ્વાટેમાલના પ્રદેશમાં આ મય-પ્રજાએ પોતાની સમૃદ્ધ અને રોનકદાર નગરો, દેવાલયો અને ઉદ્યાનો રચ્યા હતા. આજ તો એ બધો પ્રદેશ જંગલ ભર્યો બની ગયો છે પણ ત્યાં ખોદકામ કરતાં જે અવશેષો મળી આવ્યા છે તે પરથી એ પ્રજાની સંસ્કૃતિના વિકાસના થોકબંધ પુરાવા મળી રહે છે.

ખ્રિસ્તના જન્મ કાળ અગાઉ એક હજાર વર્ષ પહેલા એટલે કે આજથી લગભગ ત્રણ હજાર વર્ષ પૂર્વે તો આ મય સંસ્કૃતિનો ઉચ્ચતમ વિકાસ એ પ્રદેશના થઇ ગયો હતો એમ માનવામાં આવે છે.

એ પ્રદેશમાં પુરાતન કાળમાં વસેલી પ્રજાએ જે સ્થાપત્ય ખડું કર્યું છે તે નીરખીને તો આજે પશ્ચિમના બાંધકામ નિષ્ણાતો સુદ્ધા મુગ્ધ થઇ જાય છે સંશોધકોનું માનવું એવું છે કે જે કાળે એ પ્રજાએ પોતાના બેનમુન શિલ્પો અને કળામય કૃતિઓ તૈયાર કરી ત્યારે પત્થરોને વ્હેરવાના કે ઘડવાના સાધનો તેમની પાસે ન હતા તેમ છતાં અસાધારણ ધીરજને કળાથી એ પ્રજાએ પત્થર સાથે પત્થરોને ઘસી ઘસીને તેના પર જોનારને મુગ્ધ કરી નાંખે એવી આકૃતિઓ કોરી છે એટલું જ નહી પણ અહીંથી ત્રણ ત્રણ હજાર મણ વજનના પત્થરોને ઉચકી ઉચકીને એક પર બીજાને ખડકયા છે. વળી તેઓ પત્થર પર ચળકાટ આણવાના રસાયણિક પ્રક્રિયાઓના પણ જાણભેદુ હતા એમ માનવું પડે છે અને ચુનાનો કોલ બનાવવાની તેમની પદ્ધતિ તો કોઇ અજબ જ હતી એ માન્યા સિવાય ચાલતું નથી, એ સંસ્કૃતિનો લોપ થયાને સેંકડો વર્ષો વીતી ગયાં, એ શિલ્પ રચનાઓ થયાને હજારો વર્ષ થઇ ગયાં છતાં એ કાળના ગૂઢા જમાનાના હવામાન અને જંગલની વન-સ્પતિના કાળના ધક્કાઓ સહીને જોવાને સેવા રહેલા મળી આવે છે. આ એક ભારે તાજુબીની વિગત છે.

તેઓ સ્થાપત્યમાં જેવા નિષ્ણાત હતા તેવા જ ચિત્ર, શિલ્પમાં પણ પાવરધા હતા ખોદકામમાંથી જે દેવાલયો વિ. મળી આવ્યાં છે તેના ગર્ભમાં તેમણે વિવિધ રંગી અને ભાતભાતનાં દશ્યો રજુ કરતાં ચિત્રો પણ દોરેલાં છે.

નાગ, શિવ અને સિંહ એ ત્રણ પર મય-જાતિનું લક્ષ્ય ખાસ ખેંચેલુ જણાય છે. નાગ-ચૂડ અને જૂથની સૌમ્ય અને ભયાનક શિલ્પાકૃતિ તેમણે કોરેલી છે. શિવની યોગા-સનવાળી મૂર્તિની જટાજૂટમાં નાગ ત્રિશૂળ, પૂર્ણ ચન્દ્ર અને ગણેશના મુખનો તેમણે અજબ સંયોગ કરેલી મૂર્તિ પણ મળી આવી છે. મોએન-જો-દેરોથી .માંડી મેકસીકો સુધીના સંસ્કૃતિના તુલનાત્મક અભ્યાસીઓને આ મૂર્તિ મહત્વની માહિતી આપે છે.

'નગર રચનાનું કાર્ય' એ પ્રજા સારી રીતે જાણતી હતી અંક તથા ખગોળના ગણિતના આ લોક ગૂઢ અભ્યાસી હતા. બિન્દુને મુખ્ય સાધન બનાવી તેઓ અંક ગણના

અને કાળ ગણના સુદ્ધાં કરતા તથા ગ્રહનીરિક્ષણ માટે વેધશાળા પણ બાંધેલી. ત્યાંથી મળેલા પુરાવાઓને આધારે માનવામાં આવે છે કે ચિત્ર-લિપિમાં એ પ્રજા પોતાનો વિચારો-માન્યતાઓની નોંધ કરતી. સિન્ધુ તીરે વિકસેલી મોહેન-જો-દેરોની સંસ્કૃતિ અને મધ્ય અમેરિકાના પ્રદેશમાં પ્રસરેલી મય-સંસ્કૃતિનાં થોડાં સંજ્ઞા-ચિન્હો તુલના ખાતર આપણે અત્રે જોઈએ:—

| મધ્ય અમેરિકાની મય-સંસ્કૃતિના ચિહ્નો. | સિન્ધુ સંસ્કૃતિના ચિહ્ન. |
|---|---|
| (૧) ≡. | (૧) ≡ |
| (૨) — | (૨) — |
| (૩) U | (૩) U |
| (૪) 7 | (૪) 7 |
| (૫) d | (૫) ·। |
| (૬) ૪ | (૬) Ỵ |

આ સંજ્ઞા ચિહ્નો પરથી પૂર્વ અને પશ્ચિમને કાંઠે જામેલી સંસ્કૃતિઓ વચ્ચેના સામ્યનો ખ્યાલ આવી શકશે.

સંશોધનોને પરિણામે જણાયું છે કે મય-પ્રજા ખેતીના વ્યવસાયમાં અને ભાતીગર વસ્ત્રો બનાવવામાં પણ કુશળ હતી તેમ જ માટીનાં સુન્દર વાસણો પણ તેઓ બનાવતા હતા.

એમ માનવામાં આવે છે કે ઈ. સ. ૫૩૦ અને ૬૩૦ના ગાળાની વચમાં આ પ્રજાએ ગુઆટેમાલાની પોતાની જુની વસાહત છોડી યુકેટનના ન-પાણીઆ મુલકમાં કુચ કરી. આમ થવાના કારણોમાં એમ માનવામાં આવે છે કે વધતી જતી વસ્તીના દબાણ, એની જમીનનો સંકોચ અને નદીઓના પુરાણને કારણે તેમને એમ કરવું પડ્યું. એ પ્રદેશમાં આવેલા લગભગ ચૌદ હજાર ફીટની ઉંચાઇના ડુંગરોના પહાડોમાં થએલા જ્વાળામુખીના સંપાત પણ આ ફેરફાર માટે જવાબદાર હતા.

યુકેટન-દ્વિપકલ્પના સુકા પ્રદેશમાં વસાહતો કરી એ-પ્રજાએ તે પ્રદેશના કલેવરને પણ પલટી નાંખ્યું અને તેને નંદનવનસમો બનાવી દીધો. એ ભૂમિમાં તેમણે ચીચેન ઇત્સા, યુક્સમલ અને માયાપનના જાજ્વલ્ય નગરો રચ્યાં પણ ધીરે ધીરે આ પ્રજામાં આનંદ-ફંદ,

ક્ષાઓ અને અન્ય અવગુણો વધતા જતા હતા. આ દૂષણોએ પ્રજાની શક્તિને તોડી પાડી અને ઇસ્વીની સોળમી સદીમાં સ્પેનીશ લોકો ત્યાં પહોંચ્યા એટલે આ પાની પ્રજાની સર્વ શક્તિના ભુકકા કરી નાંખ્યા.

આ પ્રજામાં એક ક્ષત્રિય વર્ગ નીગળો હતો અને યુદ્ધના વીરોના દેવાલયો બંધાતાં હતાં. ઉપરાંત સમાજમાં કુટુમ્બના વીરોનું વર્ચસ્વ ભારે હતું. તેઓ પોતપોતાના કુળના વડાઓ–કુલપતિઓ લેખાતા. તેમાં વંશપરંપરાગત રાજાઓ થતા અને તેમના રાજકાજમાં કુટુમ્બના વડિલોની બનેલી સભાઓ રાજાઓને રાજકાજમાં સલાહ દોરવણી આપતા. ધર્મ ગુરુઓનું પ્રભુત્વ પણ ભારે હતું તેમ ગુલામો પણ રાખવામાં આવતા હતા.

આંતર કલહોએ આ પ્રજાની શક્તિનો સર્વ નાશ કરી નાંખ્યો અને આજથી દશેકો વર્ષ પર મધ્ય અમેરિકાના ઘેરા જંગલ પાર્શ્વમાં પ્રદેશ પર સંશોધકોની દૃષ્ટિ ફરી ત્યાં સુધીતો પુરાતન કાળમાં અમેરિકાના ભૂમિપર કોઇ મહાન સંસ્કૃતિના મંડાણ અને વિકાસ થઈ ગયાની ભાગ્યે કોઇને ખ્હોતી. એ વસ્તુ જગતની જાણમાં આવવાનું પહેલું માન કાર્નેગી ઇન્સ્ટીટ્યુટને ફાળે જાય છે. આમ એ પુરાતન સ્થળો અને અવશેષોનો પરિચય તો થવા પામ્યો છે. પણ આ સંસ્કૃતિના સર્જકો સંબંધી હજુ પણ ઓછી માહિતી બહાર આવી છે.

મહાભારતમાંથી આપણને જાણ છે કે હસ્તીનાપુરના અશ્વમેધ યજ્ઞ વખતે તેના મંડપની જે ભવ્ય અને માયાવી રચના કરવામાં આવી હતી તે મય–સિદ્ધાન્ત મુજબ હતી. 'મય' અસુર જાતિનો હતો અને સાગર સાહસો તથા સ્થાપત્યના કામમાં અસુરો ભારે કુશળ હતા.

મહાપ્રલય પછી બ્રહ્માની સંતતિમાં કશ્યપ થયા.[1] એ કશ્યપે દક્ષની કન્યા સાથે લગ્ન કર્યાં. આમાંથી દનુ નામની સ્ત્રીથી 'મય'નો જન્મ થએલો. કશ્યપને ક્રોધાવશ નામની સ્ત્રીથી જે પુત્રો ઉત્પન્ન થયા તે નાગ કહેવાયા[2] સુરમા અને દનુના પુત્રો અસુર—દાનવ ગણાયા.[3] આ અસુર સંતાનોમાં 'મય'નો સમાવેશ થાય છે. વળી પુરાણોમાંથી આપણે એ પણ જોઇ શકીએ છીએ કે પ્રાચીન સમયમાં દક્ષના હજારો સંતાનો વસાહતો માટે સાગરો ઓળંગી દેશદેશાન્તરમાં ગયેલા છે.[4] વસ્તીસ્થાનોની ભાળમાં ગયેલી દક્ષની એ સંતતિ પોતાનાં મૂળ સ્થાને પાછી ફરી નથી એ બીના પણ પુરાણોમાંથી આપણને જાણવા મળે છે અને તે કાળનો મહાન ખડતલ પ્રવાસી તો નારદ છે. દૂર દૂરના પ્રદેશની ભાળ તે વસ્તીસ્થાન શોધતી જાતિઓને આપતો હતો. હાલની બોલીમાં નારદને આપણે તે સમયનો મહાન આંતર–રાષ્ટ્રિય પુરુષ કહી શકીએ.

---

1. મત્સ્ય પુરાણ. અ૦ ૪
2. મત્સ્ય પુરાણ. અ૦ ૬
3. ભાગવત. અ૦ ૬
   દક્ષના જમાઇ તાર્ક્ષ્યની સ્ત્રી કદ્રુની સંતતિ પણ નાગ કહેવાય. ભાગવત અ૦ ૬
4. જુઓ મત્સ્ય પુરાણ.

અસુર–નાગ જાતિઓની સૌથી પ્રાચીન વસાહતો સિન્ધુ–સરસ્વતી, કે નર્મદા તાપીની ખીણના પ્રદેશમાં હતી.[૫] અને આપણે એ પુરાણમાંથી એ પણ જાણી શકીએ છીએ. અસુરોના જે સંતાનો પરદેશ ગયાં અને પાછા ન વળ્યા તે 'મ્લેચ્છ' કહેવાયા. પુરાણ કાળમાં અસુર વંશીય પ્રબળ શિલ્પી 'મય'ના સિદ્ધાંતે અને તદ્કાલિન સંસ્કૃતિને લઈને આ અસુર સંતાન–મ્લેચ્છો પોતાના સ્થાનથી ઘણે દૂર દૂર નીકળી ગએલા હોવાથી જ્યાંથી સરળતાથી પોતાને વતન પાછા ફરવાનું તેમને માટે મુશ્કેલ બન્યું હોય. અને આજે પણ આપણા દેશમાં 'ભોજકો'ની ખાસ વસ્તી તો ઉત્તર ગુજરાતમાં સરસ્વતીના લુપ્ત પ્રવાહના પ્રદેશમાં જ છે એટલે સરસ્વતીને સાગર બારેથી આ જાતિ દૂર–દૂર સમુદ્ર પારના સંસ્થાનોમાં વસાહત–કરવા પોતાના મહાન પૂર્વ પુરુષ 'મય'ની સઘળી કલા–સંસ્કૃતિ લઈને ગઈ કાં ન હોય? સંશોધકો મધ્ય અમેરિકાની મય–સંસ્કૃતિના પૂર્ણ–વિકાસનો કાળ ત્રણ ચાર હજાર વર્ષ પૂર્વનો મૂકે છે. એ રીતે જોતાં મહાભારતના સમયની આસપાસનો તેનો સમય પણ આવી રહે છે. ત્યારે તો ત્યાં એ જાતિની સંસ્કૃતિનો સંપૂર્ણ વિકાસ થઈ ગએલો છે. ગુજરાતને બંદરેથી પશ્ચિમી સાગર સાહસિક જાતિઓએ પેસિફિક મહાસાગરમાં વસાહતો સ્થાપ્યાના પુરાવા મળે છે અને એથી તથા એ પ્રજાના ઉપાસ્ય દેવોમાં શિવ અને નાગ, નાગકુંડલી વિ.નું પ્રાધાન્ય જોતાં મયાસુરની પ્રજા મધ્ય અમેરિકાને કદાચ ગુજરાતને બારેથી સંચરી હોય એવા અનુમાન પર આવવાનો વધારે લાભ થાય છે. વિશેષ પ્રકાશ તો પુરાતત્ત્વવિદો પાડી શકે.

---

૫. નોંધ: પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત આ — લેખકનું

# અધીર પ્રતીક્ષા

શ્રી. પંકજ

૧

વિપત્તિનો સમય એક એવો સમય છે જ્યારે એક મૂર્ખ પણ વિદ્વાનની કટુ આલોચના કરવાની ધૃષ્ટતા કરી શકે છે. શ્રુતસોમની પડતીના સમયમાં તેની દયાથી અને દોરવણીથી આગળ વધેલા મનુષ્યો તેને મૂર્ખ કહેવા લાગ્યા. એનું કારણ પણ સ્પષ્ટ હતું. ક્ષુધા અને તૃષાથી જર્જર જ્યારે એ મનુષ્યો શ્રુતસોમની સહાય માગતા આવ્યા ત્યારે શ્રુતસોમે તેઓની સહાય કીધી અને જગતમાં મનુષ્યોની કોટિમાં આણ્યા એ જ શ્રુતસોમનો અપરાધ હતો. જો તેઓ ધનવાન અને શ્રુતસોમ દરિદ્ર ન થતે તો આવી આલોચનાનો સમય આવતે નહીં. શ્રુતસોમને ચારે તરફથી તેના પૂર્વ પાપકૃત્યોને માટે ધિક્કાર મળવા લાગ્યો. તેનાં સુકૃત્યો જનતાની દૃષ્ટિએ લુપ્ત થઇ ગયાં. સુકૃત્યો તો સ્વાર્થની દૃષ્ટિએ કરવામાં આવેલાં હતાં એમ અનેકો સિદ્ધ કરવા લાગ્યા અને શ્રુતસોમની બુદ્ધિ સ્વભાવત: નીચ જ છે એમ જનતાના અમૂક સજ્જનોએ હીંમતપૂર્વક કહ્યું. શ્રુતસોમ જ્ઞાની હતો. સમયના પરિવર્તનની સાથે પોતાની આવતી વૃદ્ધાવસ્થાના પર એક દષ્ટિ મનનપૂર્વક નાંખી તેણે સ્થાન છોડવામાં ડહાપણ માન્યું. પરિવારમાં પુત્રી સામવતી સિવાય બીજું કોઈ હતું નહીં. જગતના અત્યાચારથી ત્રસ્ત થયેલો એક મહાન આત્મા પોતાની પુત્રી સાથે વનમાં જવા નિકળ્યો. બીજે દિવસે જ્યારે એના દ્વારો ખુલ્લાં અને ઘરમાં નિર્જનતા જોઇ એના વિરોધીએ પોતાના આક્ષેપોનું એ પલાયન પ્રમાણરૂપ માન્યું. જગતમાં સમય મનુષ્યોના કર્મોનો કેવો નિર્ણય કરે તે અત્યંત ધ્યાનપૂર્વક વિચારવાની સમસ્યા છે

૨

એક ઘનઘોર વનમાં પિતા અને પુત્રી બેઠાં હતાં. વને આ આત્માઓને આશ્રય આપ્યો હતો. જગત નિષ્ઠુર હતું પણ પ્રકૃતિ નિષ્ઠુર બની ન હતી. આ સ્થાનમાં શ્રુતસોમે માનસિક શાંતિ અનુભવી. પિતા અને પુત્રીના પરિશ્રમથી એક ઝુંપડી તૈયાર થઇ અને પ્રકૃતિનો આનંદમય સાથ તેમનાં દુ:ખોને હળવો કરવા લાગ્યો હતો.

'પિતાજી આજે મારા જય અને વિજય કેમ દેખાતા નથી ?'

'કંઇક કારણ હશે, જોઇએ હું તપાસ કરવા જાઉં છું.'

વૃદ્ધ બહાર નિકળ્યો. જય અને વિજય એ સામવતીના પાળેલાં બે હરણો હતાં. નિત્યના સમયે ન આવવાથી તેને કંઇક ફીકર થવા લાગી. વનમાં જેટલી શાંતિ છે તેટલોજ ભય પણ છે. એક તરફ પ્રકૃતિનું આનંદમય વાતાવરણ અને બીજી તરફ હીંસક પશુઓનો ત્રાસ એક હૃદયને વિચારમાં નાંખી દે છે. મહાદેવની માફક કંઠમાં હલાહલ અને મસ્તક પર સૌમ્યતાની મૂર્તિ ચંદ્ર ધારણ કરી વન એક અદ્દભુત ચિતાર આપે છે.

૩

કાશીરાજનો મૃગયાનો શોખ પણ તેના સુંદર અને સુદૃઢ શરીરને અનુકૂળ આવતો હતો. યોજનોના યોજનો સુધી અશ્વ પર સ્વારી કરવી, ઘનઘોર જંગલમાં કે ક્ષેત્રમાં આકાશના છત્ર નીચે શયન કરવું અને ક્ષુધા અને તૃષાની ધમકીની અવગણના કરવી કાશીરાજને મન રમતની વાત હતી. એ શક્તિને અંગે અનુચરો અને સાથીઓ પણ સાથે જતાં ગભરાતા હતા પરંતુ કાશીરાજ કોઈને ગ્હેજમાં છોડે તેમ હતું નહીં. મૃગયાને માટે નીકળેલી કાશીરાજની મંડળીમાં સેનાની ઉપરાંત નગરની સંભ્રાંત વ્યક્તિઓ પણ હતી. સેનાનો પડાવ એક સ્થાનમાં નાખી શિકાર શરૂ થયો. કેટલાયે નિર્દોષ વન પશુઓ એક મનુષ્યની રમતનો ભોગ નિત્ય થવા લાગ્યા. કાશીરાજની સાથે જતાં લોકો કંટાળવા પણ લાગ્યા. કેટલાક તો એમ પણ કહેતા કે કાશીરાજને માટે નગરમાં કંઈ પણ આકર્ષણ હતું નહીં માટે જ મૃગયામાં સમય વ્યતીત કરે છે. એ આલોચના કંઈક અંશે ખરી પણ હતી. કાશીરાજ અવિવાહીત હતો અને પોતાને યોગ્ય સહચરી નહીં મળતી હોવાથી એ બાબતમાં કાંઈ રસ પણ લેતો ન હતો. કાશીરાજનો શિકાર આજુબાજુના ગામોમાં ચર્ચાનો વિષય હતો. વન્ય પશુઓ પોતાના પર આવેલી આ વિપત્તિનાં અંતને જોવા અસમર્થ હતાં.

૪

કાશીરાજના શિકારના [illegible] જય વિજયની જોડી ભંગ થઈ. વિજયને કાશીરાજના કરાલ શરે એ વિંધાયો અને તેની મૃત્યુના સમયની કરૂણ વેદનાએ પ્રકૃતિને પણ એક ક્ષણ સ્તબ્ધ બનાવી. કાશીરાજ આ હત્યાથી સહેજ થડક્યો ખરો પણ એ હૃદયની દુર્બળતા સમજી પાછો પોતાના આનંદમાં મસ્ત થયો. સાંજે જય એકલાને રમાડતી સામવતી તે મૂક પ્રાણીને વિવિધ પ્રશ્નોથી પોતાના સાથીની ખબર પૂછવાની ભ્રમ ચેષ્ટા કરતી હતી. જયની આંખોના ઉંડાણમાંથી એક ઉત્તર આવતો હતો પરંતુ સામવતીને એ ઉત્તર પૂર્ણ લાગતો ન હતો. મૂક પ્રાણીઓની મૂક વેદનાને પારખનાર જગતપિતા પોતે જ છે. સામવતી કંઈક ઉંડા વિચારમાં પડી. તેનો પિતા બહારથી આવ્યો અને બોલ્યો, 'સામવતી, મને લાગે છે કે મૃગયાને અર્થે આવેલા કાશીરાજે વિજયની હત્યા કીધી છે.' સામવતીની આંખો એક પથ્થરની મૂર્તિની આંખો માફક નિશ્ચેષ્ટ થઈ ગઈ. થોડીવારે વૃદ્ધે તેમાં ભરેલું નીર જોયું અને એક કાતર સ્વરે બોલ્યો, 'પ્રભુની ઈચ્છા આપણને અહીં પણ સુખે રહેવા દેવાની નથી.'

સામવતી બોલી, 'પિતાજી, વિજય તો ગયો છે પણ હવે જયને ખોવા નથી માંગતી.'

તે હરણને પંપાળતા આંસુ સાફ કરવા લાગી. વૃદ્ધના અંતરના ઉંડાણથી એક નિશ્વાસ નિકળી પડ્યો.

૫

બીજે દિવસે જ્યારે જય ફરવા નિકળ્યો ત્યારે ધનુષ અને બાણ લઈને સામવતી પણ નીકળી. પુત્રીના સુદૃઢ શરીર અને ગૌરવમય મુખને જોઈ શ્રુતસોમે આનંદ અનુભવ્યો.

'પિતાજી, હવેથી જયની રક્ષા હું કરીશ અને મારા પહેલા પોતે મરશે'

વૃદ્ધ કંઈક હસી બોલ્યો, પુત્રી, તારી શસ્ત્રવિદ્યા પર મને વિશ્વાસ છે, મે પણ યુદ્ધસ્થાનમા અનેકોને હણ્યા હતા કેટલાકોને દયા બતાવી મુક્ત કીધા, અને આજે તેમનાજ પ્રતાપથી હુ વન સેવુ છુ પરંતુ હજુ પણ મારી તને એકજ શિખામણ છે કે જે વસ્તુ આપણે આપી નથી શકતા તે લઇ લેવી એ મહાન પાપ છે' વૃદ્ધ મનનમા પડયો સામવતી જયની સાથે વનમા ફરવા નીકળી તેના પિતાના નીરિક્ષણમા શીખેલી શસ્ત્રવિદ્યા પર તેને પોતાને પણ ગર્વ હતો વનમા કદિ ભયકર વ્યાઘ્ર કે દુર્દાંત ગીધનો વધ કરવાનો સમય આવતો અને સામવતી એટલુ પણ જોતી કે હમેશનો પ્રેમાળ પિતા તે સમયે એક ક્રૂર પ્રાણી તરીકે વર્ત કરવામા સંશય રાખતો ન હતો પિતાના અમીમય હૃદયમા એક ખુણો હલાહલને માટે પણ સ્થિર હતો તે તે જાણતી હતી અને સમય આવે એ હલાહલનો ઉપયોગ પણ થતો હતો પણ અન્યથા એ હલાહલ શ્રુતસોમના હૃદયમા કયા સંતાયેલુ હતુ તેનો ખ્યાલ કોઇને પણ આવી શકતો ન હતો

6

મૃગયામા આજે કાશીરાજ એકલો પડી ગયો એક મૃગની પાછળ દોડવામા તે અનુચરોથી છુટો પડી ગયો તે મૃગ દૃષ્ટિથી દૂર ગયુ અને કાશીરાજ પણ સ્થાન અને અંતરની દરકાર કર્યા વગર દોડતો જ ગયો આખરે તેનો અશ્વ ક્લાંત થઇ ગયો સહસા કાશીરાજે એક મૃગને એક વૃક્ષ નીચે ચરતુ જોયુ તેના હાથમાના ધનુષ્યની પ્રત્યંચા ખેંચાઇ અને એ શર છુટવા જતુ હતુ ત્યા તો કાશીરાજના હાથમાથી ધનુષ્યના બે કટકા થઇને ઉડી ગયા

'નરાધમ મારા મૃગનો વાળ યમરાજ પણ વાંકો કરી શકે તેમ નથી' એક સ્વર આવ્યો

કાશીરાજ મૂર્તિમંત ઉભો રહ્યો જે મનુષ્યે તેના ધનુષ્યને એકજ શરથી કાપી નાખ્યુ હતુ તે મનુષ્ય સ્હેલાઇથી તેના પ્રાણ પણ લઇ શકે છે એમ તેને ખાત્રી થઇ ગઇ તે બીજા શરની પ્રતીક્ષા કરતો ઉભો રહ્યો

એક પળની એ પ્રતીક્ષા પણ કેટલી અધીર હતી? 'પિતાના શબ્દોને માન આપી તારા પ્રાણ લેવા નથી માગતી તુ અત્યારેજ ચાલી જા' કાશીરાજ સમજ્યો કે સ્વર નારીનો હતો અભય પામવાથી તે બોલ્યો દેવી હુ નજાણતો હતો કે એ મૃગ આપનુ હશે હુ વનમા ભૂલો પડી ગયો છુ અને હવે સંધ્યા થવા આવી છે રાતવાસો રહેવા માટે કોઇ સ્થાન બતાવશો હુ આપનો ઘણોજ ઉપકાર માનીશ'

'સામે રસ્તે જા ત્યા કુટિરમા પિતાજી બેઠા છે તેમની ઇચ્છા હશે તો રાતવાસો મળશે' કાશીરાજે જોયુ કે બોલનાર પ્રત્યક્ષ થવા માગતી ન હતી તે ચૂપચાપ કુટિર તરફ ચાલી નીકળ્યો.

7

કાશીરાજને કુટીરના દ્વારે ઉભો જોઇ શ્રુતસોમ ચમક્યો, અને બોલ્યો, 'પધારો કાશીરાજ, આપનુ આગમન આ નિર્જન સ્થળે કેવી રીતે થયુ?

કાશીરાજ પણ વિચારમાં પડી ગયા. વૃદ્ધ તેને ઓળખતો હતો અને પોતાની મર્યાદા કહતો અંગોપતો પણ હતો.

'અરે વનવાસી જોઈએ છે. હું મૃગયામાં ભૂલો પડી ગયો છુ.'

'આ કુટિરમા આપને આશ્રય મળશે. મારાથી બનતી સેવા કરીશ. કાશીરાજ, પધારો અને વિશ્રામ લો.'

કાશીરાજ અંદર દાખલ થયો, વૃદ્ધ તેની મરભરમાં પડ્યો

૮

'શ્રુતસોમ, તમે કાશીમા પુનઃ ચાલો. તમારે કોઈ વાતની મણા રહેશે નહીં.'

'ધન્યવાદ કાશીરાજ, પરંતુ હું આવી શકવા અશક્ત છું.'

'કારણ ?'

'કારણ એ જ હમણા તમે ઉપકારવશ મને અનેક પ્રકારની સહાયતા આપવા તૈયાર થયા છો અને એ જ પ્રકારની સહાયતા અનેકોએ મને આપવા કહેલી પરંતુ મારા દુર્દિન આવતાં તે કંઇ પણ કામમાં આવ્યા નહી.'

'શ્રુતસોમ, કાશીરાજ મનુષ્યોમા પણ મનુષ્ય છે. એ સમય આવ્યે પણ કાશીરાજ તો કાશીરાજ જ રહેશે.'

'ધન્યવાદ, કાશીરાજ પરંતુ હું એ વાત પર પુનઃ વિચાર કરી જોઇશ. આપ જો ફરી આ તરફ આવો તો મારી કુટિરને ન ભૂલતા.'

કાશીરાજે જોયું કે ગઢ અડગ હતો તે ચાલ્યો. તેને જતો જોઇ વૃદ્ધ બોલ્યો, 'બેટા ગામની, અતિથિને પુનઃ ઘાટ આગળ મૂકી આવ અને વાટ બતાવી દેજે'

તેણે તીર ચઢાવ્યું પરંતુ તેના ધનુષ્યના બે કટકા સામવતીના શરે કરી નાંખ્યા તે મનુષ્ય ભાગ્યો. સામવતી બોલી, 'કાશીરાજ, આપ શીઘ્ર ચાલી જાઓ. એ કોઇ શ્રાવસ્તીનો સૈનિક લાગતો હતો.'

૧૦

'મહારાજ, શ્રાવસ્તીના નરેશ મહાકોશલની વિકટવાહીનીએ કાશી પર આક્રમણ કર્યું છે. તેમને ખબર મળી છે કે આપ આખેટમાં છો માટે યુવરાજ પ્રસેનજીતના હાથ નીચે એક ટુકડી આ વનમાં આપને શોધી રહી છે' કાશીરાજનો એક મિત્ર બોલ્યો.'

'કાશી જવાની શીઘ્ર તૈયારી કરો. આપણા દૂતો મોકલી સેના તૈયાર થવા કહો.'

૧૧

શ્રુતસોમ કાશીરાજના ગયા પછી વિચારમાં પડ્યો. તે વિચારવા લાગ્યો કે જગતમાં ભગવાન પ્રત્યેક મનુષ્યને પ્રત્યાઘાતનો સમય આપે છે અને તે સમય હાથમાં આવતાં તેનો લાભ ન લેવો એ કાયરતા કે દૈવત્વ કહી શકાય દૈવત્વની આકાંક્ષા કરીને તે ધાવ ચૂક્યો હતો અને તેનું પરિણામ વનવાસમા આવ્યું હતું. તેને વિચાર થવા લાગ્યો કે દૈવત્વને માટે તેની મમતા ન હતી તો કાયરતાનો આશ્રય લઇ સુયોગ શું કામ જતો કરવો. કાશીરાજની સહાયતાથી તે પોતાના સર્વે મિત્રો, શત્રુઓ તથા અન્ય મનુષ્યોમાં ઉત્તમ પદ પામી શકે છે અને ત્યાર પછી પ્રતિહિંસાને પણ પોષણ મળશે તે કલ્પવા લાગ્યો કે પોતે કાશીરાજના મહેલમાં બેઠો હતો અને પોતાના શત્રુઓ તથા મિત્રો તેને આવી વંદન કરતા હતા. વૃદ્ધના હૃદયમાં કાશીરાજના પાછા આવવાની પ્રતિક્ષા જાગી અને હવે જો કાશીરાજ પુનઃઆગ્રહ કરે તો અવશ્ય કાશી જવું એમ તેણે નિશ્ચય કીધો.

પરંતુ કાશીરાજ દેખાયો નહિં. વૃદ્ધ અધીર પ્રતીક્ષામાં બેઠો.

૧૨

સામવતી કાશીરાજના પર શ્રાવસ્તીના સૈનિકે કરેલા આક્રમણને પુનઃ પુનઃ વિચારતી હતી એ વાત તેણે પિતાને કહી ન હતી. તેને બાળપણની વાતો યાદ હતી' જ્યારે તેની સેવામાં અનેક દાસીઓ હાજર રહેતી અને તેને ખુશ કરવા પ્રયત્ન કરતી. ત્યાર પછી કાળચક્રનો પ્રભાવ યાદ આવ્યો. દાસીઓની સંખ્યા ક્ષીણ થઇ ગઇ અને અન્તમાં લુપ્ત થઇ ગઇ. વનવાસ આવ્યો અને આજે એક નિર્જન સ્થાનમાં, પ્રકૃતિના ખોળામાં તે જીવન વ્યતીત કરતી હતી. પોતાની જુની સ્થિતીએ કદાચ કાશીરાજની સહાયતાથી પહોંચી શકાય તો કેવી મઝા આવે એ ખ્યાલ જાણ્યે અજાણ્યે તેને મધુર ગણકાર સંભળાવતો હતો પરંતુ કાશીરાજ પાછો ન આવે એવો આદેશ તો તેણે પોતે પણ અસ્પષ્ટ આપ્યો હતો. સામવતીને પણ લાગ્યું કે કાશીરાજ પાછો આવે તો સારું. મોટાં વૃક્ષો પર એમ્રી દૂર સુદૂરમાં દ્રષ્ટિ ફેંકતી સામવતી પોતાની આંખોની જ્યોતિમાં પણ અપૂર્ણતા ખ્યાલ કરવા લાગી.

શું એ અધીર પ્રતીક્ષાનો અંત ન હતો ?

૧૩

કાશીરાજની સેનામાં અસંતોષનાં બી આગળથી રોપાયેલાં હતાં. કાશીરાજ હતબુદ્ધિ થઇ મહાકોશલની વિસ્તરવાહીનીને અટકાવવા પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ કાશીના ધનીકોને પોતાના ધનની રક્ષા વધારે ઉચિત લાગતી હતી. મહાકોશલના પ્રબળ હાથના સંરક્ષણમાં એ લક્ષ્મીને સારી રીતે ભોગી શકવાની લાલસાએ કાશીની પ્રજાની રાષ્ટ્રીય ચેતનતા પર તેઓ તીવ્ર આઘાત કરવા લાગ્યા. સેનામાં વિદ્રોહનાં લક્ષણ દેખાવા લાગ્યાં. કાશીરાજે સર્વ પ્રયત્નો કરી જોયા પરંતુ ભાગ્યલક્ષ્મી રૂઠી હતી. જોત જોતામાં કાશીરાજની સેના મહાકોશલ નરેશની અધીનતામાં આવેલી શ્રાવસ્તીની સેનાના આક્રમણથી ક્ષતવિક્ષત થઇ ગઇ. કાશીરાજને લાગ્યું કે મિત્રો સમયના પ્રભાવથી શત્રુ બન્યા હતા, અને રાજા રંક બન્યો હતો. વધારે સમય નષ્ટ ન કરતાં કાશીને એક અંતિમ પ્રણામ કરી કાશીરાજ પ્રાણ બચાવી નાસી છૂટ્યો. કાશીની સ્વતંત્રતાની સમાપ્તિ થઇ ગઇ પુરાતનકાળથી ચાલી આવેલી કાશીની રાજગાદી ની રાજસત્તાનો અંત થયો મહાભારતયુદ્ધના સમયમાં જે કાશીરાજને વિર્યવાન તરીકે સંબોધન કરવામાં આવતું હતું તેજ કાશીરાજનો વંશ જ અંતિમ કાશીરાજ શ્રાવસ્તીની સેનાથી પરાજીત થઇ પલાયન કરી ગયો.

૧૪

એક વૃક્ષની ડાળ પર બેસી કાશીરાજની પ્રતીક્ષા કરતી સામવતી બેઠી હતી. દૂરથી એક અશ્વારોહી દેખાયો તે સાવધાન થઇ પાસે આવતાં કાશીરાજ દેખાયો. તે વૃક્ષની નીચે ઉતરી અને સામે આવી ઉભી.

'કાશીરાજ, આપનું પુનઃ પધારવું કેમ થયું ?

કાશીરાજ ચૂપ ઉભો રહ્યો.

'કાશીરાજ, ચૂપ કેમ ઉભા છો ?'

'સામવતી, હું પ્રવાસ થાકી ગયો છું. મારે વિશ્રામ કરવો છે.'

સામવતી અને કાશીરાજ ચાલ્યાં. તે સમયનો વાચાળ કાશીરાજ આજે મૌન હતો. સામવતી મનમાં કલ્પતી હતી કે કાશીરાજ કાશી જવાના આમંત્રણને પુનઃ ઉચ્ચારશે પરંતુ કાશીરાજે તો તે તરફ જરાપણ ઇશારો ન કર્યો.

વૃદ્ધ કાશીરાજને જોઇ આનંદિત થયો.

'કાશીરાજ, આપનો અત્યંત અનુગ્રહ છે કે આપે આ કુટિરને પુનઃ પાવન કીધી..

'શ્રુતસોમ, તમારી લાગણી મને પાછો ખેંચી લાવી છે.'

સામવતી બહાર જઇ મૃગોને જોવા લાગી.

'કાશીરાજ, મેં અત્યંત વિચાર કરીને એ વાતનો નિર્ણય કીધો છે કે તમારું કાશીનું આમંત્રણ સ્વીકાર કરવું, અને હું તમારી રાહ જોતો હતો' શ્રુતસોમ બોલ્યો કાશીરાજની આંખે અંધારાં આવ્યાં. તેનો અવાજ રૂંધાયો અને તે હૃદયના ભાવો તે દબાવીને બોલ્યો, 'શ્રુતસોમ; પરંતુ હું તે આમંત્રણ પુનઃ આપી શકું તેમ નથી' વૃદ્ધે કાશીરાજ તરફ જોયું

તેના મનમાં એમ થવા લાગ્યું કે કાશીરાજ પણ સમયના પ્રભાવે સ્વાર્થી બન્યો હતો. વૃદ્ધના શબ્દો સહેજ ઉગ્ર બન્યા અને તે બોલ્યો, 'કાશીરાજ, આપ શું આપનું આપેલું આમંત્રણ ભૂલી ગયા ?'

'ભૂલી નથી ગયો પરંતુ હું હવે કાશીરાજ રહ્યો નથી'

' શું કહો છો ? '

' મહાકોશલની વિકટવાહીનીએ કાશીને પદ્દલિત કીધું છે. આજે હું એક સામાન્ય મનુષ્ય તરીકે તમારી પાસે આશ્રય લેવા આવ્યો છું '

વૃદ્ધનું હૃદય બંધ થતું હોય એમ વૃદ્ધને લાગ્યું. આ અધીર પ્રતીક્ષાનો અંત આવો દારુણ આવવાનો હતો એમ તે જાણતો ન હતો. તે મૂર્તિવત ચૂપ બેઠો. થોડી વારે તેના મુખ પર ઉલ્લાસની છાપ ફેલાઈ. તે બોલ્યો, 'કાશીરાજ, શતાનીક, યજ્ઞદત્ત, જૈમિની, રૂદ્રદત્ત ઇત્યાદિનું શું થયું ?'

' કાશીરાજના કરતાં મહાકોશલ સારો છે એમ જનતામાં પ્રચાર કરી સેનામાં વિદ્રોહ કરાવ્યો અને કાશીની સ્વતંત્રતાનો અંત કીધો.'

'હાયરે હતભાગી ચાંડાલો !'

' પરંતુ મહાકોશલે તેઓને શૂળી પર ચઢાવી દેવાની આજ્ઞા કીધી છે'

' કારણ !

' કારણ એજ કે જે પોતાના દેશના રાજાના તથા જ્ઞાતિ બાંધવોના ન થયા તે મહાકોશલના થઇ શકે એ સંભવ હતો નહીં.'

વૃદ્ધની આંખોમાં હર્ષનાં આંસુ આવ્યાં. પોતાના શત્રુઓનો નાશ તેને સંતોષ અનુભવ કરાવવા લાગ્યો. કાશીરાજ પુનઃ બોલ્યો, 'શ્રુતસોમ, આજે હું એક કંગાળ મનુષ્યની દૃષ્ટિએ તમારો આશ્રય લેવા આવ્યો છું. આપશો ?' વૃદ્ધની છાતી પરથી વજન જાણે હટી ગયું એમ લાગ્યું વૃદ્ધ થોડીવાર ચૂપ રહ્યો. પછી કંઇક ઉલ્લાસ પૂર્વક બોલ્યો. 'કાશીરાજ, મારી અવસ્થા ઘણી જ ખરાબ છે. જગતનો કોઇ પણ માણસ અહીં આવી શકે તેમ નથી. મારા મૃત્યુ પછી સામવતી અટુલી થશે. મારી પુત્રીને માટે હું સાથી શોધતો હતો. આજે તમે કાશીના નરેશ રહ્યા નથી—સામાન્ય મનુષ્ય બન્યા છો તમે તેનો સ્વીકાર કરશો ?'

'પરંતુ સામવતીની ઈચ્છા જાણ્યા વગર કેમ કહી શકાય ?'

વૃદ્ધે સામવતીને બોલાવી. તે આવી.

'સામવતી, મારા જીવનનો ભરોસો નથી. મારી ઇચ્છા છે કે તને કાશીરાજ સાથી તરીકે આપું. કાશીરાજ હવે કાશીરાજ રહ્યા નથી. મહાકોશલે એમનું રાષ્ટ્ર ખુંચવી લીધું છે. આજે એ દુઃખી મનુષ્ય તરીકે આપણી પાસે આવ્યા છે. તારી શી ઇચ્છા છે ?'

સામવતી સ્તબ્ધ થઇ ગઇ. તેણે કાશીરાજની સાથે કાશી જઇ પાછું ઐશ્વર્ય જોવાનાં મધુર સ્વપ્નાં સેવ્યાં હતાં. આજે કાશીરાજ એક સાધારણ મનુષ્યની શ્રેણીમાં મુકાઇ તેને દ્વારે ઉભો હતો. પોતાના પર વિતેલી દુઃખમય કથાની આજે પુનરાવૃત્તિ હતી. શું કાશીરાજ સહાયતા યોગ્ય ન હતો ? તે વિચારવા લાગી કે તેનું આકર્ષણ કાશીરાજના તરફ હતું કે લક્ષ્મીની તરફ. તેના

હૃદયના એક એક અણુઓ આ સમયે એક દુઃખ અનુભવતા હતા. કાશીરાજની આ વિપત્તિમાં સહાયતા કરવામાં પોતાના સ્વપ્નો નષ્ટ થતા હતા. તેનું મસ્તક યંત્રવત લજ્જા અને દુઃખથી નીચે વળ્યું. તે બોલી ન શકી પરંતુ તેના મુખના ભાવો અસ્પષ્ટ રૂપે સંમતિ દર્શાવતા હતા. કાશીરાજને આ પળોની આયુ એક એક યુગ જેટલી લાંબી લાગી.

---

# દીવાસળી

શ્રી. 'છત્રીવાળા'.

હું કંઇ અર્થશાસ્ત્રી નથી. કે નથી ગણિતશાસ્ત્રી વળી આંકડા ગણત્રીમાં પારંગત નથી કે હું તમને દેશી દીવાસળીની નીકાસ કે પરદેશથી થતી આયાત વિષે કંઈ ખબર આપી શકું. તેમજ આપણા દેશના કારખાનાના કેટલાક માલીકો પરદેશી છે, મૂડી સ્વદેશી પરદેશી કેટલી છે તે વિષે પણ મારૂ જ્ઞાન અધુરૂં છે, આ બધી ખબર અતિ ઘણી અગત્યની છે. પણ તે પૂરી પાડવાનું કામ કોઇ વિદ્વાન અર્થશાસ્ત્રી કે સંસ્થા ઉપાડી લેશે, એમ હાલ તો આપણે આશા રાખીએ. જો એમ થાય, તો સ્વીસ લોકોની દિવાસળી બનાવવાની જર્મન મશીનરી અને ઇન્ગ્લીશ રસાયનિક મિશ્રણની સોલ એજન્સી હોવાથી. તેઓ કેવા ભાવ ચઢાવી, નવીન જન્મેલાં દેશી કારખાનાને વેચી, તેની પ્રગતી અટકાવે છે તે પર પણ સારો પ્રકાશ પડશે.

દિવાસળીનું નામસંસ્કરણ કંઇ શુદ્ધ કાયદો નથી. સર્વ કોઇ સમજી શકે છે કે દીવા માટેની સળી દિવાસળી છે. પણ હાલ તો દિવાસળીને બીડી સળી કહીયે, તો વધારે અર્થવાહક થઇ પડશે. કારણ કે અત્યારે દિવા કરતાં બીડી સીગારેટ સળગાવવામાં દિવાસળીનો વધારે ઉપયોગ થતો જણાય છે. અલબત પહેલાં દિવા માટે સળીનો વધારે ઉપયોગ થતો હશે. ગામડાના વૃદ્ધો હજી દિવાસળીને બદલે દેવતાથી જ બીડી સળગાવે છે દિવો. કે દેવતા કરી દિવાસળી રાખી મુકવામાં આવે છે. કેટલી કરકસર! અમારા એક ખરચાળ મિત્ર પણ ઘણીવાર બાંગ પોકરી ઉઠે છે "National economy" રાષ્ટ્રિય કરકસર. ત્યારે અમે સમજી જઇએ કે આપણે જે દિવાસળીએ બીડી સળગાવવાનાં છે તે બુઝવી નાંખવાની નથી. તે વડે તેઓ બીડી સળગાવવાના છે પણ એતો માત્ર મશ્કરી છે. આવી કરકસર માટે બે પક્ષ છે. કેટલાક કહે છે કે થોડામાં સંતોષ માની આપણે દેશની અધોગતિ કરી છે. પ્રશ્ન વિકટ છે ધારીએ એટલો સરળ નથી. બીજો પક્ષ દલિલ કરે છે કે તમારી જરૂરીઆતો ઓછી કરો, જો તે વધાર્યા કરશો તો તે સંતોષવા જોઇતા પૈસા કમાવા સ્થાન કયાં છે? પૂર્વ પક્ષ કહે છે કે તે દેશી કારીગરને ઉત્તેજન આપો.

આ પ્રશ્નને અધ્યાત્મિક તેમજ જડવાદીની દષ્ટિથી પણ ચર્ચી શકાય છે, એમાં વધારે ઉંડા નહિ ઉતરતાં હું એક માન્યતા રજુ કરવાની તક લઉં છું, કે આર્થિક સ્થિતિ સુધાર્યા પછી જ આપણે આધ્યાત્મિક સુધારા તરફ વળીશું. આજે આપણે આધ્યાત્મિક જ્ઞાન વાળી પ્રજા હોવાનો ખોટો દાવો કરીએ છીએ. આપણા પૂર્વજો વિષે એ કહેવું યથાર્થ હતું. તેમના એવા જ્ઞાનનો વારસો આપણી પાસે છે ખરો, પણ તેનો ભુખા પેટે આપણે ઉપયોગ કરી શકતા નથી. જે પ્રજાને ડોલરને દેવ ગણવા માટે આપણે તિરસ્કાર કરીએ છીએ. તે આપણા વારસાનો ઉપયોગ કરશે. આપણે પૈસાને પરમેશ્વર ગણી તેના સુખદુ:ખ અનુ-

બનીશું, ત્યાર પછી જ આત્મિક જ્ઞાન તરફ વળીશું. ગૃહસ્થાશ્રમમાંથી પસાર થયા પછી જ માણસ વાનપ્રસ્થ ને સન્યસ્થ માટે લાયક બને છે. તે જ નિયમ પ્રજાને લાગુ પડે છે. માણસોમાં સીધા સન્યાસી થવાનો દાખલો છે પણ એ અપવાદ પ્રજાને લાગુ પડે નહિ.

દિવાસળીનો ઉપયોગ જાતિ પરિક્ષા કરવામાં થતો હશે, તેનો થોડાને જ ખ્યાલ હશે. એક જાણીતી 'ફ'પનીના ઇન્સ્પેકટર એકવાર અહીં પધાર્યા હતા, ત્યારે બધા હમે તેમની ફરતે વીંટાઇ વિનોદમાં વખત વ્યતિત કરતા હતા, કોઇએ બીડી સળગાવી દિવાસળીની પેટી નીચે મૂકી, તે ઇન્સપેકટરે હાથમાં લઇ અમને ઉદ્દેશીને કહ્યું "તમે બધા દિવાસળી સળગાવો એટલે હું તમને તમારો સ્વભાવ Character કહું." હમે બધાએ વારાફરતી દિવાસળી લઇ કોઇએ જરા ધીમેથી કોઇએ જોરથી તો કોઇએ વધુ ચપળતાથી એમ દરેકે વિધવિધ પ્રકારે દિવાસળી સળગાવી, તે બધું નિહાળી મહાશયે ગંભીર થઇ ચૂકાદો આપ્યો કે "તમે બધા સ્ત્રીઓ છો !" કારણ માગતા તેમણે કહ્યું કે, "તમે જોશોતો ખબર પડશે કે કોઇપણ યુરોપીયન તમારી માફક તમારા દેહની સામેની દિશા તરફ દીવાસળી પાડતો નથી; પણ તેથી ઉલટું દેહની દિશા તરફ જ દીવાસળી પાડે છે, માત્ર યુરોપીયન સ્ત્રીઓ જ તમારી માફક સામેની દિશા તરફ દિવાસળી પાડે છે. હમે તેમની જોડે ઘણીએ સબળ દલિલ કરી. પણ તેમને તો તેમના મનમાં જ મક્કમ રહેવું હતું." સીનેમા જૂઓ તો માગ કથનની યથાર્થતા તમને માલમ પડશે." "માત્ર દિવાસળી આમ-તેમ પડવાથી જ જો જાતિ બદલાતી હોત તે-" નહિ તેમને અમારૂં કહેવું સાંભળવું જ ન હતું.

જેમ દેહમાના આત્મા મહાત્મા બની મહાન કામો કરે છે, તેજ પ્રમાણે દિવાસળીમાં છુપાએલો અગ્નિ પ્રગટી ભયંકર કામો કરી શકે છે. એક વાર એક ગામમાં એક સદ્‌ગૃહસ્થના ઘરમાં કોઇ બીજી નાતિના પુરુષો આવી તેને માર મારી ગયા. અડોશપડોશમાં રહેતા ગૃહસ્થો કોઇ બહાર પણ નિકળ્યા નહિ કેટલાક પાડોશીઓ ગામમાં એવા પ્રભાવશાળી હતા કે તેમને જોતા માત્ર જ હુમલો કરનારાઓ નાસી જતે. પણ તેમને તેના પાડોશી જોડે અણબનાવ હોવાથી બહાર પણ નીકળ્યા નહિ. હવે ન્યાત જાતમાં માનવાનો વખત ચાલી ગયો છે. પણ એટલું તો કહેવું જોઇએ કે ઘણો વખત થયાં આપણે દોકડ ખાતા આવ્યા છીએ પણ હજુ આપણે અંદર અંદરના નાના વિરોધ સુધી જઇ સામાન્ય દિવનાનુ તરફ એકમતી united front વિરોધ કરતા નથી. હવે માર ખાનાર ગૃહસ્થે ગામે દીવાસળી મૂકી ગામ સળગાવ્યું. જેમાં અપરાધી નિરપરાધી ઘણાને નુકશાન થયું. એક રીતે એના કામનો બચાવ થઇ શકે છે યોગી અને અશક્તોમાં જ વેરનો બદલો લેવાની ભાવના હોતી નથી પછી તો બન્ને અશક્તિમાનો પોતાને યોગી મનાવવાના ફાંફાં મારે પણ દુનિયા તો ખરું જાણી શકે છે.

દીવાસળી ચોરો ઘણા છે, પણ તેમની ગણનરી ચોરીઓમાં થતી નથી. પારકાની દીવાસળી તમે નિરાંતે તમારા ગજવામાં નાંખી જઇ શકો છો. માલીક જાણે તે જૂએ, તો પણ તે ઘણ્ખરું માગી શકતો નથી. પણ ઘણા માણસો અજાણપણે જ આમ લોકોની દીવાસળી

એકઠી કરે છે. એક ગૃહસ્થ એકવાર ચાર પાંચ દીવાસળી એવી રીતે મારે ત્યાંથી મારી ગયા. પછી જ્યારે બીજે દીવસે આપી ગયા ત્યારે જ મારી તેમના વિષેની ભ્રાંતી ભાંગી. માણસ સ્વાર્થી હોવાનો આ ટેવ પુરાવો હશે ?

દેશી દીવાસળી ઉંચા પ્રકારની મનાતી નથી, કદી કેટલાક લોકો હજી પરદેશી કંપનીની પેટીઓ વાપરે છે પણ તેમને કેટલાક ચુસ્ત સ્વદેશી વ્રત ધર્મ પાળનારાઓનો દાખલો લેવો યોગ્ય છે. ચોમાસામાં દીવાસળીને ભેજ લાગે નહિ તેટલા માટે તે લોકો સળીને બરણીમાં રાખી મૂકે છે. સ્વદેશી વસ્તુઓનો આગ્રહ જ હોય તો કંઇ પણ મુશીબત નડતી નથી. અંગ્રેજીમાં કહેવત છે ને કે "જેમાં પ્રબળ ઇચ્છા હોય છે. ત્યાં માર્ગ સુઝી આવે છે.

દિવાસળીનાં ખોખાં પરનાં લેબલ એકઠાં કરતાં છોકરાં જોયાં છે. તેમનું આલ્બમ જોતાં કેટલો આનંદ થાય છે ! આપણને Hobby જ હોતી નથી. પોસ્ટકાર્ડ, પોસ્ટ સ્ટેમ્પ, શિક્કા એકઠા કરવાની ટેવો કેટલી નિર્દોષ અને રસમય છે. આપણા બાળકોને એવી ટેવ ઉત્પન કરી કેળવવાં આવશ્યક છે. એમ કરવાથી તેમની ફુરસદના વખતનો સદુપયોગ થાય છે. નવરાશનો નિરૂપયોગ થાય નહિ માટે સદુપયોગ કરવાનો નથી. પરંતુ આવી ટેવોમાં રોકાવાથી દુરૂપયોગ નહિ થાય. કેળવણીકારોનો સિદ્ધાંત છે કે માણસોના નવરાશના ઉપયોગ ઉપર જ કેળવણીની સાર્થકતા અને નિષ્ફળતાનો આધાર છે. વસ્તુત: તે તદન સત્ય છે.

છેવટે દિવાસળી અને તેના પ્રસંગોથી બીજી-દિવાસળી ગૃહસ્થની એક વાત કરી બંધ કરું છું. એક ગ્રામ્ય જન રસ્તે જતાં વિરામ લેવા એક ઝાડનાં છાંયડામાં નીચે બેઠો હતો. એવે પ્રસંગે એક હવાલદાર આવી ત્યાં બેઠો. તેણે પેલા માણસોને પૂછયું "શેઠ, જરા પાતરૂં આપશો ?" શેઠે પાતરૂં આપ્યું. શેઠ જરા તંબાકુ આપશો. શેઠે તંબાકુ આપ્યો. ફરી પ્રશ્ન થયો. શેઠ દિવાસળી આપશો ? પેલા ગૃહસ્થ પાસે દિવાસળી હતી નહિ એટલે તેમણે ના પાડી. દિવાસળી નહિ મળતાં પેલા હવાલદારની ગરમી વધી અને બોલી ઉઠયો. તમે ગૃહસ્થ થઇ દિવાસળી પણ રાખતા નથી કે !"

દિવાસળીના લેખમાં દિવાસળીના નેપોલીયનનો કંઇ ઉલ્લેખ ન થાય તો તે ખોટું કહેવાય. વેપારી આલમમાં મશહુર થએલા સ્વીડીશ ક્રુગરે આપઘાત કરી પોતાનું નામ સારી દુનિયામાં ગજવી-મુકયું. ફ્રાન્સને એકજ સહી કરી ૨૫ કરોડ રૂપિયા ધીરી સંકડામણમાંથી ઉગારનાર-શાહુકાર, પાછળથી કેટલાય દેશોને રડાવી અસંખ્ય કુટુંબોને પાયમાલ કરી ગયો છે. મોટી મોટી બેંકો અને વેપારી પેઢી ક્રુગરને વગર જામીનગીરીએ-અરે તેની પાસે સહી કે રસીદ લીધા વિના કરોડો રૂપિયા ઉછીના આપવા તતપર રહેતી, તેજ ક્રુગર પાછળથી ઠગ અને ખોટા દસ્તાવેજો કરનાર જણાયો ! મહાભારત યુદ્ધમાં વિજયી નીવડેલા રાષ્ટ્રો ક્રુગરના નામ જોડે પોતાના દેશનું નામ જોડવા આજીજી કરતા, તેઓ ક્રુગરનો આપઘાત માનતાં પણ હજી શંકા કરે છે ! કહે છે કે ક્રુગર સુમાત્રા કે રશિયામાં હજી જીવે છે ! લોકોને બતાવવામાં આવેલું શબ તે તો તેની માત્ર લાખની પ્રતિમા હતી ! લોકોનો

માનીતો, લાડીલો, મોટો, કીર્તિશ્રેષ્ઠપુરૂષ ગ્રીકનને ત્રણ કરોડ, ફ્રાન્સને એંશી કરોડ, અને અમેરિકાને એથીય વધુ ખોટમા મુકી ચાલી ગયો જનસમૂહ એક વ્યક્તિમા આવી અમર્યાદિત શ્રદ્ધા કેમ ગખતી હશે તેનુ કારણ કોઈ માનસશાસ્ત્રી બતાવશે?

ક્રુગરના મૃત્યુ પછી બે અમલદારો તેની રાક્ષસી કદની તીજોરીમા ભરાઈ કાગળીયા તપાસવા લાગ્યા એકાદ ઓટોમેટીક સ્પ્રીંગને અજાણતા હાથ લાગવાથી તીજોરીના દ્વાર બંધ થઈ ગયા અને બેના અમલદારોને કલાકો સુધી તેમા ગોંધાઈ રહેવુ પડયુ. તીજોરીમા હવાની આવજા માટે વ્યવસ્થા હતી, તેથી તેઓ સદ્દભાગ્યે છેવટે જીવતા રહ્યા પારકાની ખાનગી વાતોની તપાસ કરનારને આવી શિક્ષા થતી હશે! આપણા ગામના વૃદ્ધો ભેગા થઈ બીજાઓના ધન અને કીર્તિનુ મીટર મુકી ચોકસ માપ કહાડતા બેસે છે, ત્યારે તેમને કષ્ટ આવુ થતુ હોય, તો ઘણાય બેઆબરૂ થતા જરૂર બચી જાય

---

# — તને. —

તું ગમે તે હો, પણ મને ધારતી રહે છે કે, તારી જીંદગી સ્વપ્નાં ભરી છે. તેં કલ્પેલી અસત્ય વસ્તુઓ, તારા હાથ પગ નીચેથી ઓગળી જશે; અરે ! અત્યારે પણ તારૂં મુખ સૌન્દર્ય, આનંદ, વાણી, ગૃહ, વ્યાપાર, રીતભાત સંકટ મૂર્ખતા, અસ્થતા, તારી પાસેથી સરકે છે.

બધા ધોધાટ, વેપાર, દુકાન, કોર્ટ, કોલેજ, કામ, કપડાં, ઘર, દવા પ્રેસ, ખરીદી, વેચાણ, ખાનપાન, દુઃખ ને મૃત્યુમાંથી; તારા આત્મા અને દેહનું સ્વરૂપ મારી નજર સમક્ષ ખડું થાય છે.

તું ગમે તે હો — હું મારો હાથ તારા પર રાખી કહું છું કે, 'તું મારૂં કાવ્ય બની જા !"

તારા કાનમાં હું ધીમેથી કહૂં છું,

હું ઘણી સ્ત્રીઓને અને ઘણા પુરૂષોને ચહાતો.

પણ તારા કરતા વધારે હું કોઇને ચહાતો નથી.

હું મંદ અને મુગો હતો;

નહિતર ક્યારનો ય હું સીધો તારી પાસે આવ્યો હોત તારા નામ સિવાય અન્ય કંઈ ઉચ્ચારત જ નહિ.

અને તારા સિવાય કોઈના ગાન ગાત નહિ

હું હવે બધું છોડી, તારી પાસે આવી, તારા કાવ્ય કરી, ગાઈશ.

તને કોઇ પીછાની શક્યુ નહિ, પણ હુ તારી સ્થિતિ સમજું છું.

કોઈએ તને ન્યાય કર્યો નથી.–તેં તારી જાતને પણ ન્યાય કર્યો નથી.

સઘળાએ તને અપૂર્ણ જોયો છે–પણ માત્ર હુંજ તારામાં કંઈ અપૂર્ણતા જોતો નથી.

સર્વ કોઈ તને તાબેદાર બનાવવા તૈયાર છે– પણ માત્ર હુંજ તને તાબેદાર બનાવવામાં સંમત ન થાઉં.

તારામા વસ્તુતઃ જે છે, તેના ઉપર હું કોઇ પણ, માલીક ઉપરી કે ઇશ્વર મુકવા માગતો નથી.

ચિત્રકારોએ મહાન ચિત્રો આલેખ્યા છે.

અને મધ્યસ્થિત આકૃતિના માથા પરથી ફેલાતી સોનેરી પ્રભાવલી ચિતરી છે

હું તો અસંખ્ય મસ્તક ચિતરૂં છું, પરતુ કોઇ પણ મસ્તક પ્રભાવિના ચિતરતો નથી

એ પ્રભાવલી–મારા હાથમાંથી દરેક સ્ત્રી પુરૂષોના મગજમાંથી, આસપાસ પ્રકાશ નાંખતી સતત્ વહે છે.

તારી ભવ્ય કીર્તિ મે ક્યારનીય ગાઈ હોય તો કેવું સારૂ ! તું જાણતો નથી કે તું કોણ છે તારી સારીય જીંદગી તું તારી જાત પર ઉંઘી રહ્યો છે.

તારી આંખો પોપચાથી અર્ધ બીડાએલી જ રહી,

તારી કૃતિઓ પરિહાસમા પરિણામે છે.

(તારી કરકસર, જ્ઞાન, પ્રાર્થના એ સર્વનું પરિહાસમાં પરિવર્તન થયું હોય તો કહે કે તેનાં તને શું બદલો મળ્યા ?)

આ બધા પરિહાસ તું નથી.

તેની નીચે હું તને અંદર છુપાયેલો જોઉં છું.

કોઈ તને અનુસર્યું નહિ હોય તો ભલે પણ હું તને અનુસરૂં છું.

શાન્તિ, વાચાલમુખ મુદ્રા, રાત્રિ, રોજનાં કામ—

તને બીજાથી નહિ દેખાય તેમ છુપાવી દેતાં હશે; પણ તે તને મારાથી છુપાવી શકતાં નથી.

મૂંઝન કરાવેલું મુખ, અસ્થિર આંખ, ચામડી ને અસ્વચ્છ રંગ. આ અંતરાયો બધાને નડતા હશે, પણ મારી આડે તે નથી આવતા.

પોશાક, કદરૂપું સ્વરૂપ, છાકટાપણું, લોભ, અકાળ, અવમાનને હું અલગ રાખું છું.

કોઈ પુરુષ કે સ્ત્રીમાં એવી શક્તિ નથી, જે તારામાં નહિ હોય.

કોઈ પુરુષ કે સ્ત્રીમાં જેટલી હિંમત અને સહનશીલતા છે, તેટલી જ તારામાં પણ છે.

જે કોઈ આનંદ બીજાને માટે છે, તેવો જ આનંદ તારે માટે છે.

અને હું કોઈ બીજાને એવું નથી આપતો, કે જે સાવચેતીથી તને નહિ આપતો હોઉં.

કોઈની કીર્તિનાં—ઈશ્વરના પણ હું ગાન ગાતો નથી. પણ તારી કીર્તિનાં જ ગાન ગાઉં છું.

તું ગમે તે હો—કોઈપણ જોખમે તારૂં પદ પ્રાપ્ત કર!

તારી સાથે સરખામણી કરતા પૂર્વ પશ્ચિમનાં નવાબો રંક દેખાય છે.

વિશાળ બિંદુ—અને અનન્ત નદીઓ.

તું પણ તેના જેવો મોટો અને અનંત છે.

જગઘોષ, કુદરતના તુફાની તત્ત્વો, વા, વંટોળના પર્વતની નાશ પામતી લાગે એ સર્વ પર તારી સત્તા ચાલે છે.

કુદરત, સત્વો, પીડા, કામને પ્રલય પર સત્તા ચલાવવાનો તારો હક્ક છે.

તારા પગે આજ સુધી જકડાઈ રહેલી બેડી આ તૂટી જાય છે. તને અદ્ભુત સામર્થ્ય મળે છે.

વૃદ્ધ યા જુવાન, નર યા નારી, અજ્ઞ, ક્ષુદ્ર, બીજાઓથી તિરસ્કાર પામેલો તું, ગમે તે હો, પણ તું તો નવીન કાળ છે. જન્મ, જીંદગી, મરણ અને ચિંતાઓ સર્વ સ્થળે સાધનો તૈયાર રાખેલાં છે.

કંઈ ખુટતું નથી.

તું ગમે તે હો પણ,

કોઈ મદિરા, અજ્ઞાન અને ગ્લાનિમાંથી તારો રસ્તો કરી લે.*

---

* વોલ્ટ વ્હીટમેનના એક કાવ્ય પરથી.

# અદ્યતન કાવ્યગંગાના પ્રવાહ

ઋતુના કુસુમાકર

[પોરબંદર ભાવસિંહજી હાઇસ્કૂલના સાહિત્યસભાજ સમક્ષ તા ૭-૬-૩૮ના દિને નીચે મુજબ વ્યાખ્યાન શ્રી 'કુસુમાકરે' આપ્યુ હતુ

શ્રીયુત છોગાલાલભાઇ માકડ, કવિશ્રી ભગવાનલાલ માનકરજી, શિક્ષક બન્ધુઓ અને વિદ્યાર્થીઓ,

મભારીએ શ્રી ગણેશાય નમ મા આત્માના કરોડ પાનાર કવિવર ઋષિવર્યોને —

इदं कविभ्य पूर्वेभ्यो नमो वाक प्रशास्महे।
विन्देम देवता वाचममृतामात्मन कलाम्॥

હુ આપની સમક્ષ ભાષણ આજે બોલવા નથી આવ્યો હું ભાષણ મલ્લ કે યોદ્ધો નથી શબ્દરચના, વાગ્જાલ એ મ્હારા રમકડા ન હોય હુ તો હૃદયની મીઠી મધુરી આપ લે કરવા આવ્યો છુ સ્વજનો –પ્રિયજનો જોતા ફૂલની ફોરમ માફક હૃદય ફેલવાઇ જાય છે

આપણા આજના પ્રમુખ વિદ્યાધિકારી સાહેબ શ્રી છોગાલાલ માકડના અનુજ આપણા આજના મહેમાન શ્રી ભગવાનલાલ લક્ષ્મીશંકર માકડ ને હુ–એટલે અમે તો લંગોટિયા ભાઇબંધ હતા એઓ અનાયાસે પોરબંદર આવી ચૂકયા છે સુદામાજીનુ દેવધામ મ્હારે મન હવે તીર્થધામ થતુ જાય છે ત્હમારા ઘુઘવતા સાગરને તટે મ્હારા ચિરંજીવ પૂજ્ય પિતાશ્રી સ્વર્ગસ્થ ઠેલશંકર નથુરામ જોષીપુરાની જન્મનગરી –અમરવિભૂતિ પડી છે. ત્હમારા વૈકુન્ઠભાઇ–પૂર્વાશ્રમના "શ્રી વૈકુન્ઠ અમારા કુટુમ્બમા મ્હારા આત્માના આદિદીપક હોઇ એમનો સાહિત્ય–સન્યાસ મ્હારા જેવાને વિશ્વની અનેક કરુણતામા એક વધુ કરુણતા જેવો થઇ પડે જ પોરબંદર અમારે મન શ્રી કૃષ્ણની દ્વારિકાનુ પડોશી કેમ બનતુ જાય છે એ રમણીય તેની વાત છે.

આજના આપણા પ્રમુખ શ્રી છોટાલાલ માકડ–એઓશ્રીએ આપની સમક્ષ મ્હારે બે બોલ બોલવા એવી ઇચ્છા દર્શાવી આવી અમી નજરભીના આમંત્રણ મ્હારી અનેક મર્યાદા અને નુટીઓ છતા હુ પાછી ઠેલી શકયા નથી

હુ શેને વિષે બોલુ ? અન્તરના દ્વારે ટકોરી માન્તા– 'અદ્યતન કાવ્યગંગાના પ્રવાહ' એ વિષય ઉપર એક બોલ–બે બોલ નહી બોલવા મ્હારી મનોદેવતાએ પ્રેરણા મરી હુ મૂઝાયો,– એ વિષય ઉપર મ્હારે એટલુ બધુ કહેવાનુ છે કે હુ લગભગ અવાક્–મૂઢ થઇ જાઉ છુ આમા આપને મ્હારા વદતોવ્યાઘાતની ગન્ધ આવે, પરન્તુ આમા ખરી પરસ્થિતિની સચ્ચાઇની સાહાઇ છે એ નગદ હકિકત છે સર્વ વૈખરી મૌનના મહાદધિની સપાટી પર તરે છે, એટલે એક બોલે ન બોલતા ત્હમારી પાસે છુ તેવો ઊભો રહુ તો પણ મારે મન તો મ્હારૂ વ્યાખ્યાન ખતમ થઇ જાય એમ હુ માનુ છુ હુ ગુરુ નથી,

શિક્ષક છો રહ્યો હું તો આજન્મ, આરૂઢ વિદ્યાર્થી છું ત્હમને શીખવવા નહીં, પણ ત્હમારી પાસે શીખવા આવ્યો છું. "He who can take advice is sometimes superior to him who can give it" —"Von knedel" હોંથી કરી શીખામણ લેનારનું ગૌરવભર્યું બિરુદ છોડી, શીખામણ દેનારનું પ્રમાણમાં ગૌણસ્થાન લેતાં સ્વાભાવિક રીતે મ્હારું હૃદય અચકાય છે સ્વજનોની પાસે તો વિવર્ત દ્વારમપાવૃત-જેવી મનોદશાજ અનુભવાય.

મ્હારૂં શીર્ષકજ મ્હને મુંઝવે છે. ભગીરથ રાજાએ ગંગાવતરણ કર્યું તેમ પિતૃઓના તર્પણાર્થે-આપણે પણ કાવ્ય-ગંગાનું અવતરણ કરવાનું છે.

ટાગોરની કવિતા વાંચો, શેલી વાંચો, વર્ડ્સ્વર્થ શા ઋષિવર્યની ઋચા વાંચો, નરસૈંયો, મીરાં, નર્મદ, શ્રી ન્હાનાલાલ, દયારામ, કાન્ત નરસિંહરાવ, કલાપી, લલિતજી વાંચો, કવિતા ગંગાના ખળખળતા જળપ્રવાહ ત્હમને પુનિત નથી કરતા ?

કબૂલ આધુનિક અદ્યતન કવિતાએ પ્રગતિના હનુમાન કુદકા અને અંગદ કુદકા માર્યા છે; કબૂલ આજના સ્નેહરશ્મિ, બેટાઇ, સુન્દરમ્, ઉમાશંકર, પૂજાલાલ બાદરાયણ, મેઘાણી, ને સૌથી છેલ્લે છતાં ગુરુણામ્ ગુરુઃ જેવા 'શેષ' સુન્દર કવિઓ છે.

હું કવિતાના બે વિભાગ પાડી દઉં છું.

આધુનિક અને અદ્યતન. આધુનિક નવીન કવિઓ એટલે તો નરસિંહરાવ, શ્રી ન્હાનાલાલ, કલાપી, બોટાદકર અને છેલ્લે શ્રી બળવંતરાય પ્રેર્યા કવિઓ. અદ્યતન એટલે નવી ફેશનવાળા-શ્રી બ. ક. ઠા શાહીનાં ખેરખાં, અગેય કવિતાના ઉપાસકો, સંગીતની આભડ છેટીઆ પૃથ્વીકારો, ગુલબંકીકારો.

પરન્તુ-ભાઇસાહેબ એ નવી ફેશન કયાં સુધી ગઇ છે એ તો જરા જુઓ ? અમારા જમાનામાં ગઇ કાલ (અને હુ ખાતરી આપું છું આવતી કાલ પણ) કવિતા રસસુન્દરી હતી. અત્યારે સંગીતની આભડછેટીયા આ યુગમા કવિતાડોશી ચિંથરેહાલ ભુકાં ભુખ ગાતા આવડતું નથી, ગીતની સૂગ છે. એટલે 'જાજરૂની માખી' નાં ગીતનો બણબણાટ કરે છે.

શ્રીયુત સ્નેહરશ્મિ બંગાળી ભજનોના સૂરે ગાઇ રહ્યા છે. શ્રી ન્હાનાલાલ કવિના પદલાલિત્ય એમણે વિસાર્યા નથી. શ્રી બેટાઇ નરસિંહરાવની કાવ્યવીણા પર ધીરેધીરે સુરીલી રમઝટ ઉડાવે છે. અને કડવો ભગત તો મ્હને સૌથી વ્હાલો. સુન્દરમ્ ગમે તેટલાં વિરૂપતા પાછળ પડી અને ઢુંઢી રહે પણ એનો રસાત્મા તો સાચા કવિનો સુંદરમ્ ખરેખર સુન્દરમ્ છે, એટલે નિરુપમનો કોઇકવાર એઓ " Fashionable pose " કરે છે. પરન્તુ એમની નાડ મ્હેં પકડી છે. ઋષિવર્ય વર્ડ્સ્વર્થના જેટલી સૌમ્ય સુંદરતાને ઋજુતાથી 'બાનો ફોટોગ્રાફ'ના ગુંજન કરનારને આ નવી આભડછેટિયા- વિરૂપતા સ્પર્શે નહીં જ. પેલો ગોરટિયો બાલકવિ ચિત્તચોર ઉમાશંકર. મહુ માને મંદિર ફુલ-છાબ લઇ ઊભા જોઉં છું. પરંતુ અફસોસ માને મંદિરિયે પુષ્પો લઇ આવેલા આ કવિઓમાંથી એકની ફુલદાનીમાંથી 'જાજરૂની માખી,' બીજાની ફુલદાનીમાંથી 'હથોડો, ત્રીજાની ફુલ-

દાનીમાંથી 'ચુસાયેલો ગોટલો' ચોથાની ફુલદાનીમાંથી 'કોલસા' પાંચમાની ફુલદાનીમાંથી 'કાલેલું ખાસડું" નીકળે છે, છઠ્ઠાની ફુલદાનીમાંથી 'ધોબીનો ધોકો' સાતમાની ફુલદાનીમાંથી 'ઉકરડો' વગેરે નીકળે છે. હું મુંઝાઉ છું, હું પણ માનો પુજાપો લઈ એમની સમક્ષ ઊભો છું. વિનતિને કહું છું–માનસી મંદિરમાં–નાની ગરબી હૃદયનીણા લઇ જાઓ તો ? આજે માનો કૌમુદી મહોત્સવ હશે એ માતાના મ્હારા જેવા સ્પૃશ્ય હરિજન–બ્રાહ્મણ દેવ જેની તમને આટઆટલી આભડછેટ છે તેની અસ્પભેટ–આ થોડાંક તારક–ફુલ પહોંચાડશો ? પેલી બાજુ માધુરીવાળા ઊભા છે. હું પૂછું છું જગ માને મંદિર 'મોગરો'–'ગુલાબ' અને હૃદયની કોકિલના બે ટહુકા પહોચાડશો? પરંતુ, મહુભાઈઓને નવી આભડછેટથી મારાથી દૂર ઊભેલા જોઉં છું. 'બ. ક. ઠા.' શાહી ઔરંગશાહી દ્વારકાની છાપ છે? ત્યારે તું અમારા પ્રસ્થાનત્રયમાં ક્યાંથી ? અમારે ઇન્દુનું બિન્દુ ન જોઇએ; ન ખપે અમને વિશ્વ–ગીતા ને ખપે અમને ઉષાનાં સુવર્ણકિરણો. તું તો પેલો સ્વપ્ન વણજારોને? સ્વપ્નવાળો–સ્વપ્નવાળો! ભાઈઓ ભાગજો 'ઉકરડે' જતા અભડાઇ જઇશું! જોઈ આ બ્રાહ્મણીઆ આભડછેટ ?

ત્યારે, હું પુછું–જાજરૂની માખીના બમણાટ કે ચુસાયેલા ગોટલા કે હથોડીનાં ગીતનાં આ યુગમાં શ્રી ન્હાનાલાલની કાવ્ય–ગંગા પછી એવી પુનિત સ્રોતસ્વિની કદી વહી છે ખરી ?

મને દ્વારકાના માર્કા છાપ જેવી બ. ક. ઠા. શાહી કવિતાનું અપદ્યાગદ્ય નથી ગમતું. શ્રીયુત બળવંતરાય તો મારે મન પૂજ્યાર્હ છે–ગુરુજન છે. સંયમના એ આચાર્ય પાસે હું ઘણું ઘણું શીખ્યો છું. એમની વિદ્વતાનો જોટો બીજે મળવો મુશ્કેલ. મારો વિરોધ એવા પ્રભાવશાળી ગુરુજન સામે ન હોય: પરંતુ, શ્રી બળવંતરાય ઠાકોર જુદા ને બ. ક. ઠા. શાહી જુદી તે જુદી જ.

અમે ગઈ કાલના કવિઓ–Back numbers–પર આક્ષેપ છે કે તારાઓમાં, આકાશ–ગંગાના પટમાં રમતાં રમતાં અમે પૃથ્વીની પકડ ભૂલીએ છીએ; ને અમારાં રસ–ઘેનમાં ને ઘેનમાં ધબાંગ લઇને કુવામાં ધબાકો મારીએ છીએ. જે દિવસે તારાઓ, ચંદ્રની ચંદ્રિકા, વિદ્યુતના ઝબાકા, કોયલો અને પુષ્પો માનવી ભૂલશે, તે દિવસે એની માનવતા અને સાચું માનવ્ય રહેશે ખરાં? આજની કવિતાના શબ્દોના સાવરણા, ભુંડી ભુખ ડાચાં બેઠેલી વરવી સુરત, લથરપથર તેલ ધૂપેલનીણો ઉકરડાના ખાતરે ભર્યો એનો ચોટલો–આ બધું નથી ગમતું. આ પૃથ્વી પતનજ માગ જેવા સ્વર્ગના ઇંજાગ્દાગથી નથી ખમાતું–નથી છરવાતું. પરંતુ ચંબુ–The more judgment a man has, the slower will he be to condemn. હું ઉચ્છેદના નથી આવ્યો. હું તો પરિપોષના આવ્યો છું. ત્હમાગમાં જટિલ વ્યાસ, જેઠાલાલ ત્રિવેદી, ચિત્તરંજન પાઠક, કાટબામણા વગેરે ઉગતા કવિઓ છે. એની પાસે થોડીક હમદર્દીના ગુંજન કરવા આવ્યો છું. તમારા વિદ્યાધિકારી સાહેબ, શ્રી જયેન્દ્ર પાઠક, સ્વપ્નશીલ કવિ રતિલાલ છાયા, મારા જુના મિત્ર ધીરૂભાઈ સાહેબ, કવિ સુધાંશુ, ભાઇ છગનલાલ પરમાર, ભાઇ વજરાજની, વગેરે સાહિત્ય–રસિકો પાસે થોડાક વિચારનો વિનિમય કરવા આવ્યો છું.

બિનાદરો, દેશનિકાલની રૂચિ ભલે બદલાઇ હોય, પરંતુ, કોલસા અને ઉકરડાના આ યુગમાં એ માર્યાં કવિ હૃદયોની પાંદડીઓ-પાંખડીઓ તો એ પ્રકૃતિનાં અમર મત્વોની પ્રેરણાએ જ ચનગનશે.

મારૂં દર્દ તમને કહું ? અતિ અદ્યતન કવિતાનો આત્મા જ કોઇ વખત મને વિરૂપ લાગે છે, The ugly is sought for itself. મ્હારાથી કાવ્ય-મંદિરમાં ગંજેરની માખીના બણબણાટ નથી ખમાતા. કબૂલ-ગજરૂની માખી નાંખી દેવા જેવો વિષય નથી; કબૂલ, એ બમણાટમાં જ Health and Sanitation ની ફિલસુફીનું ગહન Epic સમાયેલું છે. પરંતુ. હુ પૂછું એ પ્રદેશમાં વિજ્ઞાન.શાસ્ત્રીઓ, સમાજ-વાદીઓને જ વિહરવા ઘો તો નહીં ચાલે ? કવિતાના રસાત્માને ન ગુંગળાવો તો ન ચાલે? તમે સ્યાદવાદી થઇ કહેશો કે નાનાલાલને સુંદરમ્‌નો સમન્વય કરો. પરંતુ. ભાઇઓહું ય, એક હાથમાં રૂદ્રાક્ષની માળાવાળી ગૌમુખી અને બીજા હાથમાં જાજરૂનું ડબલું-એ સમન્વય નહીં જ બને.

બીજું હૃદય હલવીને કહું તો મ્હને ભગવતિ । वसुन्धरे देहीमाम् विवरम् । એવી સીતામાતાની હૃદય-જ્વાળાઓ જેવી ઝાંઝ ચડી જાય છે. ગુજરાતી કવિતા સુંદરીની ફુલ-વેણી આપણે વિખેરી નાંખી છે.

અરે ! એટલું જ નહીં પણ આપણે કુપુત્રો તો સરસ્વતીમાતાનું માથું બોડવા બેઠા છીએ. વરસામાં વરવી રચના આપણી આ જુની ઘડીનો આદર્શ છે. કવિતા સુંદરીના અલંકાર ઉતરે ત્યાં સુધી તો ઠીક. પણ માતાનું કેશવપન-એ અમંગલ બોલ મારથી નથી ઉચ્ચરાતો. માતા-માતા ઉપનિષદની હેમવતી જનની, સૌંદર્યનાં પરમધામ તારૂં માથું બોડ-પરંતુ, એ અમંગલ શબ્દ નહીં જ ઉચ્ચારૂં.

या कुन्देदु तुषार हार धवला या शुभ्र वस्त्रावृता.

એવી આપણી માનસમૂર્તિ મૈયા છે.

हिमांशु रोचिः प्रतिमानितांग

धृताब्जहस्ता धृत शूलमाला ।

वर प्रसादाऽऽनन पूर्ण चन्द्रा

मामानुरी नो दुरितानि हन्तु ॥

જેની પ્રતિમા ચંદ્રપ્રભા જેવી છે, જે પોતાના હાથમાં સફેદ કમળ, ત્રિશુલ, અક્ષય-સૂત્ર જપમાળાને ધારણ કરનારાણી છે તે માનુગી માનસી કે જેનું પ્રસન્નમુખ પૂર્ણચંદ્ર જેવું છે તે અમારાં પાપનો નાશ કરે એમ હમે મુખે કહીશું ?

તમે આ જાજરૂની માખીના બણબણાટ વચ્ચે મુંઝાયેલા ગોટલાને ફરી સુમનાં કે કોમળી કાવ્ય કન્યાઓમાં ચંદ્રપ્રભાનાં શ્વેત કમળનાં પૂર્ણચંદ્ર જેવાં પ્રસન્નમુખ દેવીનાં દર્શન ક્યાં કરશો ?

हिरण्मयेन पात्रेण सत्यस्यापि हितं मुखम् ।

સોનાને પાત્રે ઢંકેલ મોર !

સોનાનાં ચકચકિત ઢાંકણથી સત્યનું મુખ ઢંકાઇ ગયું છે, એ વાત આપણે સાવ ભૂલી જઇશું?

શ્રી ન્હાનાલાલને 'શબ્દાળુ-શબ્દાળુ' એમ ભાંડી આ જમાનો કહે છે—શબ્દમાં કંઇ નથી. આ શબ્દાભૂષણો મને તો ખાડ ખાતા લાગે છે, ભીંત ભૂલતા લાગે છે. શબ્દ બ્રહ્મ Logos–the Wordની વાતો એ ભૂલી જાય છે. મારૂં હૃદય તો કકળી ઉઠીને કહે છે. માતા! માતા! અમે આ યુગના ઓટીવાળો તારી મહા અધોગતિ કરી ગયા છીએ. અને મણિલાલ નભુભાઇ, મણિશંકર કાન્ત, શ્રી નરસિંહરાવ, શ્રી આનંદશંકર ધ્રુવ, શ્રી નરસિંહ રાવ, કલાપી, લલિતજીના વાણી સૌંદર્ય-વસનાં લાવણ્ય પર પાણી ફેરવી વળ્યા છીએ.

એક બીજી વાત અર્થ પ્રધાન કવિતાના વ્હાલેસા શું. બ. ક. ઠા. થી વ્હાયા છે કે? આજકાલ પ્રભુ કૃપાએ મૂલ્ય પરિવર્તનો થયા છે સ્નેહમુદ્રાના પુનઃ મૂલ્ય અંકાય છે હું પૂછું અર્થ પ્રધાન કવિતામાંએ પ્રવાહિતા નથી હોતી—નથી આવતી? એ જ નમુના રમણલાલમાંથી લઇએ.

સ્ત્રી જાતિની અવસ્થા પરિહરવાને,
એવો હુતાશન મહા પ્રકટાવવો કે;
તેની પ્રચંડ ઊંચી જ્વાલની માંહી બાળો,
અજ્ઞાન, સ્વાર્થ, વળી દુર્મતિ સર્વ ભસ્મ!

× × ×

એકાન્તવની ઋજુ બાલિકાને
લઇ ઉપાડી જલસ્રોતમાંથી;
આ કયા બીજા સ્રોત અગમ્ય માંહી,
મૂકી તણાતી અસહાય છેક!

ત્હમારા 'કલાપી' ખૂબ લાગણીવેડા માટે, નર્યાં પોચટ આંસુ માટે ખૂબ વગોવાયો છે. એમાંથી એક જ નમુનો

"They also serve who only stand and wait." Miltonની બેનમૂન કવિતાનું બેનમૂન ભાષાન્તર.

"સુઇ ઉભા થઇ પ્રકાશની રાહ જોતી,
એમાંય કાંઇ બનતી હરિની જ સેવા"

મ્હારા પૂજ્યાર્હ કવિજન શ્રી ખબરદાર પાસે શીખ્યો:—

"એકજવાર સાંભળતાં જીભને ટેરવે રમી રહે એનું નામ કવિતા".

ત્હમારા કોઇ અદ્યતન વિચારપ્રધાન શૈલીના કવિએ કોઇ પંક્તિ જન્માવી છે? જન્મી હોય તો, મારે હજી જાણવાની બાકી છે.

ત્હમારી આજકાલની બ. ક. ઠા. શાહી કવિતા માને છે કે કવિના મગજમાંથી જન્મે છે. બાપ્પુસાહેબ! કવિતા મગજમાંથી જન્મતી હોત તો ત્હમારા બધું દાકી

મહારાજની દુકાનેથી હું એ મગજ ૬–૮ આનામા લઇ લેતે ને કવિ બની "પ્રસ્થાન" –"માનસી" કે 'કૌમુદી" –ને છાપે કે છાપરે ચડી બેસત. પરન્તુ, તેમ નથી બનતું એટલે એ માનસી મંદિરના કૌમુદી પર્વના પ્રસ્થાનમાથી અસ્પૃશ્ય તરીકે નાત બ્હાર છું રહું તો બુદ્ધિને બુટ્ટી બુટ્ટી જ માની છે. એ લડાવી ઝગડાવી મારશે. પરન્તુ ફુલની ફોરમ માફક એ ફોરશે ?–રામ રામ કરો કદી બી નહી–કદી બી નહી.

હું તો અદ્યતન કવિઓને–બ ક. ઠા, શાહીવાળાને મ્હારા પૂજ્યપાદ ભાવના ગુરુ–મહાકવિ ન્હાનાલાલનો પડકાર ફરી સંભળાવું છું

"શતદલ પદ્મમા પોઢેલો પરિમલ ઢાળવો જો હોય દીઠેલો !" The soul blossoming into thousand petals of lotus.

આપણા સહુના મુરબ્બી શ્રી બલવંતરાય ઠાકોર સાહેબના જ શબ્દોમાં કહીશું.

"अल्लाह सहुने निज हक्क बांटशे."

કવિતાનું જન્મસ્થાન કાન્ત કલાપી માફક હું તો હૃદયનું દર્દચિત્ત ક્ષોભના આવેશ માનું છું. મારા પરમભાવના ગુરૂ શ્રી ન્હાનાલાલની માફક ચિત્તની પરમ પ્રસન્નતા–હૃદયકમળની આનન્દિત પાંખડીનું નૃત્ય.

પોચટ કે પોચટ અશ્રુ સારતી–કહી સાચી કવિતાને વિસ્મૃતિ ને ટોડલે ચડાવી દેવી છે ? આ જમાનાના બે રોગ—

"The hardness of heart and the softness of head."

આ ચિકિત્સા અમેરિકાના President Roosevelt રૂઝવેલ્ટની છે.

અમ સરખા ભાવના–ઘેલા ને ન ગાંઠો પરંતુ, નગદ બુદ્ધિવાદમાં રમતા સુરીજનોએ શું કહ્યું છે ? એ સાંભળશો —

"The heart is the best logician of all" —Wendell Phillips.

"If we wrong our hearts, our heads are right in vain"
—Young.

"A good heart is worth gold" —Shakespeare "A living heart is the truest wisdom." —Dickens.

"The heart has reasons, which reason does not understand" —Ware.

"The heart of a man is of itself but little, yet great things cannot fill it. It is not big enough at one meal to satisfy a bird. and yet the whole word cannot satisfy it"
—Thomas Bekker

ભાઇસાહેબ, અમ સરખા ભાવનાઘેલાઓજ નહીં, પણ ધુરંધર બુદ્ધિવાનો પણ સ્વીકારે છે કે—

રે ! માત્ર એક રાકુની, ઉપવાસી ભુખ્યું,
ખાઇ ધરાય કરી પારણું ને સુખેથી
ના એટલું હૃદય,–તો પણ, વિશ્વ સારૂં,
એમાં શમાવ નત વા'ખતુ એજ પ્રશ્ન !

થોભીએ, હું મારી ખરી ખોટી વિદ્વતાના ગંજ તળે આપને ખુંદી નાંખવા નથી આવ્યો.

કવિતાના માનસમાં હૃદયની પ્રતિષ્ઠા થશે ત્યારે માનસ પૂજનનો ખરો ઘંટારવ વાગશે એમ હું માનું છું. પરંતુ, આ હૃદયના ઝણકાર માટે એકાદ મનસુખલાલ ઝવેરી શા સ્વપ્નશિલ્પી, કે પૂજાલાલ કે શેષની થોડી ઘણી સ્વપ્ન ઘડીઓ જ સંભારવી રહી? બાકી તો,—

नग्न क्षपणक देशे रजकः किं करिष्यति ।

ભાઈસાહેબ, દિશાપિધમનમરાળા–અર્ધ લંગોટીનાય–મમવાળા દિગમ્બરોના મુલકમાં ધોબીને તો અરણ્ય રૂદનમજ હોય ને?

ત્યારે सत्यं शिवं सुन्दरम्–The True the good, the Beautiful નાં દર્શન આજકાલની શબ્દે વરવી ને અર્થે રૂપાળી કવિતામાં ક્યાંથી કરવાં? પરંતુ હું ભૂલ્યો. અર્થપ્રધાન જમાનો તો Rs.-annas-pies રૂ. આ. પા. તે જ માત્ર શોધેને? મારા જેવા અટુલા, એકલપંથીની જ કલ્પનામાં ટપટપતાં ગલગલિયાં થયાં કરે. અર્થ પ્રધાન–યુગ માટે અર્થજ બધે હોય–સ્વપ્નની એને શી ખેવના?–એમને વળી ગંગાનું શું કામ? એમને વળી પ્રવાહિતા શીદ જોઇએ?

વિષાદની ઘડીએ અદ્યતન કવિતા મહરાની વાલુકારાશિએ મથાળું સુઝ્યું. પરંતુ હું તો આશાવાદી રહ્યો, એટલે બીજું શીર્ષક બાંધ્યું.

હું પૂછું કવિતાનો જન્મ અર્થમાંથી છે?

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः
यत्क्रौंच मिथुनादेकमवधीः काममोहितम् ।

આ અશ્રુ-ઉર્મિમય આવેશ કવિતાનું આદિઝરણ. કવિતા અશ્રુમાં જ જન્મે છે.

"They learn in suffering what they teach in song"

Our sweetest songs are those that tell of saddest thoughts. "-Shelley,

'અમારાં મીઠાં એ રૂદનમય છે સર્વ ગીતડાં.' — કલાપી.

સત્ય કવિતામાં મને હમેશા કરૂણરસ મૂર્તિસ્થશા શરીરિણિ–આંસુની મૂર્તિ સીતા માતાના જ દર્શન થાય છે.

एकोरसः करुण एव निमित्त भेदात्—

એજ મને સાચી કવિતાનું તારતમ્ય લાગે છે.

શ્રી નરસિંહરાવ જેવા વૈયાકરણે પણ ગાયું છેઃ—

"આ વાતને કરૂણ ગાન વિશેષ ભાવે."

સર્વ રસનો રસ કરૂણ રસ છે. વિશ્વના પાતાળ નાદ સુણો,–એ ઝીણો ઝીણો રુદનમય Tennysonનો still small voice

મ્હને તો શું સંસ્કૃતમાં, શું ફ્રેન્ચમાં એજ કરૂણ આન્તરધ્વનિ ગમે છે.

"Le vent de mai fait dansle parc un bruit d' automne
Uneporte en battant sansfin prince une plainte.
Mineure et monotone.
La vie est triste

ઝરમર ઝરમર દગમાંથી

ને ઉરમાંથી અશ્રુ દ્રવે છેને. કવિ કવે છેઃ–

જીવન કુસુમ કુલે, આર્દ્રતા શી છવાઈ,
કુદરત તણું હૈયું શું રહ્યું છે ભરાઈ?
કુદરત ઉરમાંહી ધૂમ્ર શું ધૂંધવે છે,
ગગન ઉર કરૂણ કાવ્યો મેઘ ધારા કરે છે.
રડડ છો ને આ કરે સર્વ સૃષ્ટિ,
ખડ ખડ ખડ, મ્હારે ઉરનો હાસ વૃષ્ટિ;
ભડ ભડ ભડ જ્યારે ઉર અંગારકારી,
ભડ ભડ ભડ થાતું પ્રાણ રહેતો પુકારી.

અન્તમાં ઉપર્યુક્ત વિચાર ને ઊર્મીશીલના ઝીલની જ શ્રીયુત ભગવાનલાલ માનકરની કવિતા છે. એટલે હું અને તમે એના ગીતો સાંભળીએ તે પહેલાં એક ન્હાનુશું ગુંજન પણ કરી લઉં. મ્હારા વિચારોનું સંક્ષિપ્તમાં સંક્ષિપ્ત તારતમ્ય આપને મ્હારાં ગુંજનમાંજ મળી રહેશે.

એક વાત કહી દઉં. આપણા કવિ ભગવાનલાલ માનકરના કંઠમાં કોયલો ટિહૂ ટિહૂ કરી મૂકે છે. એવા કુદરતની મ્હારી પાસે આશા રાખશો નહીં. મ્હારો કંઠ ભાગ્યેજ ગાઈ શકે છે. અહીં સંગીતજ્ઞ એકાદ બે ઉસ્તાદો છે. ચિ. ન્હાનાલાલભાઈને મુખમાં હસતા હું કહી લઉં છું. મ્હારા કંઠના કાળજિયાંનેય નિભાવી લેજો. હું તો રહ્યો અમર આશાવાદી એટલે કંઠનું કામ આત્માના ટેશન પાસે લઈશ. દિલીપ કુમાર રૉય કહે છે તેમ મ્હારો આત્મા કૂજન અને ગુંજન કરશે. મ્હારા આત્માની પાંખડીઓ ગુંજનને નાદે શતગની શકે ત્યાં સુધી હું નિરાશાવાદી કેમ બનું? અદ્યતન યુગના કવિની "એકજ દે ચિનગારી" તો તમે સાંભળી છે ને? મ્હારી જાતને ગઈ કાલનો અને આવતી કાલનો કવિ ગણાઉં નો પૂછતા થાય.

છતાં ગઈ કાલને આવતી કાલના સુરે તો સાંભળીએઃ—

# વૈશ્વાનર ! ક્યાં તુજ અગ્નિઝારી ?!

( આગાવરીનો લય )

માગી માગીને માગું વૈશ્વાનર !
અેકજ દે ચિનગારી ?
જ્વાળામુખીના ઉગ્ર ભડકા દે,
આગ્ન આરજુ મ્હારી;
તણખે તણખે તેજ પુરુષ હો,
પ્રાણ પ્રતિષ્ઠા ત્હારી.
વૈશ્વાનર ! ક્યાં તુજ અગ્નિઝારી ?!
ચાહો સળગે સુરજ મળગે,
એની શું અધ્યારી ?—
સળગી ઉઠે ના જો મુજ ઝાળે
સ્વપ્ન અટારી મ્હારી
વૈશ્વાનર ! ક્યાં તુજ અગ્નિઝારી ?
કંજર હાથે ચગ્મી રહ્યો તુ,
તોય રહું હું ભિખારી ?!
ગગન ચુમ્બી તુજ અગ્નિશિખાના
કાળજડે કાં ,કારી ?!
વૈશ્વાનર ! ક્યાં તુજ ચેતનઝારી ?
એક તણખલીએ જાયે શું,
ભવની ભાવટ ભારી,
મગજ, મળજ ને શોણિત બિન્દુ,
ભડ ભડ પ્રાણ પધારી.
વૈશ્વાનર ! ક્યાં તુજ અગ્નિઝારી ?
અંગે અંગે રન્ધ્રે રન્ધ્રે,
તણખે દે ને તારી
જ્વાળામુખી મય ઉગ્ર ઉગ્ર મળજો,
પગપ્રસાદી પ્યારી
વૈશ્વાનર ! ક્યાં તુજ ચેતનઝારી ?!
મળગો સમણાં, મળગો જીવન,
કદપન મળગો મારી !

આશા મળગો, નૈરાશ્યે સળગો
દીપકમાળે તારી.
વૈશ્વાનર ! ક્યાં તુજ અગ્નિઝારી ?!
કથતા કોડો જ્યાં જાગ્યા,
ખનક બની જ્યાં ખારી
ભગણું બન્યુ જે હૃદયે રૂહાર,
માગુ પ્રાણ પુકારી,
ક્યાં મય અગ્નિ ઝારી તારી.
દ્વારે દ્વારે – જ્યોતિર્ધારે,
સર્વે જાળી બારી,
ઝગહળ ઝગહળ ઉર મન્દિરિયે,
ગુણિયલ પ્રકટ, પધારી
શાશ્વત દર્શનની બલિહારી !
રોમ રોમ હો દીપકમાળની,
પુણ્ય પ્રસાદી તારી,
રમભેલમાં પ્રકટો પ્રભુવર !
કરાલ કરુણાધારી,
છબિ હો ! નેનનધાર કિનારી !
હૃદયકમળની મોજેમોજ
મળગો પાદડી પ્યારી,
તણખે તણખે દર્શન તુજ તુજ હો,
પ્રેમળ પાવનકારી,
કર હો ! અનવતણો અધિકારી !
તન હો તણખે, મન હો તણખે,
દીપકમાળ દુલારી,
પ્રાણપ્રાણથી ફુટો પ્યાર
પાવકની પિચકારી.
વૈશ્વાનર ! હો અનન્દનિર્ઝરી.

धनूनो कुसुमाकर

# બાળકની વેદના

શ્રી. પંકજ

ભ્રમણ મારે મન નિત્યનો વિષય છે. વિદ્યાધ્યન પુરૂ થયું ન થયું ત્યારથી પ્રવાસની જે પ્રનોતી બેઠી છે તે કયારે પુરી થશે તે તો ઇશ્વરજ જાણે. ભ્રમણમાં મારા વિચિત્ર શોખો અને પુરાતન વસ્તુઓના નીરિક્ષણની ટેવએ લઇને અનેક પ્રસંગો એવા બન્યા કે જો તે પ્રસંગોની સૂચિ બનાવવા બેસું તો એક મોટો ગ્રંથ તૈયાર થઇ જાય.જો કે પુરાતન વસ્તુ સાથે સંકળાએલો નથી પરંતુ આ બનાવે મારા હૃદય પર એક સ્પષ્ટ પ્રભાવ પાડયો છે. ભૂલવાની ચેષ્ટા કરું છું તો વધારે યાદ આવતો જાય છે.

ગ્રીષ્મ ઋતુનો તાપ ઉત્તર ભારતમાં કાળપુરૂષના કઠોર સ્મિતની ઝાંખી આપે છે. હ...હ ના પ્રચંડ અવાજ સાથે ઉષ્ણ પવન જ્યારે ચાલતો હોય છે ત્યારે સુંદર બાગમાં બેઠેલા મનુષ્યના પણ અંગો બળી ઉઠે છે. પ્રકૃતિ પોતાના એ નિશ્વાસોમાં માનવ સમાજની ભર્ત્સના કરતી હોય એમ લાગે છે. કોઇક વખત ભયંકર વાવાઝોડાં પણ પ્રકૃતિના અતુલ બળનો પરિચય આપતાં દેખા દે છે.

ગોરખપુર કંઇક કામને માટે જવાનું હતું. ગર્મીથી બચવાને માટે ટાઇમટેબલમાંથી તરેહવાર ગાડીઓની સમીક્ષા કરી જોયું તો સવારે ગયા વગર છૂટકોજ ન હતો. એનું એક વિશેષ કારણ પણ હતું. બનારસમાં ઉતરી એક સદગૃહસ્થને પણ મળવાનું હતું. દિવસની ઉષ્ણતા તો વેઠવીજ પડવાની જાણી હું ઘણો ઉદ્વિગ્ન હતો. બનારસ આવ્યો, અને મારા મિત્રને મળ્યો. ત્યાંથી સ્ટેશન પર આવી વેઇટીંગ રૂમમાં બેસી કંઇક વિચારમાં પડયો. કયાં સુધી બેઠો હઇશ તે તો કોણ જાણે, પરંતુ જ્યારે મજુરે આવી ગોરખપુરની ગાડી આવવાની વાત કહી ત્યારે હું સફાળો ઉઠયો અને ગાડીમાં જઇ બેઠો.

ગાડીમાં બેઠા પછી મેં પ્લેટફોર્મ પર જતા આવતા માણસોને જોવા માંડયું. ફેરીઆઓના તેજ જરી પુરાણા અને રસહીન ગાયનો તથા યાત્રીઓનો સાધારણ કોલાહલ સિવાય કંઇ ન હતું. ગાડી ઉપડવાનો સમય લગભગ થવા આવ્યો હું સુવાની તૈયારી કરતોજ હતો ત્યાં એક સદગૃહસ્થ અને એક બાળક મારા ડબ્બામાં આવ્યાં સદગૃહસ્થે મારી ક્ષમા માગતાં બાળકને સામેની સીટ પર બેસાડયો અને મને પૂછ્યું, 'તમે કયાં જાઓ છો?'

'ગોરખપુર.'

' કંઇ ખાસ કામ છે ?

' ના.'

મેં જોયું કે તે માણસ કંઇ વધુ કહેવા માંગતો હતો પરંતુ ચૂપ રહ્યો. થોડીવારે ગાર્ડની સીસોટી સંભળાઇ. તે એકાએક બોલ્યો, તમને તકલીફ તો થશે પરંતુ આ બાળકને બીજા કોઇનો સંઘાત નથી. માટે 'તમનેજ સોંપુ છું'. ગોરખપુર પરએને લેવા માણસ આવશે.' પ્રતિકાર કરવા જેટલો અવકાશ પણ કયાં હતો? ગાડી તો ચાલુ થઇ ગઇ. તે માણસ ગાડીમાંથી કૂદી પડ્યો.

મેં તે બાળકના તરફ જોયું. સાતથી આઠ વરસની ઉમર હશે આ ઉમરમાં પણ તે બાળકના મુખ પર એક નૈરાશ્યપૂર્ણ ગંભીરતા હતી હું વિચારવા લાગ્યો કે બાળક પિતાના જવાથી સ્હેજ પણ અચકાયો નહિ તેમજ રડ્યો પણ નહી શું એ બાળકના હૃદયના સર્વ ભાવો ચૂરાઈ ગયા છે? બાળકનો બીસ્તરો પણ ન હતો અને ગાડી પોતાનો અવાજ વધારે મજબૂત કરતી જતી હતી. મેં પૂછ્યું. 'તારૂં નામ શું ?'

'મુકુંદ'

'તારી સાથે આવનાર કોણ હતું ?'

'મારા કાકા!

'શું ? કાકા! તારા પિતા ક્યાં છે ?

પિતા કાકા કહે છે કે વિલાયત ગયા છે.'

'માતા ?'

'માતા તો હું જન્મ્યો ત્યારનીજ મરી ગઈ હતી.'

'તું ગોરખપુર કોને ત્યાં જાય છે?'

બાળકને આ પ્રશ્ને વીંધી નાંખ્યો. અત્યાર સુધી જડવત બેઠા રહેલા બાળકનું રૂદન ચાલુ થયું. હું પણ ચૂપ બેઠો થોડીવાર પછી મેં પૂછ્યું, 'બાપ ગભરાવાની જરૂર નથી ખરૂં કહે તું ક્યાં જાય છે ?'

'ગોરખપુરમાં મારા એક મામા છે ત્યાં મને કાકા અને કાકી મોકલી દે છે.'

મેં જોયું કે બાળકની આંખો મારા ટીફીનના ડબ્બા પર હતી. કંઇક વિચારી હું બોલ્યો. 'તારે ખાવું છે ?'

'હા મને ભૂખ લાગી છે.'

હું વિચારમાં પડ્યો, ભૂખ્યા બાળક ગોરખપુર મોકલનાર કાકા અને કાકીની સ્ત્રૈ-જન્યતા પણ મને કડવી લાગી. મેં ટીફીનનો ડબ્બો ખોલ્યો. બાળક ખાવા લાગ્યો. તેને ખાતો જોઇ મેં પૂછ્યું. 'તને ભૂખ્યો કેમ મોકલ્યો ?

બાળકે નિર્લેપતા પૂર્વક કહ્યું. 'આજે કાકા ઓફીસ ગયા. પછી ઘરમાં એક માણસ આવ્યો હતો કાકી તેની સાથે એકલાં બેઠાં વાતચીત કરતાં હતાં. હું બહારથી રમીને આવ્યો. કાકી મને જોતાંજ ખીજવાઇ ગયાં અને મારવા માંડ્યો. સાંજે કાકાએ પણ મને માર્યો અને કહ્યું કે તને મામાને ત્યાં મોકલી દેશું. મેં કંઇ વાંક તો કર્યો નથી પણ કાકીએ ખાવાનું ન આપ્યું.'

આ શબ્દોમાં એક બાળકની નિર્લેપતાપૂર્ણ વાતો હતી. પરંતુ એજ શબ્દોમાં એક ક્રૂરમાં ક્રૂર માતૃહૃદય કે પિતૃહૃદયને હલાવવાની શક્તિ હતી. હું તો કાષ્ટવત થઇ ચૂપ બેસી રહ્યો બાળકે ખાઇ રહ્યા પછી પોતાને હાથે પાણી મારા કુંજામાંથી રેડીને પીધું અને બોલ્યો 'હવે ધરાઈ ગયો.'

માતાજી અને મારી પત્ની હમેશાં મારા બીસ્તરમાં બે તકિયાઓ નાંખે છે. વધારેનો તકિયો આપી મેં કહ્યું, 'મુકુંદ સુઈ જા.'

બાળકે તકિયો લીધો, અને સામેના બર્થ પર સુતો અને હું પણ નિદ્રામાં પડ્યો.

કલાકેક પછી મેં તે બાળકનું રડવાનું સાંભળ્યું હું જાગી ઉઠ્યો. બાળકના ડુસકાં સ્પષ્ટ હતાં. કંઈક લવારો પણ ઉંઘમાં કરતો હતો. પ્રથમ મેં તેને ઉઠાડવાનો વિચાર કીધો; પરંતુ તેના લવારા સાંભળતાં હું સ્તબ્ધ થઈ ગયો. હું ચુપચાપ સાંભળવા લાગ્યો.

"... ... ... ... બાપુજી ... ... બાપુજી ... ... તમે ક્યાં ગયા ? ... ... જ્યારે હું કંઈ માગતો ત્યારે તમે તો ...... વઢતા નહીં ... મારતા પણ નહીં...... બાપુજી ...... તમે મને કોઈ દિવસ માર્યો ન હતો......મને કાકી ... શું ...... કામ મારે છે ? ...... કાકા મને.........રોજ વઢે છે ......શું...હું રમવા પણ ન જાઉં ? રમવા જાઉં...તો પણ મારે ... નહીં જાઉં તો પણ મારે........... બાપુજી.........તમે ... ...... વિલાયતથી ક્યારે ...... 'આવશો, ...... રમેશ તો ...... કહે છે ...... કે તમે પાછા આવવાના જ નથી. ........"

હું વધારે સાંભળી ન શક્યો મેં તેને જગાડ્યો. પાણી પાયું તે પાછો સુતો. હું કલ્પી ગયો કે બાળકનો પિતા પણ મૃત્યુ પામ્યો હતો. મને વિચાર આવ્યો કે જે માણસ પિતા થયો નથી તે સંતાનના સ્નેહની કદર સમજી શકતો નથી. આ બાળકની ગાથા ખરેખર કરૂણાપૂર્ણ હતી. સ્ત્રીજાતિના તરફ પૂર્ણ સન્માનની દૃષ્ટિ હોવા છતાં એક સ્ત્રીના સ્નેહમાં વિચિત્રતા જોઈ મને ઘણી જ નવાઈ લાગે છે. બહાર દરિદ્રોના બાળકોની અવસ્થા જોઈ શીઘ્ર પીગળી જનારી કોમળ બાઈ પોતાના પતિના પ્રથમ પત્નીનાં બાળકોના પર એક ગફલતી કરતાં એ પણ નિષ્ઠુર યાતના વરસાવતી જોઈ છે. નારીનું હૃદય ખરેખર વિચિત્ર છે.

ગોરખપુરનું સ્ટેશન આવ્યું બાળકને લેવાતો કોઈ આવ્યું ન હતું એટલે હું પણ મુંઝાયો. બાળકને મામાનું નામ ઠામ પૂછતાં ભાંગ્યું તુટ્યું બતાવ્યું. 'મારા તો મુરલી મામા છે' તે બોલ્યો મુરલીધર તો ગોરખપુરમાં કટલાયે હશે અને મુકુંદના મામાની શોધ કેમ કરવી એ વિચારમાં હું પડ્યો. વેઈટીંગરૂમમાં જઈ હમે બેઠા ચા અને નાસ્તો આવ્યો. થોડીવાર પછી મેં કહ્યું, 'મુકુંદ તારા મામા કેવા છે ?'

'મામા તો સારા છે. પણ મામી ઘીમડી સજ્જડ દે છે.'

હું હસી પડ્યો. સ્ત્રીઓનું આ શસ્ત્ર ઘણું જ કાતીલ હોય છે. એકાએક મુકુંદ બોલ્યો બાપુ તમે મને તો બહુ ગમો છો. હું તમારી સાથે રહું તો તમને ગમશે ? આપણે સાથે ફરવા જઈશું રમશું. મને તો દોડી સરસ આવડે છે.

મુકુંદના આ વાક્યે એક બાળકની હાર્દિક ઇચ્છા આગળ કરી બતાવી. ક્રૂર અને સહાનુભૂતિ વગરના કાકા અને કાકીના આચરણે બાળકના હૃદયની રસધાર સુકાવી નાખી હતી. મારી માયાળુ વર્તણુકે પણ તે સુકાયેલી ધારામાં પાણીનો ખાબોચિયો ઉત્પન્ન કીધો. હું બોલ્યો, 'વાહ, મુકુંદ તું મારી સાથે જ રહેજે આપણને ખુબ મઝા પડશે.'

મુકુંદ ખાંડીનો કટકો ચાવતો બોલ્યો. મારા પિતાજી પણ મને સાથે જ લઈ જતા. હમે બગીચામાં ઘોડીમાં બેસીને જતા. તેઓ મારી સાથે દોડીને ફુટબોલ પણ રમતાં.

એકાએક વેઇટીંગ રૂમના બેરરે આવી કહ્યું, 'સાહેબ, એક આદમી પૂછતે હૈ કિ અહા કોઈ લડકા મુકુંદ નામકા હૈ ?'

મેં તે માણસને અંદર આવવા કહ્યું. મુકુંદે મામાને ઓળખ્યા. તાર મોડો મળ્યો હતો, મુકુંદને જોઈ રહ્યા પછી મેં તેના મુખ પર રોષના ચિન્હો જોયાં. મેં પૂછ્યું 'તમે મુકુંદના મામા છો ?'

'હા ! ધન્યવાદ, તમે ઘણી તકલીફ લીધી. મારી સ્વ. બ્હેનનો આત્મા તમને શતશઃ ધન્યવાદ આપતો હશે. મુકુંદ તારો સામાન ક્યાં છે ?

'મારી પાસે તો કંઇ નથી.'

તે માણસનો ક્રોધ દ્વિગુણ વૃદ્ધિ પામ્યો, 'જોયું સાહેબ, એ ચાંડાલનું કારસ્થાન. મારા બનેવીની સઘળી મિલકત પચાવી પાડી આજે તેના છોકરાને પહેરેલે કપડે અહીં વિદાય કીધો છે. એ જ ચાંડાલને મારાં બેન બનેવીએ ભણાવી ને મોટો કીધો હતો.' તે માણસ અત્યંત ક્રોધમાં આવી જવાથી કંઈ પણ વધારે બોલી ન શક્યો. મારી પુનઃ ક્ષમા યાચના કરી, તે બોલ્યો મુકુંદ ચાલ ઘેર. તારો મામો જીવતો છે. તારે કંઇ ગભરાવાની જરૂર નથી.'

'મુરલી મામા, હું તો મોટાભાઇ સાથે જ રહીશ.'

મુરલીધરે મારા તરફ જોયું. તેના ક્રોધપૂર્ણ મુખ પર સૌમ્યતા આવવા લાગી. એકાએક તે રડી પડયો થોડીવારે બોલ્યો, 'સાહેબ, તમારી એકજ રાત્રીની ઉદારતાએ આ બાળકને જીતી લીધો છે અને તે ચંડાળ બે વર્ષમાં પણ આ બાળકને પારખી ન શક્યો. મને બધી ખબર હતી કે બાળક ત્યાં દુઃખી છે, પરંતુ મારો કંઇ ઇલાજ ન હતો. હવે મુકુંદ કોઇ દિવસ પણ ત્યાં ન જશે.'

મુકુંદ, હું બોલ્યો. તું મામાની સાથે જા. હું પણ તારા મામાને ત્યાં આવીશ. આપણને ખૂબ ગમત પડશે.

મુકુંદ મામા સાથે જતો પાછળ ફરી જોયા કરતો હતો. આજે હું મુકુંદના મામાને ત્યાં ગયો. બે ત્રણ છોકરાંઓમાં આનંદપૂર્વક રમતા મુકુંદને જોઇ મેં પ્રસન્નતા અનુભવી. મુકુંદના મામાએ સઘળી વિગત કહી સંભળાવી. પોતાની ગરીબી પણ બતાવી. મેં યથાશક્તિ, મદદ કરવાનું કહ્યું. રેલ્વેના એક મિત્રે તેને નોકરી અપાવવાનું વચન આપ્યું.

આ વખતે જ્યારે ગોરખપુર ગયો ત્યારે મુકુંદને જોઇને મને એમજ થયું કે બાળકો સ્નેહનાં વધારે ભૂખ્યાં છે, પોતાની નાની ટોળીની ટીમનો કેપ્ટન બની ઘરની બહાર નિકળતો મુકુંદ મને જોઇને હોકીનું સ્ટીક મુકી મને વળગી પડયો. 'મોટાભાઇ, તમે એક વરસ સુધી કેમ નહીં આવ્યા ?

'કોણે કહ્યું એક વરસ પછી આવ્યો ?'

'ગઇ કાલે મામા વાત કરતા હતા કે એક વરસ થયાં તમે આવ્યા નથી. મોટા હવે તો વહેલા આવશો ને ?'

મુકુંદ મને ખૂબ જોરથી બાઝી પડયો. આ આલિંગનમાં એક અદ્દભૂત પ્રેમનો સંદેશ હતો. હું ના કેમ પાડી શકું ?

---

# દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ

શ્રી. પ્રફુલ્લચંદ્ર શાહ

ક્ષેત્રફળઃ ૪૭૩,૦૦૦ ચો. મા. મૂળ વતનીઓ ૬૫,૯૧,૦૦૦ યુરોપિયનો ૨૦,૦૪,૦૦૦ કાળા લોકો ૭૭૦,૦૦૦ એશિયાટીકો ૨૨૦,૦૦૦.

આ દેશ સંપૂર્ણ સંસ્થાનિક સ્વરાજ ભોગવે છે. પણ તેની ધારાસભામાં કોઈપણ હિંદી સભ્ય થઈ ન શકે, કારણ કે બ્રિટિશ યુરોપિયન જ તેમાં ચૂંટાઈ શકે એવો નિયમ રાખવામાં આવેલો છે.

સાઉથ આફ્રિકન હિંદીનો ઇતિહાસ અતિકરુણ છે. તેમને આપવામાં આવેલા વચનો હમેશા ભંગ કરવામાં આવ્યા છે. દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો ૮૫ ટકાઓનો આફ્રિકામાં જન્મ થયો છે, અને ત્યાંની કાયમની વસ્તીનો ભાગ બની ગયો છે,

**નાતાલઃ** અહીં એક લાખ ચોર્યાશી હજાર એશિયાટિકો છે. ઈ. સ. ૧૮૬૦ માં અહીં હિંદીઓ પહેલવહેલા આવ્યા. નાતાલના યુરોપિયનો ત્યાંના મૂળ વતનીઓની મજૂરીથી દેશને આબાદ ન કરી શક્યા. તેમને વધારે મજૂરો જોઈતાં હતા. તેથી તેમણે ઇગ્લાંડની સરકાર મારફતે હિંદી સરકાર પાસે મજૂરોની માગણી કરી. હિંદી સરકારે પ્રથમ તો ગિરમીટીયા મજૂરો મોકલવા ના પાડી. પણ તેમને ખાત્રી આપવામાં આવી કે મજૂરોની બાંધી મુદત પૂરી થતાં તેમને જમીન વેચાતી લઈ રહેવા દેવામાં આવશે. ત્યારે હિન્દી સરકારે મજૂરોને અહીંથી ત્યાં મોકલ્યાં. આવા મજૂરો દલાલો મારફતે મેળવવામાં આવતાં, તેમને લલચાવી ફોસલાવી ઉપાડી લઈ જઈ ત્યાં મોકલવામાં આવ્યા

શેરડીનાં ખેતરો, ચાના બગીચા અને કોલસાની ખાણોમાં હિન્દી મજૂરો કામે લાગ્યાં આ ત્રણે ઉદ્યોગોની અભિવૃદ્ધિ હિંદી મજૂરોને જ આભારી છે. ઈ. સ. ૧૮૬૬માં આ ગીરમીટીઆ પદ્ધતિ બંધ કરવામાં આવી, પણ આ સંસ્થાન ત્વરાથી પ્રગતિ કરી રહ્યું હતું એટલે હિંદી મજૂરો વિના ગોરાઓને ન ચાલ્યું. તેથી ૧૮૭૪ માં એ ગુલામી પ્રથા–ગીરમીટ પદ્ધતિ પાછી સજીવન કરવામાં આવી. હિંદી લોકોની ચળવળને લઈને હિંદી સરકારે આ પદ્ધતિ ૧૯૧૧માં રદ કરાવી. હિંદીઓને આમંત્રણ આપી નાતાલ બોલાવવામાં આવ્યા હતા, તેમના વિના દેશની આબાદી થઈ શકી ન હોત, ખાસ કરીને ખાંડનો ઉદ્યોગ તો એકલી હિંદી મજૂરીથી જ ખીલ્યો છે. તેડીને બોલાવેલા હિંદીઓને આજે ત્યાં કેવી પરિસ્થિતિ! હિંદી મજૂરોએ ઉજ્જડ ભાગોને આબાદ કર્યાં છે. એ વિષે ખુદ ગોરા ખેડૂતો અને ગોરા કમીશનોના જોઈએ તેટલા પુરાવા મળે છે.

પહેલાં નાતાલ જવા માટે કંઈ બંધી ન હતી. ૧૯૦૨ની અંદર સુશિક્ષિત હિંદીઓ જ ત્યાં પ્રવેશી શકે એમ ઠરાવવામાં આવ્યું અને ઈ. સ. ૧૯૧૪માં સદંતર બંધી કરવામાં આવી. હિંદીઓને પહેલાં ત્યાં મતાધિકાર મળેલો હતો, પણ ૧૮૯૬ની સાલથી તે છીનવી લેવામાં આવ્યો છે. હિંદીઓ પાસેથી મ્યુનિસિપલ મતાધિકાર ૧૯૨૪ની સાલથી લઈ લેવામાં આવ્યો છે.

ગોરાઓ હિંદી જોડે વેપારમાં હરિફાઇ ન કરી શકયા ત્યારે હિંદીઓના વેપારી લાઇસેન્સ માટે કાયદા કર્યા. શહેર સમિતિ મરજી પડે તે હિંદીને લાઇસેન્સ આપે, અમૂક સ્થળામાં જ દુકાન રખાવે, તેથી તમની આબરૂઆદ તરત જ અટકી. તેને માટે કોઇ પણ કારણ બતાવવા જરૂર નહિ, તેમજ તેમના નિર્ણય ઉપર અપીલ ન થઇ શકે! નાતાલની સુપ્રીમ કોર્ટે તેમ છતા પોતાની સ્વાભાવિક હકે ધણીઓ અપીલ સાંભળી હિંદીઓને કરવામાં આવતા અન્યાયો સામે અનેકવાર કડવી ટીકાઓ કરી, પણ શહેર સમિતિના નિર્ણયો ફેરવવા આ કોર્ટને સત્તા નથ. એ સમિતિના પ્રમુખે જુબાની આપતાં ખૂલ્લો સ્વીકાર કર્યો કે યુરોપિયન માગણી કરે એટલે તેને લાયસેન્સ મળે અને હિંદીઓની માંગણી સ્વાભાવિક રીતિ તરતજ નકારવામાં આવે.

ઇ. સ. ૧૯૧૪ ના સાલથી ગાંધી કરાર પછી અન્યાયો અટકશે એમ માનવામાં આવેલું પણ ૧૯૨૪મા કલાસએરીયા બીલ પ્રકટ કરવામાં આવ્યું. હિંદીઓએ વિરોધ કર્યો. શ્રીમતિ નાયડુ દ. આફ્રિકા ગયાં, કેપટાઉનમાં ગોળમેજી પરિષદ્ ભરવામાં આવી, ત્યાં કરાર થયા તે ગૃહસ્થોના કરાર તરીકે જાણીતા છે તેમા દ. આફ્રિકા સરકારે સ્વીકાર્યું કે ત્યાંના હિંદીઓના શિક્ષણ પર સરકાર પુરતું ધ્યાન આપશે, લાયસન્સો અમુક ચોક્કસ કારણો માટેજ ન આપવામાં આવે, તેમજ ના પાડતી વખતે કારણો પણ જણાવવાં જોઇએ. સરકાર આ કરારના અક્ષરને વળગી રહી છે, પણ તેમાં રહેલી ભાવના પ્રમાણે વર્તતી નથી.

ગૃહસ્થોના કરારનામા પછી પણ લાયસેંન્સીંગ ઓર્ડિનેન્સ, લીકરએક્ટ, એશિયાટિક લેન્ડટેનર એક્ટ, સ્લમસ એક્ટ માર્કેટીંગ એક્ટ, ખાંડ ઉદ્યોગના હિંદીઓને ધારાસભામા કોઇપણ અવાજ ન પહોંચે એવા કાયદા પસાર કરવામા આવ્યા છે.

ગીરમીટ પદ્ધતિ પર દાખલ થએલા હિંદીઓ તેમની મુદતે પુરી થતાં પાછા દેશ ન ફરે તો તેમના પર ૩ પૌંડનો માથા વેરો નાખવામાં આવ્યો સત્યાગ્રહ યુદ્ધ માટે આ પણ એક કારણ હતું. ૧૯૧૪ પછી સરકારે ૬૦,૩૯૦ હિંદીઓને સ્ટીમર ભાડું આપી, ૧૦ પૌંડ કે ૨૦ પૌંડનું બોનસ આપી હિંદ રવાના કર્યાં।

૧૯૩૨માં હિંદીઓને દક્ષિણ આફ્રિકામાથી રવાના કરી બીજી જગ્યા વસાહત માટે શોધી આપવા મંત્રણા ચલાવવામાં આવી. સરકારે નરઘાતકોથી ભરેલા બ્રિટિશ નોર્થ બોર્નિઓમાં હિંદીઓને મોકલવા જણાવ્યું। અલબત આવી અઘટતી સૂચના તરત જ તિરસ્કારી કાઢવામાં આવી.

**ટ્રાન્સવાલ:** વસવાના, વેપાર ઉદ્યોગ કરવાના, અને કોઇ પણ વધારાના કર્યા ન ભરવા પડે એવી શરતવાળાં ૧૮૮૧નાં લંડન કન્વેન્શનની એકાદ બે વરસ અગાઉ હિંદીઓ એ અહીં પ્રવેશ કર્યો. ઇ. સ. ૧૮૮૫માં, ટ્રાંસવાલમાં રહેવા માટે હિંદીઓને ૨૫ પૌંડનો કર લાગુ પાડવામાં આવ્યો. હિંદીઓની ચળવળને લઇને ૧૮૮૬માં એ કર ઘટાડી ત્રણ પૌંડનો કરવામાં આવ્યો. સુપ્રિમ કોર્ટના એક ચુકાદાના આધારે જે હિંદીઓ સ્વતંત્ર વેપાર ઉદ્યોગમાં રોકાયા ન હતા, તેમને આ કરમાંથી મુક્ત કરવામાં આવ્યા. ટ્રાંસવાલની

સરકાર હિન્દીઓ તરફ ન્યાયી વર્તુણુંક ચલાવતી નથી એવુ એક કારણ બોઅર લડાઈ વખતે અગ્રેજોએ જણાવ્યુ પણ સુલેહની શરતોમા હિદી હિતનો ખ્યાલ મગજો કરવામા ન આવ્યો. પણ ખુદ બ્રિટિશ લોકોએ જ હિન્દીઓને અન્યાય કરતા કાયદાઓ ઘડવા માડયા." ૧૯૦૨ મા હિદીઓના પ્રવેશ પર પ્રતિબધો મૂકાયા

જુની સરકારે આપેલા રજીસ્ટ્રેશન સર્ટિફિકેટના બદલામા નવા સર્ટિફિકેટો હિન્દીઓને આપવામા આવ્યા. હિન્દીઓએ એ ફેરફાર માટે ના પાડી, પણ લોર્ડ મિલ્નરના વચનથી હિન્દીઓએ તેમ કરવા કબુલ્યુ. ૧૯૦૬મા હિન્દીઓ વિરુદ્ધ પ્રચાર કાર્ય વધુ વધી ગયુ. અને મિલ્નર હિન્દીઓને આપેલુ વચન પાળ્યુ ૬–૭ની સાલમા હિન્દી વિરુદ્ધ કડક કાયદાઓ કરવામા આવ્યા અને ગાધીજીએ સત્યાગ્રહની ચળવળ શરૂ કરી, તેનો ઇતિહાસ સુવિદિત છે, કરાર કર્યા પછી પણ, જનરલ સ્મટ્સે વચન ન પાળ્યા અને ગાધીજીએ ફરી લડાઇ ઉઠાવી એ સર્વે જાણે છે. ગાધીજીની શરત પ્રમાણે દરવર્ષે દશ શિક્ષિત હિન્દીઓને ટ્રાન્સવાલમા દર વર્ષે લેવા અને તેમના પર કોઈ પણ પ્રતિબધ ન મૂકવી. સરકાર આ શરતોનો પણ ભંગ કરી રહી છે.

૧૮૮૫નો કાયદો, અને ૧૯૦૮નો સોનાનો કાયદો હિન્દીઓને મહાન અન્યાય કરે છે. કાયદાઓ દાખલ કરી સરકાર તરત નરત તેનો અમલ કરી શકી નથી પણ ધીમેધીમે તે દાખલ કરવામા સરકાર મક્કમ રહી છે. હિન્દીઓને લાઇસન્સ આપવામા બજારમા દુકાન ન ઉઘાડવા દેવામા તેમજ તેમના રહેવાના સ્થળો માટેના અન્યાયોથી સર્વે વાકેફ છે

૧૯૨૭ની યોજના પ્રમાણે જેમને છૂટ મળી નથી તેવા હિન્દીઓને તો તેમના સ્ત્રી બાળકો વિષે પણ અન્યાયો થયા છે. દેશ આવે તો, ત્રણ વરસની અદર પાછા ટ્રાન્સવાલ ન જાય તો તેમના રજીસ્ટ્રેશન સર્ટિફિકેટો રદ બાતલ થાય છે. હિન્દીઓને ભણવા માટેની પૂરતી સગવડો નથી તેમને અન્યાય કરતા માર્કેટીગ એકટ, સ્લમ્સ એકટ પસાર કરવામાં આવેલા છે આ સર્વ અન્યાયની વિગતો અહી વિસ્તારપૂર્વક રજુ કરી શકતો નથી.

આફ્રિકાના અભણ મૂળ વતનીઓને મત આપવાનો અધિકાર આપવામા આવ્યો છે, પણ હિન્દીઓને એ હકક નથી. એ હબસીઓને યુરોપિઅન ઉમેદવાર માટે જ મત આપવા રહે છે. સરકાર એવો અધિકાર હિન્દીઓને આપવા વિચારી રહી છે પણ હિન્દીઓ એવા સકુચિત મતાધિકાર વિરુદ્ધ છે.

વળી ઇન્ડસ્ટ્રીઅલ એન્ડ કોન્સીલેશન એકટ, લાઇસન્સીગ એકટ, ટાઉનશીપ એકટ હેઠળ હિન્દીઓને થતા અન્યાયો પણ અટકાવવા જોઈએ.

વળી બાસુટોલેન્ડ અને ટ્રાન્સકીના વિભાગોમા હિદીઓને જવા છૂટ મળવી જોઇએ વળી ખાડ ઉદ્યોગના રોકાએલા હિદીનો ધારાસભામા અવાજ હોવો જોઇએ. ગોરાઓના હિત માટે પગલે પગલે આમ હિદીઓને જ અન્યાય થાય છે. અન્યાયો સામે હિન્દી સરકારે સક્રિય વિરોધો કરવા જોઇએ. પણ તેમ થવા માટે મધ્યસ્થ સરકારમા હિન્દીઓને સપૂર્ણ અધિકાર જોઇએ

---

# યોગિની

(રથોદ્ધતા)

દેહયષ્ટિ ઉર્વી ને મનોહરી
ગૌર ઉજ્જ્વલ પ્રભા મુખે ભરી
અંગઅંગ સુકુમારતા બને
અંગમે મધુરતા ઘવી હશે ? ૧

નાં હિમે સુલભ મેળ એહનો
ચક્ષુમાં ગહન ભાવયોગ શો !
નૂર દિવ્ય ઝળકે પ્રભાવનું
નાક તીણું વિનતેજ ધારિણું ૨

શ્રેષ્ઠ એક સ્મૃતિ નાખવે
નેત્રયોગ્ય સુગ ત્યાં ગયો હિમે.
યોગના ગહનયોગ સંભૂતા
રેશમી પટકુળે વિરાજતા ૩

સ્પષ્ટ થાય પરિધાનની કળા
મસ્તકે સુભગ, વેષ્ટનો નહીં,
પૂર્ણતા મધુર દેહને મળે
પૂર્ણ યોગમહીં પૂર્ણ મર્મ પે ...૪

ચેતના વિભુતણી પ્રકાશતી
સ્થૂલનાથ અણુ પે અણુ ભરી;
સત્ય તેમ શિવ સુંદરે જગે
પૂર્ણતાજ વિભુકાર્યમાં ઝગે ૫

ખેન્વત કુસુમો પદે પદ
બાજકે જઈ વિરાજતા હવે,
માવંત્રાન સહુ થાય પૂર્ણ તે
યોગિની અતલ ધ્યાનમાં ઝૂમે * ૬

વિવિત્સુ

* પોંડીચેરીમાના શ્રી અરવિંદાશ્રમના યોગિનીનું એક શબ્દ ચિત્ર

# સમાલોચના

**કતલખાનું :** વિવિધ ગ્રંથમાળા, વર્ષ ૨૭, ગ્રંથાંક ૩૦૧થી ૩૦૪ અનુ૦ મેઘાણીજી
પ્ર૦ સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, ભદ્ર પાસે અમદાવાદ. કિં. ૨–૪–૦

વર્ષો પહેલા જ્યારે આસામના ચાના બગીચાઓમાં હડતાળ પડી હતી ત્યારે ત્યાંના મજુરોની કરુણકથાઓથી છાપાઓના પાનાનાં પાનાં ભરાતા. લોકો એ બયાનને આંસુભરી આંખે વાચતા અને ચાના પ્યાલા ભણી તાકી બોલતા 'પ્યાલો ચાનો કે રક્તનો!,' એ વખતે ઘણા ચાના ગરાડીઓએ ચા વર્જી દીધી હતી એજ પ્રમાણે આ પુસ્તક કતલખાનું વાચનાર જો માસાહારી હશે તો ડબ્બાઓમાંનું તૈયાર માંસ ખાવાનું પાણી મૂકશે.

આ પુસ્તકનું મૂળ અંગ્રેજી 'The Jungle' છે. એના લેખક શ્રી. અપટન સીંકલેઅર અમેરિકાના નામજાદા સમાજવાદી વિચારક છે. પ્રચારની દૃષ્ટિ રાખી નવલકથા લખનારાઓમાં કદાચ તેની બહુ થોડા હરિફાઈ કરી શકે છે. દુનિઆમાં કેટલાંક એવા પુસ્તકો લખાયાં છે કે જેના પ્રકાશને સરકાર અને પ્રજા બન્ને ખળભળી ઉઠી છે આ પુસ્તકે પણ અમેરિકામા એવો જ ખળભળાટ જગાવ્યો હતો; ત્યાંની સરકારને પણ મજુરોના લાભમા કાયદા કરવા પડ્યા હતા. આવા જગપ્રસિદ્ધ લેખકનું અદ્ભુત પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કરાવી બહાર પાડવા બદલ સ. સા વર્ધક કાર્યાલયનું ગુજરાત ઋણી થયું છે. આવડા મોટા ગ્રંથને સરળ સુગને વફાદાર એવો અનુવાદ કરી આપવા બદલ શ્રી. મેઘાણીજીની ધીરજ અને ખત પણ પ્રશંસા માગી લે છે.

યંત્રો દેખાવે તો રાક્ષસી હોય જ છે અને મુડીદારો તેને સ્વભાવે પણ રાક્ષસી બનાવે છે મોટા મોટા કારખાના બહારથી તો રંગ રોગાને સુંદર દેખાય છે પણ એની અંદર નરકના કુંડો ખદબદતા રહે છે. કોલુ શેરડીના રેસેરેસા જુદા પાડે છે, તેનો ટીપેટીપું રસ ચુસી લે છે અને આખરે નકામા વધેના કુચને બહાર ફેંકી દે છે. આતો થઇ શેરડીની વાત પણ યંત્રોએ જીવતાં જાગતાં માણસો જોડે આવી જ ચુસણ નીતિ ચલાવે છે. કોકને આમાં અતિશયોક્તિ જણાશે પણ તેવો ખ્યાલ બાંધવા અગાઉ તેમને આ કતલખાનું વાચી જવા ભલામણ છે.

આજકાલ મજુરોની અસહ્ય અવદશા અને માલદારીઓની બેપરવા નફાખોરી વિષે ઘણી વાર્તાઓ લખાય છે. એ લખાણો માટે કતલખાનું એક સરસ આદર્શ પુરો પાડે છે. પીડિત પ્રજાની રૂદન કથાઓનાં વખાણ કેટલો અભ્યાસ અને અવલોકન માગી લે છે તેની આ પુસ્તક વાંચી વાસ્તવવાદીઓ નોંધ લેશે તો આ પ્રકાશનનો અર્થ સિદ્ધ થશે.

**વિકરાળ વન :** બાળજીવન પુસ્તકમાળા શ્રેણી ૨ પુ. ૩. લે. શ્રી કીર્તિદા દિવાનજી;
પ્ર. આર. આર. શેઠની કંપની: કેશવબાગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

ઘણા વિદ્યાર્થીઓને ભૂગોળનો વિષય જમ જેવો જણાય છે. ગોખી ગોખીને થાકી જાય એ તોએ એ ડુંગરો નદીઓનાં નામ મ્હોડે ચઢતાં નથી. આવા કંટાળો આપતા વિષયને પણ રુચિકર અને સરળ બનાવી શકાય છે તેની આ પુસ્તિકા વાંચ્યા પછી કોઈ

ના પાડી શકે ? દરેક બાળક ચીડીઆખાના (Zoo)ના જનાવરો જોવાં ગમે છે. કોઇવાર એ બધાં જનાવરો છુટાં થઇ જાય અને રખેવાળો ઉપર ધસી આવે અને રખેવાળો તેઓનો બંદુકથી સામનો કરે એ લડાઈ જોતા રોમાંચ ખડા થઇ જાય છે તેવી જ રીતે દરેક કિશોરને આ પુસ્તિકા વાંચતા રોમાંચનો અનુભવ થશે. મૂળે આ વાર્તા અંગ્રેજીમાં લખાએલી ત્યાંથી તે બંગાળીમાં ઉતરી અને પછી ગૂજરાતી બની, આટલા રૂપાંતર છતાં તે વાચકના ચિત્તનો કબજો લઇ શકે એટલી જીવંત રહી છે. વળી પુસ્તક સચિત્ર હોવાથી તેનું આકર્ષણ ઓર વધ્યું છે.

**પોચાનાં પરાક્રમો**: લે. રમણલાલ નાનાલાલ શાહ, બાળજીવન કાર્યાલય, વડોદરા કિં. ૦-૬-૦

આ વાર્તા એક પ્રસિદ્ધ બાળમાસિકના તંત્રીશ્રીએ લખી છે એજ એના માટે મોટું પ્રમાણપત્ર છે. બાળકોના માનસને રૂચે, સમજાય અને બહલાવે એવી ભાષા, કલ્પના અને વાર્તાવિકાસ ઉપર લેખકનો હાથ ઠીક બેઠો છે. ગામડાના લોકોના રોજીઆળ જીવનમા પણ આપણને હસાવી હસાવી ગાંડા કરી મૂકે તેવા પ્રસંગો જડી આવે છે. આવાજ બે ત્રણ પ્રસંગોને લેખકે વાર્તામાં સુંદર રીતે વણી લીધા છે. પુસ્તક મોટા અક્ષરે અને સચિત્ર છપાયાથી તેની શોભા અને આકર્ષણ વધ્યાં છે.

**સાચો સીપાઈ**: લેખક ઉપર મુજબ પ્ર. ધી જનરલ બુક ડીપો ૧૧૮ પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨ કિં. ૦-૩-૦

આ પુસ્તિકાની ત્રીજી આવૃત્તિ છે. જાપન જેવડા નાના ટાપુની પ્રજા કયા કારણે એક ખંડ જેવડા રશીઆની સત્તાને કપાળે કાળા ટીલી કરી શકી હતી તેનો જવાબ આ નાનકડી પુસ્તિકા આપે છે. દેશને માટે હારીકરી-કુરબાની કરવી એ દરેક જાપાનીનો મોટામાં મોટો ધર્મ છે. એ ધર્મનું વીર આત્માઓ કેવી રીતે પાલન કરે છે તે આ પુસ્તિકામા વર્ણવાયું છે. બાળકોને વીરતાની વાતો વાચવી ખુબ ગમે છે. આપણી નિઃશસ્ત્ર પ્રજાનાં જીવનમાં શૌર્યના દાખલા ઓછા બને છે. અને તેથી આપણા બાળકોને શૌર્યનનાં ધાવણ પરદેશી વાર્તાઓમાથી ધાવવા પડે છે.

વાર્તા મરાઠીમાંથી પ્રયોજાઇ છે છતાં પ્રયોજક સિદ્ધ હસ્ત લેખક હોવાથી પ્રયોજનને કતેહ મળી છે એમ કહી શકાય.

**શું શીખ્યા ?**: આપણી બાળગ્રંથમાળા ભરૂચ પુ. ૧ લે હર્ષદ પટેલ પ્ર. ભાઇલાલ ડી. પટેલ 'આપણું બાળ' કાર્યમંદિર ભરૂચ કિં. ૦-૩-૦

માબાપો બાળક માટે ખાવાનું પૂરું પાડે, કપડાં કરાવે, વગેરે સમજી શકાય છે પણ માબાપો બાળકો વતી પોતે જ વિચાર કરી લે તો તેમાં બાળકને નુકશાન થાય છે, તે પગલુલી બની જાય છે. તેની બુદ્ધિ આગળ પાછળના લોકો જે કંઈ કહી ગયા હોય તેના ઉપરજ જીવે છે. તે પોતે પોતાની મેળે વિચાર કે તર્ક કરતું નથી.

આ નાનકડી પુસ્તિકાદ્વારા બાળકોને વિચાર કરતાં શીખવાડવનો પ્રયત્ન થયો છે અને તેથી તે અભિનંદનને પાત્ર છે. તેને વાર્તારૂપે સરળ ભાષામાં વણી લઇ રજુ કરવામાં લેખક ઠીક સફળ થયા છે.

**ગામડામાં** ઉપર મુજબ લે. ગાંગુભાઇ પ્ર. ઉપર મુજબ કિં. ૦-૪-૦

બાળકને નવું નવું જોવાનું કુતુહલ અને જોયું હોય તેનો અર્થ સમજવાની જીજ્ઞાસા જબરી હોય છે. ઘણા ઓછા માબાપો તે સંતોષી શકે છે. આ પુસ્તિકામાં એવાજ એક જીજ્ઞાસુ બાળકને ગામડામાં મુસાફરી કરાવવામાં આવે છે, અને પ્રવાસ દરમિયાન તેને જે જે કુતુહલ થાય છે તેનું નિવારણ પણ કરવામા આવે છે.

પુસ્તકનું નામ ગામડામાં છે છતા વાર્તાનાં પાત્રો ગામડામાં પહોંચે તે પહેલાં તો વાર્તા પુરી થાય છે. સાત પ્રકરણમા ૭ પ્રકરણ તો વડોદરા ને ભરૂચ જ ખાઇ જાય છે. એ બન્ને જરૂર ગામડાં નથી અને કબીરવડવાળી જગ્યા પણ ગામડાંમાં કહી શકાય પણ ગામડું તો ન જ કહી શકાય. બહુને પહેલા પ્રકરણને છેડે જ ગામડાંમાં પહોંચાડી દઇ બાકીના પ્રકરણોમાં તેને ગામડાંના અનુભવો કરાવત તો ઠીક થાત

કિંમત પણ પ્રમાણમાં વધારે કહેવાય.

**ચાલો હિમાલયે** : ઉપર મુજબ. લે પંઘાવતી દેસાઇ પ્રકાશકઃ ઉપર મુજબ કિં ૦-૩-૦

માત્ર ભુગોળનાં પાનમાં વર્ણનો વાંચવાથી બાળકને હિમાલયનો પુરેપુરો ખ્યાલ આવી શકતો નથી, તે હિમાલય જોડે સગાઇ અનુભવી શકતો નથી. બેન પદ્માવતી દેસાઇની આ પુસ્તિકામાં બાળકો હિમાલયમાં પ્રવાસ કરતાં હોય ત્યાંની પરિસ્થિતિ જોઈ એક થઇ ગયેલાં લાગે છે, એજ એની સાર્થકતા છે.

હિમાલયમાં તો બદ્રિનાથ અને કૈલાસ જેવાં તીર્થો છે. છતાં લેખિકાએ ગંગોત્રીને જમ્નોત્રીને વધુ મહત્વ દીધું છે. તે ઠીક જ થયું છે, કારણ બાળ માનસમાં હિમાલયની જોડે ગંગાને જમના તેમાંથી નીકળે છે એ વાત પણ અંકિત થયેલી હોય છે અને તેથી તેઓ એ તીર્થમાં જ વધુ તાદાત્મ્ય ભોગવી શકે છે. કવર પેજ ઉપર હિમાલયના દર્શનોનાં ફોટાઓ મૂકવાથી તેની શોભા અને આકર્ષણ વધ્યાં છે તે નોંધપાત્ર છે.

**હિંદી રાષ્ટ્રીય મહાસભા**: ઉપર મુજબ. લે હર્ષદ પટેલ પ્રકાશક ઉપર મુજબ કિં. ૦-૪-૦

કેટલાક કેળવણીકારો માને છે કે બાળકોને ચાલુ રાજકારણથી અલગ રાખવાં જોઇએ એનો અર્થ તો એમજ થાય કે તેમને તેમનાં કુટુંબોમાંથી અલગ પાડી દેવાં. કારણ બાળકનો કોઈ ભાઇ, કોઈ બહેન, મા કે બાપ રાજકારણમાં ગળાડુબ પરેલા હોય એટલે બાળકોને સહેજે તે વિષે જાણવા જીજ્ઞાસા જન્મે છે. બાળકોની જીજ્ઞાસાને સંતોષવાનો ભાઈ હર્ષદ પટેલનો પ્રયાસ આવકારપાત્ર છે.

પુસ્તક હરીપુરા મહાસભાને અંગે લખાએલી હોય તેણે જ મોટા ભાગ રોક્યો છે. પહેલી પચાસ વર્ષનો ઇતિહાસ જરા વિગતથી અપાયો હોત તો ઠીક થાત. એનું નામ પણ ત્યારે સાર્થક થાત.

# સાકરીઆ ચણા

જર્મન હવાઈ દળનો મુખ્ય સેનાધીશ જનરલ ગોરીંગ છે. ગોરીંગના હાથ નીચે લેફ્ટેનન્ટ જનરલ તરિકે એરહાર્ડ મીલ્શ છે. અને મીલ્શ અનેક રીતે આ દળને ઉપયોગી થઈ પડ્યો છે. કેટલાક અમલદારોએ શોધી કાઢ્યું કે મીલ્શ ચોકખા આર્ય લોહીનો નથી. તેનો બાપ યહૂદી હતો. આથી જર્મનો મીલ્શને દાબી કાઢવા માટે યત્ન કરવા લાગ્યા. પણ ગોરીંગને આવો પ્રતિભાશાળી અમલદાર ગુમાવવો નહીં ગોબલ્સ, હીમલર અને ફ્રીક—નાઝી સરદારો મીલ્શની વિરુદ્ધ થયા હીટલરને પણ લાગ્યું કે આ અમલદાર ગુમાવવા જેવો નથી. ઉશ્કેરાયેલા નાઝી સરદારનું સમાધાન થવું જોઈએને? ત્યારે એક ઉપાય શોધી કાઢવામા આવ્યો. મીલ્શની માને કહેવામાં આવ્યું કે 'તમારે જાહેર કરવું કે એ યહૂદીનો છોકરો નથી. તમે તેમ નહિ કરશો તો તમારા દીકરાને જેલની સજા થશે.' પોતાના ચારિત્ર્યને દૂષણ લગાડવું માને ગમ્યું નહિ. પણ છેવટે પુત્ર પ્રેમથી પ્રેરાઈ તેણે માજીસ્ટ્રેટ સમક્ષ પ્રતિજ્ઞા પૂર્વક જણાવ્યું: "આ છોકરો મારા યહૂદી ધણીનો નથી, પણ મારા લગ્ન પહેલા એક ચોકખા આર્યનના સમાગમથી ઉત્પન્ન થયો છે!"

... ... ...

એક જર્મન અમીર બર્લીન આવ્યો. તેની પત્ની માંદી પડી ત્યારે તેણે મહાન ડાક્ટર હયુફ્લેન્ડને બોલાવ્યો. અમીરે ડાક્ટરને કહ્યું "ડાક્ટર જો તમે મારી પત્નીને સારૂ કરશો, તો તમે અતિ પ્રખ્યાત થશો" "માય લોર્ડ હું પ્રખ્યાત ડાક્ટર હોત નહિ, તો તમે મને બોલાવત જ નહિ."

... ... ...

એક ફ્રેંચ લેખક ડૉ. આઇન્સ્ટીઇન વિષે એક વાત લખે છે. "એક દિવસ પારીસના એક રેસ્ટોરામા મેં ડૉ. આઇન્સ્ટીઇનને જોયા. હું તેમની પાસે ગયો અને મેં સલામ કરી. તેમણે મને બેસવા કહ્યું. પછી મને જણાવ્યું, 'હું આફતમા આવી પડ્યો છું. હું રસ્તો ભૂલી ગયો છું. હું હોટેલમાં ઉતરેલો છું. ત્યાથી જરા ફરવા બહાર નીકળ્યો. હવે મેં ઘણા ચક્કર આમ તેમ લગાવ્યા પણ મને મારી હોટેલ મળતી નથી. મારા પત્ની અને હું એમ. બ્રાઇન્ડને ત્યાં બાર વાગે ખાણું લેવા જવાના છે. હવે મારે શું કરવું ?

'તમારી હોટલનું નામ શું?' મેં પૂછ્યું.

'તેજ મને યાદ નથી'

કંઇ નહિ. આપણે હમણાં શોધી કાઢીશું. પછી મેં એક પોલીસને બોલાવ્યો તેને સર્વ હકીકતથી વાકેફ કરી એલચી ખાતામાં ડૉ. આઇન્સ્ટીઇન ક્યાં ઉતરેલા છે તે તપાસ કરવા કહ્યું. એજ મિનિટમાં પોલીસે તપાસ કરી જણાવ્યું કે તેઓ હોટેલ ડયુ લોવ્રેમાં ઉતરેલા છે. અને હોટેલ ડયુ લોવ્રે અમારા રેસ્ટોરાંની સામે જ હતી!"

લેડી રીડીંગે દીલ્હીમાં એક વખતે કેટલીક પડદાનશીન સ્ત્રીઓને પાર્ટી આપી. બધા તંબુઓની અંદર બધી સ્ત્રીઓ પડદો દૂર કરી નિરાંતે મીજબાની ઉડાવતી હતી. એવામાં સખત પવન આવવા માંડ્યો. તંબુ હલી નીકળ્યો. તે બરાબર ગોઠવાયો ન હતો એમ બહાર ઉભા રહેલા એ. ડી. સી. ઓને લાગ્યું. શું કરવું? અંદર પડદા પાળતી સ્ત્રીઓ બેઠી હતી. અંદર જઈ કેમ તંબુ દોરી મજબુત ખેંચી રાખવો? એ. ડી. સી. ઓની ધીરજ ન રહી. તેઓ તંબુમાં દાખલ થઈ ગયા અને ઝપાઝપ તંબુઓને બાંધી મજબુત કરવા લાગ્યા. પણ પુરુષો અંદર ભરાયા એટલે બધી સ્ત્રીઓ ગભરાઈ ગઈ. તેમને શું કરવું તે ન સમજાયું? ત્યાંથી નાસી પણ કેમ જવાય? છેવટે એક વૃદ્ધાએ તોડ કાઢ્યો. "કોઈએ ગભરાવા કશું કારણ નથી. આ લોકો તો વાઈસરૉય સાહેબની પત્નીના જનાનખાનાના 'હીજડાઓ' છે! સમજ્યાને?"

... ... ...

જોસેફ કોન્રેડને નાઈટહુડ આપતો પત્ર આવ્યો. તે પત્રના કવર પર 'માત્ર સરકારી કામ બાબત' એમ છાપેલું હતું. તે કેટલાયે અઠવાડિયાં સુધી કોન્રેડે ટેબલ પર ઉઘાડ્યા વિના મૂકી રાખ્યો. પ્રાઈમમીનીસ્ટરની સલાહથી કોન્રેડને આ ખિતાબથી નવાજવામાં આવ્યો હતો. કોન્રેડે પત્રની પહોંચ પણ ન સ્વીકારી તેથી વડા પ્રધાનને ચિંતા થવા લાગી. તેણે એક માણસને કોન્રેડને ઘેર આ બાબતમાં તપાસ કરવા મોકલ્યો. કોન્રેડને આ બાબત સમજાવવામાં આવી પછી તેણે કવર ખોલ્યું. કોન્રેડે કહ્યું, "હું તો જાણતો હતો કે આ આવકવેરા ખાતાનો કાગળ છે, એટલે તે ઉઘાડવા મેં હિંમત જ ન કરી હતી!"

... ... ...

નવપરિણીત વધુ.— વહાલા, મારે એક ભયંકર કબુલાત કરવાની છે. મને રાંધતા નથી આવડતું.

વર:— પ્રિયે, બીલકુલ ચિંતા નહિ કર. હું કવિ છું. રાંધવા માટે અન્ન લાવવા જેટલું હું પેદા કરી શકું એમ નથી!

... ... ...

પુત્રીનો પિતા.— [તેની છોકરીનો હાથ માગનારને] મારી પુત્રીને ડાન્સ કરતાં આવડે છે, ટેનીસ આવડે છે, બ્રીજ આવડે છે, મોટર હાંકતા આવડે છે, ભાષણ કરતા, ગરબા ગાતા આવડે છે તમને શું આવડે?

ઉમેદવાર.— મને રાંધતા, લુગડાં ધોતાં, ઘર સાફસુફ કરતાં અને છોકરા રડે તો હાલરડાં ગાઈ રાખતા આવડે છે।

— ભૈયાજી

મું. મ. સ્થાનિક સંસ્થાઓમાંથી રાજીનામા આપી દેવા બધા અમલદારોને હુકમ કર્યો છે.

મું. મ. ની નવી યોજના મુજબ તા. ઓગષ્ટથી પારડી તા. નાં ૮૧ ગામોનો એક મહાલ થશે. ચીખલીના ૨૦ ગામો અને જલાલપોરના ત્રણ ગામો વલસાડ તા. જશે. અને ૬૭ ગામનો ચીખલી મહાલ બનશે

મધ્ય પ્રા. મ. કમિશનરોનો ઓદ્દો કાઢી નાખી રૂ. ૩ લાખ બચાવવા વિચારે છે.

મદ્રાસમાં ચિતુર અને કુડાપ્પા જિલ્લામાં તા. ૧ લી. એ થી દારૂબંદી થશે

મું. મ. સરકારી અંકુશ નીચેના મકાનોના વીમા હિંદી કંપનીમાં આપવા ઠરાવ્યું છે.

મદ્રાસ સરકારે સુગંધીદાર તેલો જેમાં આલ્કોહોલ હોય તેની બંધી કરી છે.

મું. સ. હિંદી ખદ્દર કાયદો પ્રાંતને લાગુ કર્યો છે એટલે હવે મીલમાં બનેલી ખાદી અટકશે.

મદ્રાસ સ. વસ્ત્ર વેરો નાખવા વિચાર કરી રહી છે.

મહાકાળના પાણીના ધોધની તપાસ કરી વીજળી બળ કેમ વધુ ઉત્પન્ન થાય તે માટે રિપોર્ટ કરવા મું. સ. એક કમિટિ નીમી છે. ને મહી તથા સાબરમતી વચ્ચેના પ્રદેશમાં જમીનની ભીતરમાં પાણીના પ્રવાહો છે કે કેમ તેની તપાસ માટે એક નિષ્ણાતની હિંદી સરકાર પાસે માંગણી કરી છે.

મું. સ. એક યાદી બહાર પાડી સરકારી નોકરોને લોક નેતાનો સંપર્ક રાખવા સૂચના કરી છે.

યુક્ત પ્રાંતની સરકારે બધા ખાતાઓને બધી જ વસ્તુઓ સ્વદેશી વાપરવા જણાવ્યું છે.

વર્ધા કેળવણી ની યોજના મદ્રાસ સરકારે એક વરસ માટે મુલતવી રાખી છે.

યુક્ત પ્રાંતની સરકારે રાજદ્વારી કેદીઓની મુલાકાત વખતે જેલમાં પોલીસે હાજર ન રહેવું એમ ઠરાવ્યું છે.

---